# ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ

## ઈસ્લામ યુગ : ખંડ 1 અને 2

રત્નમણિરાવ ભીમરાવ જોટે

**પ્રથમ સંસ્કરણ**

ખંડ 1 – 1945 ▪ ખંડ 2 – 1964

ગુજરાત વિદ્યાસભા

અમદાવાદ-1

સંશોધન ગ્રંથમાળા, ગ્રંથાંક ૯
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ

## ઇસ્લામ યુગ

૨૭૦૭

ખંડ ૧ : ભાગ ૧—૨

લેખક
સ્વ. શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટે, બી. એ.

•

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ-૧

Vol. 1

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

**પ્રકરણ**

# ભાગ ૨ જો

---

Vol. 2

# અનુક્રમણિકા



•

# પ્રકરણ ૧ લું

## ભૂમિકા [ભૂમિકાનો ઇતિહાસ]

### ગૂજરાતની ભૂરચના અને એના સાંસ્કૃતિક વિકાસનો સંબંધ

**ગૂજરાત** દેશનો ઇતિહાસ એનું ગૂજરાત નામ પડ્યું ત્યારથી નહિ પણ તે પહેલાં ઘણા સમયથી કહેવો જોઈએ. એટલે કે એ આપણી ભૂમિનો ઇતિહાસ છે. વારસાનું મહત્ત્વ સંસારની બીજી વસ્તુઓની પેઠે દેશના ઇતિહાસમાં પણ ઓછું નથી. વારસને પોતાથી ભિન્ન ગુણવાળી વ્યક્તિનો વારસો મળે તો તેના ગુણથી એને થોડે ઘણે અંશે અંકિત થવું પડે છે. ગૂજરાતમાં મુસલમાનો તેમની પહેલાંના જે રાજ્યોના વારસામાં આવ્યા તેના ગુણથી થોડે ઘણે અંશે તેમને રંગાવું પડ્યું. એટલે જે ભૂમિ ઉપર એમણે રાજ્ય કર્યું તેની વિગત ટૂંકામાં જોઈ પછી એ વારસો કેવો હતો તે પણ ટૂંકામાં જોઈએ.

ભૌગોલિક સંજોગો લીધે ગૂજરાતને હિંદુસ્તાનમાં પોતાનું એક પ્રકારનું વિશિષ્ટ વ્યક્તિત્વ જરા સરળતાથી પ્રાપ્ત થયું હતું. એ સંજોગોને લીધે જેમ સમાજની વ્યવહારબુદ્ધિ ખીલી હતી, તેમ સમાજની બુદ્ધિએ પણ આ કુદરતી સંજોગોને સાર્થક કર્યા હતા. આમ કુદરત અને સમાજની બુદ્ધિની અન્યોન્યને જે સહાય મળતી તેથી ગૂજરાતનું સાંસ્કારિક વ્યક્તિત્વ ખાસ દીપ્યું.

### એશિયાનું મધ્યબિંદુ

ગૂજરાતમાં ખંભાતને મધ્યબિંદુ કરીને પૃથ્વીના નકશા ઉપર એક મોટું વર્તુળ દોરો તો અમેરિકા સિવાય હાલ સુધરેલી ગણાતી દુનિયાનો ઘણોખરો ભાગ તેમાં આવી જાય.[1] જરા સૂક્ષ્મ રીતે જોતાં

---

૧. જુઓ : ખંભાતનાં ઇતિહાસમાં મેં એ પ્રકારનો નકશો આપ્યો છે.

એ વર્તુળમાં કદાચ રહી જતો ભાગ પ્રાચીન સમયમાં સુધરેલો નહોતો એવો જ જણાશે. એટલે ગૂજરાત એક વખતની સુધરેલી દુનિયાની મધ્યમાં હતું એમ જણાશે. 'રત્નાકર સાગરની મહેર' એના જેટલી હિંદુસ્તાન કે એશિયાના બીજા કોઈ વિભાગને નહોતી. એક ધાટીલા મુખમાંથી નાક બહાર નીકળી મુખમુદ્રાની શોભા વધારે છે તેમ એની ભૂમિમાંથી સૌરાષ્ટ્રનો દ્વીપકલ્પ બહાર નીકળ્યો છે, અને કચ્છ તથા ખંભાતના અખાતના બે ફાંટા ભૂમિમાં અંદર પ્રવેશીને લક્ષ્મીના પિતા મહાસાગરે એના ઉપર અનેરી કૃપા કરી છે.

પૌરાણિક પ્રાચીન ભૂગોળના મત પ્રમાણે ભારતવર્ષમાં નૈઋર્ત્ય દિશામાં અને હાલના હિંદુસ્તાનમાં પશ્ચિમ દિશામાં આવેલા આ પ્રાંતનું નામ ગૂજરાત પડતાં પહેલાં ઘણા પ્રાચીન સમયથી સૌરાષ્ટ્ર હતું અને તે સાથે જ એના કેટલાક ભાગનાં નામ આનર્ત, અપરાંત વગેરે હતાં. સૌરાષ્ટ્ર અને આનર્ત એ બે નામો પુરાણોમાં એવી રીતે વપરાયાં છે કે એની સરહદ નક્કી કરવી મુશ્કેલ છે.[1]

## પ્રાગૈતિહાસિક નદીઓ : સરસ્વતીનો પ્રવાહ

એ પ્રાગૈતિહાસિક સમયમાં સરસ્વતી નદી હિમાલયમાંથી નીકળી દક્ષિણ સમુદ્રને મળતી હતી એવા વેદવાક્યનું એ નદી હિમાલયમાંથી નીકળી રજપુતાના અને ગૂજરાતમાં થઈને સમુદ્રમાં મળતી હતી એમ પુરાણો સમર્થન કરે છે.[2] પશ્ચિમ હિંદુસ્તાનના ઉત્તરાર્ધની ભૂગોળ એ સમયે હાલ કરતાં કાંઈક જુદી હતી. કચ્છના રણની જગ્યાએ સમુદ્ર

૧. વડનગરને લીધે ઘણા ઉત્તર ગૂજરાતને આનર્ત માને છે પણ પુરાણો ઉપરથી કાઠિયાવાડના દક્ષિણ ભાગને પણ આનર્ત કહેવાય તેમ છે. ખરી રીતે આ બન્ને નામો ગૂજરાત કાઠિયાવાડના અમુક ભાગો માટે ગમે તેમ વપરાયાં છે. તેની ચોક્કસ મર્યાદા નક્કી થઈ નથી.

૨. વૈદિક સરસ્વતીના પ્રવાહને લગતી વિસ્તૃત ચર્ચા મેં ખંભાતના ઇતિહાસમાં એક જુદા પરિશિષ્ટમાં કરી છે.

હતો, અને સિંધુ તથા સતલજ નદી એમાં મળતી હતી. યમુનાને લઈને સરસ્વતીનાં નીર ગૂજરાત અને કાઠિયાવાડની વચ્ચે થઈ સમુદ્રને મળતાં. કાઠિયાવાડ ગૂજરાતની ભૂમિ સાથે જોડાયો નહોતો.[1] એ દ્વીપકલ્પને બદલે બેટ હતો એ તો બે હઝાર વર્ષ પૂર્વેની જ વાત છે. મોટા ભૂકંપો અને જળપ્રલયને લીધે સરસ્વતી નષ્ટ થઈ અને પતિયાલાથી રજપુતાના અને ગૂજરાતમાં નળકંઠા અને ખંભાત સુધી રણનો એક સૂકો પટો મૂકતી ગઈ. કચ્છનાં રણનો સમુદ્ર વર્ષના બે ભાગ માટે રણ અને ચાર મહિના સમુદ્ર એમ ફેરવાઈ ગયો. હિંદુસ્તાનના પશ્ચિમ કિનારામાં અને એની નજીક આવેલા દ્વીપોમાં પણ આ સમયે ફેરફાર થયા.[2]

ગૂજરાતની ભૂમિની રચનામાં આ મોટા ફેરફાર પછી ખાસ મોટો અને અગત્યનો ફેરફાર થયો નથી.[3] એ પછી ગૂજરાતની સરહદમાં થયેલા ફેરફારો તે માત્ર રાજકીય ક્રાંતિને લગતા ફેરફારો કહી શકાય.

## પ્રાગૈતિહાસિક સમયનાં સ્થળો

વેદના સમયને પ્રાગૈતિહાસિક સમય કહીએ તો છેક એ સમયથી,

---

૧. આ બાબત ઉપરના પરિશિષ્ટમાં આધાર સાથે જણાવી છે. સરકારી ગેઝેટિયરોમાં આ બાબતના આધાર પણ આપેલા છે.

૨. આ બાબતની ચર્ચા ઉપરના પરિશિષ્ટ ઉપરાંત પાતાલને લગતા પરિશિષ્ટમાં એ જ ગ્રંથમાં કરેલી છે.

૩. કેટલાક રજપુતાનાના સમુદ્રને છેક આ સમય સુધી લાવી મૂકે છે પરંતુ તે માટે સબળ આધાર નથી. રજપુતાનાનો સમુદ્ર આખો ઉત્તર હિંદુસ્તાન અને હિમાલય વગેરેની જગ્યાએ સમુદ્ર હતો તે અરસાની ભૂસ્તરને લગતી બીના છે. કદાચ તે સમયે મનુષ્યની ઉત્પત્તિ પણ નહોતી. મને તો લાગે છે કે રજપુતાના અને સિંધનું રણ ચાર મહા નદીઓના ખસી જવાથી થયેલું છે. એમાં સાંભરનું ખારું સરોવર કદાચ જૂના સમુદ્રની શંકા ઉત્પન્ન કરે તેવું છે. કચ્છના રણનો સમુદ્ર તેમાં મળતી નદીનું પાણી ખારું કરી મૂકે તેને લીધે પણ નજીકના પ્રદેશોમાં ખારાશ હોય.

એટલે કે ગૂજરાત નામ પડ્યું તે પહેલાં ઘણી સદીઓથી ગૂજરાતની ભૂમિનો કિનારાનો ભાગ જાણીતો હતો. દ્વારકા, પ્રભાસ, ભરૂચ, વલભી અને તે પછી સોપારા, અને ખંભાતની જગ્યાએ સ્કંભતીર્થ કે જે નામનું બંદર હશે તે, એ બધાંએ પ્રાચીન સમયનાં પ્રસિદ્ધ બંદરો હતાં, અને તે સમયના હિંદુસ્તાનનો સમુદ્રનો વ્યવહાર મોટે ભાગે આ બંદરો દ્વારા થતો હતો. ગૂજરાતના સાંસ્કારિક વ્યક્તિત્વમાં જે વિશેષતા છે એનો પાયો આટલા પ્રાચીન સમયમાં નંખાયો હતો.

### અંદરના ભાગ કરતાં બંદરોના ઉલ્લેખો વધારે મળે છે

આ પ્રાચીન સમયમાં ગૂજરાતના કિનારાના આટલા ઉલ્લેખો મળે છે તેવા અંદરના ભાગના બહુ મળતા નથી. પરંતુ તે ઉપરથી કિનારા સિવાયનો ભાગ જંગલ હશે એમ માનવાને કારણ નથી. ગિરનાર અને એની તળેટીમાં જૂનાગઢની[1] જગ્યાએ જે નામે જે નગર હશે તે–એ તો એટલાં જ પ્રાચીન સ્થળો છે, અને તળગૂજરાત અને કાઠિયાવાડમાં એવાં ઘણાં સ્થળો લુપ્ત થયાં છે, તે સમયની સુધરેલી દુનિયા સાથે ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનનો વ્યવહાર જે બંદરો મારફતે ચાલતો હોય તેના મહામાર્ગોમાં સમૃદ્ધ શહેરો ન હોય એમ માનવાને કારણ નથી.

### પૌરાણિક સમય

જ્યારથી ઐતિહાસિક નોંધ મળે છે ત્યારથી આશરે બે હજાર વર્ષથી તો પરદેશીઓએ ગૂજરાતનાં ઘણાં સ્થળોની નોંધ લીધેલી છે. આપણાં પુરાણો ગમે ત્યારે લખાયાં હોય તોપણ એમાંનાં ઘણાં

૧. લેસન, કનિંગહામ વગેરે જુનાગઢને યવનગઢ કે યવનનગરનું સંસ્કૃત રૂપ આપે છે તે ભૂલ છે. એનું જૂનું નામ ગિરનગર છે. પર્વતનું કે એના જુદા જુદા ભાગનું નામ પણ ગિરનગર, ઉજ્જયન્ત રૈવતક એ પ્રમાણે છે. જૂનાગઢની જગ્યાએ દ્વારકા હતું એ પણ બરોબર નથી. દ્વારકા મૂળ દ્વારકા આગળ હતું.

સ્થળો પણ એ સમયની લગભગનાં ગણી શકાય. પરંતુ પુરાણોમાં આપેલાં સ્થળો અને એ સમયના બીજા ઉલ્લેખોમાં જે સ્થળોનાં નામ દેખાય છે તેમાં ઘણાં અત્યારે ઓળખવાં પણ મુશ્કેલ પડે તેમ છે. ઘણાંનો પત્તો નથી. પુરાણોની વાત બાજૂએ રાખતાં વરાહમિહિર જેવા એક ચોક્કસ ગણી શકાય તેવા આચાર્યે આપેલાં નામોમાં પણ સ્થળનિર્ણય કરવાનું કામ બહુ ભારે છે અને ઘણાંનો પત્તો લાગતો નથી. તે જ મુજબ ઈ. સ. ની શરૂઆતમાં ગ્રીક લેખકોએ ઉલ્લેખ કરેલાં સ્થળો પણ અત્યારે શોધવાં મુશ્કેલ છે. તેમાંનાં ઘણાંનો પત્તો નથી અને તે સમયનાં પ્રાકૃત નામો ઉપરથી ગ્રીક લેખકોએ ભ્રષ્ટ કરેલાં રૂપોમાંથી આજે તેનો પત્તો લગાડવાનું કામ સમુદ્રમંથનથી પણ વિકટ છે; અને કેટલાંક તો લુપ્ત પણ થઈ ગયાં છે. આ ઉપરાંત આપણા પ્રાચીન લેખકોની વિશેષણો અને પર્યાયો ભૌગોલિક સ્થળો માટે પણ વાપરવાની રીત પણ આ વિષયમાં મોટો ગૂંચવાડો ઊભો કરે છે.

મધ્યપ્રદેશ–ગંગા યમુનાના પ્રદેશમાં–રહીને સ્થળોનો નિર્દેશ કરનાર આપણા પ્રાચીન લેખકો દિશાઓની બાબતમાં ઘણી વાર ભૂલો પણ કરે છે. આમ આપણા પ્રાંતનાં કેટલાંક સ્થળો પૌરાણિક મતે નૈઋર્ત્યમાં તો કેટલાંક દક્ષિણમાં મૂકવામાં આવે છે. વિંધ્ય અને નર્મદાની નીચેનો ભાગ દક્ષિણાપથમાં ગણવાની પૌરાણિક પ્રણાલિકા હોવાથી દક્ષિણ ગૂજરાતનો કેટલોક ભાગ દક્ષિણમાં ગણે છે.

### યવન ઉલ્લેખો

યવન–ગ્રીક લેખકોનાં નામોમાં ઘણો ગોટાળો છે. છતાં દક્ષિણ સિંધ, કચ્છની આસપાસનો કિનારો, કાઠિયાવાડ અને ગૂજરાતનો કિનારો વગેરે ભાગનાં નામ ઓળખાય તેવાં છે. પાતાલ, સુરાષ્ટ્ર, માંગરોલ, ખંભાત, હસ્તકવપ્ર–હાથબ–મહી, નર્મદા, દ્વારકા કિનારાનાં કેટલાંક સ્થળો, ભરૂચ, કાવી, નવસારી વગેરે નામો સમજાય તેવાં છે પરંતુ કેટલાંક નામોનો પત્તો નથી. આબુ વગેરેને માટે અટકળ

કરીને મેકક્રીન્ડલ વગેરે લેખકો જે નામો બેસાડવા માગે છે તેને માટે ખાત્રીવાળા આધાર મળતા નથી. આ પત્તો ન લાગતાં નામો માટે અહીં ચર્ચા કરવી અસ્થાને છે.

ગ્રીક લેખકોના ઉલ્લેખો, વરાહમિહિરના ઉલ્લેખો, અને પુરાણોના ઉલ્લેખોને આપણે લગભગ એક સમયના ગણી શકીએ. જોકે એમાંનાં કેટલાંક નામ ઘણા પ્રાચીન સમયથી ચાલ્યાં આવેલાં છે તે ઉપર જોયું.[1] રાજશેખર એની કાવ્યમીમાંસામાં આ સમયથી લગભગ છથી આઠ સદીઓ પછી લખે છે. આમ છતાં પણ એના લખાણમાં પુરાણનાં નામોની છાયા ગઈ નથી અને કેટલાંક નામો એના પોતાના સમયનાં છે. રુદ્રદામાના લેખના ઉલ્લેખો પણ રાજશેખરના પહેલાંના, ઉપર કહ્યો તે સમયના ગણી શકાય.

## ગૂજરાતના સાંસ્કારિક વ્યક્તિત્વમાં હાલના ગૂજરાતની બહારના થોડા ભાગ પણ આવે છે

આ બધા ઉપરથી એમ સમજાય છે કે આપણા સાંસ્કારિક વ્યક્તિત્વની દૃષ્ટિએ, આપણા પ્રાંતનું ગૂજરાત નામ પડ્યું તે પહેલાં, જે જે ભૂમિવિભાગોએ એ વ્યક્તિત્વને ઘડવામાં ભાગ ભજવ્યો છે, તે ભૂમિવિભાગો ગૂજરાતની હાલની પરિસીમાની બહાર પણ હતા. હાલની પરિસીમા છેવટની તો મોગલ સમયમાં નક્કી થઈ છે તે આગળ જોઈશું. એટલે હાલ પશ્ચિમ હિંદના જે ભાગમાં અસલથી ગૂજરાતનું સાંસ્કારિક વ્યક્તિત્વ ઘડાયું અને જેને ભારતવર્ષના પશ્ચિમ વિભાગ તરીકે પુરાણો અને તે સમયના બીજા લેખકો ગણતા આવ્યા છે તે ભાગની ભૂગોળ ટૂંકામાં જોવાની જરૂર છે. આ દૃષ્ટિએ હાલના ગૂજરાત ઉપરાંત, કચ્છ, સિંધનો દક્ષિણ ભાગ,

---

૧. કચ્છ, સુરાષ્ટ્ર, અનૂપ, પિશાચ માલવ, સિંધુ, સૌવીર અને સાલ્વ એ દેશો; અને આનર્ત, બર્બર, મહીનગર, માહિષ્મતી, અને વલભી એ શહેરોનાં નામો પાણિનિના ગણ પાઠમાં મળે છે.

મારવાડ, મેવાડ અને પશ્ચિમ માળવાના કેટલાક ભાગનો આપણા વર્ણનમાં સમાવેશ કરવો જોઈએ.

## પૌરાણિક સમયનાં સ્થળો

સુરાષ્ટ્ર અને આનર્તનાં નામો ઘણાં પ્રાચીન છે. અને એ બન્ને નામો એવી રીતે વપરાયાં છે કે સીમાઓ નક્કી કરવી મુશ્કેલ છે તે આગળ જોયું. આનર્ત નામ પાછળથી જણાતું નથી અને લાટ નામ દાખલ થાય છે તે બાબત આગળ જોઈશું. એટલા જ પ્રાચીન સમયમાં વલભીને શહેર, બંદર અને એક દેશ તરીકે જોવામાં આવે છે.[1] અને ખંભાત પણ એટલું જ પ્રાચીન છે.[2] ભરૂચ અને સોપારા પણ એટલું જ પ્રાચીન છે. પાતાળના ઉલ્લેખો ગ્રીક લેખકો કરે છે અને તેનું સ્થળ વિદ્વાનો સિંધમાં માને છે; પરંતુ તેને માટે ખાત્રી થતી નથી. એ સ્થળ કચ્છના સમુદ્રની આસપાસ લુપ્ત થયું હોય એમ લાગે છે. આપણા દેશી લેખકો આ સ્થળને માટે ભારે મૌન સેવે છે. મારવાડ ગણાવતાં છતાં અર્બુદ અને પુષ્કરને ગણાવવાં, સૌરાષ્ટ્ર ગણાવતાં છતાં વલભી, વડવામુખ, ગિરિનગર, બર્બર, આભીર વગેરે ગણાવવાં, એ રીત એક મોટા વિભાગની અંદરના નાના વિભાગોને જુદા દેશો તરીકે ગણાવવાની છે. પુરાણો અને વરાહમિહિર આપણા ભૂમિ વિભાગને ભરતખંડની નૈઋર્ત્યમાં કહે છે. અને પશ્ચિમ દિશાના દેશો અને પશ્ચિમની સરહદ, આ બધા પ્રાચીન લેખકો નક્કી કરતા નથી એ હિંદુસ્તાનની પ્રાચીન ભૂગોળની એક વિચિત્રતા છે. આ લેખકો પંજાબ

---

૧. વલભી ઘણું પ્રાચીન છતાં ગ્રીક કે આરબ લેખકો એનું નામ નથી લખતા પરંતુ કોઈ બીજા ન સમજાય તેવા નામે એ લોકે આ પ્રસિદ્ધ શહેરનો ઉલ્લેખ કરેલો હોવો જોઈએ. રાજશેખરે પણ એનો ઉલ્લેખ નથી કર્યો જ્યારે યવનચંગ ચીનાએ એનું ભરૂચ, સોરઠ, માળવા, ગુર્જર–ભિન્નમાલ કચ્છ, આનંદ-પુર વગેરેની સાથે ખાસ વર્ણન કર્યું છે.

૨. ખંભાતનું નામ તામ્રલિપ્તિ (બંગમનું નામ તામલુક નહિ) મહીનગર અને સ્કંભતીર્થ પ્રાચીન નામો છે. જુઓ ખંભાતનો ઇતિહાસ.

વગેરેને જ પશ્ચિમમાં ગણે છે અને વરાહમિહિર તો થોડા દેશ ગણાવી-ને પછી પશ્ચિમમાં નિર્મર્યાદ મ્લેચ્છો વસે છે એટલું કહી સૌથી ટૂંકું વર્ણન પશ્ચિમ સીમાનું આપે છે. આમ આપણે હાલ આપણા પ્રાંતને પશ્ચિમમાં ગણીએ છીએ છતાં પૌરાણિક ભૂગોલકાર તો નૈર્ઋત્યમાં જ ગણે છે, અને તેમાં ઉપર જણાવ્યા તે દેશો જણાવે છે. વરાહમિહિર વધારામાં કાંબોજ, પહ્લવ વગેરે સિંધની પશ્ચિમોત્તર-ના દેશો પણ લખે છે. લગભગ બધા જ લેખકો સિંધુ સૌવીરને આપણા વર્ણનના વિભાગમાં જ ગણે છે.[1]

## રાજશેખરે કાવ્યમીમાંસામાં વર્ણવેલાં સ્થળો અને તેની ચર્ચા

રાજશેખર કાવ્યમીમાંસાના ગ્રંથમાં આ બધા ભાગોને નૈઋત્ય-ને બદલે આપણે માનીએ છીએ તેમ પશ્ચિમમાં મૂકે છે અને તેથી હિંદુસ્તાનના નવને બદલે પાંચ જ ભાગ પાડી, મધ્ય ભાગને તો જાણીતી વાત છે એમ કહી વર્ણનમાં ગણતા જ નથી. પશ્ચિમ વિભાગની નદીઓ અને પર્વતો પણ રાજશેખરની પેઠે બીજા પ્રાચીન ગ્રંથકારે ગણાવેલાં નથી. આપણા પ્રાંતની સંસ્કારિતાનો વિચાર

---

૧. સ્થળોનું બેવડાપણું, અને દિશાઓની સમજફેર દરેક પ્રાચીન લેખક બ્યક્ત કરે છે તેથી ઘણી મુશ્કેલીઓ ઊભી થાય છે. યવનચંગ ચીનાએ લખેલી દિશામાં ઘણો ગોટાળો છે. વરાહમિહિર જેવા પણ કેટલીક ભૂલો કરે છે. વરાહમિહિર સૌરાષ્ટ્રને એક જ અધ્યાયમાં એક જગ્યાએ બુધના આધિપત્ય નીચે અને બીજી જગ્યાએ શનિના આધિપત્ય નીચે મૂકે છે; અને તેથી દિશાઓમાં ફેર પડે છે. ખરી રીતે સૌરાષ્ટ્ર શનિના આધિપત્યમાં નૈર્ઋત્યમાં જ છે. સૌવીરને નક્કી કરવામાં પણ મુશ્કેલી જ છે. કનિંગહામ સૌવીરને બદરી અને ઈડર સાથે મેળવે છે તે ખરું નથી. સૌવીર મને તો કાઠિયાવાડ, કચ્છ અને મારવાડની વચ્ચે કોઈ જગ્યાએ કચ્છના રણના પૂર્વેના સમુદ્ર ઉપર હોય એમ જણાય છે. અને રાજશેખરે એનું નામ નથી આપ્યું એટલે એના સમયમાં એ નામ લુપ્ત થયું હોય. રાજશેખરનું ત્રવણ કદાચ એ જ હોય. કેટલાક સિંધના ઉત્તરમાં મુલતાન પાસે સૌવીરને મૂકે છે તે સયુક્તિક નથી.

કરવામાં રાજશેખરે આપેલાં ભૌગોલિક સ્થળોનો વિચાર મહત્ત્વનો છે. તેથી ટૂંકામાં અહીં જોઈએ.[૧]

રાજશેખર પશ્ચિમ વિભાગની જે નદીઓ ગણાવે છે તે સંપૂર્ણ રીતે આપણા હાલના ગૂજરાતની જ નદીઓ છે. બીજા કોઈ લેખક અને પુરાણકાર કરતાં એ વધારે વ્યવસ્થિત રીતે આપેલી છે. સરસ્વતી, શ્વભ્રવતી, વાર્તઘ્ની (વાત્રક), મહી, અને હિડિંબા એટલી નદીઓ આપેલી છે. નર્મદા અને તાપી વગેરે નદીઓ એમના સમયમાં દક્ષિણ ભાગમાં ગણાતી. રુદ્રદામાના લેખમાં સાબરકાંઠાને માટે શ્વભ્રદેશ નામ પહેલું મળે છે તેમ સાબરમતીને માટે શ્વભ્રવતી એ સાચું નામ પહેલું રાજશેખરના ગ્રંથમાં મળે છે. તે પછી પુરાણોમાં અને બીજા સંસ્કૃત ગ્રંથોમાં સાભ્રમતી એવું બનાવટી નામ પડ્યું. હિડિંબા નદીનો આજે પત્તો લાગતો નથી, પરંતુ ક્રમ જોતાં મહી નદીની પછીની ઢાઢર નદી હોય અગર તો કાઠિયાવાડની કોઈ નદી હોય. એ જ પ્રમાણે પર્વતોની ગણતરી છેક ગોવર્ધનથી કરે છે. ગોવર્ધન, ગિરિનગર, દેવસભ, માલ્યશિખર અને અર્બુદ એટલા પર્વતો ગણાવેલા છે. એમાં દેવસભ અને માલ્યશિખરનો પત્તો લાગતો નથી. ગોવર્ધનથી ગણતરી કરી છે તે સૂચક છે, કારણ કે રાજશેખરના મધ્ય દેશથી પશ્ચિમ દેશને એ જુદો પાડે છે. તેની મર્યાદા મારવાડ અને મેવાડની ઉત્તર સુધી પહોંચે છે. આ પશ્ચિમ વિભાગના તેમણે લખેલા દેશો જોતાં આ વાત સમજાય તેમ છે. દેવસભથી પશ્ચિમનો દેશ તે પશ્ચિમ દેશ એમ કહેતાં એ વિભાગમાં દેવસભ, સુરાષ્ટ્ર, દશેરક, ત્રવણ, ભૃગુકચ્છ, કચ્છીય, આનર્ત,

---

૧. પુરાણ અને વરાહમિહિરના નવ વિભાગના ગોટાળા કરતાં રાજશેખરના પાંચ ભાગ વધારે સારા છે. પ્રાચીન ભૂગોળકારોએ પશ્ચિમની સરહદને નક્કી નથી કરી એ પશ્ચિમ તરફ મિશ્ર હિંદુ સંસ્કૃતિનો અમર્યાદ ફેલાવો બતાવે છે.

અર્બુદ, બ્રાહ્મણવાહ અને યવન વગેરે દેશો ગણાવે છે.[1] આમાં

---

૧. રાજશેખરે લખેલા પર્વતોમાં માલ્યશિખરનો પત્તો નથી. પારિયાત્ર પર્વતને કુલ પર્વતોમાં ગણેલો છે. કુમારીદ્વીપને જો આખો હિંદુસ્તાન ગણીએ અને સ્કંદપુરાણ પ્રમાણે પશ્ચિમહિંદ ગણીએ તો પારિયાત્ર મધ્ય અને પશ્ચિમની સીમા બને છે. રાજશેખર પ્રમાણે પણ એ જ સીમા બને છે. પરંતુ પારિયાત્ર પશ્ચિમ વિભાગની ખરી મોટી પર્વતમાળા છે હાલ આપણે એને અરવલ્લી કહીએ છીએ. અરવલ્લી નામ આડી વળી અગર આડા વળા એટલે મારવાડ અને મેવાડની વચ્ચે પડેલો આડો વળો એ અર્થસૂચક સ્થાનિક નામનું અંગ્રેજોએ કરેલું ભ્રષ્ટ રૂપ છે. ખરું નામ પારિયાત્ર છે અને તેનો દક્ષિણ છેડો છેક વિંધ્યને અડે છે. નદીઓમાં બનાસ, લૂણી અને ચંબલને ગણાવી નથી. ચંબલ કદાચ મધ્ય દેશમાં ગણી હોય. સાબરમતીનું શ્વભ્રવતી એ સાચું નામ ભ્રષ્ટ થઈ સાભ્રમતી થતાં છેક પુરાણોમાં પણ ભ્રષ્ટ નામને ઉપજાવી કાઢવાનાં કારણો આપવાનો પ્રયત્ન થયો છે. હિડિંબા નદી મહી પછી આવતી ઢાઢર ગણવી કે કાઠિયાવાડની નદી ગણવી તે શંકા ઊભી જ રહે છે. મહી અને ઢાઢરની વચ્ચે એક હડપ નામની નાની નદી આ નામનું ભ્રષ્ટ રૂપ હોય તે પણ ચોક્કસ કહેવાય તેમ નથી. દેશોમાં દેવસભથી શરૂઆત કરી છે તે શહેર અને પર્વતનું એક જ નામ ગિરિનગરની પેઠે છે. એને દેવાસ સાથે બેસાડવાનો એક વિદ્વાને પ્રયત્ન કર્યો છે. પરંતુ ઉજ્જન પાસે આવેલું આ ગામ પ્રાચીન દેવસભ હોય એમ બરાબર ખાત્રી થતી નથી. દેવસભનું રક્તચંદન ઈ. સ. પૂર્વેના સમયથી પ્રસિદ્ધ છે. દેવાસ કહેનારા વિદ્વાનને એ બાબત શંકાનું સમાધાન થયું નથી. નામસાદૃશ્ય ન હોવા છતાં વર્ણન ઉપરથી મને ચિત્તોડના ડુંગરની પાસે આવેલી મધ્યમિકા નગરી દેવસભ હોય એમ લાગે છે. એનું નામ એ મધ્ય દેશની અને પશ્ચિમ દેશની સીમા ઉપર છે એ બતાવે છે. દેવસભ જનપદ એટલે દેશ પણ છે, તેમ વરાહમિહિર પ્રમાણે માધ્યમિકા એ શબ્દ પણ દેશસૂચક છે. પુરાણો પ્રમાણે અર્બુદારણ્ય એટલે અરવલ્લીનો મેવાડનો ભાગ-માં ચંદનનાં વન હતાં એવા ઉલ્લેખ મળે છે. જોકે તે રક્તચંદન છે એમ નક્કી નથી થતું. આ શહેર એક વખત સંસ્કારિતાનું કેન્દ્ર પણ હોવાનું જણાય છે. કથાસરિત્સાગરની વાતોમાં તેનું નામ આવે છે, અને તે દેવસભ નામથી આવે છે. મોટા શહેરોના નામથી કે દેશના નામથી જેમ રાગનાં નામો પડેલાં છે તેમ માધ્યમિકા નામના રાગનું નામ પણ દક્ષિણમાં શોધાયેલા એક સંગીત-

દેવસભ અને ત્રવણનો પત્તો લાગતો નથી. બ્રાહ્મણવાહ અને યવન

ના ગ્રંથમાં મળ્યું છે. ગોવર્ધન અને દશેરક-(મારવાડ)ને પશ્ચિમ દેશમાં રાજશેખર મૂકે છે અને અર્બુદને મૂકે છે તો તે બધાની વચ્ચે આવેલું આ સ્થળ દેવસભ હોય અને તે મેવાડનં કે તેના એક ભાગનું જૂનું નામ હોય એમ મને લાગે છે. નંદલાલ દે એમના ભૌગોલિક કોશમાં દશેરકને માળવા કહે છે તે ભૂલ છે. 'મરવસ્તુ દશેરકાઃ' એમ અભિધાનચિંતામણિ સ્પષ્ટ કહે છે. અહીં વરાહમિહિરના દેશો સરખાવવા જેવા છે. આ પશ્ચિમ વિભાગને નૈઋર્ત્ય વિભાગ કહેતાં એ લખે છે કે તેમા પહ્લવ, કંબોજ, સિંધુસૌવીર, વડવામુખ, ક્રપિલ, નારીમુખ, આનર્ત, યવન માકર, પારશવ, શૂદ્ર, બર્બર, કિરાત, આભીર, સિંધુકાલક, રૈવતક, સુરાષ્ટ્ર, બાદર, દ્રવિડ, અને તે પછી મહાર્ણવ આમ લખે છે. કેટલાક નામ વિચિત્ર જણાય છે જેનો પત્તો નથી. કેટલાંક વધુ વિચિત્ર છોડી દીધાં છે. રૈવત ગિરનાર-અને સુરાષ્ટ્ર સાથે ગણાવે છે તે ગિરિનગરને સુરાષ્ટ્ર બીજાઓ સાથે ગણાવ છે એ સૂચક છે. એ જ અધ્યાયમાં ગિરિનગર કચ્છ અન આભીર એ દેશો દક્ષિણમાં પણ ગણાવ્યા છે, એ વિચિત્રતામાં વધારો કરે છે જ્યારે દ્રવિડ નૈઋર્ત્યમાં કહે છે. બાદર દેશ અહીં કહેલો છે એને કનિંગહામ સૌવીરનું નામ ગણીને ઇડર સાથે સંબંધ બેસાડે છે, તે પણ નિરાધાર જણાય છે. યવનચંગ ચીનો દિશાઓનો ગોટાળો કરતાં એક અતલી અગર અચલી ( ATALI ) નામે દેશ કહે છે જેનો પત્તો લાગતો નથી. પરંતુ વર્ણન ઉપરથી ખભાતના અખાતની ઉપરનો અને આસપાસનો ખેડા અને અમદાવાદ જિલ્લાનો ભાગ કદાચ હોય અને એ નામ આશાપલ્લીનું ભ્રષ્ટ રૂપ પણ હોય. આશાપલ્લી શહેર ઘણું પ્રાચીન છે. જોકે આ અનુમાનને હજી ઘણા આધારની જરૂર છે. મધ્ય દેશમાં વરાહમિહિર યામુન, સારસ્વત, માધ્યમિકા, પારિયાત્રનગ વગેરે કહે છે, પરંતુ સારસ્વત સાલ્વ દેશની પૂર્વે હોય તો જ મધ્ય દેશમાં ગણાય. મને તો એ પુષ્કરની સમીપનો કોઈ દેશ લાગે છે અને તેને પશ્ચિમમા ગણવો જોઈએ. મત્સ્ય દેશ અને વિરાટનગરી જયપુરની લગભગમાં નક્કી થઈ છે. ધોળકાને વિરાટનગરી ગણીને ગૌરવ લેવાનું ગુજરાતીઓએ હવે છોડી દેવું જોઈએ. પશ્ચિમ વિભાગમાં વિષ્ણુપુરાણ અપરાંત, સુરાષ્ટ્ર, શૂર, આભીર, અર્બુદ, કારૂષ, માલવ, સૌવીર, સિંધુ, હૂણ, સાલ્વ, શાકલ એટલા દેશ ગણાવે છે. સાલ્વની રાજધાની મૃત્તિકાવતીને આપણા ભૂવિભાગમાં કેટલાક ગણે છે તે પણ બરાબર નથી. આ બધા માટે વિસ્તૃત અને વાદગ્રસ્ત ચર્ચા કરતાં ઘણું લંબાણ થાય તેમ છે તે અહીં અસ્થાને છે.

સંદિગ્ધ રીતે સમજાય તેવા છે. બ્રાહ્મણવાહ દક્ષિણ સિંધનું બ્રાહ્મણાબાદ અથવા બહમનાબાદ નગર છે તેથી તે દેશ દક્ષિણસિંધ હોવાનું સમજાય. યવન દેશ કાઠિયાવાડનો કોઈ પશ્ચિમ ભાગ હોય તેમ લાગે છે જ્યાં ગ્રીક લોકોનું થાણું હોવાની પરંપરા રાજશેખરને જણાઈ હોય. ત્રવણ દેશ તે સુરાષ્ટ્ર અને દશેરક એટલે મારવાડની વચ્ચેનો કોઈ ભાગ હોય એમ સમજાય છે, કારણ કે મારવાડ, ત્રવણ અને સુરાષ્ટ્રની ભાષા અપભ્રંશ છે એમ એ પોતે જ એક જગ્યાએ લખે છે. દેવસભ માટે વિદ્વાનોએ કોઈ કોઈ અનુમાન કરેલાં છે. તેમાં એક વિદ્વાનને માળવામાં આવેલું દેવાસ અવાજ—સાદૃશ્ય અને વર્ણનના થોડા મળતાપણાથી દેવસભ હોવું જોઈએ એમ લાગે છે. પરંતુ મેવાડના ઉત્તર ભાગમાં આવેલી મધ્યમિકા નગરી, આ નામનું મળતાપણું ન હોવા છતાં પણ વધારે બંધબેસે તેમ લાગે છે. સંસ્કૃતિના ઇતિહાસના આ ગ્રંથમાં ભૂગોળની ઝીણી ચર્ચાને સ્થાન નથી તેથી અહીં એ ચર્ચામાં ઊતરવું યોગ્ય નથી.

## લાટ દેશ અને તેની ચર્ચા

અહીં હવે લાટ દેશ સંબંધી કાંઈ કહેવું જોઈએ. રાજશેખર એમના ગ્રંથમાં લાટ દેશ, લાટના લોક, તેમની ભાષા વગેરેના ઉલ્લેખો કરે છે, છતાં તેમના પશ્ચિમ દેશના કે દક્ષિણના વર્ણનમાં લાટનું નામ ગણાવતા નથી એ બહુ સૂચક છે. એ નામ આજે પણ અદશ્ય થવા છતાં એનું સૂચન તો અદશ્ય થયું નથી. ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં લાટના ઉલ્લેખ બહુ જ રસમય છે. પ્રાચીન ધાર્મિક સંસ્કૃત સાહિત્યમાં લાટના ઉલ્લેખ ન હોવાથી આડકતરી રીતે તેના ઉલ્લેખ કરવા છતાં ભૂગોલવર્ણનમાં પુરાણોની પેઠે રાજશેખર પણ લાટને ગણતાં ડરતા લાગે છે. પરદેશી લેખકો તો વાત્સ્યાયન કામસૂત્રથી પણ પહેલાંના સમયથી લાટના ઉલ્લેખો કરે છે. હાસ્યરસમાં લાટી ભાષા સારી છે, લાટના લોકો રસિક છે વગેરે ઉલ્લેખો પ્રાચીન સમયના મળે છે તે ગુણો આજે પણ લાટના—દક્ષિણ ગૂજરાતના લોકોના

કાયમ રહેલા છે. લાટના લોક સંસ્કૃતનો દ્વેષ કરે છે અને પ્રાકૃતને સેવે છે એમ તો રાજશેખર પણ કહે છે. આ લાટ દેશની ભાષા જુદી હતી ? અને તેમ હોય તો ભૂતભાષા–પૈશાચી ભાષાની પેઠે તે ક્યારે અને શાથી અદૃશ્ય થઈ તે તો ભાષાશાસ્ત્રીઓ કહે ત્યારે. પરંતુ સુરાષ્ટ્રથી મારવાડ–જેમાં પ્રાચીન ગૂજરાતનો સમાવેશ થાય છે–સુધીના ભાગમાં અપભ્રંશ, લાટમાં લાટી અગર કોઈ જાતની પ્રાકૃત, અને આ બન્નેની પૂર્વના ભાગમાં ભૂતભાષા અગર પૈશાચી, એટલી વાત મહત્ત્વની છે; અને એ બધા ભાગોમાં આજે ગૂજરાતી અને મારવાડી ( પૂર્વ વિભાગમાં ગૂજરાતી મારવાડીના મિશ્રણ જેવી –માળવી ) એ બે ભાષાઓ આ બધા ભાગનું સાંસ્કૃતિક એકત્વ સિદ્ધ કરે છે.[1]

લાટ દેશની સીમા વખતોવખત બદલાયા કરી છે. વાત્સ્યાયન સૂત્રનો ટીકાકાર જયમંગલ માળવાની પશ્ચિમે અપરમાલવ (ડુંગરપુર, વાંસવાડા, દાહોદ વગેરે ભાગ ) અને એની પશ્ચિમે લાટ દેશ એમ

---

૧. લાટને માટે અનેક અનુમાનો વિદ્વાનોએ કરેલાં છે. રાષ્ટ્રનું લાટ થયું એ તો હવે કેટલાક માનતા નથી તે બરોબર છે. ગૂજરાત શબ્દમાં જ ગુર્જર અને લાટનું ગૂજરાત થયું એ મત પણ ખરો નથી જણાતો. લાટના "ટ" નો "ત" કેમ થયો એમ એક વિદ્વાને શંકા કરેલી અને તેના દાખલામાં આખી ભાષામાં કોટરનું કોતર થયું છે તે સિવાય બીજો દાખલો નથી એમ કહેલું યાદ છે. પરંતુ પૈશાચી ભાષામાં એમ થાય છે એમ બીજા વિદ્વાનનો મત થયો. તે ગમે તેમ હોય પરંતુ ગૂજરાત શબ્દમાં લાટ જોડાયું નથી એ તો સ્પષ્ટ છે. લાટ નામ પરદેશીઓએ વાપરેલું છે તેથી કે અવૈદિક ગણાતા શૈવ સંપ્રદાય સાથે તેનો સંબંધ હોય તેથી કે ગમે તે કારણને લીધે પરદેશીઓ અને ધાર્મિક વિષયોના સંબંધ વગરના લેખકો જ એ નામે વાપરે છે. એ નામની ઉત્પત્તિનાં અનેક અનુમાનો ભેગું એક અનુમાન મેં ખંભાતના ઇતિહાસના પહેલા પરિશિષ્ટમાં ચર્ચેલું છે અને એમાં શિવલિંગના સંપ્રદાય સાથે સંબંધથી એ નામ પડ્યું હોય એમ બતાવતી ચર્ચા કરી છે. વધુ રસ હોય તેમણે તે જોવી.

કહે છે. નર્મદાની દક્ષિણે દક્ષિણાપથ કહે છે, જયારે છેક ખેડાથી સુરત સુધી પણ એક વખત લાટની હદ ગણાઈ છે. મંજુશ્રીમૂલકલ્પમાં ઉજ્જનથી પશ્ચિમના આખા સમુદ્રકિનારાના દેશને લાટ દેશ કહેલો છે. સુરતના કિનારાને અપરાંત અને અનૂપને નામે પણ પ્રાચીન ઉલ્લેખ મળે છે. લાટ નામ લોકાચારમાં અને પરદેશીઓએ વધારે વાપરેલું છે અને ધાર્મિક પ્રાચીન સાહિત્યમાં નથી એ બહુ જ સૂચક છે. પરદેશીઓ તો એક વખત અરબીસમુદ્રને પણ લાટનો સમુદ્ર કહેતા હતા. ફારસીમાં લાટને લાર લખે છે. આ લાર દેશમાં નર્મદાને કિનારે કાયાવરોહણ ( કારાવણ ) ગામમાં આદ્ય પાશુપતાચાર્ય લકુલીશનો અવતાર થયો હતો એમ શૈવો માને છે; અને આખા શૈવ સંપ્રદાયની નહિ તો શૈવ સંપ્રદાયની મુખ્ય શાખા તરીકે પાશુપત સંપ્રદાયની ઉત્પત્તિ લાટમાં આપણા પ્રાંતમાં થઈ ત્યાંથી ચારે બાજૂ પ્રસરી એ બનાવ આપણા સાંસ્કૃતિક ઇતિહાસમાં ઘણો મહત્ત્વનો છે.[1]

પુરાણો અને બીજા પ્રાચીન સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો, ગ્રીક વગેરે પરદેશીઓ અને ઉત્કીર્ણ લેખો વગેરેમાં આવેલા પ્રાચીન સ્થળો ઘણાં છે, ઘણાંનો પત્તો લાગ્યો નથી અને ઘણાં આજે ઓળખાય છે, એ બધાંની યાદી આપવાનો આ પ્રસંગ નથી. જરૂરી સ્થળોનો નિર્દેશ યથાસ્થાને કરીશું. અરબ મુસાફરોના ઉલ્લેખોમાં દેશી નામો વિચિત્ર રીતે લખેલાં છે તે સિવાય કાંઈ નવું નથી. પરંતુ આગળ યથાસ્થાને એની નોંધ પણ લઈશું. બીજી મહત્ત્વની વાત એ છે કે ગૂજરાત નામ શાથી અને કયારે પડ્યું, એ બાબતમાં વિદ્વાનોએ ઘણી ચર્ચા કરેલી છે અને તે પણ યથાસ્થાને જરૂર પૂરતી જોઈશું. અહીં માત્ર જે સ્થળોએ પ્રાચીનકાળમાં–ગૂજરાત નામ પડતા પહેલાં–એની સંસ્કારિતા ઘડવામાં ભાગ ભજવ્યો તેની ટૂંકામાં નોંધ લીધી છે.[2]

---

૧. આ બાબત પણ ખંભાતના ઇતિહાસમાં આધારો બતાવીને ચર્ચી છે.

૨. વિનયચંદ્રની કાવ્યશિક્ષામાં કેટલાંક ભૌગોલિક સ્થળો આપેલાં છે, તે ગૂજરાત નામ પડયા પછીનાં છે છતાં પૌરાણિક આધારથી બનેલાં છે. તેમાં

## સામાજિક ઘડતરમાં ભૌગોલિક સ્થળોએ ભજવેલો ભાગ

ગૂજરાતનાં ભૌગોલિક સ્થળોએ ગૂજરાતી સંસ્કારિતામાં ખાસ કરીને સામાજિક બાબતમાં એક અગત્યનો ભાગ ભજવ્યો છે તે અહીં

---

દરેક સ્થળની સાથે સંખ્યાઓ આપેલી છે અને તે શેની સંખ્યા છે તે જણાવેલું નથી. પરંતુ કદાચ તે ગામોની સંખ્યા હોય એમ લાગે છે. આ સંખ્યા પણ ગપાટા જેવી જણાય છે. છતાં ગૂજરાતનાં કેટલાંક સ્થળોનાં નામો રસમય હોવાથી અને ઉપર કહ્યું તે સમયનાં ઘણાં નામો હોવાથી અહીં આપવાં યોગ્ય લાગે છે :– કુલ ભારતના ચોવીસ દેશો કહે છે તેમાં પશ્ચિમમાં આ પ્રમાણે છે :– માલવ, લોહિત, પશ્ચિમ કાછ, વાલભ, સૌરાષ્ટ્ર, કંકણ, લાટ, શ્રીમાલ, અર્બુદ, મેદપાટ, મરુ, વરેન્દ્ર, યમુના. એટલા કહે છે અને વચ્ચે બીજી દિશાના કહી વળી અવંતી, કિરાત, સૌવીર, ગુર્જર વગેરે કહે છે. આમાં માળવા અને અવંતી, સૌરાષ્ટ્ર અને વાલભ, શ્રીમાલ અને અર્બુદ વગેરે લગભગ એક જ ભૂમિવિભાગ જુદા તરીકે લીધા છે. ગુર્જર દેશને ઉત્તરાપથ અને સિંધુની વચ્ચે લખ્યો છે અને ક્રમ વિચિત્ર છે, છતાં જો ક્રમમાં લખ્યા છે એમ માનીએ તો આ ગુર્જર દેશ તે પંજાબનો વિભાગ માનવો કે રાજપુતાનાનો અસલ ગુર્જર દેશ માનવો તે સમજાય તેવું નથી. આભીર દેશને મહારાષ્ટ્ર અને નર્મદા તટ સાથે દક્ષિણાપથમાં ગણાવ્યો છે.

એ પછી પશ્ચિમ દેશની વિગત આપે છે તે પણ રસમય છે. હિરુયાણી વગેરે (હીરવાણી ?) ૬; પત્તન વગેરે (પાટણ) ૧૨; માતર વગેરે ૨૪; વડૂ વગેરે ૩૬ (આ વડૂ નામનાં ગૂજરાતમાં બે ગામ છે તેમાં કયું ?); ભાલિજ્જ (બાલેજ) વગેરે ૪૦; હર્ષપુર (હરસોલ ?) વગેરે ૫૨; શ્રીનાર વગેરે ૫૬ (પેટલાદ પાસેનું નાર કે શ્રીનગર ?); જંબુસર વગેરે ૬૦ (ભરૂચને કેમ છોડી દીધું હશે તે સમજાય તેવું નથી); પડવાણ (વઢવાણ ?) વગેરે ૭૬ (જૂનું નામ વર્ધમાન કેમ ન લખ્યું ? અગર બીજું કોઇ ગામ હોય ?); દર્ભાવતી (ડભોઈ) વગેરે ૮૪; પેટલાપદ્ર (પેટલાદ) વગેરે ૧૦૪ (શું આ ચરોતરનું મુખ્ય ગામ હશે ?); ષદિરાલુકા વગેરે (ખેરાલું ?) ૧૧૦; ભોગપુર વગેરે ૧૧૬ (આ ગામ પ્રબંધચિંતામણીમાં પણ આવે છે. ખંભાતથી માળવા જતાં આવે તેમ જણાય છે પરંતુ મને તેનો પત્તો લાગ્યો નથી.); ધવલક્કક (ધોળકા) વગેરે ૫૦૦; માહડવાસ વગેરે ૪૦૦ (આ મ્હેવાસ હશે કે બીજું અને તેની સંખ્યા

ભૂલવું ન જોઈએ. જોકે એનું પરિણામ સારું કે ખોટું છે તે ચર્ચા અહીં અસ્થાને છે. આ વાત ગૂજરાતની જ્ઞાતિઓને લગતી છે. લોકોને લીધે સ્થળોનાં નામ કે સ્થળોને લીધે લોકનાં નામ હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ મળે છે, પણ ગૂજરાતમાં એની વિશેષતા જરા વિચિત્ર હદ સુધી ગયેલી છે. ઘણી જ્ઞાતિઓ–ખાસ કરીને ઉચ્ચ વર્ણોની જ્ઞાતિઓ અને તેની ઉપજ્ઞાતિઓનાં નામો ભૌગોલિક સ્થળોને લીધે પડેલાં છે. નાગર, મોઢ, શ્રીમાળી વગેરે બ્રાહ્મણ વાણિયાની અનેક નાતોનાં નામો પ્રાચીન ભૌગોલિક સ્થળોને લીધે પડેલાં છે. લાટના લાડ વાણિયા ઉપરાંત શ્રીમાળીઓમાં જે લાટમાં ગયા તે લાડુઆ શ્રીમાળી ગણાય છે. ગામોનાં નામો ઉપરથી પડેલાં જ્ઞાતિઓનાં નામો અસંખ્ય છે અને તેના ઇતિહાસ પ્રાચીન અને રસમય છે. ઘણાં પ્રાચીન સ્થળોને ચાર યુગનાં ચાર જુદાં નામો આપી પૌરાણિક

---

એ કાંઈ સ્પષ્ટ થતું નથી.); કૌંકણુ (કોંકણ) વગેરે ૧૪૧૪; ચંદ્રાવતી વગેરે ૧૮૦૦ (આબુ પાસેનું ચંદ્રાવતી); મહીતટમ્ (મહીકાંઠો) ૨૨૦૦; સુરાષ્ટ્ર ૯૦૦૦; લાટ દેશ ૨૧૦૦૦; ગુર્જર દેશ અને પારત ૭૦૦૦૦ (આ ગુર્જર દેશ ઉપર કહ્યું તેમ મારવાડથી પંજાબ સુધીનો હોય તો નવાઈ નથી. પારત અગર પારદ દેશ તેની પશ્ચિમનો કોઈ દેશ છે.); બ્રાહ્મણ-પાટક (બ્રાહ્મણવાડ-બ્રહમનાબાદ-સિંધ) ૩૫૦૦૦૦ (આ રકમને અહૂડ લક્ષાણિ કહે છે. અહૂડ એ ઉઠાનું રૂપાંતર છે એટલે સાડાત્રણ); ડાહલ (ત્રેપુર-ચેદી મધ્ય હિંદ) ૯૦૦૦૦૦; માળવા ૧૮૦૦૦૯૨; કાન્યકુબ્જ (કનોજ–મધ્ય-દેશ) ૨૬૦૦૦૦૦; આટલું લખીને अनंतरं उत्तरापथं दक्षिणापथं चेति.– આની પછી ઉત્તરાપથ અને દક્ષિણાપથ–એમ લખે છે. આમા પશ્ચિમ ઉપરાંત મધ્યહિંદનો સમાવેશ પણ કર્યો લાગે છે. સંખ્યા ભાટચારણોની અતિશયોક્તિ-ને પણ વટાવી જાય તેવી જણાય છે. પરંતુ ગૂજરાતનાં ગામો જેમાંનાં ઘણાં ખરાં આજે પણ જડે છે તેમની સંખ્યા તે તે તાલુકાનાં ગામોની સંખ્યા હોય એવું ખરું સમજાય છે. જોકે શરૂઆતનાં છ બાર વગેરે સમજાય તેમ નથી. લેખકને પાટણથી ચરોતર વગેરે મધ્ય ગૂજરાતની માહિતી ઠીક જણાય છે.

સ્વરૂપ આપવામાં આવ્યું છે. દરેક નામના બ્રાહ્મણ અને તે નામના વાણિયા મળે છે. માત્ર અપવાદ એટલો જ છે કે ખેડાવાળ બ્રાહ્મણ છે ને વાણિયા નથી.[૧] અને લાડ વાણિયા છે ને બ્રાહ્મણ નથી. આમ અનેક જ્ઞાતિઓ એક વખત સગવડરૂપ હતી તે આજે બંધનરૂપ છે.



૧. માર્કોપોલો લાડ બ્રાહ્મણોનો ઉલ્લેખ કરે છે, તો ખેડાવાળ અને લાડનું ઐક્ય સંભવે ખરું? આમ માનવાને આધાર ખાસ નથી મળતો પણ સંભવ વિચારવા યોગ્ય છે તે આગળ જોઈશું.

# પ્રકરણ ૨ જું

## પ્રાગૈતિહાસિક સમય

### પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક સમય

**હિંદુસ્તાનના** ઇતિહાસમાં હવે એવો સમય આવવા લાગ્યો છે કે ગયા જમાનાના ઇતિહાસલેખકો જ્યારથી પ્રાચીન ઐતિહાસિક સમયની શરૂઆત કરતા ત્યાં હવે તે ઐતિહાસિક સમયનો છેડો હોય. પુરાણો કેવળ ગપાટા નથી એવું હવે સાબિત થવા માંડયું છે, અને પુરાણોની કેટલીક હકીકત છેક વૈદિક સમયની કે તેથી પણ પ્રાચીન છે, અને વૈદિક સમય પણ સામાન્ય માન્યતાથી ઘણો પ્રાચીન ઠરતો આવ્યો છે, એટલે તે આધારે પ્રાચીન ઇતિહાસને પણ દૂર દૂરના ભૂતકાળમાં જોવાની રીત કડક ઇતિહાસકારોને પણ વધતે ઓછે અંશે સ્વીકારવી પડે છે. આ બાબતમાં પદ્ધતિસરનો પ્રતિષ્ઠિત અભિપ્રાય આપવાનું માન પાર્જિટરને ઘટે છે.

### અસુર જાતિ

એટલે હવે અસુરો કે રાક્ષસો એ આપણા જેવા માણસો જ હતા, લાંબાં નાક ને વાઘ જેવા દાંતવાળા વિશિષ્ટ પ્રાણી નહોતા. શ્રીકૃષ્ણ વગેરે યાદવો એ ભક્ત સભાના રંજન માટેની વાતો નહોતી પણ હિંદુસ્તાનની એક સમયની મહાવ્યક્તિ અને મહાજાતિ હતી. આ બધી વાતોને પ્રાગૈતિહાસિક ગણવી પડે છે એ આપણા ઇતિહાસની કમનસીબી છે. આ આખા વિષયને સંદિગ્ધ ગણવો પડે છે એ આપણા સમાજની ઇતિહાસવૃત્તિનું સનાતન દારિદ્રય છે. આ વિષય સંદિગ્ધ છે છતાં ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં ઘણો મહત્ત્વનો છે. એ ઇતિહાસની ભૂમિકા એની ભૌગોલિક પરિસ્થિતિ છે. એના પાયાની

મજબૂત પૂરણી એ આ પ્રાગૈતિહાસિક અને સંદિગ્ધ ગણાતી પ્રાચીન પૌરાણિક અધૂરી પણ મહત્ત્વની હકીકત છે. વધુ શોધ અને વધુ સમય જતાં એ ઇતિહાસ ઠરશે.

## આર્યોએ અસુરોને જીતી પોતાની સંસ્કૃતિ તેમને આપી

વેદવારાનો દેવાસુરસંગ્રામ એ આર્યો અને અસુરોનો સંગ્રામ છે. અસુરો આર્યો કરતાં હિંદુસ્તાનમાં વધારે જુની વસ્તી છે. શહેરોમાં રહેનારી, વેપાર ખેડનારી, સ્થાપત્યને ખીલવી જાણનારી, દરિયો ખેડનારી એ પ્રજા છે. આર્યો ગાયોનાં ટોળાં લઈ ખેતી કરનારી પ્રજા છે. અનેક કારણોથી એ પ્રજાએ વિજેતા થઈ અસુરોને જીતી પોતાની સંસ્કૃતિ અને ધર્મ તેમના ઉપર બળજબરીથી નાંખી, હિંદના અસલ વતની દાસ લોકોને પણ એ પ્રમાણે જીતી, સેંકડો વર્ષના પ્રયાસે, આર્યોએ એક વિશિષ્ટ ઐક્યવાળી સંસ્કૃતિ ઊભી કરી. જે પછીથી આર્ય સંસ્કૃતિ કહેવાઈ અને આજે આપણે હિંદુ સંસ્કૃતિ કહીએ છીએ. આમાં હારેલા તરીકે અસુરો એક હીન પ્રાણીના જેવા નામશેષ થઈ ગયા. આજની મિશ્ર હિંદુ જાતિમાં હવે આર્ય, અસુર કે દાસને શોધવો એ નાસિકામાન જેવાં શાસ્ત્રોની એક માનસિક કસરત થઈ ગઈ.[1]

## અસુરોની સંસ્કૃતિ વિશિષ્ટ હતી

આ અસુરોની સંસ્કૃતિ વિશિષ્ટ પ્રકારની હતી. વાણિજ્ય[2] અને

---

૧. અસુરો અને આર્યોની ચર્ચા કરતું એક પરિશિષ્ટ ખંભાતના ઇતિહાસમાં આપેલું છે. અસુરો એક જાતિ હતી એમ હજી ઘણા માનતા નથી. આર્ય અને દાસ એ બેજ જાતિ વૈદિક કાળમાં હતી એમ માને છે. પરંતુ એ એક જુદી જાતિ હતી એ બાબત કેટલાક આધાર સાથે એ પરિશિષ્ટમાં ચર્ચા કરી છે.

૨. વેદમાં કહેલા પાણિઓ અસુરો હતા. એમનો વાણિજ્ય સાથેનો સંબંધ અને વણિજ શબ્દની ઉત્પત્તિ માટે એ પરિશિષ્ટ જોવું.

સ્થાપત્ય,[1] વહાણવટું[2] અને વ્યાજવટું[3] એ એમની મુખ્ય પ્રવૃત્તિ હતી. એને લીધે આખા હિંદુસ્તાનમાં વસવાટ છતાં જળવટના મહા માર્ગો એમને તાબે હતા. પ્રાચીન હિંદમાં સિંધુ, સરસ્વતી, સતલજ અને યમુના મારફતે આખા ઉત્તર હિંદનો વહેવાર સીધો મહાસમુદ્ર સાથે ચાલતો હતો.[4] આ ચારે પ્રવાહો સરસ્વતી નાશ પામતા પહેલાં, એટલે મહા જલપ્રલય પહેલાં સિંધ અને ગૂજરાતમાં થઈને વહેતા હતા, એટલે ગયા પ્રકરણમાં વર્ણવેલો સિંધ, મારવાડ અને ગૂજરાત

---

૧. અસુરો બાંધેલાં શહેરોમાં રહેતા અને મયદાનવ એમનો મોટો સ્થપતિ થઈ ગયો. મયસ્થાપત્ય એ ઐતિહાસિક સત્ય છે, ગપાટો નથી એ હવે સાબિત થયું છે.

૨. અસુરોની નાગ નામની પેટા જાતિના હાથમાં અસુરોનું વહાણવટું હતું અને સમુદ્રના વેપારની લક્ષ્મીને લીધે અસુરો ખેતીની સંપત્તિવાળા આર્યોથી વધારે સમૃદ્ધ હતા. એ સંપત્તિને માટેની લડાઈ એ સમુદ્રમંથનનો અર્થ બેસે છે. અસુર જાતિનાં દૂષણો પણ હતાં. જિતાયા પછી આર્ય જાતિના સદ્ગુણો અસુરોએ ગ્રહણ કર્યા અને પોતાના સદ્ગુણો કાયમ રહેવા ઉપરાંત દુર્ગુણો–વિચિત્ર સામાજિક રીતરિવાજો–છોડી દેવા પડ્યા. આર્યોની લડાયક વૃત્તિ તો તેઓ ન લઈ શક્યા, અને પોતાની ધનલાલસા ન છોડી શક્યા. ધર્મની બાબતમાં મિશ્રણ થઈને સમાધાન થયું. દાસજાતિ વખતો વખત બન્ને સાથે લડતી તે પણ મિશ્રણ થઈને પાછળના હિંદુ સમાજમાં મળી ગઈ, અને એ બધા ઉપર આર્ય સંસ્કૃતિના નામની મહોર વાગી.

૩. અશ્વમેધ જેવા મોટા યજ્ઞના સમારંભમાં જે આખ્યાનો રોજ કહેવામાં આવતાં તેમાં સાતમા દિવસે અસુરોના પ્રતિનિધિ તરીકે વ્યાજવટું કરનારાઓને અસુરવિદ્યાનું શ્રવણ કરાવવામાં આવતું. એને માયાવેદ પણ કહેતા. કડક રીતે વ્યાજ લેનારા આજે પણ સામાન્ય પ્રજા અને ખેડૂતોના દુશ્મન જેવા ગણાય છે. ખેતીપ્રધાન આર્યો અસુરો તરફ ઘૃણા બતાવે તેમાં ધર્મ ઉપરાંત આ પણ એક મુખ્ય કારણ હતું.

૪. આ નદીઓ મારવાડ, ગૂજરાત અને સિંધની ભૂમિમાંથી કેવી રીતે તે વહી સમુદ્રને મળતી અને કેવી રીતે નાશ પામી કે ફેરવાઈ ગઈ તે માટે ખંભાતના ઇતિહાસમાં સરસ્વતીના પ્રવાહનું પરિશિષ્ટ જોવું.

નો ભાગ આ જાતિઓના મુખ્ય વસવાટમાં હતો અને એ નદીઓનાં મુખ આગળ એમનાં મોટાં થાણાં–શહેરો હતાં.[1] એટલે આ ભૂમિ વિભાગોની વાણિજ્યવૃત્તિ, સમુદ્રયાનની વૃત્તિ–જે એની સંસ્કારિતાનું આજ સુધી મુખ્ય અંગ છે–તેનો પાયો ઘણા પ્રાચીન કાળથી દૃઢ થયો હતો. તેથી ઊલટું આર્યોની લડાયક વૃત્તિ બીજા પ્રાંતોને હિસાબે આ પશ્ચિમ ભાગમાં આજ સુધી ઓછી ખીલેલી જોવામાં આવે છે. આર્યોએ નસાડેલા અસુરો પાતાળ મારફતે કેટલાક ચાલ્યા ગયા અને કેટલાક આર્ય સંસ્કૃતિમાં ઓતપ્રોત થઈ ગયા.[2] આ મિશ્રણ પંજાબ અને કાશ્મીરનો થોડો ભાગ બાદ કરતાં બધે થયું છે છતાં જળવટના મુખ્ય વ્યવહારના સ્થળ તરીકે અને ભૌગોલિક પરિસ્થિતિના લાભથી હિંદના આ પશ્ચિમ વિભાગમાં આ પ્રાચીન વૃત્તિની અસર વધારે રહી ગઈ જણાય છે.

## પ્રાગૈતિહાસિક પાટનગર કુશસ્થલી અથવા દ્વારકા

પુરાણો કહે છે કે વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિના પુત્ર આનર્તને ભારતનો નૈર્ઋત્ય ભાગ મળ્યો અને તેના પુત્ર રૈવતે બાપના નામ ઉપરથી પડેલા આનર્ત દેશમાં[3] કુશસ્થલીમાં રાજધાની કરી. એના

૧. આ થાણાંના વર્ણન માટે પણ ખંભાતના ઇતિહાસમાં પરિશિષ્ટો જુઓ.

૨ કેટલાક દ્રાવિડ દેશમાં મલબાર વગેરેમાં ચાલ્યા ગયા અને કેટલાક હિંદી મહાસાગરના દ્વિપોમાં ગયા. આર્યોની મહોર છાપવાળી જાતિ એક હિંદુ જાતિ થઈ. એ મિશ્રણવાળી–composite–સંસ્કૃતિ બની. અત્યારે અસુર સંસ્કૃતિ એમ કહેતાં પણ અસુર મિશ્રણવાળા કહેવાતા આર્યને મહાન હાનિ લાગે છે! પાતાળ એટલે સિંધનું પાતાળ બંદર અને તેની પાસેનાં બંદરો.

૩. આમ સૌરાષ્ટ્રના કેન્દ્રને જ આનર્ત નામ એક વખત હતું. આનર્ત મનુવંશનો આર્ય ઠરે છે, પરંતુ અનૃત એટલે ઋત–વેદના સત્ય યજ્ઞ ધર્મને ન માનનારા દસ્યુ લોકોના દેશ માટે ઉત્તરના આર્યોને મન આનર્ત દેશ, એમ ડૉ. આનંદશંકરભાઈ માને છે. અને ઇતિહાસને એ અર્થ વધારે અનુકૂળ પણ છે. દસ્યુને બદલે અસુર ગણવાથી વળી વધારે અનુકૂળ થાય છે. પરંતુ હજુ

વંશજ કકુર્મી રૈવતે યાદવોની દરિયા માર્ગેથી ચડાઈ થવાથી રાજ્ય ખોયું અને પરિણામે પોતાની પુત્રી રેવતીને શ્રીકૃષ્ણના ભાઈ બલરામને આપીને સમાધાન કર્યું હોય એમ જણાય છે. પરંતુ આનર્તના રાજ્યના ધણી યાદવો થયા લાગે છે.[1] ગિરનાર પર્વતનું રૈવતક નામ આ રેવતના કુટુંબના રૈવતો ઉપરથી પડ્યું છે. યાદવોએ કુશસ્થલીને સુધારી એનું નામ દ્વારકા પાડ્યું.

### યાદવો

યાદવોને પ્રાચીન અસુર કુટુંબો સાથે લગ્ન વગેરેથી સંબંધ હતો. શ્રીકૃષ્ણનો મામો અને તેનો સગો જરાસંધ એ બન્ને અસુરો હતા. જરાસંધની બીકથી શ્રીકૃષ્ણની સરદારી નીચે યાદવોની કેટલીક શાખાઓ મથુરાથી નાસીને દ્વારકામાં આવીને વસી.[2]

---

એ વાત વાદગ્રસ્ત છે. અને કોઈ પુરાણનો ટેકો એને નથી. આનર્તપુર એટલે વડનગર એ સમયનું પ્રાચીન શહેર એમ શ્રી. રસિકલાલભાઈ એમના કાવ્યાનુશાસનમાં આપેલા ઇતિહાસમાં લખે છે. પરંતુ આનર્તપુર ઘણું પ્રાચીન હોવા છતાં હાલનું વડનગર એ જ આનર્તપુર એ સ્કંદપુરાણ નાગરખંડની માન્યતા માટે ખંભાતના ઇતિહાસમાં મેં શંકા બતાવી છે અને મૂળ આનર્તપુર લુપ્ત થયા પછી વડનગરને એ નામ પાછળથી અપાયું લાગે છે. આનર્તની રાજધાની એટલે કેન્દ્ર કુશસ્થલીને માન્યા પછી આનર્તનું કેન્દ્ર સમાન આનર્તપુર ત્યાંથી દૂર જુદી જ દિશામાં અને જે સમયે કાઠિયાવાડ બેટ હતો તે સમયે તેનાથી છૂટા બીજા જ વિભાગના કેન્દ્ર તરીકે પણ કેમ મનાય ?

૧. રૈવત ઉપર યાદવો દરિયા માર્ગે ચઢી આવ્યા એમ કહેવાય છે અને બલદેવને જ રૈવતે રૈવતી આપી. તો આ યાદવો જરાસંધના ભયથી નાઠેલા જ હોવા જોઈએ અને તે દરિયા રસ્તે આવ્યા હોય તો સિંધુને રસ્તે આવ્યા હોય. પરંતુ મથુરાથી આવેલા તેથી યમુના અને સરસ્વતીને માર્ગે આવ્યાનો સંભવ વધારે છે. એ કાલમાં યમુના ગંગાને બદલે સરસ્વતીને મળતી હતી.

૨. એક મત એવો છે કે યાદવો પોતે જ અસુર જાતિના હતા. જોકે શ્રીકૃષ્ણે અસુરોને માર્યાના દાખલા પણ મળે છે. આ વિષય ઘણો વાદગ્રસ્ત હોવાથી અહીં અસ્થાને છે એ માટે ખંભાતના ઇતિહાસનું એ નામનું પરિશિષ્ટ

યાદવોની વૃષ્ણિ, અંધક, સૂરસેન, દશાર્હ, સાત્વત, ભોજ, મધુ અને કુક્કુર વગેરે અઢાર શાખાઓ હતી. યદુથી સાડત્રીસમા સાત્વતના કુટુંબમાં વસુદેવને ત્યાં શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. એમની માતાનું નામ દેવકી હતું અને એમના ભાઈ બલરામની માતા રોહિણી વસુદેવની બીજી પત્ની હતી. યાદવોમાં મુખ્ય અને પ્રસિદ્ધ શ્રીકૃષ્ણ હોવા છતાં રાજ્ય ઉગ્રસેનના નામથી ચાલતું, અને બધા યાદવોનો હક સરખો હતો એ એમની રાજ્યવ્યવસ્થાની એ સમયમાં વિચિત્રતા હતી.[1] યાદવોની આ શાખાઓ આખા પશ્ચિમ હિંદમાં અને પાછળથી દક્ષિણમાં પણ પ્રસરી અને દક્ષિણ પશ્ચિમ હિંદની ઘણી કોમોનું મૂળ આ જાતિની શાખાઓ બની રહી.[2]

### ગૂજરાત અને અસુરો તથા નાગો

અસુરો અને નાગ લોકોનાં થાણાં પણ કેટલાક ભાગમાં હતાં. ખંભાતમાં તારકાસુરનું મોટું થાણું હતું એમ પુરાણ કહે છે. મધુમતી તળાજા વગેરે પણ અસુરોનાં નામ હતાં. હિડિંબ વન[3] પાવાગઢની નજીકમાં હતું. મહિષ અસુરની માહિષ્મતી નર્મદાને કિનારે હતી. તે

---

અને અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રીનો Asura in India એ નિબંધ જોવો. આમ છતાં શ્રીકૃષ્ણનાં ઘણા સંબંધીઓ અસુરો હતા. ચંદ્રવંશ અને સૂર્યવંશ બાબતમાં ચર્ચામાં ઊતરવા જેવું નથી. પરંતુ સૂર્યવંશને અનાર્ય અને ચંદ્રવંશને આર્ય માનવાની પાર્જિટરની દલીલ વિદ્વાનો માન્ય રાખતા નથી. મધ્યકાળના રજપૂત રાજાઓ ના ગમે તેમ કલ્પિત રીતે સૂર્ય કે ચંદ્ર વંશમાં પોતાને મેળવી દે છે.

૧ ગણ—આખી ટોળીનું રાજ્ય ચાલે અને એ ટોળીના સરખા હક એ રીતે મધ્યકાળમાં પણ હતી એ જાતની એક જોહુકમીવાળી વિચિત્ર democracy યાદવોમાં હતી અને તે રીતે હિંદમાં એ બહુ પ્રાચીન હતી.

૨. એક દ્રાવિડ દેશમાં પણ યાદવ જાતિ આજે જોવામાં આવે છે.

૩. હિડંબ વનને કેટલાક કાઠિયાવાડમાં પણ ગણે છે. મ્હૈસૂરમાં હિડિંબ વન કહે છે તેના આધાર નથી. ગૂજરાતની કેટલીક પરંપરાઓ મ્હૈસૂર દેશમાં ગઈ જણાય છે.

એક વખત કર્કોટક નાગના હાથમાં હતી અને તેની પાસેથી યાદવોની એક શાખાના સહસ્રાર્જુન કાર્તવીર્યે જીતી લીધી હતી. આ સહસ્રાર્જુન દત્તાત્રય મુનિનો શિષ્ય હતો અને એણે લંકાના રાવણને એક વાર હરાવ્યો હતો. પરશુરામ ભાર્ગવને હાથે આ કાર્તવીર્યની આખી શાખાનો નાશ થયો એમ પુરાણો કહે છે.

### પ્રાચીન ઋષિઓ અને ગૂજરાતની ભૂમિ

ભારતના પ્રાચીન ઋષિઓમાં કપિલ અને ભૃગુનાં નામો આ પશ્ચિમ વિભાગ શાથે જોડાયેલાં છે. એમાં ભૃગુકુલના ભાર્ગવો મુખ્ય છે. એમના કુલમાં ચ્યવન થયા. દેવો એટલે આર્યો સાથે એમને બનાવ નહોતો એ ઇંદ્ર સાથેના અણબનાવ ઉપરથી જણાઈ આવે છે અને અસુરોની વસ્તીના પ્રાધાન્યવાળા આ વિભાગના ઇતિહાસને બંધબેસે છે. એ કુલના દધીચિનો આશ્રમ પણ અમદાવાદની પાસે આજે બતાવાય છે. દધીચિના પુત્ર પિપ્પલાદ સારસ્વતે અથર્વવેદના સંપાદનમાં મુખ્ય ભાગ લીધો છે. ભૃગુઓએ એ વેદમાં ખાસ ભાગ ભજવ્યો છે. આ સંદિગ્ધ વાત ખરી હોય તો ગૂજરાતની ભૂમિએ વૈદિક સાહિત્યમાં એક અનેરો ભાગ લીધો કહી શકાય.[1]

### યાદવો અને જૈન પરંપરા

અહીં એક વાત કહેવી જોઈએ.[2] જૈન પરંપરા પ્રમાણે

---

૧. પ્રો. અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રી ભૃગુઓને પણ અસુર જાતિના ગણે છે. ભૃગુકુળનો શુક્ર અથવા કવિ દૈત્યોનો ગુરુ હતો એ તો જાણીતી વાત છે. ભૃગુએ ને ઈરાનથી હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા સુધી સંબંધ હતો અને નર્મદાના મુખ પાસે એમનું મુખ્ય કેન્દ્ર હતું એમ પુરાણો ઉપરથી માલૂમ પડે છે. રામ ભાર્ગવ–પરશુરામે નર્મદા તટ પર અંદરના ભાગમાં આવેલી માહિષ્મતીના કાર્તવીર્યને હરાવ્યો. એમણે કોંકણનો છેક મલબાર સુધીનો કિનારો સમુદ્ર પાસેથી મેળવ્યો એવી કથાઓ છે.

૨. જુઓ શ્રી. રસિકલાલ છો. પરીખકૃત કાવ્યાનુશાસનની ઐતિહાસિક ભૂમિકા :–( ભાગ બીજામાં હેમચંદ્રાચાર્યના સમયની પીઠિકારૂપે સોલંકી સમય સુધીનો ઇતિહાસ તેમણે આપેલો છે. )

શ્રીકૃષ્ણના પિતા વસુદેવના ભાઈ સમુદ્રવિજય અને તેમની રાણી શિવાને અરિષ્ટનેમિ અને રથનેમિ નામે બે પુત્રો હતા. જૈન પરંપરામાં એમને અંધક વૃષ્ણિ શાખાના અને મથુરા પાસે સોરીમપુરથી નાસી દ્વારકા આવેલા કહ્યા છે. શ્રીકૃષ્ણે પોતાની પાસેના પિતરાઈ ભાઈ માટે ભોજરાજની પુત્રી રાજિમતી સાથે લગ્નની ગોઠવણ કરી. જૈન માન્યતા પ્રમાણે જૂનાગઢના રાજા ઉગ્રસેન યાદવની એ પુત્રી થતી હતી. પરણવા જતી વખતે અરિષ્ટનેમિએ લગ્નના જમણ માટે પશુઓને એ જગ્યાએ પૂરેલાં જોયાં અને તેથી વિરાગ ઉત્પન્ન થવાથી લગ્ન બંધ રાખી તપ કરવા ચાલ્યા ગયા. રાજિમતીને પણ આ જોઈ વિરાગ ઉત્પન્ન થયો. આ બનાવથી આજે પણ ગિરનાર જૈનોનું મોટું પવિત્ર ધામ ગણાય છે.[1]



૧. ઉગ્રસેન ભોજરાજની પુત્રી સાથે લગ્નની વાત જૈન પરંપરામાં લખે છે. આમ એક જ યાદવ કુટુંબમાં લગ્નની વાત આજે વિચિત્ર લાગશે. ઉગ્રસેનની શાખા જુદી એટલું જણાય છે. આમાં જૈન અને હિંદુ પરંપરાઓમાં જરા ફેર પડે છે. લગ્નની પ્રથામાં એ સમયે આજ કરતાં ઘણો ફેર હતો અને આવાં લગ્નો થતાં હતાં. યાદવોને આર્યને બદલે અસર જાતિના માનતાં આ વાંધો રહેતો નથી. પ્રો. અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રીના મત પ્રમાણે અસુર જાતિમાં લગ્ન છેક પાસેનાં સગામાં પણ થતાં હતાં, પરંતુ એમનો મત પણ તદ્દન ગ્રહણ કરવા જેવો નથી.

# પ્રકરણ ૩ જું

## ઐતિહાસિક યુગની શરૂઆત

### યાદવો અને મૌર્યો વચ્ચેનો અંધારાનો સમય

યાદવો પછી મૌર્ય સામ્રાજ્યના સમય સુધી આપણા પ્રાંતના ઇતિહાસમાં અંધારું જ છે અને યાદવોના ઉલ્લેખો પૌરાણિક હોવાથી પરદેશીઓથી દોરવાયેલા આપણા ઇતિહાસલેખકો એને ઇતિહાસ તરીકે ગણતા નથી એ કમનસીબની વાત છે. મૌર્ય સામ્રાજ્યથી વર્ષો અને તારીખો કાંઇક કાંઇક મળે છે તેથી આપણે એને ઐતિહાસિક કહીએ છીએ અને યાદવોનાં વર્ષ મળતાં ન હોવાથી એને પ્રાગૈતિહાસિક કહીએ છીએ.

યાદવો પછીના અંધકારમાં કાંઇ પણ વિગત મળતી નથી એ કમનસીબી છે. પરંતુ બૌદ્ધ સમયમાં પણ સોપારા અને ભરૂચ મોટાં બંદરો હતાં અને પ્રભાસ વલભી વગેરેના તેથી પણ પ્રાચીન ઉલ્લેખો છે તેથી એ સમયમાં દેશમાં કોઇ પ્રકારની રાજ્યવ્યવસ્થા તો હોવી જોઇએ. આખા હિંદુસ્તાનનો પશ્ચિમની દુનિયા સાથેનો વ્યવહાર એ સમયે સૌરાષ્ટ્ર અને અપરાંતનાં આ બંદરો દ્વારા ચાલતો હતો એટલી વાત જ એ વિભાગને સમૃદ્ધ અને વ્યવસ્થિત સિદ્ધ કરવાને પૂરતી છે.

### સિંહલદ્વિપનો વસવાટ

મહાવંશ પ્રમાણે ભગવાન બુદ્ધના સમયની લગભગમાં વિજયે સિંહલદ્વીપ જીતીને ત્યાં રાજ્ય સ્થાપ્યું એ વાતનો ઉલ્લેખ લાટ નામને લીધે આપણી ભૂમિ સાથે જોડીએ તો કાઠિયાવાડના ખંભાતના

ખંભાતના કિનારેથી એ સોપારા થઈને સિંહલદ્વીપ ગયો એમ સમજાય છે.[૧]

## યૌધેયો અને આભીરો

આ અંધકારના સમયમાં જ યૌધેયો અને આભીરોની સત્તાઓમાં દેશ વહેંચાયલો હશે એમ સમજાય છે. યૌધેયોની રાજ્યવ્યવસ્થામાં લોકશાસનવાદ હોય એવું પણ એમના સિક્કામાં યૌધેયગણ એવા શબ્દથી સમજાય છે. કદાચ આવા ગણરાજ્યને લીધે કોઈ

---

૧. લાટ અગર લાલ દેશમાંથી સિંહલદ્વીપ ગયેલો વિજય બંગાળના તામ્રલિપ્તિ (તામલુક) બંદરવાળા રાધ અગર લાધ દેશથી ઉપડેલો અને ત્યાંની સિંધી જાતિને સિંહલદ્વીપ લઈ ગયેલો એમ શ્રી નંદલાલ દે વગેરે વિદ્વાનો માને છે. પ્રો. રાધાકુમુદ મુકરજી આ વર્ણનમાં સોપારા આવેલું તેનો ખુલાસો સુપાર એટલે સારો કાંઠો એટલે સુમાત્રાને અડકીને વિજય સિંહલદ્વીપ ગયો એમ માને છે. જ્યારે સુપારા અગર સોપારા અગર શૂર્પારક એ અત્યન્ત પ્રાચીન અને બૌદ્ધ સમય પહેલાંનું બંદર છે. તો મારી મચડીને સુપાર એટલે સારો કિનારો એવો અર્થ કરવાની જરૂર સમજાય તેવી નથી. રાધને લાધ કે લાટમાં ફેરવવા કરતાં લાટ પ્રત્યક્ષ છે તે લેતાં સોપારા વચ્ચે આવે તેનો ખુલાસો થાય છે. સિંહલદ્વીપનો લાટ-ભરૂચ સાથેનો સંબંધ પ્રાચીન અને પ્રસિદ્ધ છે. રાધ બૌદ્ધ સમય જેટલું પ્રાચીન નામ નથી એમ વિદ્વાનો કબૂલ કરે છે છતાં આ વાતને ખેંચીને બંગાળામાં લઈ જાય છે. વળી બંગાલનું તામ્રલિપ્તિ-તામલુક-બંદર મને ખંભાત જેટલું પ્રાચીન નથી લાગતું અને ખંભાતનું જૂનું નામ તામ્રલિપ્તિ છે તે મેં ખંભાતના ઇતિહાસમાં અભિધાન પ્રકરણમાં ચર્ચ્યું છે. આમ એક નામ ઉપરથી બીજે નામ પાડવાના મંગલપુર-માંગલોર જેવા દાખલા આપણા દેશમાં ઘણા છે. એટલે મને બંગાલનું તામ્રલિપ્તિ, રાધ વગેરે પ્રમાણમાં આપણા વિભાગ જેટલાં પ્રાચીન લાગતાં નથી. સિંહપુર-શિહોર જેનું પ્રાચીન નામ સારસ્વતપુર પણ છે, અને જે વલભીની બહુ પાસે છે ત્યાંથી વિજય ગયો હોય એ સંભવ છે. છતાં સ્પષ્ટ પુરાવો આ વાતમાં ન મળવાથી સંદિગ્ધ ગણીને પણ વધારે ટકા બંગાળ કરતાં આ બાજૂ ગણવા જોઈએ.

ખાસ રાજાનું નામ ન હોવાથી એ સમય અંધકારમય રહ્યો હોય.[1]

### ગિરનારના ત્રણ લેખો

મૌર્ય સામ્રાજ્યનું કેન્દ્ર ગૂજરાતથી હજાર કોશ ઉપર પાટલીપુત્રમાં હોવા છતાં એની સીમા પશ્ચિમ સમુદ્રને અડતી હતી અને આપણો પ્રાંત મૌર્ય સામ્રાજ્યનો એક ભાગ હતો એ તો ગિરનારના લેખથી સિદ્ધ થયેલી વાત છે. જૂનાગઢથી ગિરનાર જવાને રસ્તે ૭૫ ફૂટ ઘેરાવાના એક પથ્થર ઉપર આ લેખો આવેલા છે. એક લેખ અશોકની ધર્મલિપિનો છે. તે ઈ. સ. પૂર્વે ૨૭૪–૨૩૭ ની વચ્ચેનો છે. બીજો ક્ષત્રપ રુદ્રદામાનો ઈ. સ. ૧૫૦ નો છે અને ત્રીજો સમ્રાટ સ્કંદગુપ્તનો ઈ. સ. ૪૫૬ નો છે. આ ત્રણે હિંદુસ્તાનના મોટામાં મોટા ગણાય તેવા મહારાજાઓ હતા. અને આ લેખોનું મહત્ત્વ એકલા ગૂજરાતના ઇતિહાસ માટે નહિ પરંતુ આખા હિંદુસ્તાનના ઇતિહાસમાં ઘણું ભારે છે.

### સમ્રાટ અશોક અને મૌર્ય સામ્રાજ્ય : ગૂજરાત એક માત્ર પ્રાંત

સમ્રાટ અશોકના ધર્મલિપિના લેખો પશ્ચિમ હિંદમાં ગિરનાર અને સોપારામાં છે અને પશ્ચિમ વિભાગનું પાટનગર એ સમયે ગિરિનગર અને દક્ષિણનું સોપારા એમ મનાય. મૌર્ય સામ્રાજ્યના સમયની બીજી વિગત આપણા પ્રાંતને લગતી ખાસ ન મળવા છતાં આ લેખના સ્થળ–અને કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં સૌરાષ્ટ્ર અને અપરાંતના ઉલ્લેખોથી પણ એટલું તો ચોક્કસ મનાય કે આ વિભાગ આબાદ હોવો જોઈએ. કૌટિલ્ય–ચાણક્ય સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યનો મહામાત્ય હતો. કૌટિલ્ય અર્થશાસ્ત્ર ઉપરથી સમજાય છે કે સૌરાષ્ટ્રમાં ક્ષત્રિયોની

---

૧. મુંબાઈ ગેઝેટિયર, ૧–૧ પૃ. ૧૯, ૩૬, ૩૭. આ ગણરાજ્ય વ્યવસ્થા મધ્યકાલ સુધી પણ હોય એમ લાગે છે. આબુ ઉપર અચલેશ્વરના મંદિરની પડાળીમાં એક ભીંતમાં એક તરવાર લઈ ઝઝૂમતા વીરની નાની મૂર્તિ નીચે ગણુરાજ એવા શબ્દ વંચાય છે.

શ્રેણીઓ હતી અને એ લોકો ખેતીનો, ઢોર ઉછેરવાનો, શસ્ત્રનો અને વેપારનો ધંધો કરતા. ઉપર જોયું તેમ યાદવ, આભીર, યૌધેય વગેરેના ગણરાજ્યને આ વર્ણન બંધબેસતું આવે છે.[1] અને વેપાર એ તો અસલથી આ પ્રાંતનો મુખ્ય વ્યવસાય છે. સૌરાષ્ટ્ર અને અપરાંતના હાથીઓના કદનું વર્ણન[2] અને અપરાંતનું રૂ મધુરા[3] કરતાં જરા ઉતરતું છે એ વર્ણન પણ અર્થશાસ્ત્રમાં છે. ભરૂચનું રૂ આજે પણ પ્રસિદ્ધ છે.

## ગઈ સદીમાં ગિરનારના લેખોની સ્થિતિ

આ સુપ્રસિદ્ધ લેખો ઈ. સ. ૧૮૨૨ માં કર્નલ ટોડને જડ્યા. એ વખતે બાવળ વગેરેની ઝાડીમાં એ ઢંકાયેલા હતા. કાઠિયાવાડના પ્રસિદ્ધ સુંદરજી સોદાગરે જૂનાગઢથી ગિરનાર જવાનો રસ્તો ધર્મબુદ્ધિથી સરખો કરાવવા માંડ્યો તે વખતે આ પથ્થર ખુલ્લો પડ્યો. સેંકડો વર્ષોના સમયથી, વરસાદથી, અને છેવટે સુંદરજી સોદાગરના માણસોની બેકાળજીથી લેખના પથ્થરને નુકસાન પહોંચ્યું હતું. કર્નલ ટૉડ એક શોધખોળનો રસિક પુરુષ હતો. એણે પોતાના પશ્ચિમ હિંદની મુસાફરીના વર્ણનના પુસ્તકમાં આ લેખ જડ્યાનું રસિક વર્ણન કર્યું છે; પરંતુ બ્રાહ્મી લિપિમાં લખેલા આ લેખની કાંઈ વિગત કર્નલ ટોડને માલૂમ પડેલી નહિ. ઈ. સ. ૧૮૩૭માં મુંબાઈના ડૉ. જ્હોન વિલ્સને લેખની પૂરી નકલ કરાવી ને કલકત્તાવાળા જેમ્સ પ્રિન્સેપને મોકલી અને આ

---

૧. જુઓ કાવ્યાનુશાસનમાં શ્રી. રસિકલાલ પરીખે લખેલો ગૂજરાતનો ઇતિહાસ.

૨. આ હાથીઓ તે એ દેશમાં થતા કે ત્યાંના લશ્કરના ગણવા તે સ્પષ્ટ નથી. રાજપીપળાના જંગલમાં હાથી થતા હતા એટલે અપરાંતમાં તો હાથી હોઈ શકે.

૩. રા. રસિકલાલભાઈ મધુરાને દક્ષિણનું મદૂરા કહે છે અને તીનેવલીનું રૂ વખણાય છે તેથી તે બંધબેસતું છે. બાકી મથુરાને પણ મધુરા કહેતા હતા. તીનેવલી અને દક્ષિણનું મધુરા પાસે પાસે છે.

લેખો પહેલવહેલા ઉકેલવાનું માન એ વિદ્વાનને છે.[1]

### ગૂજરાતનાં બનાવટી સરોવરો

રુદ્રદામાના લેખમાંથી એ બાબતની ઐતિહાસિક વિગત સમજાય છે. સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં એનો સાળો વૈશ્ય પુષ્પગુપ્ત સૌરાષ્ટ્રનો સૂબો હતો. એણે આ સુદર્શન તળાવ ગિરનારની ઉર્જયંત-પર્વતની તળેટીમાં બંધાવ્યું. એનો હેતુ ખેતીવાડીને માટે ગિરનારમાંથી વહેતી નદીઓના પાણીનો સંગ્રહ કરવાનો હતો. પ્રાચીન સમયથી આપણા દેશની આ એક વિશેષતા છે. આવું તળાવ એકાદ મોટા શહેરની પાસે ખાસ હોય છે. નગરજનોને વિહાર માટે, યાત્રાળુઓને સ્નાન માટે, અને લોકને ખેતી માટે કામ લાગે એવી ભાવનાથી આવાં જળાશયો બાંધવામાં આવે છે. જૂનાગઢનું સુદર્શન તળાવ, પાટણનું સહસ્રલિંગ, અમદાવાદનું ચંડોળા વગેરે આ જાતનાં તળાવો છે. ચાંપાનેર પાસે પણ એવું તળાવ છે.

રુદ્રદામાના લેખથી એ પણ સમજાય છે કે ચંદ્રગુપ્ત પછી મૌર્ય વંશને શોભાવનાર જગપ્રસિદ્ધ સમ્રાટ અશોક ગાદીએ આવ્યો. તેના સમયમાં સૌરાષ્ટ્રનો સૂબો યવનરાજ તુશાસ્પ હતો, અને એણે પણ આ તળાવમાં પાણી જવા આવવાનાં ગરનાળાં મહારાજ્યને શોભે એવી રીતે બંધાવીને એમાં ઉમેરો કરેલો. આ યવનરાજ તુશાસ્પ એના નામ ઉપરથી–કેરશાસ્પ જેવાં નામના સાદૃશ્યથી પારસી હશે અને યવન શબ્દ ઉપરથી ગ્રીક નહિ હોય એમ વિદ્વાનોનું

---

૧. આ અહેવાલ બર્જેસ આદિના આધારે પ્રો. કોમીસેરિયટે એમના ગૂજરાતના ઇતિહાસમાં લીધો છે. તેના ઉપરથી અહીં સાર લીધો છે. કર્નલ ટોડના ગ્રંથો રાજસ્થાન અને મુસાફરીનો ગ્રંથ Travels in Western India કેટલીક સ્થાનિક વિગતો માટે ઉત્તમ છે, પરંતુ તેમનાં અનુમાનો હવે ગ્રહણ કરવા યોગ્ય રહ્યાં નથી. પરંતુ ૧૮૨૨ જેટલા જૂના સમયમાં આ વિષયોનો શોધ ધરાવનાર અંગ્રેજ માટે પુરાતત્ત્વ અને ઇતિહાસના અભ્યાસીઓ માન ધરાવશે.

માનવું છે. રાજ શબ્દ સૂચવે છે કે એ માણસ રાજવી ગૌરવ ધરાવતો હોવો જોઈએ.[૧]

## સમ્રાટ અશોકની ધર્મલિપિ અને એ સમયના સમાજ ઉપર પડતો પ્રકાશ

સમ્રાટ અશોકની ધર્મલિપિમાં ચૌદ આજ્ઞાઓ આપેલી છે.[૨] પહેલીમાં યજ્ઞ કે શિકાર માટે પશુવધ ન કરવાની; બીજીમાં માણસો અને જનાવરો માટે તબીબી મદદ માટે અને ઔષધિઓના વાવેતર માટે, અને કૂવા તથા સારા રસ્તા માટેની; ત્રીજીમાં લોકો ધર્મ બરાબર પાળે છે, માબાપની બરાબર સંભાળ રાખે છે, મિત્રો, ઓળખાણવાળાઓ, સગાં, બ્રાહ્મણો, શ્રમણોનો સત્કાર કરે છે, જીવહિંસા કરતા નથી, ઉડાઉ થતા નથી તેમ જ સંગ્રહ પણ કરતા નથી એ બધી દેખરેખ રાખનાર અધિકારીની નિમણૂકની; ચોથીમાં ઉપર જણાવેલી બાબતો માટે પહેલાંનાં રાજ્યોમાં શું હતું અને દેવોના પ્રિય એવા અશોકે શું શું કર્યું છે અને એના વંશજો એનું પાલન કરશે એ બાબતની; પાંચમીમાં પણ એ જ બાબતની; છઠ્ઠીમાં પ્રજાના કલ્યાણ માટે પોતાની તત્પરતાની અને પોતે પ્રજાજનને અભિગમ્ય છે[૩] તે બાબતની; સાતમીમાં દૃઢ ભક્તિ, કૃતજ્ઞતા, હૃદયની શુદ્ધિ, અને આત્મનિગ્રહ વગર ખાલી પૈસા આપવાથી દાનની કાંઈ

---

૧. ફેરશાસ્પ ઉપરથી તુશાસ્પ પારસી હશે એવું ગૅઝેટિયરના લેખકનું માનવું છે. આ સાદૃશ્ય સિવાય બીજો આધાર આ માનવા માટે નથી, અને યવનરાજ શબ્દનો ખુલાસો થતો નથી.

૨. સમ્રાટ અશોકના લેખની ધર્મલિપિઓનો સાર શ્રી. રસિકલાલભાઈના કાવ્યાનુશાસન બીજા ભાગના ઇતિહાસમાં પૃ. ૨૯-૩૧ માંથી લીધો છે. આ ધર્મલિપિઓ સૂચવે છે કે એ સમયનો સમાજ અને રાજ્ય કેવાં હતાં અને સમ્રાટ અશોક કેવો સારો સંસ્કારી રાજા હતો.

૩. રાજાઓ અધૃષ્ય અને અભિગમ્ય હોવા જોઈએ એવો કાલિદાસનો પણ મત છે. આજના અધિકારીઓની પેઠે કેવળ અધૃષ્ય રહેવું એ ધર્મ નથી એ સમ્રાટ અશોકના સંસ્કાર ઉપર સારો પ્રકાશ પડે છે.

કીમત નથી એ બાબતની;[1] આઠમીમાં પહેલાંના રાજાઓ શિકાર માટે બહાર જતા પણ દેવોના પ્રિય એવા સમ્રાટ અશોક, ગામડાંમાં લોકને જોવા અને તેમની સાથે ધર્મની ચર્ચા કરવા અને બ્રાહ્મણ શ્રમણોને માન અને દાન આપવા માટે જ બહાર જાય છે એ બાબતની ઘોષણા કરેલી છે.[2]

નવમી આજ્ઞામાં સ્ત્રીઓની છીછલ્લી અને અર્થહીન ક્રિયાઓ ન કરવાની, નોકરો સાથે રીતસર વર્તવાની, વડીલોને માન આપવાની, પશુઓ તરફ દયા રાખવાની, બ્રાહ્મણ શ્રમણને દાન કરવાની, અને બાપ, ભાઈઓ, અને પતિઓને પોતાના ઘરની સ્ત્રીઓને આ પ્રમાણે સૂચના કરવાની ઘોષણા છે.[3] દશમી અને અગિયારમી આજ્ઞાઓમાં ધર્મના પાલન માટે ઘોષણા છે. બારમીમાં દરેક ધર્મ અને સંપ્રદાય તરફ સહનશીલ વૃત્તિ રાખવાની, અને લોકોને પોતાના ધર્મની પ્રશંસા અને પરધર્મની નિંદા એ બન્નેમાં કાબૂ રાખવાની આજ્ઞા છે. તેર અને ચૌદમી આજ્ઞાઓ જરા ઘસાઈ ગયેલી છે. તેમાં ધર્મના પાલન માટે અને ધર્મલિપિઓ માટે ઉલ્લેખ છે.

સમ્રાટ અશોકની આ આજ્ઞાઓ ઉપરથી સમજાય છે કે સહિષ્ણુતા અને અહિંસાના પાયા આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળથી

---

૧. પૈસા આપીને આરસની તકતી મુકાવવામાં દાન સમજનારા આજની પેઠે તે વખતે પણ હશે તેને માટે સમ્રાટ અશોક જાગ્રત હતો એ આ આજ્ઞાપત્રમાં છે.

૨. મૃગયા વિહારી–શિકારખેલી રાજાઓને આ જાણવાજોગ છે.

૩. આ સ્ત્રીઓને લગતી આજ્ઞા ખરેખર રસિક છે. સ્ત્રીઓ આજની પેઠે એ સમયે પણ છીછલ્લી બાબતોમાં ખર્ચ કરતી હશે અને અર્થહીન વિધિઓ કરતી હશે એમ સમજાય છે. પુરુષવર્ગને એ બાબતો અટકાવવાની આજ્ઞા સ્ત્રીઓની સ્થિતિનું સૂચન કરે છે. નોકરો તરફ કંટાળો આવે એવી વર્તણુંક સ્ત્રીઓ આજની પેઠે એ સમયે કરતી હશે તે આ અને કાલિદાસના મૂયિષ્ઠં મવ દક્ષિણા પરિજને એ ઉપરથી સમજાય છે.

નંખાતા આવ્યા છે. આવા મહાનુભાવ સમ્રાટોએ આજની મહાન વ્યક્તિઓની પેઠે મનુષ્યસ્વભાવને કાબૂમાં લેવા પ્રયત્ન કરેલો છે; અને જમાનો આજે છે તેવો એ સમયે પણ મનુષ્યસ્વભાવની નબળાઈઓથી ભરેલો હતો. આજે હલાહલ કલિયુગ બેઠો છે અને તે સમયે સુવર્ણયુગ હતો એમ માનવાને કારણ નથી.[1] પરંતુ પરધર્મની સહિષ્ણુતા જે આપણા સમાજમાં બીજા કોઈ પણ ધર્મના સમાજ કરતાં વધારે જણાય છે, તે અશોક, કુમારપાલ અને અકબર જેવા મહાન સમ્રાટોના પ્રયત્નોને આભારી છે.[2]

## અશોક પછીની સ્થિતિ

આપણા સમાજની ઇતિહાસવૃત્તિને શરમાવા જેવું છે કે આજે મોટા અને ઉદાર સમ્રાટની પછી કોણ ગાદીએ આવ્યું તે માટે અનુમાન કરવાં પડે છે! આવા મોટા સામ્રાજ્યના પણ મહારાજા અશોક પછી ભાગલા પડી ગયા એ પણ આપણી સંસ્કૃતિની એક નબળાઈ માટે ખેદની વાત છે. આવું ઇતિહાસમાં અનેક વાર બન્યું છે. અશોક પછી પાટલીપુત્રની ગાદીએ કોણ આવ્યું તે વાત અહીં અસ્થાને છે. એક પરંપરા પ્રમાણે એના મહારાજ્યનો આ પશ્ચિમ ભાગ સંપ્રતિના હાથમાં આવ્યો અને એણે ઉજ્જયિનીમાં રહી આપણા પ્રાંત ઉપર રાજ્ય કર્યું અને જૈન ધર્મ પ્રવર્તાવ્યો. આ

---

૧. આ બાબતના દાખલા વૈદિક સમયથી શરૂ કરી જ્યાં સુધીના પ્રાચીન સમયને સુવર્ણયુગ કહેવાય ત્યાં સુધીના પ્રાચીન સાહિત્યમાંથી બતાવી શકાય તેમ છે.

૨. જુઓ મુંબાઈ ગૅઝેટિયરમાં આરબો વિશેના પરિશિષ્ટમાં પૃ. ૫૨૯. In their intercourse with western India nothing struck the Arabs more than the toleration shown to their religion both by cheif and peoples. આ ગુણ આખા હિંદુ સમાજનો હતો અને ગૂજરાતમાં એ વધારે હતો. ગૂજરાત વેપારી દેશ હોવાથી સહિષ્ણુતા અને ઉપયોગી હોવાથી પણ ખીલી હતી.

વાતને કોઈ લેખનો ટેકો નથી એમ વિદ્વાનો માને છે, પરંતુ પરંપરાઓમાં આ વાત સર્વમાન્ય છે.[1]

### યવન ( ગ્રીક ) રાજાઓ

ઈ. સ. પૂર્વે અને પછીની એક એક સદીના ઇતિહાસમાં કેવળ અંધારા જેવું છે એવો એક મત છે. યવનોનું રાજ્ય પશ્ચિમ કિનારાના ભાગમાં હતું એવો બીજો મત છે; અને સંપ્રતિ કે જે કોઈ અશોક પછી સત્તામાં આવ્યું હોય તેની સત્તા હતી એવો ત્રીજો પણ મત છે. આમાં યવનોનું રાજ્ય કાઠિયાવાડ અને કચ્છના કેટલાક ભાગોમાં હતું એમ માનવાને કારણ છે.[2] આ માટે કાઠિયાવાડમાંથી કેટલાક સિક્કા જડેલા છે. પેરિપ્લસનો લેખક કહે

---

૧. જુઓ શ્રી. રસિકલાલ પરીખકૃત ગૂજરાતનો ઇતિહાસ, કાવ્યાનુશાસન, ભા. ૨ પૃ. ૩૨.

૨. પ્રો. કોમીસેરિયેટ આ યવન ગ્રીક સત્તા વિશે ડૉ. બ્યૂલરનો મત ટાંકીને શંકા બતાવે છે. ડૉ. બ્યૂલર કહે છે કે ભરૂચમાં ગ્રીક સિક્કાઓ વેપારીઓ લાવ્યા હોય, પરંતુ આથી પાલિમાં જે સિક્કાઓ છે તેનો ખુલાસો થતો નથી. એઓ પુષ્યમિત્ર શુંગનું રાજ્ય હોવાનો સંભવ માને છે, પરંતુ તેને બદલે સંપ્રતિ વધારે બંધબેસે છે. માળવા જેને તાબે તેવી મોટી સત્તાને તાબે ગૂજરાત હમેશ રહેલું છે એમ એઓ માને છે. પરંતુ કાઠિયાવાડ, કચ્છ અને ભરૂચનો કિનારો યવનોને તાબે હોય અને માળવા સાથે પૂર્વ ગૂજરાત અશોક પછી આવનાર સત્તાને તાબે હોય એમ બને. સૅરોસ્ટોસ (Sarostos )ને બદલે ગ્રીકો હમેશ Syrastrene લખે છે તેથી પણ એઓ શંકા કરે છે. કદાચ સૌરાષ્ટ્ર એમ લોકવાચક શબ્દનું એ ગ્રીક રૂપ હોય–મને તો લાગે છે કે સિક્કા ઉપરાંત રાજશેખર આદિએ પશ્ચિમ દેશમાં કહેલો યવનદેશ તે આને ઉદ્દેશીને હશે. બીજું પાલિમાં મીનેન્દ્રને મિલિન્દ કહેલો છે અને મિલિન્દ તથા નાગસેનાના સંવાદમાં નાગસેના એને બૌદ્ધ ધર્મ કબૂલ કરાવે છે એ ઉલ્લેખ છે. એટલે આ ગ્રીક રાજાઓની સત્તા કચ્છ કાઠિયાવાડના છેક પશ્ચિમના ભાગ ઉપર હોય એમાં છેક શંકા લાવવા જેવું નથી. ( જુઓ શ્રી. રસિકલાલ પરીખકૃત કાવ્યાનુશાસનમાં લખેલો ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૩૨. )

છે કે મીનેન્દ્ર અને એપોલોડોટસના ગ્રીક સિક્કાઓ ભરૂચમાં ચાલતા હતા. સ્ટ્રેબો લખે છે કે મીનેન્દ્રે સેરોસ્ટ્રોસ (સૌરાષ્ટ્ર)નો દેશ જીત્યો હતો. કાઠિયાવાડમાંથી જે સિક્કા જડેલા છે તેમાં એક બાજૂ એક્રોપાલિમાં લખેલું છે કે "મહારાજસ ત્રાદાતસ મીનેન્દ્રસ", બીજા સિક્કામાં "મહારાજસ ત્રાદાતસ અપલદતસ." આથી આ પશ્ચિમ કિનારા ઉપર ગ્રીક–યવન લોકોની સત્તા આશરે એંશી વર્ષ ઈ. સ. પૂ. ૧૮૦ થી ઈ. સ. પૂ. ૧૦૦ સુધીમાં હોય એમ લાગે છે. પેરિપ્લસનો લેખક સૌરાષ્ટ્રમાં છાવણીઓ, કૂવા, દેવળો વગેરે સિકંદરે (એલેકઝેંડરે) બાંધેલાં એવો ઉલ્લેખ કરે છે તે ભૂલ છે. મીનેન્દ્રનાં એ કાર્યો હોવાં જોઈએ. રાજશેખરાદિએ સૌરાષ્ટ્રના સાનિધ્યમાં કહેલો યવન દેશ પણ આ ગ્રીક–યવન સત્તાને ઉદ્દેશીને કહેલો એમ સમજાય છે.

યાદવો પછી વચ્ચે અનેક નાનાં મોટાં રાજ્યો થયાં છતાં પણ જે જે અંધકારના સમયો આપણને જણાય છે તેમાં યાદવોનાં જ નાનાં નાનાં સ્વતંત્ર ગણરાજ્યો હોવાનો સંભવ વધારે છે. વખતો-વખત મોટાં રાજ્યોને ખંડણી આપ્યા છતાં અંતર્વ્યવસ્થા પૂરતાં આ રાજ્યો સ્વતંત્ર હોય એમ જણાય છે. પ્રો. જાયસ્વાલજી મંજુશ્રીમૂલકલ્પની ભૂમિકામાં આ બાબતનો ઉલ્લેખ કરે છે. એમણે વારવતી અગર દ્વારમતી–દ્વારકાનું સમુદ્રમાં ડૂબી જવું અને તે પહેલાંના યાદવ રાજાઓનાં નામો પણ આપ્યાં છે. ઉજ્જયિનીની પશ્ચિમના આખા સમુદ્ર કિનારાને એઓ લાડ લોકોનો પ્રદેશ અથવા લાડ–લાટ-દેશ કહે છે એ સાચું છે. એના વતનીઓ નાવિકો છે અને સૂર એટલે એસીરિયા અને પાર્શ એટલે ઈરાન સુધી સમુદ્રયાન કહે છે. શૂર્પારક બંદરનું નામ એ ઉપરથી પડ્યું છે. દ્વારકાના વતની યાદવોને वारवत्याः કહેલા છે અને વલભીના મૈત્રકો એના વંશના છે એમ પણ કહે છે. આ ઉપરથી યાદવોનાં ગણરાજ્યો પ્રજાસત્તાક ગણાય તેવાં રાજ્યો પશ્ચિમ હિંદમાં ત્યાં પ્રસરેલાં હોય

એમ જણાય છે. અને દરિયો ખેડીને પરખંડના દેશો સાથે વેપાર ખેડવાની તેમની ખાસ પ્રવૃત્તિ હોય એમ જણાય છે.[1]



---

૧. સરખાવો : Jayaswal's Imperial History of India : પૃ. ૨૪, ૨૫, ઉપયોગી શ્લોકો આ પ્રમાણે છે :

पश्चाद्दशपर्यन्त उज्जयन्यामतः परे ।
समुद्रतीरपर्यन्त लाडानां जनपदे तथा ॥

વલભીન રાજાઓને લડ લોકોના અધિપતિ કહેલા છે. છેલ્લો ધ્રુવ રાજા મૂર્ખ હતો અને તેની પછીના સેવકો એટલે પરતંત્ર થયા. પછી લખે છે કે

तेषां च पूर्वजा वंशाः शीला ह्योपरते तदा ।
भविता भूपतयः सर्वे अम्भोजे तिरपर्षगाः ॥ ×××
××× अस्तंगते नृपो धीमां उदके प्लाविता पुरी ।
द्वारवत्या तदा तस्य महोदधिसमाश्रिता ॥ ×××
××× अनन्ता नृपतयो प्रोक्ता यादवानां कुलोद्भवाः ॥

# પ્રકરણ ૪ થું

## શક ક્ષત્રપો અને ગુપ્તો

### પરદેશી શકોનું આગમન

મધ્ય એશિયામાંથી આવેલા શક લોકોએ ઈ. સ. ની શરૂઆતની લગભગમાં હિંદુસ્તાનના ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. ઈ. સ. પૂ. ૭૦ થી ઈ. સ. ૩૯૫ સુધી ઉત્તર અને પશ્ચિમ હિંદના મોટા ભાગ ઉપર શક રાજાઓની સત્તા રહેલી છે. એમનાં કુલનાં ગમે તે નામો હોય છતાં સામાન્ય જનતામાં એ લોકો શકને નામે પ્રસિદ્ધિ પામ્યા છે,[1] અને પુરાણમાં એ નામે પ્રવેશ કર્યો છે. ઉત્તર હિંદના શક રાજ્ય સાથે અહીં સંબંધ નથી. પશ્ચિમ હિંદના મોટા ભાગ ઉપર આ શક લોકોમાં બે કુલોએ સત્તા ભોગવી છે અને તે ક્ષત્રપોને નામે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આ શક લોકો પરદેશીઓ હતા. ઈરાનના સામ્રાજ્યના લાંબા સમયના સંસર્ગને લીધે એ લોકો સંસ્કારી હતા, બીજી પરદેશથી આવેલી જાતિઓની પેઠે અર્ધ જંગલી નહોતા. પરધર્મીઓને માણીને હિંદુ બનાવવાની હિંદુ ધર્મની અપૂર્વ શક્તિએ અનેક પરદેશી

### શકો હિંદુ સમાજમાં ભળી ગયા

આક્રમણ કરનારાઓને હિંદુ બનાવી દીધા છે.[2] હિંદુ થવા માટે હિંદુને ત્યાં જન્મવું પડે એમ માનનાર સનાતનીને પોતાની જાતિમાં આવા હિંદુ થયેલા પરદેશીને પારખવા માટે તો આવા ભૂતકાળના

---

૧. મહારાજા કનિષ્ક કુશાન કહેવાય છે છતાં શક જાતિમાં એની ગણત્રી થઈ છે એમ અલ્તેકર વગેરે વિદ્વાનોનું માનવું છે.

૨. મુસલમાન અને ખ્રિસ્તી સંસ્કૃતિને હિંદુ સંસ્કૃતિ પૂર્વની માફક ન સમાવી શકી તેનું કારણ એ સંસ્કૃતિઓ વધારે શ્રેષ્ઠ હતી એમ માનવું કે હિંદુ સંસ્કૃતિની ઉદારતા ક્ષીણ થઈ હતી એમ માનવું ?

ઇતિહાસ કરતાં સંજયને મળી હતી તેવી દિવ્ય ચક્ષુ જેવી કોઈ શક્તિ આપે ત્યારે જ સમજી શકે. આ શક લોકો અન્ય ધર્મના હોઈ પરદેશથી આવી હિંદુ જાતિમાં ઓળખાય નહિ એમ સમાઈ ગયા; અને એમણે સ્થાપેલો શક સંવત્સર આજે ચુસ્ત સનાતની હિંદુઓ માને છે.[1] શક સંવત્સર ઈ. સ. ૭૮ માં નહપાન ક્ષત્રપના વખતમાં પશ્ચિમ હિંદમાં શરૂ થયો, અને વિક્રમ સંવત સંખ્યાની દૃષ્ટિએ એનાથી જૂનો છતાં, ગુપ્ત કાળમાં એનો વપરાશ પશ્ચિમ હિંદમાં વધવા પછી જ શક સંવત્સર ગૂજરાતમાં વપરાતો બંધ થયો અને તે દક્ષિણનો મુખ્ય સંવત્સર થઈ રહ્યો.

## નહપાન ક્ષત્રપ

આ પશ્ચિમના શક–ક્ષત્રપોનાં કુટુંબો સત્તામાં હતાં. એમાં પહેલી નહપાનની સત્તા ક્ષહરાત ક્ષત્રપના નામથી પ્રસિદ્ધ હતી. ક્ષત્રપ શબ્દ છત્રપ, છત્રવ, ખત્તપ, એવી રીતથી સિક્કાઓ વગેરેમાં દેખાય છે. એ મૂળ પરદેશી શબ્દનું ક્ષત્રપ એ સંસ્કૃત રૂપ છે એમ વિદ્વાનોનું માનવું છે. નહપાનના વંશનું ક્ષહરાત નામ પણ છહરાતનું સંસ્કૃત રૂપ છે. આ શબ્દ મૂળ ઈરાનમાં પ્રાંતના સૂબાને સત્રપ કહેતા એ ઉપરથી હિંદમાં આવેલા શકોએ જૂની ઈરાનની તાબેદારીના સંસ્મરણમાં ચાલુ રાખ્યો એમ પણ કોઈ વિદ્વાનનું માનવું છે.

નહપાનનું રાજ્ય દક્ષિણમાં મહારાષ્ટ્રના કેટલાક ભાગ ઉપર પણ પ્રસર્યું હોય એમ જણાય છે. એના સિક્કા ઉપર બૅક્ટ્રો–ગ્રીક લિપિમાં અને કેટલાક નાગરીમાં પણ છે. ગઈ સદીમાં એના થોડા સિક્કા હાથ લાગ્યા હતા; પરંતુ ૧૯૦૭ માં નાસિકની પાસેથી એના

૧. શક સંવત્સર શાલિવાહનને નામે પ્રસિદ્ધ છે અને તે દક્ષિણના સાતવાહનનું નામ છે એમ મનાય છે એ ભૂલ છે. કનિષ્કના સમયથી શક લોકોએ શરૂ કરેલો સંવત્સર શક સંવત્સર કહેવાય છે. આ માટે પ્રો. અલ્તેકરે તા. ૧૭-૩-'૪૦ ના 'હિંદુ'માં લેખ લખ્યો છે.

એક સાથે તેર હજાર ચાંદીના સિક્કા હાથ લાગ્યા છે.[1] એના સિક્કાઓ ઉપર राज्ञो छहरातस नहपानस એમ લખેલું છે. કોઈ ઉપર क्षहरातस એમ પણ છે. क्षत्रप નામ એના સિક્કામાં જણાયું નથી. પણ એના જમાઈ ઉષવદત્ત ( સંસ્કૃત ऋषभदत्त )ના લેખમાં ક્ષહરાત ક્ષત્રપ નહપાન એમ લખેલું છે. ક્ષત્રપ રાજાઓમાં નહપાન જેવાં પરદેશી નામો જણાય છે, પરંતુ પાછળથી હિંદુ નામો એમણે ધારણ કરેલાં છે.

### નહપાનનો જમાઈ ઉષવદત્ત

ઉષવદત્ત નહપાનનો જમાઈ હતો અને નહપાનને પુત્ર વારસ ન હોવાથી જમાઈની સત્તા ઘણી હોય એમ જણાય છે. નાસિક વગેરેના લેખમાં ઉષવદત્તની ઉદાર દાનશીલતાનું વર્ણન આપેલું છે. એણે આબુ પાસે બનાસ નદી ઉપર ઘાટ બંધાવ્યો; પ્રભાસમાં આઠ બ્રાહ્મણ કન્યાઓનું કન્યાદાન દીધું; ભરૂચ, દશપુર ( મંદસર ) વગેરે જગ્યાઓએ ધર્મશાળાઓ અને અન્નક્ષેત્ર બંધાવ્યા; સોપારા આદિ જગ્યાએ બગીચા અને કૂવા કરાવ્યા. દક્ષિણ ગૂજરાતની તાપી દાહાણુક ( દહાણુ ) કાવેરી વગેરે નદીઓ પાર લોકને જવા આવવા માટે વિના મૂલ્યે હોડીઓની સગવડ રાખી. પુષ્કર વગેરે જગ્યાએ લાખો ગાયોનાં દાનનું પણ કહેવામાં આવે છે.[2] નહપાન પછી

---

૧. પ્રો. કોમાસેરિયેટકૃત ગૂજરાતનો ઇતિહાસ, ઉપોદ્‌ઘાત–પૃ. ૩૨.

૨. જુઓ મુંબાઈ ગૅઝેટિયર ભા. ૧, પૃ. ૨૪-૨૬. આમાં ક્ષત્રપો સંબંધી ઘણી વિગત સાથે વર્ણન આપેલું છે. દાનમાં ત્રણ લાખ ગામોની વાત લખે છે તે મનાય કે કેમ તે સવાલ છે. નાળિયેરીનાં ઝાડ, અને બીજાં ઝાડ, ગામો, સુવર્ણ સિક્કા વગેરેનાં દાનનો તો હિસાબ નથી. ક્યાં ક્યાં આ દાન કર્યાં એ ગામોનાં નામ પણ છે. ગૅઝેટિયરનો લેખક લખે છે કે આ બધાં દાન બ્રાહ્મણ ધર્મને લગતાં અને બ્રાહ્મણોને આપેલાં છે. પણ બૌદ્ધ ધર્મને લગતાં દાનો એની સ્ત્રી–નહપાનની પુત્રીના સંતોષ માટે આપ્યાં હોવાં જોઈએ. નહપાન બૌદ્ધધર્મી હતો. આ વર્ણન ઉપરથી એટલું સ્પષ્ટ સમજાય છે કે સુરાષ્ટ્ર, અપરાંત, અને હાલના ગૂજરાતનો ઉત્તર સુધીનો ભાગ સારી રીતે વસેલો હતો અને વેપાર આદિને માટે લોકની આવજા પણ ઘણી હતી.

ઉષવદત્ત ગાદીએ આવ્યો હોય એમ લાગે છે પણ તે માટે પુરાવો નથી. તેમ જ ઉત્તરના કનિષ્કના સામ્રાજ્યના આ પશ્ચિમના ક્ષત્રપો ખંડિયા હતા કે સ્વતંત્ર હતા તે માટે પણ ખાત્રીદાયક પુરાવો મળતો નથી. શક સંવત્સર પશ્ચિમમાં નહપાને પોતે શરૂ કર્યો કે કનિષ્કના ખંડિયા તરીકે તે પણ ખાત્રીથી કહી શકાય તેમ નથી.[1] ઈ. સ. ૧૩૮ માં આંધ્ર સમ્રાટ ગૌતમીપુત્ર શાતકર્ણીએ નહપાનના રાજ્યને ઉથલાવી સુરાષ્ટ્ર અને અપરાંતમાં પોતાની સત્તા સ્થાપી હતી એમ નાસીકના લેખ ઉપરથી જણાય છે.[2]

## ક્ષત્રપોના બીજા કુલની સત્તા

નહપાન પછી ક્ષત્રપોનું બીજું કુલ સત્તામાં આવે છે અને એમનું રાજ્ય ગૂજરાત કાઠિયાવાડની ભૂમિ ઉપર ત્રણસો વર્ષ જેટલા લાંબા સમય સુધી ચાલે છે. આ વંશનો પહેલો રાજા ઝમોતિકનો પુત્ર ચષ્ટન છે અને એ શરૂઆતમાં ક્ષત્રપ હોઈ પાછળથી મહાક્ષત્રપ પણ કહેવાય છે. એણે ગૌતમીપુત્રે જીતેલો ગૂજરાત કાઠિયાવાડનો ભાગ પાછો લઈ લીધો.

## ક્ષત્રપોનો પહેરવેશ

આ ક્ષત્રપોનો પહેરવેશ એમના સિક્કાઓ ઉપરથી સમજાય છે. નહપાનના સિક્કાઓથી આ જરા જુદા પડે છે. નહપાન ધારવાળી ટોપી પહેરે છે અને બાણ તથા વજ્રની નિશાની રાખે છે. એના વાળ હોળેલા છે અને કાન સુધી નીચા છે. ગળે પટો (કૉલર)

---

૧. ગૅઝેટિયરનો લેખક શક સંવત્સરને નહપાનનો સંવત્સર માને છે. શાલિવાહન કે સાતવાહન–શાતકર્ણીએ શકને હરાવ્યા તેનો સંવત્સર એમ જે માને છે તે નિરાધાર છે. પ્રો. અલ્તેકર એને કનિષ્કના રાજ્યનો સંવત્સર માને છે તે સંભવિત છે.

૨. ગૅઝેટિયર આ વર્ષે જણાવે છે, વિન્સેન્ટ સ્મિથ ઈ. સ. ૧૨૬ લખે છે. પ્રો. કૉમીસેરિયેટ ઈ. સ. ૧૨૪ લખે છે.

અને ઝભ્ભો પહેરેલો છે. ચષ્ટનના સિક્કાઓમાં સૂર્ય–ચંદ્રનું ચિહ્ન છે અને ટોપીને ધાર નથી. વાળ નહપાનથી જરા લાંબા છે અને મૂછો રાખેલી છે. નહપાનની પેઠે ચષ્ટનનું નામ અને એના બાપ ઝમોતિકનું નામ પરદેશી લાગે છે. એના લાંબા વંશમાં એકાદ અપવાદ સિવાય બીજાં નામ હિંદુ લાગે છે.

### મહાક્ષત્રપ રુદ્રદામા

ચષ્ટનના વંશની લાંબી વંશાવળીના વર્ણનમાં ઊતરવું અહીં અસ્થાને છે એટલે મુખ્ય બીનાઓ અને એના પુત્ર જયદામાના પુત્ર રુદ્રદામાનું માત્ર વર્ણન કરીશું. ત્રણસો વર્ષનાં આ વંશના રાજ્ય કાળમાં રુદ્રદામા સૌથી મોટો અને યશસ્વી રાજા થઈ ગયો. એના સિક્કાઓ કાઠિયાવાડમાંથી ઘણા મળે છે. એણે ચાળીસ ઉપર વર્ષ રાજ્ય કર્યું. એનો દેખાવ પણ સિક્કાઓ ઉપરથી ચષ્ટનને મળતો છે. એના ગિરનારના લેખથી એ અમર બન્યો છે.

એણે એના બાપે ખોયેલું મહાક્ષત્રપનું બિરુદ પાછું મેળવ્યું. એણે રાજ્યની સીમા ઘણી વધારી અને આંધ્રના શાતકર્ણી રાજાને બે વાર હરાવ્યો પણ જતો કર્યો: કારણ એણે પોતાની પુત્રી શાતકર્ણી રાજાને પરણાવેલી હોવાથી એ એનો જમાઈ થતો હતો. એણે અકરા–અવંતી, અનુપ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકકુર, અપરાંત અને નિષાદ વગેરે દેશો જીતી લીધા. એટલે ભીલસા, સિંધ, મારવાડથી શરૂ કરી ગૂજરાત, કાઠિયાવાડ અને કોંકણ સુધીનો ભાગ પોતાની સત્તા નીચે હતો. એને શબ્દ-વિદ્યા, અર્થશાસ્ત્ર, ગાંધર્વવિદ્યા (સંગીત), નર્તન, ન્યાયશાસ્ત્ર વગેરે વિદ્યાઓ આવડતી હતી. એ ઉપરાંત મર્દાનગીની રમતો, શસ્ત્રવિદ્યા, ઘોડાની રમતો અને પરીક્ષા, હાથી, રથ વગેરેની વ્યવસ્થા, કુસ્તી અને પટાબાજીનો પણ નિષ્ણાત હતો. એની વાણી સારી હતી, અને ગદ્ય તથા પદ્ય ઉપર પ્રભુત્વ હતું. એનું

શરીર સુંદર અને ઘાટીલું હોવાથી ઘણી રાજકુમારીઓએ એને પતિ તરીકે પસંદ કર્યો હતો.[1]

એણે શહેરો વસાવ્યાં, વેપારનાં સ્થળો અને ગામડાંને ચોર, લુટારુના ભયથી મુક્ત કર્યાં. જંગલી જનાવરો અને રોગનો ભય પણ એણે નાબૂદ કર્યો. સમાન શત્રુ યુદ્ધમાં આવે તેને મારવા સિવાય તે કોઈ માણસને મિથ્યા મારતો નહિ.

## એણે ગિરનાર પાસેનું સુદર્શન તળાવ સમરાવ્યું

ઉપરની વીગત ઉપરાંત લેખમાં સુદર્શન તળાવની વીગત પણ આપેલી છે. એક વર્ષે (શક ૭૨) કાઠિયાવાડમાં મોટો જળપ્રલય આવ્યો અને ઉર્જયન્ત(ગિરનાર)ની પલાશિની, સુવર્ણસિકતા વગેરે નદીઓના ભારે પૂરથી પ્રદેશ જળમય થઈ ગયો અને સુદર્શન તળાવની પાળ અને બંધ તૂટી જવાથી, અને ભારે પવનથી મોટા પથ્થરો અને ઝાડ તૂટી પડવાથી, તળાવ ફાટી ગયું અને એની ઉપરનાં બાંધકામ પણ તૂટી ગયાં અને પાણી ન રહેવાથી સુદર્શન તળાવ દુર્દશન બની ગયું હતું. ૪૨૦ હાથ લાંબો, ૪૨૦ હાથ પહોળો અને ૭૫ હાથ ઊંડો ખાડો પડી ગયો હતો. આને સમરાવવાનું કાર્ય રાજાના કાર્યકરોને અશક્ય લાગતું હતું, અને એમણે રાજાને એ કાર્ય પડતું મૂકવાની સલાહ આપી હતી. આથી લોકમાં ભુમરાણ પણ થયું હતું. આખરે આનર્ત અને સુરાષ્ટ્રના પહેલવી સૂબા સુવિશાખે (શ્યાવકશા) એ કામનું બીડું ઝડપ્યું અને કામ પૂરું કર્યું. નવો બંધ જૂના કરતાં ત્રેવડો મજબૂત અને મોટો બાંધવામાં આવ્યો અને પુષ્કળ ધન ખર્ચ કરવામાં આવ્યું. છતાં લોક પાસેથી કોઈ વેરો લેવામાં આવ્યો નહોતો અને વેઠ કરાવવામાં આવી ન

---

૧. રસિકલાલ પરીખકૃત : ગૂજરાતનો ઇતિહાસ : કાવ્યાનુશાસન ભા. ૨ અને પ્રો. કોમીસેરિયેટકૃત ગૂજરાતનો ઇતિહાસ અને મુંબઈ ગૅઝેટિયર ભા. ૧.

હતી. કામ તાકીદે પૂરું કરવામાં આવ્યું અને સુદર્શન સરોવર સુદર્શનતર કરવામાં આવ્યું. આ પ્રમાણે રુદ્રદામાના લેખનો સાર છે. એમાં મૂળ એ તળાવ બાંધનાર સમ્રાટ અશોકનો ઉલ્લેખ પણ છે. આ લેખ ઈ. સ. ૧૫૦ નો છે. એના સમયના શક ૫૨ ના એક લેખ ઉપરથી એ સમયે કચ્છમાં બૌદ્ધ ધર્મ હોવાનું અનુમાન થાય છે.[૧]

## એની પછીના રાજાઓ

રુદ્રદામા પછી લગભગ બાવીસ રાજાઓ થઈ ગયા. એના પુત્ર દામાજડશ્રીનું નામ પરદેશી લાગે છે, પરંતુ એનો પુત્ર જયદામા હિંદુ નામવાળો જણાય છે. જીવદામાને ઉઠાડીને એના કાકા રુદ્રસિંહ પહેલાએ રાજ્ય લીધું જણાય છે. એના સમયનો એના સેનાપતિ બાપકના પુત્ર સેનાપતિ રુદ્રભૂતિનો લેખ હાલારમાં ગૂંદા ગામ પાસેથી ઈ. સ. ૧૮૧ નો (શક ૧૦૩)નો મળ્યો છે તેમાં રસોપદ્ર ગામમાં લોકો માટે કૂવો ખોદાવવાનો ઉલ્લેખ છે. આ રુદ્રભૂતિ આભીર જાતિનો હતો.[૨]

## ગૂજરાતનો દરિયાઈ વેપાર વધારવાની કાળજી

વિદ્વાનોનું એમ માનવું છે કે પેરિપ્લસનો લેખક જે સેન્ડેનીસ નામના રાજાનો ઉલ્લેખ કરે છે તે ક્ષત્રપ સંઘદામા હોવો જોઈએ. પેરિપ્લસનો લેખક લખે છે કે એણે "સેરેગેનસ"– દક્ષિણના શાતકર્ણી રાજા પાસેથી મુંબાઈ પાસે આવેલું કલ્યાણ બંદર લઈ લીધું અને એ બંદરને વેપારના કેન્દ્ર તરીકે બંધ કરીને ત્યાં આવતાં ગ્રીક

૧. ર. છો. પરીખકૃત ગૂજરાતનો ઇતિહાસ-કાવ્યાનુશાસન ભા. ૨, કચ્છનો આ લેખ શક સંવત્સર ૫૨ ઈ. સ. ૧૩૦ નો છે. એ સાલના બીજા ચાર લેખો રુદ્રદામાના રાજ્યના છે તેમાં તેનાં સગાઓના મરણનાં સંસ્મરણોના ઉલ્લેખો મળે છે.

૨. ગૅઝેટિયર અને ઉપરના બે ઇતિહાસ ગ્રંથોમાંથી સાર લીધો છે. આભીરો ગૂજરાતમાં સત્તામાં હતા તેનો આ દાખલો છે.

વહાણોને ભરૂચ આવવા માટે બંદોબસ્ત કર્યો અને કલ્યાણથી ભરૂચ આવવા માટે રસ્તો બતાવવા માછીમારોનાં વહાણો રાખ્યાં.[1] આ ઉલ્લેખ ખરો માનીએ તો અસલથી વાણિજ્યપ્રધાન એવા આપણા પ્રાંતની વેપારવૃદ્ધિમાં આટલા પ્રાચીન સમયમાં પણ રાજકર્તાઓએ ખૂબ રસ લીધો જણાય છે. આટલા પ્રાચીન સમયમાં વેપાર અને વહાણવટાના ઉલ્લેખો બીજા કોઈ પ્રાંતના ઇતિહાસમાં આટલા પ્રમાણમાં જણાતા નથી.

ક્ષત્રપોના લાંબા રાજ્યકાળનો છેવટે ક્ષત્રપ આત્મસિંહના પુત્ર રુદ્રસિંહના સમયમાં ઈ. સ. ૩૯૫ માં અંત આવે છે અને સુરાષ્ટ્ર વગેરે પશ્ચિમના પ્રાંતો ગુપ્ત સામ્રાજ્યનો ભાગ બની રહે છે.

## ગૂજરાત કાઠિયાવાડનો સંબંધ કાંઠાને રસ્તે

આ સમયમાં એક વાત ઉપર ધ્યાન ખેંચાય છે. જે ઉલ્લેખો સ્થળો વગેરેના મળે છે તેમાં દક્ષિણ ગૂજરાત અને કાઠિયાવાડના ઉલ્લેખો વધારે છે. તે પછી શ્વભ્ર, કચ્છ, મારવાડ વગેરે દેશોનાં નામો આવે છે; પરંતુ તેમાંનાં સ્થળો ખાસ આવતાં નથી. કચ્છ સારી રીતે વસેલો જણાય છે. મધ્ય અને ઉત્તર ગૂજરાતના ઉલ્લેખો બહુ ન હોવાથી એ ભાગ વસેલા ન હોય એમ માનવાને કારણ નથી. પરંતુ ઉજ્જન જે ક્ષત્રપોનું રાજધાનીનું સ્થળ હતું ત્યાંથી પ્રાંતીય રાજધાની–ગિરિનગર–જૂનાગઢ જવા માટે મધ્ય ગૂજરાતને બદલે દક્ષિણ ગૂજરાતના બંદરેથી દરિયા મારફતે કાઠિયાવાડ જવાનો રસ્તો વધારે વપરાતો હોય એમ જણાય છે. નહપાને પણ એ રસ્તે કાઠિયાવાડ જીત્યું હશે એમ ઉલ્લેખો ઉપરથી જણાય છે. છેક મધ્યકાલીન રજપૂત સમય સુધી કાઠિયાવાડ જવા માટે ખંભાત થઈ દરિયાકાંઠાનો રસ્તો વપરાતો હતો અને ઝીંઝુવાડા થઈ રણના

---

૧. ર. છો. પરીખકૃત ગૂ. ઇતિહાસ, કાવ્યાનુશાસન ભાગ ૨, પૃ. ૪૨.

કિનારાનો રસ્તો થોડો થોડો પ્રચારમાં આવ્યો હતો.[૧] ક્ષત્રપોના સમયમાં મધ્ય ગૂજરાતમાં થઈને કાઠિયાવાડ જવાનું અશક્ય હોય એમ લાગે છે, કારણ કે બે હજાર વર્ષ પૂર્વે કાઠિયાવાડ બેટ હતો એમ સિદ્ધ થયેલું છે. ક્ષત્રપોના સમયમાં ગૂજરાત, કાઠિયાવાડ વચ્ચેનો પાણીનો ભાગ પુરાતો જતો હોવો જોઈએ.

## દક્ષિણ ગૂજરાતમાં ત્રૈકૂટકો

ક્ષત્રપો અને ગુપ્તોના સમયની લગભગમાં દક્ષિણ ગૂજરાતમાં ત્રૈકૂટકોનું રાજ્ય હતું અને એ લોકો વૈષ્ણવ ધર્મના હતા. એ રાજ્યની વીગતમાં ઊતરવાનું આ સ્થાન નથી.

## ગુપ્ત મહારાજ્ય

ઈ. સ. ૩૯૫ થી ૪૭૦ સુધી ગૂજરાત ગુપ્ત મહારાજ્યનો ભાગ હતું એ માટે સિક્કાઓ અને સ્કંદગુપ્તનો ગિરનારનો લેખ એ સિવાય બીજા ખાસ મોટા આધાર મળતા નથી. આ મહારાજાઓ વૈષ્ણવ ધર્મના હતા. ઈ. સ. ચોથી સદીના અંતમાં મહાન સમ્રાટ સમુદ્રગુપ્તનો પુત્ર ચંદ્રગુપ્ત બીજો વિક્રમાદિત્ય ગાદી ઉપર હતો. એણે ક્ષત્રપોને ઉથલાવીને પશ્ચિમ હિંદને પોતાના સામ્રાજ્યમાં જોડી દીધું. એના સિક્કાઓ ગૂજરાત, કાઠિયાવાડ અને કચ્છમાંથી મળ્યા છે. ક્ષત્રપોના સિક્કાઓમાં તેમણે થોડા સુધારા કરેલા જણાય છે.[૨]

## સ્કંદગુપ્તના સમયનો ગિરનારનો લેખ

મહારાજા સ્કંદગુપ્તના સમયનો ઈ. સ. ૪૫૬ નો ગિરનારનો

---

૧. મુસલમાન સમય સુધી પણ કાઠિયાવાડ જવાનો રસ્તો પેટલાદ અગર ધોળકા થઈ ખંભાત થઈને કિનારે કિનારે જવાનો રસ્તો વધારે વપરાતો. સોલંકી સમયમાં ઝીંઝુવાડા-પાટણનો રસ્તો ઝાલાવાડમાંથી થોડો વપરાતો શરૂ થયો. હાલ દક્ષિણથી ખંભાતવાળો રસ્તો ઓછો અને વીરમગામથી ઝાલાવાડવાળો રસ્તો વધારે વપરાય છે.

૨. ર. છો. પરીખનો અને પ્રો. કોમીસેરિયેટનો ઇતિહાસ.

લેખ જણાવે છે કે પર્ણદત્ત નામનો સૂબો સુરાષ્ટ્રના અધિકાર ઉપર એણે નીમ્યો હતો. એ વખતે રુદ્રદામાએ બાંધેલો સુદર્શન સરોવરનો બંધ પલાશિની, સિકતા વગેરે નદીઓમાં પાછું મોટું પૂર આવવાથી તૂટી ગયો. ગુપ્ત સંવત ૧૩૬ (ઈ. સ. ૪૫૬)ના વર્ષમાં જ્યેષ્ઠ[1] વદી છઠને દિવસે આ બનાવ બન્યો. ઈ. સ. ૪૫૭ના ગ્રીષ્મમાં (વૈશાખ સુદ ૧ ?) સમરાવવાનું કામ શરૂ થયું અને ૧૦૦ હાથ લાંબો, ૬૮ હાથ પહોળો, ૭ માથોડાં ઊંચો બંધ બે મહિનામાં તૈયાર થયો. પર્ણદત્તના પુત્ર અને જૂનાગઢના વહીવટદાર ચંદ્રપાલિને ત્યાં વિષ્ણુનું મંદિર બંધાવ્યાનો પણ લેખમાં ઉલ્લેખ છે. ભવનાથને રસ્તે હાલના દામોદરના મંદિરની જગ્યાએ એ મંદિર હશે એમ માનવામાં આવે છે.[2]

## ઐતિહાસિક ગૂજરાતનું પહેલું પાટનગર જૂનાગઢ

આમ પ્રાગૈતિહાસિક સમયનાં દ્વારકા વગેરે સ્થળો ન ગણીએ તો મૌર્યો, ક્ષત્રપો અને ગુપ્તોના સમયમાં ગૂજરાતની રાજધાની લાંબા સમય સુધી, કાઠિયાવાડમાં ગિરિનગર અથવા જૂનાગઢમાં રહી છે. અને ઐતિહાસિક સમયનું એ ગૂજરાતનું પહેલું પાટનગર છે.

## ગુપ્તરાજ્યના અધિકારીઓના ગુણો

સ્કંદગુપ્તના ગિરનારના લેખમાં અધિકારીઓના ગુણમાં ક્ષમા, પ્રભુતા, નય, શૌર્ય, ધૈર્ય, અનાર્યોનો નિગ્રહ, બ્રહ્મણ્યતા, પ્રજારંજન

---

૧. ર. છો. પરીખ જ્યેષ્ઠ વદી છઠ લખે છે. પ્રો. કોમીસેરિયટ ભાદ્રપદ લખે છે.

૨. સુદર્શન સરોવર ખરેખર ભાગ્યશાળી છે કે એની ત્રણ વખતની મરામતના ઉલ્લેખો મળે છે. ગૂજરાતમાં આવી રીતે કુદરતી કોપથી કેટલાં સ્થળો નાશ પામ્યાં હશે તેની નોંધ ક્યાં છે? મને તો લાગે છે કે માણસોએ વેરભાવથી જે નાશ કર્યો છે તેના કરતાં કુદરતે કરેલો નાશ ઘણો વધારે છે. માત્ર માણસે કરેલો નાશ યાદ રહે છે તેટલો કુદરતે કરેલો નાશ ભુલાઈ જવાય છે. ગૂજરાતના મુસલમાન રાજ્યકર્તાઓને માથે જે નાશ કર્યાનું કહેવાય છે તેમાં આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

આદિ લખેલા છે. આ ગુણો આપણા સમાજમાં રાજ્યકર્તાનો આદર્શ લગભગ અઢારમી સદી સુધી રહ્યા. કોઈએ આ ગુણ ન સેવ્યા અને કોઈ રાજ્યકર્તાએ સેવ્યા એ અંગત વિષય છે પરંતુ આદર્શ પ્રાચીન-કાળથી એક જ રહ્યો છે.[1]



૧. જુઓ દુર્ગાશંકર શાસ્ત્રીકૃત મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૧૦ દુર્ગાશંકરભાઈ લખે છે કે બ્રિટિશ સમય આવતા સુધી આ આદર્શો સારા અધિકારીએ સેવેલા છે. તે યથાર્થ છે. પરંતુ અનાર્યોનો નિગ્રહ એ શબ્દ જરા વ્યાપક અને આકરો છે. શાસ્ત્રીજી એનો અર્થ દુષ્ટ લોક એવો કરે છે તે ઠીક નથી.

# પ્રકરણ ૫ મું

## વલભી

### એ રાજ્યે સાંસ્કૃતિક પ્રગતિમાં લીધેલો ભાગ

ઈ. સ. ની પાંચમી સદીના અંતભાગની લગભગથી ગૂજરાતના ઇતિહાસમાં નવો રંગ જામે છે. પ્રાગૈતિહાસિક હકીકતો અને તે પછી અંધકાર યુગની વાત જવા દઈએ. ઐતિહાસિક યુગની શરૂઆતથી ગૂજરાત સમૃદ્ધ હોવાના પુરાવા જોયા. પરંતુ મૌર્યો, એ પછીની સત્તાઓ, ક્ષત્રપો, અને ગુપ્તો આ બધી સત્તાનાં કેન્દ્રો ગૂજરાતની ભૂમિની બહાર હતાં. ગિરિનગર કેન્દ્ર હોવા છતાં પ્રાંતની દૃષ્ટિએ ઉપકેન્દ્ર જ ગણાય. વલભીના સમયની રાજસત્તાનું મુખ્ય કેન્દ્ર ગૂજરાતની ભૂમિમાં આવે છે એ સેંકડો વર્ષે આવેલો એક નવો બનાવ ગણાય.

### વલભીનગર ઘણું પ્રાચીન છે

વલભીનગર એના રાજ્યકર્તાઓએ વસાવેલું નથી. પહેલા પ્રકરણમાં જોયું તેમ એ ગૂજરાતનું એક ઘણું પ્રાચીન શહેર છે. પહેલાંના રાજ્યકર્તાઓએ પ્રાંતની રાજધાની તરીકે ગિરિનગર (જૂનાગઢ)ને કેમ પસંદ કર્યું, અને વલભીના રાજકર્તાઓએ સેંકડો વર્ષથી ચાલુ રહેલા એ પાટનગરને છોડી વલભીને પસંદ કર્યું એ આપણા ઇતિહાસનો એક કોયડો જ રહ્યો છે.[1]

---

૧. વલભી એક વખત બંદર હતું અને ભાવનગરની ખાડી છેક વલભી–વળા સુધી લંબાતી હતી. ખાડી પુરાયા પછી વળા દરિયાથી છેટું પડી ગયું. વલભીના ઉલ્લેખો સંસ્કૃત સાહિત્યમાં ઘણા છે. પાણિનિના ગણ–પાઠમાં પણ એનો ઉલ્લેખ છે. ટોલેમી Balal નામથી એનો ઉલ્લેખ કરે છે. વલભી શબ્દનો અર્થ 'વળી' થાય છે. આપણો વળી શબ્દ વલભીમાંથી નીકળેલો છે. આ નામ પાડવાનું કારણ સમજાતું નથી.

## વલભી સંસ્કારનું કેન્દ્ર

ક્ષત્રપો અને ગુપ્તોનો ઇતિહાસ જેમ સિક્કાઓ ઉપરથી તારવવો પડે છે તેમ વલભીના રાજાઓનો ઇતિહાસ એમનાં તામ્રપત્રો ઉપરથી મળે છે. એવાં ઘણાં તામ્રપત્રો મળ્યાં છે. ગૂજરાતની તે સમયની રાજ્યવ્યવસ્થાનો વીગતવાર જેવો ખ્યાલ વલભી રાજાઓના રાજઅમલનો મળે છે તેવો બીજાનો ભાગ્યે જ મળે છે. ગૂજરાતની સંસ્કારિતાનું વ્યક્તિત્વ પણ એ સમયમાં ખાસ ખીલ્યું, અને વલભી આખા હિંદુસ્તાનમાં સંસ્કારનું એક કેન્દ્ર મનાતું. આ દૃષ્ટિએ વલભી રાજ્યનો ઇતિહાસ બહુ મહત્ત્વનો છે. એના ઈ. સ. ૪૯૦ થી ૭૭૦ સુધીના લાંબા રાજ્યસમયમાં થયેલા રાજાઓની નામાવળીમાં ઊતરવાનું અહીં અસ્થાને છે; એટલે મુખ્ય બીનાઓની નોંધ લઈ સંસ્કારિતાને લગતી વીગતો માત્ર જોઈએ. આમ કરવાનું અહીં એક ખાસ કારણ એ પણ છે કે વલભી રાજાઓના વંશ અને જાતિ માટે વિદ્વાનોએ ખૂબ ચર્ચા કરી છે અને હજી કોઈ ચોક્કસ નિર્ણય થયો નથી. એટલે આ ગ્રંથ અન્ય સમયના ઇતિહાસનો હોવાથી એ ચર્ચાઓના વમળમાં અહીં પડવાની જરૂર જણાતી નથી.[1]

---

૧. મુંબાઇ ગૅઝેટિયર વૉ. ૧, ભા. ૧ માં આ ચર્ચા થયેલી છે અને એ ઉપરથી બીજા વિદ્વાનોએ પણ કરી છે. મેવાડના સિસોદિયા રાજકુળનું મૂળ વલભીમાં છે એમ પણ કેટલાક માને છે. ઈરાનના છેલ્લા સેસેનિયન રાજા યજદેગર્દની પુત્રીનું વલભીના કોઈ રાજા સાથે લગ્ન અને મેવાડના વંશનો એ સાથે સંબંધ પણ કોઈ કહે છે. ગુપ્તરાજ્યને ઢીલું કરનાર હૂણ-ગુર્જરાદિ ટોળાંઓના નેતા તોરમાણ અને તેના પુત્ર મિહિરકુલનો વલભીના સ્થાપક સાથે સબંધ પણ કોઈ માને છે. વલભીનો સ્થાપનાર ગુર્જર કે ગુર્જરની કોઈ શાખાનો હોવાનું પણ કહેવાય છે.

એ સ્થાપનાર ભટ્ટાર્ક મૈત્રકોને હરાવીને રાજા થયો એમ કેટલાક માને છે તો બીજા એ પોતે જ મૈત્રક વંશનો હતો એમ માને છે. એ સ્કંદગુપ્તનો સેનાપતિ હતો અને ગુપ્તરાજ્ય નરમ થયા પછી વલભીમાં ગાદી કરી બેઠો એમ પણ મનાય છે. આ મૈત્રકો કાઠિયાવાડના મેર લોકો એમ કોઈ માને છે.

## વલભીના રાજાઓ

વલભીનું રાજ્ય સ્થાપનાર ભટ્ટાર્ક અને એનો મોટો પુત્ર ધરસેન પોતાને સેનાપતિ જ કહે છે. પણ એનો બીજો પુત્ર દ્રોણસિંહ પોતાને મહારાજ અને પરમ–ભટ્ટારક–પાદાનુધ્યાતો–કહે છે. એના ત્રીજા પુત્ર ધ્રુવસેન પહેલાના તામ્રપત્રમાં જણાવેલું છે કે પરમસ્વામીએ એનો રાજ્યાભિષેક કર્યો, એટલે ત્રણ રાજાઓ કોઈ મહારાજાધિરાજના ખંડિયા હોય એમ વિદ્વાનો માને છે. આ દ્રોણસિંહે મનુ અને બીજા સ્મૃતિકારનાં ધર્મશાસ્ત્રોની આજ્ઞા મુજબ રાજ્યપદ્ધતિની વ્યવસ્થા કરી અને પ્રજામાં વિદ્યાનો પ્રચાર વગેરે કાર્યો કર્યાં એમ ધ્રુવસેનનાં તામ્રપત્ર જણાવે છે. ધ્રુવસેન પહેલાંના તામ્રપત્રોમાં એનાં બિરુદો આ પ્રમાણે છે: પરમભટ્ટારકપાદાનુધ્યાત મહાસામંત, અને

જ્યારે શ્રી. જાયસ્વાલજી આર્યમંજુશ્રીમૂલકલ્પના આધારે અને અસુરિસ્તાનના લેખને આધારે યાદવોની એક શાખા માને છે. શ્રી. વૈદ્ય માને છે કે મૈત્રકને કુલના નામ તરીકે ગણવું અને એના અર્થની પંચાતમાં ન પડતાં મિત્ર એટલે સૂર્યવંશ એમ કેમ ન માનવું? આમ આ બધાં અનુમાનોની ઈંદ્રજાળમાંથી નીકળવું મુશ્કેલ છે અને એની સવિસ્તર ચર્ચા પણ આ ગ્રંથમાં અસ્થાને છે.

મેજર વૉટ્સન વલભીના રાજ્યકર્તાઓની બાબતમાં ભાટ ચારણોનો હેવાલ આપતાં કહે છે કે એ લોકો અયોધ્યાના રાજ્યકર્તા હતા અને એમને ગુપ્તોએ જીતી લીધા, ભટ્ટાર્ક સ્કંદગુપ્તનો સેનાપતિ હતો. કુમારપાળગુપ્ત-(કુમારગુપ્ત)ને એના બાપે ગૂજરાત જીતવા મોકલેલો અને એણે પ્રદંત્તના પુત્ર ચક્રપાણિને પ્રાંતનો સૂબો બનાવ્યો. આ પ્રદંત્ત એ ગિરનારના લેખનો પર્ણદત્ત અને ચક્રપાણિ તે ચક્રપાલિત પર્ણદત્તનો પુત્ર એમ બંધબેસે છે ખરું. આ લોકો પાસેથી ભટ્ટાર્કે સ્કંદગુપ્તની સત્તા ગયા પછી રાજ્ય પડાવી લીધું હશે. કદાચ એમ પણ સંભવે કે પર્ણદત્ત અને ભટ્ટાર્ક એક જ સત્તાના નોકરો હોવાથી પર્ણદત્ત અને ચક્રપાલિત જૂનાગઢમાં સત્તામાં હોય અને તેમને ત્યાં રહેવા દઈ ભટ્ટાર્કે વલભીમાં જુદી ગાદી સ્થાપી હોય. જૂનાગઢમાં ગાદી ન સ્થાપવાનું એ કારણ પણ હોય. પાછળથી વલભીની સત્તા વધતાં એ બધો ભાગ એમની સત્તામાં આવ્યો હોય. આ બધાં અનુમાનોનો નિશ્ચિત અંત હજી આવ્યો નથી એટલે વધુ લંબાણ ચર્ચા કરવી અહીં ઠીક નથી.

મહારાજ. વળા( વલભીનું હાલનું નામ )માં જ જડેલા ઈ. સ. ૫૩૫ ના એક તામ્રપત્રમાં એને મહાપ્રતિહાર, મહાદંડનાયક, અને મહાકાર્તકૃતિક, એ વિશેષણો લગાડયાં છે. એટલે કોઈ સાર્વભૌમસત્તા એના ઉપર પણ હોય એમ સમજાય છે. ભટ્ટાર્ક પોતે અને દ્રોણસિંહ પરમ માહેશ્વર હતા અને ધ્રુવસેન પરમ ભાગવત હતો એમ પણ જણાય છે. આમ છતાં બીજા સંપ્રદાયોને અને બૌદ્ધ ધર્મને પણ એમની ઉદારતા ભૂલતી નથી. ધર્મની પુષ્કળ સહિષ્ણુતા અને ઉદારતા એ સમયમાં હોય એમ પણ જણાઈ આવે છે. એની પછી ગાદીએ આવનાર એનો ભાઈ ધરપટ્ટ પોતાને પરમાદિત્ય ભક્ત કહે છે એ ઉપરથી આ સિદ્ધ થાય છે.[૧] શિવના પુત્ર કાર્તિકેયની ભક્તિ એ ગૂજરાતના ઇતિહાસમાં નવીનતા જેવું લાગે છે. એ ભક્તિ આજે દ્રાવિડ દેશમાં વ્યાપક છે. અને કેટલાક ચુસ્ત વૈષ્ણવ સિવાય બીજા સંપ્રદાયવાળા પણ એ દેવને માને છે. ધ્રુવસેન ભાગવત છતાં પણ કાર્તિકેયને માનનારો હોઈ શકે એમાં નવાઈ નથી.

## હિંદુસ્તાનમાં વલભીનું મહત્ત્વ

આ પછી ગુહસેન ધરસેન બીજો વગેરેથી શીલાદિત્ય છેલ્લા સુધી ઘણા રાજાઓ થઈ ગયા. એમનાં તામ્રપત્રોમાં પણ ગૂજરાતને લગતી ઘણી હકીકત માલૂમ પડે છે.[૨] એમાં એ રાજાઓનો ઉલ્લેખ

૧. જુઓ ર. છો. પરીખનો કાવ્યાનુશાસન ભા. ૨ માં આપેલો ઇતિહાસ પૃ. ૫૧-૫૫. મહાકાર્તકૃતિકનો અર્થ કાર્તિકેયનો ભક્ત એવો કરેલો છે જ્યારે એ જ પાનામાં નીચે એને પરમ ભાગવત કહ્યો છે. કાર્તિકેયની ભક્તિ ગૂજરાતમાં એ સમયમાં હોય તો એ ધાર્મિક સંસ્કૃતિના ઇતિહાસમાં એક નવું પ્રકરણ છે. આ ભક્તિ ગૂજરાતમાં આજે જણાતી નથી.

૨. આનર્તપુર અને આનંદપુરના બ્રાહ્મણોના ઉલ્લેખમાં આવે છે. મોટે ભાગે ઉલ્લેખો કાઠિયાવાડનાં ગામોના છે. આ આનંદપુર અને આનર્તપુર એ વડનગર એમ વિદ્વાનો માને છે. વડનગરમાં હાટકેશ્વરક્ષેત્ર છેવટનું ખસેડયા પછી આ નામે વડનગરને આરોપાયાં છે. પરંતુ એ માટેની શંકા હજી ઊભી છે. વલભીના સમયમાં કદાચ વડનગરને એ નામ મળ્યાં હોય. ગૂજરાતનો

અહીં કરવો જોઈએ. ધ્રુવસેન બીજાને કનોજના પ્રસિદ્ધ સમ્રાટ હર્ષે હરાવ્યો અને પછી એને પોતાની પુત્રી પરણાવી. એનો પુત્ર ધરસેન ચોથાનું બિરૂદ પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર ચક્રવર્તી શ્રી અજ્જકપાદાનુધ્યાન એવું છે. હર્ષદેવને પુત્ર ન હોવાથી અને ધરસેન એનો દૌહિત્ર થવાથી કનોજની ગાદીનો પણ એ વારસ થયો હશે અને પોતાને ચક્રવર્તી કહેતો હશે. એના સિવાય વલભીના રાજાઓમાં કોઈ ચક્રવર્તી થયુ નથી.[1] આમ પોતાના પરાક્રમને બદલે વારસાથી ચક્રવર્તી થયેલા ધરસેનનું વલભીનું રાજ્ય થોડા વખત માટે હિંદુસ્તાનના મોટા ભાગનું સામ્રાજ્ય બની ગયું. આ ચક્રવર્તી રાજાના વખતમાં સુપ્રસિદ્ધ રાવણવધકાવ્ય( ભટ્ટિકાવ્ય )નો કર્તા કવિ ભટ્ટિ થઈ ગયો. ભટ્ટિકાવ્ય એ વ્યાકરણ અને કાવ્ય સાથે કહેતું એક સુંદર મહાકાવ્ય છે અને શ્રીમાલના માઘ કવિના શિશુપાલવધને અને કેટલાટના મતે ભટ્ટિકાવ્યને મહાકાવ્ય ગણીએ તો પાંચ કે છ મહાકાવ્યોમાં બે ગૂજરાતને ભાગે આવે છે.

### ચીનનો મુસાફર યુવાંગચંગ

આ સમયે યુવાંગચંગ ચીનો ઈ. સ. ૬૪૧ માં હિંદમાં આવ્યો અને એણે વલભી સાથે પશ્ચિમ હિંદના કેટલાક ભાગનું વર્ણન કર્યું છે. વલભીને એ ફલપી ( Fa–la–pi ) કહે છે. એ દેશની જમીન મોલાપો–માળવા જેવી છે. અહીં માળવા એટલે ખરું માળવા નહિ પણ મહી નદીની આસપાસનો અને પૂર્વનો ભાગ સમજવાનો છે. યુવાંગચંગ કહે છે કે જમીન ફળદ્રુપ છે. શિયાળુ ઘઉંના પાકને માટે

---

બીજો ઉલ્લેખ બંદરીજીદ્રી તાલુકાના આશિલાપલ્લિકા ગામનો છે, જેને બારેજડી તાલુકાનું આશાપલ્લી ગામ માનવામાં આવે છે. પણ આશાપલ્લી–(અમદાવાદવાળું) કોઈ વખતે એટલું નાનું હોય એવો બીજો આધાર મળ્યો નથી. આશિલાપલ્લિકા કોઈ બીજું પણ હોય.

૧. ઈ. સ. ૭૭૭ લગભગમાં લખાયેલો શ્રીઆર્યમંજુશ્રીમૂલકલ્પ પણ આ વાતને ટેકો આપે છે.

લાયક છે. લોકો રોટલી ખાય છે અને નરમ સ્વભાવના છે, પણ ઘણા બુદ્ધિશાળી છે. ભાષા બહુ શુદ્ધ છે અને લોકો વિદ્યાસંપન્ન છે. બ્રાહ્મણ અને બૌદ્ધ બન્ને ધર્મો પ્રચલિત છે, વસ્તી ઘણી ગીચ છે અને એક સો ઉપર ઘર તો કરોડપતિઓનાં છે. દૂર દેશપરદેશની વસ્તુઓની અહીં મોટી વખારો છે. બૌદ્ધોના સો ઉપર સંઘારામ અને બ્રાહ્મણદેવોનાં સેંકડો દેવાલયો છે. એ પછી કનોજના રાજાના જમાઈ અને તે સમયના રાજાનું નામ ધ્રુવપટ્ટ કહે છે અને એના સ્વભાવ અને ઉદારતા, ધર્મપ્રિયતા વગેરેનું વર્ણન પણ કરે છે.[૧]

## વલભી — વેપાર અને વિદ્યા બન્નેનું કેન્દ્ર

વલભી વેપારનું કેન્દ્ર હતું તે ઉપરથી પણ એ સમયે એનું સ્થળ દરિયાની નજીક હશે એમ સમજાય છે. યુવાંગચ્યંગ ચીનો એનો વેપાર મોટો હતો અને લોક પૈસાદાર હતા એમ સ્પષ્ટ કહે છે. સંસ્કૃત વાર્તાસાહિત્યમાં પણ વલભીના વેપારના ઉલ્લેખો છે. દશકુમારચરિત–જેને આપણે વલભી રાજ્યનું સમકાલીન પુસ્તક ગણી શકીએ–કહે છે કે સુરાષ્ટ્રમાં આવેલા વલભીમાં કુબેર જેવો ધનવાન ગૃહગુપ્ત નામનો એક મોટો વહાણવટી હતો. મધુમતી(મહુઆ)થી એવો જ ધનવાન બલભદ્ર નામે વેપારી ગૃહગુપ્તની પુત્રી રત્નમતીને વલભી આવીને પરણે છે. કથાસરિત્સાગરમાં એક વિદ્યાધરે એક વેપારીના કુટુંબમાં વલભીમાં વસુદત્ત નામથી જન્મ લીધો હતો અને

૧. જુઓ વૉટર્સનો યુવાંગચ્યંગ અને ર. છો. પરીખકૃત કાવ્યાનુશાસન ભા. ૨. આ ચીના મુસાફરની દિશાઓમાં ગોટાળો છે તે આગળ જોયું છે. મહી નદીની પાસે માળવા કહે છે તે આગળ જોયું તેમ અપર માલવ હોવો જોઈએ, અને નામ વગરનું રાજધાનીનું વર્ણન શ્રી. રસિકલાલ પરીખ કહે છે તેમ ખંભાત હોવું જોઈએ એમ મહી નદીના સાંનિધ્યથી જણાય છે. શ્રી. રસિકલાલભાઈ એને આશાપલ્લી માને છે તે બંધબેસતું નથી. આ દેશોના જ સાંનિધ્યમાં એવા જ વર્ણનવાળો "અચલી" નામે દેશ ચીનો કહે છે અને જેનો પત્તો લાગ્યો નથી તે કદાચ એ હોય તે માટે આગળ નોંધ લીધી છે.

એના બાપે એને વેપાર માટે દૂર દેશાવરોમાં જવા કહ્યું હતું એમ લખ્યું છે. એ જ ગ્રંથમાં પાટલીપુત્રનો દેવસેન નામે માણસ પોતાની સ્ત્રી કીર્તિસેનાને સાસુને હવાલે સોંપીને વેપાર માટે વલભી જાય છે એમ લખ્યું છે. પાટલીપુત્ર જેટલે છેટેથી વેપાર માટે ગૂજરાતને બંદરે આવવું પડે એ ખરેખર સૂચક છે અને એવા ઘણા દાખલા પ્રાચીન સાહિત્યમાં મળે છે. ઉત્તર હિંદના ઘણા વેપારી આ રીતે વલભી, ભરૂચ, પ્રભાસ, ખંભાત વગેરે બંદરોએ વેપાર માટે આવ્યાના ઉલ્લેખો છે.[૧]

## ધાર્મિક સહિષ્ણુતા

વલભીનાં તામ્રપત્રો ઉપરથી એ સમયની ધાર્મિક ઉદારતા અને સહિષ્ણુતાના પણ ઘણા પુરાવા મળે છે. વલભી રાજાઓનો રાજધર્મ શૈવ હતો એમ સ્પષ્ટ સમજાય છે. આમ છતાં કેટલાક રાજાઓ અન્ય દેવોના ભક્ત હોય એમ જણાય છે. વૈષ્ણવ ધર્મ પણ સારા પ્રમાણમાં પ્રચલિત હોય એમ હર્ષવર્ધનના વૈષ્ણવ ધર્મથી અને ત્રૈકૂટકોના એ ધર્મના સેવનથી સ્પષ્ટ થાય છે. જૈન ધર્મનું જોર એ સમયે ગૂજરાતમાં સંપૂર્ણ જામ્યું હતું અને વલભી રાજ્યની શરૂઆતની લગભગમાં જ દેવર્દ્ધિગણિએ જૈન સાધુઓની પરિષદ વલભી નગરમાં ચર્ચા માટે બોલાવી હતી એવો ઉલ્લેખ છે. વલભીનો એક રાજા ધર્મપટ્ટ અથવા ધર્મભટ્ટ પરમાદિત્ય–સૂર્યનો ભક્ત હતો અને સૂર્યપૂજા એ પછી પણ ગૂજરાતમાં પ્રચલિત હતી, એ સૂર્યનાં મંદિરોમાં આજે પણ જે અવશેષો છે તે ઉપરથી માલૂમ પડે છે. સૂર્યની પૂજા ગૂજરાતમાં એક વખત વધારે વ્યાપક હતી એમ માનવા-ને લેખો અને પુરાણોના ઉલ્લેખો ઉપરથી કારણ મળે છે. સ્કંદ કાર્તિકેયની પૂજાનો એક સંદિગ્ધ ઉલ્લેખ આગળ જોયો, એ ઉપરથી કોઈ કોઈ જગ્યાએ એ પૂજા ચાલતી હોવાનો ઉલ્લેખ છે. પરંતુ ગૂજરાતનો મુખ્ય રાજધર્મ તો ઘણા પ્રાચીન સમયથી શૈવધર્મ જ

---

૧. કોસાંબી નગરીથી પણ ધવલ શેઠ વહાણવટી ભરૂચ આવેલો તે માટે જુઓ મારો વહાણવટાનો નિબંધ. એવા ઘણા દાખલા છે.

હોય એ સ્પષ્ટ છે. વલભીના સમયમાં પણ એ જ ધર્મ રાજધર્મ હતો, છતાં એ ધર્મને દાન કે પોષણ આપ્યાના ઉલ્લેખો હજી બહુ મળ્યા નથી એ નવાઈની વાત છે. બૌદ્ધ ધર્મ પણ એ સમયે ગૂજરાતમાં સારા પ્રમાણમાં પ્રચલિત હતો એ યુવાંગચંગ ચીનાના ઉલ્લેખોથી સમજાય છે. ખંભાત અને કાઠિયાવાડને કિનારે બૌદ્ધ મૂર્તિઓ મળી છે, અને બૌદ્ધ વિહારોના પણ ઘણા ઉલ્લેખો મળે છે. એ સમયે મંદિરો લાકડાનાં અને ઈંટોનાં બંધાતાં હોવાં જોઈએ. ગુફાઓનાં મંદિરો પણ મળે છે. પથ્થરનાં મંદિરો સોલંકી સમય સુધી થતાં નહોતાં.[1]

## વિદ્યા સંસ્કારને ઉત્તેજન

વલભીનગર વિદ્યા અને સંસ્કારનું પણ એ સમયે હિંદુસ્તાનમાં એક મોટું કેન્દ્ર હતું, અને અખિલ હિંદમાં ગણી શકાય એવું વિશ્વવિદ્યાલય એ સમયે વલભીમાં હોય એમ જણાય છે. વલભીના રાજાઓ પોતે વિદ્યાવાન્ અને સંસ્કારી હતા અને એમણે વિદ્વાનોને ઉત્તેજન આપેલું છે. કથાસરિત્સાગરમાં ઉત્તર હિંદના અંતર્વેદી જેવા પવિત્ર સ્થળનો નિવાસી વિષ્ણુદત્ત નામનો માણસ વિદ્યા સંપાદન કરવા વલભી જાય છે એવો ઉલ્લેખ છે. ભટ્ટિકાવ્ય વલભીમાં રચાયું છે એ આગળ જોયું. જૈન અને બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તોનું પણ એ કેન્દ્ર હતું તે પણ આગળ જોયું. યુવાંગચંગની પછી

૧. કાયાવરોહણ–કારાવણમાં પાશુપતાચાર્ય લકુલીશનો જન્મ થયો છે અને પાશુપત સંપ્રદાયનું મૂળસ્થાન ગૂજરાત–લાટ મનાય છે. અહીંથી બન્ને એ સંપ્રદાય પ્રસર્યા છે. એટલે એ સમયમાં એનું જોર હોય તે સ્વાભાવિક છે. કાર્તિકેયના સંપ્રદાય માટે ખાસ આધાર મળતા નથી. આજે તો ગૂજરાતમાં એ સંપ્રદાય બિલકુલ નથી, જ્યારે દ્રાવિડ દેશમાં એ એક મુખ્ય સંપ્રદાય છે. શ્રી. ગોપીનાથરાવ એમના મૂર્તિવિધાનના ગ્રંથમાં લખે છે કે સ્કંદપૂજાની ઉત્પત્તિ કદાચ સૂર્યપૂજામાંથી થઈ હોય. પરંતુ દ્રાવિડ દેશમાં શૈવધર્મનો જ એક ભાગ એ મનાય છે. જોકે એનાં આગમો જુદાં પણ છે. સ્કંદપુરાણ ઉપરથી એમ લાગે કે એનો પ્રચાર ગૂજરાતમાં કોઈ વખતે હોય.

આવેલો ઈત્સીંગ નામે ચીનો લખે છે કે ચીનના વિશ્વવિદ્યાલય સાથે સરખાવી શકાય તેવાં હિંદમાં માત્ર બિહારમાં નાલંદા, અને વલભી એમ બે વિશ્વવિદ્યાલયો હતાં. ધર્મમાં ઉદારતા સાથે સમાજમાં પણ એ સમયે બહુ સંકુચિતપણું આવ્યું હોય એમ જણાતું નથી. આનંદપુરને વડનગર માનીએ તો એના બ્રાહ્મણોનો બ્રાહ્મણો તરીકે ઉલ્લેખ છે. ભૌગોલિક સ્થળો ઉપરથી જ્ઞાતિઓ એ સમયમાં થઈ હોય એવા આધાર મળતા નથી.

## સામાજિક સ્થિતિ

વર્ણવ્યવસ્થા તો પ્રાચીન સમયથી ચાલી આવે છે, પરંતુ એમાં નાના ભાગલા પડ્યા નહોતા. ગામડામાં મોટે ભાગે ખેડૂતની વસ્તી હતી અને તે કણબી કુટુંબી કહેવાતો. ખેતીને અંગે જે જે ચીજો જોઈએ તે બનાવનારા અને લોકની જરૂરિયાતની ચીજો બનાવનારાઓ–સુતાર, લુહાર, ઘાંચી, મોચી, વણકર, દરજી, અને એ બધાંને ધીરધાર કરનારો બધાંથી ઢીલો છતાં બધાંને હાથ નીચે દબાયેલા રાખનારો વાણિયો એ બધા ગ્રામ્ય સમાજનાં અંગ હતાં. સીવેલાં કપડાંનો પ્રચાર પણ થોડો હતો. જોકે સામાન્ય રીતે સીવ્યા વગરનાં કપડાં પહેરાતાં.[૧] પરદેશીઓ અને પરપ્રાંતીઓના સંસર્ગમાં સૌથી પ્રાચીન કાળમાં આજ સુધી હિંદના પ્રાંતોમાં ગૂજરાત સોથી વધારે આવ્યો છે, એટલે સીવેલાં કપડાંનો પ્રચાર ગૂજરાતમાં સૌથી વધારે હોવાનો સંભવ છે.

## આદર્શ રાજ્યવ્યવસ્થા

વલભીની રાજ્યવ્યવસ્થા બહુ રસમય છે. દેશના વિભાગો પણ જાણવા જેવા છે. સૌરાષ્ટ્રને વિષય કહે છે તે પ્રાંતને મળતું છે. જિલ્લાને આહાર કહે છે જેને કોઈ જગ્યાએ વિષય પણ કહેલો છે.

---

૧. જુઓ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીકૃત મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ. પૃ. ૧૬.

તાલુકાને પથક કહેલો છે. આજે પંથક શબ્દ કાઠિયાવાડમાં તાલુકા માટે શિથિલ રીતે વપરાય છે. એનાથી નાનો કદાચ મહાલ જેવો વિભાગ હોય તેને સ્થલી કહે છે.

વહીવટને લગતી ઘણી ઉપયોગી વીગત વલભીના સમયને માટે તામ્રપત્રોમાંથી મળે છે. તે નીચે પ્રમાણે છે:

(૧) આયુક્તક અને વિનિયુક્તક એ રાજાએ ખાસ કામ માટે નીમેલો અધિકારી છે. પ્રો. અલ્તેકર એને ગામડાનો હિસાબ રાખનાર (તળાટી?) કહે છે. (૨) દ્રાંગક:–દ્રંગ એટલે શહેર. એનો અધિકારી એટલે નગરરક્ષક એવો અર્થ છે. (૩) મહત્તર:–મોટો. મરાઠી શબ્દ મ્હાતારા આ શબ્દમાંથી નીકળ્યો છે. એનો અર્થ મુખી જેવો છે. (૪) ચારભટ:–આના અર્થ માટે મતભેદ છે. ચોર પકડનાર, એવો અર્થ એક કરે છે; ચાર એટલે અમુક વખત માટેનો સિપાઈ અને ભટ એટલે કાયમનો સિપાઈ એવો અર્થ બીજા કરે છે; ચાર એટલે સામાન્ય સિપાઈ અને ભટ એટલે લશ્કરી સિપાઈ એવો અર્થ ત્રીજા કરે છે. (૫) ધ્રુવ:–ગામડાનો હિસાબ રાખનાર તળાટી. હજી કચ્છમાં એને ધ્રુવ કહે છે. (૬) અધિકરણિક:–ન્યાયનું કામ કરનાર. (૭) દંડપાશિક:–પોલિસનો વડો અથવા કેદખાનાનો વડો એવો અર્થ પણ થાય. (૮) ચૌરોદ્ધરણિક:–પોલિસનો વડો. (૯) રાજસ્થાનીય:–સૂબો અગર મામલતદાર. (૧૦) અમાત્ય એટલે પ્રધાન. (૧૧) અનુત્પન્નાદાન સમુદ્ગ્રાહક:–ચઢી ગયેલો કર વસૂલ કરનાર. (૧૨) શાલ્કિક:–જકાતનો ઉપરી. (૧૩) ભોગિક કે ભોગોદ્ધરણિક:–જમીન મહેસૂલ ઉઘરાવનાર. (૧૪) વર્ત્મપાલ:–રસ્તાનો ચોકિયાત. (૧૫) પ્રતિસારક:–ગામડામાં રાતની ચોકી કરનાર. (૧૬) વિષયપતિ:–કલેક્ટર જેવો અધિકારી. (૧૭) રાષ્ટ્રપતિ:–વિષય કરતાં મોટા ભાગનો અધિકારી. (૧૮) હસ્ત્યારોહ અને અશ્વારોહ:–ઘોડેસવાર, અને હાથી સવાર (માવત?). આ ઉપરાંત જમીનની માપણી કરનારને પ્રમાતૃ કહેલો છે. માપણીને માટે પાદાવર્ત કે

ભૂપાદાવર્ત શબ્દ છે તેમ જ પીઢક એટલે ટોપલો–અમુક ટોપલા અનાજ જેમાં વાવી શકાય તેટલી જમીન એવા ઉલ્લેખો તામ્રપત્રોમાં મળે છે. જમીન ઉપરાંત બીજા કર પણ હોય એમ સમજાય છે. રાજાની આજ્ઞાઓને અમલમાં મૂકનાર અધિકારીને દૂતક કહ્યો છે. આ ઉપરાંત સંધિવિગ્રહાધિકૃત, અક્ષપટલિક (પટેલ ? મરાઠી શબ્દ પાટિલ પણ આનું રૂપ હોય એમ મનાય છે.), દંડનાયક વગેરે અધિકારીઓનાં નામો પણ મળે છે.[1] વલભીના રાજ્યને નૌકાસૈન્ય પણ હતું, પરંતુ તેની વીગત મળતી નથી.[2] રાજ્ય અને સમાજવ્યવસ્થાની ઘણી રીતો ધર્મશાસ્ત્રોને અનુસરીને હતી.

**વલભીની પડતી**

વલભી રાજ્યની પડતીની વાત જનસમાજમાં વધારે પ્રચલિત છે અને રંક નામના મારવાડી વાણિયાની એ વાત વલભીના જ્વલંત ઇતિહાસ કરતાં લોકમાં વધારે જાણીતી છે. આ લોકવાયકા છેક અગિયારમી સદીની શરૂઆતમાં અલ્બેરૂનીએ પણ નોંધી છે. પાલીનો આ મારવાડી વાણિયો પરદેશીઓને બોલાવીને છેલ્લા રાજા શીલાદિત્યને ઉખેડી નાખવાનું કારણ બન્યો એમ કહેવાય છે. પ્રબંધચિંતામણિ પણ એ વાતનો ઉલ્લેખ કરે છે. ઈ. સ. ૭૭૦[3] અને બીજે મતે ઈ. સ. ૭૮૫ માં દરિયામાર્ગે આરબોએ ચઢાઈ કરીને વલભીના રાજ્યનો નાશ કર્યો.[4] આમ છતાં થોડી સદીઓ વલભીનગર ભાગેલી દશામાં પણ રહ્યું હતું.



૧. આ અધિકારીઓનો સાર શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીકૃત મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૧૯–૨૧ માંથી લીધો છે.

૨. જુઓ ર. છો. પરીખકૃત કાવ્યાનુશાસનમાં બીજા ભાગમાં લખેલો ઇતિહાસ.

૩. આ માટે પ્રો. કોમીસેરિયેટે ગૂજરાતના ઇતિહાસ, પૃ. ૪૧–૪૩ માં ડૉ. ટેલરના લેખનો ઉતારો આપ્યો છે તે વાંચવા જેવો છે.

૪. શ્રી. રસિકલાલભાઈ ઈ. સ. ૭૮૫ માને છે.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## ગુજરાતના ઇતિહાસના ભ્રમણો અને ગુર્જરો

### ગૂજરાતમાં વધુ જાતિઓનું ભ્રમણ

ઘણા દેશોના ઇતિહાસમાં ભ્રમણયુગો તો આવ્યા હશે, પરંતુ ગૂજરાતના ઇતિહાસમાં જેટલા ભ્રમણયુગો આવ્યા છે એટલા અને એવા ભ્રમણયુગો કોઈ દેશના ઇતિહાસમાં ભાગ્યેજ આવ્યા હશે. પંજાબમાંથી ઘણા પરદેશી આક્રમણો હિંદમાં આવ્યાં છે, પણ પંજાબમાં આર્ય જાતિની વસ્તી મોટે ભાગે કાયમ રહી છે, પછી ધર્મે તે જાતિઓ આજે હિંદુ હોય કે અન્યધર્મી હોય. એ જ પ્રમાણે વધતા ઓછા પ્રમાણમાં બીજા પ્રાંતોમાં અને દેશોમાં થયું છે. પરંતુ ગૂજરાતમાં જાતિઓની જેટલી વિવિધતા છે તેટલી ભાગ્યે બીજી કોઈ જગ્યાએ હશે. પછી ભલે ગૂજરાતમાં હિંદુધર્મ પાળનારા વધારે હોય.

### ભ્રમણનું કારણ

આમ થવાનું કારણ વિચિત્ર છે. ગૂજરાતની ભૂમિએ ઘણા ભ્રમણયુગો જોયા છે. ઘણી જાતિઓ(races)ને ગૂજરાતે આશ્રય આપ્યો છે. ઘણી જાતિઓ ગૂજરાતમાં આવી છે, વસી છે, અને વસ્તીમાં ભળીને ઓતપ્રોત થઈ ગઈ છે. ઘણી જાતિઓ ગૂજરાતમાં થઈને જમીન કે દરિયામાર્ગે દેશાવરોમાં જતી રહી છે; ઘણી દેશાવરોમાંથી આવીને ગૂજરાતમાં વસી છે કે ગૂજરાતમાં થઈને હિંદુસ્તાનમાં પ્રસરી છે. દરિયાકિનારાને લીધે અને વેપારના પ્રાધાન્યને લીધે અનેક દેશાવરોની સાથે આવજા અને આપલેના ગાઢ સંબંધને લીધે ગૂજરાતે આ સ્થિતિ ભોગવી છે. એ જ કારણને લીધે રાજ્યોના ત્રાસથી નાઠેલા લોકોએ પણ ગૂજરાત મારફતે આવજા કરી છે.

## પ્રાગૈતિહાસિક ભ્રમણો

આવો સૌથી પહેલો ભ્રમણયુગ પ્રાગૈતિહાસિક સમયની પણ પૂર્વે વૈદિક સમયમાં દેવાસુર સંગ્રામ—આર્યો અને અસુરોનાં યુદ્ધો વખતે થયો છે. સિંધુ અને સરસ્વતીનાં મુખો આ ભૂમિમાં હોવાથી અને અસુરોનાં મોટાં થાણાં પણ ત્યાં જ હોવાથી હારેલા અસુરો હિંદના બીજા ભાગોમાંથી આ તરફ આવતા ગયાં અને દક્ષિણમાં અને સમુદ્રના દ્વીપોમાં ચાલ્યા ગયા. રહ્યા તે આર્ય સંસ્કૃતિમાં સમાઈ ગયા. પરંતુ આ વાતોને તો હજી સબળ પુરાવાઓ વગર વિદ્વાનો માન્ય રાખે તેમ નથી.

પ્રાગૈતિહાસિક સમયની છતાં યાદવ જાતિ તો ઐતિહાસિક છે. અને એ જાતિ—પછી તે ગમે તે મહાજાતિની પેટા જાતિ હોય—ગૂજરાતમાં બહારથી જ આવી છે. ગૂજરાતમાં વસી છે. ગૂજરાતની કેટલીક રાજપૂત નાની જાતિઓનું મૂળ બની છે અને શત્રુઓનાં આક્રમણોથી દક્ષિણમાં જઈને પણ વસી છે. આ બીનાને આપણે બીજો ભ્રમણયુગ કહી શકીએ.

## પૌરાણિક યુગનાં ભ્રમણ

આ પછીના લાંબા અંધકારયુગમાં પણ આવાં ભ્રમણો થયાં હશે તેને માટે અનુમાન કે કલ્પનાને પણ સ્થાન નથી. અને વેપારી કોમો પરદેશથી આવીને વસી હશે કે આવીને ચાલી ગઈ હશે. આભીરો, બર્બરો વગેરે જાતિઓ આજે કાઠિયાવાડની કેટલીક જાતિઓનું પ્રાચીન મૂળ હશે. જે ગ્રીકોને લીધે હિંદના નૈર્ઋત્યમાં યવનદેશ પૌરાણિકોને ગણવો પડ્યો તે યવનો દેશ કરીને વસ્યા પછી કોઈ ગાંસડાં પોટલાં લઈને બધા પાછા નહિ ગયા હોય. કાઠિયાવાડ કચ્છની જાતિઓનો વિજ્ઞાનપદ્ધતિએ અભ્યાસ થાય ત્યારે જ આ વાતને સાચા ટેકા મળે.

## ખ્રિસ્તી સાલની શરૂઆતનાં ભ્રમણ

શક ક્ષત્રપો, ઈરાની પહેલવીઓ વગેરે ઈ. સ. ની શરૂઆતમાં

આવ્યા અને પશ્ચિમ હિંદમાં પ્રસરી ગયા. કેટલાક દક્ષિણમાં પણ ગયા. આ બધાંની અવરજવરનું મુખ્ય સ્થાન ગૂજરાતની ભૂમિ બની હતી એ એમના ઇતિહાસ ઉપરથી સમજાય છે, અને એ લોકો પણ એ સમયમાં ભ્રમણ કરી ગૂજરાત અને બીજા ભાગોમાં હિંદુ સમાજમાં સમાઈ ગયા છે. ક્ષત્રપોથી વલભી રાજ્યના સમયના ગાળાને આપણે ત્રીજો ભ્રમણયુગ કહી શકીએ. વલભીના ઇતિહાસ ઉપરથી કોઈને એમ લાગે કે હવે તો ભ્રમણયુગ પૂરો થઈ લોકને ઠરીઠામ થવાનો સમય આવ્યો હતો. પરંતુ એ પછી તો ઘણી સદીઓ સુધી ભ્રમણો ચાલુ હતાં એમ ઇતિહાસ કહે છે.

### ગુર્જરો પોતે પણ ભ્રમણો કરનારી એક જાતિ

એનો મોટામાં મોટો પુરાવો રાષ્ટ્રકુટોના સમયમાં મળે છે. ગૂર્જરો પોતે જ પરદેશથી આવેલી જાતિ છે અને એ જાતિ ગૂજરાતની ભૂમિમાં ક્યારે અને કેવી રીતે આવી અને પોતાનું નામ હમેશને માટે એ ભૂમિને કેવી રીતે આપી ગઈ તે શોધવા માટે આજનાં ગૂજરાતના વિદ્વાનોની બુદ્ધિને લાંબા વખતથી ભ્રમણમાં નાંખી રહી છે. આખા પ્રાંતને નામ આપનારી આ જાતિ આજે એ પ્રાંતમાં ક્યાં છે તે પણ માત્ર અનુમાનથી સમજવું પડે છે. એ જાતિ હિંદુસ્તાનની બહારથી આવી ભિન્નમાલ, ભરૂચ, કનોજ આદિ જગ્યાઓએ રાજ્ય કરી, આનર્ત, સુરાષ્ટ્ર, લાટની ભૂમિને પોતાનું નામ આપી આજે ક્યાં અદૃશ્ય થઈ ગઈ અને ક્યારે અદૃશ્ય થઈ ગઈ તે હજી સુધી સ્પષ્ટ થયું નથી. એ ભૂમિ ઉપર સોલંકીઓનું રાજ્ય સ્થપાયું ત્યાં સુધીના સમયને ચોથો ભ્રમણયુગ કહી શકીએ.

### નાની જ્ઞાતિઓનાં ભ્રમણો

આ મધ્યકાલીન ઐતિહાસિક સમયમાં આવાં મોટી જાતિઓનાં ભ્રમણ ઉપરાંત નાની જ્ઞાતિઓનાં સમૂહોનાં ભ્રમણો પણ પુષ્કળ થયાં છે અને સોલંકીઓના શાંત સમયમાં પણ ચાલુ રહ્યાં.

છે. શ્રીમાળીઓ, ઓસવાળો, પોરવાડો, મોઢ વગેરે ભૌગોલિક નામવાળી જ્ઞાતિઓ આજે એ નામનાં સ્થળોમાં ક્યાં છે? આખા ગૂજરાતમાં એ જ્ઞાતિઓ પ્રસરેલી છે. કોઈ રાજ્યના ત્રાસથી, કોઈ દ્રવ્ય સંપાદન કરવા માટે, કોઈ વેપાર માટે, પોતાની જ્ઞાતિને નામ આપનારાં સ્થળો છોડીને એવાં દૂરનાં સ્થળોમાં ઘર કરીને આજે રહ્યાં છે કે ઘણાને એ નામ આપનાર સ્થળ ક્યાં છે તેની પણ આજે ખબર નથી.

હવે સોલંકીઓ પછી આવનાર ભ્રમણયુગનો વિચાર આગળ કરીશું, તે પહેલાં અહીં છેલ્લા ભ્રમણયુગના સ્વામી ગુર્જરોનો સહેજ વિચાર કરીએ.

## ગુર્જરો

ગુર્જરો કઈ જાતિના હતા, હિંદમાં ક્યારે આવ્યા, ગૂજરાતને એમણે પોતાનું નામ ક્યારે અને કેવી રીતે આપ્યું એ બધાની વિસ્તૃત ચર્ચા એ સમયના સંપૂર્ણ ઇતિહાસના સ્વતંત્ર ગ્રંથમાં થાય. અહીં સ્થાન ન હોવાથી એ બાબતોમાં વિદ્વાનોની બુદ્ધિએ જે ભ્રમણ કર્યું છે તેમાંથી મુખ્ય મુદ્દો માત્ર નોંધી એમની કારકીર્દિની નોંધ લેવી એ જ ઠીક છે.

યુવાંગચંગ ચીનો સાતમી સદીના મધ્ય ભાગમાં આવેલો તે વલભીની ઉત્તરે ચીનની કાલી ભાષામાં ગુર્જરનો ઉલ્લેખ કીઉચેલો (Kiu–che–lo) અને એમની રાજધાની ભિન્નમાલથી ઉલ્લેખ પીલોમોલો (P–lo–mo–lo) એવા નામથી કરે છે. એ દેશની વસ્તી ગીચ હતી; લોકો ધનવાન હતા; દેશ સુરાષ્ટ્રના જેવો હતો; રાજા ક્ષત્રિય કુલનો હતો અને એ સમયે માત્ર વીસ વર્ષની વયનો, બુદ્ધિશાળી અને હિંમતવાળો હતો. ધર્મ મોટે ભાગે નાસ્તિકો(બૌદ્ધ ધર્મને ન માનનારા–હિંદુઓ)નો હતો; થોડા બૌદ્ધધર્મી હીનયાનને માનનારા અને એક સંઘારામ હતો એમ વર્ણન કરે છે. એટલે

ગુર્જર રાજ્ય આબુથી વાયવ્ય દિશામાં ચાલીસ માઈલ દૂર આવેલા ભિન્નમાલ અથવા શ્રીમાલ નગરમાં સારી રીતે જામેલું હતું એમ સમજાય છે. હાલ મારવાડના રેતીના રણમાં આવેલું નાનુ ભિન્નમાલ ગામ એક વખતે સુરાષ્ટ્ર જેવા અને ગીચ વસ્તીવાળા પ્રદેશની રાજધાની હતી. આગળ જોઈશું તે પ્રમાણે એક વખત મધ્ય અને પશ્ચિમ હિન્દમાં પ્રસરેલા અને નર્મદાના કિનારા સુધી દક્ષિણમાં જામેલા ગુર્જર સામ્રાજ્યની એક વખતની રાજધાની આજે રણમાં ખૂણામાં પડેલા, અને ગૂજરાતમાં આજે વસેલી શ્રીમાળીઓની મોટી જ્ઞાતિને ખબર પણ નથી એવા ભિન્નમાલ ગામમાં હતી. હાલના ગૂજરાતને ગૂજરાત નામ પડ્યા પહેલાંના ગૂજરાતનું એ પ્રથમ પાટનગર હતું.[1]

### હાલના ગૂજરાતનું ગૂજરાત નામ

હાલના ગૂજરાતનું ગૂજરાત નામ તો સોલંકી સમયની લગભગમાં પડ્યું હોય એમ સમજાય છે.[2] ગુર્જર નામ છઠ્ઠી સદીમાં જાણીતું

૧. જુઓ વૉટર્સનો યુવાંગચંગ અને રસિકલાલભાઈકૃત કાવ્યાનુશાસનમાં આપેલો ઇતિહાસ. યુવાંગચગની દિશાઓમાં વલભીની ઉત્તરે આ ગુર્જર રાજ્યની દિશા કાંઈક સાચી છે. યુવાંગચંગ ચીનો ગુર્જર રાજાને ક્ષત્રિય કહે છે. તેને માટે વિદ્વાનોનું એમ માનવું છે કે ઘણી પરદેશી જાતિઓ રાજસત્તામાં આવ્યા પછી અને હિંદુધર્મમાં સમાયા પછી વર્ણવ્યવસ્થામાં એમને ક્ષત્રિય ગણવામાં આવી. ઘણી રાજપૂત જાતિ એવી રીતે થઈ છે. સૂર્ય અને ચંદ્ર વંશ એ પુરાણોની કલ્પના છે.

૨. ગૂજરાતનું ગૂજરાત નામ ક્યારે પડ્યું અને ગુર્જર જાતિ માટે પ્રખર પુરાવિદ્ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ ૧૯૩૩ના ઑક્ટોબર–ડિસેંબરના બુદ્ધિપ્રકાશમાં અને ૧૯૩૪ના જાન્યુઆરીના કૌમુદીમાં આધારભૂત લેખ લખ્યા છે તે જોવા. શાસ્ત્રીજી ગુર્જરોને બહારથી આવેલા અને હિંદુઓમાં સમાઈ ગયેલા માને છે અને શ્રી. રસિકલાલભાઈ પણ એમ માનતા જણાય છે. ખાનદેશમાં જ્ઞાતિને વિશેષણ તરીકે આભીરનો દાખલો આહીર બ્રાહ્મણ, આહીર સોનાર, આહીર સુતાર, આહીર કોળી આવાં જ્ઞાતિઓનાં નામ આપેલાં છે એવી રીતે

હતું એટલે એ અરસામાં અગર એ પહેલાં થોડા સમય પૂર્વે હૂણ વગેરેની સાથે ગુર્જર જાતિ હિંદની બહારથી આવી છે એમ માનવામાં વાંધો નથી. એ જાતિ હિંદની કોઈ પ્રાચીન જાતિ છે એમ કેટલાક માને છે તેમની સામે ઘણો વિરોધ માલૂમ પડે છે. હૂણ સાથે સંબંધ ધરાવતી કે એના પેટા ભાગ જેવી જ એ જાતિ છે. સાતમી સદીની શરૂઆતમાં તો કનોજના મહારાજાધિરાજોની ઊંઘમાં વિક્ષેપ પાડે એટલી સત્તા એ લોકની જામી ગઈ હતી. પંજાબમાં ગૂજરાત નામે શહેર છે. ગુર્જરો આજે પણ એ પ્રાંતમાં છે. ગૂજરાતમાં એ નામની જુદી જાતિ નથી. પણ આ પરદેશીઓ હિંદુધર્મમાં સમાઈ ગયા પછી સમાજની જ્ઞાતિઓમાં પણ એ લોક સમાઈ ગયા અને ગુર્જર નામ માત્ર એ જ્ઞાતિઓના વિશેષણરૂપે રહ્યું. ગુર્જરો, ચાવડાઓ, અને પ્રતિહારો એક મોટી ગુર્જર જાતિના ભાગ હોય એમ પણ કેટલાક વિદ્વાનોનું માનવું છે.

### ગૂજરાત નામ પડવાનું કારણ

એ ગમે તેમ હોય પણ ઉત્કીર્ણ લેખોમાં જે ગુર્જરદેશ, ગુજ્જરત્તા અગર સંસ્કૃતમાં ગુર્જરત્રા એ ભૂમિ તો ભિન્નમાલની આસપાસની અને ઉત્તર ગૂજરાતના થોડા ભાગની ભૂમિ છે. ગુર્જરોનું રાજ્ય નર્મદા સુધી હતું, ઉત્તર ગૂજરાત અને કાઠિયાવાડમાં પણ હતું, છતાં પણ એમની રાજધાની ભિન્નમાલમાં અને કેટલોક વખત કનોજમાં હતી.[૧] તો પછી મારવાડ અને મધ્યપ્રદેશનું નામ ગૂજરાત

---

ગૂજરાતમાં ગુજર કણબી, ગુજર વાણિયા, ગુજર સોની, ગુજર કુંભાર, ગુજર સલાટ વગેરે દાખલા છે. રાજપૂતાનામાં વડગુજર નામે રાજપૂત જાતિ છે. ગુજરો સાથે રજપૂતો જમતા નથી પણ વડગુજરો સાથે જમે છે, રબારીઓ પણ ગુજરો કહેવાય છે. દશમા શતક સુધી હાલના ગૂજરાતને ગુર્જરદેશ નામ નહોતું એમ શાસ્ત્રીજી માને છે.

૧. આ બાબતના સવિસ્તર વર્ણન માટે ર. છો. પરીખકૃત કાવ્યાનુશાસન, ભા. ૨ જામાં આપેલો ગૂજરાતનો ઇતિહાસ જોવો.

ન પડ્યું; પંજાબમાં માત્ર એક બે ગામમાં એ નામ સચવાયું; જ્યારે આનર્ત, સુરાષ્ટ્ર અને લાટના આખા પ્રદેશને એ નામ વળગી રહ્યું અને હિંદની સંસ્કૃતિના એક વિશિષ્ટ ભાગ તરીકે આજ સુધી શોભ્યું એનું કારણ હજી અંધારામાં જ છે. આ ઉપરથી એક જ અનુમાન કાંઈક બુદ્ધિમાં ઊતરે એવું નીકળી શકે કે ગુર્જર જાતિએ ગમે ત્યાં રાજ્ય કર્યું હોય પરંતુ સાતથી નવમી સદી સુધી ઉત્તર ગૂજરાત અને સુરાષ્ટ્ર ઉપર એમની સત્તા એ સમયમાં જામેલી હશે. મારવાડમાં તો હતી જ, એટલે આખા હિંદુસ્તાનમાં વેપાર માટે આવતા પરદેશીઓ પ્રાચીન સમયથી ગૂજરાતને કિનારે આવતા હતા તે તો સિદ્ધ વાત છે. એ લોકો આ મજબૂત ગુર્જરસત્તાવાળા ભાગમાં કે એમનાં બંદરોમાં ઊતરતા તેથી ગૂજરાત નામ એ લોકોએ વાપરવું શરૂ કર્યું હોય અને એનું પ્રાકૃત ગુર્જરત્તા અને સંસ્કૃત ગુર્જરત્રા થયું હોય. સ્યાત્રકશાનું સુવિશાખ થયું, બહમનાબાદનું બ્રાહ્મણાબાદ થયું, ત્યાં સંસ્કૃત થયાના દાખલામાં શંકા કરવા જેવું બહુ રહેતું નથી. આ વાત આરબોના ઉલ્લેખોથી કાંઈ સમજાય તેવી છે અને અલ્બરૂની જે પૌરાણિક ભૂગોળનો પણ નિષ્ણાત છે તે ચોખ્ખું "ગુજ્રાત" નામ વાપરે છે[૧] તે બહુ સૂચક છે. એટલે આ બાબત પણ જોકે મારું અનુમાન જ છે છતાં બીજાં અનુમાનો કરતાં વધારે માનવા જેવું જણાય છે. સોલંકીઓના સમયમાં લાટ ખાલસા થયા પછી હાલના આખા ગૂજરાતને ગૂજરાત નામ લાગુ પડ્યું. તે અગાઉ પરદેશીઓએ ગૂજરાત કાઠિયાવાડનાં બંદરોને ગુર્જર સત્તાને લીધે ગૂજરાત નામ આપ્યું એમ માનવાને વાંધો નથી. આ માટે એક અર્વાચીન દાખલો જાણવા જેવો છે. આખો દ્વીપકલ્પ સૌરાષ્ટ્ર કહેવાતો હતો અને છેક મુસલમાન સમયમાં પણ આપણા દેશીઓ તો એને સોરઠ જ કહેતા હતા. આજે સોરઠ એક એનો નાનો ભાગ માત્ર છે,

---

૧. સચાઉનો અલ્બરૂની : ભા. ૧, પૃ. ૨૦૨, ગુજરાત નામ માટેનાં અનુમાનોમાં આ એક અનુમાન ઉમેરવાનું જોખમ મને ઠીક લાગ્યું છે.

જ્યારે એથી પણ નાના ભાગ કાઠિયાવાડનું નામ આખા પ્રાંતને લાગુ પડ્યું છે. એનું કારણ એ છે કે મરાઠાઓ સોરઠમાં ચોથ ઉઘરાવવા જતા ત્યારે એમને દરેક વખત કાઠીઓ સામે જ લઢવું પડતું અને એ લોકોને એમ લાગ્યું કે આ તો કાઠીઓનો દેશ છે તેથી આખા પ્રાંતને કાઠિયાવાડ નામ આપ્યું. એટલે એ નામ દોઢસો વર્ષથી જૂનું નથી. આ રીતે અને આવાં અનેક કારણોથી દેશોના નામ પડેલાં છે.

## ગુર્જર રાજધાની ભિન્નમાલ

આ ગુર્જરોની પ્રથમ રાજધાની ભિન્નમાલ હિન્દુ સંસ્કૃતિનું કેન્દ્ર હતું. અનાર્ય જાતિના ભીલ જેવા લોકોને લીધે એવું નામ પડ્યું હશે.[1] પરંતુ મોટા રાજ્યનું કેન્દ્ર થવાથી તેનું નામ સુધરીને શ્રીમાલ પડ્યું જણાય છે. પ્રાચીન શહેરો અને ખાસ કરીને આજે કોઈ મોટી જ્ઞાતિનું મૂળ સ્થાન હોય તેવાં શહેરોને પૌરાણિક સ્વરૂપ આપવામાં આવ્યું છે અને મોઢેરાને માટે ધર્મારણ્યની પેઠે ભિન્નમાલનું પણ શ્રીમાલ પુરાણ યોજાયું છે. અને એવાં બીજાં વડનગર, મોઢેરા વગેરે શહેરોની પેઠે એને પણ ચાર યુગનાં ચાર નામો પડ્યાં છે. તેમાં શ્રીમાલ સત્યયુગનું, તે પછી પુષ્પમાલ, રત્નમાલ અને છેવટે કલિયુગનું નામ ભિન્નમાલ અથવા ભિલ્લમાલ એમ નામો પડ્યાં છે. પુરાણમાં આપેલા એના વર્ણનમાં અહીં ઊતરવાનું સ્થાન નથી.[2]

---

૧. શ્રી. રસિકલાલ પરીખ ભિલ્લમાલ નામની ઉત્પત્તિ માટે માલ અને ભિલ્લ અને કિરાત એ જાતિઓનો જે શ્લોક આપે છે અને ભિલ્લ અને માલ જાતિનું નિવાસસ્થાન એમ કહે છે તે સયુક્તિક લાગે છે.

૨. જુઓ ર. છો. પરીખના કાવ્યાનુશાસન ભા. ૨ માં ગૂ. નો ઇતિહાસ, પૃ. ૮૯ થી ૯૧. રા. રસિકલાલભાઈ પુરાણનો ઉતારો કરતાં લખે છે કે સૌગંધિક પર્વત એટલે નાસીક પાસેના પર્વતની (સહ્યાદ્રિ?) ઉત્તરે ત્ર્યંબક સરોવરની પાસે ગૌતમાશ્રમ એ પહેલાં શ્રીમાલની જગ્યાએ હતો અને એ આબુની વાયવ્યમાં છે. આ વસ્તુ બંધબેસે તેવી નથી. ગૌતમાશ્રમ વગેરે ખરેખર નાસીક પાસે જ છે અન શ્રીમાલ ખરેખર આબુની વાયવ્યમાં છે. એક મહારાષ્ટ્રમાં છે, બીજું મારવાડમાં છે. પુરાણનો આ એક ગોટાળો જ છે.

**ભિન્નમાલે સંસ્કારિતામાં ભજવેલો ભાગ અને એનો ઇતિહાસ**

ભિન્નમાલનગર ઘણું વિસ્તૃત અને ઉત્તમ મકાનો અને દેવાલયોથી અલંકૃત હતું. એમાં જગત્ સ્વામી–સૂર્યનું મંદિર ઘણું પ્રાચીન મનાય છે. એ મંદિર સ્થાનિક પરંપરા પ્રમાણે ઈ. સ. ૧૬૬ (સંવત ૨૨૨)માં બંધાયેલું અને ઈ. સ. ૨૦૯(સંવત ૨૬૫)માં કોઈ રાક્ષસને હાથે નાશ પામેલું. ઈ. સ. ૮૪૪ માં શહેરનો ફરી નાશ થયેલો અને ઈ. સ. ૮૯૬ માં ફરી બંધાયેલું. પરંતુ આ બધી પરંપરા કરતાં ચોક્કસ હકીકત ઈ. સ. ૬૨૬ (સંવત ૬૮૨)ના મહારાજા વર્મલાટના લેખથી મળે છે. આ વર્મલાટનો મુખ્ય પ્રધાન સુપ્રભદેવ શ્રીમાલના સુપ્રસિદ્ધ મહાકવિ અને શિશુપાલવધ મહાકાવ્યના કર્તા માઘનો દાદો થતો હતો. એટલે સાતમી સદીમાં શ્રીમાલ અથવા ભિન્નમાલે સંસ્કૃત સાહિત્યના એક મહાકાવ્યને જન્મ આપેલો એ એની સંસ્કૃતિના કેન્દ્ર તરીકેની નિશાની છે. એ જ અરસમાં ઈ. સ. ૬૨૮ (શક ૫૫૦)માં ભિન્નમાલમાં જિષ્ણુના પુત્ર બ્રહ્મગુપ્તે ખગોળશાસ્ત્રનો બ્રહ્મસ્ફુટ સિદ્ધાન્ત નામનો પ્રસિદ્ધ ગ્રંથ રચ્યો. એ બ્રહ્મગુપ્ત ભિલ્લમાલકાચાર્યના ઉપનામથી પ્રસિદ્ધ છે. જૈન વિદ્યાનું પણ એ કેન્દ્ર હતું. પ્રસિદ્ધ જૈનાચાર્ય હરિભદ્રસૂરિની સાહિત્યપ્રવૃત્તિ ભિન્નમાલમાં થઈ હતી અને એમના વિખ્યાત શિષ્ય સિદ્ધર્ષિ ભિન્નમાલના વતની હતા. કુવલયમાલાકથાનો ગ્રંથ પણ શક ૭૦૦ માં ભિન્નમાલમાં લખાયો છે.[1]

---

મોઢેરા અને મહુઆમાં પણ આવો ગોટાળો થયેલો છે. શ્રીમાલને અને ગૌતમાશ્રમને સંબંધ હોવો અશક્ય છે. શ્રીમાલના લક્ષ્મીના મંદિર માટે પણ પૌરાણિક આખ્યાયિકા છે જે અહીં અસ્થાને છે.

૧. ભિન્નમાલની સાહિત્યપ્રવૃત્તિનું સવિસ્તર વર્ણન શ્રી રસિકલાલ પરીખે કાવ્યાનુશાસન, ભા. ૨ ભામાં ગૂજરાતના ઇતિહાસમાં પૃ. ૯૫ થી ૯૭ માં આપેલું છે તે રસમય છે. લંબાણના ભયથી અહીં તે ટૂંકાવી નાંખ્યું છે. અણહિલ્લવાડ પાટણના ઇતિહાસમાં જે ભાગ શ્રી. હેમચંદ્રાચાર્યે ભજવ્યો છે તેવો ભાગ શ્રી. હરિભદ્રસૂરિએ ભિન્નમાલમાં ભજવ્યો છે.

ખગોળશાસ્ત્રી બ્રહ્મગુપ્તના વખતમાં વ્યાઘ્રમુખ ચાવડાનું રાજ્ય ભિન્નમાલમાં હોય એમ જણાય છે, અને એ પછી યુવાંગચંગ ચીનો આવેલો એટલે વ્યાઘ્રમુખના પુત્રનું રાજ્ય ચીના મુસાફરે વર્ણવ્યું હોવું જોઈએ. આઠમી સદીના મધ્ય ભાગમાં (ઈ. સ. ૭૪૦–૮૦૯) આ ચાવડાઓની પાસેથી પ્રતિહારોએ ભિન્નમાલ લઈ લીધું અને એમનો પહેલો રાજા નાગભટ્ટ અથવા નાગાવલોક થયો. એના પછી થઈ ગયેલા રાજાઓમાં વત્સરાજ અને નાગભટ્ટ બીજો વધારે જાણીતા છે અને એમણે—સિંધ-આનર્ત, સુરાષ્ટ્ર, માળવા, બંગાળા, આંધ્ર, તુરૂષ્ક વગેરે દેશોને જીત્યા હતા એવા ઉલ્લેખો છે. નાગભટ્ટ બીજો પણ નાગાવલોક કહેવાતો. એણે કનોજ જીતી લીધું અને ભિન્નમાલ પ્રાંતીય રાજધાની બની, મુખ્ય રાજધાની કનોજમાં ગઈ. એના પછી એના પુત્ર રામચંદ્રના રાજ્યમાં ખાસ કાંઈ નથી, પણ ભોજરાજ બન્ને દેવી ભગવતીના ભક્તો હતા. એના સિક્કા "મહા-દિવરાહા"ના નામથી જડેલા છે. એનો લેખ કાઠિયાવાડમાંથી પણ મળ્યો છે તે એનું રાજ્ય દરિયાકિનારા સુધી હતું તે સૂચવે છે. એનો પુત્ર મહેન્દ્રપાલ પણ પ્રસિદ્ધ રાજા થયો. એના બે લેખો કાઠિયાવાડમાં ઊના ગામમાંથી મળ્યા છે. ધીમક નામનો એનો સૂબો એ પ્રાંતનો વહીવટ કરતો હતો. આગળ જોયું તેમ છેક દરિયાકિનારા સુધી આ મહારાજ્ય પ્રસરેલું હોવાથી પરદેશીઓએ તે સમયમાં આ પ્રાંતને ગૂજરાત નામ આપ્યું હોય એ અનુમાનને ટેકો મળે છે. પહેલા પ્રકરણમાં જેના કાવ્યમીમાંસાં ગ્રંથમાંથી ઉલ્લેખો લીધા છે એ—કર્પૂરમંજરી, વિદ્ધશાલભંજિકા, બાલરામાયણ અને બાલભારતનો સુપ્રસિદ્ધકર્તા કવિ રાજશેખર આ મહેન્દ્રપાલનો વિદ્યાગુરુ હતો. એને રાષ્ટ્રકૂટોએ હરાવ્યો હતો એમ જણાય છે. એના સમયનો ઈ. સ. ૯૧૪નો એક લેખ કાઠિયાવાડમાં હડાળામાંથી નીકળ્યો છે તેમાં ચાપવંશનો ધરણીવરાહ નામે એનો એક ખંડિયો ત્યાં રાજ્ય કરતો હતો એમ હકીકત મળે છે. એના પછી ત્રણ રાજાઓ થયા. પણ છેવટનાં

ભાગમાં વિનયપાલના પુત્ર મહેન્દ્રપાલ બીજાના સમયમાં મૂળરાજ સોલંકીની સત્તા નીચે અણહિલવાડ પાટણમાં ગૂજરાત સ્વતંત્ર થયુ અને આજના ગૂજરાતનો પાયો નંખાઈ ગયો. દસમી સદીના પાછલા ભાગમાં ભિન્નમાલથી હજારો લોક ગૂજરાતમાં પાટણ બાજૂ આવવા લાગ્યા અને ભિન્નમાલ-શ્રીમાલની શ્રી ગૂજરાતના ચોથા પાટનગરમાં આવીને વસી.

## ભ્રમણોમાં નવી જાતિ પારસીઓ

અહીં એક વાત ભૂલી ન જવી જોઈએ. વલભી અને ગૂર્જરોના આ રાજ્યઅમલનાં ત્રણસો વર્ષના ગાળામાં ગૂજરાતના ભ્રમણયુગના ઇતિહાસમાં એક મોટો બનાવ બન્યો, તે આજના ગૂજરાતની શોભારૂપ પારસી જાતિનું ગૂજરાતમાં આગમન. ઇરાનનો હિંદુસ્તાન સાથે અને ખાસ કરીને પશ્ચિમ હિંદ સાથે સંસર્ગ ઈ. સ. પૂર્વે ઘણા વર્ષોથી ચાલુ હતો. ઇરાનના સેસેનિયન સામ્રાજ્યની હદ એક વખત પશ્ચિમ હિંદના કેટલાક ભાગ ઉપર હતી અને સૌરાષ્ટ્ર, કચ્છ અને માળવા સુધી પ્રસરી હતી.

ઈ. સ. આઠમા સૈકાની શરૂઆતમાં (ઈ. સ. ૭૧૬) ઇરાનના જરથોસ્તી વતનીઓને આરબોનો જુલ્મ અસહ્ય થઈ પડયો હતો. એમના ટોળાં ઇરાનથી હોરમઝ ટાપુ ઉપર આવી ત્યાં વહાણ દ્વારા હિંદુસ્તાનમાં સૌરાષ્ટ્રમાં દીવ બંદરે આવ્યાં. એમની સાથે એમનાં બૈરાંછોકરાં, એમના ધર્મગુરુઓ (દસ્તૂરો) હતા અને સાથે એમના પવિત્ર આતશ બહેરામ સાહેબ(પવિત્ર અગ્નિ)ને પણ લાવ્યા હતા. દીવમાં ૧૯ વર્ષ રહી દક્ષિણ ગૂર્જરોને કિનારે સંજાણમાં આવ્યા. આ બાબતનો હેવાલ શ્રી બહમન કૈકોબાદ સંજાણાએ ઈ. સ. ૧૫૯૯ માં કિસ્સે સંજાણ નામના ગ્રંથમાં આપ્યો છે. સંજાણમાં જાદી રાણો નામે હિંદુ રાજા રાજ્ય કરતો હતો. તેણે તેમને આશ્રય

આપ્યો અને જમીન આપી. ઈ. સ. ૭૨૧ માં એમણે ત્યાં વસવાટ કર્યો.[1] અને પવિત્ર અગ્નિ જેમને ઇરાનશાહ–ઇરાનના રાજા કહેવામાં આવે છે, તેમનું સંજાણમાં સ્થાપન કર્યું. ત્યાં ઘણાં વર્ષ રહ્યા પછી ઈ. સ. ૧૪૯૨ માં મહમૂદ બેગડાએ સંજાણ ઉપર ચઢાઈ કરી ત્યારે એ પવિત્ર અગ્નિ સાથે એ લોકો વાંસદાનાં જંગલમાં ગયા અને ત્યાંથી નવસારી આવી છેવટે ઈ. સ. ૧૭૪૨ માં ઉદવાડામાં આવી સ્થાપન કર્યું. ઉદવાડા આજે પણ પારસી લોકોનું–કાશી કે મક્કા જેવું–પવિત્ર સ્થાન ગણાય છે.

આ પારસી જાતિને જે હિંદુ રાજાએ આશ્રય આપ્યો તેને વફાદાર એ હમેશ રહ્યા હતા અને એના તરફથી સુલતાન મહમૂદ બેગડાના લશ્કર સાથે લડયા હતા. આજે વિદ્યા, વેપાર, દાનશીલતા, સમાજસુધારણા વગેરેમાં ગૂજરાતની એ એક અગ્રગણ્ય કોમ છે. અને ગૂજરાતી એમની માતૃભાષા છે, ગૂજરાતની એ શોભા છે.

### ભ્રમણયુગોએ ગૂજરાતી સમાજ ઉપર કરેલી અસર

આમ ગૂજરાતના ઇતિહાસનો પ્રાગૈતિહાસિક સમયથી ચાવડા અને સોલંકીઓના રાજ્યના ઉદય સુધીમાં થયેલા ભ્રમણયુગો પૂરા થાય છે, અને બીજા ભ્રમણયુગ શરૂ થતા પહેલાં એક સ્થિર સુવર્ણયુગ ગૂજરાતની ભૂમિ ઉપર આવે છે. આ ભ્રમણયુગોના ફાયદા અને ગેરફાયદા બન્ને થયા છે. અને જાતિઓનાં, અનેક કારણોને લઈને ગૂજરાત મારફતે થયેલાં ભ્રમણોથી, ગૂજરાતના સમાજે અનેક અનુભવોને પોતાના માનસિક બંધારણમાં ઘણી સદીઓથી વણી લીધા છે. અનેક જણના સંબંધમાં આવતો માણસ અનુભવોથી ઘડાઈને વધારે નમ્ર, વિવેકી, અને વ્યવહારકુશળ બને છે. એ ઘણો ઉગ્ર થઈ કામને બગાડતો નથી અને ઘણો નરમ થઈ

---

૧. જુઓ પ્રો. કામીસેરિયેટનો ગૂજરાતનો ઇતિહાસ પૃ. ૪૪–૫૪. આમાં ઈરાનનો હિંદુસ્તાન સાથેનો સંબંધ વિસ્તારથી ચર્ચ્યો છે.

બીજાને તાબે થતો નથી. ગૂજરાતની સંસ્કારિતાના ઘડતરમાં આ ગુણો જણાઈ આવશે. એટલે જ સોલંકી સમયના એક લેખકે ગૂજરાતને "**વિવેકબૃહસ્પતિ**" કહ્યો છે. આ સાથે અવગુણ પણ એ આવ્યો છે કે અસ્મિતા–પ્રાંતાભિમાન–પોતાની સંસ્કારિતાને જાળવી રાખવાની દઢતા એ ગૂજરાતમાં બીજા કરતાં ઓછી જણાય છે. પ્રાંતાભિમાન સારી વસ્તુ છે કે ખોટી એ વાત અહીં બાજૂએ મૂકીને માત્ર સરખામણી માટે જ આ વિચાર અહીં કરવાનો છે. ભમતા માણસને જેમ પોતાના કોઈ સ્થાનનું મમત્વ ન હોય એમ ગૂજરાતીને પોતાની અસ્મિતા બીજા કરતાં સહેજ ઓછી છે એ આ ભ્રમણયુગમાં બંધાયેલા માનસનું પરિણામ જણાય છે.



# પ્રકરણ ૭ મું

## અણહિલ્લવાડ પાટણની સ્થાપના

### પાટણ

**ગૂજરાતનાં** ગણાય તેવાં ચાર પાટનગરોની નોંધ લીધી. પરંતુ હાલની ગૂજરાતની ભૂમિ અને ગૂજરાત નામ પ્રચારમાં આવ્યું તે સમયથી એનું પ્રથમ રીતસરનું પાટનગર તો અણહિલ્લવાડ પાટણ ગણી શકાય. સરસ્વતીતીરે આવેલા લક્ખારામ (લક્ષારામ) નામના ગામની જગાએ ચાવડા વંશના વનરાજદેવે અણહિલ્લ નામના ભરવાડના નામ ઉપરથી અણહિલ્લવાડ પત્તન વસાવ્યું.

### વનરાજના કુલના ચાલુ ઇતિહાસ માટે શંકા

વનરાજે અણહિલ્લવાડ પાટણ વસાવ્યું એ સિવાય ચાવડાઓ અને વનરાજના પોતાના વંશ માટે દંતકથાઓ ઉપર આધાર રાખવો પડે છે અને વનરાજનાં માબાપ માટે પણ નિશ્ચિત હકીકત મળી નથી એ આપણા ઇતિહાસની કમનસીબીની માળાનો એક વધુ મણકો છે. દક્ષિણ ગૂજરાતનું રાષ્ટ્રકૂટોનું મોટું રાજ્ય, કે વલભી કે ગુપ્ત સામ્રાજ્ય જેવાં મોટાં રાજ્યોની હકીકત કરતાં આ તાલુકદાર જેવા ચાવડાના નાના રાજ્યની હકીકત ગૂજરાતનો સામાન્ય જનસમુદાય વધારે જાણે છે એનું માન, દંતકથા હોવા છતાં, વનરાજ, એનો બાપ જયશેખર, એની મા રૂપસુંદરી અને એના મામા શૂરપાલની રોમાંચ કથા( Romance )ને છે.[1]

---

૧. સોલંકીઓના ઇતિહાસનાં ઘણાંખરાં સાધનોમાં ચાવડાઓના ઉલ્લેખ અને રાજાઓનાં નામો મળે છે. એમાં પણ બધા આધારો એકમત નથી. ઘણે ભાગે પ્રબંધોમાંથી ભેગી કરેલી હકીકતો સત્તરમી સદીના અંતમાં લખાયેલા રત્નમાલા નામે હિંદી ગ્રંથમાંથી મળે છે. વનરાજનો વંશ પંચાસરના

## વનરાજની લૂંટથી ચઢતી

પંચાસરના ચાવડાઓની હાર થયા પછી અરણ્યમાં વિ. સ. ૭૫૨( ઈ. સ. ૬૯૬ )માં વનરાજનો જન્મ થયો. જૈનાચાર્ય શીલગુણસૂરિએ એનાં સામુદ્રિક ચિહ્નો જોઈ ભવિષ્યમાં એ રાજા થશે એમ નક્કી કરી એને ઉછેરવામાં મદદ કરી અને એના મામાએ

---

ચાવડાઓનો હતો એટલું તો વિદ્વાનો માન્ય રાખે છે ( જુઓ દુ. કે. શાસ્ત્રીનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભા. ૧ ). પરંતુ એ વંશ ભિન્નમાલના વ્યાઘ્રમુખ ચાવડાની શાખા કે વઢવાણના ધરણીવરાહની શાખા તે નક્કી થતું નથી. ચાવડાનું સંસ્કૃત રૂપ ચાપોત્કટ કરવામાં આવેલું છે. ચાવડાઓ ક્ષત્રિય જાતિના મનાયા છે. પરંતુ તેમની મૂળ જાતિ પણ નિશ્ચિત રીતે નક્કી થઈ શકતી નથી. એ લોકો હૈહય વંશના છે એમ પણ એક આધાર છે. એ ખરું ઠરે તો વલભીઓ, યાદવો ઠરે છે તેમ ચાવડાઓ હિંદના પ્રાચીન વંશના ઠરે. રત્નમાલા પ્રમાણે પંચાસરના જયશેખર ચાવડા ઉપર કલ્યાણ કટકના ભૂવડ રાજાએ ચઢાઈ કરી ઘેરો ઘાલ્યો અને તે ઘેરો બાવન દિવસ ચાલ્યો. છેવટે જયશેખરે રાણી રૂપસુંદરી સગર્ભા હોવાથી વનમાં મોકલી ને પોતે યુદ્ધમાં ખપી ગયો. રૂપસુંદરીએ વનમાં પુત્રનો જન્મ આપ્યો તેથી એનું નામ વનરાજ પડયું. રૂપસુંદરીનો ભાઈ શૂરપાલ અને જયશેખર વગેરેની આ વાત ગૂજરાતમાં ઘેર ઘેર જાણીતી હોઈ રોમાંચક બનેલી છે. પરંતુ આ દંતકથા લાગે છે. પુરાતન પ્રબંધસંગ્રહમાં બીજી જ વાત છે. અંભાસર ગામમાં ચંડ અને ચામુંડ નામે ચાવડા ભાઈઓ રહેતા હતા. કોઈ જોશીએ ચામુંડની સગર્ભા સ્ત્રી જે પુત્રને જન્મ આપશે તે ચંડને મારશે એવું ભવિષ્ય કહેવાથી એ સ્ત્રીનો ત્યાગ કરવામાં આવ્યો, અને એ સ્ત્રી પંચાસર ગઈ. એક વખતે એ લાકડાં વીણતી હતી ત્યારે શીલગુણસૂરિએ વણના ઝાડ નીચે એના બાળકના હાથમાં રાજચિહ્ન જોયાં અને એ છોકરો જૈન શાસન પ્રભાવક થશે એમ જણાયું. એમણે એને વીરમતી નામે ગણિનીને સોંપ્યો. મોઢેરા બ્રાહ્મણોની હકીકતમાં વનરાજને મોઢેરાઓએ આશ્રય આપ્યો અને એની માનું નામ છત્તા અગર અક્ષતા હતું એમ કહે છે. પ્રભાવકચરિત્રમાં શીલગુણસૂરિને બદલે દેવચંદ્રનું નામ આપે છે. દુ. કે. શાસ્ત્રીજી ( પૃ. ૫૩ માં ) માને છે કે પંચાસરનો નાશ કોઈ પ્રતિહાર સત્તાએ કે ભૂવડે નહિ પણ સિંધ બાજૂના આરબોએ કર્યો હોય. પંચાસરના નાશની બાબતમાં હજી શંકા જ છે.

પણ યુદ્ધની કળા શીખવામાં એને મદદ કરી. વનરાજે આશરે ૭ વર્ષ[૧] સુધી તે સમયની રાજસત્તા સામે બહારવટું લીધું અને પછી લશ્કરમાં ઘોડેસવાર તરીકે નામની નોકરી લીધી. સૌરાષ્ટ્ર–ગૂજરાતની મહેસૂલ ઉઘરાવી જતા અમલદારને લાગ જોઈને એણે લૂંટી લીધો અને ચોવીસ લાખ સોનામહોરો ને ચાર હજાર તેજી ઘોડા હાથ કર્યા.[૨] આ ખજાનો હાથ આવ્યા પછી એણે અણહિલ્લવાડ પાટણ વસાવી આસપાસનો મુલક જીતી લીધો. આગળ જોયું તેમ સરસ્વતીને તીરે નીલીના ઝાડ તળે એક શ્વેત ગૃહ બાંધીને વિ. સં. ૮૦૨ ના વૈશાખ સુદ બીજને સોમવારે વનરાજનો રાજ્યાભિષેક થયો.[૩] કાકર ગામના એક વેપારીની બહેન શ્રીદેવીને વનરાજે પોતાની ધર્મભગિની માનેલી હોવાથી એને હાથે રાજ્યતિલક કરાવ્યું, અને જામ્બ નામના

---

૧. જુઓ રસિકલાલ પરીખકૃત ગૂજરાતનો ઇતિહાસ, કાવ્યાનુશાસન, ભા. ૨, પૃ. ૧૦૯–૧૧૦. વનરાજની ઉમર માટે પણ મતભેદ ચાલે છે. વનરાજ ૧૦૯ વર્ષ જીવ્યો હતો એમ સામાન્ય રીતે મનાય છે. એ ચર્ચામાં ઊતરવું અહીં યોગ્ય નથી.

૨. જુઓ એ જ, અને દુ. કે. શાસ્ત્રીનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૫૫. શ્રી. શાસ્ત્રી આ વાતને દંતકથા માને છે. પરંતુ વનરાજની સ્થિતિનો માણસ લૂંટથી જ પૈસો મેળવી શકે અને સત્તા જમાવી શકે એટલી વાત સાચી ગણે છે. આ ચોવીસ લાખ સોનામહોરોને 'પારુથક દ્રમ્મ' કહે છે તે પાર્થિયન સિક્કા હોવાનું મનાય છે. વનરાજ કાન્યકુબ્જના મહેસૂલ ઉઘરાવનાર પંચોલીનો રખેવાલ (સેલભ્ભૃત્) થઈ રહ્યો હતો. અને એને એણે ખજાનો લઈ જતાં રસ્તામાં લૂંટ્યો એમ પ્રબંધો કહે છે પણ ઐતિહાસિક દષ્ટિએ ગૂજરાત એ સમયે કલ્યાણકટક અગર કનોજના તાબામાં નહોતું એ બાબતમાં વિદ્વાનો એકમત છે. કાન્યકુબ્જના રાજાએ પોતાની પુત્રી મહણિકાને—ગુર્જરદેશ પહેરામણીમાં આપેલો તે પણ દંતકથા જ લાગે છે.

૩. જુઓ એ જ, પૃ. ૧૧૧. આ અને પાટણ વસાવ્યાની તારીખની ચર્ચા અહીં અસ્થાને છે. તે માટે દુ. કે. શાસ્ત્રીના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસમાં વિસ્તૃત ચર્ચા છે (પૃ. ૫૬–૫૭) તે જોવી.

વાણિયાને પોતાનો મહામાત્ય બનાવ્યો.[૧] અણહિલ્લવાડ પાટણની સમૃદ્ધિ વધારવામાં પણ વનરાજે ઘણી કાળજી રાખી હતી એમ જણાય છે. પ્રાગ્વાટ જ્ઞાતિના શ્રીમાલથી પાટણ પાસેના ગંભૂય-(ગાંભૂ)માં આવી વસેલા ધનાઢ્ય વેપારી ઠક્કુર નિન્નયને વનરાજે પાટણમાં લાવી વસાવ્યો[૨] અને એણે પાટણમાં ઋષભદેવનું મંદિર બંધાવ્યું.

## પાટણની સમૃદ્ધિ શી રીતે વધી

એ નિન્નયને લહર નામે પુત્ર હતો તે વનરાજનો સેનાધિપતિ બન્યો હતો અને એણે વનરાજની સેના માટે વિંધ્યાટવીમાંથી ઘણા હાથી પકડયા હતા, તેમ જ શત્રુઓના પણ ઘણા હાથી પકડયા હતા. એલહર ઠક્કુરે સંદથલ (સાંથળ?) ગામમાં વિંધ્યવાસિની દેવીનો પ્રાસાદ બંધાવ્યો હતો, અને વનરાજે એના ઉપર પ્રસન્ન થઈને એને સંદથલ ગામ ઇનામમાં આપ્યું હતું. આ નિન્નય ઠક્કુર વેપારી, યોદ્ધો, તેમ જ વિદ્વાન પણ હતો. આવા વીર, ધનાઢ્ય અને વિદ્વાનનો સહકાર સાધવાનો આ ઐતિહાસિક દાખલો વનરાજના ચારિત્ર્ય ઉપર સારો પ્રકાશ નાંખે છે. વનરાજે શ્રી શીલગુણસૂરિને પંચાસરથી બોલાવી પોતાનું આખું રાજ્ય સૂરિજીને અર્પણ કર્યાનું પણ કહેવાય છે. સૂરિએ રાજ્ય ગ્રહણ ન કર્યું. પરંતુ એમની ઇચ્છાથી પાટણમાં પંચાસર પાર્શ્વનાથનું દેવાલય બંધાવ્યું. કંથેશ્વરી માતાનું મંદિર પણ વનરાજે બંધાવ્યાનું કહેવાય છે.[૩]

---

૧. એ જ, પૃ. ૧૧૨. શ્રી શાસ્ત્રી જમ્બ નામ લખે છે, એઓ અણહિલ્લ ભરવાડના નામ ઉપરથી અણહિલ્લવાડ નામ પડયું એ બાબત પણ પાછળથી યોજાયેલી માને છે. (પૃ. ૫૬)

૨. એ જ, પૃ. ૧૧૨. નેમિનાથચરિઉ એ નામના ગ્રંથની પુષ્પિકામાંથી આ હકીકત લીધેલી છે. અને એ ઐતિહાસિક જણાય છે.

૩. રસિકલાલ પરીખકૃત ગૂ. ઇતિહાસ, કાવ્યાનુશાસન, ભા. ૨, પૃ. ૧૧૨-૧૧૩.

## ચાવડાઓની લૂંટ માટે પ્રીતિ

વનરાજ પછી એનો પુત્ર યોગરાજ ગાદીએ આવ્યો. એના સમયની એક કથા પ્રબંધચિંતામણિ આદિ ગ્રંથોમાં આપેલી છે તે ચાવડાઓની રીતભાત ઉપર સારો પ્રકાશ નાંખે છે. એક વખત યોગરાજના પુત્ર ક્ષેમરાજે પિતાને કહ્યું કે "સોરઠમાં સોમનાથ પાટણમાં પવનના તોફાનથી ઘસડાઈ ને પરદેશી વહાણો આવી ચઢ્યાં છે, એમાં એક હજાર તેજી ઘોડા, અઢાર હાથી અને બીજો માલ મળી કરોડોની મિલકત છે. મહારાજા આજ્ઞા આપે તો આ બધું લૂંટી લઈએ." યોગરાજે ના પાડી. પરંતુ ક્ષેમરાજ અને એના બીજા ભાઈઓને લાગ્યું કે ઘડપણને લીધે રાજા ઘેલા થયા છે. પછી એ બધો માલ જતો હતો તે વખતે પોતાના મુલકના સીમાડા ઉપર લશ્કર રાખી એમણે બધું લૂંટી લીધું, અને બાપ આગળ નજર કર્યું. બાપે કાંઈ ઉત્તર ન દીધો ત્યારે તેમણે પૂછ્યું કે "કહો, આ સારું કર્યું કે ખોટું?" ત્યારે યોગરાજે ખેદથી અઙ્પ્રમાણે જવાબ દીધો: "બીજા રાજાઓ બધાં રાજ્યોની પ્રશંસા કરતી વખતે ગુર્જર દેશમાં ચોરોનું રાજ્ય છે એમ મશ્કરી કરે છે. આ સમાચાર એલચીઓના પત્રોથી જાણી આપણા પૂર્વજો માટે ગ્લાનિ થાય છે.[1] આ પૂર્વજોનું કલંક બધાના હૃદયમાંથી ભુલાઈ જાય તો બધા રાજાઓની હારમાં આપણે રાજા કહેવાઈએ. પરંતુ થોડા ધનના

---

૧. એજ, પૃ. ૧૧૪ અને દુ. કે. શાસ્ત્રીકૃત મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૫૯-૬૦. શાસ્ત્રીજીએ આ હકીકત રસિકલાલભાઈના ઇતિહાસ કરતાં વિસ્તૃત રીતે આપેલી છે અને ચાવડાઓના ચારિત્ર્ય માટે એમની ટીકા સાચી જણાય છે. એમનું રાજ્ય કાઠિયાવાડના કિનારા સુધી પ્રસરેલું નહોતું એ પણ ખરું છે. વહાણોનો માલ એમના રાજ્યની સીમા પાસેથી જવાનો હતો એ ઉલ્લેખ આ વાત સાબિત કરે છે. ચાવડાઓ દારૂના વ્યસની હતા એ વાત મોહરાજપરાજય નામના નાટકના (કુમારપાલના સમયના) આધારે શ્રી. રસિકલાલભાઈએ નોંધી છે.

લોભથી તમે આ પૂર્વજોનું કલંક વિસ્તારીને તાજું કર્યું છે." કહેવાય છે કે યોગરાજને આ કૃત્યથી ઘણું દુઃખ થયું અને પુત્રોના પાપ માટે એણે આમરણાંત ઉપવાસ કર્યા.

આ કથાની વીગત કદાચ કલ્પિત હોય પણ તે ઘણી સૂચક છે. ચાવડાઓ લૂંટારા 'ચોરટા' ગણાતા હતા અને રાજાની હરોળમાં નહોતા ગણાતા એમ આ વાતથી સ્પષ્ટ થાય છે. ચાવડા નામ ચોરના પર્યાય જેવું હોય એવું સૂચન પણ આમાંથી મળે છે. ચાવડાઓમાં દારૂના વ્યસનનું જોર પણ ઘણું હતું.

### ચાવડાઓ નાના ઠાકોરો

ચાવડાઓનું રાજ્ય મોટું ન હોય, કોઈ મોટી સત્તાના એ સામંતો હોય, પ્રતિહાર કે રાષ્ટ્રકૂટ રાજાઓની સત્તા તેમના ઉપર પણ કદાચ હોય, એ લોકો નાના ઠાકોર જેવા પણ હોય, એ બધું માન્ય રાખીએ તોપણ ગૂજરાતી સમાજના હૃદય ઉપર એમની રોમાંચકથાઓએ આજ સુધી સત્તા ભોગવી છે અને અણહિલ્લ પાટણની સ્થાપના માટે વનરાજ ચાવડો ચિરંજીવ છે.[૧]

### સોલંકીઓ અને ગૂજરાતી મહારાજ્યનો પાયો

ચાવડાઓએ કોઈવાર પ્રતિહાર મહારાજાઓના તો કોઈવાર દક્ષિણના રાષ્ટ્રકૂટોના સામંત તરીકે આશરે બે સદીઓ સુધી રાજ્ય કર્યા પછી અણહિલ્લવાડ પાટણની ગાદી સોલંકી વંશની સત્તા નીચે આવે છે અને વિ. સં. ૯૯૮માં મૂળરાજ સોલંકી પાટણની ગાદી ઉપર બેસે છે. ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં આ વર્ષ ઘણું જ અગત્યનું છે. એ વખતથી હાલના ગૂજરાતને ગૂજરાત નામ મળવાની શરૂઆત થાય છે. એ વખતથી આજના ગૂજરાતી સમાજનો પાયો જે રીતે બંધાઈ ચૂકયો હતો તેના ઉપર સંસ્કારિતાનો ભવ્ય મહેલ બંધાવો શરૂ થાય છે. એ વખતથી ગૂજરાતની હદમાં પાટનગર હોય

---

૧. જુઓ એ જ, પૃ. એ જ.

એવા ગૂજરાતી મહારાજ્યની શરૂઆત પણ થાય છે. મધ્યકાલીન ગૂજરાતનો સુવર્ણયુગ પણ એ સમયથી શરૂ થાય છે.

### સોલંકીઓની ઉત્પત્તિ નામ વગેરે માટેની કલ્પનાઓ

આ સુવર્ણયુગ શરૂ થવાની વખતે પણ એ યુગપ્રવર્તકો–સોલંકીઓની ઉત્પત્તિ અને વંશ માટે કલ્પનાઓ કરવી પડે અને નિશ્ચિત આધાર ન મળે, એ આપણા ઇતિહાસની કમનસીબી ચાલુ જ રહે છે. હમેશની રીત પ્રમાણે સોલંકીઓને પણ પંડિતોએ સંસ્કૃત રૂપ આપવાનો અને એમની ઉત્પત્તિને પૌરાણિક રૂપ આપવાનો પ્રયત્ય કર્યો છે. સોલંકીઓ ઉત્તરના કે દક્ષિણના, તેઓ પ્રાચીન કહેવાતા સૂર્યવંશી[1] કે પછી કોઈ સામાન્ય વંશના, તેઓ ગૂજરાતમાં શી રીતે આવ્યા અને ગાદી શી રીતે સ્થાપી એ બધી બાબતોમાં વિદ્વાનો હજી એકમત થયા નથી; પરંતુ એમની ઉત્પત્તિને પૌરાણિક રૂપ આપવાની વાત અગર એમના નામને સંસ્કૃત રૂપ આપવાની વાત એ બધું કલ્પનામય છે.

### સોલંકીઓ કોણ

ગૂજરાતના સોલંકીઓ માનવ્ય ગોત્રના હારીત્ત વંશના છે.[2] અને દક્ષિણ હિંદના ચાલુક્ય વંશમાંથી[3] ગૂજરાતમાં ઊતરી આવેલા

---

૧. સોલંકીઓ ચંદ્રવંશી નથી, એ માટે દુ. કે. શાસ્ત્રીનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ પૃ. ૧૨૧ જુઓ. ચંદ્રવંશ અને સૂર્યવંશમાં જે જે રાજવંશો દાખલા થઈ ગયા છે તેને સબળ આધાર નથી. ગમે તે વંશને પ્રાચીનતા અને પૌરાણિક રૂપ આપવાનું આ રીતે શરૂ થયું.

૨. જુઓ શ્રી. ઓઝાકૃત સોલંકીઓકા પ્રાચીન ઇતિહાસ. એમને આધારે દુ. કે. શાસ્ત્રીએ એમના ઇતિહાસમાં પૃ. ૧૨૨-૧૨૩ લખેલું યથાર્થ લાગે છે. માનવ્ય ગોત્રી ઠર્યા પછી પણ પંચશિખિ હારીત્તના પુત્ર ચાલુક્યથી વંશ થયો એમ લખે છે.

૩. એ જ પૃ. ૧૨૫ સોલંકીઓનો મૂળ પુરુષ અયોધ્યાથી દક્ષિણમાં ગયો એ વાત પાયા વગરની છે. સોલંકીઓ પ્રતિહાર ગુર્જરો છે એ વાત દુર્ગાશંકરભાઈ નિર્મૂળ માને છે. શ્રી. માનશંકર મહેતા માનવ્ય ગોત્રના ક્ષત્રિય-

હોય એ વધારે સંભવિત છે. એમનો ધર્મ મૂળ દક્ષિણમાં બહુમાન્ય એવો કાર્તિકેય સંપ્રદાયનો હોય અને ગૂજરાતમાં આવ્યા પછી શુદ્ધ શૈવ સંપ્રદાય ગ્રહણ કર્યો હોય[1] એમ માનવામાં વાંધો નથી. ચુલુક્કિ, ચાલુક્કિ, ચલિકય જેવા કોઈ મહારાષ્ટ્રી કે કનડી નામનું ભ્રષ્ટ રૂપ સોલંકી કે સોલુંખી થયું અને પાછળથી પંડિતોએ ચુલુક ઉપરથી ચૌલુક્ય શબ્દની કલ્પના કરી એમ લાગે છે. બ્રહ્માના ચુલુકમાંથી ઉત્પત્તિ કે અગ્નિકુંડની ઉત્પત્તિ એ બધું કલ્પનામય છે.

## મૂળરાજનો વંશ

મૂળરાજનો બાપ કોણ, એણે ચાવડાઓ પાસેથી પાટણનું રાજ્ય

---

ના હારીત્ત વંશના બ્રાહ્મણ કન્યા સાથેનાં લગ્નને લીધે સોલકીઓને બ્રહ્મ-ક્ષત્રીય માને છે, એ વાતને પણ શ્રી. શાસ્ત્રી માનતા નથી તે ઠીક લાગે છે. પૃ. ૧૨૭માં દક્ષિણ અને ગૂજરાતના સોલંકીઓની એકતા શ્રી. શાસ્ત્રી માને છે તે પણ યથાર્થ જણાય છે. મને તો લાગે છે કે સોલંકી નામ શ્રી. વૈદ્યના આધારે શાસ્ત્રીજી કહે છે તેમ મહારાષ્ટ્રી નહિ પણ બાદામીમાં રાજધાની હોવાથી એ લોકો કનડી હોય. ચંદ્રવંશની કલ્પના સોલંકી માટે બારમા સૈકાથી ચલાવી જણાય છે.

૧. અગિયારમા કે બારમા શતક પહેલાં આશરે પાંચસો વર્ષ પહેલાંથી દક્ષિણમાં ચાલુક્યોનું સમૃદ્ધ રાજ્ય હતું. અને એમાં ઉપરની કલ્પનાને બદલે માનવ્ય ગોત્રવાળી વાત એમના લેખમાંથી મળે છે. એ વંશના જૂના લેખમાં (જુઓ એ જ પૃ. ૧૨૪, નોંધ–૨) માનવ્ય ગોત્ર અને હારીત્ત વંશ ઉપરાંત સોલંકીઓને શક્તિથી પરિપાલિત, કાર્તિકેયના પૂજક (स्वामिमहासेनपादानुध्यातानां) અને વરાહના ચિહ્નના ધ્વજવાળા કહેલા છે. કાર્તિકેયપૂજા દ્રાવિડ દેશમાં જ વધારે પ્રચારમાં છે. શ્રી. શાસ્ત્રીજી ગૂજરાતના સોલંકીઓ શૈવ પાછળથી થયા હોય અને નંદિધ્વજ થયા હોય એમ માને છે; પરંતુ કાર્તિકેયનો સંપ્રદાય પણ શૈવ સંપ્રદાયની શાખા જ ગણાય છે. સિદ્ધરાજનો કુકકુટધ્વજ કાર્તિકેયના હાથમાં રહેલા કૂકડાને લીધે પણ હોય. નંદિધ્વજ થયા પછી પણ મીનળદેવીના સંબંધને લીધે કદાચ આ ફેર થયા હોય. એક દલીલ એવી છે કે દક્ષિણના ચાલુક્યો માનવ્ય ગોત્રી અને ગૂજરાતના વંશનું ગોત્ર આજે ભારદ્વાજ ગણાય છે તેથી તે જુદા હોય, પણ શાસ્ત્રીજી નોંધમાં લખે છે કે લેખોમાં ગોત્રોના ઉલ્લેખ નથી.

કેવી રીતે લીધું એ બધામાં પણ કલ્પનામિશ્રિત વાતો પ્રચારમાં છે. સોલંકી સમય માટે સમકાલીન બીજાં રાજ્યોને માટે મળતા આધારો કરતાં સૌથી વધારે આધારો મળે છે. આમ છતાં પણ આ બધા આધારો મૂળરાજની વંશાવળી માટે એકમત નથી.

પ્રતિહાર સામ્રાજ્યનો કોઈ સામંત મહારાજાધિરાજ રાજિ ગૂજરાતના પ્રથમ સોલંકી રાજા મૂળરાજદેવનો પિતા થાય. આ રાજિના બાપદાદાઓ માટે ઘણો મતભેદ છે. પણ મધુપધ્ન નગરના ચુલુક્ય વંશના કોઈ દદ્દકના પુત્ર કાંચિવ્યાલ મુંજાલના પુત્ર રાજિનો પુત્ર મૂળરાજ હોય એ વધારે સંભવિત લાગે છે.[1] કનોજના પ્રતિહાર સમ્રાટનો એ કોઈ મહાસામંત હોય એ પણ સંભવ છે.[2]

---

૧. જુઓ દુ. કે. શાસ્ત્રીનો મ. કા. ઈ. ભા. ૧. પ્રકરણ ૭ મું. આમાં શાસ્ત્રીજીએ સોલંકીઓ માટે અને મૂળરાજ માટે ઐતિહાસિક ચર્ચા કરેલી છે અને અત્યારનાં સાધનો જોતાં તે માન્ય કરવા જેવી છે. વીગત માટે એ ચર્ચા જોવી. જ્યાં મતભેદ હશે, ત્યાં નોંધ કરીશું.

૨. મૂળરાજનો બાપ રાજિ મહારાજાધિરાજ કહેવાતો, એટલે એ અને એના ભાઈઓ બીજ અને દંડક અથવા દદ્દક કાપડીને વેશે યાત્રાએ આવેલા અને છેલ્લા ચાવડા રાજાની બહેન લીલાદેવીને પરણ્યા એ કથા સંભવિત લાગતી નથી. રાજિ નામ દક્ષિણમાં પડે છે તેમ રાજીવનું ટૂંકું રૂપ હોય અને સોલંકીઓને કર્ણાટક સાથે સંબંધ ધરાવતા માનીએ તો એ વાત બંધબેસે. એના બાપદાદાઓનાં પ્રબંધાદિ ગ્રંથોએ જુદાં જુદાં નામો આપેલાં છે તેમની ચર્ચામાં ઊતરવાનું આ સ્થાન નથી; પરંતુ જયસિંહસૂરિના કુમારપાલચરિત્રમાં રાજિના પિતાનું નામ કાંચિવ્યાલ આપેલું છે. તેને ચામુંડદેવના તામ્રપત્રમાં 'વ્યાલકાંચિ' એવા શબ્દોથી ટેકો મળે છે. એટલે મૂળરાજના દાદાએ કાંચિનો વ્યાલ એવું ઉપનામ કોઈ પરાક્રમથી ધારણ કર્યું હોય અને દક્ષિણ સાથે એમનો સંબંધ હોય એમ તો માનવાને વાંધો નથી. એટલે મૂળરાજનો બાપ અગર દાદો પ્રતિહારોએ ગૂજરાતનો અમુક ભાગ રાષ્ટ્રકૂટો પાસેથી જીત્યા પછી કાન્યકુબ્જના પ્રતિહારોનો – અને ઘણું કરીને ભિન્નમાલનો મહાસામંત બન્યો હોય. પાટણના ભાગને સારસ્વતમંડળ કહે છે એટલે તે સમયે તે ભાગ ગૂજરાત નહોતો કહેવાતો એમ જણાય છે. છેલ્લા ચાવડા રાજા સામંતસિંહનો મૂળરાજ

## મૂળરાજનો રાજ્યવિસ્તાર

મૂળરાજે પોતાના પરાક્રમથી સારસ્વતમંડલ – પાટણની આસપાસનો પ્રદેશ – ચાવડાઓ પાસેથી જીતી લીધો અને વિ. સં. ૯૯૮ માં પાટણમાં ગૂજરાતની ગાદીએ બેઠો. એ એક પરાક્રમી વીર પુરુષ હતો; પરંતુ ગાદીએ બેઠા પછી કેટલાંક વર્ષો સુધી તો ઉત્તર ગૂજરાતનો થોડો ભાગ માત્ર એની સત્તામાં હતો. ખેટકમંડળ–ખેડા જિલ્લો, મોહડવાસ–મોડાસા વગેરે, એટલે પ્રાંતીજ અને મહીકાંઠાના ભાગો રાષ્ટ્રકૂટોના મહાસામંત પરમાર સીમકને તાબે હતા એમ વિ. સં. ૧૦૦૫ ના લેખથી નક્કી થાય છે.[1] મૂળરાજના રાજ્યકાળના મુખ્ય બનાવોમાં ખાસ ત્રણ ગણી શકાય: એક એણે સોરઠના ગ્રાહરિપુને હરાવ્યો; બીજો એણે ગ્રાહરિપુના[2] મળતિયા કચ્છના

ભાણેજ હતો અને દારૂના ઘેનમાં મામો એને ગાદીએ બેસાડતો ને પછી ઉઠાડી મૂકતો વગેરે વાતોમાં દંતકથા સિવાય કાંઈ નથી જણાતું. આ માટે શાસ્ત્રીજીના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસમાં મૂળરાજ સંબંધી ચર્ચા જુઓ. શ્રી. શાસ્ત્રીજીની ચર્ચા સંભવિત જણાય છે અને નવા સબળ આધારો મળે ત્યાં સુધી સ્વીકારવામાં વાંધો નથી લાગતો. શ્રી રસિકલાલભાઈ મૂળરાજના દાદાનું નામ મુંજાલદેવ હોય અને કાંચિવ્યાલ એનું વિશેષણ હોય એવો સંભવ બતાવે છે તે યોગ્ય જણાય છે.

૧. જુઓ એ જ પૃ. ૧૪૨, શ્રી. શાસ્ત્રીજી માને છે કે ગાદીએ આવ્યા પછી ઘણાં વર્ષ પછી મૂળરાજ પોતાના રાજ્યને વિસ્તારી શક્યો. એને ઘણાં વર્ષ સુધી આસપાસના બધા રાજાઓ સાથે લડવું પડેલું; પરંતુ ભિન્નમાલનું રાજ્ય એના બાપનું હોય તો એની પાસે તે રહેલું કે કેમ તેનો ખુલાસો થતો નથી. કોઈ કારણથી ભિન્નમાલથી રાજધાની બદલવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય એમ જણાય છે, કારણ કે ભિન્નમાલથી સંખ્યાબંધ લોક ગૂજરાતમાં આવ્યાનો ઉલ્લેખ મળે છે. સાબરમતીની દક્ષિણનો ભાગ મૂળરાજે તાબે નથી કર્યો એમ ખેટકમંડળ અને હરસોલ–મોડાસા વગેરે બીજાને તાબે હોવાના લેખોના પુરાવાથી જણાય છે.

૨. સોરઠના ગ્રહરિપુર મૂળરાજે હરાવ્યો એનું વર્ણન હેમચંદ્રે દ્વયાશ્રયમાં કર્યું છે અને મૂળરાજનાં બીજાં પરાક્રમોનું વર્ણન પણ કર્યું છે. એ માટે શ્રી

લાખા ફુલાણીને હરાવ્યો; અને સિંધુરાજને હરાવ્યો.[1] ત્રીજું એણે લાટના બારપને હરાવ્યો. લાટનો વિજય મૂળરાજના યુવરાજ ચામુંડદેવે કર્યો હતો.[2] આ બધા રાજાઓની શત્રુતાને લીધે એને સપાદલક્ષના રાજા સાથે મૈત્રી રાખવી પડી હતી. મૂળરાજે રાજ્યની અંતર્વ્યવસ્થા પણ ઉત્તમ રીતે કરી અને એની પાછળના રાજાઓને રાજ્ય વધારવા માટે રસ્તો સરળ કર્યો.[3]

---

રસિકલાલભાઈના કાવ્યાનુશાસનમાં આપેલો ઇતિહાસ પૃ. ૧૨૪ થી ૧૨૬ જુઓ સોરઠ ઉપરની ચઢાઈના ઉલ્લેખ કોઈ લેખમાં ન હોવાથી ગ્રાહારપુ અને લાખા ફુલાણીની વાત શાસ્ત્રીજી શંકાથી જુએ છે. મને લાગે છે કે સોરઠના શ્રી સોમનાથને મૂળરાજે પોતાના ઇષ્ટદેવ માનેલા તેમની યાત્રાએ જતાં કોઈ છમકલું થયેલું હોવું જોઈએ. અને લાખો ફુલાણી એનો સહાયક હોય અથવા પછીથી તેની સાથે બીજી લડાઈ થઈ હોય.

૧. સિંધુરાજને હરાવ્યાનું શાસ્ત્રીજી માને છે તેમ સિંધનો રાજા નહિ પણ સિંધુરાજ નામે કોઈ નાનો રાજા હોય એમ સંભવિત જણાય છે. સિંધમાં એ સમયે અરબોનું રાજ્ય હતું.

૨. લાટનો બારપ રાષ્ટ્રકૂટ સત્તા પછી માન્યખેટના તૈલપનો સામંત હતો. એ પણ ચાલુક્ય હતો. મૂળરાજ પછી પંચાવન વર્ષે પણ ભરૂચનો મુલક બારપના વંશજોના હાથમાં હતો એ ઉપરથી મૂળરાજે આખું લાટ કબજે નહિ કર્યું હોય એમ માનવું પડે. મૂળરાજના વિજયથી બહુ તો ખેડાનો થોડો ભાગ એના હાથમાં આવ્યો હોય એમ શાસ્ત્રીજીનું માનવું સયુક્તિક લાગે છે. આ તૈલપ બારપ વગેરે કનડી નામો જણાય છે અને દક્ષિણના ચાલુક્યો હોવાનું નક્કી થાય છે. કનડી ભાષામાં હાલ બારપ્પા વગેરે નામ છે તેને મળતું આ નામ છે. અંતે આકાર નથી તેનો ખુલાસો એ નામ ગુજરાતી થયાં તે છે.

૩. મૂળરાજ છેક પાછળના ભાગમાં સ્વતંત્ર રાજા થયો હોય એમ શાસ્ત્રીજી માને છે. માળવાના મુંજે એને હરાવ્યો હતો અને એનો સામંત હોય એમ પણ એઓ માને છે, પણ આબુના ધરણીવરાહને મૂળરાજે હરાવ્યો હતો એ એનો સામંત થયો હતો. શ્રી. રસિકલાલભાઈ એમના અંગ્રેજી ઇતિહાસના પૃ. ૧૨૮માં મૂળરાજનો રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં સાચોર, પશ્ચિમમાં સૌરાષ્ટ્ર અને કચ્છ, અને દક્ષિણમાં નર્મદા સુધી માને છે; પરંતુ ખેડા અને મોડાસા

## મૂળરાજે બંધાવેલાં મંદિરો

ગૂજરાતનું સ્થાપત્ય આજે જે વિશેષતા ધરાવે છે તેની શરૂઆત કરવાનું માન પણ મૂળરાજને છે. એણે પાટણમાં પોતાના દાદા મુંજાલદેવને નામે મુંજાલદેવપ્રાસાદ, ત્રિપુરુષપ્રાસાદ ( કદાચ પોતાના પિતા અને કાકાઓના સ્મરણમાં ) બંધાવ્યાં. માંડલમાં મૂલેશ્વરપ્રાસાદ બંધાવ્યો. આ બધાંના તો અવશેષો પણ આજે જોવા મળે તેમ નથી; પરંતુ સિદ્ધપુરમાં મૂળરાજે બંધાવેલા રુદ્રમહાલયનો આજે રહેલો એક કકડો એની ભવ્યતાની સાક્ષી પૂરે છે.

## એનું ચારિત્ર્ય

મૂળરાજને આપણે ગૂજરાતના સોલંકી વંશનો વંશકર્તા ગણી શકીએ. દરેક વંશકર્તાઓની પેઠે વીરત્વ, કુનેહ, ઉદારતા, દેવભક્તિ વગેરે ગુણો એનામાં હતા.[1] વંશકર્તાનો મુખ્ય ગુણ સહિષ્ણુતા પણ હોવો જોઈએ તે પણ એનામાં હતો. એ ઘણો મોટો દાનેશ્વરી હતો. એણે દાન માટે ખાસ અધિકારીની નિમણૂક કરી હતી. ગૂજરાતના સામાજિક ઇતિહાસમાં એના રાજ્યનો એક મોટો બનાવ લખી શકાય તે ઉત્તરમાંથી ઉદીચ્ય બ્રાહ્મણો ગૂજરાતમાં આવીને વસ્યા તે બનાવ છે. મૂળરાજે એમને ઘણાં ગામો દાનમાં આપ્યાં છે. એ પરમ શિવભક્ત હતો.

## સોમશર્મા

એનો પુરોહિત સોમશર્મા નામે નાગર બ્રાહ્મણ ગુલેચા કુલનો હતો. એની વંશાવળી સોમેશ્વરે આપી છે. આ ગુલેચા કુલના આજે

---

જો ઉપર જોયું તેમ બીજાના હાથમાં હોય તો નર્મદા સુધીની હદ માની શકાય નહિ. અને સૌરાષ્ટ્રનો પૂર્વ ભાગ થોડો માત્ર તાબે કર્યો હોય. અહીં એક વાત ખાસ યાદ રાખવાની કે એક રાજા ચઢાઈ કરી ખંડણી લઈ આવે એટલે મુલક જીત્યો ગણે એવી રીત હતી; પરંતુ જિતાયેલો રાજા તુરત જ સ્વતંત્ર થતો. મૂળરાજના સમયમાં એટલો બધો મુલક જિતાયો હોય એમ લાગતું નથી.

૧. રત્નમાળમાં મૂળરાજને કપટી નિર્દય વગેરે ખરાબ ગુણોવાળો કહ્યો છે.

વડનગરા નાગર દ્વિવેટિયાઓ કહેવાય છે. એ ખરું હોય તો દ્વિવેટિયા-ઓનું કુટુંબ મૂળરાજ અને 'ગૂજરાત' જેટલું પ્રાચીન ગણી શકાય.

## મૂળરાજની પછીના રાજાઓ

મૂળરાજે સ્થાપેલા રાજ્યનો પાયો મજબૂત હતો. એટલે એની પછીના સોલંકીઓએ ગૂજરાતને મહારાજ્ય બનાવ્યું. મૂળરાજ પછી એનો યુવરાજ ચામુંડદેવ ગાદીએ આવે છે અને તેની પછી એના પુત્રો વલ્લભરાજ અને દુર્લભરાજ ગાદીએ આવે છે. આ રાજાઓના વખતમાં અહીં નોંધવાલાયક ખાસ કાંઈ નથી. ચામુંડરાજના ત્રીજા પુત્ર નાગરાજનો પુત્ર ભીમદેવ વિ. સં. ૧૦૭૮ માં ગાદીએ આવે છે, એ પછી ગૂજરાતના સોલંકીઓનો સુવર્ણ સમય આવે છે.

# પ્રકરણ ૮ મું

## હિંદુ ગુજરાતી સામ્રાજ્ય

### ભીમદેવ પહેલો

મૂળરાજે જે ગુર્જર સામ્રાજ્યનો પાયો નાંખ્યો તેના ઉપર એની પછીના રાજાઓએ મહારાજ્યરૂપી મહેલ ચણવા માંડયો તેનું કામ સિદ્ધરાજ અને કુમારપાળના સમયમાં પૂરું થયું. ગુજરાતી સંસ્કૃતિના ઇતિહાસમાં આ સુવર્ણનો સમય હતો, એ અહીં સંક્ષિપ્તમાં જોઈએ. આ સમય વિ. સં. ૧૦૭૮ થી—દુર્લભરાજના ભાઈ નાગરાજનો પુત્ર ભીમદેવ પહેલો ગાદીએ આવ્યો ત્યારથી—શરૂ થાય છે.

### સોમનાથ ઉપર મહમૂદ ગીજનીની ચઢાઈ

આ સમયમાં ગૂજરાતને જ નહિ પણ આખા હિંદુસ્તાનને લજ્જા પમાડે તેવો બનાવ બન્યો. હિંદુસ્તાન ઉપર વિધર્મી પરદેશીઓના હુમલા શરૂ થયા હતા. વિ. સં. ૧૦૮૦ (ઈ. સ. ૧૦૨૪) માં સુલતાન મહમૂદ ગઝનવીએ સોમનાથનો મોટો મહિમા અને સમૃદ્ધિના સમાચાર સાંભળીને સોરઠ આવવા મુલતાનને રસ્તે કૂચ કરી. મારવાડમાં બિકાનેર બાજૂથી શ્રીમાળ, સાચોર વગેરે લૂંટી[1] અણહિલ્લવાડ પાટણને રસ્તે ગૂજરાતમાં પ્રવેશ કરીને એ સોરઠ ગયો. ગૂજરાતનો રાજા ભીમદેવ નાસીને કંથકોટના[2] કિલ્લામાં

---

૧. સાચોર-સત્યપુર જૈનોનું તીર્થ હતું. મારવાડથી પાટણ આવતાં રસ્તામાં મહમૂદે એના ઉપર હુમલો કર્યો. જૈન લેખકના મત પ્રમાણે સાચોરમાં મહમૂદ કાંઈ નુકસાન કરી શકયો નહિ; પરંતુ એ વાત સંદેહવાળી છે.

૨. મુસલમાન લેખકો ખંદહત કે ખંદબ રાખે છે. આ સ્થળને માટે વિદ્વાનો એકમત નથી; પરંતુ કંથકોટ હોય એવો ડૉ. બુલ્હરનો તર્ક ખરો લાગે છે.

ભરાઈ ગયો. પાટણથી સોરઠ જતાં રણ ઓળંગીને[1] દેલવાડે પહોંચ્યો. રસ્તામાં રણમાં વીસ હજાર માણસો તેની સામે થયાં તેને હરાવ્યાં. દેલવાડેથી સોમનાથ ઊપડતાં લોકો સોમનાથના ગઢમાં ભરાઈ ગયા. મહમૂદ ઈ. સ. ૧૦૨૫ ના જાન્યુઆરીની ત્રીસમી તારીખ ને ગુરુવારે સોમનાથ પહોંચ્યો. ગઢ દરિયાને કિનારે હતો. ઘેરાયેલાઓને સબળ શ્રદ્ધા હતી કે સોમનાથ તેમનું રક્ષણ કરીને હુમલો કરનારાઓનો નાશ કરશે. બીજે દિવસે શુક્રવારે લડાઈ શરૂ થઈ. હુમલો કરનારાઓ ગઢ ઉપર ચઢી ગયા. બન્ને પક્ષે ભારે ખુવારી થઈ. હિંદુઓ છેવટે સોમનાથના મંદિરમાં ભરાઈ ગયા, અને ત્યાં ભારે રક્તપાત થયો. ઘણા દરિયામાં હોડીઓમાં બેસીને નાસી ગયા. કેટલાક ડૂબી પણ ગયા. મહમૂદે સોમનાથનું મંદિર તોડ્યું અને શિવલિંગના ટુકડા કર્યા. એણે લૂંટ પણ સારી રીતે કરી. આ વર્ણન મુસલમાન લેખકોએ સવિસ્તર કર્યું છે. હિંદુ લેખકોએ માત્ર સામાન્ય ઉલ્લેખ કરેલા છે.[2]

---

૧. પાટણથી સોરઠ જતાં આ રણનો ઉલ્લેખ તે ભાલપ્રદેશનું રણ જેને ખંભાતનું રણ કહે છે તે હોવું જોઈએ. તેમાં સામા થનારા વીસ હજાર માણસો સોરઠના માણસો હોવા જોઈએ. દેલવાડા તે ઊના દેલવાડા છે.

૨. આજ સુધી એમ મનાતું હતું કે મહમૂદની સોમનાથની ચઢાઈનું વર્ણન સમકાલીન તેમ જ બીજા હિંદુ લેખકોએ કરેલું નથી. મુસલમાન ઇતિહાસ લેખકોએ સવિસ્તર વર્ણન કરેલાં છે અને તેમાં ઘણી અતિશયોક્તિ છે એમ મનાતું હતું. મહમૂદના સમકાલીન મુસલમાન લેખકો ઉત્બી અને અલબરૂની પણ સોમનાથ તોડ્યાનું નથી લખતા અને પાછળના મુસલમાન લેખકોએ માત્ર આ વર્ણન વધારાપડતું કરેલું છે અને તે કદાચ તદ્દન ખોટું હોય એમ પણ કોઈ કોઈ માનતા હતા; પરંતુ હવે આ માન્યતા ખોટી પડી છે. ઉત્બી મહમૂદનો સેક્રેટરી હતો અને એના ગ્રંથમાં આ વર્ણન ન હોવાનું કારણ ગ્રંથ પૂરો કરતાં પહેલાં એ મરણ પામ્યો એમ મનાય છે. અલબરૂનીએ સોમનાથનું વર્ણન કરેલું છે. અને તોડવાનો માત્ર સામાન્ય ઉલ્લેખ છે. ચઢાઈનું વર્ણન એણે કરેલું નથી. બીજા મુસલમાન લેખકોનાં વર્ણનો ચઢાઈ પછી આશરે ૨૦૦ વર્ષ પછીનાં છે; પરંતુ હમણાં સમકાલીન કહેવાય એવો જૈન ઉલ્લેખ

## સોમનાથનું મંદિર

મહમૂદે તોડેલું સોમનાથનું મંદિર લાકડાનું હતું એમ કહેવાય છે. તેને છપ્પન થાંભલા હતા. શિવલિંગ પાંચ હાથ ઊંચું હતું અને તેનો ઘેરાવો ત્રણ હાથનો હતો. અંધારા ગર્ભગૃહમાં આ લિંગ આવેલું હતું. થાંભલા રત્નજડિત હતા. રત્નજડિત દીપમાળાઓ સતત ચાલુ હતી. બસો મણ સોનાની સાંકળોમાં ઘંટ લગાડેલા હતા. સોનારૂપાની મૂર્તિઓ અને રત્નજડિત મુખવટા તિજોરીમાં હતાં. મહમૂદને વીસ લાખ દીનારનો માલ મંદિરમાંથી મળ્યો.[1]

---

આચાર્ય શ્રી. જિનવિજયજીએ શોધી કાઢ્યો છે. ધારાના પ્રસિદ્ધ રાજા ભોજના રાજકવિ અને તિલકમંજરીના કર્તા કવિ ધનપાળે તુર્કોએ શ્રીમાલ દેશ ચંદ્રાવતી, અણહિલ્લવાડ, સોરઠ, દેલવાડા અને સોમનાથ એટલાને લૂંટ્યાનો ઉલ્લેખ કરેલો છે. વિવિધ તીર્થકલ્પના શત્યપુરકલ્પમાં પણ ગુર્જ્જર દેશને ગજનવીઓએ વિ. સં. ૧૦૮૧ માં લૂંટ્યાનો ઉલ્લેખ છે. આ બે ઉલ્લેખો સિવાય ગૂજરાતના પ્રબંધાત્મક સાહિત્યમાં કે દ્વયાશ્રય જેવામાં પણ આનો ઉલ્લેખ નથી. બસો વર્ષ પછીના મુસલમાન લેખકોએ માત્ર સવિસ્તર વર્ણન કરેલું છે તે ઉપરથી વિદ્વાનોનું એમ માનવું છે કે આ બનાવ બનેલો છે તો ખરો; પરંતુ પાછળના મુસલમાન લેખકો કહે છે તેવો મહત્ત્વનો ભારે બનાવ નથી. મહમૂદ એક ભયંકર વંટોળિયાની પેઠે રસ્તામાં લૂંટ અને મારામારી કરીને તુરત ચાલ્યો ગયો હોવો જોઈએ. અને સોમનાથનું ઘણું મોટું મહાત્મ્ય અને કીર્તિ સાંભળીને તે તોડવા અને લૂટવા આવેલો હોવો જોઈએ. એ ગમે તે હોય, પરંતુ સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ આ બનાવનું મહત્ત્વ ઘણું મોટું છે અને સમકાલીન લેખકોએ એના ઉપર ધ્યાન નથી આપ્યું તેથી બનાવની ગંભીરતા ઓછી થતી નથી. મહમૂદ બહુ ઓછો સમય ગૂજરાતમાં રહી તુરત ચાલ્યો ગયો, આ જાતની વિધર્મીઓની સવારી પહેલી જ હતી. એ બધાં કારણો વિચારવા જેવાં છે; અને સામાન્ય જનતાની સ્મરણશક્તિ ટૂંકી હોય છે એ માનસશાસ્ત્રનો નિયમ પણ વિચારવા જેવો છે. હિંદુઓ આ દુઃખ બહુ ઝડપથી ભૂલી ગયા એમ જણાય છે.

૧. સોમનાથના મુસલમાન લેખકોએ કરેલા વર્ણનને કેટલાક અતિશયોક્તિભરેલું કહે છે. એ વર્ણન એક કરતાં વધારે મુસલમાન લેખકોએ વિસ્તારથી

## પાછળથી જાગેલા હિંદુ રાજાઓ

ગૂજરાત અને સોરઠના ફળદ્રુપ પ્રદેશ અને સોનાની ખાણોથી આકર્ષાઈને મહમૂદને સોરઠમાં રાજધાની કરી રહેવાનું મન થયું: પરંતુ એના સરદારોને એ પસંદ ન પડયું. પોતાના કોઈ હાકેમને નીમવાનું કે કોઈ યોગ્ય દેશીને સોંપવાનું પણ એનાથી બની શકયું નહિ એટલે આવ્યો હતો એમ વંટોળિયાની પેઠે એ ઉત્તરમાં રણને રસ્તે થઈ સિંધમાં થઈ સ્વદેશ ગયો. રસ્તામાં પાણી વગર એનાં ઘણાં માણસો માર્યાં ગયાં.[1] આ સમય દરમિયાન હિંદુસ્તાનમાં હિંદુ રાજાઓ પણ શ્વાસ લઈને તૈયાર થયા. ભીમદેવ પણ કયાંક સંતાઈ ગયેલો તે બહાર નીકળ્યો. દિલ્હીનો હિંદુ રાજા, ગૂજરાતનો ભીમદેવ, નાડૂલનો અણહિલ્લ, માળવાનો ભોજ, દક્ષિણનો ચાલુકય સોમેશ્વર

---

કરેલું હોવાથી અહીં તેને સ્થાન નથી; પરંતુ અસંખ્ય હજામોની વાત, મંદિરમાં નૃત્ય કરનારી સ્ત્રીઓની વાત, અને કોઈ લેખકે કહેલી લિંગને બદલે મૂર્તિની વાત, એ બધું કલ્પિત છે એમ કહેવું મુશ્કેલ છે. સોમનાથની મુખ્ય મૂર્તિ એ તો લિંગ જ હતું એમ અલબરૂની પોતે કબૂલ કરે છે. પરંતુ બીજા લેખકોના વર્ણનને ખોટું કહેતાં પહેલાં દક્ષિણ હિંદમાં આજનાં શિવમંદિરો અને તીર્થોની સ્થિતિ જોવા જેવી છે. ઉપર વર્ણવેલું બધું હાલ ત્યાં થાય છે. શૈવ સંપ્રદાય અને લિંગની પૂજાની ઉત્પત્તિ અને જોર એક વખત ગૂજરાતમાં હતું તે જોતાં તે સમયે આવી પૂજા વગેરે ગૂજરાતમાં નહિ હોય એમ માનવાને કારણ નથી. મૂર્તિનું વર્ણન (લિંગ હોવા ઉપરાંત) તે ઉત્સવ અથવા ભોગ મૂર્તિનું સૂચન કરે છે એટલે લિંગ ઉપરાંત મૂર્તિ હોવાનો સંભવ છે. આજે દક્ષિણમાં આ બધું છે. લિંગ પાંચ હાથનું હતું એ માટે મારા ખંભાતના ઇતિહાસમાં કરેલા સ્તંભલિંગના વર્ણનનું પરિશિષ્ટ જોવું.

૧. આ બધાં વર્ણનનો સાર શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીના મધ્યકાલીન રજપૂત ઇતિહાસ ઉપરથી લીધો છે. મહમૂદ આવ્યો હતો તે રસ્તે ન જતાં કચ્છના રણને રસ્તે ગયો તેનું કારણ એમ પણ હોઈ શકે કે તેની સામે થતા હિંદુસ્તાનીઓની તૈયારીના સમાચાર તેને મળ્યા હોય. કોઈ હિંદુ ભોમિયાએ ઊંધો રસ્તો બતાવ્યો એ દંતકથા હોય એવું શ્રી. શાસ્ત્રીનું માનવું યથાર્થ જણાય છે.

અને કલચૂરી કર્ણ વગેરેએ ભેગા થઈ પાછા ભાગતા મહમૂદના સૈન્યને હરાવ્યું એમ કહેવાય છે.[1]

### હિંદુ સમાજની ખામી

ધર્મની વાત બાજૂએ મૂકતાં પણ તે સમયના સમાજની સ્થિતિ અને સામાન્ય સંસ્કૃતિની દૃષ્ટિએ આ બનાવ બહુ મહત્ત્વનો છે. તે સમયે તો લગભગ આખા હિંદુસ્તાનમાં ધર્મની વિશાળ દૃષ્ટિએ ઐક્ય હતું. છતાં એક પરદેશી બીજા દેશમાં લશ્કર અને સરંજામ સાથે હજાર દોઢ હજાર માઈલ પેસીને દેશના વતનીઓને લૂંટી જાય અને વતનીઓ માત્ર નાસભાગ સિવાય કાંઈ કરી શકે નહિ એ તો સમાજમાં રહેલી કોઈ ગૂઢ ખામી બતાવી આપે છે. રાજાઓ પણ તુરત તો સામનો કરી શકયા નહિ. એમની લશ્કરી વ્યવસ્થા કેવી હશે? પાટણ જેવા સમૃદ્ધ શહેરના રાજાને નાસી જવું પડયું, વિદેશી લૂંટીને પાછો ગયો ત્યાં સુધી દેશી રાજાઓ ઐક્યથી સામનો કરી શકયા નહિ; અને હિંદના જનસમાજને ગમે તે વિદેશી ગમે ત્યારે વિના હરકતે હેરાન કરી શકે એમ હમેશને માટે જગતને ખુલ્લું કરીને આ ચઢાઈએ બતાવી આપ્યું. જે મહાન સંસ્કૃતિએ પૂર્વે અનેક આક્રમણોનો સામનો કર્યો અને પોતાનામાં સમાવી દીધા તે જ સંસ્કૃતિ આ નવીન આક્રમણકારોને ન સમાવી શકી, ન સામનો કરી શકી, તેથી ઊલટું પાછળ આવતાં વર્ષોમાં તેનાથી દબાઈ ગઈ. સમાજની આ

૧. હેમચંદ્રે કરેલો ભીમદેવના હમ્મુકવિજયનો ઉલ્લેખ તે ભીમદેવે બીજા રાજાઓ સાથે મળીને કરેલા મહમૂદના લશ્કરના વિજય માટે જ હોવો જોઈએ એવું શ્રી. ધીરેન્દ્રચંદ્ર ગંગુલીના આધારે શ્રી. શાસ્ત્રીએ લખ્યું છે તે પણ માન્ય રાખવા જેવું છે. મહમૂદ કાબૂલથી મધ્ય હિંદ વીંધીને ગુજરાતમાં આવી લૂંટીને પાછો ગયો ત્યાં સુધી ભીમદેવ અને બીજા રાજાઓ શું કરતા હતા અને પહેલો જ હુમલો કેમ ન કરી શકયા એ વાત એમની લશ્કરી વ્યવસ્થા કેવી હશે તે બતાવે છે. પોતાના મુલકમાં લડવું તે પારકાના મુલકમાં લડવા કરતાં કેંક સહેલું છે. ઘણે દૂરથી સામગ્રી લઈ લૂંટી પારકા દેશમાંથી પાછા જવું એ સહેલું નથી.

સ્થિતિનું કારણ સમાજશાસ્ત્રીઓએ વિચાર કરવા જેવું છે. બૌદ્ધ ધર્મનો પોતાની જ જન્મભૂમિમાં અસ્ત થયો તે વખતે જે સંસ્કૃતિએ અનેક વિરોધી તત્ત્વોનું એકીકરણ કરી પુનર્રચના કરી; સમય પ્રમાણે બદલાવાની કુશળતા જે સંસ્કૃતિના નેતાઓએ પૌરાણિક ધર્મની સ્થાપના વખતે બતાવી, તેવું એકીકરણ કે તેવી કુશળતા પાછળના નેતાઓમાં ન રહ્યાં. સમય પ્રમાણે બદલાવાનું મહત્ત્વ વીસરાયું, અનેક સંપ્રદાયોમાં ભિન્ન બળ વધવાથી ઐક્ય ઓછું થતું ચાલ્યું. આ બધું પણ સમાજની આવી સ્થિતિનું કારણ હોઈ શકે. પરસંસ્કૃતિને પોતામાં સમાવવાની શક્તિ ગુમાવ્યા પછી સમાજ પોતાની જાતને દરેક રીતે સંકોચાવી દઈને માત્ર આત્મરક્ષણ કરવા પ્રેરાયો એ પણ આવા આક્રમણોનો ઇતિહાસ ઉપરથી સમજાય છે.

## નામાંકિત માણસો અને સાંસ્કૃતિક પ્રગતિ

આ મહત્ત્વનો બનાવ બાદ કરતાં ભીમદેવનું રાજ્ય ગૂજરાતની સંસ્કારિતાની દૃષ્ટિએ સારું હતું. એના દરબારમાં વિમલ મંત્રી અને દામોદર ( ડામર ) જેવા નામાંકિત રાજપુરુષો થયા. વિમલ મંત્રીએ બાંધેલું આબુ ઉપરનું દેલવાડાનું વિમલવસતિ નામનું જગપ્રસિદ્ધ મંદિર ગૂજરાતનું ગૌરવ આજે પણ વધારી રહેલું છે. એનું સવિસ્તર વર્ણન આગળ કરીશું. ડામરની બુદ્ધિ અને ચતુરાઈથી ગૂજરાત અને માળવાની મૈત્રી જળવાઈ રહી હતી. 'ડાહ્યો ડમરો' એ ગૂજરાતી કહેવતમાં ડામર આજે પણ ગૂજરાતમાં જીવતો છે. અદ્‌ભુત અલંકારોથી ભરેલા ઉત્તમ શિલ્પસ્થાપત્યથી આજે ગૂજરાત પ્રસિદ્ધ છે તેને ભીમદેવના સમયમાં ખૂબ ઉત્તેજન મળ્યું હોય એમ જણાય છે. ઈંટો અને લાકડાને બદલે પથ્થરનાં મંદિરો બાંધવાનો રિવાજ પણ આ સમયમાં વધ્યો હોય એમ માની શકાય. ભીમદેવની દાનપ્રવૃત્તિ પણ પ્રશંસનીય હતી. મોઢેરાનું સૂર્યમંદિર અને પાટણની રાણીવાવ આ સમયમાં બંધાયાં.

## વિદ્યા સંસ્કાર

આ સમયે અણહિલ્લવાડ પાટણ હિંદુસ્તાનનાં વિદ્યા સંસ્કારનાં મુખ્ય કેન્દ્રોમાંનું એક ગણાતું. પાડોશી અને વિદ્યારસિક ભોજ રાજાની હરીફાઈથી ભીમદેવે ગૂજરાતમાં વિદ્યા સંસ્કારને ઘણું ઉત્તેજન આપ્યું. વિદ્યાની દરેક શાખાના જૈન અને બ્રાહ્મણ વિદ્વાનો ગૂજરાતમાં આવવા લાગ્યા. આ પ્રવૃત્તિ ભીમદેવના રાજ્યસમયથી વધવા માંડી તે ઘણે ભાગે આખા હિંદુ અમલમાં ચાલુ રહી.[1]

## માળવા અને ગૂજરાત

માળવા અને ગૂજરાતને લડાઈ અને મૈત્રીના સંબંધ પણ વારંવાર બદલાયા કર્યા છે. ભીમના સમય સુધી ગૂજરાતનો કેટલોક પૂર્વ તરફ ભાગ માળવાને તાબે હોય એમ સમજાય છે. એમ કહેવાય છે કે કુલચંદ્ર સેનાપતિની સરદારી નીચે માળવાના લશ્કરે ભીમદેવની ગેરહાજરીનો લાભ લઈ પાટણ ભાંગ્યું અને રાજમહેલ આગળ કોડીઓ દાટીને જયપત્ર લીધું.[2] વચ્ચે બન્ને રાજ્યોને મૈત્રીનો સંબંધ પણ ડામર જેવાની બુદ્ધિશક્તિથી રહ્યો છે; પરંતુ ભોજની વૃદ્ધાવસ્થામાં બીજા રાજાઓની સહાયથી ભીમદેવે માળવામાં

---

૧. ન્યાય, વ્યાકરણ, વેદાંત અને સાહિત્યમાં આ સમયમાં મોટા વિદ્વાનો ભીમના દરબારમાં થઈ ગયા. તેમાં શાંત્યાચાર્ય અને સૂરાચાર્યનાં નામ પ્રસિદ્ધ છે. આ વિષયની રસિક ચર્ચા વર્ણન સાથે શ્રી. રસિકલાલ પરીખના કાવ્યાનુશાસનના બીજા ભાગમાં આપેલા ગૂજરાતના ઇતિહાસમાં આપેલી છે. તે માટે તેનાં પૃ.CXLI થી પૃ. CXLVIII જોવાં.

૨. જુઓ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભા. ૧, પૃ. ૧૯૨-૧૯૩. આ વાત ઉપરથી પણ રાજાની ગેરહાજરીમાં શત્રુ રાજધાની તોડીને જયપત્ર લઈ શકે એ રાજધાનીના રક્ષણની વ્યવસ્થા ઉપર વિચાર કરવાનો સવાલ છે. સંપૂર્ણ વ્યવસ્થા અને હાલ જેને morale કહે છે તેનું તે સમયે હશે કે નહિ તે સવાલ છે.

લડાઈ કરી અને પૂર્વ ગૂજરાતનો ભાગ ગૂજરાતની હદમાં મેળવી દીધો.[1]

### કર્ણદેવ

ભીમદેવ પછી વિ. સં. ૧૧૨૦ થી તેનો નાનો પુત્ર કર્ણદેવ ગાદીએ આવ્યો. કર્ણે પણ આસપાસનાં રાજ્યો સાથે લડવામાં સમય ગાળ્યો છે એમ સમજાય છે. એમાં લાટનો વિજય મુખ્ય છે. કર્ણે હાલના ગૂજરાતની દક્ષિણ હદ સુધી રાજ્ય વિસ્તાર્યું.[2] કર્ણના રાજ્યના બે બીજા મહત્ત્વના પ્રસંગ ગણી શકાય : એક મીનળદેવી સાથેનું લગ્ન અને બીજું આશાવલનું નામ કર્ણાવતી પાડવું. સિદ્ધરાજ જેવા પ્રતાપી રાજાની મા તરીકે અને ગૂજરાતની એક પ્રભાવશાળી મહારાણી તરીકે મીનળદેવીનું નામ ગૂજરાતમાં ઘેર ઘેર જાણીતું છે. મીનળદેવી સાથે કર્ણના લગ્ન માટે દંતકથાઓ પણ છે; પરંતુ દક્ષિણના રાજાની કન્યા ગૂજરાતની મહારાણી બને તેમાં રાજદ્વારી કારણ પણ હોવું જોઈએ. કર્ણાટકના ચંદ્રપુરના રાજા જયકેશીની પુત્રી મયણલ્લાદેવી—ગૂજરાતની મીનળદેવીએ ગૂજરાતના ઇતિહાસમાં ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કર્યું છે.

### કર્ણાવતી

કર્ણે આશાપલ્લીના આશાભીલને હરાવી ત્યાં કર્ણાવતી નગરી સ્થાપી એમ પ્રબંધો કહે છે;[3] પરંતુ આશાપલ્લી અગર આશાવલ

---

૧. જુઓ એ જ પૃ. ૧૯૬. હાલના ગૂજરાતની સંપૂર્ણ હદ આ સમય સુધી એક છત્ર નીચે રહી હોય એમ જણાતું નથી.

૨. આમ છતાં પણ હિંદુ સમયમાં લાટ એક સત્તા નીચે સતત રહ્યું નથી.

૩. આશો ભીલ એ આશાવલને લગતા કોઈ ભીલ સરદારનું વંશપરંપરાનું ઉપનામ હોય એમ સંભવે છે. કર્ણે જે વખતે આશાવલનું નામ કર્ણાવતી બદલ્યું તે જ વખતે ત્યાં આશો ભીલ રાજ્ય કરતો હતો એમ માનવાને કારણ નથી; પરંતુ નજીકમાં જ કોઈ પ્રબળ ભીલ સરદાર આશાવલ શહેરને—તે

તે પૂર્વે ગૂજરાતનું એક મહત્ત્વનું સ્થળ હતું અને પાટણ તથા ખંભાતથી બીજી પંક્તિનું નગર હતું. કર્ણે લાટનો વિજય કર્યો તેમાં આ શહેરનું લશ્કરી મહત્ત્વ પણ એક કારણ હોઈ શકે. લાટના વિજયને માટે આશાવલમાં લાંબો સમય પડાવ નાંખવાથી તે શહેર બીજી રાજધાની જેવું બન્યું હોય અને કર્ણે ત્યાં બાંધકામ કર્યાં હોય એમ સંભવે છે. એક સમૃદ્ધ શહેરની પાસે જ બીજું શહેર નવું વસાવે એ અસંભવિત છે.[1]

---

શહેરને પૂર્વે પોતાના પૂર્વજો સાથે કદાચ સંબંધ હોય તેથી પણ—વારંવાર ત્રાસ આપતો હશે એમ સંભવે. લાટના વિજય માટે પાટણ કરતાં આશાવલ વધારે સગવડવાળું છે અને તે સમયે પાટણ, ભરૂચ અને ખંભાતની વચ્ચે એવડું બીજું શહેર નહોતું. કર્ણના સમય સુધી પણ પાટણ અને ખંભાતની વચ્ચેનો આ શહેરની આસપાસનો ભાગ બરાબર સલામત નહિ હોય એમ આ વાતથી સમજાય છે.

૧. આશાવલ અને કર્ણાવતી જુદાં શહેરો એમ હજી કેટલાક વિદ્વાનો માને છે અને આ બાબત શંકા પણ બતાવે છે. આ બે નામો એક જ શહેરનાં છે એ વાત 'ગૂજરાતનું પાટનગર અમદાવાદ' એ પુસ્તકના આશાવલના પ્રકરણમાં મેં સિદ્ધ કરેલી છે. એક જ વાતને ઉદ્દેશીને બન્ને નામોનો ઉલ્લેખ સમકાલીન ગ્રંથોમાં આવે છે એટલું એ બે નામોનું ઐક્ય સિદ્ધ કરવાને પૂરતું છે. કોચરબના નામને લીધે કોઈ વિદ્વાન કર્ણાવતીને આશાવલને સામે કિનારે મૂકવા પ્રેરાય છે. હાલમાં ( ઈ. સ. ૧૯૩૯ )માં અમદાવાદમાં જમાલપુરનો પુલ બાંધતાં કોચરબ આગળ જે મંદિરનાં અવશેષો નીકળ્યાં તેથી આ વાત સાબિત કરવા પ્રયત્ન થાય છે; પરંતુ કર્ણે કોચરબા દેવીનું મંદિર આશાવલ અગર કર્ણાવતીને સામે કિનારે કેમ ન બંધાવ્યું હોય ? કોચરબ–અજદરપુર વગેરે એ બાજૂનાં જૂનાં સમૃદ્ધ હિંદુઓની વસ્તીવાળાં પરા હતાં, તેના એ મંદિરો કેમ ન હોય ? કર્ણસાગર તળાવ અને કર્ણેશ્વરના પ્રબંધના ઉલ્લેખો એવી રીતે અધ્ધર કરેલા છે કે તેથી સ્થળનિર્ણય કરવામાં સંદેહ ઊભો થાય છે. પણ કર્ણસાગર ચાણસ્મા પાસે છે તે વાત એટલી સિદ્ધ છે કે કાંકરિયા તળાવને કર્ણસાગર ધારવાને કાંઈ આધાર નથી.

## સિદ્ધરાજ

ગૂજરાતના હિંદુ સમયના ઇતિહાસમાં સિદ્ધરાજ[1] જયસિંહ જેવું કોઈ બીજા રાજાનું નામ પ્રસિદ્ધ નથી. સામાન્ય જનતાના હૃદયમાં 'સધરા જેશંગ'નું નામ સુવર્ણ અક્ષરે અંકિત થયેલું છે. એના નામ સાથે એટલી દંતકથાઓ, એટલી રોમાંચકથાઓ, એટલી ચમત્કારકથાઓ જોડાયેલી છે કે એવી બીજા કોઈ રાજાના નામ સાથે ભાગ્યે જોડાયેલી હશે. કોઈ નામ સાથે તો ચમત્કારકથાઓ લાંબો સમય ગયા પછી જોડાય છે, પણ સિદ્ધરાજના નામ સાથે એવી કથાઓ કોઈ વાર સમકાલીન ગ્રંથોમાં પણ જણાઈ આવે છે. એ એના પ્રબળ પ્રતાપનું સૂચન છે. એણે ગૂજરાતની સીમા એના બાપદાદા કરતાં ખૂબ—ચારે બાજૂ વધારી. હાલના ગૂજરાતની હદ કરતાં એણે એના રાજ્યની હદ ઘણી વધારી; પાડોશના પ્રાંત તાબે કર્યા, અને ગૂજરાતને ખરેખરું સામ્રાજ્ય બનાવ્યું.

## સિદ્ધરાજનાં પરાક્રમો

સિદ્ધરાજ પ્રમાણમાં નાની ઉમરે ગાદીએ આવ્યો અને લાંબો સમય રાજ્ય કર્યું. એનાં પરાક્રમો ગૂજરાતના બીજા કોઈ રાજા કરતાં વધારે પ્રસિદ્ધ છે. એણે બર્બરક નામના સોરઠ બાજૂના અનાર્ય જાતિના સરદારને હરાવી પોતાને તાબે કર્યો એ એનું પહેલું પરાક્રમ છે. આ બર્બરક અથવા બાબરાએ તેની ટોળી સાથે સિદ્ધપુર સુધી આવીને ત્યાં રુદ્રના મંદિરને તોડયું એમ કહેવાય છે. છેક

૧. સિદ્ધરાજ નામ પડવા માટે પણ આધાર ગ્રંથો એકમત નથી. એણે સુવર્ણસિદ્ધિ કરેલી તેથી એ નામ પડ્યું એમ મનાય છે. બર્બરકની પેઠે સિદ્ધ અને કિરાત જેવી અનાર્ય જાતિને જીતી તેનો રાજા થવાથી સિદ્ધરાજ કહેવાયો હોય એમ શ્રી. રસિકલાલભાઈનું માનવું સયુક્તિક છે; પરંતુ બર્બરકજિષ્ણુ નામ જુદું પણ છે. સોલંકીઓમાં પણ સામ્રાજ્યના વિસ્તારની સિદ્ધિ પહેલી એણે સિદ્ધ કરી તેથી તો સિદ્ધરાજ નહિ કહેવાયો હોય? સિદ્ધ ચક્રવર્તી નામ એ સૂચવે છે.

સિદ્ધરાજ જયસિંહના સમયમાં પાટણની છેક પાસે આવેલા સિદ્ધપુરમાં એક દેવમંદિરને એક વિચિત્ર જાતિનો માણસ હરકત કરે તે બહુ સૂચક છે. રાજ્યની રક્ષણવ્યવસ્થા તેમ જ આપણા સમાજમાં કેવી જાતિઓ હતી એ બન્ને વાતો ઉપર આ બનાવ વિચાર કરાવે તેવો છે.[૧] આ બર્બરક પછીથી સિદ્ધરાજનો સહાયક બન્યો અને સોરઠ તથા માળવાની ચઢાઈઓમાં તેણે સાથે રહી સહાય કરી. સિદ્ધરાજે સોરઠના રાજા ખેંગારને હરાવીને કેદ કર્યો. સોરઠ ઉપરની લડાઈ લાંબો વખત ચાલી હશે એમ સમજાય છે, અને સોરઠ જીત્યા પછી ત્યાં સજ્જનને પોતાનો દંડનાયક નીમ્યો.[૨] સિદ્ધરાજનું સૌથી મોટું પરાક્રમ તો તેનો માળવાનો વિજય ગણી શકાય. સિદ્ધરાજ સોરઠ જીત્યા પછી સોમનાથની યાત્રાએ ગયેલો ત્યારે માળવાના રાજા

---

૧. સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ આ બનાવ બહુ મહત્ત્વનો છે. આ બનાવ ઐતિહાસિક છે એમાં તો શંકા નથી. હિંદુના પૂજ્ય દેવના મંદિરને તોડે એવો આ બર્બરક કેવી જાતનો છે તે કૂટ પ્રશ્ન છે. બર્બરક કાઠિયાવાડના બાબરિયાવાડ બાજૂનો બર્બર જાતિનો કોઈ સરદાર છે. એ જાતિ કદાચ પરદેશી ચાંચિયાઓની પણ હોય. બર્બરક પાસે પાણીમાં લાંબો વખત રહેવાની વિદ્યા હતી તે સૂચક છે. કદાચ આ જાતિ હિંદુઓના અમુક દેવોને ન માનતી હોય. સ્કંદપુરાણમાં બર્બરનો જે ઉલ્લેખ છે તે જોતાં શિવને એ જાતિ ન માને તે સંભવતું નથી. છતાં કોઈ પરદેશી જાતિને શૈવપંથમાં લેવાના પ્રયાસ પડેલાંનો પણ આ બનાવ હોય. આ પાટનગરની સમીપ આવીને તોફાન કરી જાય તે રક્ષણવ્યવસ્થા કેવી હશે? સિદ્ધરાજનાં શરૂનાં વર્ષો રાજ્યની વ્યવસ્થામાં ગયાં જણાય છે.

૨. રા'ખેંગારને જીત્યાની વાત અને રાણકદેવીની વાત ગૂજરાતમાં રસિક દંતકથા પૂરી પાડે છે; પરંતુ એ ચર્ચા અહીં અસ્થાને છે. સોરઠની ચઢાઈનું કારણ નવઘણ અને ખેંગાર ઉપરના વેર કરતાં દિગ્વિજયની ઇચ્છા હોય એમ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીની માન્યતા ખરી લાગે છે. આમ છતાં સોમનાથ ગૂજરાતને તાબે પ્રથમથી હતું એમ માન્યા વગર ચાલે તેમ નથી. જૂનાગઢ છેક સિદ્ધરાજે જીત્યું છતાં સોરઠનો દક્ષિણ કિનારો ગૂજરાતને તાબે હતો એમ વિદ્વાનો માને છે.

નરવર્માએ ગૂજરાતમાં ઉપદ્રવ કરેલો. આમ તો મૂળરાજ અને મુંજના સમયથી માળવા વચ્ચે ટંટો તો ચાલ્યા કરતો હતો. વિ. સં. ૧૧૮૭ માં સિદ્ધરાજે માળવા ઉપર ચઢાઈ કરી અને આશરે ચાર પાંચ વર્ષ લડ્યા પછી વિ. સં. ૧૧૯૩ માં માળવા જીતીને ત્યાંના રાજાને કેદ કર્યો. માળવા જીતવાથી મેવાડ પણ ગૂજરાતને તાબે આવ્યું. એટલે મેવાડ, ડુંગરપુર, વાંસવાડા અને માળવાનો આખો મુલક ગૂજરાતના ધ્વજ નીચે આવ્યો.[1] નાગર જ્ઞાતિના દાદાક મંત્રીના પુત્ર મહાદેવને માળવાનો દંડનાયક નીમ્યો. આ ઉપરાંત સિંધુરાજ,[2] અજમેરનો આનાક અને મહોબક (બુંદેલખંડ)ના પરમર્દીદેવ વગેરે રાજાઓને પણ સિદ્ધરાજે નમાવ્યા.

### સિદ્ધરાજનાં શુભ કર્મો

સિદ્ધરાજ જેવો પ્રતાપી અને વીર હતો તેવો જ શિવભક્ત, ન્યાયી, દાનવીર અને પ્રજાપાલક હતો. એણે પગે ચાલીને સોમનાથની યાત્રા કરી. પોતાની માતા મીનળદેવીના કહેવાથી સોમનાથના યાત્રાળુઓ પાસેથી લેવાતો બોંતેર લાખ જેવડો મોટી રકમનો કર માફ કરાવ્યો. ગૂજરાત અને સોરઠની હદ ઉપર આવેલા બાહુલોદ[3]

---

૧. આ લડાઈના વિસ્તૃત વર્ણન માટે શ્રી. દુ. કે. શાસ્ત્રીનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ અને રસિકલાલ પરિખનો કાવ્યાનુશાસનમાં આપેલો ઇતિહાસ જુઓ.

૨. આ સિંધુરાજ કોણ તે માટે વિદ્વાનોમાં મતભેદ છે. કોઈ સિંધનો અને કોઈ મારવાડના કોઈ ભાગનો રાજા માને છે. કોઈ લાટના શંખનો પિતા માને છે. લાટ તો કર્ણે જીત્યું હતું તો સિદ્ધરાજ ફરી શા માટે લડે?

૩. આ બાહુલોદના સ્થળનિર્ણય માટે વિદ્વાનોમાં મતભેદ છે. એક વિદ્વાન શુક્લતીર્થ પાસેનું નર્મદા કિનારાનું ભાલોદ કહે છે; પણ આ કર માત્ર દક્ષિણના યાત્રાળુઓ પાસે નહોતો લેવાતો તે કારણથી તે સ્થળ બરાબર નથી એમ બીજા કહે છે. બીજા ગૂજરાતના કાઠિયાવાડની હદ વચ્ચે ખંભાતના અખાત પાસે આવેલું ભોળાદ માને છે, તે માનવાને સબળ કારણો પણ છે; પરંતુ શ્રી. રસિકલાલભાઈએ શ્રી. જિનવિજયજીના આધારે ગિરનારની તળેટીમાં આવેલું

ગામમાં આ કર લેવાતો હતો. પ્રજાનું સુખદુઃખ જાતે સાંભળવા એ રાત્રે વેશ બદલીને પ્રજાજનોમાં ભળતો. એના રાજ્યમાં દરેક ધર્મવાળાને સમાન ન્યાય મળતો. ખંભાતમાં પારસીઓ અને હિંદુઓએ મળીને મુસલમાનોને કનડગત કરેલી તે બાબત એક મુસલમાન ખતીબની ફરિયાદ ઉપરથી જાતે છાનો ખંભાત જઈ તપાસ કરી મુસલમાન લોકોને ન્યાય કર્યો અને અગ્નિપૂજકો (પારસીઓ) અને બ્રાહ્મણોને ઘટતી સજા કરી.[1] તે સમયના મુસલમાન લેખકો પોતાના વર્ણનમાં એનાં વખાણ કરે છે.[2] મુસલમાનોને પોતાના ધર્મના પાલન ઉપરાંત પ્રચારની છૂટ પણ આ સમયમાં હોય એમ સમજાય છે.[3]

---

એક બાહુલોદ ગામ હોવું જોઈએ એમ માન્યું છે; પરંતુ તે સ્થળ માત્ર કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતમાંથી માત્ર વઢવાણને રસ્તે આવનારનો જ કર લઈ શકે; જ્યારે સોમનાથ જવાનો પ્રાચીન અને વધારે વપરાતો રસ્તો આશાવલથી ધોળકા થઈ ભોળાદને રસ્તે થઈ દરિયા કિનારે થઈને જતો હતો તે જોતાં ભોળાદ વધારે માફક આવે. એ રસ્તે જનારને સોમનાથ પહેલું આવે અને ગિરનાર ઉત્તરમાં રહી જાય. એ ઉપરાંત દરિયારસ્તે દક્ષિણમાંથી આવનારનો પ્રશ્ન ઊભો જ રહે છે. એક ભાલોદ ગૂજરાત અને દક્ષિણની હદ આગળ ખાનદેશમાં પણ છે તેનું શું ધારવું? મને તો લાગ છે કે એક બાહુલોદ કર માટે પ્રસિદ્ધ થયા પછી જ્યાં જ્યાં ચારે બાજૂથી આવનાર પાસે કર લેવાતો હશે તે બધાંને બાહુલોદ કહેવાનું શરૂ થયું હશે; જેમ આજના વખતમાં કોલબાથી રૂમઝાર શીવરી ગયું તોપણ તેને શીવરીનો કોલાબો સામાન્ય જનતા કહે છે તેમ.

૧. જુઓ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો ઇતિહાસ, ભા. ૧. પૃ. ર૭૧.

ર. મુસાફર અલઇદ્રીસીએ અને જામેઉલ હિકાયતના કર્તા મુહમ્મદ ઉફીએ આ વર્ણન કરેલાં છે. અલઇદ્રીસી લખે છે કે હિંદુઓ સ્વભાવથી જ ન્યાયપ્રિય છે.

૩. મૌલા નૂરુદ્દીન ઇસ્લામીએ એવો પ્રચાર કર્યો જણાય છે. સિદ્ધરાજ મુસલમાન સંતના ચમત્કારો જોઈને ખંભાતમાં ઇસ્લામધર્મનો અંગીકાર કર્યો એમ કેટલાક મુસલમાન લેખકો લખે છે તે કદાચ આ બનાવને અતિસયોક્તિ કરીને પોતાનું મહત્વ વધારવા લખ્યું હોય.

## એનાં બાંધકામ

ગૂજરાતના રાજ્યને સામ્રાજ્ય બનાવવા માટે તથા અનેક વિજયો માટે સિદ્ધરાજ જેટલો પ્રસિદ્ધ છે તેથી પણ વધારે પ્રસિદ્ધ ગૂજરાતમાં અનેક બાંધકામ કરવા માટે છે. એણે બંધાવેલાં વાવકૂવા તળાવો અને મંદિરોની સંખ્યા ઘણી મોટી છે. એમાં સહસ્રલિંગ સરોવરથી એની કીર્તિ અમર થઈ છે. પહેલાંનું કોઈ સરોવર સમરાવીને વિશાળ કરીને, સેંકડો દેવાલયોથી એને શણગારીને, સરસ્વતી નદીને એમાં વાળીને શહેરના લોકોને તેમ જ ખેતીના કામ માટે પણ કામ લાગે તેવું એ ગૂજરાતનું મોટું સરોવર હતું. એણે મહાકાલરુદ્રના મહાલયને પણ સમરાવ્યો. એણે જૈન ચૈત્ય પણ બંધાવ્યાં છે. ડભોઈ, ઝીંઝુવાડા વગેરે અનેક સ્થળે એણે કિલ્લાઓ પણ બંધાવ્યા છે જેનાં ભગ્નાવશેષો આજે પણ મનોહર લાગે છે.

## વિદ્યા સંસ્કારને ઉત્તેજન

આવા મહાન સમૃદ્ધિના સમયમાં ગૂજરાતમાં સ્થાપત્યની પેઠે સાહિત્ય પણ ખીલ્યું અને સિદ્ધરાજે એને પ્રબળ વેગ આપ્યો. માળવાની જીત પછી માળવાનો પુસ્તકભંડાર ગૂજરાતમાં આવ્યો હતો. ગૂજરાતનાં વિદ્યા સંસ્કારની વૃદ્ધિ માટે એમાંથી ઘણી પ્રેરણા મળી હોય એમ લાગે છે. આચાર્ય હેમચંદ્ર, જેમને યથાર્થ રીતે કલિકાલસર્વજ્ઞ કહેવામાં આવે છે, તેમના જેવા માત્ર ગૂજરાતમાં જ નહિ પણ સમસ્ત હિંદમાં વિદ્વાનોની અગ્ર પંક્તિમાં બેસે એવા મહાપુરુષ આ સમયમાં થયા. ભોજના વ્યાકરણ ઉપરથી ગૂજરાતમાં પણ એવું કોઈ સ્વતંત્ર વ્યાકરણ કેમ ન થાય એમ સિદ્ધરાજને લાગ્યું અને આચાર્ય હેમચંદ્રે સિદ્ધહૈમ નામનું મોટું સંસ્કૃત વ્યાકરણ રચ્યું. આ મહાપુરુષનું વર્ણન આગળ વધારે કરીશું. એણે ઘણા કવિઓ અને વિદ્વાનોને એ રીતે ઉત્તેજન આપ્યું છે અને સાહિત્યમાં ચિરંજીવ એવાં ગ્રંથરત્નો ઉત્પન્ન કરવામાં રસ લીધો છે. કવિ શ્રીપાલ અને

વાગ્ભટાલંકારના કર્તા વાગ્ભટ એના સમયમાં થયા. જયમંગલે કવિશિક્ષા અને વર્ધમાનસૂરિએ ગણરત્નમહોદધિ નામે વ્યાકરણ ગ્રંથ એ સમયે રચ્યાં. જૈન વિદ્વાનોનાં કાર્યો માટે આમાં કાંઈક જાણવા મળે છે પણ બ્રાહ્મણ ગ્રંથકારો પણ થયા હશે. વિદ્યાને આ ઉપરાંત પાઠશાળાઓ વગેરેથી અને બીજી રીતે ઉત્તેજન આપવાના નાના દાખલા તો ઘણા છે.[૧]

એના વખતમાં ગૂજરાતમાં મહાન રાજદ્વારીઓ પણ થઈ ગયા અને એમણે પણ મંદિરોનાં બાંધકામ અને વિદ્યાને ઉત્તેજન આપ્યું. એમાં સંપત્કર અથવા શાંતુ મહેતા, મુંજાલ, દાદાક અને ઉદયન મુખ્ય છે.[૨] શાંતુ વડોદરાના વતની હતા અને એવા ભારે રાજકારણનિપુણ હતા કે એમને પ્રસિદ્ધ યૌગંધરાયણથી પણ ચઢિયાતા માનવામાં આવતા હતા. એમના મંદિરમાં પ્રસિદ્ધ કવિ બિલ્હણે રચેલું કર્ણસુંદરી નામનું નાટક ભજવાયું હતું. ગૂજરાતના રાજાનો કર્ણાટક સાથે વિવાહ સંબંધ કરાવી બન્નેનો રાજદ્વારી સંબંધ ગાઢ કરવાની નીતિ પણ એ જ મંત્રીની હતી. એણે ગીજનીના સુલતાન સામે પણ સિંધુ નદી ઉપર લશ્કર મોકલ્યાનું કહેવાય છે.[૩] દાદાક મંત્રી નાગર બ્રાહ્મણ હતા. સિદ્ધરાજનો પુરોહિત તો મૂળરાજથી ચાલ્યા આવતા વડનગરા નાગર સોમશર્માનો વંશજ

---

૧. સાંસ્કૃતિક ઇતિહાસ માટે આ વર્ણન ઉપયોગી છે, પણ આ ગ્રંથમાં વિસ્તારને સ્થાન નથી. એ માટે શ્રી. રસિકલાલભાઈના કાવ્યાનુશાસનનો અંગ્રેજી ઇતિહાસ જોવો.

૨. આ સિવાય બીજા મંત્રીઓ અને દંડનાયકો પણ છે. ઉદયન કર્ણાવતીમાં રહેતો હતો તે પછીથી સત્તામાં આવ્યો હતો.

૩. શ્રી. રસિકલાલ પરીખનો ઉપર લખેલો ઇતિહાસ પૃ. CXCII જુઓ. ગીજનીના સુલતાન સામે આચ્છીક નામના સરદારને મોકલ્યો કહેવાય છે. પંજાબમાં રહેલા ગીજનીના લશ્કર સામે હિંદુ રાજાઓએ કરેલા યુદ્ધમાં મદદ તરીકે સિદ્ધરાજે આ સરદારને મોકલ્યો હોય.

કુમાર નામે હતો. આ વંશ ગુર્જર રાજાઓના પુરોહિત તરીકે લાંબો સમય રહ્યો છે. કેશવ નામના એક મંત્રી કે દંડનાયકે દાહોદમાં ગોગનારાયણનું[1] સર્પમંદિર બાંધ્યું છે.

## ચારિત્ર્ય

આવો ગૂજરાતનો સર્વથી વધારે લોકપ્રિય અને લોકહૃદયમાં ચિરંજીવ રહેનારો મહારાજાધિરાજ જયસિંહદેવ–સિદ્ધરાજ ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં પણ એક ચિરંજીવ વ્યક્તિ છે. એણે ગૂજરાતની સંસ્કારિતાને દૃઢ કરવામાં મોટો ભાગ ભજવ્યો છે. એ મહાપરાક્રમી, વ્યવસ્થાકુશળ, રાજનીતિજ્ઞ, ઉદાર, પ્રજાવત્સલ, લોકમાં ભળીને તેમનાં સુખદુઃખ જાણનારો, બ્રાહ્મણ અને જૈન ઉપરાંત બીજા ધર્મો તરફ સમાન દૃષ્ટિ રાખનારો, વિદ્યા સંસ્કારનો પોષનારો, વિદ્વાનો અને ધાર્મિક પુરુષોને માન આપનારો અને એવા અનેક ગુણોથી શોભતો, ભૌગોલિક દૃષ્ટિએ પણ ગૂજરાતનો ખરેખરો મહારાજા હતો. હાલના ગૂજરાતે સાંસ્કૃતિક ઐક્યનો મૂળરાજના સમયથી કરેલો આરંભ, આ મહારાજાધિરાજના સમયથી સંપૂર્ણ વધાર્યો. વિ. સં. ૧૧૯૯ સુધી એણે રાજ્ય કર્યું.



૧. આ વિષ્ણુમંદિર હતું એમ કેટલાક ધારે છે એ ભૂલ છે. ગોગનારાયણ એ સર્પમંદિર છે અને સર્પપૂજા તે સમયે હતી (આજે પણ છે અને ગોગને નામે પુજાય છે) અને મંદિર બંધાતાં એ સૂચવે છે. જુઓ મારાં ખંભાતના ઇતિહાસમાં પાતાલ ઉપરનું પરિશિષ્ટ.

# પ્રકરણ ૯ મું

## હિંદુ ગૂજરાતી સામ્રાજ્યની ચડતી અને પડતી

### કુમારપાલ

મૂળરાજે સ્થાપેલા ગુર્જર રાજ્યને સિદ્ધરાજે મહારાજ્ય બનાવી સાંસ્કૃતિક ઐકય સ્થાપ્યું. એની પછી એને પુત્ર ન હોવાથી ભીમદેવના પ્રપૌત્ર ત્રિભુનપાળના પુત્ર કુમારપાલને ભાગ્યસંજોગે ગૂજરાતની ગાદી મળી.[1] સિદ્ધરાજના મહારાજ્યને કુમારપાલે અનેક રીતે વિકસાવી અલંકૃત કર્યું, અને સાંસ્કૃતિક ઐકય વધારે બળવાન કરી ચિરંજીવ ઓજસ આપ્યું. ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં આ રીતે સિદ્ધરાજ કરતાં પણ કુમારપાલનું સ્થાન વધારે મહત્ત્વનું છે.

કુમારપાલે અજમેર, માળવા, કોંકણ વગેરેના રાજાઓ ઉપર ચઢાઈ કરી જીત મેળવી કે દિગ્વિજય[2] કર્યો એ બધું વર્ણન અહીં

---

૧. કુમારપાલને પોતાની પછી ગાદી ન મળે એવી સિદ્ધરાજની ઇચ્છા હોય એવું પ્રબંધ વગેરે ગ્રંથોથી જાણી શકાય છે; પરંતુ કુમારપાલ ભીમદેવના વંશનો હોવા છતાં તેની માનું કુટુંબ હલકું હતું તેથી સિદ્ધરાજની એવી ઇચ્છા હતી કે બીજા કારણથી એ વાતમાં મતભેદ છે. સિદ્ધરાજની બીકથી કુમારપાલને ભાગતા રહેવું પડેલું કે માત્ર કુતૂહલતાથી તેમાં પણ મતભેદ છે. ગમે તેમ પણ કુમારપાલને ભાગ્યસંજોગે જ ગાદી મળી એટલું માનવું પડે. કુમારપાલ બહુ ભણેલો નહોતો છતાં અનુભવથી ઉત્તમ રાજ્યવ્યવસ્થા એણે કરી હતી. એના ડહાપણને લીધે એને વિચારચતુર્મુખ કહેતા.

૨. કુમારપાલે દિગ્વિજય કર્યાનું જે વર્ણન આધારગ્રંથોમાં મળે છે તે અક્ષરશઃ માનવા જેવું નથી એવો શ્રી. દુર્ગાશંકરનો મત ખરો લાગે છે. ગૂજરાત બહાર પોતાના મહારાજ્યની સીમા સિદ્ધરાજે વધારેલી તેથી કાંઈ બહુ મોટો વિસ્તાર વધાર્યો એમ માનવાને કારણ નથી. ઘણી વાર દિગ્વિજયનાં વર્ણનોમાં હિંદના દેશો ગણાવી જવાનો રિવાજ પડેલો હતો. અશોક પછી

સ્થાને નથી. પચાસ વર્ષની પાકી ઉંમરે જિંદગીના અનેક અનુભવો કર્યા પછી અને દેશાટનમાં અનેક દુઃખો જોયા પછી કુમારપાલને મહારાજ્યની પાદી મળી.[1] આ બધા અનુભવથી એનો રાજ્યવહીવટ વિશિષ્ટ પ્રકારનો બન્યો; અને ગૂજરાતની સંસ્કારિતાને હિંદુસ્તાનના પ્રાંતોની સરખામણીમાં એક જુદું જ વિશિષ્ટ વ્યક્તિત્વ એ સમયથી મળ્યું.

## ગૂજરાતને અહિંસક બનાવ્યું

આખી દુનિયામાં હિંદ સૌથી વધારે અહિંસક છે અને આખા હિંદમાં ગૂજરાત સૌથી વધારે અહિંસક છે.[2] ગૂજરાતની સાંસ્કારિતાનાં વિશિષ્ટ લક્ષણોમાં અહિંસાપરાયણતા એ એક સૌથી મહત્ત્વનું લક્ષણ છે. જૈન ધર્મનું બળ ગૂજરાતમાં વધારે છે એ કારણ માત્રથી જ આ વૃત્તિ સમાજમાં વૃદ્ધિ પામી એમ ન કહી શકાય. સમાજમાં જૈનેતર બહુમતી છે, છતાં અન્ય પ્રાંતોમાં વિરલ એવી અહિંસાવૃત્તિ જૈનેતર વર્ણોમાં માત્ર ગૂજરાતમાં જ દેખાય છે.[3] સમસ્ત ગૂજરાતી સમાજની આ વિશિષ્ટતાનું માન મહારાજાધિરાજ કુમારપાલના

---

મુસલમાની સમય પહેલાં આખા હિંદનો ખરી રીતે કોઈ સમ્રાટ થયેલો કહેવાય નહિ.

૧. પચાસ વર્ષની પાકી વયે ગાદી મળી અને દેશાટનનાં દુઃખ અને વિવિધ અનુભવથી પરિપક્વ થયેલા અનુભવથી એનો રાજ્યસમય ઉત્તમ હતો એમ કહેવું પડે.

૨. અંગ્રેજ લેખક સ્માઈલ્સ પોતાના Duty–કર્તવ્ય નામના ગ્રંથમાં જીવદયાના પ્રકરણમાં ગૂજરાતની આ રીતની તારીફ કરે છે.

૩. અન્ય પ્રાંતોમાં મોટે ભાગે બ્રાહ્મણેતર વર્ણોમાં માંસભક્ષણ અને હિંસા સામાન્ય છે. કેટલાક પ્રાંતમાં બ્રાહ્મણો પણ માંસાહાર કરે છે. અબ્રાહ્મણોમાં પણ અહિંસકવૃત્તિ અને માંસનો ત્યાગ એ ગૂજરાતની જ વિશિષ્ટતા છે. માત્ર જૈનોની અસરથી જ નહિ પણ કુમારપાલની અમારી ઘોષણાથી જ આ સ્થિતિનો પાયો નંખાયો એમ માનવું પડે.

સંસ્કારી શાસનને છે. કુમારપાલે ગૂજરાતમાં કાયદાથી હિંસા બંધ કરાવી હિંસા કરનારને દંડની શિક્ષાનો કાયદો કર્યો.[૧] યજ્ઞમાં પશુઓના બલિ બંધ કરાવ્યા.[૨] ધર્મને નામે આ અત્યાચાર શિષ્ટ હિંદુસમાજમાં ઘણો પ્રચલિત હતો અને આજે પણ આખા હિંદમાં પ્રચલિત છે; પરંતુ ગૂજરાતમાં આજે આ રિવાજ નહિ જેવો જ છે; તેનું માન કુમારપાલના શાસનને છે. માંસાહાર સાથે મદ્યપાન, દ્યૂત વગેરે સમાજનાં સામાન્ય દૂષણોને આ રાજાએ બંધ કરવા પ્રયત્ન કર્યો,[૩] અને પોતે જાતે એ પ્રમાણે સદાચારનું પાલન કરવા માંડ્યું. ગુજરાતી સમાજમાં પ્રમાણમાં સામાન્ય રીતે દરેક અનાચાર[૪] તરફ

---

૧. આ સમયમાં અહિંસા ગૂજરાતમાં વધારે વ્યાપ્ત થઈ એ ખરું, પણ એક જૂ મારનારનું રાજાએ બધું લૂંટી લીધું કે હજારો હાથી ઘોડા વગેરેને ગાળેલું પાણી પાવામાં આવતું એ વાત માનવા જેવી નથી. કુમારપાલના સમયના લેખો ઉપરથી તે સમયે અમુક દિવસોએ હિંસા કરનારને પાંચ દ્રમ્મ –આશરે સવા રૂપિયો–દંડની શિક્ષા થતી એટલું જ સમજાય છે. જોકે સવા રૂપિયાની કીમત એ સમયે બહુ વધારે હશે એ ભૂલવા જેવું નથી, જૈનેતર સામાન્ય પ્રજા ઉપર એની અસર અવશ્ય થાય.

૨. યજ્ઞમાં પશુવધ ગૂજરાતમાં બંધ તો નથી થયા. પણ અન્ય પ્રાંતો કરતાં બહુ જ અલ્પ પ્રમાણમાં થાય છે.

૩. દારૂ ચાવડાઓમાં પ્રચલિત હતો એ બાબત 'મોહરાજપરાજય'નો ઉલ્લેખ આગળ નોંધ્યો છે. રાજાઓ વગેરેમાં, સ્ત્રીઓમાં પણ એ રિવાજ હતો. કુમારપાલે ગૂજરાતમાંથી તાડનાં ઝાડનો નાશ કરાવ્યો એમ કહેવાય છે તે તાડી ઓછી કરવા ખાતર પણ હોય.

૪. વેશ્યાવૃત્તિ અને પરદારાગમન માટે ઘૃણા તો દરેક શિષ્ટ સમાજમાં હોય છે, પરંતુ આ ઘૃણા આજે ગૂજરાતમાં જેટલા પ્રમાણમાં જોવામાં આવે છે તેટલી અન્ય પ્રાંતોમાં જોવામાં આવતી નથી; પરંતુ વેશ્યાવૃત્તિ માટે ખાસ કાયદો કે સુધારો રાજા કરી શક્યો નથી. वेश्याव्यसनं तु वराकमुपेक्षणीयं એ વાક્ય 'મોહરાજપરાજય'માં છે તે સૂચક છે. 'નાટ્યદર્પણ'નો એક ઉતારો શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ પોતાના ઇતિહાસના ભાગ બીજામાં આપ્યો છે તે પણ સૂચક છે.

જે તિરસ્કારવૃત્તિ જોવામાં આવે છે તેનું મૂળ આ સમયમાં નખાયું.

## ધાર્મિક સહિષ્ણુતા

ધર્મસહિષ્ણુતા એ તો આખા હિંદુ સમાજનો એક ખાસ ગુણ છે. છતાં આ ગુણ ગૂજરાતમાં કૈંક વિશિષ્ટ રૂપે ખીલ્યો છે. ગૂજરાતમાં જે પ્રમાણમાં અનેક સંપ્રદાયોમાં પરસ્પર સહિષ્ણુતા દેખાય છે તે પ્રમાણમાં બીજે જોવામાં આવતી નથી. જૈન અને બ્રાહ્મણ સંપ્રદાયોએ પ્રાચીન સમયથી આ સહિષ્ણુતાને પોષવામાં આપણા પ્રાંતમાં ખૂબ શ્રમ વેઠયો છે. એક જ ઘરમાં કે એક જ કુટુંબમાં ભિન્ન સંપ્રદાયનાં માણસો સંપથી રહે છે.[1] કેટલીક વાર મા, દીકરો કે પતિપત્નીમાં એક જૈન તો બીજું બ્રાહ્મણ સંપ્રદાયને અનુસરે છે અને સ્નેહ એવો ને એવો રહે છે. આપણા સમાજનું આ એક ખાસ લક્ષણ છે અને તેનો પાયો પણ આ સમયમાં દૃઢ થયો માની શકાય. રાજા કુમારપાલે પોતે પણ પરંપરાગત કુલધર્મનો ત્યાગ કર્યા વગર—શિવભક્તિપરાયણ રહેવા છતાં જૈન ઉપદેશ લીધો હતો, અને પરમ માહેશ્વર કહેવાયા છતાં પરમાર્હતનું પદ મેળવ્યું હતું.[2]

---

૧. આજે પણ જૈન અને બ્રાહ્મણ ધર્મો એક કુટુંબમાં જોવામાં આવે છે; પતિ વૈષ્ણવ અને સ્ત્રી જૈન એવું ઘણા વાણિયાઓમાં આજે છે. પ્રાચીન કાળમાં આ રિવાજ વિસ્તૃત હશે. કુમારપાલના આ સમયના પ્રસિદ્ધ આભડ-શેઠના પુત્રોમાં બે શૈવ સંપ્રદાયના અને ત્રણ જૈનમતના અનુયાયી હતા.

૨. કુમારપાલે જૈન ધર્મની દીક્ષા લીધી હતી કે પોતાનો કુલધર્મ—શૈવધર્મ કાયમ રાખીને જૈન ઉપદેશ માત્ર ગ્રહણ કર્યો હતો, એ બાબતમાં વિદ્વાનોમાં મતભેદ છે. કુમારપાલના સં. ૧૨૨૫ સુધીના મળેલા લેખોમાં એને પરમ માહેશ્વર કહેલો છે. એણે પાછલા વખતમાં જૈનમત સ્વીકાર્યો હતો એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે. આ બાબતની વિસ્તૃત ચર્ચા શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ "મધ્યકાલીન રાજપુત ઇતિહાસ" ભાગ ૨ જામાં પૃ. ૩૦૮ થી ૩૧૨ માં કરેલી છે. શિવભક્તિનો ત્યાગ કર્યા વગર જૈન ધર્મ સ્વીકાર્યો એમ માનવું ઠીક છે.

## અપુત્રિકાધનનો ત્યાગ

કુમારપાલે અપુત્રિકાધનનો ત્યાગ કર્યો એ એક બીજો મોટો સુધારો કર્યો. પહેલાં અપુત્ર મરણ પામનારનું ધન રાજ્યમાં જપ્ત થતું. બીજા વારસોને ધન આપવાની હિંદુ ધર્મશાસ્ત્રોની આજ્ઞા છતાં આચારમાં તેનું પાલન ઓછું થતું, અને અપુત્ર મરણ પામનારનાં બીજાં કુટુંબીજનોને નિરાધાર કરીને રાજ્ય તેની મિલકત જપ્ત કરતું. કુમારપાલે આ રિવાજ બંધ કરી પ્રજાને સંતોષ આપ્યો.[1]

આમ કુમારપાલનું રાજ્ય એના વિજયો, મહારાજ્યની સરહદનો વિસ્તાર કે એમાં થયેલાં સ્થાપત્યનાં બાંધકામો કરતાં એમાં ઘડાયેલાં ગુજરાતી સમાજના બંધારણ માટે ગૂજરાતને મળેલી એક વિશિષ્ટ સંસ્કારિતા માટે વધારે ચિરસ્મરણીય રહે છે.

## હેમચંદ્રાચાર્ય

એ સમયમાં પણ મહામંત્રીઓ, સામંતો, અમાત્યો, દંડનાયકો, કવિ અને વિદ્વાનો તરીકે ગણાવી શકાય એવા ઘણા મહાપુરુષો થઈ ગયા; પરંતુ એ સમયે તેમ જ આજે આખા હિંદુસ્તાનના સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યની સૃષ્ટિમાં ગૂજરાતને અગ્ર પંક્તિમાં મૂકે એવા એક કલિકાલસર્વજ્ઞ શ્રી. હેમચંદ્રાચાર્યનું નામ જ પહેલું ગણવું પડે. હેમચંદ્રાચાર્ય અને એમનું શિષ્યમંડળ ગ્રહમંડળ સાથેના સૂર્યની પેઠે ગૂજરાતના સાહિત્યાકાશમાં પ્રકાશે છે. એમની પ્રવૃત્તિ એટલી વિસ્તૃત અને એટલી તો વિપુલ છે કે એનું વર્ણન અહીં થઈ શકે નહિ. સાહિત્યની દરેક શાખાઓમાં એમની કલમે વિહાર કર્યો છે, અને સંસ્કૃત સાહિત્યની વૃદ્ધિમાં ગૂજરાત પછાત નથી એમ સિદ્ધ

---

૧. આ બાબત આર્થિક દૃષ્ટિએ બહુ મહત્ત્વની છે. ધર્મશાસ્ત્રોમાં વારસાના હકો માટે ઘણી છૂટ છતાં રાજાઓ તે અક્ષરશઃ પાળતા નહોતા. આ વિષય માટે પણ ઉપર કહેલા શાસ્ત્રીજીના ઇતિહાસમાં ઠીક ચર્ચા છે, પૃ. ૩૦૧–૩૦૪.

કર્યું છે.[1] ઉપર કહી એવી ગૂજરાતની ખાસ સંસ્કારિતાને કુમારપાલના વહીવટે ઘડી તેની પ્રેરણાનું ખાસ માન પણ આ મહાન ગૂજરાતી સાધુપુરુષને છે. કર્ણાટકના વિજયનગરના મહારાજ્યમાં સંસ્કારસ્થાપનનો જેવો ભાગ શ્રી. વિદ્યારણ્યસ્વામીએ ભજવ્યો તેવો—તેનાથી વધારે પ્રાચીન સમયમાં ગૂજરાતના મહારાજ્યમાં સંસ્કારસ્થાપનનો ભાગ આચાર્ય શ્રી. હેમચંદ્રસૂરિએ ભજવ્યો. એમના શિષ્યોમાં કવિ રામચંદ્ર અગ્રસ્થાને છે.[2]

સિદ્ધરાજની પેઠે કુમારપાલને પણ પુત્ર ન હોવાથી પાછળથી વારસાની મુશ્કેલીઓ ઊભી થઈ. એટલે કુમારપાલના સમયમાં ગૂજરાતી મહારાજ્યની મોટી ચડતી કહી શકાય, તેમ તેના અંત સમયે પડતીનાં વાદળો દૂર દૂર ક્ષિતિજમાં જણાવા લાગ્યાં, તે વાઘેલા સમયના અંતમાં દેશને સંપૂર્ણ છવાઈ ગયાં. વીરધવલના સમયમાં માત્ર થોડો ઉઘાડ નીકળી આકાશ જરા નિર્મળ થયું હતું એમ કહી શકાય.

### અજયપાલ, બાળ મૂળરાજ અને મહમદ ઘોરીની ચઢાઈ

કુમારપાલ પછી એનો ભત્રીજો અજયપાલ ગાદીએ આવ્યો. એને જૈનધર્મ તરફ કુમારપાલ જેવી ખાસ પ્રીતિ નહોતી. કુમારપાલનું કાંઈ જૈનધર્મ તરફનું વલણ પણ એને પસંદ ન હોય એમ જણાય છે.[3] એના રાજ્યનો મહત્ત્વનો બનાવ તે પ્રલ્હાદનપુર—પાલણપુરની

---

૧. આ માટે શ્રી. રસિકલાલ પરીખના કાવ્યાનુશાસનના બીજા ભાગમાં આપેલો શ્રી. હેમચંદ્રનો અહેવાલ જોવો. શ્રી. મોહનલાલ દલીચંદનો જૈન સાહિત્યનો ઇતિહાસ પણ જોવો.

૨. સંવત ૧૯૯૩ માં ઊજવાયેલી વિજયનગરના મહારાજ્યની છઠ્ઠી શતાબ્દી વખતે વિદ્યારણ્યસ્વામીનો વૃત્તાંત આપવામાં આવ્યો હતો. એનો મેમોરિયલ ગ્રંથ પ્રસિદ્ધ થયેલો છે.

૩. અજયમલે જૈનો તરફ ઘાતકી વર્તન રાખી કવિ રામચંદ્ર અને બીજા જૈન અધિકારીઓને ક્રૂર રીતે મારી નંખાવ્યા એમ પ્રબંધો કહે છે. એણે જૈન મંદિરો તોડી પડાવ્યાં એમ પણ કહે છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનું માનવું એવું

સ્થાપના છે. એનો સ્થાપનાર પ્રલ્હાદન દેવ પરમાર અજયપાલનો સામંત હતો. એ ઉદાર અને વિદ્વાન હતો એમ કહેવાય છે. અજયપાલ પછી એનો બાળક પુત્ર મૂળરાજ ગાદીએ આવ્યો.[1] એના ટૂંકા રાજ્યકાળમાં ખાસ મહત્ત્વનો બનાવ મહમદ ઘોરીની ગૂજરાત ઉપરની ચઢાઈ છે. મુસલમાનો સાથેની આ લડાઈમાં ગૂજરાતનો વિજય થયો અને મુસલમાન લશ્કરને ખૂબ ખુવારી સાથે પાછા હઠવું પડ્યું.[2] બાળક મૂળરાજે ઉત્તર હિંદથી આવતા મુસલમાન વિજેતાને હરાવ્યો એ એક મહત્ત્વની ઐતિહાસિક બીના છે અને સિદ્ધરાજ તથા કુમારપાલની લશ્કરી વ્યવસ્થા કેટલી સંપૂર્ણ હશે તેનો ખ્યાલ આપે છે.

## ભીમદેવ બીજો અને ગુર્જર મહારાજ્યની પડતી

બે વર્ષનું ટૂંકું રાજ્ય કરી વિ. સં. ૧૨૩૪ માં મૂળરાજનું મરણ થવાથી એનો ભાઈ ભીમદેવ ગાદીએ આવ્યો. ભીમદેવની ઉમર પણ એ વખતે નાની હતી. એણે લગભગ ૬૩ વર્ષ જેટલો લાંબો સમય રાજ્ય કર્યું, પણ શરૂઆતનાં થોડાં વર્ષ, સિદ્ધરાજ અને કુમારપાલની સબળ રાજ્યવ્યવસ્થાના જોરને લીધે એનો અમલ ઠીક રહ્યો; પરંતુ પાછળના ભાગમાં એ માત્ર નામનો જ રાજા હતો. મોટા મોટા મંડલિકો સ્વતંત્ર જેવા થઈ ગયા હતા. મેવાડ અને માળવા જે ગૂજરાતને તાબે હતાં તે સ્વતંત્ર થઈ ગયાં. જે ગૂજરાતે મહમદ

---

છે કે અજયપાલે જૈનધર્મ તરફ પક્ષપાત ન બતાવ્યો તેથી જૈન પ્રબંધોમાં એની નિંદા કરેલી હોય.

૧. બાળ મૂળરાજની મા દક્ષિણના પરમર્દી રાજાની પુત્રી હતી. આમ સિદ્ધરાજની પેઠે એનું મોસાળ પણ દક્ષિણમાં હતું. સોલંકીઓનો દક્ષિણ સાથેનો સંબંધ બહુ સૂચક છે અને તે માટે વધારે સંશોધનની જરૂર છે.

૨. ગૂજરાતના આ વિજયનો ઉલ્લેખ પ્રબંધો અને મુસલમાન તવારીખો બન્ને કરે છે. મુસલમાન તવારીખો આ લડાઈ મૂળરાજને બદલે ભીમદેવ બીજાના વખતમાં થઈ એમ કહે છે, પણ તે ભૂલ છે.

ઘોરીને હરાવી નસાડયો હતો તે જ ગૂજરાતે સુલતાન કુતુબુદ્દીનને હાથે આ વખતે હાર ખાધી. જોકે આ હારથી મુસલમાનો ગૂજરાતને ખાલસા કરી શક્યા નહિ, પરંતુ છેક પાટણ સુધી હુમલા કરી ટૂંકા વખત માટે વિજય મેળવી પાછા ગયા હતા. ગૂજરાતનું લશ્કરી બળ આ વખતે નરમ થયું હોય એમ લાગે છે.

## લવણપ્રસાદ અને વીરધવલ

ભીમદેવના રાજ્યના પાછલા સમયમાં તો એક વખત જયંતસિંહ નામના કોઈ ભાયાતે એની ગાદી થોડો વખત પચાવી પાડી હતી.[૧] એવો ઉલ્લેખ મળે છે. એ જ સમયમાં ભીમદેવના સામંત લવણપ્રસાદ વાઘેલાની સત્તા ખૂબ વધી ગઈ હતી. વ્યાઘ્રપલ્લી જેવા એક નાના ગામના ધણી લવણપ્રસાદે એ સમયે ધોળકામાં રાજધાની કરી ખંભાત સુધીનો ભાગ પોતાને કબજે કર્યો હતો. આમ છતાં એ પોતાને ભીમદેવનો મહામંડલિક કહેતો. આમ છેક વિ. સં. ૧૨૯૮ માં ભીમદેવનો દેહાંત થયો છતાં ગૂજરાત ઉપર ખરી સત્તા વિ. સં. ૧૨૮૦ થી લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલની હતી. તળ ગૂજરાતની બહારના ગૂજરાત તાબેના દેશો હવે સ્વતંત્ર થઈ ગયા છતાં,[૨] અને આ બે વાઘેલા સરદારો પણ દરેક રીતે સ્વતંત્ર છતાં, ભીમદેવ હજી પાટણનો મહારાજાધિરાજ હતો. ભીમદેવના સમયમાં ગૂજરાતી મહારાજ્યની કળા ઊતરવા માંડી છતાં પણ ભીમદેવના તામ્રપત્રોમાં એનું 'અભિનવ સિદ્ધરાજ' એવું બિરુદ આપેલું છે. આ

---

૧. આ જયંતસિંહના એક દાનપત્રમાં એ પોતાને "દુર્દૈવદાવાનલદગ્ધ-ગૂર્જરધરાબીજપ્રરોહૈકપર્જન્ય" કહે છે. એ સમયમાં કાં તો બહુ દાનથી કે મુસલમાનોના હુમલાથી પાટણની તિજોરી ખાલી થઈ એમ પણ કીર્તિકૌમુદી અને સુકૃતસંકીર્તન ઉપરથી સમજાય છે. દેશની સ્થિતિ તે વખતે બગડી હશે.

૨. મેવાડ, માળવા, દક્ષિણના જીતેલા મુલકો, આબુ અને કાઠિયાવાડના કેટલાક ભાગ એ સમયે સ્વતંત્ર થઈ ગયા. તળ ગૂજરાતમાં પણ લવણપ્રસાદ જેવા સામંતો નામની આણ કબૂલ રાખી લગભગ સ્વતંત્ર જેવાં જ હતા.

એક બહુ સૂચક વાત છે. સિદ્ધરાજ ગૂજરાતનો એક આદર્શ રાજા છેક એ સમયથી ગણાતો આવ્યો છે એ નિર્વિવાદ છે. કુમારપાલે સિદ્ધરાજ કરતાં ગૂજરાતી સમાજને વધારે સંગીન સંસ્કાર આપેલા છે છતાં ગૂજરાતી સમાજમાં તે વખતથી આજ સુધી સિદ્ધરાજ વધારે લોકપ્રિય રહ્યો છે તે વિચારવા જેવું છે. તેનું કારણ કદાચ સિદ્ધરાજના જીવન સાથે સંકળાયેલી રોમાંચકથાઓ હોય; અગર તો કુમારપાલે જૈન ધર્મ તરફ જે વલણ બતાવ્યું છે તેથી તે સમયના રજપૂત વર્ગમાં અને સામાન્ય જનસમુદાયમાં તે બહુ લોકપ્રિય ન થયો હોય. કુમારપાલે પણ ઘણાં મંદિરો બંધાવ્યાં છે. વડનગરનો કોટ બંધાવ્યો છે છતાં બાંધકામ માટે સિદ્ધરાજ જેટલી લોકપ્રિયતા એને મળી નથી તેનું પણ એ જ કારણ સંભવી શકે.[1]

ભીમદેવે પોતે જ લવણપ્રસાદ વાઘેલાને સર્વેશ્વર પદ આપ્યું હતું. એનો પુત્ર વીરધવલ ધોળકામાં રાજધાની કરીને રહેતો હતો. આ બન્ને પિતાપુત્રે ભીમદેવની હયાતીમાં જ પોતાના પ્રસિદ્ધ મંત્રીઓ વસ્તુપાલ અને તેજપાલની સહાયથી ગૂજરાતની સમૃદ્ધિ જાળવી રાખવા પ્રયત્ન કર્યો. આ સમયમાં મુસલમાનો સાથે તેમ જ આસ-પાસના રાજાઓ, જે પહેલાં ગૂજરાતના રાજાના મંડલિકો હતા, તેમની સાથે લડાઈઓ કરવામાં લવણપ્રસાદ અને વીરધવલ અને બન્ને મહામંત્રીઓનો વખત ગયો છે.[2] ભીમદેવની હયાતીમાં જ લવણપ્રસાદ અને વીરધવલ મરણ પામ્યા. અને વીરધવલનો પુત્ર વિશલદેવ ભીમદેવના મંડલિક તરીકે જ ધોળકાની ગાદીએ હતો.

---

૧. આ ઉપરથી એમ સમજાય છે કે જૈન ધર્મની શુભ અસર ગૂજરાતી સમાજમાં દૃઢ થવા છતાં સામાન્ય પ્રજામાં જૈનો બહુ પ્રિય નહિ હોય.

૨. આ વાઘેલાઓ સર્વેશ્વર બને તે વાત ભીમદેવના પહેલાંના મંડલિકોને પસંદ નહિ હોય. મારવાડના ચાર રાજાઓ, લાટનો શંખ, ગોધાનો વિક્રમાદિત્ય, દેવગિરિનો સિંઘણ વગેરે સાથે લડાઈઓ થઈ હતી.

## વસ્તુપાલ તેજપાલ

આ વાઘેલા સમયની સૌથી સમર્થ અને ચિરસ્મરણીય અને રાજાથી પણ વધારે પ્રસિદ્ધ વ્યક્તિઓ તે વસ્તુપાલ અને તેજપાલ. આ બે ભાઈઓ પોરવાડ વાણિયા હતા. લવણપ્રસાદ અને વીરધવલની રાજવ્યવસ્થા અને વિજયોનું માન આ બે મહામંત્રીઓને છે. ગમે તેવો રાજકીય મહત્તાવાળો માણસ પણ જો તે વિદ્યા સંસ્કાર પોષનાર હોતો નથી કે પોતે તેમાં ભાગ લેતો નથી તો તેની કીર્તિ ચિરસ્થાયી બનતી નથી. કોઈ મોટા સમ્રાટો, દેશનાયકો કે યોદ્ધાઓ અપૂર્વ શક્તિશાળી હોવા છતાં પાછળની પ્રજા તેમને યાદ પણ કરતી નથી. જ્યારે કોઈ પણ રીતે સંસ્કારને પોષનારની કીર્તિ તેની પાછળ અસંખ્ય વર્ષ રહે છે. આવા અસંખ્ય દાખલા ઇતિહાસમાં જોવામાં આવે છે. વસ્તુપાલ અને તેજપાલ મહારાજાધિરાજ ભીમદેવ બીજાના પણ મંડલિક એવા લવણપ્રસાદ અને વીરધવલના માત્ર પ્રધાનો હતા; છતાં ગૂજરાત આજે એ ત્રણે રાજપુરુષો કરતાં આ બે વાણિયા મંત્રીઓને કેમ વધારે ઓળખે છે ?

આનું કારણ એક જ છે કે આ બન્ને વણિક ભાઈઓ વિદ્યા સંસ્કારને અને વિદ્વાનોને પૂજનારા હતા. એમના ઉત્તેજનથી કવિઓ અને વિદ્વાનોએ તૈયાર કરેલા સંસ્કૃતાદિ ગ્રંથોની નામાવલિ અહીં લખીએ તો ઘણું લંબાણ થાય.[૧] વસ્તુપાલ તો પોતે જ વિદ્વાન હતા

૧. આ વીગત માટે દુર્ગાશંકર શાસ્ત્રીકૃત મધ્યકાલીન રજપૂત ઇતિહાસ ભા. ૨ માં પૃષ્ઠ ૩૯૪–૩૯૫ જુઓ. એ સમયમાં સંસ્કૃત સાહિત્ય સારું વધ્યું છે અને ગૂજરાતના ઇતિહાસને માટે સારું સાધન પૂરું પાડે છે. કીર્તિકૌમુદીના લેખક સોમેશ્વર વસ્તુપાલના મિત્ર અને તેમના દરબારના સારા વિદ્વાન અને કવિ હતા અને વીરધવલના પુરોહિત હતા. એમના કુલમાં સોલંકીઓનું પુરોહિત પદ અસલથી ચાલ્યું આવતું હતું અને ઘણા વિદ્વાનો તેમાં થયાં છે. એ ગુલેચા આનર્તના વડનગરા નાગર હોવાથી હાલના દિવેટિયા કુટુંબના મૂળ પુરુષ હોવાનું અનુમાન મેં મારા અમદાવાદના પુસ્તકમાં કર્યું છે અને તે સંભવ મને હજી પાકો લાગે છે.

અને એમણે પોતે નરનારાયણાનંદ નામનું કાવ્ય લખેલું છે. એ બન્ને રાજનીતિજ્ઞ ઉપરાંત મોટા યોદ્ધા હતા, અને એમણે વિજયો પણ મેળવ્યા છે. એમણે ગૂજરાતમાં અનેક સ્થળોમાં મંદિરો બંધાવ્યાં છે અને અનેકના જીર્ણોદ્ધાર કર્યા છે. મંદિરો ઉપરાંત તળાવ, કૂવા, વાવ, ધર્મશાળાઓ, કિલ્લાઓ, સત્રાગારો, બ્રહ્મપુરીઓ વગેરે લોકોપયોગી સ્થળો પણ અનેક બંધાવ્યાં છે. આ બધામાં ધર્મ કે જાતિનો ભેદ-ભાવ એમણે ગણ્યો નથી, અને અનેક વાર જૈન ધર્મની યાત્રાઓ કરનારા ચુસ્ત જૈન છતાં એમણે બ્રાહ્મણ ધર્મનાં સ્થાનો પણ ઘણાં બંધાવ્યાં છે અને શિવ તથા વિષ્ણુની ભક્તિ વ્યક્ત કરી છે; પરંતુ એમની કીર્તિ હમેશને માટે વધારે એવું કાર્ય તો એમણે બાંધેલું આબુ ઉપરનું શ્રીનેમિનાથ ભગવાનનું આરસનું મંદિર છે. આ મંદિર ગૂજરાતનું ગૌરવ આખી દુનિયામાં આજે પણ વધારી રહ્યું છે. એનું વર્ણન યથાસ્થાને કરીશું. મુસલમાની લોકોની મસ્જિદોને અને હજ યાત્રાળુઓને પણ આ ઉદારચરિત જૈન ભાઈઓએ ઉત્તેજન આપ્યું છે.

## વિશળદેવ

વિ. સં. ૧૨૯૮ માં ભીમદેવનું મરણ થયું અને એના પુત્ર ત્રિભુવનપાળે માત્ર બે વર્ષ રાજ્ય કર્યા પછી વીરધવલનો પુત્ર વિશળદેવ મહામંડલિકમાંથી પાટણની ગાદીએ આવી ગૂજરાતનો મહારાજા થયો. એનો વખત પણ માળવા, મેવાડ, કર્ણાટક વગેરે આસપાસના રાજાઓ સાથે લડવામાં ગયો. એમાં કોઈમાં એને વિજય મળ્યો અને કોઈમાં હાર પણ ખાધી. આ સમયે ઉત્તરમાંથી મુસલમાનો હિંદુ રાજ્યો ઉપર વારંવાર હુમલા કરી તેમને નબળાં કરી રહ્યા હતા. આમ છતાં હિંદુ રાજ્યો અંદર અંદર લડતાં જ રહ્યાં છે! વિશળદેવના રાજ્યમાં વિ. સં. ૧૩૧૫ થી ૧૩૧૮ સુધી ત્રણ વર્ષનો મોટો દુકાળ પડ્યો હતો. એ વખતે જગડૂશા નામના એક મોટા કચ્છી વેપારીએ દુકાળપીડિત લોકોને ઘણી મદદ કરી હતી. વિશળદેવે વિશલનગર (વીસનગર) અને ડભોઈના કિલ્લાઓ સમરાવ્યા અને ડભોઈમાં

વૈદ્યનાથ મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો.

### અર્જુનદેવ

વિશળદેવ પછી એના ભાઈનો પુત્ર અર્જુનદેવ ગાદીએ આવ્યો. એના વખતમાં ખાસ જાણવા લાયક કાંઈ મળતું નથી; પણ વેરાવળમાં એના વખતનો એક લેખ મળેલો છે તે મુસલમાનોને મસ્જિદ બાંધવા માટે અને તેમના રિવાજ પ્રમાણે તેનો વહીવટ નભાવવા માટે આ હિંદુ સમયમાં સોમનાથ જેવા ધર્મના સ્થાનમાં પણ કેવી છૂટ હતી એ સિદ્ધ કરે છે. ઈરાની અખાતના હરમુજ–હોર્મજ બંદરના નાખુદા પીરોજે મસ્જિદ બાંધ્યાનો આ લેખ છે. આવી ધાર્મિક બાબતોનો વહીવટ મુસલમાનોની જમાત કરે એમ પણ છૂટ હતી એવું એ લેખ ઉપરથી સમજાય છે. હિંદુઓની અને ખાસ કરીને ગૂજરાતના હિંદુઓની ધર્મસહિષ્ણુતાનો આ એક અપૂર્વ દાખલો છે. વેપારી દેશમાં વિધર્મી વેપારીઓ સાથે પણ સારાસારીનો સંબંધ રાખવો પડે એ પણ કારણ થોડે અંશે હોય. આ ઉદાહરણ જોકે અર્જુનદેવના રાજ્યકાલમાં મળે છે છતાં આખા સોલંકી સમયમાં ધાર્મિકસહિષ્ણુતા સચવાયેલી છે. સિદ્ધરાજે પણ આવી સહિષ્ણુતા બતાવી છે.

### સારંગદેવ અને કર્ણદેવ

અર્જુનદેવ પછી એના પુત્ર સારંગદેવે વિ. સં. ૧૩૩૧ થી ૧૩૫૩ સુધી રાજ્ય કર્યું. એ સમયમાં પણ આસપાસના રાજાઓ સાથે યુદ્ધ અને મંદિરો બાંધવાની સામાન્ય પ્રવૃત્તિ ચાલુ હતી. એ સમયમાં પાશુપતાચાર્ય ત્રિપુરાંતકે સોમનાથના મંદિરનો ઘણો વધારો કરીને જીર્ણોદ્ધાર કર્યો. એ વધારાનાં મંદિરોનો આજે પત્તો નથી. સંસ્કૃત ભાષાના વિદ્વાનો તો આ આખાયે હિંદુ સમયની પેઠે સારંગદેવના રાજ્યકાળમાં પણ થઈ ગયા છે.

સારંગદેવ પછી એનો ભત્રીજો કર્ણદેવ ગાદીએ બેઠો. એના સમયમાં એના પ્રધાન માધવની પ્રેરણાથી ગૂજરાત ઉપર મુસલમાનો ચડી આવ્યા અને ગૂજરાતનું હિંદુ રાજ્ય હમેશને માટે નાશ પામ્યું તે આગળ વિસ્તારથી જોઈશું.

■

# પ્રકરણ ૧૦ મું

## મુસલમાન સમય પહેલાંનાં બાંધકામ

મુસલમાન સમય પહેલાંનો ગૂજરાતની સંસ્કારિતાનો ઇતિહાસ રાજકીય દૃષ્ટિએ જોયો; પરંતુ સ્થાપત્ય પણ સમાજના સંસ્કારનું માપ કાઢવાનું એક અગત્યનું સાધન છે. કવિતા અને સાહિત્યની પેઠે એ પ્રજાની રસવૃત્તિ વ્યક્ત કરે છે. ઈંટ, લાકડાં અને પથ્થરમાં મૂર્ત થયેલું એ એક મહાકાવ્ય કે સાહિત્ય જ છે. માણસ કેવા રાચરચીલા વચ્ચે કેવા ઘરમાં રહે છે, અને કેવા મંદિરમાં ઈશ્વરને પૂજે છે તે ઉપરથી તેના સંસ્કાર જાણી શકાય છે. સમાજ પણ કેવાં ઘર બાંધે છે, કેવાં મંદિર બાંધે છે, ગામ કે દેશ કે શહેરને કેવી રીતે અલંકૃત કરે છે તે ઉપરથી તેના જીવનના સંસ્કારનું માપ નીકળે છે.

### ઘર, નગરરચના અને પોળો

આ દૃષ્ટિએ ગૂજરાતના સ્થાપત્યને જોવાની જરૂર છે. ગૂજરાતનાં સામાન્ય જનસમુદાયનાં રહેવાનાં ઘર, અને શહેરોની રચના આ હિંદુ સમયમાં જેવી હતી તેવી જ પછીના મુસલમાન સમયમાં કાયમ રહી છે. એટલે તેનું વિસ્તૃત વર્ણન યથાસ્થાને કરીશું. ઘરની રચનામાં ગૂજરાતના કેટલાક ભાગ અને સૌરાષ્ટ્રનાં ઘરોમાં થોડો થોડો ફેર છે. નગરરચનામાં પોળો એ ઉત્તર ગૂજરાતની ખાસ વિશિષ્ટતા છે. સંસ્કારિતાની દૃષ્ટિએ પોળોની ગલીઓ અને સંકુચિતતા સમાજના સંકુચિત માનસને વ્યક્ત કરે છે એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે; પરંતુ પોળોને આજની દૃષ્ટિએ જોવાની નથી. આજ કદાચ એ જાતની શહેરરચના સારી ન ગણાય; પરંતુ જે જમાનામાં પોળોવાળી નગરરચના થઈ છે તે જમાનાની દૃષ્ટિએ પોળોની ઉપયોગિતા હતી. એથી દરેક એક એક નાનો જનસમૂહ પોતાનું રક્ષણ આપત્તિના

વખતમાં કરી શકતો.[1] સહકારના ધોરણ ઉપર પોળોનો વહીવટ ચાલતો. આજના જેવી શહેર–સુધરાઈની સંસ્થા નહોતી. તે જમાનામાં પોળનાં પંચ કેટલેક અંશે સુધરાઈનું કામ કરતાં. પંચોના બંધારણથી સમાજનો સામાન્ય શિષ્ટાચાર[2] પણ જળવાતો, અને એ પંચોની નૈતિક સત્તા પણ ઠીક રહેતી. પંચના બંધારણનું એ કાર્ય આજની સુધરાઈ કરતાં કંઈક વિશિષ્ટ પ્રકારનું હતું.

હવે શહેર–જનતાના ઉપયોગનાં બાંધકામ જેમનો વારસો પછીના મુસલમાન સમયને મળ્યો તે જોઈએ. એમાં કિલ્લા, વાવ, કૂવા, તળાવ, મંદિરો વગેરેનો સમાવેશ થાય છે. એ વર્ણન અહીં માત્ર ટૂંકામાં જ કરીશું.

સોલંકી સમયના પહેલાંનાં મંદિરો વગેરે બાંધકામનો આજે પત્તો લાગતો નથી. પથ્થરનું બાંધકામ સોલંકી સમયમાં શરૂ થયું એમ કહી શકાય. તે પહેલાં ઈંટનાં અને લાકડાનાં બાંધકામ થતાં હતાં, એમ સોમનાથના જૂના મંદિરના ઉલ્લેખથી, અને સોલંકી પહેલાંનાં સમયનાં મંદિરોનું અસ્તિત્વ આજે ન હોવાથી સમજાય છે.

સોલંકી પહેલાંના અમલની કેટલીક ગુફાઓ છે તે પણ મહારાષ્ટ્રમાં આવેલી ગુફાઓને મુકાબલે ઉત્તમ કોટીની ન કહેવાય. કાઠિયાવાડના કેટલાક ભાગ બાદ કરતાં ગૂજરાતમાં ગુફાઓને લાયક

૧. પોળો દરવાજા બંધ કરીને રક્ષણ કરી શકાય તેવી રીતે બાંધેલી હોય છે. દરવાજા ઉપર તીર કે બંદૂકથી બહાર મારી શકાય તેવાં કાણાં આજે પણ જૂની પોળોમાં જોવામાં આવે છે.

૨. અનાચારી કે બીજી રીતે સમાજને નડતરરૂપ માણસ પોળમાં રહી શકતા નહિ. દીવો દેવતા બંધ કરવાની રીત પણ એવે વખતે ચાલુ હતી. ભિન્ન નાતજાત છતાં એક પોળમાં વસનારાઓમાં સહકારવૃત્તિ ઘણી સારી રહેતી. આજની સહકારી સોસાયટીઓ કરતાં એ સમયની પોળોમાં સહકાર વધારે જળવાતો. આજના જમાનામાં સહકાર શબ્દ વધારે છૂટથી વપરાવા છતાં સમાજમાં સામાન્ય રીતે તો અસહકાર જ જોવામાં આવે છે. સહકાર માત્ર પૈસાને લગતો છે.

ટેકરાઓ પણ બહુ નથી. કાઠિયાવાડમાં કેટલાંક સોલંકી સમયની પહેલાંનાં સ્થળો છે પણ તેમાં ખાસ નોંધ લેવા લાયક હાલ કાંઈ બચેલું જણાતું નથી. ઈડર બાજુ પણ એવાં સ્થળો હોવાનો સંભવ છે; પરંતુ તેમાં ઘણાં નાશ પામેલાં છે.

સોમનાથનું સુપ્રસિદ્ધ મંદિર, જેનો વૈભવ સાંભળીને મહમૂદ ગીઝની ચઢી આવ્યો, તેનો આજે કાંઈક પત્તો નથી. એ મંદિર ઈંટોનું બાંધેલું હોવાનો સંભવ છે. એને સાગના લાકડાના છપ્પન થાંભલા હતા એમ મુસલમાન તવારીખો કહે છે. મહમૂદનું ચરિત્ર લખનાર શ્રી નઝીમ, અલ્બરૂનીના આધારે લખે છે કે મંદિરની ભોંય પણ સાગનાં પાટિયાંની હતી અને એની વચ્ચે સીસું ભરી દેવામાં આવ્યું હતું. એને તેર મજલા હતા અને ચૌદ શિખરો ઉપર સોનાને પતરે મઢેલાં હતાં, અને એમનો ચળકાટ ઘણે દૂરથી દેખાતો હતો. એ જ લેખક કહે છે કે ભીડિયાના મંદિરની બસો વાર છેટે રેતીમાં દટાયેલા મોટા પથ્થરો પડેલા છે ત્યાં એ અસલ મંદિર ઊભેલું હોવું જોઈએ. અલ્બરૂનીના આધારે એ લેખક લખે છે કે સરસ્વતીના મુખથી એ મંદિર ત્રણ માઈલ પશ્ચિમે હતું.[૧]

---

૧. સોમનાથના મંદિરની પ્રસિદ્ધિ જોતાં એ મંદિર ઉપરના વર્ણન જેવું હોય એ કેક અસંભવિત નથી. મને તો લાગે છે કે સોમનાથનું સોલંકી સમય પહેલાંનું મંદિર કાંઈક અંશે આજનાં દક્ષિણ હિંદનાં મોટાં મંદિરોને મળતું હોય. દક્ષિણનાં મંદિરોનાં ગોપુરોને પણ નવ કે બાર મજલા હોય છે. ભેદ માત્ર આ મંદિર લાકડાનું હતું એટલો. હાલના સોમનાથના મંદિરના ખંડેરની જગાએ પહેલાંનું મંદિર નહોતું એમાં તો શંકા જ નથી. સોમનાથ પાટણના રહેવાસી, ફારસી ભાષાના વિદ્વાન ઇતિહાસરસિક સ્વ. શ્રી શંકરપ્રસાદ દેસાઈ પણ એ જ મતના હતા. એમણે સોમનાથમાં કેટલીક શોધખોળ કરેલી. વેરાવળના પોર્ટ કમિશ્નર શ્રી. કૃષ્ણલાલ ધ્રુવે ઉપર કહ્યું તેમ સરસ્વતીના મુખ પાસે આ લેખકને પણ જંગલથી ઢંકાયેલી ટેકરીઓવાળી જગા બતાવેલી અને પ્રાચીન સોમનાથ પાટણ અને મંદિર એ જગાએ હશે એમ એ જોતાં લાગતું હતું. જોકે મોટા પથ્થર જોવામાં નહોતા આવ્યા.

હાલ સોમનાથના મંદિરનું જે ખંડેર દરિયા કિનારે ઊભું છે તેનાથી આ વર્ણન તદ્દન જુદું છે. જૂના મંદિરની જગાએ જ સોલંકી સમયમાં નવું મંદિર બંધાયું એ વાત પણ ઉપરના વર્ણનથી ખોટી પડે છે; અને હાલનું ખંડેરવાળું મંદિર કાં તો ભીમદેવે નવી જગાએ બંધાવ્યું કે ભીમદેવે માત્ર જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હોય તો કુમારપાલે નવું બંધાવ્યું. ભીમદેવે બંધાવેલા પથ્થરના મંદિરને જ કોઈ કારણથી કુમારપાલને હાથે સમરાવવાનો વખત આવ્યો હોય એમ ખંડેરની બાંધણી અને ભીમદેવના સમયનાં બીજાં મંદિરો જોતાં લાગે છે.

## ભીમદેવ ૧ લાના વખતનાં મંદિરો

ભીમદેવ પહેલાનો સમય ગૂજરાતમાં અપૂર્વ કારીગીરીવાળાં પથ્થરનાં મંદિરો બાંધકામ માટે ખાસ પ્રસિદ્ધ છે. આજે લગભગ એક હજાર વર્ષ થવા આવ્યાં છતાં, ભગ્નાવશેષ દશામાં પણ સોમનાથના મંદિરનું ખંડેર, મોઢેરાના સૂર્યમંદિરનું ખંડેર, પાટણમાં રાણીવાવના ખાડામાં રહેલા થોડા ટુકડા, એ સમયની સ્થાપત્યકલાની સાક્ષી પૂરવા માટે પૂરતાં છે. એવાં તો અનેક મંદિરોનો નાશ થઈ ગયો હશે એ સહેજે કલ્પી શકાય તેમ છે; પરંતુ એ સમયમાં બંધાયેલું અને આજ લગભગ સુરક્ષિત રહેલું આબુ ઉપરનું વિમળશાહે બંધાવેલું શ્રીઆદિનાથ( ઋષભદેવ )નું મંદિર એ તો ગૂજરાતની શિલ્પ કારીગીરીને દુનિયાની એ જાતની ઉત્તમ કારીગીરીઓમાં પ્રથમ પંક્તિમાં મૂકવા માટે બસ છે.

## રુદ્રમાળ, મોઢેરાનું મંદિર અને સોમનાથ

સોમનાથના મંદિરનું ખંડેર છેક જીર્ણ દશામાં છે. પણ મોઢેરાના સૂર્યમંદિર ઉપરથી એનો કાંઈક ખ્યાલ આવી શકે. મોઢેરાનું સૂર્યમંદિર પણ ખંડેર હોવા છતાં સારી રીતે જળવાઈ રહ્યું છે. મુખ્ય મંદિરની આગળનો મંડપ ગૂજરાતની કારીગરીનો સુંદર નમૂનો છે. એની મૂર્તિઓ, થાંભલા, તોરણ વગેરે ઘણી બારીક

કારીગીરીથી કરેલાં છે. મંડપની આગળ કુંડ પણ ઉત્તમ કારીગીરીનો નમૂનો છે. મોઢેરા ગામ ઘણું પ્રાચીન છે. હાલ એ એક મોટા ટેકરા ઉપર વસેલું છે. તે જોતાં એમ જણાઈ આવે છે કે એ ગામ એક કરતાં વધારે વાર તૂટ્યું હશે અને જૂના ગામો ઉપર નવું ગામ વસતું ગયું હશે. ટેકરામાં અહીં તહીં પ્રાચીન સમયની મોટા કદની ઈંટો નીકળે છે અને સિક્કા પણ હાથમાં આવે છે. ગામ ટેકરા ઉપર વસેલું હોવાથી મોહેંજો–દડાની પેઠે એનું ખોદકામ થવું શકય નથી. પણ જો એ ટેકરો ખોદાય તો તેમાં ઘણા પ્રાચીન અવશેષો જડવાનો સંભવ છે. સિદ્ધપુરનો રુદ્રમહાલય પણ જરા મોટા પાયા ઉપર આ મંદિરોનો નમૂનો જ હશે. એના વિશાળ અવશેષો એ કેટલું મોટું હશે એનો ખ્યાલ આપે છે.[૧]

## રાણીવાવ

વાવ એ ગૂજરાતની ખાસ વિશેષતા છે. પાટણની રાણીવાવ એક વખત ભવ્ય અને સુંદર વાવનો નમૂનો હશે; પણ આજ તો એ એક વિશાળ ખાડો છે. વાવ મુસલમાન સમયમાં પણ કાંઈ ખાસ ફેરફાર વગર બંધાઈ છે એટલે તેનું અને ગૂજરાતનાં તળાવોનું વીગતવાર વર્ણન આગળ કરીશું.

## આબુનાં – વિમળશાહ અને તેજપાળનાં–મંદિરો

આબુનું વિમળશાહનું મંદિર ઉપર કહ્યું તેમ આજે પણ ગૂજરાતના ભૂતપૂર્વ ગૌરવના ચિહ્ન રૂપે ઊભું છે. એની જોડે જ, એની પછી લગભગ બે સૈકા પછી તેજપાલે બંધાવેલું નેમીનાથનું મંદિર કામગીરી અને બાંધણીની રીતમાં લગભગ સરખું છે, એટલે બન્નેનું વર્ણન અહીં કરીએ.

---

૧. મોઢેરા ગામનો ટેકરો ઘણો જ મોટો છે. આખું ગામ ટેકરા ઉપર જ છે. ટેકરાની ઊંચાઈ જોતાં એક કરતાં વધારે ગામો દટાઈને છેવટનું ગામ વસેલું હોવું જોઈએ. સૂર્યમંદિર ટેકરાની નીચે સપાટ જમીન ઉપર છે.

## શિલ્પકલામાં એનું સ્થાન

આ બન્ને મંદિરો સફેદ આરસનાં બાંધેલા છે. મુસલમાનોની પહેલાંના સમયનું બીજું કાંઈ પણ બચવા ન પામ્યું હોય અને માત્ર આ બે જ મંદિરો જ બચ્યાં હોય તોપણ ગૂજરાતની શિલ્પકલા ઘણા ઊંચા પ્રકારની હતી એટલું સાબિત થઈ શકે. એટલું જ નહિ પણ મુસલમાન સમયનું શિલ્પ અને તે પહેલાંનું શિલ્પ આજે હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં દુનિયાની નજર ખેંચતું ઊભું છે તે બધાંની સરખામણીમાં પણ ગૂજરાતી સ્થાપત્યકલાના આ બે નમૂના પ્રથમ પંક્તિમાં આવે તેમ છે. શિલ્પ અને સ્થાપત્યનો જગવિખ્યાત વિવેચક ફરગ્યુસન કહે છે કે એની કારીગીરી એટલી તો નાજુક છે અને અલંકાર રુચિકર છે કે એવું બીજું કોઈ પણ આનાથી ચઢે તેવું સ્થાન ભાગ્યે જ જોવામાં આવે. વેસ્ટમિનિસ્ટરમાં હેનરી સાતમાના દેવળમાં જે અલંકાર છે તે આની સરખામણીમાં જાડા લાગે છે.

આ મંદિરો આશરે આઠસોથી હજાર વર્ષ થયાં ગૂજરાતની સંસ્કારિતાની સાખ પૂરતાં ઊભાં છે. ગૂજરાતી સંસ્કારિતાને બહારનો આડંબર નથી. પોતાની જાહેરાત બહાર કરવાની ટેવ નથી. અંદરથી તેનું સ્વરૂપ સુંદર છે. એનું એકેએક અંગ મનોહર છે. એ ઝીણી અને કોમળ છે. એવી જ રીતે દેલવાડાનાં મંદિરો બહારથી છેક સાદાં છે. બહારથી જોનારને અંદરના સૌંદર્યનો ખ્યાલ પણ ન આવે. યુરોપનાં દેવળોની પેઠે બહારનો દેખાવ નથી. અંદરથી આ મંદિરો ભવ્ય અને મનોહર છે. એનો એક એક થાંભલો, ઘુંમટ કે તોરણ સુંદર છે. એની કામગીરી ઝીણી ને કોમળ છે.

## તાજમહાલ અને આબુનાં મંદિરો

હિંદુસ્તાનના શિલ્પ અને સ્થાપત્યની કારીગીરીવાળાં જગપ્રસિદ્ધ મકાનોમાં ત્રણ પ્રથમ સ્થાને ગણી શકાય: (૧) ગૂજરાતમાં આવેલાં આ જૈન મંદિરો, (૨) મૈસૂરમાં આવેલાં બેલુર અને હલેબીડનાં

હિંદુ મંદિરો, (૩) આગ્રાનો તાજમહાલ. આ ત્રણે પ્રાસાદોએ હિંદુસ્તાનની કીર્તિ જગતભરમાં વધારી છે. છતાં ત્રણેમાં થોડો થોડો ભેદ છે. મૂર્તિઓનાં શિલ્પમાં મૈસૂરનાં મંદિરો ચઢે છે; પરંતુ એ કાળા પથ્થરમાં છે. મૂર્તિઓ અને ફૂલવેલની આકૃતિઓમાં ગૂજરાતનાં આ મંદિરો ચઢે. સફેદ આરસમાં હોવાને લીધે એની મનોહરતામાં વધારો થયો છે. કારીગીરીની ઝીણવટમાં એ સૌથી ચઢે તેમ છે. તાજમહાલમાં રંગીન જડિત કામ ન હોય તો કોઈ નવીનતા ન લાગે. તાજમહાલની સુંદરતા મોટે ભાગે સફેદ આરસને લીધે છે. તે ઉપરાંત તાજમહાલને એની આસપાસની લાલ પથ્થરની મસ્જિદ છે, આગળ આવેલો લીલોછમ બગીચો, પાછળ આવેલું યમુનાનું ભૂરું જળ, ઉપર આવેલું આછું ભૂરું આસમાન, એ બધાંની સમગ્રતામાં જ એ રમ્ય લાગે છે. તાજનો એક ભાગ કે કકડો છૂટો જોવો રમ્ય નહિ લાગે. દેલવાડાનાં મંદિરનો કોઈ પણ ભાગ કે કકડો રમ્ય લાગશે. એક યુરોપી વિવેચક કહે છે કે તાજના મીનારા પ્રમાણમાં છેક સાદા છે અને જુદા પડી જાય છે. એનો ઘુંમટ ડુંગળીના[1] આકારનો છે તે પણ જુદો તરી આવે છે. આબુનાં મંદિરોનો કોઈ અલંકાર અસ્થાને નથી લાગતો.[2]

આમ છતાં તાજના જેટલી જાહેરાત આ મંદિરોની નથી થઈ. ગૂજરાતના લોકોની પેઠે જાહેરાત કરવામાં છેક પછાત એવી ગૂજરાતની રેલવે ઉપર આ સ્થળ આવેલું છે એ પણ એક કારણ છે. તાજની પાછળ હિંદના સામ્રાજ્યની લક્ષ્મી વપરાઈ છે. દેલવાડાનાં મંદિરો ગૂજરાતી વાણિયાની ધર્મવૃત્તિ વ્યક્ત કરે છે. તાજની બાંધણીમાં મજૂરોની વેઠના નિઃશ્વાસ છે. આબુનાં મંદિરોમાં ગૂજરાતની અહિંસક ઉદારતા વ્યક્ત કરતો સમ્રાટ અને મજૂરોનો સંતોષ છે.

૧. આ ટીકા તાજમહાલ માટે આલ્ડસ હક્સલીએ કરેલી છે.

૨. આ સરખામણી મેં ૧૯૨૯ માં વસંતમા છપાયેલા ‘ગૂજરાતી સંસ્કૃતિનું વિહંગાવલોકન’ એ નામના લેખકમાં કરેલી છે.

તેથી એમણે આ મંદિરોની જોડે પોતાના ઉત્સાહથી એક મંદિર જુદું બાંધ્યું છે. આમ ગૂજરાતની સંસ્કારિતાના પ્રતીક-સમાં આ મંદિરો જોનારનું મન હરી લેતાં આજ સૈકાઓ થયાં ઊભાં છે.

### છૂટા અવશેષો અને કિલ્લાઓ

આ સમયમાં આવાં ઘણાં મંદિરો બંધાયાં છે. ગૂજરાતનાં અનેક સ્થળોમાં, અનેક તીર્થોમાં, શહેરો તેમ જ નાનાં ગામોમાં દરેક સંપ્રદાયનાં અનેક મંદિરો બંધાયાના ઉલ્લેખો ઉત્કીર્ણ લેખોમાં અને ગ્રંથોમાં મળે છે. એ સમયના જે થોડા અવશેષો આજે ઊભા છે તે ટૂંકામાં જોયા. વડનગર અને કપડવણજ જેવી જગાઓએ પડેલાં છૂટાં પણ સુંદર તોરણો પણ આ વાતની સાક્ષી પૂરે છે. જાણીતાં શહેરોને અને ડભોઈ ઝીંઝુવાડા જેવાં સરહદ ઉપર આવેલાં લશ્કરી મહત્ત્વનાં સ્થળોને ફરતા કિલ્લાઓ ભગ્નાવશેષ દશામાં આજે જોવામાં આવે છે. મુસલમાન લોકોના આવ્યા પછી એક ખાસ આકૃતિની કમાન દાખલ થયા પહેલાં મકાનોના દરવાજા કેવા થતા હશે તેનો ખ્યાલ ઝીંઝુવાડા અને ડભોઈના કિલ્લાના રહેલા દરવાજાઓ આપે છે. સિદ્ધરાજના સમયમાં આવા ઘણા કિલ્લાઓ બંધાયા છે. ડભોઈ નો કિલ્લો વિશળદેવ વાઘેલાના સમયમાં સમરાવાયો કહેવાય છે. એના દરવાજાની સુંદર કારીગીરી આજે પણ એ સમયના લોકની કારીગીરીના શોખની સાક્ષી પૂરે છે. ડભોઈની હીરાભાગોળ અમર છે. દેશી સ્થાપત્ય પ્રમાણે જળદુર્ગ, સ્થળદુર્ગ અને ગિરિદુર્ગ એમ ત્રણ જાતના દુર્ગ કરવામાં આવે છે. પાવાગઢ, આબુ ઉપર અચલગઢ અને ગિરનારનો ઉપરકોટ વગેરે ગિરિદુર્ગના દાખલા છે. જળદુર્ગનો દાખલો દીવના ટાપુમાં છે, અને સ્થળદુર્ગ દરેક મહત્ત્વનાં શહેર અને સરહદનાં લશ્કરી મહત્ત્વનાં સ્થળોએ દેખાય છે.

### અવશેષોનો નાશ

આવાં અસંખ્ય ખંડેરોનું પણ આજે નામ નિશાન નથી. ઘણા અવશેષોના પથ્થરો મુસલમાન સમયનાં બીજાં મકાનોમાં વપરાયા છે.

મોગલ સમયના પાછલા ભાગ સુધી પાટણથી આરસનાં સેંકડો ગાડાં અમદાવાદ મોકલવાનો ઉલ્લેખ મળે છે. થોડાં વર્ષ પહેલાં ચંદ્રાવતીના અવશેષો છૂટક છૂટક પણ સુંદર હાલતમાં મળતા. હાલની રેલવેઓના રસ્તા નજીકનાં ઘણા અવશેષોનો રેલવે કંટ્રાક્ટરોએ નાશ કર્યો છે. નાનાં દેશી રાજ્યો અને ઠાકોરોના ગામ નજીકના ઘણા અવશેષો એમના હાકેમોના અજ્ઞાનને લીધે નાશ પામ્યા છે કે વેચાઈ ગયા છે. આરસના અવશેષોનો ચૂનો કર્યાના દાખલા પણ મળે છે. અનેક નાનાં નાનાં દેશી રાજ્યોમાં વહેંચાઈ જવાની ગૂજરાતની કમનસીબીને લીધે ઘણા અવશેષોનો આ રીતે નાશ થયો છે અને વેચાઈ ગયાં છે. એ જ કારણથી અને અજ્ઞાનથી એમનો સંગ્રહ કરવાનું પણ ઘણું મુશ્કેલ થઈ પડયું છે.

### ગિરનાર અને પાલીતાણા

મુસલમાન પહેલાંના સમયમાં કેટલાંક જૈન મંદિરો બીજા સંપ્રદાયનાં મંદિરો કરતાં વધારે જળવાયાં છે. તેમના જીર્ણોદ્ધાર પણ વારંવાર થતા આવ્યા છે. ગિરનાર અને પાલીતાણાનાં મંદિરોનો સુંદર સમૂહ આજે ઊભો છે. જૈનોએ દેશી કારીગીરીને જીવતી રાખી છે. પ્રાચીન શિલ્પના જાણકાર બહુ થોડા પણ આજે એમની ઉદારતાને લીધે જીવતા છે. આમ છતાં આજના જરૂરવાદી જમાનાની અસર કાંઈ ઓછી નથી થઈ. પાલીતાણા અને ગિરનારનાં મંદિરોનાં સમૂહમાં મુસલમાન સમયમાં અને એ પછી એટલા સુધારા વધારા થાય છે કે મૂળ કયું તે શોધી શકવું આજે મુશ્કેલ બને છે. વસ્તુપાલના સમયમાં મંદિરોમાં આજના રંગ લગાડીને તેની સુંદરતાને અજ્ઞાનથી બગાડી છે. પથ્થરનાં મંદિરોને રંગવાં કે ધોળવાં અને તેમાં આજના જમાનામાં ચીનાઈ માટીનાં ચોરસાં કે કપચી જડાવવી એ અજ્ઞાન જ છે. નૈસર્ગિક સૌંદર્યવાળા ચહેરા ઉપર આજે વધારા પડતો પાઉડર અને હોઠે ઘેરો લાલ રંગ ( લિપસ્ટિક ) લગાડવાથી જેવી બદસૂરતી લાગે છે તેવું આ રંગરોગાનથી લાગે છે.

### રાજકીય સત્તા બદલાયા છતાં સંસ્કૃતિમાં બહુ ધીમો ફેરફાર

મુસલમાન સમયમાં હિંદુ શિલ્પ અને સ્થાપત્યનાં મૂળતત્ત્વ કાયમ રાખી થોડા ફેરફારવાળું જે સુંદર સ્થાપત્ય ઊભું થયું તેને સમજવા માટે આ હિંદુ શિલ્પસ્થાપત્યનું વર્ણન કર્યું. આ પ્રાચીન હિંદુ સ્થાપત્યનો મુસલમાન સુલતાનોના સમયમાં–મોગલોના આવતા પહેલાં-ના સમયમાં–માત્ર ઉપરનો વેશ જ બદલાયો છે–અંદરનાં તત્ત્વો એક જ રહ્યાં છે. આટલો ફેર પણ મસ્જિદોમાં થયો છે. બીજાં મકાનોમાં આટલો ફેર પણ નથી થયો, અને બાંધકામની જૂની બાંધણી કાયમ રહી છે. એટલે એ બધી વીગતનું વિસ્તૃત વર્ણન યથાસ્થાને આગળ કરીશું. હિંદુ સમયના સ્થાપત્યનું માત્ર સામાન્ય વર્ણન ઊડતી નજરે અહીં કર્યું છે.

શિલ્પસ્થાપત્ય એ માણસની સંસ્કૃતિનું પથ્થરમાં કોતરેલું પુસ્તક છે. સંસ્કૃતિનાં મહત્ત્વનાં અંગોમાંનું એક બહુ મહત્ત્વનું અંગ છે. યુરોપના દેશોના સંસર્ગમાં આવતા પહેલાં આપણી સંસ્કૃતિની પ્રગતિનો વેગ ધીમો હતો; એટલે અનેક આક્રમણો છતાં મૂળ બહુ ઝડપથી બદલાતું નહિ. મુસલમાનો વિદેશી અને ધર્મે ભિન્ન છતાં છેક મોગલ સમય આવતાં સુધી સંસ્કૃતિનાં આ બધા અંગોમાં બહુ ઝડપી ફેરફાર ન થયો એનું વર્ણન પણ આગળ યથાસ્થાને કરીશું. સ્થાપત્ય કરતાં પણ બીજાં અંગોમાં રાજકીય ફેરફારની અસર બહુ ધીમી થઈ; એનાં ઘણાં કારણો છે તે આગળ જોઈશું.

# ભાગ ૨ જો

## પ્રકરણ ૧૧ મું

## ગૂજરાતમાં મુસલમાનો

### છેલ્લો હિંદુ રાજા કર્ણદેવ વાઘેલો

વિ. સં. ૧૩૫૩ના પાછલા ભાગમાં સારંગદેવ વાઘેલાનો ભત્રીજો કર્ણદેવ ગૂજરાતનો રાજા થયો. એણે માત્ર ત્રણ જ વર્ષ રાજ્ય કર્યું. અને એના સમયમાં ગૂજરાતનું હિંદુ મહારાજ્ય હંમેશને માટે અસ્ત પામ્યું. એટલે એના રાજ્યકાલમાં ખાસ મહત્ત્વનો બનાવ આ હિંદુ રાજ્યના હંમેશના નાશ સિવાય બીજો બન્યો નથી. એનું ચારિત્ર્ય જાણવા માટે પણ ખાસ સબળ પુરાવા મળતા નથી. એના સમયના લેખમાં એને વેદશાસ્ત્ર પ્રમાણે ચાલનારો રાજા કહ્યો છે; પણ તેના જ સમયના લેખમાં તેની વિરૂદ્ધ લખાણ સંભવી શકે નહિ.[1] ગૂજરાતમાં એને 'કરણઘેલો' કહે છે તે વાઘેલા શબ્દનું ટૂંકું રૂપ છે કે એનું ચારિત્ર્ય રાજાને લાયકનું ન હોવાથી એને ખરેખરો ઘેલો–ગાંડો કહ્યો છે તે કહેવું મુશ્કેલ છે; પરંતુ કાન્હડદે પ્રબંધમાં કર્ણનું જે શબ્દોમાં વર્ણન કર્યું છે તે જોતાં ગૂજરાતી પ્રજામાં એ ઘેલો ગણાય તે અસંભવિત નથી. એમાં કર્ણદેવને માટે ઘેલો શબ્દ પણ વાપર્યો છે.[2]

---

૧. ઇડર રાજ્યમાં આવેલા મુરલીધરના મંદિરના લેખમાં કર્ણને માટે श्रुतिशास्त्राविरोधेन सोयं पालयति प्रजाः ।। એમ લખેલું છે. લેખ વિ. સં. ૧૩૫૪ નો છે.

૨. કાન્હડદે પ્રબંધ ૧–૨૩. खित्री तणु धर्म ज्ञोपीउ, राक करणदे गहिलु थयु ।।

આગળ એ જ પ્રબંધમાં કવિ પદ્મનાભ કહે છે કે એણે ક્ષત્રિયનો ધર્મ લોપ્યો, એનું અંગ કામથી વ્યાપ્ત હતું અને તેથી એ રોજ વછનાગનું સેવન કરતો. એ ઉઘાડી તલવારે ફરતો અને હજૂરિયા તેનાથી ડરીને નાસી જતા. રસોઇયાઓ મરણના ભયથી બારણાં વાસીને પીરસતા. કર્ણદેવનું આ વર્ણન એને ઘેલો ઠરાવવાને પૂરતું છે અને સમકાલીન લેખ એનું આખું વર્ણન કરવાની હિંમત ન કરે.[1] મહારાજ્યોની પડતીનાં કારણોમાં એના રાજ્યકર્તાઓમાં આવાં અપલક્ષણ કારણભૂત બન્યાં હોય એવા દાખલા બનેલા છે. કર્ણની પેઠે ચાંપાનેરના પતાઈ રાવળ માટે અને જૂનાગઢના રા'મંડલિક માટે પણ આવી જ કથાઓ કહેવાય છે.

## માધવ પ્રધાન

કર્ણદેવનો મહામાત્ય માધવ હતો એ વાત તો પ્રસિદ્ધ છે. એના કાકા સારંગદેવના સમયથી જ એ પ્રધાનપદે હતો. કર્ણે સત્તાના મદમાં માધવનું અપમાન કર્યું અને એના ભાઈ કેશવને મારી નાંખીને એની સ્ત્રીનું[2] હરણ કર્યું; આથી માધવનો કોપાગ્નિ ભભૂકી ઊઠયો.

---

૧. કવિ પદ્મનાભના વર્ણનમાં શંકા લાવવાનું કારણ નથી. ગૂજરાતના આ છેલ્લા રાજાને ઘેલો કહેવામાં આવ્યો એ બરાબર જ છે અને વાઘેલાનું એ ટૂંકું રૂપ નથી એ ચોક્કસ છે. આ વર્ણનની ઉપર જે એક લીટી આપી છે તેની પછીની લીટીઓ આ પ્રમાણે છે :

एह्वु अङ्ग तणु अनुराग, नितु नितु भ॑च्छ करइ वछनाग ।
विण पडीआर पटु कर बहइ, न को अङ्गरख जमलु रहइ ।
मरणतणि भयि भोजनवर वासी चाटुउ धरइ सूआर ।

કા. પ્ર. ૧–૨૨–૨૪

૨. ભાટ લોકો કેશવની સ્ત્રીને બદલે માધવની સ્ત્રી હર્યાનું લખે છે અને નેણસીની ખ્યાતમાં એની પુત્રી હરી એમ કહે છે. પદ્મનાભ કેશવની સ્ત્રી હર્યાનું લખે છે. કા. પ્ર. ૧–૨૫–૨૬.

पहिलु राई हूं अवगणिउ; माहरु बन्धव केसव हणिउ ।
तस घरणी घरि राखी राइ एवडु रोस न सहिणु जाइ ।

એણે પ્રતિજ્ઞા કરી કે મુસલમાનોને ગૂજરાતમાં લઈને આવું ત્યારે જ ગૂજરાતનું અન્ન ખાઈશ.[1] આમ પોતાના અંગત વૈરથી પ્રેરાઈને આખા દેશને પારકો કરવા એ દિલ્હી અલ્લાઉદ્દીન ખીલજીના દરબારમાં ગયો. અલ્લાઉદ્દીનના દરબારમાં જઈને એણે પોતાના ઉપર વીતેલી વાત કહી અને ગૂજરાત ઉપર ચઢાઈ લાવવા સુલતાનને વીનવ્યો. એણે ગૂજરાતમાં હિંદુઓને મારીને કે કેદ પકડીને દેશ

### માધવ વિસલનગરા નાગર બ્રાહ્મણ

સુલતાનને તાબે કરી આપવા કહ્યું અને પોતાની સાથે લશ્કર મોકલવા માંગણી કરી.[2] આ રીતે માધવ એક દેશદ્રોહી તરીકે તે વખતે તેમ જ આજે પણ ગૂજરાતની પ્રજામાં પ્રસિદ્ધ છે.[3] આ માધવ

---

૧. रीसावीउ मूलगु प्रधान करी प्रतिज्ञा नीम्यूं धान ।
गूजरातिनूं भोजन करूं जु तुरकाणूं आणूं अरहूं ।
કા. પ્ર. ૧–૧૪.

૨. गूजराति स्यूं मांडिसि कलहु माहारइ साथि कटक मोकलु ।
हुंडि हींदू घालूं रानि, एक मारूं एक झालूं बानि ।
खूनकार तूं साचूं जाणि, गूजराति लेइ आपूं प्राणि ।
કા. પ્ર. ૧–૨૬–૨૭

૩. માધવે ગૂજરાતમાં મુસલમાનોને આણ્યા તે વાતમાં કેટલાક શંકા કરે છે; પરંતુ તે વાત તદ્દન ચોક્કસ છે. લગભગ સમકાલીન ગણાય તેવા વિચારશ્રેણી ગ્રંથમાં यत्रनाः माधवनागरविप्रेणानीताः એમ લખ્યું છે. જિનપ્રભના વિવિધ તીર્થકલ્પમાં પણ માધવ મંત્રીની પ્રેરણાથી સં. ૧૩૫૬ માં અલ્લાઉદ્દીનનો નાનો ભાઈ ઉલુખાન (ઉલુઘખાન) દિલ્હીથી આવ્યો, એમ કહે છે. આ ઉલ્લેખ પણ સમકાલીન ગણાય. કાન્હડદે પ્રબંધ અને નેણસીની ખ્યાતના ઉલ્લેખો જોયા. ધર્મારણ્ય પુરાણમાં તો માધવને દુષ્ટ, નિર્ગુણ, દેશદ્રોહી, પાપી, કુલાધમ, દુષ્ટાત્મા, ક્ષત્રિય રાજ્યનો વિધ્વંસ કરનાર અને મ્લેચ્છ રાજ્યનો સ્થાપક કહ્યો છે. એ પુરાણનો સમય ૧૩૫૦ થી ૧૫૦૦ ધારવામાં આવે છે. પણ શ્લોકોના શબ્દો જોતાં મને તો એ શ્લોકો વધારે પાછળથી ઉમેરેલા હોય

ગૂજરાતનો વિસલનગરો નાગર બ્રાહ્મણ હતો. એ કચ્છનો વતની હતો એમ પણ કહેવાય છે. આ બાબતમાં કાન્હદે પ્રબંધનો કવિ પદ્મનાભ પણ વિસલનગરો નાગર હોવાથી એનું કથન માનવામાં વાંધો નથી.[1] માધવે અલ્લાઉદ્દીનના લશ્કરને ગૂજરાતમાં આણ્યું, એટલું જ નહિ પણ પાટણ સર કરવામાં પોતે ભોમિયો હોવાથી આગળ પડીને ભાગ લીધો. ગૂજરાત જીત્યા પછી મુસલમાન લશ્કર સાથે માધવ સોરઠ ગયો અને ત્યાં સોમનાથનું રક્ષણ કરતા રજપૂતોને હાથે આ બધા અનર્થનું મૂળ હોવાથી તે માર્યો ગયો.

## ઉલુઘખાનના લશ્કરે વર્તાવેલો કેર

ઉલુઘખાનની સરદારી નીચે અલ્લાઉદ્દીનના લશ્કરને મારવાડમાંથી ઝાલોરના કાન્હડદેએ રસ્તો આપવાની ના પાડી પોતાનું નૂર બતાવ્યું.[2] પણ બધા રજપૂતો કાન્હડદે જેવા નહોતા. મેવાડના સમરસિંહ રાવળે ઊલટો બાદશાહને દંડ ભરીને પોતાના દેશને બચાવ્યો

---

એમ લાગે છે; જોકે માધવના કૃત્ય તરફ સમકાલીન તિરસ્કાર હતો, તેમાં તો શંકા નથી. પદ્મનાભ કવિ માધવ પોતાની ઉપજ્ઞાતિનો છતાં તેને માટે લખે છે કે माधव महितइ करिउ अधर्म, नवि छूटीइ आगिलां कर्म: એમ લખી તે જ્યાં સાલિગ્રામ તુલસી ને પીપળા પુજાતા ત્યાં તુર્ક લોકોની આણી અપકીર્તિ વહોરી: नवखण्डे अपकीरति कही,—माधवि म्लेच्छ अणिया तहीं । એમ લખ્યું છે.

૧. માધવ નાગર જ નહોતો એમ પણ કેટલાક માને છે. પણ તે વિસલનગરો નાગર હતો એવો પુરાવો મળ્યો છે. તપાગચ્છ બૃહત્ પટ્ટાવલિમાં ધર્મઘોષસૂરિના સ્વર્ગવાસનું લખીને પછી લખે છે કે एहवइ गुज्जराति विसलनगरा वाडव मंत्री माधव भाइ केशव थकी राजा श्री कर्ण लडीनइ तुरकणी राज्य हुओ । માધવ કચ્છનો હતો અને એણે વઢવાણ પાસે માધવ વાવ બંધાવી એમ કહેવાય છે પણ એ બાબતમાં વિદ્વાનોનો મતભેદ છે.

૨. કા. પ્ર. માં કાન્હડદેએ મુસલમાન લશ્કરને જવા દેવાની ના પાડી અને કહ્યું કે ગામો લૂંટાય, કેદીઓ પકડાય, અબળાઓના કાનો તોડાય વગેરે ત્રાસ વેઠી લેવાય નહિ. આ વર્ણન લશ્કર જતાં કેવો ત્રાસ પડે તે બતાવે છે.

અને ગૂજરાતમાં જવાનો રસ્તો કરી આપ્યો.[1] મેવાડમાંથી બનાસ નદી આગળ આવીને મુસલમાન લશ્કર મોડાસે આવ્યું અને ત્યાંનો બત્તડ નામનો નાનો પણ વીર ઠાકોર પોતાના મૂઠીભર માણસો લઈને લડતાં કામ આવ્યો.[2] આખા ગૂજરાતમાં મુસલમાન લશ્કરનો ત્રાસ ફેલાઈ ગયો. એમણે ગામોને લૂંટીને આગ લગાડી ઘણા કેદીઓ પકડ્યા. ધાનઢાર અને દંડાવ્ય–મેસાણા, પાલણપુર અને ડાંગરવાની આસપાસનો પ્રદેશ–લૂંટયો. ત્યાંથી લશ્કર પાટણ ગયું અને માધવે પાટણમાં પેસવાનો રસ્તો બતાવ્યો. પાટણ ભાંગ્યું અને કદી ન દીઠેલો ત્રાસ લોકોએ જોયો. લોકો ચારે બાજૂ નાઠા. ગઢમાં ભરાયેલો કર્ણદેવ નાઠો અને એની રાણી પગપાળી નાઠી. પાટણના ભંડાર લૂંટાયા અને મંદિર હતું ત્યાં મસ્જિદ બની. પાટણમાં થાણું મૂકીને બાદશાહી આણ વર્તાવીને મુસલમાન લશ્કર આસાવળ, ધોળકા, ખંભાત, સુરત અને રાંદેર લૂંટીને સોરઠમાં ગયું. એ જ્યાં ગયું ત્યાં કોઈ સામે થયું નહિ. લોકો ચારે બાજુ જેમ ફાવે તેમ નાઠા. ભર્યો ભાદર્યો દેશ લૂંટાયો. કિનારાનાં શહેરો લૂંટાયાં. આમ ગૂજરાતમાં મોડાસા[3] પછી મુસલમાન લશ્કરની સામે કોઈ થયું

૧. મેવાડમાં સમરસિંહે મુસલમાનોને જવાનો રસ્તો આપ્યો એમ કાન્હડદે પ્રબંધના કથનને સમકાલીન જિનપ્રભસૂરિએ તીર્થકલ્પમાં આપેલા ઉલ્લેખથી ટેકો મળે છે. એ પ્રબંધમાં કહેલા ગૂજરાતને લગતા બનાવોમાં શંકા કરવાનું કારણ નથી એમ લાગે છે.

૨. કા. પ્ર. માં બત્તડ થોડાં માણસોથી મોટા લશ્કર સાથે લડયો—હારવાનો છે એમ નક્કી છતાં લડયો—એ એની શૂરવીરતા બતાવે છે. આવા વ્યક્તિગત શૂરવીરતાના દાખલા મળે છે, પણ ઉપર કહ્યો તેવો મેવાડનો દાખલો પણ મળે છે. સામાન્ય રીતે સંપીને સામનો કરવાનું દેખાતું નથી. છૂટા છવાયા સામના સિવાય બીજે તો નાસભાગ જ દેખાય છે.

૩. રાસમાળાના કહેવા પ્રમાણે મુસલમાન લશ્કરે મોઢેરાને ઘેરો ઘાલ્યો અને ત્યાંના મોઢ બ્રાહ્મણો લડયા પણ હાર્યા અને ગામ છોડી નાઠા. કા. પ્ર. માં મોઢેરા તોડયાનું લખ્યું નથી, પણ પાટણથી સીધો ઉલુઘખાન આસાવળ થઈ ખંભાતમાં ગયો એમ કહ્યું છે.

નહિ, અને સોરઠમાં પણ ઘણી નાસભાગ થઈ; પરંતુ છેવટે સોરઠમાં દેવપાટણ સોમનાથનું રક્ષણ કરવા વાળાઓ, વાજાઓ, જેઠવાઓ, ચૂડાસમાઓ વગેરે શૂરા રજપૂતો સામા થયા, પણ મુસલમાન લશ્કર આગળ ફાવ્યા નહિ અને માર્યા ગયા. ઉલુઘખાનની આજ્ઞાથી સોમનાથનું લિંગ ઉખાડીને ગાડામાં નાંખીને દિલ્હી લઈ જઈ તેનો ચૂનો કરવાના ઇરાદાથી સાથે લીધું.[1] અસંખ્ય સ્ત્રીઓ અને પુરૂષોને કેદ પકડી સાથે લીધાં. કચ્છમાં થઈ કંથકોટ, ઠઠ્ઠા વગેરેને હરાવી, ઝાલોરના કાન્હડદેએ રસ્તો આપવાની ના પાડી હતી તેથી તેને સજા કરવા ઉલુઘખાન મારવાડ ગયો. આમ ગૂજરાતમાં અલ્લાઉદ્દીનની આણ વર્તાવી એણે મુસલમાન રાજ્યની સ્થાપના કરી અને હિંદુ રજપૂત રાજ્ય ગૂજરાતના સાર્વભૌમત્વથી હમેંશને માટે નાશ પામ્યું.[2]

---

૧. તાર્થકલ્પમા ઉલુઘખાનનો આખો રસ્તો આપ્યો છે:

चित्तकूडाहिवइ समरसीहेणं दंडं दाउ—मेवाडदेशो जथातथा रक्खिओ। तओ हम्मीरजुवराओ वग्गडदेसं मुहडासयाइ नयराणि य भंजिअ आसावल्लिए पत्तो। वण्णदेवराओ अ नट्ठो। सोमनाहं च घणघाएण भंजिता गड्डए रोविउण ढिल्लीए पेसेइ।

કા. પ્ર. માં આ ત્રાસનું બહુ જ ઝમકદાર વર્ણન કર્યું છે અને તેમાં અતિશયોક્તિ લાગતી નથી. બધે લડાઈમાં એમ જ બને છે. આજે પણ બને છે. પાટણ લૂંટીને ગૂજરાતમાંથી બધું લૂંટીને સમેટી લીધું. ગામો બળતાં તેના ધુમાડાના ગોટા જ્યાં ત્યાં દેખાતા. ચારે બાજૂ કોલાહલ ને અવ્યવસ્થા થઈ. સોરઠ માટે પદ્મનાભ કવિના પોતાના શબ્દો આ પ્રમાણે છે:

सोरठ मांहि सहूको नाठतूं; भरीउ देस लूसाइ।

भाजइ नगर देस–आगलीआं; आडु कोइ न थाइ॥ १–७५

૨. તારીખે ફીરોઝશાહીના લેખક ઝીઆઉદ્દીન બર્ની આ વખતનો સમકાલીન ગણી શકાય. એણે અલ્લાઉદ્દીનના સરદારો ઉલુઘખાન અને નસરતખાનના લશ્કરે પાટણ લૂંટયું અને કર્ણદેવ દેવગઢ નાસી ગયો અને તેની રાણી પકડાઈ ગઈ તેને દિલ્હી મોકલી એમ આ વર્ણન ટૂંકામાં પતાવ્યું છે. જોકે

ગૂજરાતની કેવી દુર્દશા આ વખતે થઈ તે જોયુ. એ કરવામાં નિમિત્ત થયેલા માધવને એના કર્મનું ફળ મળ્યું. આમ વિ. સં. ૧૩૫૬ માં પાટણમાં મુસલમાન સત્તાની સ્થાપના થઈ.[1] કર્ણદેવ પાટણથી નાઠો અને દક્ષિણમાં દેવગઢના યાદવરાજા રામચંદ્ર પાસે જઈ એના સામંત તરીકે ખાનદેશમાં નંદરબારના કિલ્લામાં જઈને રહ્યો. એની રાણી નાસવાનો પ્રયત્ન કરવા છતાં પકડાઈ ગઈ અને એને દિલ્હી મોકલવામાં આવી. નંદરબારમાં કર્ણ એક નાની ઠકરાત ઉપર અર્ધ સ્વતંત્ર સ્થિતિમાં રાજપદવી ધારણ કરી રહેતો હતો પણ એની આ દશા પણ લાંબો વખત ચાલી નહિ. મુલસમાન ઇતિહાસલેખકો કહે છે કે દેવગઢના રાજાએ અલ્લાઉદ્દીનને ખંડણી ત્રણ વર્ષથી ભરી નહોતી, તે વસૂલ કરવાને નસરતખાને ખંભાતમાંથી ખરીદેલા અને

---

ફિરિસ્તા વગેરે પાછળના મુસ્લિમ ઇતિહાસલેખકોએ આ વાત ઘણી લંબાવી છે. નસરતખાનના લશ્કરે ખંભાત લૂંટ્યું, તેનું વર્ણન નઝિયતફલ અમસારના લેખક વસફે આપ્યું છે અને તે લખે છે કે ખંભાત તે સમયનું હિંદનું સૌથી ધનવાન શહેર હતું. લશ્કર ચઢી આવ્યું તેની લોકોને ખબર પણ નહોતી, તે કારણથી ઘણી નાસભાગ થઈ. ઘણું ધન—સોનું, રૂપું, જવાહીર, કાપડ વગેરે લૂંટાઈ ગયું. મુસલમાનોએ ઘણા લોકને મારી નાખ્યા અને વીસ હજાર સુંદર સ્ત્રીઓને કેદ પકડી. આમાં વીસ હજારનો આંકડો કદાચ અતિશયોક્તિ હશે. આ વખતે ખંભાતમાં એણે મલીક કાફુર હઝાર દીનારી નામનો એક સુંદર ગુલામ પકડ્યો હતો જે પાછળથી અલ્લાઉદ્દીનના દરબારમાં સર્વશ્રેષ્ઠ થઈ પડ્યો હતો. આ વર્ણન જોતાં એમ લાગે છે કે પાટણ અને આસાવલ થઈને ખંભાત આવ્યાં છતાં ખંભાતના લોકોને લશ્કર આવ્યાની ખબર ન રહી એ નવાઈ જેવું છે અને ખરું તો સામાજિક વ્યવસ્થા નબળી હોવાનું સૂચવે છે.

૧. ઈ. સ. ૧૨૯૮ માં ગૂજરાતના હિંદુ રાજ્યનો અંત આવ્યો એ મનાય છે. એ બાબત શ્રી. દુ. કે. શાસ્ત્રીએ એમના મ. રા. ઈ. ભા. ૨. પૃ. ૪૩૬ માં ચર્ચા કરી છે. વિ. સં. ૧૩૫૬ ગણતાં ઈ. સ. ૧૩૦૦ થાય. મને લાગે છે કે દિલ્હીના સૂબા તરીકે અલપતખાનનો રીતસરનો વહીવટ ઈ. સ. ૧૩૦૦માં એટલે વિ. સં. ૧૩૫૬ માં થયો.

અલ્લાઉદ્દીનના માનીતા થઈ પડેલા મલિક કાફુરને મોટા સૈન્ય સાથે દક્ષિણમાં મોકલવામાં આવ્યો અને ગૂજરાતના સૂબા અલપખાનને[1] તેને મદદ કરવાનો હુકમ પણ કરવામાં આવ્યો.

પાછળના મુસલમાન ઇતિહાસકારો એમ પણ કહે છે કે કર્ણ-દેવની પકડાઈ ગયેલી રાણીનું નામ કૌલાદેવી હતું[2] અને એ સર્વ કલામાં નિપુણ હોવાથી અલ્લાઉદ્દીન બાદશાહની માનીતી થઈ પડી હતી. કર્ણદેવ નાસતે નાસતે પોતાની દેવળદેવી નામની ચાર વર્ષની નાની દીકરીને સાથે લઈ ગયો હતો, તે દેવળદેવીને કૌલાદેવીએ પોતાની પાસે લાવવા બાદશાહને વિનંતી કરી. ખંડણી વસૂલ કરવા ઉપરાંત માલિક કાફુરને આ મહત્ત્વનું કાર્ય પણ કરવાનું હતું. મલિક કાફુરે માળવાને રસ્તે ઊતરી આવીને કર્ણને બાદશાહનો હુકમ મોક-લાવ્યો અને દેવળદેવીને સોંપી દેવા માગણી કરી. કર્ણે સિદ્ધરાજના વંશજને છાજે તેવો જવાબ પાઠવ્યો અને લડાઈ કરવા તૈયાર થયો. મલિક કાફુરે ગૂજરાત બાજૂથી અલપખાનને નંદરબાર ઉપર ચઢી આવવા ફરમાવ્યું. કર્ણદેવે બે મહિના સુધી લડાઈ કરી બહાદુરીથી મુસલમાન લશ્કરને ફાવવા દીધું નહિ. હવે દેવગઢના રાજાના યુવરાજ શંકરદેવને દેવળદેવીને પરણવાની ઇચ્છા હતી; પરંતુ વાઘેલા રજપુત-ના ઊંચા કુળની કન્યા મરાઠામાં પરણે એ કર્ણદેવના કુલાભિમાનને ઠીક ન લાગ્યું. જ્યારે મુસલમાન લશ્કર કર્ણદેવ ઉપર ચઢી આવ્યું

---

૧. આ અલપખાન તે અલ્લાઉદ્દીનનો સાળો હતો. તેને અને ઉલુઘખાનને એક માનવાની પાછળના લેખકો ભૂલ કરે છે. ઉલુઘખાન તો બાદશાહનો ભાઈ હતો. ફિરિસ્તા અહમદી વગેરે આ ભૂલ કરે છે.

૨. કર્ણની રાણી પકડાઈ ગઈ એમ સમકાલીન ઝીઆઉદ્દીન બર્ની લખે છે. બીજા મુસલમાન લેખકો પણ લખે છે. એનું નામ આપતા નથી. જૈન કે હિંદુ લેખકો રાણી માટે કાંઈ પણ લખતાં નથી. કા. પ્ર. માત્ર રાણી કર્ણ નાઠો ત્યારે પગપાળી નાઠી એમ લખે છે. પણ કર્ણની સાથે ગઈ એમ નથી લખતા.

ત્યારે શંકરદેવે રાજ્યની મદદ કર્ણદેવને આપવાનું કહીને દેવળદેવીનું માગું ફરી કર્યું, અને સંજોગોને વશ થઈ કર્ણદેવે એ વાત કબૂલ પણ રાખી. દેવળદેવીનું સગપણ કરી નાંખ્યું છે એમ મુસલમાન સેનાપતિને ખબર પડે તો કદાચ તે પાછો જાય અને મુસલમાન યુવરાજ દેવળદેવીને પરણે તેના કરતાં દેવગિરિનો યુવરાજ પરણે તેમાં ઓછી નાનમ એમ પણ કર્ણને લાગ્યું.[1]

હવે આ વાતની ખબર અલપખાનને પડી એટલે પોતે જો આ કાર્યમાં સફળ ન થાય તો સુલતાન અલ્લાઉદ્દીનનો કોપ પોતા ઉપર ઊતરે એ બીકથી એણે કર્ણને ગમે તેમ કરીને હરાવીને દેવળદેવીને દેવગિરિ જતાં પહેલાં પકડવાનો નિશ્ચય કર્યો. આ લડાઈમાં કર્ણ હાર્યો અને દેવગિરિ તરફ નાઠો; પરંતુ અલપખાનના હાથમાં દેવળદેવી આવી નહિ. શંકરદેવનો ભાઈ ભીમદેવ દેવળદેવીને લઈને વહેલો જ ચાલ્યો ગયો હતો. અલપખાનની નિરાશાનો પાર ન રહ્યો. એવામાં એના લશ્કરની એક ત્રણસો માણસોની ટુકડી પ્રસિદ્ધ ઇલોરાની ગુફાઓ જોવા ગઈ હતી ત્યાં દેવગઢના ધ્વજવાળા મરાઠા ઘોડેસ્વારોની એક ટુકડી તેમની નજરે પડી, અને પોતે ઓછા છતાં મુસલમાન ટુકડીએ લડીને પોતાનો બચાવ કરવાનું યોગ્ય ધાર્યું. સખત

૧. કર્ણની નાસી ગયા પછીની હકીકત, રાણી કૌલાદેવી બાદશાહની માનીતી બેગમ બન્યાની હકીકત અને દેવળદેવીની હકીકત વિસ્તારથી તવારીખે ફિરિસ્તામાં આપેલી છે. ઝીઆઉદ્દીન બર્ની જેવા સમકાલીન લેખક કરતાં પાછળના મુસલમાન લેખકોએ આ બાબત વધારે વિસ્તારથી આપેલી છે. કર્ણને કૌલાદેવી કે કમલાદેવી ઉપરાંત બીજી બે રાણીઓ હતી અને વરસંગદેજી અને સારંગદેજી નામે કુંવરો હતા. એમને કલોલ અને સાણંદની જાગીરો મળી અને તે તેમના વંશજો આજ સુધી ભોગવે છે એમ ભાટ લોકોનું કહેવું છે. આ કથન વાઘેલા ગરાસિયાઓને કર્ણના વંશજ ઠરાવવાનો ભાટ લોકોનો પાછળથી થયેલો પ્રયત્ન હોય એમ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીની માન્યતા યથાર્થ લાગે છે. ભાટ લોકોનું કર્ણઘેલો લડીને મરણ પામ્યો તે કથન પણ હિંદુ, જૈન અને મુસલમાન લેખકોના ઉલ્લેખોની વિરુદ્ધ છે.

લડાઈ થઈ તેમાં દેવળદેવીના ઘોડાને તીર વાગવાથી એ નીચે પડી ગઈ. એને બચાવવા માટે મરાઠા લશ્કરીઓ માથું મૂકીને લડ્યા. આ લડાઈમાં કદાચ દેવળદેવી પણ મરણ પામત, પણ એની એક દાસીથી એનું નામ બોલાઈ જવાયું અને એ રીતે ગૂજરાતના છેલ્લા વાઘેલા રાજાની પુત્રી મુસલમાનોના હાથમાં આવી ગઈ. રાજા પોતે રઝળીને રંકની પેઠે મરણ પામ્યો.[૧]

અલપખાન આગળ જ્યારે તેના સૈનિકો દેવળદેવીને લઈને આવ્યા ત્યારે એના હર્ષનો પાર ન રહ્યો. એણે હવે વધારે લડવાનું બંધ રાખ્યું અને બાદશાહની કૃપા વધશે એ ઇચ્છાએ બહુ સંભાળ અને માનપૂર્વક દેવળદેવીને દિલ્હી પહોંચાડી. દેવળદેવી અને એની મા કૌલાદેવી દસ વર્ષે મળ્યાં. દેવળદેવીનું સ્વરૂપલાવણ્ય જોઈને અલ્લાઉદ્દીનનો મોટો પુત્ર ખીજરખાન એની સાથે પ્રેમમાં પડ્યો અને આખરે એને પરણ્યો. શાહજાદા ખીજરખાનના આ રજપૂત રાજકુમારી પ્રત્યેના પ્રેમની કહાણી એણે પોતે તે સમયના પ્રસિદ્ધ ફારસી કવિ અમીર ખુશરૂને કહી અને એ કવિએ એના પ્રેમને 'દવલરાની ખીજરખાન' નામના ચાર હજાર બસો કડીના કાવ્યમાં અમર કર્યો, અને એ કાવ્ય સુલતાન અલ્લાઉદ્દીનને પોતે અર્પણ કર્યું.[૨]

---

૧. નાભિનંદનોદ્ધાર પ્રબંધમાં લખ્યું છે કે 'ગુર્જરત્રાધિપ કર્ણ જેના પ્રતાપથી (અલ્લાઉદ્દીનના) હાર્યો અને પરદેશ જઈને રંકની પેઠે રખડીને મરણ પામ્યો.' આ પ્રબંધ આ બનાવ પછી અડધી સદીની અંદર એટલે વિ. સં. ૧૩૯૩ માં રચાયો છે એટલે લગભગ સમકાલીન કહી શકાય.

૨. અમીર ખુશરૂનો બાપ તુર્કીનો હતો, અને તે હિંદમા આવ્યો તે પછી પતિયાલામાં કવિ ખુશરૂનો જન્મ થયો. ફારસી ભાષાના મોટા કવિઓમાં એની ગણત્રી થાય છે. એણે ફારસી ભાષામાં જુદાં જુદાં લખાણો થઈને પાંચ લાખ કડીઓ લખી છે એમ કહેવાય છે. એ દિલ્હીના સુપ્રસિદ્ધ સંત નિઝામુદ્દીન ઓલિયાનો શિષ્ય હતો. "દવલરાની ખીજરખાન"નું કાવ્ય એણે હિજરી ૭૧૫ ના જિલકાદ માસની ૬ ઠ્ઠી તારીખે (ઈ. સ. ૧૩૧૬ ની ૧ લી

દેવળદેવીની કમનસીબી આટલેથી પૂરી ન થઈ. ઈ. સ. ૧૩૦૭ માં એના બાપ પાસેથી એ દિલ્હી આવી અને ઈ. સ. ૧૩૧૪ માં એકવીસ વર્ષની ઉમરે ખીજરખાન સાથે પરણી; પરંતુ ઈ. સ. ૧૩૧૬ માં અલ્લાઉદ્દીનને મલિક કાફુરે ઝેર આપીને મારી નાખ્યો અને ખીજરખાનને આંધળો કરીને કેદ કર્યો. કાફુર પોતે પણ સુખ ભોગવવા રહ્યો નહિ. અલ્લાઉદ્દીનના ત્રીજા પુત્ર કુતુબુદ્દીન મુબારકે કાફુરને મારી ગાદી લઈ લીધી અને પોતાના ભાઈ ખીજરખાનને પણ મારીને દેવળદેવીને પોતાના જનાનામાં રાખી. ઈ. સ. ૧૩૨૧ માં સુલતાન મુબારકને એના મિત્ર ખુશરૂ પરવારીએ મારી નાંખ્યો અને દેવળદેવીને હાથ કરી, અને પોતે નસિરૂદ્દીન નામ ધારણ કર્યું. થોડા સમય પછી એનું પણ મોત નીપજ્યું.[1] એ વખતે દેવળદેવી ફક્ત અઠ્ઠાવીસ વર્ષની હતી. એક મત એવો પણ છે કે મુબારકશાહે ખીજરખાનને મારી નાંખ્યો ત્યારે એને ગળે વળગી રહેલી દેવળદેવીના હાથ કાપી નાંખ્યા.[2]

પાછળના લગભગ બધા મુસલમાન ઇતિહાસલેખકોએ આ વર્ણન

---

ફેબ્રુઆરીએ) પૂરું કર્યું. ખીજરખાનના મરણ પછી એણે એ કાવ્યમાં ૩૧૯ કડીઓ નવી ઉમેરી. આ કાવ્યની એક સુંદર હસ્તલિખિત પ્રત બાકીપુરની ઓરયેન્ટલ પબ્લિક લાઇબ્રેરીમાં છે અને તે પ્રત અકબરના સમયમાં અમદાવાદમાં લખાઈ છે એ ખાસ નોંધવા જેવું છે. હુસેન બીન અલીઅખહુસેનીએ કવિ વકીની દેખરેખ નીચે, તે વખતના ગૂજરાતના સૂબા શાહાબુદ્દીન અહમદખાનના કહેવાથી એ કાવ્યની નકલ કરી હતી. નકલની તારીખ ૨૬ અક્ટોબર ૧૫૮૭ છે. કવિ મુહમ્મદ શરીફ વકી નીશાપુરનો હતો અને શાહાબુદ્દીન અહમદખાનની નોકરીમાં હતો. [જુઓ પ્રો. કોમીસેરિયેટનો ગૂજરાતનો ઇતિહાસ (અંગ્રેજી) ભા. ૧, પૃ. ૮]

૧. આ બધો હેવાલ બ્રીગ્સે તરજુમો કરેલા ફિરિસ્તાના ફારસી ઇતિહાસમાં આપેલો છે. અમીર ખુશરૂના કાવ્યના કેટલાક ભાગ અંગ્રેજીમાં પહેલવહેલો ઇલિયટના ઇતિહાસમાં તરજુમો કરી આપવામાં આવ્યા છે.

૨. પૃ. ૧૩૭ ની નોંધ જુઓ.

વિસ્તારથી આપેલું હોવાથી અહીં તેનો સાર આપ્યો; પરંતુ ઝીઆઉદ્દીન બર્નીં કર્ણદેવની રાણી પકડાઈ અને એને દિલ્હી લઈ ગયા એટલું કહે છે,[૧] પણ એ બાદશાહની માનીતી બેગમ બની તે વાત આ સમકાલીન લેખક કહેતો નથી. હિંદુ અને જૈન લેખકો–પદ્મનાભ, જિનપ્રભસૂરિ, એમાંથી એકે કહેતા નથી. નાભિનંદનોદ્ધાર પ્રબંધમાં પણ કર્ણના મરણની બાબતમાં મુસલમાન લેખકોને ટેકો આપવા છતાં તેની રાણીની બાબત કાંઈ લખ્યું નથી. વળી કૌલાદેવીના કહેવાથી બાદશાહે દેવળદેવીને મેળવવા માટે યુદ્ધ કર્યું અને દેવળદેવી દિલ્હી ગઈ અને તે પછી એની જે દુર્દશા થઈ તે બધી હકીકત પણ ઝીઆઉદ્દીન બર્નીં કે દેશી પ્રબંધકારો કહેતા નથી. આ વાત માત્ર અમીર ખુશરૂના કાવ્ય ઉપરથી જ પાછળના મુસલમાન ઇતિહાસલેખકોએ વિસ્તારી છે એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે અને એ માત્ર રસિક કલ્પિત કાવ્ય છે–ઇતિહાસ નથી–એટલે એ બધી માત્ર કલ્પના છે એમ પણ વિદ્વાનો માને છે. જો એ વાત ખરી હોત તો ઉપરના લગભગ સમકાલીન ગ્રંથોમાં એનો ઇશારો પણ આવત. રજપૂતોના સામાન્ય ગૌરવની પ્રણાલિકાના દાખલા જોતાં એક રજપૂત રાણી વિધર્મીના હાથે પોતે સપડાય અને પોતાની પુત્રીને પણ પાછળથી સપડાવવાનો આગ્રહ કરે એ વાત બનવા જેવી લાગતી નથી. સમકાલીન આધારો આ બાબતમાં મૌન સેવે છે તે

---

૧. તારીખે ફીરોઝશાહી-ઝીઆઉદ્દીન બર્નીં—ઇલિયટ III પૃ. ૧૬૩. આમાં બર્નીં તો રાણીઓ અને દીકરીઓ મુસલમાનોના હાથમાં આવી એમ સ્પષ્ટ શબ્દોમાં લખે છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી કર્ણની રાણી પકડાઈ એમ લખે છે અને કાન્હડદે પ્રબંધમાં પણ રાણી એકવચન લખેલું છે. દીકરી પકડાયાનું શ્રી. દુર્ગાશંકર કલ્પિત માને છે ઝીઆઉદ્દીન બર્નીં સમકાલીન છતાં એણે કેટલીક બાબતો નોંધી નથી અને એનું કેટલુંય કથન વિશ્વાસપાત્ર નથી એમ તારીખે ફીરોઝશાહીનો તરજુમો કરનાર સર હેનરી ઇલિયટનો મત છે.

જોતાં આ બનાવમાં કલ્પના જ કેટલેક અંશે હોય એમ માનવામાં વાંધો નથી.[1]



૧. અમીર ખુશરૂના કાવ્યના આધારે મુસલમાન તવારીખકારો કર્ણની રાણી અને કુમારી દેવળદેવીની આટલી વીગતવાર હકીકત લખે છે, જ્યારે ઉપર જણાવેલા સમકાલીન કહી શકાય તેવા આધારો અને ઝીઆઉદ્દીન બર્ની પોતે આ બાબત કાંઈ નથી લખતો, તે ઉપરથી કેટલાક વિદ્વાનો આખી યે વાતને કવિની કલ્પના માને છે. અને વધુ આધાર ન મળે ત્યાં સુધી એને કલ્પના જ માનવી પડશે. આની વિરુદ્ધ માત્ર એક જ દલીલ થઈ શકે તેમ છે તે એ કે કલ્પિત કાવ્યના વિષય તરીકે ગૂજરાતના રાજાની દીકરી કેમ આપી અને તેનું દેવળદેવી નામ શી રીતે આપ્યું. ઇલિયટના અંગ્રેજી ઇતિહાસના ત્રીજા ભાગમાં પૃ. ૫૪૪ માં અમીર ખુશરૂનાં કેટલાંક કાવ્યોના ટુકડાના તરજુમા આપ્યા છે તેમાં "આશીક" નામથી આ દેવલ રાણીનાં કાવ્યોની હકીકત આપી છે. તેમાં કવિ ખુશરૂ કહે છે કે ખીજરખાને પોતે જ દેવળદેવી ઉપરના પ્રેમની વાત કવિને લખીને આપી અને કવિએ તેનું પદ્યબંધ કાવ્ય કર્યું. વળી ફિરિસ્તા વગેરે દેવળદેવીના દુર્ભાગ્યની વાત લખે છે. પણ અમીર ખુશરૂ તો લખે છે કે ખીજરખાનને મુબારકશાહે મારી નાખ્યો ત્યારે દેવળદેવી પતિને ગળે વળગેલી હતી તે વખતે તેના હાથ કાપી નાંખ્યા અને ત્યાં જ મરણ પામી હોવી જોઈએ. તેનું શું થયું તે શંકાસ્પદ છે. આમ કવિ પોતે ખીજરખાનના અંગત પરિચયમાં હતો અને પોતે જ આ પ્રમાણે લખે છે, એટલે તેને કલ્પિત કહેવું કે કેમ તે પણ વિચારવા જેવું છે. જોકે ઝીઆઉદ્દીન બર્ની આ બાબતમાં ચૂપકી સેવે છે, એ હેનરી ઇલિયટ કબૂલ કરે છે. ફિરિસ્તા શા ઉપરથી કયા આધારથી દેવળદેવીની દુર્દશાનું વર્ણન કરે છે તે સમજાય તેવું નથી. પ્રો. કોમીસેરિયેટ ઇલિયટની નોંધ લીધી છે છતાં દેવળદેવીના હાથ કપાયાની નોંધ નથી લીધી. Illiot's Hist. of India III. Appendix P. 544 to 555.

# પ્રકરણ ૧૨ મું

## મુસલમાન રાજ્યની સ્થાપના—ખીલજી વંશ

### ઐતિહાસિક સમયનો મોટો ભ્રમણયુગ

ઈ. સ. ૧૨૯૮ થી ઈ. સ. ૧૩૦૦ ની વચ્ચે ગૂજરાતના હિંદુ મહારાજ્યનો હંમેશને માટે નાશ થયો અને મુસલમાન રાજ્યની સ્થાપના થઈ. આ સ્થાપનાના આરંભમાં ગૂજરાતમાં ફરી પાછો એક મોટો ભ્રમણયુગ આવ્યો. આગળના ભ્રમણયુગ આપણે જોઈ ગયા છીએ. પ્રાગૈતિહાસિક કાળમાં મોટો ભ્રમણયુગ આવ્યો હતો અને પછી બીજા યુગો પણ આવ્યા; પરંતુ ઐતિહાસિક કાળમાં આ ભ્રમણયુગને સૌથી મોટો કહી શકાય. ઐતિહાસિક સમયના બીજા ભ્રમણયુગોમાં ધાર્મિક ત્રાસ નહોતો. પરદેશીઓ દેશ ઉપર હુમલા કરીને વિજય કરતા; પરંતુ તે કાં તો સમાન ધર્મના કે કાં તો ભિન્ન ધર્મના હોય તો તુરત દેશના ધર્મમાં સમાઈ જતા. એટલે દેશ જીતતાં જે ત્રાસ પડે તે અને સામાન્ય રીતે શત્રુની પ્રજાને લડાઈના સમયમાં લૂંટવાનો લગભગ રિવાજ હોવાને લીધે તાત્કાલિક ત્રાસ પડે તેટલો ત્રાસ પડતો; પરંતુ આ નવા આવનારા વિજેતા હતા ને સાથે વિધર્મી હતા. અનેક પરદેશીઓને પોતામાં સમાવી લેનારી હિંદુ સંસ્કૃતિ આ લોકોને ન સમાવી શકી. ધાર્મિક બાબતોમાં આ વિજેતાઓને દેશના વતનીઓ સાથે મૂળભૂત વિરોધ હતો. એટલે ધાર્મિક બાબતોમાં ઐક્ય સાધી શકાયું નહિ. સામાજિક બાબતોમાં ઉચ્ચનીચ વર્ણોના ધોરણ ઉપર રચાયેલા સમાજને પોતાથી ભિન્ન ધોરણવાળા સમાજ સાથે ઐક્ય થવું હમેશાં મુશ્કેલ તો હોય છે; પરંતુ આમ નવા વિજેતાનાં સામાજિક ધોરણ ભિન્ન અને ધર્મ પણ ભિન્ન તેથી સામાજિક ઐક્ય પણ સંભવિત નહોતું. એટલે વિજેતા અને તેમની

પ્રજા હમેશને માટે આંતરિક વ્યવહારમાં ભિન્ન જ રહી ગયાં. પ્રજાએ પોતાના રક્ષણ માટે સમાજનાં દરેક અંગ બને તેટલાં સંકોચી લીધાં. આટલું પણ જરા વખત જતાં બન્યું; પરંતુ શરૂઆતમાં તો આ નવીન વાતાવરણમાં નાસભાગનો ભ્રમણયુગ જ આવ્યો.

અલ્લાઉદ્દીનનું લશ્કર ગૂજરાતમાં બધે ફરી વળ્યું અને એમણે દરેક મોટાં સ્થળો લૂંટયાં તે વર્ણન આગળ જોઈ ગયા. વચ્ચે આવતાં નાનાં ગામડાંઓનું શું થયું હશે તેની નોંધ કોઈએ રાખી નથી, પરંતુ તે પણ બચે એવો સંભવ ન હોય. બંદરોનાં શહેરો લૂંટાયાં. લોક ચારે બાજૂએ નાઠા. મોડાસામાં એક નાનો નિષ્ફળ સામનો થયો અને બીજો સોમનાથમાં થયો. એ સિવાય કોઈ સામે થયું નહિ. આ વર્ણનમાં કાન્હડદે પ્રબંધ જેવા દેશી આધારો અને ઝીઆઉદ્દીન બર્ની જેવા સમકાલીન લેખક એકમત છે. મોઢ બ્રાહ્મણો અને મોઢ વાણિયાનું મુખ્ય સ્થળ મોઢેરા જેવું વિખ્યાત શહેર ભાંગ્યું અને મોઢ વાણિયા બ્રાહ્મણ હમેશને માટે ચારે તરફ ભાગીને નાઠા. પહેલાં મહમૂદ ગીઝનીની ચડાઈ વખતે શ્રીમાળ, સાચોર વગેરે સ્થળો ભાંગ્યાં હતાં. આ વખતે પણ ભિન્નમાલ શ્રીમાલમાંથી બ્રાહ્મણો નાઠા એમ કાન્હડદે પ્રબંધ કહે છે. મહમૂદના સમયમાં થોડી નાસભાગ થઈ હતી પણ તે સમયે તુરત જ બળવાન રજપૂત મહારાજ્ય લાંબો સમય સત્તામાં રહ્યું તેથી તેની અસર જણાઈ નહિ; પરંતુ આ સમયે તો ધર્મ અને સમાજને પોષે એવી સત્તા હમેશને માટે નાશ પામી હતી. એટલે ઘણાં સ્થળોની વસ્તી હમેશને માટે સ્થળાંતર કરી ગઈ અને ઘણાં સ્થળો ભાંગ્યાં તે ફરી ઊભાં થઈ શકયાં નહિ. આવાં કેટલાંક સ્થળાંતર ગૂજરાતમાં જ એક જગ્યાએથી બીજી જગ્યાએ થયાં અને કેટલાંક દક્ષિણમાં થયાં.

### મદુરાના સૌરાષ્ટ્રીઓ

આ સમયના ભ્રમણયુગનું સ્થળાંતર કરી ગયેલું એક મોટું ટોળું આજે દક્ષિણમાં દ્રાવિડ દેશમાં છેક મદુરા અને તેની આસપાસ વસી

રહ્યું છે. આ લોકો પોતાને સૌરાષ્ટ્રી કહે છે અને બ્રાહ્મણ માને છે.[1] આ લોકો કેટલાક મહમૂદ ગીઝનીની ચડાઈ વખતે અને કેટલાક આ વખતે સોરઠમાંથી નાઠા છે. એમાં કેટલાક દરિયામાર્ગે કોંકણને કિનારે અને કેટલાક પગરસ્તે દક્ષિણમાં ગયા છે. એ લોકો દક્ષિણમાં મહારાષ્ટ્ર, કર્ણાટક, અને તેલુગુ પ્રાંતોમાં રહેતા રહેતા આખરે તામીલનાડના મદુરા શહેરમાં અને તેની આસપાસ જઈને વસ્યા છે. આમ મૂળ સૌરાષ્ટ્રના હોવા છતાં આ ચારે પ્રાંતની ભાષાઓનું મિશ્રણ અને પહેરવેશ ઓછે વધતે અંશે તેમનામાં આજે જોવામાં આવે છે. આ લોકો રંગવાનો અને વણકરનો ધંધો મુખ્યત્વે કરીને કરે છે. તેમના બાહ્ય વ્યવહારની ભાષા તામીલ છે; પરંતુ અંદર અંદર એ લોકો એમની ખાસ જુદી ભાષા બોલે છે અને તેને સૌરાષ્ટ્રી ભાષા કહે છે. આ ભાષામાં તામીલ ઉપરાંત તેલુગુ અને કનડા ભાષાના શબ્દો દેખાઈ આવે છે છતાં મૂળ જૂની ગૂજરાતી છાની રહેતી નથી. આ ભાષા પંદરમી સદીની જૂની ગૂજરાતી કરતાં જુદી જણાવાથી આ ભ્રમણયુગના સમયની હોય એમ માનવામાં વાંધો નથી. આ લોકોના મૂળ વતન અને તેમનો દક્ષિણમાં પ્રવેશ થયો તે બાબત દક્ષિણમાં કેટલાક વિદ્વાનોએ લખેલું છે અને તેમને છઠ્ઠી સદીમાં ગૂજરાતમાંથી આવ્યાનું ધારવામાં આવે છે પણ ભ્રમમુલક છે.[2]

---

૧. મદ્રાસ ઈલાકાના ચુસ્ત બ્રાહ્મણોમાં આ લોકોને બ્રાહ્મણ માનવા માટે તીવ્ર મતભેદ છે. મદુરાની મહારાણીના અમલ દરમિયાન અઢારમી સદીની શરૂઆતમાં એમને બ્રાહ્મણ ગણવાનો લેખિત પટો મળેલો છે એમ કહે છે. સૌરાષ્ટ્રીના વિસ્તૃત વર્ણન માટે જુઓ Castes & Tribes of Southern India vol. VI. P. 160.

૨. મદુરા ગૅઝેટિયર અને દક્ષિણ હિંદની જ્ઞાતો અને જાતિઓના ગ્રંથમાં આ લોકો માટે લંબાણથી વર્ણન છે. તેમાં છઠ્ઠી સદીના માળવાના મંદાસરના લેખમાં લાટ દેશમાંથી પટ્ટવાય લોકો આવ્યાનો ઉલ્લેખ છે. દક્ષિણમાં સૌરાષ્ટ્રીઓને તામીલ ભાષામાં પટ્ટનૂગી અગર પટનૂલકરણ કહે છે. પટ્ટવાય શબ્દ

## પહેલો સૂબો અલપખાન

ઈ. સ. ૧૩૦૦ માં મુસલમાન સત્તાની ગૂજરાતમાં સ્થાપના થઈ તેનો પહેલો નાઝીમ અથવા સૂબો અલપખાન હતો અને એણે દેવળદેવીને પકડવામાં જે ભાગ લીધો તે આગળ જોયું. એનું બીજું નામ મલીક સંજર હતું અને તે અલ્લાઉદ્દીનનો સાળો થતો હતો. રાજ્યના ચાર મોટામાં મોટા અમીરોમાં એની ગણત્રી થતી હતી. અલપખાન ૧૩૦૦ થી ૧૩૧૬ સુધી—સોળ વર્ષના લાંબા સમય સુધી—ગૂજરાતનો સૂબો રહ્યો. એની રાજ્યવ્યવસ્થા સારી હતી અને વહીવટ વખણાતો હતો.

## શત્રુંજય તીર્થ

અલ્લાઉદ્દીનના સમયમાં હિંદુ મંદિરોનો ચારે બાજૂ ધ્વંસ

---

લેખમાં છે તેના સાદૃશ્યથી કેટલાક પટનૂલકારણને એક જાણીને આ ભૂલ કરે છે અને છઠ્ઠી સદીમાં એ લોકો ગૂજરાત લાટથી બહાર નીકળ્યા એમ કહે છે; પરંતુ મંદોસરના લેખમાં તો લાટનો ઉલ્લેખ છે, સૌરાષ્ટ્રનો નથી. વળી એ પટ્ટવાય શબ્દ તે લાટના વણકરો માળવામાં ગયા તે માટેનો છે. જે પટ્ટવાય શબ્દમાંથી હાલની ગૂજરાતી અવટંક પટવા નીકળેલી છે. પટ્ટનૂલકાર પટ્ટુ એટલે રેશમી કાપડ એ મૂળ સંસ્કૃત પટ ઉપરથી તામીલમાં આજે વપરાય છે અને નૂલ એ સૂતરને માટેનો તામીલ શબ્દ છે. એટલે રેશમી સૂતર–Spunsilk–ના વણકર એવો એ શબ્દનો અર્થ થાય છે અને તે તામીલ શબ્દ છે. પટ્ટવાય શબ્દ સાથે તેને કાંઈ સંબંધ નથી. વળી એ લોકો જે સૌરાષ્ટ્રી ભાષા બોલે છે તેને છઠ્ઠી સદીની ભાષા સાથે સંબંધ હોય એવું એકે ચિહ્ન નથી. જોકે એ બાબત ખરો નિર્ણય તો નિષ્ણાત ભાષાશાસ્ત્રીઓ જ કરી શકે. મેં મદુરામાં આ લોકોના પંડિતો સાથે ભાષાની સરખામણી કરેલી તેમાં મને છઠ્ઠી સદી જેવી ભાષા લાગી નથી. આ લોકો એમના લગ્ન પ્રસંગે બન્ને વેવાઈઓ સામસામી પોતે સૌરાષ્ટ્ર દેશથી આવ્યા એમ બોલે છે. જોકે આજે ઘણાને સૌરાષ્ટ્ર એટલે કાઠિયાવાડ તેની ખબર પણ નથી. મહાત્મા ગાંધીજી મદુરા ગયા ત્યારે આ લોકોએ એમને સૌરાષ્ટ્રી ભાષામાં માનપત્ર આપેલું. આ ભાષાને લિપિ નથી, માત્ર બોલી જ છે. તેઓ નાગરીમાં લખે છે, પણ મોટે ભાગે બહાર તામીલ જ વાપરે છે. આયર, આયંગર વગેરે અવટંકો પણ લખે છે. ઉપરના બન્ને ગ્રંથોમાં મંદોસરના લેખનો અર્થ કરવામાં ભૂલ થયેલી જણાય છે.

થઈ રહ્યો હતો. સ્વર્ગનાં વિમાનની બરોબરી કરે તેવાં સેંકડો મંદિરોનો નાશ થયો. જૈનોનું પરમ પવિત્ર ધામ શત્રુંજય પણ આમાંથી બચ્યું નહિ. શત્રુંજય પર્વત ઉપર પ્રાચીન સમયથી જૈન મંદિરો બંધાયાં હતાં અને એ સ્થળ જાણે મંદિરોનું એક શહેર હોય એવું થઈ રહ્યું હતું. વસ્તુપાળ તેજપાળ જેવા પ્રભાવકોએ એ પર્વત ઉપર મંદિરોની શોભા વધારવામાં ભાગ લીધો. આમાંનાં મુખ્ય મંદિર ઉપર ઉલુઘખાનના લશ્કરે ઘા કર્યો અને મૂર્તિ ખંડિત કરી. આ સમયે તીર્થકલ્પના લેખક જિનપ્રભસૂરિ વિદ્યમાન હતા અને એમણે આ દુર્ઘટનાનું વર્ષ વિ. સં. ૧૩૬૯ આપ્યું છે.

### તેનો સમરાશાહે કરેલો ઉદ્ધાર

આ સમયે પાટણમાં ઓસવાળ જ્ઞાતિના સમરાશાહ નામે એક સમર્થ જૈન હતા. એમની લાગવગ દિલ્હીમાં અલ્લાઉદ્દીનના દરબારમાં હતી. અલપખાન સાથે પણ તેમને સારો સંબંધ હોવાનું જણાય છે. એમને જૈનોના આ પવિત્ર ધામમાં ઉત્પાતની ખબર પડી અને સૂબા અલપખાન અને દિલ્હીમાં બાદશાહ પાસે પોતાની લાગવગ લગાડી એમણે મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની રજા મેળવી પ્રતિમા માટે મમ્માણની આરસની ખાણ જે બાદશાહના તાબાના પ્રદેશમાં હતી તેમાંથી જોઈતા પથ્થર લેવાની પરવાનગી પણ મેળવી. વિ. સં. ૧૩૭૧ માં મંદિરની મરામત પૂરી થઈ અને સમરાશાહે પાટણથી ધામધૂમથી સંઘ કાઢીને નવી પ્રતિષ્ઠા કરી. એમાં શ્રી. રત્નાકરસૂરિ મુખ્ય હતા. શત્રુંજય ઉપર આજે પણ આ સમરાશાહ અને તેમની ધર્મપત્ની અમરશ્રીની મૂર્તિઓ છે.[1]

---

૧. જુઓ આચાર્ય શ્રી. જિનવિજયજીકૃત શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ ઉપોદ્‌ઘાત પૃ. ૩૧-૩૩. વળી એમ પણ કહેવાય છે કે શત્રુંજય ઉપર અંગારશાહ નામે એક મુસલમાન કરામતી ફકીરની કબર છે. તે માટે દંતકથા પણ ચાલે છે પણ તે વિશ્વસનીય નથી. કહે છે કે ભગવાનની પ્રતિમા ઉપર એ ફકીરે ઉત્પાત મચાવ્યો હતો અને પોતાને જો એ જગ્યાએ દાટવામાં આવે તો

## ઝાલોર સર કર્યું

અલપખાનની સૂબાગીરીના વખતમાં અલ્લાઉદ્દીનના લશ્કરે મારવાડના ઝાલોરના રાજ્ય ઉપર ચડાઈ કરી. એ વખતે ઝાલોરમાં કાન્હડદેવ ચોહાણ રાજ્ય કરતો હતો. કાન્હડદેવે બાદશાહના લશ્કરને ગૂજરાત જવા માટે રસ્તો આપવાની ના પાડી હતી તે આગળ જોયું છે. આનું વેર વાળવાનું હતું. એમ કહેવાય છે કે કાન્હડદેવના લશ્કરે એકાએક હુમલો કરીને બાદશાહી લશ્કરને હરાવ્યું અને સોમનાથને ખંડિત કરીને અને અસંખ્ય કેદીઓ પકડીને જતા મુસલમાન લશ્કર પાસેથી કેદીઓ છોડાવ્યા અને સોમનાથના પાંચ કકડાની જુદે જુદે સ્થળે પાછી પ્રતિષ્ઠા કરી;[1] પરંતુ આ હારથી બાદશાહે બીજું લશ્કર

---

શાંતિ થાય એમ કહેવાથી ત્યાં કબર થઈ છે. કોઈ પણ અપમાનને ઢાંકવા આવી વાતો આપણા લોકો ચલાવવામાં હોશિયાર છે એમ કર્નલ ટૉડનું માનવું છે. ખરી રીતે એમ મનાય છે કે અલ્લાઉદ્દીનના લશ્કરના હુમલામાંથી બચવા આ કબર બનાવી છે જેથી મુસલમાનો વધારે નાશ કરતાં અટકે. આ વાત સત્ય હોય. (જુઓ એ જ પૃ. ૧૬-૧૭)

સમરારાસુમાં સમરાશાહની વીગત આપેલી છે. જુઓ ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં प्राचीन गूर्जर काव्यसंग्रहः એમાં લખે છે કે पातसाहि सुरताणमीयु तहिं राजु करेई। अलपखानु हींदु अह लोय घणु- मानु जु देई। साहु रामदेवलह पूतु तसु सेवई पाय। कला करी रंजविउ खानु बहु देई पसाय॥ ९–१०

૧. કાન્હડદે પ્રબંધમાં આ લાંબા યુદ્ધનું વર્ણન વિસ્તારથી આપેલું છે. ફિરિસ્તા અને બીજા મુસલમાન ઇતિહાસ લેખકો ટૂંકામાં આપે છે. આમાં બધાં વર્ણનોમાં થોડો ગોટાળો માલૂમ પડે છે. કા. પ્ર. માં ગૂજરાતની પહેલી ચડાઈ વખતે અને પછીથી પણ अलुखान નામ આપેલું છે. પહેલી ચડાઈ તો ઉલુઘખાને કરી હતી અને વિજય કર્યા પછી ઈ. સ. ૧૩૦૦ માં એને રણથંભોર ઉપર ચડાઈ કરવા મોકલેલો ત્યાં રસ્તામાં માંદો પડી તેનું મરણ થયેલું. ફિરિસ્તા અને મિરાતે અહમદી પણ આ બન્ને સરદારોને એક માનવાની ભૂલ કરે છે. ઝાલોરની લડાઈ લાંબી ચાલેલી અને તે વખતે અલપખાન જ હતો; પરંતુ

મોકલ્યું અને કાન્હડદેવના ભત્રીજા સાંતળસિંહના સમિયાણાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આમ ઝાલોર સાથેની લડાઈ લાંબો વખત ચાલી અને બન્ને પક્ષની હાર અને જીત થોડો થોડો વખત થતાં આખરે મુસલમાન લશ્કર જીત્યું અને ઝાલોરનો કિલ્લો સર થયો. આ લડાઈના પાછળના વખતમાં અલપખાનનું નામ ખાસ જોવામાં આવતું નથી; પરંતુ કમાલુદ્દીન મલીકનું નામ ખાસ જણાય છે. કાન્હડદે પ્રબંધના કહેવા પ્રમાણે તો અલ્લાઉદ્દીન પોતે આ યુદ્ધમાં લડવા આવ્યો હતો. આ વિજયની યાદગીરી ખાતર અલ્લાઉદ્દીને ઝાલોરના સોનગીરના કિલ્લામાં એક મસ્જિદ કરાવી જે હાલ પણ છે. અલ્લાઉદ્દીનના મરણ પછી ચોહાણોએ ઝાલોરનું રાજ્ય પાછું લીધું અને ત્યાં લાંબો વખત રાજ્ય કર્યું.[1] ઝાલોરનું પતન વિ. સં. ૧૩૬૮ માં થયું.

### અલ્લાઉદ્દીનના છેલ્લા દિવસો

આમ અલ્લાઉદ્દીનના રાજ્યમાં હિંદના પ્રાંતો જોડાવા લાગ્યા. અલપખાનના એકંદરે ઠીક વહીવટમાં ગૂજરાતમાં ખાસ જાણવા જેવું

---

કા. પ્ર. મા સોમનાથના લિંગના કકડા અને કેદીઓ છોડાવ્યાનું લખે છે તે ખરું હોય તો એ લડાઈના પહેલા ભાગમાં ઉલુઘખાન અને પછીના ભાગમાં અલપખાન હોય એમ લાગે છે. કા. પ્ર. ના આ વર્ણનને બીજા કોઈનો આધાર નથી. કા. પ્ર. નું વર્ણન ગૂજરાતને લગતું છે તે ઐતિહાસિક જણાય છે. પરંતુ ઝાલોરની લડાઈમાં ચમત્કારો અને અસંભવિત વર્ણનો ઉમેરી કાવ્યને ઝમકદાર માત્ર બનાવ્યું છે. કા. પ્ર. એમ પણ કહે છે કે અલુપખાનનું લશ્કર કાન્હડદેવે હરાવ્યું તેમાથી અલુપખાન એકલો જીવતો નાઠો. આ ખરું હોય તો તે ઉલુઘખાન કે અલપખાન એ કહેવું મુશ્કેલ છે.

૧. કા. પ્ર. નું આ લડાઈનું વર્ણન રસિક છે. અને તે સમયના સમાજ અને રીતભાત ઉપર કાંઈક પ્રકાશ નાંખે છે; પરંતુ કવિએ જે ચમત્કારો વર્ણવ્યા છે તે સમાજની મોટી ખામી પણ વ્યક્ત કરે છે. તેનું વર્ણન આગળ સામાજિક પ્રકરણમાં કરીશું. બાદશાહની પુત્રી કાન્હડદેવના પુત્ર વીરમદેવની પૂર્વાવતારની સ્ત્રી હતી વગેરે વાતો કાવ્યની ઝમક વધારવા માટે જ છે. ફિરિસ્તા પણ ગુલેબહિશ્તની વાત લખે છે તે પાયા વગરની છે.

તોફાન બન્યું નહિ; પરંતુ અલ્લાઉદ્દીનનું ભાગ્ય હંમેશ ઉજ્જવળ રહ્યું નહિ. એના પોતાના ક્રૂર ઇર્ષ્યાયુક્ત સ્વભાવને લીધે એના રાજ્યની પડતીની શરૂઆત થઈ. બુદ્ધિમાન મંત્રીઓને બદલે હલકા કમઅક્કલ ગુલામોને મોટી પદવી ઉપર ચડાવવા માંડયા. એવા લોક મહારાજ્યની લગામ સ્વાભાવિક રીતે સંભાળી શકે નહિ અને તે કારણથી એને પોતાને પણ મંત્રીનાં કાર્યો કરવાં પડતાં. એણે એના પુત્રોને પણ પાકી બુદ્ધિ થયા પહેલાં અનહદ સ્વતંત્રતા આપી દીધી. ખીજરખાનને એણે યુવરાજ પદ આપ્યું, પણ ડાહ્યા પુરુષો પાસેથી શિક્ષણ મેળવવા માટે એણે કાંઈ યોજના કરી નહિ. એના કૌટુંબિક જીવનમાં કોઈ રીતની મર્યાદા રહી નહિ અને બધા પુત્રો મરજી મુજબ અવિચારી રીતે વર્તાવ કરવા લાગ્યા. મલીક નાયબ કાફુર ઉપર એને અસાધારણ આકર્ષણ ઉત્પન્ન થયું અને એને સેનાપતિ બનાવી રાજ્યમાં સર્વોપરિ પદ આપ્યું. આથી અલપખાન અને મલીક કાફુર વચ્ચે મોટું વૈર બંધાયું. અલપખાન ઉલુઘખાનના મરણ પછી રાજ્યનો સૌથી મોટો અમીર હતો અને બાદશાહનો સાળો અને યુવરાજ ખીજરખાનનો મામો થતો હતો. બન્નેના કજિયામાં રાજ્યને પણ ખમવું પડ્યું, અને બન્ને વચ્ચે સત્તાની તાણાતાણી થવા લાગી. બાદશાહને જળોદરનો રોગ લાગુ પડયો; અને એના સ્વભાવની ક્રૂરતા દશગણી વધી. એણે દેવગિરિથી મલીક કાફુરને અને ગૂજરાતથી અલપખાનને બોલાવી મંગાવ્યા. કાફુરે આ તકનો લાભ લઈ અલ્લાઉદ્દીનને એની બેગમ વિરુદ્ધ, અલપખાન વિરુદ્ધ અને ખીજરખાન વિરુદ્ધ ચડાવ્યો. બેગમને કેદ કરાવી અને ખીજરખાનને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરવા હુકમ કઢાવ્યો. અલપખાનને મારી નંખાવ્યો. આ દિવસથી ખીલજી મહારાજ્યની પડતી થઈ. અલપખાનના આવ્યા પછી ગૂજરાતમાં મોટો બળવો થયો.[1] બાદશાહે

---

૧. આ બધાં વર્ણન માટે જુઓ ઝિયાઉદ્દીન બર્નીકૃત તારીખે ફિરોઝશાહી. Illiot's History of India, Vol. III. P. 207-8.

ઝાલોરમાં પ્રસિદ્ધ થયેલા કમાલુદ્દીન ગરગને બળવો શમાવવા મોકલ્યો,[1] પણ તેમાં તે સફળ થયો નહિ અને માર્યો ગયો. એ જ વખતે સુલતાન

### અલપખાનનું મરણ અને ગૂજરાતમાં બળવો

મરણને શરણ થયો અને રાજ્ય હલકા લોકના હાથમાં આવ્યું. સુલતાન અલ્લાઉદ્દીનનું મરણ તા. ૨૨ ડિસેંબર ૧૩૧૬, સવ્વાલ માસની છઠ્ઠી તારીખે સવારે નીપજ્યું.[2] આમ ગૂજરાતના હિંદુ મહારાજ્યનો હંમેશને માટે અંત લાવનાર પ્રતાપી મશહૂર પણ ક્રૂર સુલતાનનો અંત આવ્યો.

### અલપખાને બંધાવેલી મસ્જિદ

અલપખાને પોતાના સોળ વર્ષના વ્યવસ્થિત વહીવટ દરમિયાન પાટણમાં એક મોટી આરસની મસ્જિદ બંધાવી હતી, એને અદીના અગર શુક્રવારની મસ્જિદ કહેતા. એ મસ્જિદ મુસલમાન રાજ્યની શરૂઆત જોતાં ઘણી મોટી અને સારી હતી એમ મિરાતે અહમદીના લખાણ ઉપરથી લાગે છે. અહમદી લખાઈ ત્યારે અઢારમી સદીના મધ્ય ભાગ સુધી – એ મસ્જિદ ઊભી હતી, એટલે તે પછી – મરાઠા અમલની અવ્યવસ્થાના સમયમાં તેનો નાશ થયો હોવો જોઈએ. એને ઘણા થાંભલા હતા અને કોઈ હિંદુ મંદિરને ફેરવીને મસ્જિદ બનાવી હતી એમ અહમદીના કર્તા લખે છે. વધારામાં એ એમ પણ જણાવે છે કે એ મસ્જિદ એક વખત પાટણની વચ્ચે હતી, પણ હાલ શહેરથી દૂર છે. આ ઉપરથી અઢારમી સદીમાં જ જૂનું પાટણ વેરાન થઈ ગયું હતું એમ સમજાય છે. હાલ તેની જગ્યા

૧. આ કમાલુદ્દીને ઝાલોરની લડાઈમાં ભાગ લીધેલો તે કાન્હડદે પ્રબંધ પણ કહે છે. મલીક કાફુરના હુમલાથી એણે અલપખાનને મારી નાંખ્યો, અને અલપખાન પછી એને જ ગૂજરાતનો સૂબો નીમવામાં આવ્યો, પણ તે તુરત મરણ પામ્યો.

૨. તારીખે ફીરોઝશાહી. ઉપર મુજબ પૃ. ૨૦૮.

પાટણના પશ્ચિમ દરવાજા બહાર બતાવવામાં આવે છે અને તેમાં ખેતર માત્ર દેખાય છે. એના પથ્થર પાટણનો હાલનો કોટ બાંધવામાં વપરાયા છે એમ માનવામાં આવે છે.[૧]

## સુલતાન મુબારક કુતુબુદ્દીન

અલ્લાઉદ્દીનના મરણ પછી મલીક કાફુરના હાથમાં રાજસત્તા આવી. એણે અલ્લાઉદ્દીનના પાંચ વર્ષના નાના પુત્ર શહાબુદ્દીનને ગાદી ઉપર નામનો બેસાડી પોતે રાજ્યની લગામ હાથમાં લીધી. રાજ્યના ખરા વારસ ખીજરખાનને પહેલો અંધ બનાવ્યો અને શાદીખાનને પણ કેદ કર્યો, અને શાહજાદાની માને કેદમાં રાખી, બીજા પુત્ર મુબારક કુતુબુદ્દીનને અંધ કરવાના ઇરાદાથી મહેલમાં ઓરડામાં પૂરી રાખ્યો. અલ્લાઉદ્દીનના મોટા અમીરો અને મલીકોને પણ મારી નાંખવાનો વિચાર કર્યો. પરંતુ આ બધા અત્યાચારોથી છેડાઈને કેટલાક અમીરોએ એને જ મારી નાંખ્યો અને ખીજરખાનનું વેર વાળ્યું. એમણે બાળક શાહબુદ્દીનને બદલે મુબારક કુતુબુદ્દીનને ગાદીએ બેસાડયો.[૨] આ સુલતાને ગાદી ઉપર આવતાં જ ઐન

---

૧. જુઓ મિરાતે અહમદી ગુ. ભા. ભાગ ૧ લો. નિઝામુદ્દીન ચિસ્તી-કૃત પૃ. ૧૨-૧૩. પ્રો. કૉમીસેરિયેટ અહમદીના ડૉ. બર્ડના ઇતિહાસમાં આપેલા તરજુમા પમાણે આ મસ્જિદ હિંદુ મંદિરમાંથી બનાવી હતી એમ કહે છે જ્યારે નિઝામુદ્દીન ચિસ્તી સાહેબ પોતાના ગૂ. ભાષાંતરમાં હિંદુ મંદિર ફેરવ્યાની વાત ભૂલ છે એમ કહે છે. ડૉ. બર્ડના તરજુમામાં ઘણા થાંભલા હોવાની વાત લખે છે જે વાત ગૂ. ભા. માં નથી. ગૂ. ભા. માં એમ પણ લખે છે કે એ મસ્જિદ ઘણા બાદશાહોના વખતમાં બંધાઈ છે. આ ઉપરથી એમ બને કે અલપખાને સાધારણ બંધાવી હોય ને તેમાં પાછળથી મરામત કે ઉમેરા થયા હોય. અહમદીની જુદી જુદી પ્રતોમાં પણ ફેર છે એમ કહેવાય છે.

૨. તારીખે ફીરોજશાહી. Illiot III. P. 209-211. ઝિયાઉદ્દીન બર્ની સુલતાન મુબારક કુતુબુદ્દીનના વહીવટમાં લોકસ્થિતિનું ઝીણું વર્ણન કરે છે (એ જ. પૃ. ૨૧૧-૨૧૪) અને દારૂની દુકાનો બહુ વધી ગઈ. અનાજ વગેરે જિંદગીની જરૂરિયાતની વસ્તુઓ જેના ભાવ ઉપર અલ્લાઉદ્દીનના વખતમાં

ઉલમુલ્ક મુલતાનીને ગૂજરાતમાં બળવો[1] દાબી દેવા મોટા લશ્કર સાથે મોકલ્યો અને એણે બળવો સમાવી પાટણમાં પાછી વ્યવસ્થા સ્થાપી.

### ઝફરખાન મલીક દીનાર સૂબો

ગૂજરાતમાં બળવાખોરોને વશ કર્યા પછી સુલતાને પોતાના સસરા મલીક દીનારને ગૂજરાતનો સૂબો બનાવ્યો. એણે ગૂજરાતમાં પાછી વ્યવસ્થા સ્થાપી અને રાજાઓ તથા ઠાકોરોને તાબે કર્યા. ઝિયાઉદ્દીન બર્ની કહે છે કે એની વ્યવસ્થાથી લોકો અલપખાનને ભૂલી ગયા.[2] સુલતાને એને ઝફરખાનને ઇલકાબ આપ્યો. આમ અલાઉદ્દીનના મરણ પછી ગૂજરાત અને મહારાષ્ટ્ર પાછું દિલ્હીની સત્તા નીચે ફરીથી આવ્યું; પરંતુ સુલતાન મુબારક આડે રસ્તે ચડી ગયો હતો. એણે ગૂજરાતના પરવારી[3] જાતના એક હલકા માણસ

---

રાજ્ય તરફથી અંકુશ હતો, તેના ભાવ પણ ખૂબ વધી ગયા. સુંદર છોકરા છોકરીઓ ૫૦૦ થી ૨૦૦૦ ટકાની કીમતે વેચવા લાગ્યા, દારૂ અને વ્યભિચારથી સુલતાનની ખરાબી થઈ. લાંચ રુશ્વતનું જોર બહુ વધ્યું.

૧. ઝિયાઉદ્દીન બર્ની આ બળવા અને અલપખાનના મરણ માટે કાંઈક ગોટાળો કરતો જણાય છે. અલપખાનને કમાલુદ્દીન ગરગે માર્યાનું અને ગૂજરાતનો બળવો દબાવવા જતા તેનું જ મરણ થયાનું પૃ. ૨૦૮ માં લખી પૃ. ૨૧૪ માં ઐન ઉલમુલ્ક મુલતાનીને અલપખાનનો બળવો દબાવવા ગૂજરાત મોકલ્યો અને અલપખાનને કમાલુદ્દીનને મારેલો એમ ઊલટું લખે છે. આમાં એની ભૂલ કે તરજુમો કરનારની તે કહી શકાતું નથી. જુઓ Illiot III, P. 208 & P. 214.

૨. તારીખે ફીરોઝશાહી. Illiot III, P. 214.

૩. આ પરવારી એ ગૂજરાતની કઈ જાત છે તે નક્કી થતું નથી. સર હેનરી ઇલિયટ ( Vol. III ) પૃ. ૨૨૧ ની ફૂટનોટમાં એનો એક પાઠ "બરદારાન" Baradārān અને બીજો પાઠ "બરાવન" Barwārn આપે છે. પ્રો. કૉમીસેરિયેટ પૃ. ૧૭ ની ફૂટનોટમાં લખે છે કે ગૂજરાતના અરબી ઇતિહાસમાં (સર ડૅાનસન રૉસે પ્રસિદ્ધ કરેલો ઇતિહાસ) અને બદૌનીના ગ્રંથમાં બરવારી–Borwāri પાઠ આપેલો છે. ફિરિશ્તા પરવારી શબ્દ જ લખે છે.

ઉપર અલ્લાઉદ્દીને કાફુર ઉપર બતાવ્યો હતો એટલો મોહ બતાવ્યો અને ઊંચી પદવીએ ચડાવી ખુશરૂખાનનો ઇલકાબ આપી સેનાપતિ બનાવ્યો. આ ખુશરૂખાન હિંદુમાંથી વટલીને મુસલમાન થયેલો હતો. સુલતાને દેવગિરિ ઉપર ચડાઈ કરી અને ખુશરૂખાનને દક્ષિણમાં આગળ વિજય માટે મોકલ્યો,[૧] અને પોતે દિલ્હી પાછો આવ્યો. ઈ. સ. ૧૬૧૮ માં એણે ગ્વાલિયરના કિલ્લામાં કેદ થયેલા પોતાના અંધ ભાઈઓ ખીજરખાન, શાદીખાન અને શહાબુદ્દીનને મારી નંખાવ્યા. કાંઈ પણ કારણ વગર પોતાના સસરા—ગૂજરાતના સૂબા ઝફરખાન મલીક દીનારને પાછો બોલાવીને મારી નંખાવ્યો. તોબા

પ્રો. કૉમીસેરિયેટ બરવારી ઉપરથી ભરવાડ અગર રબારી કોમ હશે એમ ધારે છે. ભરવાડ કે રબારીમાં પણ લડાયક વૃત્તિ છે ખરી. પરંતુ માત્ર અવાજ ઉપરથી અનુમાન કરવાનું હોય તો પરમાર રજપૂત પણ કેમ ન મનાય? જોકે આ માન્યતાને ખાસ આધાર નથી. પરવારીઓ લડાયક કોમ જેવાં કામ કરે છે અને ખુશરૂખાન પોતે પણ સેનાપતિ થયેલો એટલું જ માત્ર કહી શકાય; પરંતુ પરમાર રજપૂતને હલકી કોમ તરીકે કહેવાય નહિ. ઝિયાઉદ્દીન બર્ની આગળ લખતાં પરવારીઓમાં ખુશરૂખાનના સગા તરીકે એક રણધોલ (Randhol) અને જાહરિયા (Jāhariyā) એવાં નામ લખે છે. એ નામ છે કે અવટંક છે તે સમજવું મુશ્કેલ છે. ગૂજરાતી કઈ જ્ઞાતિમાં એવાં નામ કે અવટંક છે તે શોધવું જોઈએ. (તારીખે ફીરોઝશાહી. Illiot III, પૃ. ૨૨૨). મિરાતે અહમદીના ગુ. ભાષાંતરમાં તેમ જ સર કલાઈવ બેલીના અંગ્રેજી ભાષાંતરમાં પણ પરમાર કોમનો હતો એમ લખે છે. વળી સરબેલી પૃ. ૪૧ ની ફૂટનોટમાં પરમાર નામે એક પક્ષી પકડનારી જાત હતી તે હલકી ગણાતી એમ પણ લખે છે. (જુઓ નિઝામુદ્દીન ચિસ્તી સાહેબની અહમદીનું ગૂ. ભા. પૃ. ૧૫ અને Baily's Gujarat P, 41) આમાં સર બેલી મૂળના શબ્દો આ પ્રમાણે ટાંકે છે: 'હિંદુ બચ્ચા અઝ કોમે પ્રમાર' ( Hindu Bachah az Kam-i-Parmar ). આ ઉપરથી પરવારી એટલે પરમાર હોઈ શકે. લડાયક શક્તિ પરમાર રજપૂત હોવાનું બતાવે છે. પરંતુ પરમાર રજપૂતો હલકા ન હોય ને હલકાં કામ પણ ન કરે.

૧. એ જ પૃ. ૨૧૬, Mabar એટલે મલબાર તરફ મોકલ્યો એમ લાગે છે.

નામના એક હલકા ગૂજરાતીને પણ સુલતાને મોટી પદવી આપી. ઝફરખાનના મરણ પછી ખુશરૂખાનના ભાઈ હિસામુદ્દીનને ગૂજરાતની સૂબાગીરી આપી. પણ આ માણસે પોતાની પરવારી જાતના લોકોની સહાયથી બળવો કરવાનો વિચાર કર્યો. ગૂજરાતનું બાદશાહી લશ્કર

**હિસામુદ્દીન ગૂજરાતીની સૂબાગીરી**

એના હાથ નીચે હતું છતાં બીજા અમીરોએ એને પકડ્યો અને દિલ્હી મોકલી આપ્યો; પરંતુ સુલતાને માત્ર તમાચો મારીને એને છોડી મૂક્યો અને મહેલમાં ફરી નોકરી આપી. એની જગ્યાએ મલીક વહીઉદ્દીન કુરેશીને સૂબો નીમ્યો અને એને સદર ઉલમુલ્કનો ઇલકાબ આપ્યો. એણે વ્યવસ્થા પાછી ઠીક કરી એમ કહેવાય છે.[૧] પરંતુ એ અરસામાં ખુશરૂખાને સત્તાના મદમાં આવીને મહેલમાં પોતાનાં માણસો ખૂબ ભરેલાં તેમની મદદથી સુલતાન મુબારકને મારી નંખાવ્યો; અને અલ્લાઉદ્દીનના આ પુત્રના અંતની સાથે એના વંશની રાજસત્તાનો પણ અંત આવ્યો.[૨]

**પરવારી જાતના ગૂજરાતીઓએ દિલ્હીમાં જમાવેલી સત્તા**

આ પ્રમાણે સુલતાન મુબારકને મારી નાંખ્યા પછી ખુશરૂખાન પરવારીના માણસોએ રાજમહેલમાં સ્ત્રી પુરુષો સાથે અનેક રીતે અત્યાચાર ગુજાર્યા. મધ્ય રાત્રિ હતી છતાં મલીક ઐનઉદ્દીન મુલતાની, મલીક વાહીઉદ્દીન કુરેશી, મલીક ફખરૂદ્દીન જૂના જેવા મોટા અમીરોને બોલાવી મંગાવ્યા.[૩] બધે તાત્કાલિક ભય વ્યાપી રહ્યો હતો

૧. એ જ પૃ. ૨૧૮.

૨. આ બધું વર્ણન તારીખે ફીરોજશાહી, Illiot III માં વિસ્તારથી આપેલું છે તેનો બહુ ટૂંકો સાર લીધો છે.

૩. ઝિયાઉદ્દીન બર્ની લખે છે કે અમીરોની સ્ત્રીઓ ને દાસીઓ પરવારી હિંદુઓને આપી દીધી. ખુશરૂએ પોતાના મામા રણધોલને એક અમીરની મિલકત લઈને આપી અને ખાનખાનાંનો ઇલકાબ આપ્યો, અને પોતાના ભાઈને રામરાયાંનો ઇલકાબ આપ્યો. ઐન ઉલમુલ્ક જેવા કેટલાક જૂના

અને ખુશરૂખાને સર્વોપરી પદ ધારણ કરીને અલ્લાઉદ્દીનના વંશનું નામ નિશાન કાઢી નાંખવા પ્રયત્ન કર્યો, અને પોતે સુલતાન નાસિરૂદ્દીન નામ ધારણ કરીને દિલ્હીની ગાદીએ બેઠો. પરવારીઓમાં સુલતાનના જનાનાની સ્ત્રીઓ અને અમીરોની સ્ત્રીઓને વહેંચી આપી. એણે પોતાને નામે ખુતબો પઢાવ્યો અને સિક્કા પણ પડાવ્યા.[1] પરવારીઓમાં મોટે ભાગે હિંદુઓ જ રહ્યા હતા, એટલે હિંદુઓના હાથમાં તાત્કાલિક સત્તા આવવાથી હિંદુઓમાં ખુશાલી વ્યાપી રહી. આમ બે મહિના કરતાં વધારે સમય વીતી ગયો. અમીરોમાં હવે માત્ર ગાઝી મલીક નામનો બળવાન અમીર નમ્યો નહોતો; પરંતુ એનો પુત્ર ફખરૂદ્દીન જૂના, નવા સુલતાનની નોકરીમાં જોડાયો હતો. નવા સુલતાને ઐનુલમુલ્ક મુલતાની જેવા કેટલાક જૂના અમીરોને પણ મોટા ઇલકાબ આપીને નોકરીમાં કાયમ રાખ્યા હતા, પરંતુ અંદરથી એ લોકો આ ગુજરાતી હિંદુઓની સત્તાને પસંદ કરતા નહોતા. મલીક ગાઝી જે પાછળથી સુલતાન ગિયાસુદ્દીન તુઘલખશાહને નામે પ્રસિદ્ધ થયો તેને વશ કરવા ખુશરૂખાનની ઇચ્છા હતી પણ તેમાં તે ફાવ્યો નહિ. છેવટે ફખરૂદ્દીન જે પાછળથી સુલતાન મુહમ્મદ તઘલખને નામે પ્રસિદ્ધ થયો તે હિંમત કરી પોતાના પિતા પાસે મલીકને જઈને મળ્યો અને એ લોકોએ લડાઈ કરીને ખુશરૂખાન અને એના પરવારી હિંદુઓને હરાવ્યા. ખુશરૂખાન બે મહિના સત્તા ભોગવીને માર્યો ગયો અને બીજા કેટલાક પરવારીઓ ગૂજરાત બાજૂ નાઠા, અને નાસતાં માર્યા ગયા.[2] આમ અલ્લાઉદ્દીનના વંશની સત્તા

---

અમીરોને કાયમ રાખ્યા અને ઐન ઉલમુલ્કને આલમખાનનો ઇલકાબ આપ્યો. (Illiot III, P. 223–224).

૧. એ જ પૃ. ૨૨૪.

૨. વિસ્તૃત વર્ણન માટે જુઓ તારીખે ફીરોઝશાહી. Illiot III. P. 224–229. ઝિયાઉદ્દીન બર્ની આ બાબતનો સમકાલીન લેખક છે. એણે સુલતાન મુબારકના દુર્ગુણો અને પડતીનાં કારણો પ્રામાણિકપણે આપ્યાં છે; પરંતુ

સામે ગૂજરાતે પહેલો બળવો કર્યો. દિલ્હીમાં સત્તા જમાવવા પ્રયત્ન કર્યો પણ તેમાં તે ફાવ્યા નહિ.

### અલપખાનના સમયના લેખો

અલ્લાઉદ્દીનનું મરણ થતાં ગૂજરાતમાં બળવો થયો હતો તેના ઐતિહાસિક ઉલ્લેખોને ખંભાતના હિ. સ. ૭૧૬—ઈ. સ. ૧૩૧૬—ના લેખથી પણ થોડો ટેકો મળે છે. અલ્લાઉદ્દીને ખંભાતની વ્યવસ્થા માટે અગર તો એના રાજ્યના છેવટના ભાગમાં ગૂજરાતમાં થયેલી અશાંતિને દાબવા માટે બહાર બક એટલે સમુદ્રનો અધિકારી નીમ્યો હતો. એનું નામ ઇખ્તિયાર ઉદ્દૌલા હતું. એ હિજરી સ. ૭૧૬—(તા. ૬ સપ્ટેંબર ૧૩૧૬)માં ગુજરી ગયો. એની કબર ખંભાતમાં ત્રણ દરવાજા મૂકયા પછી રાજ્યની કચેરીઓના મકાનમાં આવેલી છે જેના ઉપર આરસમાં સુંદર રીતે કોતરાયેલો લેખ છે. આ લેખમાં એને મોટો અમીર અને શહીદ કહેલો છે. તે ઉપરથી અલપખાનના અમલની આખરના ભાગના બળવામાં એ મરણ પામ્યો હોવો

અલ્લાઉદ્દીનના વંશનો અંત લાવનાર પરવારીઓને ગાળો પણ સારી રીતે ભાંડી છે. અલ્લાઉદ્દીનના વિજયોનો ભારે અને ઝડપી હતા; પરંતુ તેનો સામનો પણ સારી રીતે થયો છે અને એના મરણ પછી એ સામનો વધ્યો છે. એ બળવામાં ગુજરાત પહેલું જ હતું એમ ફિરિસ્તા પણ કબૂલ કરે છે. બીજે કયાં બળવા થયેલા તેની વીગત મળતી નથી. ખુશરૂખાન હિંદુમાંથી વટલેલો હતો પરંતુ તેના સાથી પરવારીઓ હિંદુ હતા. ઝિયાઉદ્દીન બર્ની લખે છે કે મુબારક સુલતાનના મરણથી હિંદુઓને નવો યુગ આવ્યો હોય એવો આનંદ થયો હતો. વળી ખુશરૂખાને જૂના અમીરોને કાયમ રાખ્યા હતા. આ બધું જોતાં આ પરવારીઓ એક તક માત્રનો લાભ લેનારા હતા કે ગૂજરાતને ભાગનાર અલ્લાઉદ્દીનનું વેર લેવાના વ્યવસ્થિત ઇરાદાવાળા હતા તે કહેવું મુશ્કેલ છે. ઝિયાઉદ્દીન બર્નીનું લખાણ એ બાબતમાં એકપક્ષી પણ કેમ ન હોય. જોકે એ વખતમાં હિંદુ કે મુસલમાન માત્ર નોકરી કે પૈસા ખાતર ગમે તેને પક્ષે લડતા એવા ઘણા દાખલા છે તે પણ ભૂલવા જેવું નથી.

જોઈએ. પેટલાદના અર્જુનશાહની કબરના એક લેખમાં પણ આ ઇખ્તિયાર ઉદ્દૌલાનું નામ આવે છે. હિ. સ. ૭૧૩ રમજાન(ડિસેંબર ૧૩૧૩)માં બદરૂદ્દીન દીનારે એક મસ્જિદ બંધાવી તે વખતે સુલતાન અલ્લાઉદ્દીનનું રાજ્ય હતું અને મહાન ઉદાર અલપખાનના વહીવટ દરમ્યાન મુખ્ય અમીર ઇખ્તિયાર ઉદ્દીન હતો એમ લખ્યું છે.[1] પાછળથી ગૂજરાત સલ્તનતના વખતમાં નૌકા સેનાધિપતિને મીરે બહર કહેતા તેમ આ વખતે બહર બક કહેતા એમ સમજાય છે. પોતાની સત્તાની શરૂઆતમાં જ હિંદના મુખ્ય બંદર ખંભાતમાં સમુદ્ર વ્યવહારના નિયમન માટે ખાસ અધિકારી નીમવો પડે એ ખંભાતના સમુદ્ર વ્યાપારની મહત્તા અને અલાઉદ્દીનની કાર્યદક્ષતા સૂચવે છે. અલપખાનનો અમલ પૂરો થતાં જ એ અધિકારીનું શહીદ તરીકે મરણ થયું એ પણ ગૂજરાતમાં કેટલી ભારે અશાંતિ આ તાજા મુસલમાન અમલથી થઈ હશે એ સૂચવે છે.

અલપખાનના સમયનો એક સંસ્કૃત લેખ ખંભાતમાં સ્તંભન પાર્શ્વનાથના મંદિરમાં છે. તેમાં વિ. સં. ૧૩૬૬ આપેલી છે અને અલપખાનને અલ્લાઉદ્દીનનો 'પ્રતિશરીર' કહેલો છે.[2]

## એ સમયના પાટણના મુસલમાન સંતો

મિરાતે અહમદીની પુરવણીમાં કેટલાક મુસલમાન સંતોનો અહેવાલ આપેલો છે તેમાં શેખ મુઈઝુદ્દીન સુલેમાન શહીદ અને મૌલાના યાકુબ એ બેનાં નામ અલપખાનના વખતમાં આવે છે. એ બન્ને સંત પુરુષો પાટણમાં થઈ ગયા. મૌલાના યાકુબ અલપખાનની

---

૧. પ્રો. કૉમીસેરિયેટના અંગ્રેજી ઇતિહાસ પ્ર. ૨ જામાં નિઝામ રાજ્યના પુરાવિદ્ જી. યઝદાનીએ કરેલા લેખોનો તરજુમો આપેલો છે.

૨. શ્રી જિનવિજયજીકૃત પ્રાચીન જૈન લેખસંગ્રહમાંથી મારા ખંભાતના ઇતિહાસમાં એ લેખનો ઉતારો કર્યો છે. (પરિશિષ્ટ)

સાથે પાટણ આવેલા અને અલપખાને બાંધેલી જુમ્મા મસ્જિદમાં શીખવવાનું કામ કરતા.[1]



૧. નિઝામુદ્દીન ચિસ્તીકૃત મિરાતે અહમદીની પુરવણીનું ગૂ. ભાષાંતર પૃ. ૧૧૪–૧૧૭. આ વર્ણનમાં ઇતિહાસની દૃષ્ટિએ બહુ ઊલટું વર્ણન છે. શેખ મૂઈઝુદ્દીન ગૂજરાતમાં સુલતાન અલ્લાઉદ્દીનની સાથે આવ્યા એમ લખ્યું છે. જ્યારે સુલતાન જાતે આવેલો નથી એ આગળ જોયું છે. ચમત્કારની વાતો પણ લખી છે. વળી હિજરી સંવતનાં વર્ષોમાં પણ ભૂલ હોય એમ જણાય છે.

# પ્રકરણ ૧૩ મું

## તઘલખ વંશ

### ગિયાસુદ્દીન તઘલખ

**ખુશરૂખાનની** બાદશાહત ટૂંકો સમય જ રહી. ગાઝી મલીકે છેવટે દિલ્હી ઉપર ચડાઈ કરીને પાટનગર સર કર્યું અને પોતે ગિયાસુદ્દીન તઘલખશાહના નામથી ગાદીએ બેઠો. એણે ગાદીએ આવતાં જ ચારે બાજુ વ્યવસ્થા કરવા માંડી. અલ્લાઉદ્દીનના વંશના બાકી રહેલાઓને છૂટા કરીને સંતોષ્યા. એમ કહેવાય છે કે જમીન મહેસુલમાં એણે સુધારા દાખલ કર્યા અને ખેડુતને કચરી ન નાંખે એવા કર નક્કી કર્યા. ઝિયાઉદ્દીન બર્ની લખે છે કે એણે હિંદુઓ ઉપર કર એવી રીતે નાંખ્યા કે જેથી એમની પાસે ગર્વ કરવા જેટલો પૈસો વધી ન જાય, તેમ જ અસંતોષથી બળવો ન કરે, તે સાથે એકદમ ગરીબાઈમાં આવી જઈ ખેતીને છોડી પણ ન દે. ગિયાસુદ્દીન તઘલખના રાજ્યકાળમાં ગૂજરાતમાં જાણવા જોગ બનાવ નોંધાયો નથી.[1]

### મુહમ્મદ તઘલખનું ચારિત્ર્ય

ઈ. સ. ૧૩૨૦ થી ૧૩૨૫ સુધી ગિયાસુદ્દીન તઘલખનું રાજ્ય રહ્યું, અને તે પછી એનો પુત્ર મુહમ્મદ તઘલખ ગાદીએ આવ્યો. એકલા ગૂજરાતના નહિ પણ આખા હિંદુસ્તાનના સામાજિક ઇતિહાસમાં આ બાદશાહનો અમલ નોંધવા જેવો છે. એને કેટલાક ઇતિહાસકારો ગાંડો કહે છે;[2] પરંતુ શુદ્ધ અર્થમાં એ ગાંડો નહોતો.

---

૧. જુઓ તારીખે ફીરોઝશાહી, પૃ. ૨૨૯–૩૦.

૨ ઝિયાઉદ્દીન બર્ની પોતે પણ લખે છે કે " The mind of Sultan lost its equilibrium " Illiot III. P. 237.

એ સારી કેળવણી પામેલો હતો; એની શૈલી ઉત્તમ હતી; એના અક્ષર સુંદર હતા; કાવ્યશાસ્ત્રનો જ્ઞાતા હતો અને ઉપમામાં નિષ્ણાત હતો; વિચારમાં પણ હોશિયાર હતો; પરંતુ તત્ત્વજ્ઞાનથી એનું હૃદય કોમળ થવાને બદલે કઠણ થઈ ગયું હતું એટલે ધર્મભાવનાથી પ્રેરાયેલી દયા એનામાં હતી નહીં. એટલે એ અનેક અશક્ય વિચારો કરી એને અમલમાં મૂકવા ગમે તેવું જોખમ ખેડતો. આથી લોકોને અનેક જાતના ભારે ત્રાસ વેઠવા પડ્યા અને હિંદુ તેમ જ મુસલમાન બન્ને સાથે એક સરખો કડક વર્તાવ રાખતો.[1] દરેક જાતના લોકો આમ અસંતુષ્ટ થઈ કાં તો રાજ્ય છોડી જતા રહેતા કે બળવો કરતા. આવા બળવા શાંત કરવામાં એની આખી જિંદગી પસાર થઈ અને એને નિરાંતે રાજ્ય કરવાની તક મળી જ નહિ. એના સ્વભાવમાં ઉદારતા ઘણી હતી.[2] એના મનના તરંગ પ્રમાણેની કોઈ વિચિત્ર યોજના પાછળ કે કોઈ રાજપુરુષ કે લેખકને ભેટો આપવા પાછળ એણે ઘણી વાર તિજોરીનું તળિયું જોયેલું. એના વિજયો મોટા અને વિસ્તૃત હતા. લગભગ આખો હિંદુસ્તાન એણે જીત્યો. એની મહત્ત્વાકાંક્ષા ખુરાસાન અને ઇરાક જીતવાની પણ થઈ હતી અને તે માટે ત્યાંના જાણકાર લોકોમાં એણે ઘણું દ્રવ્ય વેર્યું. પણ એ બધું નકામું ગયું.[3] એના સ્વભાવની અસ્થિરતા અને ક્રૂરતાના લીધે આખરે

---

૧. એ જ પૃ. ૨૩૬ અને ૨૩૮ "The punishment of Musalmans, and the execution of true believers, with him became a practice and a Passion." ઝિયાઉદ્દીન બર્ની લખે છે કે મુસલમાનોની આવી કતલ બાબા આદમના વખતથી કોઈ વાર જોવામાં આવી નહોતી. (પૃ. ૨૩૮)

૨. Travels of Ibn Butiuta, Illiot III, P. 585. ઇબ્ન બતુટા પોતાના બાદશાહની ઉદારતાના થયેલા અનુભવ વર્ણવે છે. ઝિયાઉદ્દીન બર્ની પણ એવા ઘણા દાખલા તારીખે ફીરોઝશાહીમાં આપે છે.

૩. આ બધાં વર્ણનની વીગત માટે જુઓ ફીરોઝશાહી. Illiot III, P. 235-242.

ગૂજરાત અને દેવગિરિ સિવાયના બધા જીતાયેલા પ્રાંતો એના હાથમાંથી જતા રહ્યા. લોકો ગરીબ થતા ગયા અને પૈસાવાળા થોડા રહેલા તે બળવાખોર બન્યા. જેમ જેમ પ્રજા અસંતુષ્ટ થઈ બળવાખોર બનતી ગઈ તેમ તેમ બાદશાહ વધારે ક્રૂર થતો ગયો. એક દિવસ એવો નહોતો જતો કે કોઈને દેહાંતની સજા ન થઈ હોય. એના મહેલ સામે હંમેશ માણસોનું લોહી પડેલું જ રહેતું.[1] એની બીકથી એને કોઈ ખરી વાત કહી શકતું નહિ અને કહે તો તેને તે માનતો નહિ. એણે હિંદુસ્તાનમાં જીતેલા દેશોમાં મધ્યસ્થ સમજીને સગવડની ખાતર દિલ્હીથી રાજધાની[2] બદલીને દેવગિરિમાં કરી અને બળજબરીથી દિલ્હીની પ્રજાને સાથે લીધી તેમાં ઘણી પ્રજા હેરાન થઈ. એણે ત્રાંબાના સિક્કા મુખ્ય ચલણ તરીકે ગણાવ્યા તેથી દરેક સોની અને દરેક હિંદુને ત્યાં ટંકશાળ થઈ, અને ચાંદી સોનાના સિક્કાની કિંમત અનેકગણી વધી ગઈ. આથી દેશના વેપાર અને વ્યવહારને ઘણું નુકશાન થયું.[3] એટલે સામાજિક દૃષ્ટિએ એના

---

૧. Ibn Butiuta : Illiot III, P. 612. ઇબ્ન બટુટા લખે છે કે સુલતાનના સ્વભાવમાં વિચિત્ર મિશ્રણ હતું. ગરીબ ઉપર એને દયા હતી અને ગરીબોને પુષ્કળ ધન આપતો. ગરીબના પૈસાદાર થતા. તે સાથે ઘણા જીવતા મરણને શરણ થતા. જ્યારે હિંદુસ્તાનમાં ભયંકર દુકાળ પડેલો અને ઘઉં છ દીનારના એક મણ થઈ ગયા ત્યારે એણે દિલ્હીમાં દરેક ઘર દીઠ છ માસનું અનાજ સરકારી ભંડારમાંથી આપવા હુકમ કરેલો. પરંતુ તે સાથે એની ક્રૂરતા એટલી હતી કે નજીવા અપરાધ ખાતર પણ મોટી સજા કરતો, અને તેમાં માણસના દરજ્જા સામે જોતો નહિ. ઇબ્ન બટુટા કહે છે કે એના મહેલ આગળ કોઈ ને કોઈને મારેલાં તેણે જોયેલાં. ઇબ્ન બટુટા દિલ્હીમાં ઘણાં વર્ષ રહેલો અને એણે આ સુલતાન સાથેના અંગત પરિચયમાં આ બધું નજરે જોયેલું તેથી તે માનવાને વાંધો નથી. એણે પોતાના દેશ આફ્રિકામાં જઈને આ હેવાલ લખ્યો છે તેથી સુલતાનની શરમ તેને હતી નહિ.

૨. તારીખે ફીરોઝશાહી. Illiot III, P. 239.

૩. એ જ પૃ. ૨૪૦

રાજ્યમાં આખા હિંદુસ્તાનમાં ભ્રમણયુગ ચાલુ રહ્યો.

### દેશમાં બધે બળવો

હવે ચારે બાજુએ બળવા થવા માંડયા. એક બળવો શાંત થાય તે પહેલાં બીજો જાગવા લાગ્યો. બાદશાહ દેવગિરિ—જેનું નામ બદલીને હવે દૌલતાબાદ પાડવામાં આવ્યું હતું—હતો ત્યારે મુલતાનમાં બળવો થયો, તે પછી બંગાળામાં થયો, તે પછી મારવાડમાં થયો, ફરી પાછો મુલતાનમાં થયો, તે પછી તૈલંગણમાં વરંગલમાં બળવો થયો. આમ બધે બળવા થયા, અને માત્ર દેવગિરિ અને ગૂજરાતમાં શાંતિ રહી હતી;[1] પરંતુ તે માત્ર તોફાન પહેલાંની શાંતિ જેવી હતી. દેવગિરિના નિવાસ દરમ્યાન અને દરેકને કડક શિક્ષાઓ કરવાના સામાન્ય રિવાજને લીધે દરેક જાતિઓ અને પ્રાંતો બળવા કરવા તૈયાર થઈ રહેતા, અને દિલ્હી તો છેક ખાલી જેવું થઈ ગયું હતું.[2]

### પરદેશી અમીરો

આ વખતે પશ્ચિમ હિંદના કેટલાક ભાગમાં અમીરોનો એક વર્ગ ઊભો થયો હતો તેને "અમીરાને સદહ"—સેંકડાના અમીરો એમ કહેતા. કોઈ એમ પણ માને છે કે આ અમીરો દર એકસો ગામનું મહેસૂલ ઉઘરાવવા માટે નીમાયેલા હતા.[3] ગમે તેમ પણ આ અમીરોની સત્તા ગૂજરાતમાં ખૂબ વધી પડી હતી અને એમની પાસે મોટું લશ્કર ભેગું થયું હતું. આ લશ્કર કોઈ પદ્ધતિસરતું નહોતું

૧. એ જ પૃ. ૨૪૬. વધુ વર્ણન માટે જુઓ પૃ. ૨૪૨ થી ૨૪૬. ઝિયાઉદ્દીન બર્ની આ બધા બળવા શમાવવામાં બીજા ભાગોની સાથે અમદાવાદથી લશ્કર આવ્યું એમ લખે છે. (જુઓ પૃ. ૨૪૮) આ ભૂલ લાગે છે. અમદાવાદ તે વખતે વસ્યું નહોતું. તરજુમો કરનારની ભૂલ હોય કે પછી બીજું કોઈ ઉત્તર હિંદમાં અમદાવાદ હોય.

૨. એ જ પૃ. ૨૪૪.

૩. Baily's Gujarat, P. 43 Note અને પૃ. ૪૪.

પણ પૈસાની ખાતર ગમે તેવા લોકોનું થયેલું હતું. આ અમીરો મોગલોમાંથી નવા થયેલા મુસલમાનો અને અફઘાનોમાંથી પણ થયેલા હતા. એમને દેશ માટે, લોક માટે, કે રાજ્યને માટે કાંઈ લાગણી હતી નહિ. ભરૂચ, ડભોઈ, વડોદરા, દેવગિરિ વગેરે સ્થળોએ આ લોકો સત્તામાં હતા અને મધ્યકાલીન યૂરોપમાં "ફ્રીલાંસર્સ" હતા તેવા લગભગ ગણાતા હતા.[1] પાટણમાં દિલ્હીનો બાદશાહી સૂબો હતો. ગૂજરાત કાઠિયાવાડના બીજા ભાગોમાં, સમય જોઈને ગમે તે સત્તાને નમતું આપે એવા હિંદુ રાજાઓ અને ઠાકોરો હતા, અને દક્ષિણ ગૂજરાતમાં આ અમીરો હતા. આમ ગૂજરાતનું રાજકીય વાતાવરણ વિચિત્ર હતું અને તેની પરિસ્થિતિ ડામાડોળ હતી.[2]

## આ પરદેશી અમીરોનો બળવો

એ વખતે માળવાના સુબા અઝીઝ હીમારે[3] એંશી કરતાં વધારે આવા પરદેશી અમીરોને મારી નંખાવ્યા. બાદશાહે જૂના ખાનદાન અમીરોને બદલે જે હલકા વર્ગના લોકોને ઊંચી પદવીએ[4] ચડાવ્યા હતા તેમાંનો એક અઝીઝ હીમાર હતો અને એનું આ અવિચારી પગલું હતું. આ અમીરોના વધની વાત ડભોઈ અને

---

૧. એ જ પૃ. ૪૩, નોંધ.

૨. આ વસ્તુસ્થિતિ સમાજિક દશાનું સૂચન કરે છે.

૩. ઝિયાઉદ્દીન બર્ની (Illiot III, P. 252). અને Baily's Gujarat P. 45 માં અઝીઝ હીમાર નામ આપેલું છે. જ્યારે પ્રો. કૉમીસેરિયેટ પૃ. ૩૧ માં અઝીઝ ખમાર નામ આપે છે અને તે નામ આપવા માટે આધાર આપેલો નથી.

૪. ઝિયાઉદ્દીન બર્ની, (Illiot III, P. 252-53)માં લખે છે કે "મેં સુલતાન મુહમ્મદ તઘલખ પાસે સત્તર વર્ષ ને ત્રણ મહીના નોકરી કરી અને ઘણાં ઇનામો મેળવ્યાં છે. સુલતાનને હલકા લોકો માટે ઘણી વાર તિરસ્કાર બતાવતો સાંભળ્યો છે. પણ અત્યારે હું એને હલકા ને નાલાયક માણસોને ઊંચે ચડાવતો જોઉં છું અને મારા આશ્ચર્યનો પાર નથી."

વડોદરાના અમીરોને ખબર પડતાં એમણે ગૂજરાતમાં બળવાની શરૂઆત કરી. જ્યાં જ્યાં આ જાતના અમીરો હતા તે બધા ભેગા ચારે બાજુએ બળવામાં જોડાયા. મલીક મુકબીલ જે આ સમયે ગૂજરાતનો સૂબો હતો તે દેશની મહેસુલ અને બાદશાહી ઉપયોગને માટે ઘોડા લઈ વડોદરાને રસ્તે દિલ્હી જઈ રહ્યો હતો. તેના રક્ષણ નીચે કેટલાક વેપારીઓ પણ માલ સાથે જતા હતા. અમીરોએ હુમલા કરીને મલીક મુકબીલ પાસેથી ખજાનો અને ઘોડા લૂંટી લીધા અને વેપારીઓનો માલ પણ લૂંટી લીધો. મલીક મુકબીલ પાટણ પાછો આવ્યો. અમીરોને આ લૂંટનું દ્રવ્ય મળવાથી જોર આવ્યું અને એમણે લશ્કર ભેગું કરી મોટા બળવાની તૈયારી કરી ખંભાત તરફ કૂચ કરી. આ બળવાના સમાચાર આખા ગૂજરાતમાં પ્રસરતાં ખળભળાટ મચી રહ્યો અને ગભરાટ તથા અવ્યવસ્થા થઈ રહી.[૧] હિ. સ. ૭૪૫ના રમજાનમાં (ફેબ્રુઆરી ૧૩૪૫) બાદશાહને મલીક મુકબીલ લૂંટાયાની ખબર પડી અને એની ચિંતા એટલી બધી વધી કે એણે પોતે ગૂજરાત ઉપર ચડાઈ લઈ જવાનો નિશ્ચય કર્યો.

### શેખ મૂઈસુદ્દીન સૂબો અને બળવાખોર અમીરોનો નાશ

આ બળવાના સમાચાર આવતા પહેલાં જ સુલતાને શેખ અલાઉદ્દીન અજોધનીના પુત્ર શેખ મૂઈઝુદ્દીનની ગૂજરાતના સૂબા તરીકે નિમણૂક કરી હતી.[૨] એને ત્રણ લાખ ટંકા આપીને ત્રણ દિવસમાં જ લશ્કર ઊભું કરી પોતાની સાથે લાવવા ફરમાવ્યું. લશ્કરના કેટલાક ભાગને આગળથી ઝડપી કૂચ કરીને પાટણ ઉપર મોકલી આપ્યું.[૩] દિલ્હીનો વહીવટ આ વખતે જાહજાદા ફીરોઝને સોંપ્યો.

---

૧. તારીખે ફીરોઝશાહી. (Illiot III, P. 253)

૨. તારીખે ફીરોઝશાહી. (Illiot III, P. 254)

૩. આ કૂચ વખતે ઝિયાઉદ્દીન બર્ની થોડે સુધી સાથે હતો તે પાછો દિલ્હી ગયો. રસ્તામાં સુલતાને આ ઇતિહાસકારને કેટલાક જાણવા જોગ ઐતિહાસિક સવાલો પૂછ્યા હતા અને મન ખોલીને વાત કરી હતી. બળવા વખતે

હતો.[1] બાદશાહી લશ્કરે બળવાખોરોને હરાવ્યા અને એ લોકો એમના કુટુંબ પરિવાર સાથે દેવગિરિ બાજૂ નાઠા. સુલતાને શેખ મૂઈઝુદ્દીનને પાટણમાં મૂકી મલીક મુકબીલને બળવાખોરોની પાછળ મોકલ્યો અને પાછળ પોતે પણ ભરૂચ તરફ પ્રયાણ કર્યું. નાસતા અમીરો નર્મદા આગળ પકડાઈ ગયા અને તેમનો સરંજામ અને કુટુંબીજનોને પકડીને અમીરોને મારી નાખવામાં આવ્યા. કેટલાક ત્યાંથી પણ નાસી છૂટીને સાલેર મુલ્હેરના હિંદુ રાજા માનદેવને શરણે ગયા; પરંતુ એણે એમને પકડીને કેદ કર્યા અને લૂંટી લીધા. મલીક મુકબીલે જે જે અમીરો હાથ આવ્યા તેમને પકડીને મારી નાખ્યા. કેટલાક જ્યાં ફાવ્યું ત્યાં નાઠા; પરંતુ કેટલાક અમીરો જે ભરૂચમાં હતા અને જે બાદશાહને વફાદાર હતા તેમને પણ પકડીને મારી નાંખવાનો હુકમ થયો. આ વફાદાર અમીરો બળવાખોરોની જાતના હતા એટલો જ માત્ર એમનો ગુનો હતો.[2]

## સુલતાનનો ભરૂચમાં મુકામ

બાદશાહે હવે ભરૂચમાં મુકામ કર્યો. ભરૂચ, ખંભાત અને લગભગ આખા ગૂજરાત પ્રાંતની મહેસૂલ ઘણા વખતથી વસૂલ નહોતી થઈ. એ ખબર પડતાં મલીક મુકબીલને કડક રીતે લખી વસૂલ કરવા હુકમ કર્યો. આ વસૂલાત કરવામાં એવી ક્રૂર વર્તણૂક ચલાવવામાં આવી કે

---

પ્રાચીન સમયના રાજાઓ કેવી અને શા ગુના માટે સજા કરતા વગેરે પૂછ્યું હતું અને બર્નીએ ઇતિહાસજ્ઞને છાજે તેવા જવાબ પણ આપ્યા હતા. ધર્મ પ્રમાણે કેવા ગુનાની સજા થાય તે પણ પૂછ્યું હતું; પરંતુ બધું સાંભળ્યા પછી સુલતાને એટલો જ જવાબ દીધો કે "હું તો સહેજ વહેમ પડતાં, કે સામું બોલવાના કે ઉદ્ધત જવાબના ગુના માટે પણ દેહાન્તની સજા કરવામાં માનું છું અને હું જીવીશ ત્યાં સુધી એમ જ કરવાનો." બર્નીની સાચી સલાહની આમ બેત્રણ વાર સુલતાને અવગણના કરી હતી. ( Illiot III, P. 255-56)

૧. આ શાહજાદો પાછળથી સુલતાન ફીરોઝ તઘલખ તરીકે પ્રસિદ્ધ થયો.

૨. એ જ પૃ. ૨૫૬.

પ્રજામાં ત્રાસ વર્તી રહ્યો. મહેસૂલ આપવામાં સહેજ વાંધો કાઢનારને અગર તો બળવામાં સહેજ પણ મદદ કરી છે એવો વહેમ પડે તો તે બધાને ઠાર કરવામાં આવ્યા.[1] આમ ગૂજરાતમાં બળવો શાંત તો થયો પણ લોકોને ઘણો જ ભય ને ત્રાસ વેઠવાં પડ્યાં.

## મહારાષ્ટ્રમાં બળવો

ભરૂચમાં થોડો સમય સુલતાને મુકામ કર્યો એટલામાં તો દેવગિરિ-દોલતાબાદમાં, સુલતાનની કડક નીતિને લીધે, ખટપટની શરૂઆત થઈ. સુલતાને પોતાના જૂના શિક્ષક કતલઘખાનનો ભાઈ નિઝામુદ્દીન, જે દોલતાબાદનો સૂબો હતો, તેને હુકમ કર્યો કે દોલતાબાદના પરદેશી અમીરોને લઈને એ ભરૂચ આવે. આ પ્રમાણે અમીરોને લઈ હુકમનો અમલ કરવા એ નીકળ્યો. પણ અમીરોને માળવા અને ગૂજરાતના અમીરોની જે સ્થિતિ થઈ હતી તે ઉપરથી ઘણો ડર લાગ્યો, અને એમણે સૂબાને કેદ કરી બળવો કર્યો. આ ખબર સાંભળીને ડભોઈ અને વડોદરાના કેટલાક અમીરો જે નાસીને સાલેર મુલ્હેરના માનદેવ પાસે કેદ હતા તે પણ નાઠા અને દેવગઢ જઈને બળવાખોરોને મળ્યા. બળવાખોરોએ ખજાના લૂંટયા, અને ધારાગિરિનો કિલ્લો તાબે કર્યો. આ પ્રમાણે મહારાષ્ટ્રમાં એમણે સત્તા જમાવી દીધી.[2]

## હસનગંગુ અને દક્ષિણમાં બહમની વંશની સ્થાપના

આ ખબર સુલતાનને ભરૂચમાં મળતાં જ મોટું લશ્કર લઈ એ દેવગિરિ તરફ ગયો. આ લશ્કરે બળવાખોરોને હરાવ્યા અને મખસફખાન જે દેવગિરિમાં સુલતાન થઈ બેઠો હતો તે નાઠો. હસનગંગુ અને બીડરના બળવાખોરો પણ નાઠા. બાદશાહી લશ્કરે દોલતાબાદ સર

૧. એ જ પૃ. ૨૫૬-૫૬.

૨. તારીખે ફીરોઝશાહી. (Illiot III, P. 257-58)

કર્યું અને થોડા જ વખત પૂર્વેના પોતાના જ પ્રાંતના શહેરને લૂંટ્યું.[૧] સુલતાને ઇમાદ-ઉલ-મુલ્ક સરતેઝે સુલતાનીને બંદોબસ્ત કરવા અને આસપાસના મુલકને તાબે કરવા ગુલબર્ગા મોકલ્યો. હસનગંગુ, જે આ બધા અમીરોમાં બહાદુર અને બુદ્ધિમાન હતો, તે હવે લાગ જોઈને સત્તા જમાવવા બેસી રહ્યો હતો. થોડા મહિનામાં જ આ લાગ આવ્યો, અને સુલતાનને ગૂજરાતમાં ફરી જાગેલા બળવાને શમાવવા જવું પડ્યું. એ તકનો લાભ લઈ હસનગંગુએ દૌલતાબાદ ઉપર ચડાઈ કરી અને બાદશાહી લશ્કર સામું ન થઈ શકવાથી ધાત તરફ નાસી ગયું. પરદેશી અમીરોએ ઇસ્માઇલ શાહ નામના એક અમીરને પહેલાં સુલતાન બનાવેલો એ પણ પોતાની સત્તા છોડીને હસનગંગુને તાબે થયો. બીજા અમીરોએ પણ એને સર્વોપરી પદે કબૂલ રાખ્યો. આમ હસનગંગુ અબુલ મુઝફ્ફર અલાઉદ્દીન બહમન-શાહ નામ ધારણ કરી તા. ૩ જી ઑગસ્ટ ૧૩૪૭ ને રોજ મહારાષ્ટ્રનો સ્વતંત્ર સુલતાન બન્યો. અને દક્ષિણના પ્રસિદ્ધ બહમની વંશનો સ્થાપનાર થયો.[૨]

## ગૂજરાતમાં ફરી બળવો

સુલતાન દક્ષિણમાં હતો ત્યારે ગૂજરાતમાં ફરી બળવો થયાના

---

૧. એ જ પૃ. ૨૫૮. ઝિયાઉદ્દીન બર્ની લખે છે કે બાદશાહી લશ્કરે દૌલતાબાદમાં હિંદુ મુસલમાન વેપારીઓ અને લડવૈયાઓ બધાને લૂંટ્યા. દૌલતાબાદ થોડા જ સમય પૂર્વે મુહમ્મદ તઘલખને તાબે હતું. એટલે આમ પોતાની જ પ્રજાને લૂંટવાનું કાર્ય વિચિત્ર છે. કદાચ એ લોકે બળવાખોરોને મદદ કરી હશે એમ ધારી લૂંટ્યા હોય; પરંતુ ઘણે ભાગે એ સમયની નીતિ જ એવી હતી.

૨. હસનગંગુ ઈરાનના ઇસ્ફંદિયારના પુત્ર બહમનના કુળમાંથી આવેલો છે એમ પોતે માનતો અને તેથી બહમની નામ ધારણ કર્યું હતું. સામાન્ય લોકકથામાં આ બહમની વંશને બ્રાહ્મણી વંશ કહેવાય છે. (જુઓ પ્રો. કોમીસેરિયેટનો અંગ્રેજીમાં લખેલો ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૩૪, નોંધ ૧.)

સમાચાર મળ્યા. સેનાપતિ મલીક સુલતાનીનો ગુલામ તઘી નામનો એક માણસ જે જાતનો મોચી હતો તેણે આ બળવો ઉઠાવ્યો હતો. બાકી રહેલા પરદેશી અમીરો પણ એની સાથે ભળી ગયા. ગૂજરાતના બીજા કેટલાક ઠાકોરો અને અમલદારો પણ એને મળ્યા. આ બધું લશ્કર એકઠું કરીને તઘી પાટણ ઉપર ચડાઈ લઈ ગયો અને ત્યાંના સૂબા શેખ મૂઈઝુદ્દીનને કેદ પકડ્યો અને એના નાયબ સૂબા મલીક મુઝફ્ફરને મારી નાંખ્યો. પાટણથી તઘીએ ખંભાત તરફ કૂચ કરી અને એ શહેરને લૂંટ્યું. ત્યાંથી હિંદુ અને મુસલમાનોનું લશ્કર ભેગું કરીને ભરૂચના કિલ્લા તરફ ઊપડ્યો. સુલતાનને આ સમાચાર મળતાં જ દેવગિરિની વ્યવસ્થા કરીને લશ્કર લઈને ભરૂચ તરફ રવાના થયો. આ વખતે રસ્તામાં દિલ્હીથી ફીરોઝ તઘલખ, મલીક કબીર અને અહમદ અયાઝ તરફથી દેવગિરિની ફતેહ બાબત મુબારકબાદીનો સંદેશો લઈ તારીખે ફીરોઝશાહીનો કર્તા ઝિયાઉદ્દીન બર્ની સુલતાનને આવીને મળ્યો, અને ગૂજરાતમાં સુલતાનના લશ્કરની સાથે જ રહ્યો. આ વખતે એક વાર સુલતાને ઇતિહાસકાર સાથે મન ખોલીને વાત કરી, અને કહ્યું કે જો આ બધા પરદેશી અમીરોને પહેલેથી જ મારી નાખવામાં આવ્યા હોત તો બધી મુશ્કેલી ઊભી થાત નહિ. તઘી જે સુલતાનનો ગુલામ હતો, તેને પણ કાં તો મારી નાંખ્યો હોત કે એડનના રાજા તરફ મોકલી આપ્યો હોત તો આ બળવો પણ ઊઠત નહિ. આ સાંભળી ઝિયાઉદ્દીન બર્નીના મનમાં ખરી વાત સુલતાનને સંભળાવી દેવાનું થઈ આવ્યું. આ બધું, સુલતાનની નજીવા કારણો માટે ભારે સજાઓ, અને ક્રૂર સ્વભાવને લીધે થાય છે, અને સજાઓ બંધ થાય તો બધું શાંત થાય એમ કહી દેવાનું એને મન થયું. પણ સુલતાનના સ્વભાવથી એ ડરી ગયો અને કાંઈ બોલ્યો નહિ. એને એમ લાગ્યું કે આવા સ્વભાવના માણસને કાંઈ પણ શિખામણની અસર થશે નહિ.[૧]

---

૧. તારીખે ફીરોઝશાહી. (Illiot III. P. 258–60) તઘીને મુંબઈ ગેઝેટિયર ૧, ભાગ ૧ માં મલીકતુઘાન કહ્યો છે. પૃ. ૨૩૧.

હવે સુલતાને નર્મદાને સામે કિનારે પડાવ નાંખ્યો, અને આ સમાચાર મળતાં તઘી ત્રણસો સવારો સાથે ખંભાત બાજૂ નાસી ગયો. સુલતાને મલીક યુસુફ બઘડાને બે હજાર સવારો સાથે એની પાછળ મોકલ્યો. ચાર પાંચ દિવસ પછી તઘી સાથે એને લડાઈ થઈ એમાં મલીક યુસુફ માર્યો ગયો, અને બચેલા સવારો ભરૂચ તરફ નાઠા. આ વિજયની ખુશાલી ખાતર પાટણનો સૂબો શેખ મૂઈઝુદ્દીન, જે તઘી પાસે કેદ હતો, તેને તઘીએ મારી નાંખ્યો.[1] આ સમાચાર સુલતાનને મળતાં એણે નર્મદા ઓળંગી અને ભરૂચમાં આવીને મુકામ કર્યો, અને તઘીની સામે કૂચ કરવાની ઝડપી તૈયારી કરવા માંડી. આ ખબર સાંભળી તઘી ખંભાતથી આસાવળ આવ્યો અને સુલતાન પાછળ પડ્યો છે એમ જાણીને ત્યાંથી પાટણ તરફ ગયો.

## કડી પાસે લડાઈ

સુલતાન મુહમ્મદ તઘલખે આસાવળ આવીને પડાવ નાંખ્યો. આસાવળમાં એને એક મહિનો રહેવું પડ્યું, કારણ સખત વરસાદને લીધે લડવાનું મુશ્કેલ હતું, અને લશ્કરના ઘોડાઓની સ્થિતિ પણ સારી નહોતી. બળવાખોર તઘીને આ સમાચાર પાટણમાં મળ્યા એટલે એ આસાવળ તરફ ચડાઈ કરવાને લશ્કર લઈને નીકળ્યો અને રસ્તામાં કડી[2] પાસે મુકામ કર્યો. સુલતાનને આ સમાચાર

---

૧. આ શેખ મૂઈઝુદ્દીન અને મિરાતે અહમદીમાં શેખ મૂઈઝુદ્દીન નામનો સંત પાટણમાં થઈ ગયો-જેનું વર્ણન આગળ કરેલું છે-તેમાં કાંઈ ગોટાળો લાગે છે. સંતની બાબતમાં અલ્લાઉદ્દીન ખીલજી સાથે એ પાટણ આવ્યો અને ત્યાંથી સુલતાન ભરૂચ ગયો એમ લખ્યું છે જે એક રીતે મુહમ્મદ તઘલખ સાથે મળતું આવે છે. અલ્લાઉદ્દીન તો ગૂજરાતમાં આવ્યો જ નથી. આ બાબતમાં મિરાતે અહમદીની પુરવણીમાં સંતોના વર્ણનમાં ગોટાળો તો છે જ. છતાં વખતે મૂઈઝુદ્દીન નામના બે માણસો પણ સંભવે. સંત મૂઈઝુદ્દીનની પાછળ સુલેમાન નામ લખેલું છે.

૨. તારીખે ફીરોઝશાહીમાં "કડા" Karra લખ્યું છે પણ કડી બંધબેસે છે. કડા નામે પણ ગામ છે પણ તે આઘું રહી જાય છે.

પહોંચતાં જ સખત વરસાદની દરકાર કર્યા વગર પોતે લશ્કર લઈને કડી આવ્યો અને ખૂનખાર યુદ્ધ જામ્યું. તઘીએ પોતાના યોદ્ધાઓને બરોબર લડે તે માટે ખાસ દારૂ પાયો હતો તેથી તેઓ માથું મૂકીને લડ્યા; પરંતુ સુલતાનના હાથીના લશ્કર આગળ ન ફાવવાથી હાર્યા અને પાટણ તરફ પાછા નાઠા. આમાં ઘણા કેદીઓ પકડાયા અને સુલતાને તેમને મારી નંખાવ્યા. સુલતાને મલીક યુસુફ બઘડાના પુત્રને લશ્કર આપી બળવાખોરની પાછળ મોકલ્યા. તઘી પોતે પાટણ આવી પોતાનું કુટુંબ અને થોડા વફાદાર અનુચરો સાથે લઈ કાઠિયાવાડ તરફ નાસી ગયો.[1] સુલતાને પાટણ આવીને સહસ્રલિંગ સરોવરને કાંઠે બગીચામાં પડાવ નાંખ્યો. પાટણમાં થોડા દિવસના નિવાસ દરમિયાન એણે ગૂજરાતના વહીવટની વ્યવસ્થા કરવા માંડી. ગૂજરાતના રજપૂત ઠાકોરો, રાણાઓ અને મંદિરના મહંતો આવીને સુલતાનને નમ્યા અને સુલતાનની સત્તા કબૂલ કરી શિરપાવ લઈ પાછા ફર્યા. તઘીના કેટલાક સરદારો માંડલ અને પાટડીના રાણાને આશરે ગયા હતા તેમને એ રાણાએ મારી નાંખી તેમનાં માથાં અને તેમની સ્ત્રીઓ વગેરેને સુલતાનની પાસે મોકલી આપ્યાં, અને આ સેવાના બદલામાં સુલતાને રાણાને શિરપાવ અને મોતીની માળાઓ આપી.[2]

### પાટણમાં નિવાસ અને ગૂજરાતની વ્યવસ્થા

આ વખતે દક્ષિણમાંથી હસનગંગુ સુલતાન અલ્લાઉદ્દીન બહમની નામ ધારણ કરી ગાદીએ બેઠાના અને દોલતાબાદ સર કર્યાના સમાચાર આવ્યા અને સુલતાન બહુ જ ખિન્ન થયો.[3]

---

૧. એ જ પૃ. ૨૬૧. એમાં પાટણથી કંતબરાહી ગયો અને ત્યાંથી ગિરનાર બાજૂ ગયો એમ લખ્યું છે. આ સ્થળ કયું તે નક્કી થયું નથી.

૨. એ જ પૃ. ૨૬૧.

૩. હસનગંગુએ દક્ષિણમાં રાજ્ય સ્થાપ્યું તે આગળ જોઈ ગયા છીએ. આ સમાચાર સુલતાનને પાટણમાં મળ્યા.

એણે દિલ્હીથી શાહજાદા ફીરોઝ અને અહમદ અયાઝ વગેરે અમીરોને દોલતાબાદ મોકલવા બોલાવ્યા પણ પછીથી ગૂજરાત–કાઠિયાવાડ બરોબર સર કરી તઘીને પકડવાની ઇચ્છાથી દક્ષિણની ચડાઈનો વિચાર માંડી વાળ્યો.[૧] આ કારણથી સુલતાને ત્રણ ચોમાસાં ગૂજરાતમાં ગાળ્યાં.[૨] પાટડી અને માંડળમાં સુલતાન થોડો સમય રહ્યો હતો.

## ઇતિહાસકાર ઝિયાઉદ્દીન બર્નીની શાણી સલાહનો સુલતાને કરેલો ઇન્કાર

આમ મહારાજ્યમાં એક પછી એક અનેક દિશાએ ગરબડ થયા કરવાથી સુલતાન હવે નિરાશ થઈ ગયો હતો. આ વખતે એણે એક વાર તારીખે ફીરોઝશાહીના કર્તા ઝિયાઉદ્દીન બર્નીને બોલાવ્યો અને પોતાનું દિલ ખોલ્યું. એણે કહ્યું કે “ મારું મહારાજ્ય રોગગ્રસ્ત બન્યું છે અને એને કોઈ જાતની દવા લાગુ પડતી નથી. કોઈ વૈદ્ય શિરોવેદના મટાડે તો તાવ ચડે, તાવ ઉતારવાનો પ્રયત્ન કરે તો બીજું કોઈ દરદ થઈ આવે; આ પ્રમાણે મારા રાજ્યમાં પણ થાય છે. એક જગાએ બળવો શાંત થાય છે ત્યારે બીજી જગાએ જાગે છે. એક પ્રાંતમાં શાંત થાય છે તો બીજા પ્રાંતમાં નવો બળવો ઊભો થાય છે. આમ આખા રાજયમાં અવ્યવસ્થા ચાલી રહી છે. ભૂતકાળના રાજાઓએ આવી વખતે શું કર્યું છે તે કહો.”[૩]

બર્નીએ જવાબ દીધો કે “બધી રાજકીય મુશ્કેલીઓમાં જ્યારે લોકલાગણી વિરુદ્ધ થઈ જાય છે અને બધી જાતના લોકોનો વિશ્વાસ

---

૧. Illiot III, P. 261–62.

૨. સુલતાને ગૂજરાતમાં ત્રણ ચોમાસા ગાળ્યાં તેમાંનું પહેલું ઈ. સ. ૧૩૪૮ માં માંડલ ને પાટડીમાં ગાળ્યું અને બાકીનાં બે કાઠિયાવાડમાં ગાળ્યાં. એમાંનું એક ચોમાસું ગિરનાર પાસે જૂનાગઢમાં ગાળ્યું હતું. Illiot III, P. 263.

૩. તારીખે ફીરોઝશાહી. Illiot III, P. 262–63.

ચાલ્યો જાય છે ત્યારે એ મુશ્કેલી બહુ જ ભારે થઈ પડે છે.[1] અસલના રાજાઓ, જ્યારે લોકોનો વિશ્વાસ ગુમાવ્યો છે એમ સમજતા, ત્યારે કોઈ લાયક વારસને ગાદી આપીને પોતે નિવૃત્ત થઈ જતા અને રાજ્યના વહીવટમાં માથું મારતા નહિ. કેટલાક રાજાઓ ડાહ્યા પ્રધાનોને વહીવટ સોંપી પોતે મોજમઝામાં સમય ગાળતા. આ રીતે પ્રજા જો વેર લેવાની તીવ્ર લાગણી ન ધરાવે તો રાજ્યની મુશ્કેલીઓ ધીમે ધીમે દૂર થતી." આ શાણી શિખામણ સુલતાનને ગળે ઊતરી નહિ. એણે કહ્યું કે "હું શાહજાદા ફીરોઝ, અહમદ અયાઝ વગેરેને વહીવટ સોંપીને યાત્રાએ જઈ શકું; પરંતુ હાલ તો હું પ્રજા સાથે રીસે ભરાયો છું. હું લોકલાગણી જાણું છું અને પ્રજાનાં દુઃખો પણ જાણું છું. પણ હું તેનો જે રસ્તો કાઢું છું તેની કાંઈ અસર થતી નથી. તેથી મારી સામે થનાર માટે મારી પાસે એક જ રસ્તો છે અને તે તરવાર."[2]

## ગિરનારનો કિલ્લો સર કર્યો

આગળ જોયું તેમ તઘી કાઠિયાવાડ બાજૂ ગયો હતો તે હવે જૂનાગઢના રા'ને આશરે રહ્યો હતો. સુલતાને કાઠિયાવાડમાં ચડાઈ કરી ત્યારે રા'ખેંગારને બાદશાહી લશ્કરના બળની ખબર પડી જવાથી એણે તઘીને કેદ કરીને બાદશાહને સોંપી દેવાનો વિચાર કર્યો; પરંતુ આ વાતની જાણ તઘીને વહેલી પડી જવાથી તે સિંધ તરફ નાસી ગયો અને ઠઠ્ઠાના જામને આશરે જઈને રહ્યો. સુલતાને જૂનાગઢ ઉપર ચડાઈ કરી ગિરનારનો કિલ્લો સર કર્યો. અને રા'ખેંગાર નાસી જતાં પકડાયો અને કેદ થયો. આ વર્ષાઋતુ સુલતાને જૂનાગઢમાં ગાળી મુલકની વ્યવસ્થા કરવા માંડી. દરિયા કિનારાનાં સ્થળો તાબે

---

૧. એ જ પૃ. ૨૬૩. 'of all political ills, the greatest and most dire, is a general feeling of aversion and a want of confidence among all ranks of the people."

૨. એ જ, પૃ. ૩૬૩.

કર્યા,અને કાઠિયાવાડના ઠાકોરો ને રાણાઓ સુલતાનને નમ્યા.[1] સુલતાને પોતાના તરફથી સોરઠનો વહીવટ કરવા જૂનાગઢમાં એક મહેતો નીમ્યો.[2]

### ગોંડલમાં નિવાસ

જૂનાગઢ અને ગિરનાર સર કર્યા પછી સુલતાન મુહમ્મદે ઈ. સ. ૧૩૫૦ નું, ત્રીજું ચોમાસું પણ ગૂજરાત-કાઠિયાવાડમાં ગાળ્યું. આ વખતે બાદશાહી નિવાસ ગોંડલમાં રહ્યો, અને તબિયત તાવથી બગડવાથી આ નિવાસ પ્રમાણમાં લાંબો પણ થયો. આ વખતે દિલ્હીથી મલીક કબીરના મરણના સમાચાર આવવાથી એના મનને આઘાત લાગ્યો. એણે અહમદ અયાઝ અને મલીક મકબુલને લશ્કર સાથે દિલ્હીનો વહીવટ જોવા મોકલ્યા, અને પોતાની મોટી બહેન ખુદાવંદ ઝાદાને, અને મખદુમઝાદા તથા બીજા મુરબ્બીઓ અને વિદ્વાનોને પણ ગોંડલમાં તેડાવ્યા. કેટલાક અમીરોનાં કુટુંબોને પણ ગોંડલમાં બોલાવ્યાં.[3] આ નિવાસ દરમિયાન સુલતાને કાઠિયાવાડમાં કેટલાંક કાંઠાનાં સ્થળો કબજે કર્યાં અને પીરમના પ્રખ્યાત મોખડાજી ગોહેલને હરાવ્યો.[4]

### ઠઠ્ઠા તરફ પ્રયાણ

હવે સુલતાને તઘીની પાછળ સિંધ જવા માટે નિશ્ચય કર્યો. માંદગીમાંથી ઊઠ્યા પછી બરોબર શક્તિ આવી નહોતી છતાં પણ એની હિંમત અમાપ હતી. દિલ્હીથી આવેલા અમીરો અને સગાઓ સાથે સારું લશ્કર આવી પહોંચ્યું હતું. કાઠિયાવાડથી સિંધમાં જઈ સિંધુ નદી તરીને ઠઠ્ઠા જવા માટે દીબાલપુર, ઉચ્છ, શિવિસ્તાન, અને

---

૧. એજ, પૃ. ૨૬૩-૬૪.

૨. મિરાતે અહમદીનો તરજુમો કરતાં સર ક્લાઈવ બેલી ( Baily's Gujarat, P. 55–Note ) લખે છે કે મૂળ ફારસીમાં महता શબ્દ છે તે ઉપરથી સોરઠના વહીવટ સામે હિંદુ સૂબો નીમેલો હોવો જોઈએ.

૩. તારીખે ફીરોઝશાહી. Illiot III, P. 254.

૪. ફોબ્સની રાસમાળામાં આ વર્ણન આપેલું છે તે આગળ જોઈશું. મુસલમાન ઇતિહાસકારો આ બાબત કાંઈ લખતા નથી.

મુલતાનથી અનેક નૌકાઓ પણ આવી હતી. ફરઘનના સુલતાન તરફથી મધ્ય એશિયામાંથી અલતુન બહાદુર નામનો અમીર પાંચ હજાર ઘોડેસવારના મોગલ લશ્કર સાથે મદદ માટે આવી પહોંચ્યો હતો. આ બધા સાથે સુલતાન મુહમ્મદે સિંધુ નદી ઓળંગી અને નગર ઠઠ્ઠાના સુમડાઓને અને તેમનો આશ્રય લઈ બેઠેલા બળવાખોર તઘીને હરાવવા પ્રયાણ કર્યું.[1]

### મુહમ્મદ તલઘખનું મરણ

આ સવારી ઠઠ્ઠાથી ત્રીસ કોશ દૂર હતી એવામાં સુલતાનની તબિયત ફરી બગડી. એણે મુહર્રમ માસની દસમી તારીખનો ઉપવાસ કર્યો હતો અને તેના પારણા કરતી વખતે માછલી ખાધી તે તેને સદી નહિ, અને તાવ આવ્યો. આમ છતાં વહાણમાં સિંધુ નદીમાં ઠઠ્ઠા તરફ પ્રયાણ ચાલુ રાખ્યું અને ઠઠ્ઠા હવે માત્ર ચૌદ કોશ દૂર રહ્યું; પણ સુલતાનની તબિયત વધારે બગડતી ગઈ. લશ્કર તો સુમડાઓને અને તઘીને હરાવી ઠઠ્ઠા સર કરવા તલપાપડ થઈ રહ્યું હતું; પરંતુ સુલતાનની તબિયત જોઈને હિંમત હારી ગયું. લશ્કરીઓને પણ પોતે દિલ્હીથી અને પોતાનાં કુટુંબીજનોથી હજાર માઈલ દૂર હતા, અને આ રણભૂમિમાં પોતાની દશા પણ સુલતાનના જેવી થાય એવો ડર લાગ્યો; અને લડવાને બદલે ઘર તરફ જવાનો વિચાર કરતા ઢીલા બની ગયા. રાજા ઢીલો થતાં આખું લશ્કર ઢીલું બને એવું હિંદના ઇતિહાસમાં અનેક વાર બન્યું છે તેમ બન્યું. તા. ૨૧ મુહર્રમ હિ. સ. ૭૫૨–તા. ૨૦ માર્ચ ૧૩૫૧, નગર ઠઠ્ઠાની નજીક, સિંધુ નદીને કાંઠે આ મહાન પણ વિચિત્ર સુલતાને આ દુનિયાનો ત્યાગ કર્યો. અકબરના સમયનો ઇતિહાસ બદૌની લખે છે તેમ 'સુલતાન લોકોથી છૂટયો અને લોકો સુલતાનથી છૂટયાં.'[2] આમ હિંદુસ્તાનના મુસ્લિમ ઇતિહાસમાં પ્રકૃતિના એક વિલક્ષણ મિશ્રણવાળા બાદશાહનો અંત આવ્યો.

---

૧. તારીખે ફીરોઝશાહી. Illiot III. P. 164.

૨. બદૌની મનતુખ બુત્તવારીખ–ઇંગ્રેજી તરજુમો. ( Ranking )

# પ્રકરણ ૧૪ મું

## સુલતાન ફીરોઝશાહ તઘલખ

### ફીરોઝશાહ તઘલખ – એનું ચારિત્ર્ય

મુહમ્મદ તઘલખને પુત્ર નહોતો, એટલે એની પછી એણે યુવરાજ તરીકે નીમેલો એનો ભત્રીજો ફીરોઝશાહ તઘલખ તા. ૨૪ મુહર્રમ ૭૫૨–ઈ. સ. ૧૩૫૧–૨૩ માર્ચમાં ગાદીએ આવ્યો. લશ્કર અને બીજા બધા અમીરોએ ગાદીને માટે એને પસંદ કર્યો.[૧] સુલતાન ફીરોઝશાહમાં ઘણા સારા ગુણ હતા. એણે રાજ્યની મહેસૂલને લગતા કેટલાક સુધારા અને સારા કાયદા કર્યા. પહેલાંના સુલતાનોના સમયમાં મહેસૂલને અંગે રૈયતને જે ત્રાસ પડયો હતો તે બધો કાયદા કરીને દૂર કર્યો અને અમલદારોને તે પ્રમાણે વર્તવા અને ઠરાવથી વધારે મહેસૂલ ન લેવા સખ્તાઈ કરી.[૨] પોતાને માટે કે રાજ્યને માટે કાપડ વગેરે જે કાંઈ જોઈએ તે પૈસા આપી ખરીદ કરવું એવા હુકમ કર્યા અને એના રાજ્યમાં પ્રજા પૈસેટકે સુખી થઈ.[૩] અલ્લાઉદ્દીનના વખતમાં અનાજ વગેરેના ભાવનું નિયમન કરવા કાયદા થયા હતા, પણ સોંઘવારી થઈ નહોતી. મુહમ્મદ

---

૧. તારીખે ફીરોઝશાહી-ઝિયાઉદ્દીન બર્ની. Illiot III. P. 266–67 અને શમ્સે સિરાજ અફીફકૃત તારીખે ફીરોઝશાહી–એ જ પૃ. ૨૭૭-૭૮.

૨. શમ્સે સિરાજકૃત ફીરોઝશાહી. એ જ. પૃ ૨૮૯–૯૦. શમ્સે સિરાજ અફીફ લખે છે કે પહેલાં મહેસૂલ એટલી અને એવી રીતે વસૂલ થતી કે ઘણી વાર એક ગાય સિવાય કાંઈ ખેડૂત પાસે રહેવું નહિ.

૩. એ જ પૃ. ૨૯૦ અને પૃ. ૩૪૪–૪૫. ઘઉં આઠ જિતલના મણ અને ચણા ચાર જિતલના મણ હતા. જિતલ કયો સિક્કો એ સમજાતું નથી.

તઘલખના વખતમાં તો પુષ્કળ મોંઘવારી અને દુકાળો પડ્યા હતા; પણ ફીરોઝશાહના વખતમાં સારી વ્યવસ્થાને લીધે દેશમાં સોંઘવારી કાયમ રહી. અનાજની પેઠે બીજી વસ્તુઓ પણ સોંઘી હતી. એને બાગ-બગીચાનો પણ ઘણો શોખ હતો. બેકાર માણસોને કામ અને રોજી આપવામાં એ ખાસ અંગત કાળજી રાખતો.[1] એ દાનશીલ હતો અને તે માટે એણે દીવાને ખૈરાત નામનું ખાસ ખાતું રાખ્યું હતું.[2] ગરીબ લોકોને માટે રાજ્યને ખર્ચે દવાખાનાં કાઢ્યાં હતાં અને એમાં અન્ન પણ મફત આપવામાં આવતું.[3] એ ન્યાયપ્રિય હતો અને એની સુવ્યવસ્થાથી લોકો પહેલાંના સુલતાનોનો ત્રાસ વીસરી ગયા.

## એના રાજ્યમાં હિંદુઓ

પરંતુ આ બધા ગુણ સાથે એનામાં કેટલીક ખામીઓ પણ હતી. એની હિંદુ પ્રજા સાથેના વર્તાવમાં એ સમતુલા જાળવી શક્યો નહિ. એ ધર્મચુસ્ત મુસલમાન હતો. પહેલાંના બાદશાહો પોતાના ખાનગી ઓરડાઓમાં સુંદર ચિત્રો રાખતા તે રિવાજ એણે ધર્મ વિરુદ્ધ હોવાથી બંધ કર્યો. માત્ર બાગબગીચાનાં ચિત્રો જ રાખવામાં આવતાં.[4] હિંદુઓ ઉપર જિઝયા વેરો નાખવામાં આવ્યો હતો પણ પહેલાંના બાદશાહો બ્રાહ્મણો પાસે એ વેરો લેતા નહોતા. ફીરોઝશાહે બ્રાહ્મણો હિંદુ ધર્મના નેતા છે એમ કહીને તેમની પાસે વેરો લેવાનું ઠરાવ્યું. આ જાહેરાત સાંભળીને બ્રાહ્મણોએ ભેગા થઈને બાદશાહને અરજ કરી કે બ્રાહ્મણો પાસેથી આજ સુધી કોઈએ વેરો લીધો

---

૧. એ જ પૃ. ૩૫૫. બેકારોને પોતાની પાસે લાવવાનો કોટવાલને હુકમ હતો.

૨. એ જ પૃ. ૩૬૧.

૩. એ જ પૃ. ૩૬૧. આ દવાખાનાને 'શિફાખાનાં' (Sbifa Kbānā) કહેતા. શમ્સે સિરાજ અફીફ લખે છે કે સુલતાન માંદા માણસો તરફ બહુ દયાળુ હતો.

૪. એ જ. પૃ. ૩૬૨-૬૩.

નથી; અને જો જિઝયા વેરો માફ[1] કરવામાં નહિ આવે તો બધા બ્રાહ્મણો મહેલ સામે અગ્નિપ્રવેશ કરીને મરી જશે; પરંતુ આ ધમકીની કાંઈ અસર સુલતાન ઉપર થઈ નહિ. છેવટે બ્રાહ્મણોએ મહેલની સામે બેસીને સત્યાગ્રહ કર્યો અને ઘણા દિવસ સુધી ઉપવાસ કર્યા, જેથી ઘણા તો મરવા જેવા થઈ ગયા; પરંતુ એથી પણ સુલતાનનું મન પીગળ્યું નહિ. છેવટે બીજા હિંદુઓએ બ્રાહ્મણોને સમજાવ્યા અને વેરો તેમના વતી પોતે આપવા કહ્યું. આમ થવાથી આ સત્યાગ્રહ બંધ રહ્યો; અને બ્રાહ્મણોએ છેવટે બીજા કરતાં પોતાની પાસેથી ઓછા પ્રમાણમાં વેરો લેવાની બાદશાહને અરજ કરી અને તે અરજ એણે માન્ય રાખી.[2] એક વખત એક મંત્રશાસ્ત્રી બ્રાહ્મણને જીવતો બાળી મૂકવાનો દાખલો પણ નોંધાયેલો છે.[3]

---

૧. શમ્સે સિરાજ અફીફકૃત તારીખે ફીરોઝશાહી. Illiot III. P. 365–66. એ જમાનામાં ઉપવાસ અને સત્યાગ્રહનો આ દાખલો રસમય છે. પહેલાંના બાદશાહોના વખતમાં બ્રાહ્મણો ઉપર જિઝયા વેરો નહોતો તે પણ સૂચક છે. જિઝયા વેરો એ લશ્કરમાં ન જોડાનાર દરેક ઉપરનો વેરો–પછી તે ગમે તે જાતિનો હોય–એમ કેટલાક મુસલમાન વિદ્વાનોનું કહેવું છે. હિંદુઓ પણ મુસલમાન રાજ્યકર્તાના લશ્કરમાં જોડાતા હતા અને બિનલશ્કરી મુસલમાન પાસેથી આ વેરો લેવાનું જાણવામાં આવ્યું નથી. કદાચ લશ્કરમાં જોડાનાર હિંદુ પાસેથી ન લેવાતો હોય. સામાન્ય રીતે હિંદુઓ પાસેથી જ આ વેરો લેવાતો.

૨. એ જ પૃ. ૩૬૫–૬૬. આ સત્યાગ્રહમાં બ્રાહ્મણો ન ફાવ્યા. સત્યાગ્રહના પ્રાચીન અને પૌરાણિક કાળના આવા દાખલાઓ જોતાં એમ જણાઈ આવે છે કે સત્યાગ્રહ સફળ થાય તે માટે ઘણે ભાગે સત્યાગ્રહ કરનારા બન્ને પક્ષો વચ્ચે કોઈ જાતની સમાન ભૂમિકા જોઈએ. પછી તે ભૂમિકા સમાન લોહી કે જાતિની હોય, સમાન ધર્મની હોય, કે છેવટે લાંબા સમયના સહવાસની હોય. એમાંનું કાંઈ પણ ન હોય તો સત્યાગ્રહ સફળ થવો મુશ્કેલ બને છે.

૩. એ જ પૃ. ૩૬૫. આ બ્રાહ્મણને બાળેલો તે શમ્સે સિરાજ અફીફે નજરે જોયેલું. ઝિયાઉદ્દીન બર્ની કરતાં ફીરોઝશાહની હકીકત આ લેખકે વધારે ઝીણવટથી લખી છે.

સુલતાન ફીરોઝે પોતાનું એક ટૂંકું આત્મચરિત લખ્યું છે.[1] એમાં એ નિખાલસ રીતે કબૂલ કરે છે કે હિંદુઓને હિંદુ તરીકે એ સજા કરતો નહિ, પણ મૂર્તિપૂજાનો નાશ કરવા મંદિરો તોડી નાંખતો અને તેની જગાએ મસ્જિદો બનાવતો.[2] હિંદુઓનાં ધાર્મિક પુસ્તકો બાળી નાંખવાનો હુકમ પણ એણે કરેલો.[3] મુસલમાન ધર્મની વિરુદ્ધ એક પંથનો ફેલાવો કરનાર એક શેખ જે અન માહરૂનો શિષ્ય હતો, અને જેનો પંથ ગૂજરાતમાં હતો, તેનો પણ એણે પકડીને સજા કરી, એના પુસ્તકને બાળી નંખાવ્યું.[4] સુલતાન પોતે જ લખે છે કે જિઝયા વેરો નાંખવાથી ઘણા લોકો મુસલમાન બન્યા, અને વેરામાંથી બચવા ઉપરાંત ઈનામ અને માન મેળવ્યું.[5]

સુલતાન ફીરોઝશાહ તઘલખે સાડત્રીસ વર્ષ જેટલું લાંબું રાજ્ય કર્યું એમાં ગૂજરાતને લગતા ખાસ મોટા બનાવો બન્યા નથી. ઉપર વર્ણન કરેલા બનાવો સ્પષ્ટ રીતે દિલ્હીની આસપાસ બનેલા છતાં તે સુલતાનના ચારિત્ર્ય અને સ્વભાવને લગતા હોવાથી, અને એ જમાનામાં રાજ્યની આબાદી રાજ્યકર્તાના અંગત ચારિત્ર્ય ઉપર આધાર રાખતી હોવાથી, અત્રે આપવા યોગ્ય ધાર્યા છે. સુલતાનના

---

૧. એનું નામ ફુતુહાતે ફીરોઝશાહી છે. ઇલિયટે ભાગ ૩ જા માં પૃ.૩૭૪થી૪ એનો તરજુમો કર્યો છે.

૨. એ જ પૃ. ૩૮૦–૮૧.

૩. એ જ. પૃ. ૩૮૧.

૪. એ જ પૃ. ૩૭૯–૮૦. ફીરોઝશાહ લખે છે કે આ શેખ "હું ઈશ્વર છું" એમ કહેતો અને તેના શિષ્યો "તમે જ છો, તમે જ છો" એમ જવાબમાં કહેતા.

૫. એ જ પૃ. ૩૮૬. ઝિયાઉદ્દીન બર્ની વગેરે ઇતિહાસ લેખકો અલ્લાઉદ્દીનના માનીતા મલીક કાફુર માટે ખરાબ લખે છે જ્યારે ફીરોઝશાહ એને બુદ્ધિમાન અને ડાહ્યો વજીર હતો એમ લખે છે. ફીરોઝશાહે મલીક કાફુરની કબરની મરામત કરાવી. (પૃ. ૩૮૪)

લાંબા રાજ્યકાળમાં એની નીતિની અસર ગૂજરાત ઉપર થઈ ન હોય એમ માનવાને કારણ નથી.

## સિંધ ઉપર ચડાઈ

ગાદીએ આવ્યા પછી લગભગ બાર વર્ષે ઈ. સ. ૧૩૬૨ માં સુલતાને સિંધમાં ઠઠ્ઠાના જામ ઉપર ભારે ચડાઈ લઈ જવાનો નિશ્ચય કર્યો અને આગળની એક વખતની પોતાની પીછેહઠનું વૈર લેવા ધાર્યું. એક મોટું લશ્કર તૈયાર કરવામાં આવ્યું, જેમાં નેવું હજાર ઘોડેસવાર અને ૪૮૦ હાથીઓ હતા. આ લડાઈમાં શત્રુને હરાવતા પહેલાં જ રોગ અને દુકાળ જણાવા લાગ્યા. રોગ સુલતાનના ઘોડાઓને ખાસ લાગુ પડ્યો અને લગભગ પોણા ભાગ ઉપરના ઘોડા મરણ પામ્યા. અનાજ પણ ખૂબ મોંઘું થઈ ગયું. સુલતાને પોતાના સલાહકારોને બોલાવી મંત્રણા કરી, અને ગૂજરાત તરફ જઈને લશ્કરને ફરીથી સજ્જ કરવા નિશ્ચય કર્યો.[1]

## ગૂજરાત આવતાં પડેલી વિપત્તિઓ

પરંતુ હજી ભાગ્ય સવળું નહોતું. ગૂજરાતનો રસ્તો બતાવનારા ભોમિયાઓએ દગો કરીને અવળો રસ્તો બતાવ્યો અને લશ્કરને કચ્છના રણમાંથી દોરવા માંડ્યું. દુકાળને લીધે અનાજ એટલું મોંઘું થઈ ગયું હતું કે એક શેર અનાજ એકથી બે ટંકામાં મળતું,[2] અને તદ્દન ખૂટી પડ્યું હતું. લશ્કરને મરેલાં જનાવરોનું સડેલું માંસ ખાવું પડતું અને ચામડાં ઉકાળીને પણ પીવાં પડતાં. માણસો છેક નિરાશ થઈ ગયાં અને દરેકને અંતકાળ પાસે આવતો દેખાયો.

---

૧. શમ્સ સિરાજકૃત તારીખે ફીરોઝશાહી. Illiot III, P. 324–25.

૨. એજ પૃ. ૩૨૪. એ લેખક આગળ જણાવી ગયો છે કે સુલતાન ફીરોઝના વખતમાં અનાજ સસ્તું હતું અને ચણા તો ચાર જિતલના શેર મળતા. આ ઉપરથી આ વખતે અનાજ બારથી સોળગણું મોંઘું થઈ ગયું હતું એમ સમજાય છે.

ઘોડાઓ મરી જવાથી મોટા મોટા ખાન અને મલીકોને પગપાળા ચાલવું પડ્યું હતું. પગે ચાલવાથી, ખાવાપીવાનું ન મળવાથી, અને રણની ભયંકરતાથી તેમ જ ઘરથી ને સગાંવહાલાંથી બહુ દૂર હોવાથી દરેક જણ છેક કંટાળી ગયા હતા. પાણી એટલું બધું ખારું મળતું કે જીભ ઉપર મૂકતાં જ તે ડરી જતું. આ ખારા રણમાં લાવવા માટે બાદશાહે એક ભોમિયાને ગરદન માર્યો. બીજાઓને હુકમ કર્યો કે મીઠું પાણી ગમે ત્યાંથી લાવો અને સારા મુલકમાં તુરત જવાય એવો રસ્તો બતાવો. ઘણી મુશ્કેલીએ થોડું પાણી મેળવી શકાયું.[1] આ ખારું રણ પસાર થયા પછી પણ એવું વેરાન બીજું રણ આવ્યું કે જ્યાં એક પક્ષી પણ ઊડે નહિ, કે એક તણખલું પણ ઊગે નહિ. છ મહિના આમ રણમાં ઘણા દુઃખમાં પસાર કર્યા પછી આખરે ગૂજરાતની ભૂમિ આવી.[2] છ મહિના સુધી સુલતાનના અને લશ્કરના કાંઈ પણ સમાચાર ન મળવાથી પાટનગરમાં ઘણી ચિંતા થવા લાગી અને લશ્કર આખું નાશ પામ્યું છે એમ સંદેહ પડવા લાગ્યો. આ વખતે ખાનજહાન ઝફરખાને સમયસૂચકતાથી વ્યવસ્થા જાળવવાથી રાજ્યમાં ખાસ ઉત્પાત થયો નહિ.

## અમીર હુસેન સૂબો

સુલતાન ગૂજરાતમાં આવી પહોંચ્યો ત્યારે અમીર મીરાંનો પુત્ર અમીર હુસેન ગુજરાતનો સૂબો હતો, અને એને નિઝામુલ્મુલ્ક, મલીક ઉશ્શર્ક, અને નેકનામ એવા ખિતાબો હતા. એ હોશિયાર વહીવટદાર ગણાતો હતો; પણ સુલતાન એના ઉપર ક્રોધે ભરાયેલો હતો. એણે સુલતાનને સિંધમાં અને રણમાં કાંઈ મદદ ન મોકલી અને લશ્કરની મોટી ખુવારી થઈ તે માટે સરળ રીતે જવાબ માંગ્યો અને એને

---

૧. એ જ પૃ. ૩૨૫. આગળ પૃ. ૩૨૬માં લેખક લખે છે કે સુલતાને પ્રાર્થના કરી એટલે આકાશમાં વાદળાં આવ્યાં અને વરસાદ પણ પડ્યો તેથી મીઠું પાણી પુષ્કળ મળ્યું. આ કેટલે અંશે સત્ય હશે તે કહેવું મુશ્કેલ છે.

૨. એ જ પૃ. ૩૨૫.

હોદ્દા ઉપરથી બરતરફ કર્યો.[૧]

### ફીરોઝ તઘલખ ગૂજરાતમાં

આ વખતે (ઈ. સ. ૧૩૬૩) આખું ચોમાસું સુલતાને ગૂજરાતમાં લશ્કરની વ્યવસ્થામાં અને નવું લશ્કર ઊભું કરવામાં, ઘણા ઘોડા નાશ પામ્યા હોવાથી નવા ઘોડાઓ મેળવવામાં, દુઃખી થયેલા લશ્કરીઓને અને એમના કુટુંબીઓને રાજ્યની તિજોરીમાંથી પૈસાની મદદ કરવામાં ગાળ્યું. આ બધી તૈયારી કરી એને ઠઠ્ઠા ઉપર ફરીથી સફળ હુમલો કરવાનો વિચાર હતો. દિલ્હીથી ખાનજહાને પણ લશ્કર અને સરંજામ મોકલી આપ્યો. સુલતાને ગૂજરાતની આખી આવક જે બે કરોડ ટંકા જેટલી હતી તે બધી આ નવું લશ્કર વ્યવસ્થિત કરવામાં વાપરી.[૨]

### ઝફરખાન, અને તેના પુત્રની સૂબાગીરી

હવે સુલતાને ઠઠ્ઠા તરફ પ્રયાણ કરવાનું નક્કી કર્યું તે વખતે દક્ષિણમાં દૌલતાબાદથી હસનગંગુના જમાઈ બહેરામખાન તરફથી સમાચાર આવ્યા કે તેની અને હસનગંગુના પુત્રની વચ્ચે તકરાર પડી છે અને સુલતાન પોતે જ આવીને દૌલતાબાદની ગાદી લઈ શકે છે; પરંતુ સુલતાને ઠઠ્ઠા જવાનું પસંદ કર્યું. ગૂજરાતની સૂબેદારી માટે પહેલાં એણે મલીક નાયબ બારબકને પસંદ કર્યો; પણ પછી એની અને ઝફરખાનની પસંદગીમાં કઈ સારી, અને એ બેમાં ઈશ્વરી પસંદગી કોના ઉપર ઊતરે છે તે જોવા માટે કુરાનેશરીફમાં શુકન જોતાં પસંદગી ઝફરખાન ઉપર ઊતરવાથી, ઝફરખાનને ગૂજરાતનો સૂબો નીમી,[૩] સુલતાન ઠઠ્ઠા તરફ ઊપડયો. આ ઝફરખાન[૪] બંગાળના

---

૧, શમ્સે સિરાજ અફીફકૃત તારીખે ફીરોઝશાહી. Illiot III, P. 326-27.

૨. એ જ પૃ. ૩૨૭-૨૮.

૩. એ જ પૃ. ૩૨૯.

૪. ગૂજરાતમાં ઝફરખાન નામના ત્રણ સૂબા થઈ ગયા. પહેલા અલ્લાઉદ્દીનના

સોનાર ગામના સુલતાન ફખરુદ્દીનનો જમાઈ થતો હતો, અને બાદશાહતનો મોટો અમીર હતો, અને બંગાળથી નાસીને દિલ્હી આવતાં સુલતાન ફીરોઝે એનો સત્કાર કર્યો હતો. એના ગૂજરાતના વહીવટની ખાસ હકીકત મળતી નથી. એ ઈ. સ. ૧૩૭૧-૭૨ માં ગુજરી ગયો અને એના પુત્ર દરિયાખાનને એનો ઇલકાબ આપીને ગૂજરાતનો સૂબો નીમ્યો; પરંતુ એને બદલે ખરો વહીવટ એના નાયબ શમ્સુદ્દીન અનવરખાને કર્યો.[1]

## શમ્સુદ્દીન દામઘાનીનો સૂબો

પરંતુ આ સૂબાનો વહીવટ લાંબો સમય ટક્યો નહિ. હિ. સ. ૭૭૮ (ઈ. સ. ૧૩૭૬)માં ગૂજરાતની મહેસૂલ ખૂબ ઘટી ગઈ. તે ઉપરથી શમ્સુદ્દીન દામઘાની નામના અમીરે, દર વર્ષે ચાલીસ લાખ ટંકા રોકડા, એકસો હાથી, બસો આરબ ઘોડા, હિંદુઓ અને હબસીઓ મળીને ચારસો ગુલામો, દિલ્હી મોકલવાની કબૂલાત આપી; પરંતુ બાદશાહે ન્યાયની ખાતર ઝફરખાનના નાયબ શમ્સુદ્દીન અનવરખાનને[2] પુછાવી જોયું કે આ શરત તેને કબૂલ છે કે નહિ.

ગૂજરાતના સૂબાએ આ શરત અશક્ય છે એમ જવાબ દીધાથી સુલતાને શમ્સુદ્દીન દામઘાનીને ગૂજરાતનો સૂબો નીમ્યો.[3]

---

પુત્ર સુલતાન મુબારકના વખતમાં મલીક હોનાર ઝફરખાન; બીજો ઉપર કહ્યો તે સોનાર ગામનો ઝફરખાન, અને ત્રીજો આગળ ઉપર આવશે તે વજીર ઉલ્મુલ્કનો પુત્ર ઝફરખાન જે પાછળથી સુલતાન મુઝફ્ફરખાન નામથી ગૂજરાતની સ્વતંત્ર સલ્તનતનો સ્થાપક થયો હતો.

૧. પ્રો. કૉમીસેરિયેટનો અંગ્રેજીમાં લખેલો ઇતિહાસ, પૃ. ૪૫.

૨. આ શમ્સુદ્દીન અનવરખાનનું નામ તારીખે મુબારકશાહી (Illiot III, P. 12)માં મલીક ઝિયાઉલ્મુલ્ક મલીક શમ્સુદ્દીન અબુરજી એવું આપેલું છે.

૩. તારીખે મુબારકશાહી (Illiot IV. P. 12-13). યહયાબીન અહમદકૃત વધારા માટે જુઓ Bom. gaz. I, part I, P 231, અને Baily's Gujarat, P. 58.

હવે શમ્સુદ્દીન દામઘાની પોતે કબૂલેલી શરત પાળી શક્યો નહિ એટલે એણે બળવો કરવાનો વિચાર કર્યો. પોતે ધારેલી મહેસૂલની રકમ ઊભી કરવા માટે એણે ગૂજરાતમાં જુલ્મ પણ કરવા માંડ્યો, અને તેથી પ્રજા તેની વિરુદ્ધ થઈ ગઈ હતી. પરદેશી અમીરો—અમીરાંનેસદહ—જેમણે મુહમ્મદ તઘલખ સામે બળવો કર્યો હતો—એમાંથી બાકી રહેલા અમીરોએ પણ આ જુલ્મી સૂબા સામે સક્રિય વિરોધ કર્યો. આ બધા સમાચાર મળવાથી સુલતાને પણ ગૂજરાતમાં લશ્કર મોકલ્યું અને ગૂજરાતના લોકો ઠાકોરો અને પરદેશી અમીરો જેમના ઉપર સૂબાએ જુલ્મ ગુજાર્યો હતો, તેમની મદદથી દામઘાનીને હરાવી મારી નાંખ્યો અને એનું માથું દિલ્હી મોકલી આપ્યું.[1]

દામઘાનીના મરણ પછી મલીક મુફર્રા સુલતાનીને ફરહત ઉલ્મુલ્કનો ખિતાબ આપીને ગૂજરાતનો સૂબો નીમ્યો. એનો બીજો ખિતાબ રાસ્તીખાન હતો.[2] અમીરની સૂબાગીરી ઈ. સ. ૧૩૭૭ થી ૧૩૯૧ સુધી લગભગ પંદર વર્ષ સુધી રહી. આ વખતે બાદશાહ ફીરોઝશાહ તઘલખ વૃદ્ધ થઈ ગયો હતો. એના અમલના છેલ્લા વર્ષમાં એક મલીક યાકુબનો સિકંદરખાનને ખિતાબ આપીને ગૂજરાતની સૂબાગીરી ઉપર મોકલવામાં આવ્યો હતો.[3] પણ ફરહત ઉલ્મુલ્ક રાસ્તીખાને અમીરાંનેસદહની મદદથી એને હરાવી મારી નાંખ્યો.[4] ફરહત ઉલ્મુલ્ક સ્વતંત્ર થવા ઇચ્છતો હતો એમ પણ કહેવાય છે. એણે હિંદુઓ સાથે સારાસારી રાખી હતી અને હિંદુ ઠાકોરો અને રાજાઓ એની મદદે હતા. આથી કેટલાક ચુસ્ત મુસલમાન અમીરોએ બાદશાહને ફરિયાદ પણ કરી હતી કે મૂર્તિપૂજાને

૧. તારીખે મુબારકશાહી. પૃ. ૧૩. આમાં અમીરાંનેસદહ તરીકે મલીક શેખુલમુલ્ક ફખરુદ્દીનનું નામ આપ્યું છે.

૨ એજ પૃ. ૧૪.

૩. એજ પૃ. ૧૬.

૪. એજ પૃ. ૧૬. અહીં મલીક મુફર્રાને ખંભાતનો અમીર કહ્યો છે.

દબાવી દેવાને બદલે આ સૂબો ઉત્તેજન આપે છે.[1] આમ બધા જ ચુસ્ત મુસલમાન અમીરો અને સરદારો એની સામે થઈ ગયા, અને એ જમાનો પણ ચુસ્ત ધર્માંધતાનો હતો.

### સુલતાન ફીરોઝનું મરણ અને તે પછી બે બાદશાહો

હવે હિ. સ. ૭૯૦, રમજાન તા. ૧૮, ઈ. સ. ૧૩૮૮ તા. ૨૬ સપ્ટેંબરમાં સુલતાન ફીરોઝશાહ તઘલખ મરણ પામ્યો. એના અમીરોએ એના પૌત્ર ગિયાસુદ્દીન તઘલખને ગાદીએ બેસાડયો પણ એનું રાજ્ય લાંબો વખત રહ્યું નહિ. મુહમ્મદ તઘલખ બીજો, જેને ફીરોઝે થોડો વખત વારસ ઠરાવ્યો હતો. તેને ગિયાસુદ્દીન સાથે યુદ્ધ થયું તેમાં તે હાર્યો, પણ ગિયાસુદ્દીન મોજમજાહમાં પડી ગયો હતો. તેને હિ. સ. ૭૯૧, ઈ. સ. ૧૩૮૯ માં મલીક રુકનુદ્દીન નાયબે મારી નાંખ્યો. આમ છ મહિના એનું રાજ્ય રહ્યું. એની પછી સુલતાન ફીરોઝના બીજા પુત્રનો પુત્ર અબુબકર ગાદીએ આવ્યો, એની અને મુહમ્મદ તઘલખ બીજા વચ્ચે પણ લડાઈ ચાલ્યા જ કરી અને એમાં છેવટે મુહમ્મદ જીત્યો અને અબુબકરને એણે કેદ કર્યો.[2]

### જફરખાન બિન વજીહ ઉલ્મુલ્કની સૂબાગીરી અને અહમદશાહનો જન્મ

મુહમ્મદ તઘલખ બીજાના વખતમાં ફરહત ઉલ્મુલ્ક રાસ્તીખાને ગૂજરાતમાં બળવો કર્યાના સમાચાર દિલ્હી પહોંચ્યા અને આગળ જણાવી તે ફરિયાદો પણ પહોંચી. સુલતાન મુહમ્મદે સાધુપુરુષોની સલાહ લઈને વજીહ ઉલ્મુલ્કના પુત્ર ઝફરખાનને મુઝફ્ફરખાનનો ઇલકાબ

૧. આ માટે તારીખે ફિરિસ્તાનો આધાર છે, અને હિંદુ ઠાકોરો સાથેનો સહકાર સૂચક છે. હિંદુઓ સાથે સહકાર વગર તે વખતે સફળ વહીવટ અશક્ય હતો.

૨. તારીખે મુબારકશાહી. Illiot IV, P. 18-20. Baily's Gujarat, P. 73. ગિયાસુદ્દીન તઘલખને તા. ૧૯ ફેબ્રુઆરી ૧૩૮૯ને દિવસે મારી નાંખવામાં આવ્યો.

આપીને લશ્કર સાથે ગૂજરાતનો બળવો શમાવી દેવા મોકલ્યો. એને ઈ. સ. ૧૩૯૧ માં ગૂજરાતની સૂબાગીરી ઉપર નીમીને રાજાને છાજે તેવા લાલ છત્ર સાથે અણહિલ્લવાડ પાટણ તરફ મોકલ્યો. બાદશાહ જાતે એને વળાવવા ગયો, અને પુત્ર તાતારખાનને પોતાના પુત્ર જેવો ગણીને દિલ્હીમાં પોતાની પાસે રાખ્યો. ઝફરખાન આમ પાટણ તરફ કૂચ કરતો હતો એવામાં એના પુત્ર તાતારખાનની બેગમે દિલ્હીમાં પુત્રનો જન્મ આપ્યો છે એવા સમાચાર આવ્યા.[1] આ બાળકનું નામ અહમદ પાડવામાં આવ્યું અને તે આગળ ઉપર ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીનો વંશકર્તા અને ગૂજરાતના પાટનગર અહમદાબાદ–અમદાવાદનો સ્થાપક થયો.

આમ કૂચ કરતો ઝફરખાન નાગોર પાસે આવ્યો ત્યારે ખંભાતના કેટલાક રહેવાસીઓ રાસ્તીખાન વિરુદ્ધ ફરિયાદ લઈને આવ્યા હતા તે તેને મળ્યા, અને એણે તેમને ઘટતું કરવા વચન આપીને સંતોષ્યા. પાટણ આવી પહોંચ્યા પછી ઝફરખાને રાસ્તીખાનને કહેવડાવ્યું કે ભૂલ કબૂલ કરી તાબે થવું એ સારો રસ્તો છે અને સુલતાન એની માફી બક્ષશે.[2] પણ આ શિખામણ રાસ્તીખાને માની નહિ અને દસથી બાર હજારનું લશ્કર જે મોટે ભાગે હિંદુઓનું બનેલું હતું તે લઈને લડવા સામો આવ્યો. બન્ને લશ્કર ગાંભુ[3] પાસે મળ્યાં

---

૧. મિરાતે સિકંદરી. Baily's Gujarat, P. 73-74

૨. પ્રો. કૉમીસેરિયેટ ફિરિસ્તાને આધારે ઝફરખાને આશાવલ આવી બીજો સંદેશો કહેવડાવ્યો એમ લખે છે પણ તેને સિકંદરીનો ટેકો નથી. ઝફરખાન આશાવલ આવી પાછો પાટણ જઈ પછી પાટણ પાસે ગાંભુ આગળ લડયો હોય એમ સંભવે નહિ. ફિરિસ્તાની ભૂલ લાગે છે. સિકંદરી રાસ્તીખાનને નાઝીમ બે નાઝીમ એટલે સૂબાગીરીને લાયક નહિ એવો સૂબો કહે છે. ખંભાતથી ફરિયાદ કરનારા મુસલમાન હોવા જોઈએ, હિંદુઓ રાસ્તીખાન સામે ફરિયાદ કરે નહિ.

૩. પ્રો કૉમીસેરિયેટ, બેલી અને બર્ડને આધારે આ લડાઈ કંબોઈમાં થઈ એમ લખે છે; પરંતુ બેલીએ અંગ્રેજીમાં Kāmbhu શબ્દ લખ્યો છે.

અને લડાઈ થઈ તેમાં રાસ્તીખાન હાર્યો અને માર્યો ગયો. આ લડાઈમાં ઈ. સ. ૧૩૯૨, તા. ૪ થી જાન્યુઆરી, ૭ મી સફર ૭૯૪ને દિવસે વિજય મળ્યો અને ઝફરખાને ત્યાં જિતપુર નામે ગામ વસાવ્યું.

**ઝફરખાનની સત્તાની જમાવટ અને દિલ્હીમાં બે સુલતાનો**

જિતપુર વસાવ્યા પછી હિ. સ. ૭૯૫ (ઈ. સ. ૧૩૯૩) માં ખંભાત તરફ ગયો અને એ બાજુનો મુલક તાબે કરીને વ્યવસ્થા કરી. ખંભાતથી એ પાટણ આવ્યો અને આ જીતના સમાચારથી બાદશાહ મુહમ્મદશાહ તઘલખ બીજાએ ઝફરખાનને ખરીતો મોકલ્યો. તેમાં પોતાના હાથથી એને "બરાદર અમ મજલીસ આલીખાન" અને "આઝમ હુમાયુ" વગેરે ઇલકાબો લખ્યા હતા. હિ. સ. ૭૯૬, ઈ. સ. ૧૩૯૪ માં સુલતાન મુહમ્મદ તઘલખ બીજો મરણ પામ્યો, અને એનો મોટો પુત્ર હુમાયુખાન અલ્લાઉદ્દીન નામ ધારણ કરીને ગાદીએ આવ્યો. પણ દોઢ મહિનામાં જ તેનું મરણ થવાથી તેનો ભાઈ મહમૂદખાન નાસિરુદ્દીન મહમૂદશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો. આ ફેરફારને ગૂજરાત સાથે કાંઈ સંબંધ હતો નહિ. ગૂજરાતમાં ઝફરખાન પોતાની સત્તા જમાવતો હતો. ગૂજરાત કાઠિયાવાડ અને સરહદના બધા ભાગમાં લશ્કર લઈને એણે કાયદો અને વ્યવસ્થા સ્થાપિત કર્યાં; અને વ્યવસ્થા થવાથી દેશની આબાદી પણ વધી.[1]

---

ગને બદલે ક ફારસીમાં લખે છે. તેથી આ શબ્દ સ્પષ્ટ રીતે ગાંભુ જ છે, કંબોઈ નથી. ગાંભુ પાટણની પાસે આવેલું મોટું ગામ છે. જુઓ Baily's Gujarat, P. 75. સિકંદરીના ગુ. ભા. માં મોઝે સનહુમન લખ્યું છે. પૃ ૧૧.

૧. Baily's Gujarat, P. 75. સિકંદરીના ગુ. ભા. માં બાદશાહે ઝફરખાનને લખેલા શબ્દો આ પ્રમાણે છે: "મારા ભાઈ, પરમ મિત્ર, મહા માનવંત, ન્યાયી, ઉદાર, રાજ્ય અને ધર્મના સંરક્ષક, મુસલમાનોના ભૂષણ આઝમ હુમાયું ઝફરખાન."

## આ સમયના સંતપુરુષો

આ સમયના એક સંત પાટણમાં થઈ ગયા. એમનું વર્ણન મિરાતે અહમદીમાં કર્યું છે. એમનું નામ મખ્દુમુલ આલમ (જગતમાં પૂજનીય) હતું. જે વખતે ઝફરખાન દિલ્હીથી લશ્કર લઈને રાસ્તીખાનને વશ કરવા પાટણ આવ્યો ત્યારે તેઓ પાટણમાં હતા. રાસ્તીખાન ખંભાત હતો. ઝફરખાન આ સંતપુરુષને મળ્યો અને એમણે એને સુપ્રસિદ્ધ મખદુમ જહાનિયાં સાહેબ તરફથી મળેલી એક તલવાર આપીને કહ્યું કે આ તલવારથી તમે રાસ્તીખાનને ઠાર કરશો, અને ગૂજરાતના માલિક થશો. આ મખદુમુલ આલમ સાહેબના કહેવાથી ઝફરખાન પાટણમાં મલીક સંજર અલપખાને બંધાવેલી મોટી જુમ્મા મસ્જિદમાં, જે જગાએ મખદુમ જહાનિયાં સાહેબે આવીને નિમાજ પઢેલી, ત્યાં દસ દિવસ રહ્યો. મખદુમુલ સાહેબના કહેવાથી ઝફરખાને એ મસ્જિદના ચોકમાં એક ઘુંમટ બંધાવ્યો અને મસ્જીદની દીવાલને કાંગરાં મુકાવ્યાં. આ સમયમાં પાટણમાં શેખ હિસામુદ્દીન ઉસમાન અને સૈયદ હુસેન ખંગ સવાર નામે બીજા બે સંતપુરુષો પણ થઈ ગયા.[1]

આગલા પ્રકરણમાં સુલતાન મુહમ્મદ તઘલખના વખતમાં ઇબ્ન બટુટા નામનો આફ્રિકાનો એક મુસલમાન મુસાફર હિંદમાં આવ્યો હતો અને દિલ્હીમાં સુલતાનની ઉદારતાનો સ્વાદ પણ એણે ચાખ્યો હતો. સુલતાને એને કાજી બનાવ્યો હતો, અને છેવટે પોતાના રાજ્યના એલચી તરીકે ચીન મોકલ્યો હતો.[2] આ મુસાફર ચીન જતાં ઈ. સ. ૧૩૪૨ માં ગૂજરાતના બંદરોએ આવ્યો હતો અને એણે ગૂજરાતના કિનારાનાં કેટલાંક સ્થળોનું વર્ણન કરેલું છે.

---

૧ મિરાતે અહમદીની પુરવણી. ગુ. ભા. પૃ. ૧૧૭-૧૧૮.

૨. Illiot III માં એક પરિશિષ્ટમાં આ બાબત માટે અને સુલતાનના સ્વભાવ માટે ઇબ્ન બટુટાએ કરેલું વર્ણન આપેલું છે જેનો ઉલ્લેખ આગલા પ્રકરણમાં કર્યો છે.

### ઇબ્ન બટુટાએ કરેલું ખંભાતનું વર્ણન

પોતાના એલચીખાતા સાથે ચીન જતાં, હિંદમાં જ એ લૂંટાયો અને નાસતાં નાસતાં પોતાનાં માણસો સાથે દૌલતાબાદમાં ભેગો થઈ, ચીનનું વહાણ પકડવા માટે ગૂજરાતના ખંભાત બંદરે આવી પહોંચ્યો. ખંભાતને માટે એ મુસાફર લખે છે કે પહોળી નદી જેવી દરિયાની એક ખાડી ઉપર ખંભાત આવેલું છે. ત્યાં ઓટ વખતે વહાણો કાદવમાં પડયાં હોય છે અને ભરતી વખતે પાણીની સપાટી ઉપર તરતાં દેખાય છે. એ શહેરની બાંધણી અને તેની મસ્જિદોની બાંધણી એને સૌથી સુંદર શહેરોમાંના એક તરીકે ગણાવી શકે. એનું કારણ એ છે કે એમાં પરદેશી વેપારીઓની મોટી વસ્તી છે, અને તેઓ સુંદર મકાનો અને મસ્જિદો બાંધવામાં એકબીજા સાથે હરીફાઈ કરી છે. ખંભાતના વેપારીઓનાં મકાનોનું વર્ણન કરતાં ઇબ્ન બટુટા લખે છે કે એ લોકોનાં મોટાં મકાનો સાથે ખાનગી મસ્જિદ પણ બાંધેલી હોય છે. શરીફ અસ્સમરી નામના વેપારીના મકાનનો દરવાજો એવડો મોટો હતો કે એક શહેરના દરવાજા જેવડો લાગે. અલકઝરૂની નામનો એક વેપારી સૌથી મોટો ગણાતો હતો અને એનું મકાન ઘણું મોટું તથા ખાનગી મસ્જિદવાળું હતું. નજમુદ્દીન અલગીલાની નામે એક વેપારીની લાગવગ એટલી બધી હતી કે બાદશાહે એને ખંભાતનો સૂબો બનાવ્યો હતો, પણ એ અધિકારને લીધે એની મીલકત અને જીવ બન્ને ગયાં. તે વખતના ખંભાતના સૂબા મુકબીલ ઉત્તીલંઘીએ ઇબ્ન બટુટાને પોતાના મહેલમાં જમવા તેડયો હતો તેનું વર્ણન પણ એણે કરેલું છે.

### કાવી અને ગાંધાર

ખંભાતથી વહાણમાં બેસી ઇબ્ન બટુટા કાવી અને ગાંધાર

---

૧. ઇબ્ન બટુટા લખે છે કે એ વખતે જમવા આવેલાઓમાં એક કાજી હતો અને બીજો બગદાદનો શરીફ હતો. બન્ને કાણા હતા. એમની આકૃતિ એકબીજાને મળતી આવતી હતી. પણ એક ડાબી આંખે કાણો ને બીજો જમણી

બંદરોએ આવ્યો. આ બન્ને બંદરો એ વખતે એક ખંડિયા હિંદુ રાજાને તાબે હતાં. રાજા આ બાદશાહી એલચીને લેવા ખાસ આવ્યો અને પોતાના મહેલમાં તેમને ઉતારો આપ્યો, અને બીજું ઘણું માન આપ્યું. આ બંદરોમાં વેપારીઓનાં ઘણાં વહાણો હતાં. એમાં એક અલજાગીર નામનું વહાણ ઘણું મોટું પચાસ હલેસાંવાળું હતું અને એમાં પચાસ હબસી લડવૈયા હતા. મુસાફર કહે છે કે એક હબસી લડવૈયો હોય તોપણ હિંદુઓ કે ચાંચિયાઓ વહાણને કાંઈ ઈજા કરી શકતા નહિ.[1]

ગાંધારથી બે દિવસની સફર પછી એ લોકો પીરમ બેટ પાસે આવ્યા. એમની સાથે ચીનના શહેનશાહને ભેટ આપવા માટે સિત્તેરથી વધારે ઘોડા હતા. પીરમ બેટ એ વખતે ઉજ્જડ હતો એમ એ મુસાફર લખે છે. મુહમ્મદ તઘલખે મોખડાજી ગોહેલને હરાવીને

---

આંખે કાણો હતો. શરીફે કાજી સામું જોઈને જરા હસવા માંડયું તેથી કાજીને ખોટું લાગ્યું. તે જોઈ શરીફ બોલ્યો કે 'આપણા બેમાં હું જરા ચડિયાતો છું, કારણ કે તમારી જમણી આંખ ગઈ છે જ્યારે મારી તો માત્ર ડાબી જ ગઈ છે.' આ સાંભળી બધા હસી પડયા. કાજીને ખોટું તો બહુ લાગ્યું પણ શરીફની પદવી અને માન વધારે હોવાથી કાંઈ બોલી શક્યો નહિ.

આ મુસાફર ચુસ્ત મુસલમાન હોવાથી હિંદુઓને હલકી નજરે જોતો લાગે છે. ખંભાતના અખાતમાં અને બીજે ચાંચિયાઓ હતા અને હિંદુઓ ચાંચિયાગીરી કરતા એ તો મોખડાજી ગોહેલની કથા ઉપરથી લાગે છે. પણ આ મુસાફર હિંદુ વેપારીઓ કે તેમનાં વહાણો કે ઘોઘાના પ્રસિદ્ધ ખલાસીઓ વગેરે માટે કાંઈ પ્રશંસાના શબ્દો કહેતો નથી.

૧. આ વર્ણનમાં કંઈક ગોટાળો જણાય છે. મુહમ્મદે મોખડાજી ગોહેલને ઈ. સ. ૧૩૪૭-૫૦ની વચ્ચે હરાવી પીરમ બેટ લીધો હતો, જ્યારે આ મુસાફર ઈ. સ. ૧૩૪૨માં આવ્યો હતો. એટલે આ ફેરનું નિરાકરણ થતું નથી. ઘોઘામાં હિંદુ રાજા હતો એ વચન જ કહી આપે છે કે મોખડાજીનું રાજ્ય તે વખત ઘોઘામાં હતું. એટલે સુલતાને કે એના કોઈ અમલદારે પહેલાં કોઈ વાર પીરમ ઉપર અને મોખડાજી ગોહેલ ઉપર ચડાઈ કરી હશે એમ માનવું પડે.

પીરમના કિલ્લાનો નાશ કર્યો હતો એ આગળ જોઈશું. આગળ કહ્યો એ કઝેરૂની નામના મોટા ખંભાતના વેપારીએ પીરમનો કિલ્લો ફરી બાંધીને ત્યાં મુસલમાનોને વસાવવાની ઇચ્છા કરી હતી. પીરમથી બીજે દિવસે એ ઘોઘા આવ્યો. ઘોઘાથી ચાર માઈલ દૂર વહાણો લાંગર્યાં હતાં અને નાની હોડીમાં એ ઘોઘામાં આવીને બજારોમાં ફર્યો હતો. ઘોઘા એ વખતે મોટું શહેર હતું. હોડીમાં ઘોઘા આવતાં હોડી કાદવમાં ભરાઈ જવાથી એ અકસ્માતમાંથી બચી ગયો. ઇબ્ન બટુટા લખે છે કે ઘોઘાનો રાજા હિંદુ હતો અને એ સુલતાનની આણ નામની જ માનતો. ઘોઘામાં એક મસ્જિદ પણ હતી જેમાં એ મુસાફરે સાંઝની નિમાજ પઢી હતી. ઘોઘાથી એનાં વહાણો ગોવા, હોનાવર, કાલીકટ વગેરે થઈને ચીન તરફ ઊપડી ગયાં.[1]



---

૧. ઇબ્ન બટુટાનું ગૂજરાતનાં બંદરોનું વર્ણન ઇલિયટના ઇતિહાસમાં આપ્યું નથી. પ્રો. કોમીસેરિયેટે પોતાના ઇતિહાસમાં ગીબ્સના તરજુમા ઉપરથી એક આખું પ્રકરણ આ મુસાફર માટે લખ્યું છે. જેમાનો ઘણો ભાગ ગૂજરાતને લગતો નથી. ઇબ્ન બટુટાનું વર્ણન મુસલમાન વસ્તીને લગતું જ છે. બીજી વસ્તી કે વેપારીઓ માટે નજીવું લખેલું હોવાથી એના વર્ણનને ગૂજરાત માટે બહુ મહત્ત્વનું ગણવા જેવું નથી.

# પ્રકરણ ૧૫ મું

## ગૂજરાતી સમાજનું બંધારણ : જાતિઓનું અને ધાર્મિક સંપ્રદાયોનું મિશ્રણ

### પ્રાગૈતિહાસિક સમયનાં જાતિઓનાં મિશ્રણ

ઐતિહાસિક દૃષ્ટિએ સમસ્ત હિંદુસ્તાનનું સામાજિક બંધારણ અને ધાર્મિક સંપ્રદાયોમાં થયેલાં મિશ્રણો બહુ જ રસમય છે. હિંદુસ્તાનના ઇતિહાસનો આ વિભાગ જગતના સામાજિક ઇતિહાસનું એક ચમત્કારિક પ્રકરણ કહીએ તો ચાલે. સંસ્કારી દુનિયાના સર્વથી પ્રાચીન ધર્મ—હિંદુ ધર્મનું અનેક સંકટો તરીને આજ સુધી ટકી રહેવું; જગતના ચોથા ભાગ જેટલા લોકોનો ધર્મ—બૌદ્ધ ધર્મનું પોતાની જ જન્મભૂમિ—હિંદમાંથી નાશ પામવું; અને અનેક વિરોધી તત્ત્વોથી ભરેલી અનેક જાતિઓનો પોતામાં સમાવી લેવાનો ચમત્કાર બતાવનાર હિંદુ ધર્મનું મુસલમાનોને સમાવવામાં નિષ્ફળ જવું; એ ત્રણ બનાવ આપણા સામાજિક ઇતિહાસના ચમત્કારો છે. આ વિષય આખા હિંદને લગતો છે. છતાં પ્રાંતિક વિશેષતાઓ પણ તેમાં દેખાય છે. આ વિષય સંપૂર્ણ ચર્ચવા માટે એક કરતાં વધારે દળદાર ગ્રંથો જોઈએ. દરેક પ્રાંતના સામાજિક બંધારણની ચર્ચા માટે પણ એવા ગ્રંથો થાય. આ વિષયને એક નાના પ્રકરણમાં સમાવવાનું દુષ્કર તો છે જ; છતાં જે સમાજ ઉપર મુસલમાનો રાજ્ય કરવા આવ્યા અને પોતે તેમાં ન સમાયા, તેનું ઊડતી નજરે અવલોકન કરવું અહીં અગત્યનું છે. ગૂજરાતની વિશિષ્ટ પરિસ્થિતિ અને સંસ્કારિતાને ખાસ નજર આગળ રાખીને કેટલેક અંશે આખા હિંદની સામાજિક સ્થિતિનો ટૂંકો ખ્યાલ આપવાનું પણ અહીં યોગ્ય જણાશે. ગૂજરાતની ભૂમિ ઉપર પ્રાગૈતિહાસિક સમયથી અનેક મિશ્રણો અને અનેક

ફેરફાર સાથે બંધાઈને સજ્જ થયેલા સમાજ ઉપર મુસલમાનોનો અમલ આવ્યો, એટલે એ અમલે એના ઉપર કેવી અસર કરી તેનો ખ્યાલ આવે તે માટે પ્રાગૈતિહાસિક સમયથી જ એનું વર્ણન કરવું જરૂરી છે. અન્ય પ્રાંતો ઉપર એવી અસર થઈ તેના કરતાં ગૂજરાત ઉપર થયેલી અસરમાં શી વિશેષતા હતી તે જોવા માટે પણ પ્રાચીન સમયથી સામાજિક બંધારણ તપાસવાની જરૂર છે.

આપણા સામાજિક ઇતિહાસના સંબંધમાં આજના વિદ્વાનોના રૂઢિચુસ્ત માનસ માટે કાંઈક કહેવું ઉચિત ગણાશે. એ વસ્તુસ્થિતિ સમસ્ત હિંદને લાગુ પડે છે છતાં ગૂજરાતના સંબંધમાં એ ચર્ચા ખાસ ઉચિત ગણાશે. એ વસ્તુસ્થિતિ એટલે હિંદના સર્વથી પ્રાચીન સાહિત્ય-વૈદિક સાહિત્ય–માં જે જાતિઓનું વર્ણન કર્યું છે અને આપણાં પુરાણોએ જેને ટેકો આપ્યો છે[1] તેનું આજના સમાજમાં થયેલું અદ્ભુત મિશ્રણ. આ બાબતના રૂઢિચુસ્ત માનસનો ત્યાગ કરવાનું માન પાર્જિટરને છે. એ વિદ્વાનનાં કેટલાંક મંતવ્યોને માનવા છતાં પણ આપણા કેટલાક વિદ્વાનો શુદ્ધ ઇતિહાસમાં ન શોભે એવી કેટલીક રૂઢ માન્યતાઓનો ત્યાગ કરી શકતા નથી.[2]

૧. રાજકીય દૃષ્ટિએ ગમે તે સમયનો ઇતિહાસ હોય પણ સમાજ તો સનાતન છે અને તેનું વર્ણન પ્રાચીન સમયથી કરવું યોગ્ય જ ગણાય. વેદમાં જે જાતિઓનાં યુદ્ધો વગેરે ઐતિહાસિક બાબતો છે તેને હમેશાં પુરાણો સામે જ જોવાની છે. પુરાણોથી વેદાર્થનું સમુપબૃંહણ કરવાનું છે. આપણા સામાજિક ઇતિહાસ માટે પણ એ દૃષ્ટિ જરૂરની છે.

૨. પાર્જિટરે પુરાણોને નવી દૃષ્ટિથી જોવાનું શરૂ કર્યું. એ ઘણે ભાગે પ્રથમ છતાં ભારે પ્રયત્ન છે. એ વિદ્વાનના ઐલો એટલે આર્યો એ સિદ્ધાંત કદાચ માન્ય ન રાખીએ છતાં પણ એમણે લખેલી ઘણી વિગતો માન્ય રાખ્યા વગર ચાલે તેમ નથી. એમની દૃષ્ટિ તો માન્ય રાખવા જેવી જ છે. એમણે પુરાણો ઉપરનો ગ્રંથ લખ્યો ત્યારે મોહેંજો-દડોની શોધ બહાર નહોતી આવી, એટલે એ દૃષ્ટિએ એમના મત ફેરવવા પડે. આપણા વિદ્વાનોની દૃષ્ટિ હજી એ તરફ ઓછી ગઈ છે.

મોહેંજો-દડોની શોધ પછી વૈદિક સમય વિદ્વાનો પહેલાં માનતા હતા તેના કરતાં વધારે પ્રાચીન ઠરે છે.[૧] એ શોધમાં છેલ્લા થરમાંથી નીકળેલી વસ્તુઓ આર્યેતર સંસ્કૃતિની છે એમ પણ વિદ્વાનોએ કબૂલ કર્યું છે.[૨] એ આર્યેતર સંસ્કૃતિ કોની ? વેદમાં કહેલા અસુરો અમાનુષી પ્રાણીઓ નહોતા પણ આપણા જેવા માણસો જ હતા એ પણ હવે વિદ્વાનો કબૂલ કરે છે.[૩] છતાં વૈદિક સમય પછી થયેલી જાતિઓનાં મિશ્રણમાં અસુર એ એક મુખ્ય જાતિ હતી. એમના સંસ્કાર આર્યોથી ભિન્ન પણ એક વિશિષ્ટ પ્રકારના હતા એમ સ્પષ્ટ માન્ય રાખતાં એ વિદ્વાનો સંકોચાય છે.[૪] અસુર જાતિનો ટૂંકો સામાન્ય ઉલ્લેખ આગળના પ્રકરણમાં કર્યો છે.

---

૧. પાર્જિટરે અસુરોની ભિન્ન જાતિનો ઉલ્લેખ કર્યો છે. છતાં એ જાતિ આર્યોની પહેલાં હિંદમા વસતી હતી એ નથી લાગ્યું. મોહેંજો-દડોની શોધ એમણે જાણી હોત તો કદાચ કબૂલ કરત. એ શોધથી વૈદિક સમયને સેંકડો વર્ષ પાછળ ઠેલવો પડે તેમ છે. સિંધુ સંસ્કૃતિને ઈ. સ. પૂ. ૩૨૫૦ ની લગભગ ગણે છે.

૨. એ સંસ્કૃતિ વૈદિક સંસ્કૃતિથી ભિન્ન છે એમ સર જૉન માર્શલ વગેરે વિદ્વાનોએ એમના ગ્રંથમાં સિદ્ધ કર્યું છે. છતાં અસુરની છે એમ સ્પષ્ટ નથી કર્યું.

૩. આ બાબતની થોડી ચર્ચા મેં ખંભાતના ઇતિહાસના "અસુરો અને ગૂજરાતનો કિનારો" એ નામના પરિશિષ્ટમાં કરી છે. એમાં પ્રો. અનંત-પ્રસાદ બેનરજી શાસ્ત્રીનું મંતવ્ય મોટે ભાગે ગ્રહણ કર્યું છે. અસુર જાતિ માટે એમનો Asura in India એ ગ્રંથ જોવા જેવો છે. એમણે આપેલા આધારો મૂલમાં તપાસીને મતભેદ હોય ત્યાં વિચારીને મને એમનું મંતવ્ય ગ્રહણ કરવા જેવું લાગ્યું છે. વિગત માટે ખંભાતના ઇતિહાસના પરિશિષ્ટમાં જોવું.

૪. ખંભાતના ઇતિહાસમાં આ ચર્ચા કર્યા પછી એ બાબત બીજા વિદ્વાનોના મત પણ મેં જાણ્યા છે. અને આ લખતી વખતે એ મત ઉપર ફરી પણ અભ્યાસ કરીને વિચાર કરી જોયો છે. છતાં મને એમાં ફેરફાર કરવાનું કારણ હજી મળ્યું નથી. અસુર સંસ્કૃતિ અને આપણા હિંદુ સમાજમાં થયેલાં તેમનાં મિશ્રણ માટે મારી માન્યતા ઊલટી દૃઢ થઈ છે. ખંભાતના ઇતિહાસનું

અહીં સામાજિક મિશ્રણની દૃષ્ટિએ તેનું પુનરાવર્તન જરા કરવું પડે તેમ છે.

## વેદ સમયની જાતિઓ અને અસુર જાતિ

પ્રાગૈતિહાસિક વૈદિક સમયની જાતિઓમાં નાની તેમ જ પેટા જાતિઓને બાજુએ રાખીએ તો મુખ્ય અસુર, આર્ય અને દાસ એ ત્રણ જાતિઓ હતી. આ ત્રણે જાતિઓમાં ધાર્મિક અને સામાજિક ભેદ હતા. ભગવાન વેદવ્યાસે વેદની ગોઠવણ કરી તે પહેલાં ઘણા પ્રાચીન સમયમાં અસુર જાતિ હિંદમાં આવેલી હતી.[1] દાસ જાતિ

---

અવલોકન કરતાં એક વિદ્વાને "લેખકને અસુર સંસ્કૃતિ માટે પક્ષપાત છે" એવી ટીકા મારે માટે કરેલી. તે પછી વધુ અભ્યાસથી પણ એ માન્યતા ફેરવવાનું મને ઠીક નથી જણાયું. શુદ્ધ ઇતિહાસમાં એક મતની વકીલાત યોગ્ય ન કહેવાય તે બરાબર છે. છતા મનુષ્ય સ્વભાવ એવો છે કે કાંઈક અંશે પોતાના મતની તરફેણમાં દરેકથી ઓછી વધતી વકીલાત થઈ જાય છે. શ્રી. ગૌરીશંકર ઓઝા, શ્રી જાયસ્વાલજી, મિ. પાર્જિટર વગેરેથી પણ પોતાની માન્યતાઓ માટે એવી વકીલાતો થઈ ગઈ છે. પ્રો. બેનરજી શાસ્ત્રીમાં પણ કોઈ જગાએ એ દોષ દેખાય છે. એ બધું ઝીણવટથી તપાસીને ગ્રહણ કરવાનું છે. આમ છતાં પણ સામાના મત જોઈને વકીલાત કરવી શક્ય ગણાય. પરંતુ એ મત તરફ આંખ આડા કાન કરીને આર્યોની ઉત્તમતા હજારો વર્ષની દૃઢ થઈ ગઈ હોવાથી અને અસુરની અધમતાનું પણ એવું જ થવાથી એ જાતિના ઐતિહાસિક ઉલ્લેખો તરફ નજર ન કરવી એ ઇતિહાસ ન કહેવાય. હિંદમાં બધા જ ઊંચી જાતિના આર્યો જ હતા એવું આજના જમાનાની શોધો પછી કહેવાથી આપણો દેશ ઊંચો ગણવાનો નથી.

૧. અસુર શબ્દ વેદમાં પ્રથમ દેવ જેવા માનવાળો અને ઉત્તમ ગણાતો હતો. પુરાણોએ દેવો અને અસુરો એટલે આર્યો અને અસુરોને ભાઈ કલ્પ્યા છે. આ ભૂમિ પહેલાં અસુરોની હતી એમ પુરાણો કહે છે. એનો અર્થ આ ભૂમિ ઉપર આર્યોથી પહેલા અસુરો વસ્યા હતા. ભાષાએ એ વાત સારી રીતે જાળવી છે અને અસુરોનો એક પર્યાય શબ્દ "પૂર્વ દેવાઃ" છે એ વાત સિદ્ધ કરે છે. પ્રો. અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રીએ પણ આ બાબત વિસ્તારથી ચર્ચા કરી છે તે ખંભાતના ઇતિહાસમાં મેં ચર્ચ્યું છે.

હિંદની મૂળ વતની છે એમ વિદ્વાનો માને છે.[1] આર્યો વાયવ્ય તરફથી કે હિમાલય તરફથી હિંદમાં આવ્યા એ મતભેદમાં ન ઉતરતાં એટલું માનવું પડે કે આર્ય જાતિ જરા પાછળથી હિંદમાં વસી છે. આ ત્રણે જાતિઓને જુદી પાડવા માટે મોટામાં મોટું બાહ્ય ચિહ્ન તેમના વર્ણરંગ હતા. વર્ણશબ્દ જાતિનો પર્યાય પાછળથી થયો છે. રંગના અર્થમાં જ અસલ એ વપરાયેલો છે. આ જાતિઓ વચ્ચે સેંકડો વર્ષ યુદ્ધો ચાલ્યાં. અસુરોની સમાજવ્યવસ્થા માતૃપ્રધાન હતી; આર્યોની પિતૃપ્રધાન હતી. અસુરો વ્યાજવટું અને વેપાર કરનાર અને દરિયો ખેડનારા હતા. સારાં ઘરોમાં અને વ્યવસ્થિત બાંધેલાં શહેરોમાં રહેનારા હતા,[2] એ આગળ જોઈ ગયા. આર્યો વીર લડવૈયા

---

૧. જુઓ ખમ્ભાતનો ઇતિહાસ પૃ. ૧૯૯. Asura in India, પૃ. ૩૬–૩૭. આ લોકો કાળા રંગના અને ટૂંકાં નાકના આ દેશના મૂળ વતની હતા. આર્યો કરતાં નાક નાનું માટે વેદમાં એમને अनास-નાક વગરના કહ્યા છે. એમના શંબર, પિપ્રુ વગેરે નેતાઓ હતા. આર્ય અને અસુરોમાં નાક અને રંગમાં બહુ ફેર-દાસ જેટલો ફેર હોય તેવું જણાતું નથી. વેદમાં અસુરોને મૃધ્રવાચઃ – ન સમજાય તેવી ભાષાઓ બોલનારા કહ્યા છે એ ખાસ ભેદ છે. અને બીજો ભેદ સામાજિક અને ધાર્મિક-રંગમાં અસુરોને હિરણ્ય વર્ણના પુરાણોએ કહ્યા છે, તે આગળ જોઈશું. વર્ણ–ચાર વર્ણોના અર્થમાં-જ્ઞાતિ કે એવા અર્થમાં પાછળથી વપરાય છે. મૂળ વર્ણ એટલે રંગ અને જાતિઓને જુદા પાડવાનું એ ખાસ ચિહ્ન હતું. નાક એ આજની પેઠે જાતિને જુદી પાડવાનું ચિહ્ન હતું.

૨. જુઓ એ જ પૃ. ૧૯૮. મોહેંજો-દડોની આર્યેતર સંસ્કૃતિએ એટલે અસુર સંસ્કૃતિ એની લંબાણથી ચર્ચા પ્રો. બેનરજી શાસ્ત્રીએ કરી છે. અને તેમાં શંકા લાવવાનું કારણ જણાયું નથી. એમાં દાસ સંસ્કૃતિનો ભેગ હોય એમ કહી શકાય, તે આગળ જોઈશું. પણ તે આર્ય સંસ્કૃતિ નથી તે સિદ્ધ થયેલું છે. એના મેસોપોટેમિયા સાથેના સંબંધની ચર્ચા અહીં અસ્થાને છે. અસુરો સ્થાપત્યમાં આગળ પડતા હતા એ મયદાનવની વાતો તેમ મય સિદ્ધાંત ઉપર રચાયલા સ્થાપત્યના ગ્રંથોથી સિદ્ધ થાય છે તે બાબત પણ

અને ઉત્તમ ખેતી કરનારા અને ગામડાંના સમૂહોમાં ગાયો સાથે રહેનારા હતા.[1] દાસ બન્નેની લડાઈઓમાં એક કે બીજા સાથે મળીને લડતા. પૈસો વહાલો કરનાર પ્રજા આખરે વીર પ્રજાથી હારે છે તેમ છેવટે અસુરો આર્યોથી હાર્યા. મહાભારતની લડાઈ પછી આ મિશ્રણ એવું તો અદ્‌ભુત થયું અને એના ઉપર આર્ય વિજેતાઓની મહોર-છાપ એવી તો દૃઢ થઈ કે આર્ય શબ્દ બધા ઉત્તમ ગુણોનો વાચક થયો અને અસુર શબ્દ દરેક અધમ ગુણોનો વાચક થઈ ગાળરૂપે વપરાવા લાગ્યો.[2] ભારેમાં ભારે કાંજી ચડાવેલા કાપડમાં પણ

---

ખંભાતના ઇતિહાસમાં ઉલ્લેખ કર્યો છે. અશ્વમેધ પારિપ્લવમાં એક દિવસ અસુરોના પ્રતિનિધિ તરીકે વ્યાજવટું કરનારાઓને કથા સંભળાવવાની એ પરંપરા અસુરોનો એક મુખ્ય ધંધો વ્યક્ત કરે છે. એ લોકો અને નાગો દરિયો ખેડનારી પ્રજા હતી તે માટેના ઉલ્લેખો પણ ખંભાત...પૃ. ૨૦૪ માં જુઓ.

૧. વૈદિક સાહિત્યના પ્રાચીન ભાગમાં આર્યો માટે શહેરોમાં રહેવાના કે વેપાર ખેડવાના ઉલ્લેખો નથી મળતા. ખેતી એમનો મુખ્ય ઉદ્યોગ, ગાયો ખાસ ધન, લડાઈમાં શૂરાતન એ ખાસ ગુણ ગણાતો.

૨. દરેક દેશના ઇતિહાસમાં એવું બને છે, હારેલાનું બધું ખરાબ એમ મનાય છે. નેપોલિયનને હરાવ્યા પછી અંગ્રેજો ફ્રેંચોનું એવું જ ગણતા હતા. મૂળ વતનીઓ વિધર્મી કે પરદેશીને પણ અપમાનવાચક શબ્દોથી સંબોધતા એવા દાખલા છે. આગળ જોઈશું તેમ આપણા ઇતિહાસમાં અસુરો પછી શકો, કુશાનો વગેરે મ્લેચ્છો ગણાયા છે. ચીનમાં બહારના લોકોને ભૂતપિશાચ (divils) કહેતા. આજે તો અસુર, દૈત્ય કે રાક્ષસ એ શબ્દો આપણામાં છેક ગાળ જેવાં અધમ અર્થના થઈ ગયા છે. પરંતુ મહાભારત છેવટનું રચાયું એટલા પ્રાચીન સમયમાં પણ ભગવદ્‌ગીતામાં અનાર્યજુષ્ટ અસ્વર્ગ્ય અને અકીર્તિકર શબ્દો સાથે વપરાયા છે. અસુર શબ્દ અધમતાવાચક ક્યારે થયો, અને માનવાચક એથી કેટલાયે પ્રાચીન સમયમાં હશે એ આ વાર્તા ઉપરથી સમજાશે. શકુંતલાને દુષ્યંત ઉપર બહુ ક્રોધ ઊપજે છે ત્યારે એને અનાર્ય કહે છે એ પણ બહુ સૂચક છે. કાલિદાસ એ શબ્દ નાલાયકી ને હલકટનો વાચક ગણે છે. ઉત્તમતાનો વાચક શબ્દ છેક બીજે છેડે જઈને અધમતાનો વાચક કેવી રીતે બન્યો છે તે આપણા સામાજિક ઇતિહાસની એક વિચિત્રતા છે.

વાણાતાણાનો સમવાય સંબંધ કુશળ કાપડિયો આજે કાચ મૂકીને ચોક્કસ રીતે જુદો પાડી શકે છે. પરંતુ આ જાતિઓનાં મિશ્રણનો કોઈ એવો તો અલૌકિક સંબંધ થયો કે નાસિકામાન વગેરે શાસ્ત્રોની સહાયથી પણ આજની ભારતવર્ષની જાતિઓમાંથી મૂળ શોધી કાઢવું અશક્ય બને છે. પોતાને આજે શુદ્ધ આચાર્ય માનતા હિંદુમાં આર્યજાતિનું તત્ત્વ કેટલું તે કહેવું શક્ય નથી. અસુર શબ્દ એના બધા પર્યાયો સાથે ગાળરૂપ બની ગયો એટલે એનું તો નામ પણ રહ્યું નથી. આજના હિંદુ સમાજના માનસિક પાતાળમાં અસુર પેસી ગયો. અને આજે અસુર અને એને લગતા મનુષ્યત્વના ઐતિહાસિક ઉલ્લેખોની ના પાડવાનું જે વિદ્વાનોને મુશ્કેલ પડે છે એ વિદ્વાનો પણ અસુર જાતિને માન્ય રાખતા, અને કેટલીક પ્રાચીન મહાન વ્યક્તિઓ અસુર જાતિની હતી એમ જાહેરમાં લખતાં શરમાય છે.[૧] આપણી જાતિઓના સર્વથી પ્રથમ અદ્‌ભુત મિશ્રણનો આ અલૌકિક પ્રતાપ છે.

## ભૃગુઓ અને યદુઓ

એ દૃષ્ટિએ વેદકાળના યદુઓ તુર્વસુઓ વગેરે ભૃગુઓ–ઉશનસ્ શુક્ર વગેરેના જે ઉલ્લેખો વૈદિક સાહિત્યમાં અને પુરાણોમાં આવે છે

---

૧. યયાતિની બન્ને પત્નીઓ અસુરકન્યાઓ હતી. ભૃગુ–શુક્ર અસુરના આચાર્ય હતા અને પોતે એ જાતિના હતા. પ્રો. બેનરજી શાસ્ત્રી યદુઓ, તુર્વસુઓ, પુરુઓ વગેરેને (પાર્જિટરથી ઊલટું) અસુર જાતિમાં મૂકે છે. વિશ્વામિત્રનો સંબંધ પણ એમની સાથે જોડે છે. પુલહ, પુલસ્ત્ય, અગસ્ત્ય વગેરેને પણ એમાં ગણે છે. શુક્ર અને ભાર્ગવો વગેરે પાછળથી આર્યોની પ્રશંસા પામ્યા એમ પાર્જિટર પણ કબૂલ કરે છે. બ્રાહ્મણો મૂળ આર્યો નહોતા એ માટે પાર્જિટરની A. I. H. T. પૃ. ૩૦૬–૭ જુઓ. જોકે ઐલ = આર્ય એ માટે પાર્જિટરની ખેંચતાણ વિચિત્ર છે. ભૃગુઓ અને યદુઓને આર્ય જાતિમાં ન ગણવાની હિંમત આજના હિંદુને માટે અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ.

તેમને આર્ય ગણવા કે અસુર ? પાછળના કુશળતાથી થયેલા મિશ્રણને લીધે અસુર શબ્દ માટે જે ઘૃણા ઉત્પન્ન થઈ તેથી કેટલાક પ્રાચીન મહર્ષિઓ અને મહાવ્યક્તિઓને અસુર જાતિમાં મૂકતાં આજે શરમ આવે તો ઇતિહાસની ખાતર પણ એમને લગતા ઉલ્લેખોના ખુલાસા વિદ્વાનોએ કરવા જોઈએ. અહીં એની લંબાણ ચર્ચા અસ્થાને છે. પરંતુ જે ઉલ્લેખોનો યથાર્થ જવાબ આપવો મુશ્કેલ છે તેમાં શરમ રાખ્યા વગર ટૂંકામાં એટલું જ કહેવું જોઈએ કે અસુર જાતિ, અમુક રીતિરિવાજ અને સાંપ્રદાયિક ભેદ બાજૂએ રાખતાં, આર્યોથી ચડે તેવી ન ગણીએ તોપણ, સાથે બેસે તેવી સંસ્કારવાળી જાતિ વિશેષ હતી, અને આપણા પ્રાચીન સાહિત્યની કેટલીક મહાવિભૂતિઓનો એ જાતિમાં સમાવેશ થાય છે. આર્યોએ એમને સંપૂર્ણ હરાવીને પોતાની મહોરછાપ મિશ્ર સંસ્કૃતિ ઉપર માર્યા પછી એ મહાવિભૂતિઓને આર્ય ગણવાનો સૂતોનાં મૂળ પુરાણોનો લોપ થઈ, પાછળના બ્રાહ્મણોએ હાલનાં પુરાણો યોજ્યા પછી, પ્રયત્ન શરૂ થયો અને રૂઢ થયો.[1] સંસ્કૃત ભાષાની અર્થ કરવાની રીતે અને પૌરાણિક નામોએ એમાં ઉમેરો કર્યો.[2]

---

૧. સૂતોએ રચેલાં ખરાં ઇતિહાસ કહેનારાં પુરાણોને ફેરવીને પાછળના આર્યોની મહોરછાપથી છેક પલટાઈ ગયેલા બ્રાહ્મણોએ આજનાં પુરાણો રચ્યાં. એ માટે પાર્જિટરની ચર્ચા જોવા જેવી છે. એમ કરવામાં બધાં વિરોધી તત્ત્વોને આર્ય બનાવી મનુથી ઊતરી આવેલાં ગણી ઊંચા બનાવી દીધાં છતાં એ પ્રયત્નો પુરાણોમાંથી જ ઉઘાડા પડી જાય છે ને સત્ય દેખાઈ આવે છે. યદુતંશને ઐલનો સંબંધ ગણાવી ઈલાનો મનુ સાથેનો સંબંધ વિચિત્ર વાત યોજીને બેસાડયો છે. પુરાણકારો પોતે જે પ્રાચીન નામોના અર્થ ભૂલી ગયા તે બેસાડવા માટે અવનવી વાતો જોડી કાઢેલી છે. (A. I. H. T. પૃ. ૩૦૦)

૨. વેદ અને પુરાણોના સાહિત્યમાં એક નામના અનેક પુરુષો થયા છે. તેમ જ સંસ્કૃત ભાષામાં પર્યાયો વાપરવાની રીત તેમ જ અર્થ ઉપજાવવાની ખૂબીને લીધે અનેક ઐતિહાસિક બાબતોના અનેક વિચિત્ર અર્થો બ્રાહ્મણોએ ઉપજાવ્યા છે. એટલે જ શુક્ર ભૃગુના વિરોધી દેવોના આચાર્ય બૃહસ્પતિ અને

## એમનો ગૂજરાતની ભૂમિ સાથેનો સંબંધ

આ જાતિનો વસવાટ પશ્ચિમ હિંદ અને આપણા કિનારાથી શરૂ થઈને ઈરાનની પેલી બાજૂ સુધી હતો. અથર્વવેદના કેટલાક મંત્રો ઋગ્વેદના પ્રાચીન મંત્રો જેટલા જ જૂના છે. છતાં આર્યોના વાડામાં અથર્વવેદની ગણત્રી જરા મોડી થઈ. ભૃગુ, અંગિરસ અને અથર્વણ એ એક જ વ્યક્તિનું અનુક્રમે નામ, કુલનું નામ, અને સાંપ્રદાયિક અવટંક છે. ભાર્ગવો અને યદુઓનો આપણા પ્રાંતની ભૂમિ સાથેનો સંબંધ પ્રાચીન છે તે જોઈ ગયા.[1]

### અથર્વવેદ

અથર્વવેદના પિપ્પલાદ સારસ્વતનો પણ આપણી ભૂમિ સાથેનો સંબંધ કહેવાય છે. એ બધું જોતાં અથર્વવેદના કેટલાક ભાગનો સંબંધ પણ આ પ્રાંતની ભૂમિ સાથે હોય તો સંભવિત છે. અને આટલા પ્રાચીનમાં પ્રાચીન પ્રાગૈતિહાસિક સમયમાં વૈદિક સંસ્કૃતિમાં ગૂજરાતની ભૂમિએ ભાગ ભજવ્યો હોય તો એક મોટા ગૌરવની વાત છે અને હિંદમાં જાતિઓનાં જે મિશ્રણ થઈને હાલનો સમાજ ઉત્પન્ન થયો તેમાં પણ ગૂજરાતની ભૂમિએ આટલા પ્રાચીન સમયમાં આગળ પડતો ભાગ લીધો છે તેમ જ અથર્વવેદમાં દેખાતી સંસ્કૃતિ અને અગ્નિ સંપ્રદાય તથા હિંદની બહારનાં કેટલાંક તત્ત્વોને પણ આજની હિંદુ સંસ્કૃતિમાં સફળતાથી સમાવવાનું મહાકાર્ય કરવામાં

---

ભૃગુ-અંગિરસ કુલના બૃહસ્પતિને એક ગણવાની ભૂલ કેટલાક કરે છે અને મૂંઝાય છે. પર્યાયો યોજવાની રીતથી થયેલા ઐતિહાસિક ગોટાળા પણ ઘણા છે. શબ્દની વ્યુત્પત્તિ કરી નવો અર્થ બેસાડવામાં પણ ઊરૂ–સાથળ-માંથી જન્મેલો માટે ઔર્વ એવા ઘણા વિચિત્ર અર્થો થાય છે. પાર્જિટરે આવા દાખલા ઘણા વિસ્તારથી ચર્ચ્યા છે.

૧. પ્રો. બેનરજી શાસ્ત્રીએ Asura in India માં અથર્વવેદ માટે વિસ્તૃત ચર્ચા કરી છે તેમાં આ ચર્ચા સપ્રમાણ કરી છે અને તે યથાર્થ લાગે છે.

આ ભૂમિએ અગત્યનો ભાગ ભજવ્યો છે.[1] એ જોતાં અસુર શબ્દથી ભડકવાને બદલે જરા નવી દૃષ્ટિથી જોવાની જરૂર છે.

## નાગ જાતિ

વેદમાં અમાનુષી અધમ પ્રાણીને માટે યાતુધાન શબ્દ વાપરેલો છે. પાછળથી અસુર અને રાક્ષસ વગેરે શબ્દો એના પર્યાયો બન્યા. કેટલાક વિદ્વાનો રાક્ષસ, દાનવ વગેરેને અસુરની પેટા જાતિઓ[2]

૧. પિપ્પલાદ દધીચિનો પુત્ર છે એમ મનાય છે. ગમે તેમ પણ એ ભાગર્વ છે. અથર્વવેદમાં એણે જે ભાગ ભજવ્યો છે તેનો ઉલ્લેખ ખંભાતના પરિશિષ્ટમાં કર્યો છે. અથર્વવેદ મૂળ આર્યોની વેદત્રયીમાં નહોતો ગણાતો અને પારકો ગણાતો હતો. એણે પોતે જ પોતાને મુખ્ય વેદ ગણેલો છે એમ સ્કંભ સૂક્તમાં એ જ વેદમાં લખ્યું છે. પ્રો. બેનરજી શાસ્ત્રીએ એમના ગ્રંથમાં પૃ. ૫૭ થી ૭૦ સુધી અથર્વવેદ અને ભૃગુઓના સંબંધે સપ્રમાણ લાંબી ચર્ચા કરી છે તે માનવામાં વાંધો નથી. ભૃગુ, ચ્યવન, દધ્યંચ વગેરે અથર્વણોનો ગૂજરાતની ભૂમિ સાથેનો સંબંધ સિદ્ધ થયેલો છે. (પૃ. ૬૩) અથર્વવેદનું કર્તાપણું ભૃગુ અને એમના અંગિરસ કુલમાં જાય છે એમ પ્રો. બેનરજી કહે છે. એ સંસ્કૃતિની મર્યાદા ગૂજરાતને કિનારે થઈને ઈરાન સુધી માનવી પડશે. ભૃગુનો વરુણ સાથેનો સંબંધ આગળ જોઈશું. કૌશિકનો અથર્વણ સૂત્ર સાથેનો સંબંધ અને ઋગ્વેદમાં અસુરોનો કુશિક વિશ્વામિત્ર સાથેનો સંબંધ પૃ. ૬૭ માં ચર્ચ્યો છે. આ મિશ્રણ સેંકડો વર્ષના ઘર્ષણ પછી એવું તો થયું કે અથર્વવેદને ચોથા વેદ તરીકે કબૂલ કરવો પડ્યો અને એના કર્તાઓ મુખ્ય આર્ય ઋષિઓમાં સ્થાન પામ્યા.

૨. વેદમાં અસુર અને અહિ શબ્દો એક જ વ્યક્તિ માટે વપરાયેલા છે. રાક્ષસ શબ્દનો અર્થ જેનાથી રક્ષણ થવું જોઈએ એવો કરે છે. ધાર્મિક ક્રિયાઓમાં રાક્ષસો હરકત કરતા હતા એની જે વાતો પુરાણોમાં છે તે અર્થમાં એ શબ્દનો અર્થ કર્યો હશે. પ્રાચીન આર્ય અને અસુર જાતિના ધર્મભેદનું એ કારણ હોઈ શકે. પરંતુ રાક્ષસ જો અસુરની પેટા જાતિ ગણીએ તો એ નામ ઉપરથી એ અર્થ બેસાડ્યો એમ જ કહેવું પડે. એવા અર્થ બેસાડ્યાના ઘણા દાખલા મળે છે. જેમકે મગ(મગ બ્રાહ્મણો)ને ધારણ કરનારી ભૂમિ એ મગધ. અસુર શબ્દનો અર્થ અસુ એટલે પ્રાણ ઉપરથી પણ બેસાડે છે.

ગણે છે. એવી જ રીતે અહિ અગર નાગ જાતિ પણ અસુરની પેટા જાતિ ગણાય છે.[૧] એ ચર્ચા પણ લંબાણથી કરવી અહીં અસ્થાને છે. પરંતુ નાગ જાતિ માટે થોડું લખ્યા વગર ચાલે તેમ નથી. અસુર અને નાગ જાતિની ગમના જો કોઈ સામાજિક ઇતિહાસમાં આજે ન કરવામાં આવે તો એ ઇતિહાસ અધૂરો ગણાશે. આપણા પ્રાંતને એ જાતિઓ સાથે જે પ્રાચીન સંબંધ છે તે જોતાં અહીં એને વીસરી જવાય નહિ. અહીં એટલું પણ કહેવું અગત્યનું છે કે દ્રાવિડ દેશના સામાજિક ઇતિહાસને ધ્યાનમાં ન લેવાય તો આજે હિંદનો અને ખાસ કરીને ગૂજરાતનો સામાજિક ઇતિહાસ સંપૂર્ણ ગણાય નહિ, કારણ કે હિંદુસ્તાને ખોયેલું ઘણું આજે એ "હિંદુ હિંદુસ્તાન" માં જળવાઈ રહેલું છે. આપણી કેટલીક પ્રાચીન જાતિઓના મૂળના ખુલાસા માટે આપણે દક્ષિણના સમાજ ઉપર નજર નાંખવી પડે છે.

## હિંદુસ્તાનની જાતિઓનું પ્રથમ સફળ મિશ્રણ

અસુર અને નાગ જાતિને એક માનીએ કે જુદી માનીએ પણ એટલું તો સત્ય છે કે એ બન્ને આર્ય અને દાસ અગર દસ્યુ જાતિઓથી જુદી જ હતી. અસુરોની દેવો એટલે આર્યો સાથેની દરિયાઈ વેપાર માટેની અને જળમાર્ગો માટેની લડાઈઓ એ સમુદ્રમંથનની પૌરાણિક કથાનું ઐતિહાસિક સ્વરૂપ.[૨] એમાં અસુરોની સાથે રહી

---

૧. પ્રો. બેનરજી શાસ્ત્રી નાગને અસુરોની પેટા જાતિ ગણે છે. પૃ. ૯૨ થી ૯૮. નાગ જાતિ એ પેટે ચાલનારાં પ્રાણી નથી પણ મનુષ્યો છે તે માટે હવે શંકા નથી. જાયસ્વાલજીએ એમનો ઇતિહાસ લખેલો છે તે આગળ જોઈશું. ત્રિચિનાપલ્લીના પ્રો. વિશ્વનાથે Racial Synthesis in Hindu Culture (Trubner)માં દક્ષિણ હિંદમાં નાગ જાતિ માટેની ચર્ચા પૃ. ૭૭ થી ૮૧ માં કરી છે તે જોવા જેવી છે.

૨. આગળ ટૂંકામાં આ ઉલ્લેખ કર્યો છે, પરંતુ સમુદ્રમંથનમાં નેતરું બનીને મુખ્ય ભાગ વાસુકિ નાગે લીધેલો અને અસુર બલિરાજાએ પણ આગળ

નાગોએ મુખ્ય ભાગ ભજવેલો, અને છેવટે એમાં પણ આર્યોનો વિજય થયો. અસુરો અને નાગોને વાયવ્ય પ્રાંતો, પંજાબ અને કાશ્મીરથી ક્રમશઃ દક્ષિણમાં ગૂજરાત તરફ, માળવા તરફ અને પૂર્વ તરફ હઠવું પડેલું. અસુરોનું વહાણવટું નાગ જાતિના હાથમાં હતું અને એમની બે મુખ્ય પેટા જાતિઓમાં તક્ષક કુલ પર્વતવાસી અને કર્કોટક કુલ દરિયો ખેડનારું એમ મનાય છે. કર્કોટક નાગોની રાજધાની નર્મદા તટે માહિષ્મતીમાં હતી.[૧] વેદકાળના દેવાસુર સંગ્રામથી શરૂ થઈને મહાભારતના યુદ્ધ સુધીના લાંબા કાળમાં અસુર–નાગ જાતિ, આર્યો, અને દાસોનાં યુદ્ધો અને અનેક મહાપુરુષોના પ્રયત્નથી એ બધાનું મિશ્રણ ઘણું સારી રીતે થયું. આ બધી વાતો માટે લેખો કે સિક્કાઓના પુરાવા મળે તેમ નથી; અને એ પુરાવાઓ ઇતિહાસલેખનમાં મુખ્ય છે એ ખરું છે, પરંતુ હિંદના પ્રાચીન ઇતિહાસમાં એ પુરાવા હમેશાં મળતા નથી, અને એ માટે પ્રાચીન સાહિત્યના યથાર્થ અર્થ કર્યા વગર બીજો ઉપાય નથી.[૨]

---

પડતો ભાગ લીધેલો એમ પુરાણો કહે છે. મહાભારતમાં સમુદ્રને નાગાનાં આલયઃ કહ્યો છે તેમ असुराणां च बांधवम्, असुराणां शरणं, એમ પણ કહ્યું છે. મહાવંશમાં સમુદ્રના રાજા વરુણને અને સાગરને નાગરાજ કહ્યા છે. એ બધાંના સંબંધ નાગદ્વીપ સાથે છે. બૌદ્ધ પરંપરા પ્રમાણે અસુરો, નાગો અને ગાંધર્વો સમુદ્ર અને નાગદ્વીપમાં રહે છે એમ કહે છે. વરુણ અસુરોનો મુખ્ય દેવ છે અને વરુણ, અને અસુર નાગનો સંબંધ બહુ સૂચક છે. આગળ ધર્મની બાબતમાં એની ચર્ચા કરીશું.

૧. નર્મદા નદીને નાગોની બહેન કહેવામાં આવે છે એ બહુ સૂચક છે. નદી અને રાજકન્યાઓનાં એક નામના દાખલા બહુ મળે છે અને તેથી પૌરાણિક ગોટાળા પણ થયેલા છે. નાગોએ નર્મદા નદી મારફતે લાગવગ વાપરીને પુરુકુત્સને ગાંધર્વોનો નાશ કરવા વીનવ્યું એ માટે પાર્જિટર A. I. H. T. પૃ. ૨૬૨ જુઓ. માહિષ્મતી માટે પણ એમાં જોવું. માહિષ્મતીને મહિષાસુરની નગરી અને મહેશ્વરની નગરી કહે છે એમ પણ બીજા બે મત છે.

૨. પુરાણોમાં નામો અને પર્યાયોની ગૂંચવણ માટે બહુ ધ્યાનથી જોવાની

પ્રાચીન સાહિત્યના અવલોકનથી એમ લાગે કે આ પ્રથમ જાતિઓના મિશ્રણની સફળતાનો યશ ધાર્મિક દૃષ્ટિએ ઘણે ભાગે ભગવાન વેદવ્યાસને ભાગે જાય; અને રાજકીય તથા સામાજિક દૃષ્ટિએ ભગવાન શ્રીકૃષ્ણને ભાગે જાય. ભગવાન શ્રીકૃષ્ણને ઐતિહાસિક દૃષ્ટિએ ગમે તે જાતિના ગણો તોપણ વિરોધી તત્ત્વોમાંથી સાચા ધર્મની સંસ્થાપના કરવા માટે એમણે પોતાની જાતિનો કે પારકાનો ભેદ ગણ્યો નથી અને સત્ય તથા ન્યાયનો રસ્તો લીધો છે.[1] અનેક વિરોધી વાતાવરણોમાં પણ હિંદુ ધર્મ—જગતના સર્વથી પ્રાચીન ધર્મ તરીકે આજે ઊભો રહ્યો છે તેનું માન ધર્મ અને સમાજરચના કરી વ્યવસ્થા કરવા માટે એ બે મહાવિભૂતિઓને છે.

### સામાજિક ઇતિહાસમાં નાગ જાતિનું સ્થાન

પોતાના બાપ પરીક્ષિતનું વેર લેવા જન્મેજયે સર્પયજ્ઞ કર્યો એ આવી કોઈ નાગજાતિનો વિધ્વંસ કર્યાનો ઉલ્લેખ હોવો જોઈએ.[2] એ પછી

જરૂર છે. કેટલાક વિદ્વાન લેખકો સિક્કાનો ઉલ્લેખ ન મળે તેને ઇતિહાસમાં સ્વીકારતા નથી. આપણા ઇતિહાસ માટે એ સિદ્ધાંત સંચો છતાં ચાલે તેવો નથી અને સામાજિક ઇતિહાસ માટે તો એ સિદ્ધાંતથી ગ્રહણ કરવા એ ઇતિહાસ નહિ જેવો જ લખી શકાય.

૧. વેદની આજની ગોઠવણ અને પુરાણોના કર્તા તરીકે વેદવ્યાસનું નામ આપણી પરંપરામાં વપરાય છે તે બહુ સૂચક છે. એ મહર્ષિએ વૈદિક યુદ્ધો પછીનાં મિશ્રણમાં જે યુગપ્રવર્તક જેવો ભાગ ભજવ્યો છે તેનો ઇતિહાસ શોધવા જેવો છે. ભગવાન શ્રીકૃષ્ણ ઐતિહાસિક વ્યક્તિ છે છતાં એ અવતારી પુરુષ ગણાયા એ વાત એમણે સમાજ અને ધર્મની પુનર્રચનામાં જે અપૂર્વ ભાગ મહાભારતકાળમાં લીધો તે છે. એમણે પોતાનાં સગાં કહેવાતા પુરુષોને મારવામાં ભાગ લીધો છે એ સમાજવ્યવસ્થામાં એમનું ન્યાયીપણું વ્યક્ત કરે છે. એમણે આપણી સંસ્કૃતિનો જે દઢ પાયો નાંખ્યો તે માટે તો જુદું આખું પુસ્તક જ લખી શકાય.

૨. આ જન્મેજય તે વૈદિક કાળનો કે મહાભારતકાળનો તે માટે મતભેદ છે. પરંતુ નાગ જાતિ સાથે એણે કરેલું યુદ્ધ અને નાગોનો પરાજય એ જ સર્પયજ્ઞનો ઐતિહાસિક અર્થ છે.

નાગ જાતિના મહત્તાના ખાસ ઉલ્લેખો જોવામાં આવતા નથી. નાગ લોકો સ્થાપત્યના શોખીન, સંસ્કારી, સારાં નગરોમાં રહેનારા અને ઉત્તમ નાવિકો હતા અને એમની ઘણીખરી પેટા જાતિઓ દેખાવમાં સુંદર હતી એવા ઉલ્લેખો પ્રાચીન સાહિત્યમાં મળે છે.[1] એમનો અસુરો સાથેનો સંબંધ પ્રસિદ્ધ હતો છતાં એમનું નામ નાગ શાથી પડ્યું તે હજી કોયડો જ રહ્યો છે. કાં તો અસુરની પેઠે એ એક નામ જ હોય અને તેના અર્થ પાછળથી કરવામાં આવ્યા હોય, કે નાગ–સર્પ–એમનું ચિહ્ન હોય કે એની એ પૂજા કરતા હોય.[2] ગમે તેમ હોય પણ કાશ્મીરથી શરૂ થઈને મધ્ય દેશ અને પંજાબ, ગૂજરાત અને માળવા, ગંગા નદીનો પ્રદેશ, અને છેવટે છેક દક્ષિણાપથ સુધી એમની સત્તા જુદે જુદે વખતે વ્યાપ્ત હતી. અને

---

૧. જુઓ Racial Synthesis in Hindu Culture by S. V. Viswanath (Trubners' Oriental Series–London.) પૃ. ૭૭ થી ૮૧. એમણે બૌદ્ધ સાહિત્યના, પુરાણોના, અને તામીલ સાહિત્યના આધારો આ ગ્રંથમાં આપેલા છે. એનસાઇક્લોપીડિયા ઑફ રિલિજિયન ઍન્ડ એથિક્સનો આધાર પણ આપેલો છે. અહીં એ વિગતની જરૂર નથી. નાગોના મહેલો પાણીમાં કે ઝાડ પાસે કે વિંધ્ય પર્વતમાં કેવા હતા એ માટે બૌદ્ધ જાતકનો આધાર આપેલો છે. એ નર્મદા કિનારે નાગોનું મોટું થાણું સૂચવે છે.

૨. સંસ્કૃત ભાષામાં અર્થો કરવાની અલૌકિક ખૂબી છે અને અસુર શબ્દના અર્થ કરેલા છે તેમ નાગના અર્થ પણ કરેલા છે. ઘણી વાર નામ પ્રથમ વપરાતું હોય છે અને એના અર્થ પાછળથી મરજી મુજબ વિદ્વાનો બેસાડે છે. કેટલીક વાર ઇતિહાસ કરતાં ભાષાએ વસ્તુને સારી રીતે જાળવી રાખેલી હોય છે, અને કેટલીક વાર ભાષા ગૂંચવાડો પણ કરે છે. અસુરની બાબતમાં ભાષાએ ખરો અર્થ જાળવ્યો છે તેમ નાગની બાબતમાં પણ કદાચ હોય. નગ શબ્દનો અર્થ પર્વત છે અને નાગ–સર્પ પણ છે. અગ નહિ તે નાગ એમ નાગ શબ્દની વ્યુત્પત્તિ પણ આપી છે અને નાગનો અર્થ હાથી, સર્પ વગેરે કર્યા છે. આ વિરોધવાળી વ્યુત્પત્તિની રીત બતાવી આપે છે કે નાગ એ જાતિનું મૂળ નામ છે અને એના અર્થ પાછળથી બેસાડયા લાગે છે. પુરુષમાં સિંહ કે વ્યાઘ્ર, પુરુષમાં વૃષભ એમ જેમ ઉત્તમતા બતાવવા વપરાય છે તેમ પુરુષમાં નાગ

દક્ષિણમાં આજે એ જાતિના મૂળના સ્પષ્ટ પુરાવા પણ મળે છે.[1] ગૂજરાત માળવામાં પણ એ જાતિ એક વખત વ્યાપ્ત છતાં આજે એ કઈ જ્ઞાતિઓમાં સમાઈ ગઈ છે તે શોધવું અશક્ય જેવું થઈ ગયું છે. ઈસ્વીસનની શરૂઆત લગભગથી એ જાતિ પાછી જોરમાં આવી હોય અને ઈ. સ. ૧૫૦ લગભગમાં ભારશિવ–નાગોનું સામ્રાજ્ય એમણે સ્થાપ્યું હોય એમ જણાય છે અને એ સમય માટે તો શ્રી. જાયસ્વાલજીએ અનેક રીતે સિદ્ધ પણ કર્યું છે.[2] ગૂજરાતના

શબ્દ પણ ઉત્તમતાવાચક વપરાય છે. નાગ શબ્દ સર્પ પ્રાણી સાથે જોડાઈ પૌરાણિક થઈ ગયો અને અધમતાવાચક અસુરની પેઠે થયો એ તો પાછળનો બનાવ છે. પરંતુ નાગ જાતિ નાગ–સર્પને પૂજનારી હોય એ સંભવ વધારે યોગ્ય જણાય છે. નાગપૂજાની બાબતમાં એની ચર્ચા કરીશું. નાગ રાજાઓનું ચિહ્ન પણ નાગ–સર્પ કદાચ હોય.

૧. ઉપર ઉલ્લેખ કરેલા પ્રો. વિશ્વનાથના ગ્રંથનાં પૃ. ૭૮-૭૯ જુઓ. તામીલ વૈયાકરણો દક્ષિણ હિંદની ત્રણ મુખ્ય જાતિઓ ગણાવે છે તેમાં (૧) મક્કલ (૨) તેવર અને (૩) નાગર ગણાવે છે. "ર" માનવાચક પ્રત્યય છે. તામીલ સાહિત્યના આધારે "નાગનાડ" એટલે નાગના દેશનું વર્ણન પણ કરેલું છે. અને તે ચારસો યોજનનો કહ્યો છે. તંગકુલ નામના ઉત્તરના નાગો ઉત્તમ વણકર હતા એમ લખે છે. તામીલમાં તંગ એટલે સોનું છે. પરંતુ તામીલ ભાષામાં વ્યંજનોના ઉચ્ચાર માટે નિયમ નથી. એટલે તક્ષક કુલના–પંજાબ બાજુના નાગો જે તક્ક કે તાક કુલના ગણતા હતા તેમનો નિર્દેશ હોય એમ મને લાગે છે. દક્ષિણમાં નાગપટ્ટણ, નાગર કોઈલ (કોઈલ એટલે મંદિર) નામે શહેરો આજે પણ છે. નીલગિરિના ટોડાને નાગ જાતિ માને છે. ભેંસ નાગ જાતિનું ખાસ પ્રાણી ગણે છે. વધુ વિગત માટે પ્રો. વિશ્વનાથનો ગ્રંથ જોવો, આ તક્ષક અગર તક્ક કુલનો આપણા મુસ્લિમયુગના ઇતિહાસ સાથેના સંબંધનો ઉલ્લેખ આગળ કરીશું.

૨. જુઓ. History of India : Naga Vākātak Imperial Period By K. P. Jayswal. શ્રી. જાયસ્વાલજી નાગોના સામ્રાજ્યનો સમય ઈ. સ. ૧૫૦ થી ૨૮૮ સુધીમાં મૂકે છે અને તે પછી ઈ. સ. ૩૫૦ સુધી વાકાટકોનો સમય મૂકે છે અને વાકાટકોને નાગ મહારાજ્ય સાથેનો સગાઈનો સંબંધ પણ બતાવ્યો છે.

સાંસ્કૃતિક ઇતિહાસમાં—પછી એ ઇતિહાસ તેના ગમે તે યુગ માટેનો હોય છતાં પણ—નાગ જાતિના ઉલ્લેખ વગર ચાલે તેમ નથી; અને અહીં બને તેટલી ટૂંકામાં એ ચર્ચા કરીશું. શૈવ સંપ્રદાયનું સર્વથી પ્રાચીન સમયનું જોર જ્યાં સુધી ગૂજરાતમાં ગણાય, અને ગૂજરાતી બ્રાહ્મણોમાં સર્વથી ઊંચા ગણાતા નાગર બ્રાહ્મણો જ્યાં સુધી ગૂજરાતના ગણાય ત્યાં સુધી ગૂજરાતનો સામાજિક કે સાંસ્કૃતિક ઇતિહાસ નાગ જાતિની ચર્ચા વગર સંપૂર્ણ ગણાશે નહિ. આ નાગ મહારાજાઓ પરમ શિવભક્ત હતા એ આગળ જોઈશું.

## બીજું એટલે પૌરાણિક કાળનું મિશ્રણ

નાગોની આ બીજી વખતની સત્તા અને ચડતી હતી; અને આ વખતે વૈદિક સમય પૂરો થઈ પૌરાણિક સમય શરૂ થયાને ઘણા જમાનાઓ વીતી ગયા હતા. પ્રથમ મિશ્રણ પૂરું થયું હતું અને આર્ય, અસુર, નાગ જાતિ મિશ્ર થઈ બ્રાહ્મણોના ચાતુર્વર્ણ્યમાં સમાઈ ગઈ હતી. અસુરો ગાળરૂપે અને નામશેષ થઈ ગયા હતા. પૌરાણિક હિંદુ ધર્મ એના પ્રથમ સ્વરૂપમાં સ્થપાઈ ગયો હતો. ધર્મોનાં મિશ્રણો પણ થઈ ગયાં હતાં તે આગળ જોઈશું.[1] પરંતુ હિંદુ ધર્મની મહા

---

૧. અહીં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે કેટલાકોને મતે આ સમયમાં જ પહેલું મિશ્રણ થયું એમ છે. અને બૌદ્ધોને હરાવવા માટે જ બ્રાહ્મણોએ ચાર વર્ણો કર્યા. પરંતુ બરોબર તપાસતાં આ બીજું મિશ્રણ હતું અને વર્ણોની રચના થયેલી હતી. માત્ર એ રચના પાછળથી સખત બનાવી તેવું નહોતું થયું. તેમ જ વર્ણોમાં અંદર અંદરના નાના વાડા નહોતા બંધાયા. અંદર અંદર ખાવાપીવાના અને લગ્નના ભેદ પણ પાછળ થયા તેવા નહોતા બંધાયા. પૌરાણિક ધર્મની રચના શરૂ થઈ હતી પરંતુ તેમાં હજુ બીજા સંપ્રદાયોને લેવાનો અવકાશ હતો. પૌરાણિક ધર્મને બંધાતાં પણ સેંકડાઓ વીત્યા છે. આગળ જોયું તેમ સૂતનાં પુરાણો રચાયાં હતાં પણ બ્રાહ્મણોએ એમને ફરીથી ફેરવ્યાં નહોતાં. શૈવ સંપ્રદાય એક અગર બીજે રૂપે બૌદ્ધ સમયમાં પણ હતો એમ મને લાગે છે. એનું છેવટનું પૌરાણિક રૂપ ભલે પાછળથી થયું હોય.

વિભૂતિઓ માટે મિશ્રણો કરવાનું હજી પૂરું થયું નહોતું. નવી જાતિઓ ભરતખંડમાં આવ્યે જતી હતી. બ્રાહ્મણ ધર્મના વિરોધી ધર્મો આ ભૂમિમાં જ ઉત્પન્ન થયા હતા. પ્રથમ મિશ્રણની પેઠે આ બીજા મિશ્રણોની રચનાએ પણ સેંકડો વર્ષો જોયાં. આ મિશ્રણના પણ આશરે એક હજાર વર્ષ જેટલા સમયમાં યવનો, શકો, કુશાનો, હૂણો, ગુર્જરો વગેરે પરદેશીઓ આ દેશમાં આવ્યા. વૈદિક ધર્મની સામે ભગવાન બુદ્ધે અને ભગવાન મહાવીરે પોતાના દયાધર્મના પ્રચાર શરૂ કરી દીધા હતા. વૈદિક કાલમાં મહાવિભૂતિઓએ જે સફળ મિશ્રણ કર્યું એવી જ કસોટીનો સમય આ વખતે પણ આવીને ઊભો હતો.

## બૌદ્ધો અને જૈનોનું જોર

સમ્રાટ અશોકના સમયથી બૌદ્ધ ધર્મ પૂર જોરમાં આવતો હતો. પ્રથમ મિશ્રણ પહેલાં અસુરો અને એમની કેટલીક પેટાજાતિઓ અને દસ્યુઓ જેમ વૈદિક યજ્ઞયાગના ધર્મની વિરુદ્ધ હતા તેમ બૌદ્ધો અને જૈનો પણ યજ્ઞની વિરુદ્ધ હતા. વૈદિક બ્રાહ્મણોને માટે આ નવા ધર્મોની માન્યતાઓ અસહ્ય હતી. દેવાસુર સંગ્રામ આર્યો અને અસુર દાસોના સંગ્રામની પેઠે વૈદિકો અને બૌદ્ધોના સંગ્રામ શરૂ થવાનો સમય આવી લાગ્યો હતો. પહેલા મિશ્રણ પછી જે ઊંચા નીચા સામાજિક વિભાગો થયા હતા તેમાં નીચ વર્ણોને બૌદ્ધ મતમાં સારો આશ્રય મળતો હતો. જે જાતિઓને બ્રાહ્મણો ઉચ્ચ વર્ણોમાં સ્વીકારવા તૈયાર નહોતા તેમને બૌદ્ધ મતમાં વિના સંકોચે સમાનતા મળતી હતી. નવી જાતિઓ હિંદમાં આવ્યે જતી હતી. એમને સમાજના કયા વિભાગમાં દાખલ કરવા તે વિચારમાં બ્રાહ્મણો મૂંઝાય તે પહેલાં બૌદ્ધો પોતાના સંપ્રદાયમાં સ્વીકારી લેતા.[1] નાગ જાતિના ઘણાએ

---

૧. શકો અને કુશાનો બૌદ્ધ થયા અને બ્રાહ્મણોને દાબ્યા તે માટે બ્રાહ્મણ પુરાણો प्रजाश्चाब्रह्मभूयिष्ठाः એવા શબ્દો લખે છે. જાયસ્વાલજી કહે છે કે બ્રાહ્મણો આ લોકોને તુરત અપનાવી ન શક્યા અને તેથી એ લોકો બ્રાહ્મણોને

બૌદ્ધ મત સ્વીકાર્યો એમ વિદ્વાનો માને છે. નવા આવનાર શકો, કુશાનો, હૂણો વગેરેને પણ બૌદ્ધોએ અપનાવવા માંડ્યા.[1] ઇસ્વી-સનની શરૂઆતનો સમય બ્રાહ્મણો માટે કટોકટીનો હતો.

### બીજું મિશ્રણ અને બ્રાહ્મણોનો વિજય

આ સમયમાં હિંદુ સમાજ અને ધર્મનું ઐક્ય જાળવી રાખવા માટે બ્રાહ્મણોએ મહા પ્રયત્નો કર્યા. એમણે જોયું કે વેદધર્મની મહત્તા અને પોતાની સત્તાને હાનિ ન થાય તે માટે સમાજમાં નવી યુક્તિઓથી છૂટછાટ રાખવી પડશે અને ધર્મને એક કરવા માટે વિશાળ બનાવવો પડશે. પ્રથમ મિશ્રણની સફળતામાં જ એમણે અસુરો અને નાગોના દેવોને વૈદિક ધર્મમાં સ્થાન આપ્યાં હતાં. ખાસ કરીને શૈવ સંપ્રદાય—જેનું વૃર્ણન આગળ કરીશું—ના અનેક ફાંટાઓને એક કરી બ્રાહ્મણ ધર્મમાં એને મહત્ત્વનું સ્થાન મળ્યું હતું.[2] યજ્ઞ ભાગના અધિકાર વગરના ભગવાન શિવને સ્થાન અપાયું હતું.[3] અગ્નિ અને સૂર્યના પૂજકોને પોતાના વાડામાં લેવાનો

---

ધિક્કારતા. ગર્ગસંહિતા વગેરેને આધારે જયસ્વાલજી કહે છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય નહિ રહે, માત્ર શૂદ્રો રહેશે, મ્લેચ્છો રહેશે અને હાડકાંની (ભગવાન બુદ્ધનાં અસ્થિ) પૂજા થશે. આ બધું લખાણ પુરાણોએ શક અને કુશાનો માટે કર્યું છે. કુશાનોએ બ્રાહ્મણોને સતાવ્યા એવો જાયસ્વાલજીનો મત છે. નાગ-ભારશિવોએ બ્રાહ્મણોનો ઉદ્ધાર કર્યો એમ એ માને છે. બૌદ્ધો ને જૈનોને પુરાણોએ અસુરો કહ્યાના દાખલા પણ છે.

૧. પ્રો. વિશ્વનાથ નાગો બૌદ્ધ ધર્મમાં જોડાયાનું વર્ણન કરે છે. કુશાનોના સમયનો ઇતિહાસ એ બાબતની સાક્ષી પૂરે છે. જાયસ્વાલજીનો પણ એ મત છે.

૨. શિવ અસુરોના અને નાગોના મુખ્ય દેવ છે એ આગળ ચર્ચીશું અને હિંદના પશ્ચિમ ભાગ સાથે એ સંપ્રદાયનો ગાઢ સંબંધ પણ ચર્ચીશું. વરુણ, રુદ્ર વગેરેને વેદમાં લીધા એ પહેલા મિશ્રણ વખતે, લિંગપૂજાનો શિવ-રુદ્ર સાથે સંબંધ જોડી એકતા કરી એ બીજા મિશ્રણ વખતે, પૌરાણિક કાળમાં બ્રાહ્મણ ધર્મમાં શિવપૂજાનું મહત્ત્વ ખૂબ જ વધી ગયું.

૩. દક્ષના યજ્ઞની કથા અને શિવને આમંત્રણ ન મળ્યું એ આ બાબત સૂચવે છે.

બ્રાહ્મણોને વાંધો ન હતો.[૧] પરંતુ બૌદ્ધો અને જૈનોને જીતવા એ મુશ્કેલ કામ હતું. નવા જામેલા કુશાનો બૌદ્ધોના સ્તંભરૂપ હતા. એમણે બ્રાહ્મણોને ઉત્તેજન આપવું બંધ કર્યું હતું.[૨] એમની સત્તામાં બૌદ્ધોના ટેકાને લીધે અનેક પરદેશીઓ અને પહેલાં હલકી ગણાતી વર્ણો એક થઈ રાજસત્તાવાળા ક્ષત્રિયોની નવી જાતિનું અસ્તિત્વ સમાજમાં થયું હતું.[૩] આ બધાનો સામનો કરીને, બૌદ્ધોને પાછા હિંદુ ધર્મમાં લઈને, ધર્મની પુનઃ સંસ્થાપના કરીને, સમાજમાં ફરી નવા વાડા બાંધીને,[૪] બ્રાહ્મણોએ પોતાની બધી શક્તિ બતાવી. અને નવા સમાજના બંધારણમાં એ સફળ થયા. એમાં એમને ઘણી આપલે કરવી પડી. પોતાનું કેટલુંયે છોડીને સામાનું કેટલુંયે લેવું

---

૧. અગ્નિ અને સૂર્યના પૂજકો પશ્ચિમ તરફથી આવ્યા તેમને ઘોઈ લેવામાં મુશ્કેલી નહોતી. મિહિરો સૂર્યપૂજક હતા અને ગુર્જરો પણ હતા અને સૂર્યપૂજાને શૈવ પુરાણોએ ટેકો આપ્યો છે તે ચર્ચા પણ આગળ કરીશું.

૨. જુઓ પૃ. ૨૦૩ ની નોંધ. કુશાનો ગાદીએ બેસે ત્યારે ગંગાજળથી માથે અભિષેકનો હક્ક એમને નહોતો.

૩. બૌદ્ધ ધર્મે ઊંચા નીચાના ભેદ કાઢી નાંખી સમાનતા સમાજમાં લાવવા પ્રયત્ન કર્યો એવો ઘણા વિદ્વાનોનો મત છે. બ્રાહ્મણોની નજરે હલકી ગણાતી જાતિ રાજસત્તાના જોરે ઊંચી કે ક્ષત્રિય પાછળથી ગણાઈ હોય એવા દાખલા છે. કેમ્પબેલનો મત પરદેશી જાતિઓને ચાર વર્ણમાં લીધી તે માટે મુંબઈ ગૅઝેટિયરમાં જોવા જેવો છે. જોકે એમાં ઘણાં અનુમાનો ઊલટી રીતે પણ કર્યાં છે. વિગતો માટે કેમ્પબેલના લેખો ઉપયોગી છે; એમના અભિપ્રાય બધા જ ગ્રહણ કરવા યોગ્ય નથી.

૪. બ્રાહ્મણોએ ઊંચી નીચી જાતિઓને હિંદુ ધર્મમાં પાછી કેવી રીતે ગોઠવી અને મુખ્ય ચાર જાતિઓમાંથી નાની નાની અસંખ્ય પેટા જાતિઓ કે આજની જ્ઞાતિઓ કેવી રીતે થઈ, મૂળ ક્ષત્રિયોમાંથી આજના રજપૂતો કેવી રીતે થયા એ વર્ણન રસમય છે. ટૂંકામાં આગળ જોઈશું. કેમ્પબેલનો મત પણ ગૅઝેટિયરમાં જોવા જેવો છે.

પડ્યું.[૧] એકતા માટેનો બ્રાહ્મણોનો આ મોટામાં મોટો વિજય હતો. ભગવાન બુદ્ધને એમણે હિંદુઓના ભગવાનના એક અવતાર તરીકે ગ્રહણ કર્યા.[૨] એમના ઘણા સિદ્ધાંતોને અપનાવ્યા. અહિંસાને પરમ ધર્મ તરીકે સ્વીકાર્યો. વિદેશી અને વિધર્મીને ધોઈ લેવામાં અપૂર્વ યુક્તિઓ યોજી. જગતના ચોથા ભાગમાં જે ધર્મ વ્યાપેલો તેને પોતાની જ જન્મભૂમિમાંથી કાઢવાનો મોટો અલૌકિક ચમત્કાર કર્યો. હિંદુ સમાજનું આવું અપનાવવાનું બળ એ એક અપૂર્વ શક્તિ હતી. એ કોઈ વાર અનાયાસે વપરાઈ તો ઘણી વાર બુદ્ધિપૂર્વક વપરાઈ છે. વિરોધી તત્ત્વોને એક કરવા આ બન્ને મિશ્રણોના સમયમાં જે બુદ્ધિ વપરાઈ તે પાછળના સમાજમાં ન રહી એ ખેદની વાત છે.

### યદુવંશી નાગો અને તાક નાગો

આ બીજા મિશ્રણમાં બ્રાહ્મણોનો જે વિજય થયો એમાં નાગ મહારાજાઓએ અગત્યનો ભાગ લીધો છે એ ધ્યાનમાં લેવા જેવું છે. આ નાગ રાજ્યો ત્રણ હતાં અને એમની રાજવ્યવસ્થા પ્રજાસત્તાક હતી એમ જાયસ્વાલજીનું માનવું છે.[૩] આથી પહેલાંના સમયમાં કર્કોટક નાગોનો માળવા અને નર્મદા સાથેનો સંબંધ જોયો.[૪]

---

૧. લાંબા લાંબા યજ્ઞો વગેરે બ્રાહ્મણોએ છોડયા. અહિંસા સિદ્ધાંત તરીકે સ્વીકારી, જોકે એનો અમલ થોડો હતો.

૨. ચુસ્ત વૈષ્ણવ પુરાણો ભગવાન બુદ્ધને બદલે શ્રીકૃષ્ણના ભાઈ બલરામને અવતાર ગણે છે.

૩. His. of India : Jayaswal. પૃ. ૩૩. મથુરા, કાંતિપુરી અને પદ્માવતીનાં ત્રણ નાગ કુલો અને તેમનું Federation–સમવાયતંત્ર હતું. પદ્માવતી કઈ તે નક્કી કરવું મુશ્કેલ છે. હાલના પદ્મ પવાયામાં એના અવશેષો જડયાં છે એમ જયસ્વાલજી માને છે. કવિ ભવભૂતિનું પદ્માવતી એ જ કે બીજાં હશે? અહિછત્રમાં પણ નાગકુલની નાની શાખાની સત્તા હતી.

૪. નર્મદા નામની સ્ત્રીઓ અને નદીમાં પુરાણોએ કરેલી ગૂંચવણના ઉલ્લેખ પાર્જિટરે કરેલા છે. પુરાણો નર્મદાને શિવની પુત્રી પણ કહે છે અને

પરંતુ મથુરાનો નાગવંશ પોતાને યદુવંશનો કહે છે અને પદ્માવતીનો નાગવંશ તાકવંશ કહેવાય છે. અહિચ્છત્રમાં પણ નાગકુલની સત્તા હતી તે બાબત આગળ જોઈશું. આપણા ઇતિહાસને માટે આ બે નામ બહુ ઉપયોગી છે. નવનાગનું કુલ પણ પોતાને યાદવવંશી કહે છે.[1] તાકવંશના નાગો તક્ક દેશ એટલે પંજાબથી દક્ષિણ બાજૂએ આવ્યા. પ્રાચીન કાળમાં કાશ્મીર અને પંજાબમાં નાગસત્તા હતી અને ત્યાંનો તાકવંશ રજપુતાના, માળવા અને મધ્યહિંદમાં સત્તાધીશ થયો. આટલા પ્રાચીન સમયમાં આ નાગ રાજવંશો પોતાને યદુવંશના કહે છે અને યાદવોનો પશ્ચિમ હિંદુ, મથુરા, અને સૌરાષ્ટ્ર સાથે જે જૂનો સંબંધ છે તે વાત બહુ જ સૂચક છે. ઇસ્વીસનની શરૂઆતમાં આપણો આખો પ્રાંત આભીર દેશ કહેવાતો હતો અને યાદવો તથા આભીરો–આહીરો–સાથેનો સંબંધ જોકે સ્પષ્ટ થયો નથી છતાં કાંઈ સંબંધ હશે એમ સમજાય છે.[2] તામીલ સાહિત્યમાં

---

નાગોની બહેન પણ કહે છે. એણે નાગોની તરફેણમાં લીધેલા ભાગનો ઉલ્લેખ આગળ જોયો. સ્ત્રી તરીકે અને નદી તરીકે બન્ને રીતે નાગો સાથે એનો સંબંધ હોવો જોઈએ. મેં ખંભાતના ઇતિહાસમાં એના ઉલ્લેખ કરેલા છે.

૧. His. of India. Jayaswal. પૃ. ૩૩. જયસ્વાલજી નવ નાગનો અર્થ નવું નાગકુલ એવો કહે છે. નવ એટલે સંખ્યા નહિ.

૨. જયસ્વાલજીએ એના આધારો (પુરાણોના) આપ્યા છે. ગ્રીક ઉલ્લેખોનો આભીર પણ આભીર છે. આભીર લોકો એક વાર આખા ગૂજરાત, કાઠિયાવાડ, કોંકણ, માળવા વગેરે ઉપર સત્તાધીશ હતા એવા ઉલ્લેખો પણ છે. આપણા આહીર લોકો એ આભીરો છે. ઉત્તર હિંદમાં પણ આહીરોની વસ્તી છે. એમને અને યાદવોને શો સંબંધ એ કહેવું મુશ્કેલ છે. એ લોકોની દંતકથા એમને મથુરાથી શ્રીકૃષ્ણ અને યાદવો સાથે સૌરાષ્ટ્રમાં આવ્યા એમ કહે છે. એમાં અહિ શબ્દના અવાજ સાદૃશ્યને લીધે નાગ જાતિ સાથે એમનો સંબંધ કોઈ જોડે છે. આ બાબત કાંઈ નિશ્ચયથી કહેવું અશક્ય છે. પરંતુ એક અનુમાન એમ કેમ ન થઈ શકે કે ઘણાં બહારનાં તેમ જ લૌકિક રૂઢ નામોને સંસ્કૃત બનાવી દેવામાં આવ્યાં છે તેમ આહીર નામ મૂળ હોય અને એનું સંસ્કૃત નામ

નાગ લોકાનું જે વર્ણન આવે છે તેમાં એમને સુંદર, ગોળ હોઠવાળા, મોટા ને સ્વચ્છ દાંતવાળા, મેઘની ગર્જના જેવા અવાજવાળા, હાથમાં જાળની દોરી રાખવાવાળા, અને તોફાની કહેલા છે. એમને સંસ્કારી અને ઉત્તમ કપડું વણનારા પણ કહ્યા છે.[1] આ બધું વર્ણન પણ ઉત્તરમાંથી ગૂજરાત માળવામાં થઈને દક્ષિણમાં ગયેલી તાક વગેરે નાગ જાતિઓને માટે જ બંધબેસે છે. યાદવો અને નાગોનો સંબંધ જયસ્વાલજીની પેઠે પ્રો. બેનરજી શાસ્ત્રી પણ કહે છે તે આગળ જોયું. જોકે એ માટે હજી વધારે આધારની જરૂર તો ખરી.[2] આ જાતિઓ આજે તો આપણા સમાજમાં કોની સાથે કયા નામથી મળી ગઈ છે તે એક કોયડો છે; પરંતુ પ્રાચીન કાળથી આપણી અને આસપાસની ભૂમિમાં સર્વવ્યાપી જેવી આ જાતિ અન્ય નામે પણ સમાજમાં છે જ. ટાંક રજપૂતો હજી તાક કુલના રાજવંશનું નામ જાળવી રહ્યા છે. તેનો ઉલ્લેખ આગળ કરીશું.

## કુશાન સત્તાનો અંત અને નાગો : એમાં બાૈદ્ધો સામે બ્રાહ્મણોનો વિજય

આગળ જોયું તેમ બાૈદ્ધ ધર્મનું જોર વધતું હતું અને શકો ને કુશાનો એ હિંદના પ્રાચીન રાજવંશોને દાબીને પંજાબથી શરૂ

---

આભીર કરી નાંખ્યું હોય. યદુઓ કે નાગો સાથે કદાચ સંબંધ હોય તોપણ આજે સમાજમાં એ નામો જણાતાં નથી અને આહીર જેવી ઘણી જાતિઓમાં છુપાયેલાં પણ કેમ ન હોય ?

૧. Racial Syn. in Hindu Culture by Prof. Viswanath. P. 79.

૨. પ્રો. બેનરજી શાસ્ત્રી તો યદુઓ અને એમના ભાઈઓ તુર્વસુ વગેરેને નાગ જાતિના કહે છે. (Asura in India) જયસ્વાલજી મથુરાના નાગોને યદુવંશી કહે છે, પરંતુ પુરાણોમાં આ બાબત વિરોધો પણ આવે છે. કદાચ કોઈ એમ પણ ટીકા કરે કે હિંદમાં ઘણી જાતિઓ પોતાને યદુવંશ સાથે જોડે છે. જોકે નાગ જાતિ માટે આધાર છેક લૂલા નથી છતાં વધારે જોઈએ ખરા.

કરી હિંદના મોટા ભાગ ઉપર પોતાનું સામ્રાજ્ય વધારવા માંડ્યું હતું તે સમયે એ લોકો પોતાના અસલ ધર્મો છોડીને બૌદ્ધ મતમાં મળ્યા હતા, અને બ્રાહ્મણોનું જોર ઘટતું જતું હતું.[1] ખરી રીતે શકો અને કુશાનો હિંદુ સમાજમાં મળ્યા અને ચડ્યા તેમાં પહેલું પગથિયું બૌદ્ધ મત બનેલો અને એ મારફતે પરદેશીમાંથી દેશી થઈ સમાજમાં પાછળથી મળી ગયા. આમાં પણ નીચી જાતિઓને ઊંચી ચડાવવામાં બૌદ્ધ ધર્મે અગત્યનો ભાગ લીધો છે, તે આગળ જોઈશું. એ સમયના પૌરાણિક ઉલ્લેખો એમને મ્લેચ્છ અને બ્રાહ્મણ વિરોધી તરીકે વર્ણવે છે. આ કુશાન મહારાજ્યની સામે લડી, એમની રાજ્યસત્તાનો નાશ કરી, બ્રાહ્મણ ધર્મની ફરી આણ વર્તાવવામાં ભારશિવ–નાગ રાજાઓએ અગત્યનો ભાગ ભજવ્યો.[2] એ નાગ રાજાઓએ અશ્વમેધ યજ્ઞો પણ કર્યા, અને બ્રાહ્મણ ધર્મની જૂની પ્રણાલિકાઓ પુનઃ ચાલુ કરી.[3] શૈવ ધર્મે પણ પરદેશીઓને ઊંચા વર્ણોમાં

---

૧. His. of India. Jayaswal P. 45-47. આમાં અલ્બરૂની (જેણે પુરાણો ઉપરથી લખ્યું છે) ગર્ગસંહિતા અને મહાભારતના ઉલ્લેખો શકોને માટે આપ્યા છે અને એમને મ્લેચ્છ કહી બ્રાહ્મણો–વેદધર્મનું બળ ઓછું થતું બતાવી લોકો જૂઠા અને જૂઠા મત માનનારા થશે એમ લખ્યું છે. દરેક ધર્મના ચુસ્ત નેતાઓ બીજા ધર્મના સિદ્ધાંતોને જૂઠા કહે છે એ વાત જાણીતી છે અને આ પૌરાણિક ઉલ્લેખોનો એ જ અર્થ છે. જયસ્વાલજીએ આ વાતને જરા મોટું રૂપ આપી દીધું છે.

૨. Jayaswal : His. of India. P. 48-50. આ વર્ણનમાં અને ભારશિવ–નાગ રાજાઓએ ભગવાન શિવનું યોગી જેવું સાદું જીવન આદર્શ તરીકે રાખ્યું હતું એ વર્ણનમાં જયસ્વાલજીએ જે ભાષા વાપરી છે તે પોતાના ઇષ્ટ વિષયની વકીલાત જેવી લાગે છે.

૩. કાશીમાં દશાશ્વમેધનો આરો ત્યાં દશ અશ્વમેધ થયેલા તેથી નામ પડ્યું એમ જયસ્વાલજી લખે છે. નર્મદા કિનારે એ ગામ છે એનો ખુલાસો થવાની જરૂર છે.

મેળવવા સહાય કરી છે.[1]

આ પ્રમાણે બૌદ્ધો અને બ્રાહ્મણોની તાણાતાણ સૈકાઓ સુધી ચાલી અને એને લીધે આજના હિંદુ સમાજમાં જે અપૂર્વ મિશ્રણો થયાં એની વીગતમાં ઉતરતાં બહુ લંબાણ થાય. મોટી વર્ણો ઉપરાંત આ સમયે જેમાંની નાની નવી વર્ણો અને પેટા જાતિઓ ને જ્ઞાતિઓ ઉત્પન્ન થઈ અને બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ણોમાં અનેક પરદેશીઓ ધોવાઈ ને મળી ગયા એ વાત આપણા સામાજિક ઇતિહાસનો આજે એક ચમત્કાર જ કહેવાય. બ્રાહ્મણોમાં સૂર્યપૂજક મગ લોકો દાખલ થયા, અને એવા ઘણા દાખલા મળે તેમ છે. ક્ષત્રિયોમાં તો નવા આવનારને દાખલ થવાની છૂટ હતી અને ક્ષત્રિય વર્ણ જેટલી સમાવવાની શક્તિ હિંદની બીજી કોઈ વર્ણે ભાગ્યે જ બતાવી છે.[2] બ્રાહ્મણોએ પણ શક્તિશાળી વિજેતાને અનેક રીતે ધોઈ લેવાનો આડંબર કરી ક્ષત્રિયોમાં દાખલ કરી દીધા અને એ રીતે રજપૂતોની એક આખી નવી ક્ષત્રિય વર્ણ ઊભી કરી.[3]

## અનેક પરદેશી જાતિઓનું છેવટનું મિશ્રણ

કુશાન સત્તાના નાશ પછી પણ પરદેશી ટોળાં હિંદમાં આવ્યાં હતાં અને તેમાં સૂર્યપૂજક હૂણ અને ગુર્જરો ખાસ હતા. આ લોકો આવ્યા ત્યારે પણ બૌદ્ધો અને બ્રાહ્મણોના ઝઘડા ચાલુ જ હતા. પરંતુ સૂર્ય અને અગ્નિમાં માનનારાઓને ધોઈ લેવામાં બ્રાહ્મણોને યજ્ઞયાગમાં

---

૧. પૌરાણિક હિંદુધર્મ અને હિંદુસમાજના સફળ મિશ્રણમાં અનેક વિરોધી પરદેશી તત્ત્વોને સમાવવામાં બૌદ્ધ ધર્મ જેટલું કે કંઈક વધારે કાર્ય શૈવ સંપ્રદાયોએ પણ કર્યું છે એમ મારું માનવું છે, તે આગળ જોઈશું.

૨. આ બાબતની વીગતો કેમ્પબેલે મુંબઈ ગેઝેટિયરના હિંદુ વસ્તીના પુસ્તકમાં પરિશિષ્ટમાં લંબાણથી ચર્ચી છે. કેમ્પબેલનાં અનુમાનો અને નિર્ણયો કંઈ બધા માનવા જેવા નથી, પણ ભેગી કરેલી વીગતો માટે તે ઉપયોગી છે.

૩. અગ્નિકુંડમાંથી ચૌહાણ, પરમાર, વગેરે રજપૂતોને ઉત્પન્ન કરવાની વાત એવી જ છે તે આગળ જોઈશું.

ન માનનારા અસુરો દાસો અને બૌદ્ધો વગેરેને ધોઈ લેવા જેવી મુશ્કેલી પડી નહિ.[૧] આથી બૌદ્ધો અને જૈનોને અસુરના પાછળથી થયેલા અર્થમાં ગણવાનું કે મ્લેચ્છમાં ગણવાનું કેટલાક પુરાણો ચૂક્યાં નથી.[૨] હૂણો અને ગુર્જરો ધોવાઈને તુરત હિંદુ બન્યા. સૂર્ય વેદનો દેવ તો હતો જ અને હવે એની મૂર્તિની પૂજાને અને સૂર્યપત્ની રાંદલને બ્રાહ્મણ ધર્મે સ્વીકારી.[૩] અગ્નિકુલની આખી યોજેલી વાત એટલું સિદ્ધ કરે છે કે પરદેશીઓને અગ્નિ દ્વારા એટલે યજ્ઞયાગ કરાવીને બ્રાહ્મણોએ નવી ક્ષત્રિય જાતિઓ ઉત્પન્ન કરી, અને એમને ઊંચું પદ મળ્યું. અગ્નિથી થતી શુદ્ધિ પ્રાચીન આર્ય પ્રણાલિકામાં બહુ અગત્યનું સ્થાન ભોગવે છે એટલે એ શુદ્ધિની સામે કોઈએ માથું ઊંચક્યું નહિ. સૂતોનાં પુરાણોની નવી બ્રાહ્મણકૃત આવૃત્તિઓમાં એ માટે અનેક કલ્પિત વાતો યોજાઈ. અને આજના હિંદુ સમાજને એ સમયના બુદ્ધિશાળી બ્રાહ્મણોએ ઠસાવ્યું કે દરેક જ્ઞાતિઓ કોઈ ને કોઈ કારણસર ઈશ્વરે પોતે નામ આપીને બનાવી છે.[૪] ક્ષત્રિયોની આ પ્રમાણે થયેલી જાતિઓએ પોતાનાં પેઢીનામાં

---

૧. A. I. H. 7. Pargirer. પૃ. ૬૮ : આર્હત એટલે બૌદ્ધ અને જૈન માટે લખે છે એમને પુરાણોએ દૈત્યો કેવી રીતે ગણ્યા, અને વિષ્ણુના માયામોહથી વેદ ધર્મનો ત્યાગ કરવાનું કેવી રીતે બન્યું. આ વાતમાં નર્મદાના કિનારાને સ્થાન ગણ્યું છે એ જૈન અને બૌદ્ધ ધર્મ સાથેના વેરનું સૂચક છે.

૨. સ્કંદપુરાણમાં જૈનો માટે એવો ઉલ્લેખ છે. જુઓ ખંભાતનો ઇતિહાસ, પૃ. ૨૨૭. નોંધ ૪૪.

૩. આ બાબતની આગળ ધર્મોના વર્ણનમાં ચર્ચા કરીશું. સૂર્ય અને રાંદલ માટે ફાર્બસ સભાના ત્રૈમાસિકમાં શ્રી. માંકડનું ભાષણ છપાયું છે તે જોવું અને તેમાં શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીની ચર્ચા જોવી.

૪. અગ્નિકુલના ક્ષત્રિયો માટે આપણા ઘણા વિદ્વાનોએ ચર્ચા કરી છે અને ઘણા મતભેદ પણ બતાવ્યા છે. કેમ્પબેલે ગેઝેટિયરમાં પણ ચર્ચા કરી છે. અગ્નિકુલના રજપૂતો માટે જે વાતો પ્રચલિત થઈ છે તે તો નામ પડયા પછી નામનો અર્થ બેસાડવાની પુરાણોની રીતે જ જોડાઈ લાગે છે અને તેની ચર્ચા

શ્રીરામચંદ્ર અને શ્રીકૃષ્ણ સુધી લઈ જઈને સૂર્ય અને ચંદ્રથી ઊતરી આવવાનું માન પણ લેવા માંડયું.[1] અને આ પ્રમાણે પોતાને સંપૂર્ણ આર્ય માનતો આજનો હિંદુ સમાજ ઉત્પન્ન થયો. આજની જાતિઓ અનેક ધર્મ પાળનારી જાતિઓના મિશ્રણથી પોતે બની છે એ વાત પણ ભૂલી જવામાં આવી. મોટા ભાગમાંથી વાડા બંધાયા અને તેમાં નાના વાડા ને તેમાંયે તેથી નાના વાડા બંધાયા ને ઉચ્ચ નીચ ભેદ પડી ગયા. મુસલમાન સમય આવતા પહેલાં તો આ નાનામોટા વાડા બંધાઈ ગયા હતા તે ટૂંકામાં જોઈશું.

આ મિશ્રણમાં કેટલીક જાતિઓએ પોતાનાં નામ જિતાયેલી પ્રજાને આપ્યાં. કેટલાકે જિતાયેલી પ્રજાનાં નામ પોતે ગ્રહણ કર્યાં.[2]

---

પણ યોગ્ય નથી. એ રજપૂતો અને કાઠિયાવાડની ઘણીખરી રજપૂત જ્ઞાતિઓ માટે યોજાયેલી ચારણ કથાઓમાં પણ મોટે ભાગે કાંઈ અર્થ દેખાતો નથી. જ્યારે પુરાણો જ એકથી બીજી વિરુદ્ધ વાત યોજે અને દંતકથા વળી એથી પણ જુદી વાત યોજે ત્યારે મૂળ શોધવું મુશ્કેલ બને અને એવી વાતો મૂળના અજ્ઞાનને લીધે પાછળથી યોજાયેલી જ ગણવી પડે. આવી રીતે બધી જ્ઞાતિઓને એક કે બીજી રીતે ઈશ્વર કે દૈવી તત્ત્વમાંથી નીકળેલી બતાવવા પ્રયત્ન થયો છે, જેનું વર્ણન એને લગતા જુદા ગ્રંથમાં જ થઈ શકે. 'હિંદુ વસ્તી ગૅઝેટિયર' પૃ. ૪૪૯. દક્ષિણમાં ચિત્તપાવન અને વન્નિયાર શબ્દોનો અગ્નિશુદ્ધિ સાથે સંબંધ જોડે છે તે રસમય છે.

૧. ઘણી રજપૂત જ્ઞાતિઓ (જ્ઞાતિ શબ્દ જો કે રજપૂતો માટે વાપરવો યોગ્ય નથી જ) પોતાનું પેઢીનામું શ્રીકૃષ્ણ કે શ્રીરામ સાથે જોડે છે, અને શ્રી. ગૌરીશંકર ઓઝા જેવા પણ એની વકીલાતમાં પડે છે.

૨. કેમ્પબેલે ગૅઝેટિયરના પરદેશીઓ અને ગુર્જરોને લગતાં પરિશિષ્ટમાં આ બાબત ચર્ચીને કેટલાંક અનુમાનો તારવ્યાં છે; તેમાં કેટલાંક માનવા જેવાં લાગે છે. વિસ્તારના ભયથી અહીં તેનો ઉલ્લેખ થઈ શકે તેમ નથી. ગુર્જરોએ આપણા આખા પ્રાંતને પોતાનું નામ આપ્યું એ એક વિચિત્ર ઘટના નથી? જીતનારો જિતાયેલી પ્રજાનું નામ ગ્રહણ કરે તેનું પણ કારણ કેમ્પબેલ એવું આપે છે કે જિતાયેલાની લક્ષ્મી પોતાની વિરુદ્ધ ન જાય એવો વહેમ. એ કારણ કાંઈક અંશે ખરું લાગે છે. જુઓ ગુ. હિંદુ વસ્તીનો ગ્રંથ પૃ. ૪૬૨.

લડાઈઓ અને તેમાં પકડાયેલા કેદીઓ પરદેશથી થયેલાં આક્રમણો અને તે કરનારા કેટલાક વસી ગયા તે અને કેટલાક પાછા ન જઈ શક્યા તે ભિન્ન ભિન્ન જાતિઓમાં ગુણ કર્મ પ્રમાણે કે રાજસત્તાના બળે સમાઈ ગયા.[1] લડાઈઓમાં પકડાયેલા કેદીઓ વિજેતાઓની મરજી પ્રમાણેની જ્ઞાતિઓમાં ગોઠવાયા.[2] મુહમ્મદ ઘોરીના લશ્કરના કેટલાક મુસલમાન કેદીઓને હિંદુ જાતિઓમાં મેળવી દેવાયા હતા. અને પકડાયલા ઊંચ વર્ણના ગુલામો આ રીતે નીચ વર્ણમાં અનિચ્છાએ મળ્યા. દુકાળોએ આ મિશ્રણ અને નવી હલકી જ્ઞાતિઓમાં ઉમેરા કર્યા.[3]

૧. જુઓ હિંદુ વસ્તીનું ગૅઝેટિયર. કેમ્પબેલનું પરિશિષ્ટ પૃ. ૪૪૭–૪૯. એમાં લેખક હિંદુઓની ગુણ કર્મ પ્રમાણે જ્ઞાતિઓમાં લેવાની ઉદારતાનાં વખાણ કરે છે. હારજીત પ્રમાણે ઉચ્ચનીચ જ્ઞાતિઓ થયાના દાખલા આપે છે. જિતાયેલાની હલકી જાતિ ભૂલી જવાતી અને ઊંચા મનાતા એમ લખે છે. (પૃ. ૪૪૨ માં શિવાજીનો દાખલો પણ આપે છે.) પરંતુ કેમ્પબેલ અહીં શાતકર્ણી, સમુદ્રગુપ્ત અને સગરનો હૈહયો સામેનાં યુદ્ધો માટેનો ગોટાળો ઉત્પન્ન કરે છે. અલ્મરૂનીનો આધાર આપીને કહે છે કે સગરે અમુક જ્ઞાતિઓ બનાવી અને હારેલાને ઊંચી જ્ઞાતિમાં ન ગણ્યા. એવા લોકો બૌદ્ધો થયા તે પણ જ્ઞાતિ બહારમાં ગણ્યા લાગે છે. પરંતુ આ ગોટાળાનો એક સાર એટલો છે કે હારેલાઓને હલકી ભારે જ્ઞાતિઓમાં વિજેતા રાજાઓના બળે બ્રાહ્મણોએ મુકાવ્યા હોવા જોઈએ.

૨. મૂળરાજ બીજાએ મુહમ્મદ ઘોરીના લશ્કરને મોટી હાર આપી ઘણા મુસલમાન કેદીઓને પકડ્યા હતા અને બરોબર પરીક્ષા કરી ગૂજરાત કાઠિયાવાડની કેટલીક જ્ઞાતિઓમાં વહેંચી દીધા હતા. એ માટે કેમ્પબેલ "હિંદુ વસ્તીનું ગૅઝેટિયર" પૃ. ૪૩૯ ની નોંધ અને પૃ. ૪૪૪ નું વર્ણન રસમય છે તે જુઓ. આ પ્રમાણે અફઘાન અને કેટલાક મુસલમાનો હિંદુ જ્ઞાતિઓમાં ભળેલા છે અને આજે નવાઈ લાગે એવું બન્યું છે.

૩. કેમ્પબેલ–"હિંદુ વસ્તી" પૃ. ૪૫૪. પકડાયેલા કેદીઓ અને ગુલામોને ફરજિયાત ધંધા આપવામાં આવતા અને તે ધંધા કરનારી જુદી જ્ઞાતિઓ વસવાયાં કહેવાયાં. ગૂજરાતમાં નારૂ–કારૂ કહેવાય છે તે માટે આગળ જોઈશું. દુકાળ, લડાઈઓ અને ગુલામીને લીધે ખૂબ મિશ્રણો થયાં છે કે જેથી તે જાતિઓનું મૂળ શોધવું પણ મુશ્કેલ છે. (પૃ. ૪૫૭)

### મિશ્રણની ગૂજરાત ઉપર અસર

આ પ્રમાણેની મિશ્રણોની અસર આખા હિંદુસ્તાનમાં છે. પરંતુ દરિયાકાંઠાનો અને વેપારી પ્રદેશ હોવાથી આપણા પ્રાંતમાં એની અસર બીજા બધાથી જરા જુદી થયેલી છે. આપણા પ્રાંતમાં કેટલીક મિશ્રણ પામેલી જાતિઓએ થોડાવધતા પોતાનાં નામો, રિવાજો અને પંથો કાયમ રાખ્યા છે.[1] ઘણી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ પણ એક રીતે સમાજનું કમનસીબ છે. અને એ બધું બીજા પ્રાંતો કરતાં પ્રમાણમાં આપણે ત્યાં જરા વધારે સ્પષ્ટ રીતે રહ્યું છે. જોકે પ્રાચીન જાતિઓનાં નામ નિશાન નથી મળતાં અને તે હાલની જાતિઓમાં ન ઓળખાય એવી રીતે મળી ગઈ છે, છતાં નવાં નામ અને નવી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ પુષ્કળ થઈ છે.[2] સહિષ્ણુતા એ આપણો મોટામાં મોટો સદ્‌ગુણ છે, છતાં સારી વસ્તુ પણ જ્યારે હદ પાર થઈ જાય ત્યારે તે દૂષણ બને છે[3] अति सर्वत्र वर्जयेत् એ સૂત્ર વ્યવહારમાં બહુ અગત્યનું છે. અને નજીવાં કે સામાન્ય કારણોથી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ થઈને વંત્રતી ગઈ અને એમના સહકાર બંધ થતા ગયા; અને એમનામાં મુખ્ય જાતિનું કે છેવટે દેશનું પણ અભિમાન ઓછું કે નહિ જેવું થતું ગયું એ બધું આ સહિષ્ણુતાના અતિશયથી પણ કેમ ન થયું હોય? અતિસહિષ્ણુતામાંથી પ્રત્યાઘાત થઈ પાછી અસહિષ્ણુતા જન્મે અને તેમાંથી પરસ્પરનો અસહકાર જન્મે એમ કેમ ન બને?

---

૧. એ જ પૃ. ૪૫૩. એક મોટી જ્ઞાતિ કે જાતિમાં પાછળથી મળી જનારી જાતિઓએ પોતાનાં નામ અવટંક તરીકે કે અમુક કૌટુંબિક રિવાજ તરીકે મૂળ જાતિના રિવાજો કાયમ રાખ્યા છે. કાઠીઓ બાબત જોવું.

૨. મદુઓ, નાગો અને બીજી મુખ્ય જ્ઞાતિઓ જડે તેમ નથી. પરંતુ અનેક નવી જાતિ અને જ્ઞાતિ માટે કચ્છ, ગૂજરાત, કાઠિયાવાડનાં જ્ઞાતિઓનાં વર્ણનો જુઓ. "હિંદુ વસ્તી ગેઝેટિયર."

૩. ધર્મોની ચર્ચામાં એનો ઉલ્લેખ કરીશું.

આપણા સમાજના બંધારણનો આ દૃષ્ટિએ જરા વિચાર કરવા જેવો લાગે છે. આ છેલ્લા મિશ્રણ પછી આપણે પરદેશીઓનો સામનો જોરપૂર્વક ન કરી શકયા તેનું પણ આ અંદર અંદરના અસહકારની મનોદશાથી થયેલી ઉદાસીનતા અને કુસંપ પણ કારણ કેમ ન હોય? છેક આજનો રાષ્ટ્રવાદ જન્મ પામ્યો[1] તે પહેલાં આપણા સમાજમાં એકની દાઢી સળગે તો બીજાને તાપણી થાય એવી મનોદશા હતી તેનું કારણ સમાજશાસ્ત્રીઓએ વિચારવા જેવું છે. આપણી મૌલિક એકતા-(Fundamental Unity) ખરેખર આદરને યોગ્ય છે. પરંતુ વ્યવહારમાં પાછળના વખતમાં એ કેમ નિષ્ફળ નીવડી એ વિચાર પણ કરવા જેવો છે.

જ્ઞાતિઓના નાના વાડા આપણા સમાજમાં બંધાયા એનો સવિસ્તર ઇતિહાસ પણ ઉપરનાં બધાં મિશ્રણો અને જાતિઓના ઇતિહાસની પેઠે જુદું મોટું પુસ્તક થાય તો જ વર્ણવી શકાય. એટલે ખાસ ધ્યાન ખેંચાય એવી જ્ઞાતિઓ માટે જ ટૂંકો ઉલ્લેખ માત્ર અહીં તો થઈ શકે. એ કહેતા પહેલાં અહીં એટલું કહેવું જોઈએ કે કેટલીક જ્ઞાતિઓ બ્રાહ્મણોના જ કાયદા પ્રમાણે અનુલોમ અને પ્રતિલોમ લગ્નોમાંથી ઉત્પન્ન થઈ છે. અને ઉપર વર્ણવેલી પરદેશી જાતિઓ આવ્યા પછી અને હિંદુ સમાજમાં સમાયા પહેલાં અને પછી પણ લગ્નોની અનુલોમ-પ્રતિલોમ જ્ઞાતિઓથી અને અંદર અંદરનાં લગ્નોથી નવા વાડા બંધાયા છે.[2]

---

૧. આજનો રાષ્ટ્રવાદ આપણે પ્રાચીન સમયથી જાણતા હતા એમ કહેવું ઇતિહાસની વિરુદ્ધ છે. ગણરાજ્ય અને એવા શબ્દો ઉપરથી જયસ્વાલજી republic વગેરે શબ્દો વાપરે છે તે યથાર્થ નથી લાગતા. जनाधिपाः એ શબ્દનો એમણે કહેલો એવો અર્થ પણ વિચિત્ર જ લાગે છે.

૨. લગ્નોથી ઘણી જ્ઞાતિઓ એવી રીતે ઉત્પન્ન થઈ છે તેના અસંખ્ય ઉલ્લેખો છે અને તેની યાદીઓ પણ પ્રસિદ્ધ છે તે લંબાણના ભયથી અહીં અસ્થાને છે.

## નાગર જ્ઞાતિ

આ પ્રમાણે પ્રાચીન જાતિઓમાં જેમનું મૂળ ચોક્કસ રીતે કહી શકાય એવી આજની જ્ઞાતિઓ, ઉપર વર્ણવેલા મિશ્રણમાંથી બતાવવી બહુ મુશ્કેલ છે, અને ઘણી જાતિઓ નામ બદલીને અંદર અંદર મળી ગઈ છે. ઐતિહાસિક દૃષ્ટિએ ધ્યાન ખેંચાય એવી જ્ઞાતિઓનું માત્ર અહીં વર્ણન કરવાનું છે, અને તેમાં બ્રાહ્મણોમાં સર્વથી ઊંચી મનાતી નાગર જ્ઞાતિનું વર્ણન ઉપર કહેલા દૃષ્ટિબિંદુથી જરા વધારે ધ્યાન ખેંચે એવું હોવાથી એની ચર્ચા લંબાણનો ભય દૂર મૂકીને પણ સહેજ કરવી પડે તેમ છે. આગળ જોયું તેમ ઐતિહાસિક ઉલ્લેખો કરતાં કેટલીક વાર ભાષા આપણા પ્રાચીન ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવે છે અને એ દૃષ્ટિએ સહેજ જોવાની જરૂર પણ છે.

નાગરો પોતાને ગૂજરાતના સર્વથી ઊંચા અને સુધરેલા બ્રાહ્મણો કહે છે. ગૂજરાતમાં સર્વથી પહેલી શર્યાતોની આર્ય જાતિ અને યાદવો આવેલા. એ લોકો આજે કઈ જ્ઞાતિઓમાં છુપાઈ રહેલા છે તે કહેવું મુશ્કેલ છે. ઘણી જ્ઞાતિઓનાં નામો આજે ભૌગોલિક સ્થળો ઉપરથી પડેલાં છે અને એવી જ્ઞાતિઓના ઇતિહાસ પ્રસિદ્ધ હોવાથી એમનાં વર્ણન અહીં અસ્થાને છે. ભાર્ગવ બ્રાહ્મણો જેવાં નામ[1] પ્રાચીન ઋષિઓનાં નામ વ્યક્ત કરે છે અને એવાં

---

૧. ગૂજરાતના બ્રાહ્મણોમાં ભાર્ગવ, દધીચિ, ઔદિચ્ય, ગોમતીવાલ વગેરેનાં નામો ભૌગોલિક નથી દેખાતાં. ઋષિઓના નામ સાથે એમને જોડેલાં છે. છતાં ગૂજરાતની ઘણીખરી જ્ઞાતિઓનાં નામો સ્થળો ઉપરથી થયેલાં છે એટલે ભાર્ગવ, દધીચિ વગેરે પણ સ્થળ ઉપરથી થયેલા માની શકાય. ભૃગુપુરના બ્રાહ્મણ એટલે ભાર્ગવ એમ માની શકાય. દધીચિ બ્રાહ્મણો દેહવાણ ગામના પણ મનાય છે. ગોમતીવાલનું પણ એમ જ મનાય છે. નાગર નામની પેઠે શંકા ઉત્પન્ન કરે એવું આ નામોમાં નથી. કપિલ બ્રાહ્મણો કપિલ ઋષિનું નામ કહે છે. પરંતુ એમની વસ્તી કાવી બંદરમાં જ છે, અને કાવી–કાપી ઉપરથી પોતાને કપિલ કહેતા હોય એમ બની શકે.

નામ ભૌગોલિક નામો નથી એટલું નોંધીને એની વિસ્તૃત ચર્ચા કરવી અગત્યની નથી. નાગર જ્ઞાતિમાં એથી કાંઈ જુદું છે અને એ માટે મોટા વિદ્વાનો હજી એક મત થયા નથી. એટલે એક અનુમાન અહીં ઉમેરવું યોગ્ય જણાય છે.

એક રીતે તો નગર–વડનગર ઉપરથી નાગરોની જ્ઞાતિ થઈ એમ સામાન્ય રીતે મનાય છે. પરંતુ એ લોકો ગૂજરાતમાં ક્યારે આવ્યા ? અગર એ લોકો સૌથી પ્રાચીન બ્રાહ્મણો છે ? એ સિદ્ધ કરવું મુશ્કેલ છે. બીજી ભૌગોલિક સ્થળનાં નામોવાળી જ્ઞાતિઓનાં નામો તે તે સ્થળોને સ્પષ્ટ રીતે સૂચવે છે પરંતુ નગર નામવાળાં એક કરતાં વધારે સ્થાન છે; અને વડનગર હાલ નાગર જ્ઞાતિનું મૂળ સ્થાન મનાય છે એટલે એ જ મૂળ સ્થાન હશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. કારણ કે નવમી સદીથી પહેલાં ગૂજરાતના બ્રાહ્મણોનું નાગર નામ મળતું નથી. દેખીતી રીતે તો વડ–નગર ઉપરથી નાગર નામ પડ્યાની માન્યતા ચાલે છે એટલે એને પણ બીજી જ્ઞાતિઓની પેઠે ભૌગોલિક નામ ગણવામાં આવે. પરંતુ એમ માનવામાં કેટલોક ભારે વિરોધ પણ છે.

નાગરોની ઉત્પત્તિ માટે સ્કંદપુરાણમાં એક મોટો ખંડ–નાગર ખંડ–દાખલ કરેલો છે. આપણી પૌરાણિક પરંપરા અને લોકોની સામાન્ય ટેવ પ્રમાણે પ્રાચીન નામો સમજાવવા માટે અનેક આખ્યાયિકાઓ પાછળથી જોડાયેલી છે એવા ઘણા દાખલા બતાવી શકાય તેમ છે. એવી વાતોને ધાર્મિક અને પૌરાણિક રૂપ આપવાનો પ્રયત્ન પણ થયેલો છે. સ્કંદપુરાણના નાગર ખંડનો અભ્યાસ કરતાં અને ઐતિહાસિક દૃષ્ટિએ તેમ જ ભાષાની દૃષ્ટિએ નાગર શબ્દનો વિચાર કરતાં એમ સહજ લાગે છે કે નાગર નામની કોઈ જ્ઞાતિ પ્રાચીન સમયથી હતી અને નગર શબ્દમાંથી એ નામની ઉત્પત્તિ કરવાનો પ્રયત્ન પાછળથી થયેલો છે અને નાગરો તેમ જ એમના ઇષ્ટદેવ હાટકેશ્વરની ઉત્પત્તિ સમજાવવા નાગર ખંડનો પ્રયાસ પણ પાછળનો

છે. આમ છતાં પણ ઐતિહાસિક સત્ય એમાં કોઈ કોઈ જગાએ જણાઈ આવે છે.[1]

### નાગર શબ્દ

આજે તો નાગર શબ્દ નગર ઉપરથી ઉપજાવે છે. એના ઘણા અર્થો પણ છે, પરંતુ નગર શબ્દ જ શંકાવાળો છે. ભાષામાં નગ એટલે પર્વત જેવા મહેલો જેમાં છે એ નગર એવો અર્થ કર્યો છે. તે પાછળથી ગોઠવેલો હોય એવો જ લાગે છે. નગ શબ્દનો જ અર્થ ભાષામાં પર્વત અને સર્પ એમ બે થાય છે. અને નાગનો પણ સર્પ અને હાથી એમ બે અર્થ થાય છે. પ્રાચીન વૈદિક સાહિત્યમાં નાગ શબ્દનો સર્પ અર્થ નથી થતો.[2] બ્રાહ્મણ સાહિત્યમાં નાગનો અર્થ હાથી થાય છે. न गच्छति–જાય નહિ તે નગ–એ પર્વત એવો ભાષામાં અર્થ કરે છે તો એ જ શબ્દનો સર્પ અર્થ કરી નગ નહિ તે નાગનો પણ સર્પ અર્થ કરે છે એ વિચિત્ર છે.[3] એટલે કેટલાક રૂઢ શબ્દો ભાષામાં દાખલ થયા પછી અર્થ બેસાડ્યો છે એમ જણાઈ આવે છે. હવે નગર શબ્દ વેદમાં પુર કે શહેરના અર્થમાં વપરાયો નથી. નગર શબ્દ શહેરના અર્થમાં ભાષામાં પાછળથી દાખલ

૧. એક વસ્તુની ઉત્પત્તિ માટે પુરાણોની પરંપરા જ્યારે જુદાં જુદાં કારણો આપે છે ત્યારે કોઈ પ્રાચીન વસ્તુનો ખરો ઇતિહાસ ભુલાઈ ગયો છે અને તે માટે ફાવે તેવા અર્થ બેસાડાય છે એવું માનવું જ પડે. લિંગપૂજાની ઉત્પત્તિ, હાટકેશ્વર અને નાગરો માટે એવી ભિન્ન ભિન્ન પરંપરાઓ છે. ખંભાતના ઇતિહાસના પરિશિષ્ટમાં એવા કેટલાક ઉલ્લેખો નોંધ્યા છે.

૨. Vedic Index. Macdonell & Keith, I. P. 440, બ્રાહ્મણ અને સૂત્ર સાહિત્યમાં નાગ શબ્દ હાથીના અર્થમાં હોય એમ શંકા બતાવે છે. વેદમાં નથી.

૩. અર્થની આ વિચિત્રતા અને વિરોધ ભાષામાં શબ્દના અર્થ પાછળથી બેસાડેલા એમ સૂચવે છે. નગ શબ્દનો न गच्छति એવો અર્થ અથર્વવેદમાં પાછળના ભાગમાં માલૂમ પડે છે. બીજે અર્થ નથી થતો. જુઓ એ જ પૃ. ૪૩૨.

થયો છે, અને મહાભારત કાલમાં એ અર્થ છૂટથી વપરાયો છે.[૧] વેદમાં સર્પ માટે 'નાગ'ને બદલે 'અહિ' શબ્દ છે.[૨] એટલે નગ અને નાગ એ બન્નેનો અર્થ જેમ પછીથી સર્પ થયો તેમ નાગ લોકોના નિવાસ સ્થાનને નગર અથવા નાગર કહેતા હોય તે વધારે સંભવિત છે. વેદમાં કિલ્લાવાળા શહેર માટે 'પુર' શબ્દ જ છે. જયસ્વાલજીએ જયપુર પાસે કર્કોટક નાગના નામ ઉપરથી પડેલા શહેરનું નામ "કરકોટનાગર" આપ્યું છે તે બહુ સૂચક છે અને નગર તથા નાગર શબ્દ કોઈ વખતે એક અર્થમાં વપરાતા હશે એમ સૂચવે છે.[3] આ બધી વિગતો એમ પણ સૂચવે છે કે નાગનો અર્થ બહુ પ્રાચીનકાળમાં સર્પના અર્થમાં ન હોય, કારણકે એ એક વિશિષ્ટ જાતિ હતી. નગરનો અર્થ શહેરના અર્થમાં પ્રાચીન સાહિત્યમાં નહોતો એનું પણ કારણ એ જ કે નાગ જાતિના નિવાસ ઉપરથી એ શબ્દ નીકળ્યો અને પાછળથી ભાષામાં દાખલ થયો.[૪]

---

૧. એ જ પૃ. ૪૩૨ અને પૃ. ૫૩૯. એમ નગર શબ્દ પાછળથી યોજાયેલો છે અને મહાભારતાદિમાં શહેરના અર્થમાં છે એમ સ્પષ્ટ કહે છે. પુર શબ્દ વેદમાં કિલ્લાના અર્થમાં છે. વેદમાં નામના વિશેષણ તરીકે નાગરિન્ શબ્દ માત્ર આવે છે.

૨. અહિ ઋગ્વેદમાં સાપના અર્થમાં એક વાર (X 16–5), અને અથર્વ-વેદમાં વારવાર એ અર્થમા આવે છે. પર્યાયો વાપરવાનો ભાષાનો શોખ નામોના ગોટાળાનું મુખ્ય કારણ છે.

3. જુઓ History of India by K. P. Jayaswal. P. 53–57–147. એમાં જયસ્વાલજીએ વિગતો આપી છે. પૃ. ૧૪૭માં કરકોટ-નાગરનું એકલું નાગર નામ પણ આપ્યું છે. અહીં સવાલ માત્ર એટલો જ થાય છે કે નગરના પર્યાય તરીકે નાગર શબ્દ કેમ આવ્યો તેની કાંઈ સમજૂતી જયસ્વાલજીએ આપી નથી. પરંતુ નગ અને નાગનો એક અર્થ એ ઉપર બતાવ્યું તે ઉપરથી એ સમજાય તેવું છે.

૧. નાગ લોકો સ્થાપત્યમાં પ્રવીણ હતા અને મોટાં શહેરોમાં રહેતા એ ઉલ્લેખ આગળ જોયો છે. એ લોકો શિવલિંગના પૂજકો હતા અને લિંગપૂજકોનાં કિલ્લાવાળાં શહેરોનો ઉલ્લેખ વેદમાં પણ આવે છે તે સૂચક છે.

## નાગર શબ્દમાં "ર" પ્રત્યય

એટલે હવે એમ માનવું પડે કે નાગર નામની કોઈ પ્રાચીન જાતિનો અર્થ બેસાડવા માટે નગર–વડનગર વગેરે ઉપરથી ભૌગોલિક દેખાતી વ્યુત્પત્તિ જોડવામાં આવી અને આખો નાગર ખંડ એ અર્થ માટેની આખ્યાયિકાઓ માટે થયો. નગર નામ હિંદુસ્તાનમાં દક્ષિણ તેમ જ ઉત્તરમાં ઘણાં છે.[1] તો વડનગરના જ રહેવાસીઓ નાગર કહેવાયા એ વિચિત્ર લાગે છે. હવે સવાલ એ થાય છે કે નાગ ઉપરથી જ નાગર શબ્દ થયો હોય તો તેમાં 'ર' અક્ષર કયાંથી આવ્યો? 'ર' અક્ષરનો ઉકેલ ન પડવાથી જ નગર ઉપરથી નાગર શબ્દ ઉપજાવવાનો પાછળથી પ્રયત્ન કરવામાં આવ્યો છે એમ લાગે છે. નાગ શબ્દ ઉપરથી નાગર શબ્દ થયો છે તે આગળ જોઈશું. પરંતુ શબ્દોના અર્થ બેસાડવા માટે પુરાણો કેવી વાતો જોડે છે તેનો દાખલો નાગાવેલનાં પાનની ઉત્પત્તિનો એક અધ્યાય નાગર ખંડમાં નાંખેલો છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે. પાન ખાવામાં કામ લાગે છે માટે નાગ ઉપરથી બેસાડવાનું પુરાણકારને અસહ્ય લાગ્યું હશે. સંસ્કૃતમાં એનું નામ નાગવલ્લી છે, એટલે નાગ શબ્દને કાઢી નંખાય એમ તો હતું જ નહિ. એટલે નાગનો અર્થ ઐરાવત હાથી લઈને વાત જોડી કાઢી. પરંતુ એમાં પણ 'ર' અક્ષર કયાંથી આવ્યો? તેનો ખુલાસો થતો નથી.[2] નાગરનો એક અર્થ સૂંઠ થાય છે તેનો

---

૧. મૈસૂરમાં એ નામનાં ગામો છે. નાગર નામે તાલુકો પણ છે. ખંભાત પાસે નગરાનો ઉલ્લેખ મેં ખંભાતના ઇતિહાસમાં કર્યો છે. શિવાલિકની ટેકરીઓમાં પણ છે. પંજાબમાં નાગરકોટિયા બ્રાહ્મણોના નામનો પણ વિચાર કરવા જેવો છે. સિંધમાં પણ છે. એવાં બીજાં ગામો પણ છે.

૨. મહાસ્કંદપુરાણ નાગર ખંડ અધ્યાય ૨૧૦–પાછળથી વાતો જોડવાની રીતનો આ ઉત્તમ દાખલો છે. નાગરવલ્લીનું નાગરવેલ થયું એ નાગર શબ્દ માટે બહુ ઉપયોગી બાબત છે. નાગરમાં 'ર' જે રીતે આવ્યો તે જ રીતે નાગરવલ્લીમાં 'ર' આવ્યો હોવો જોઈએ અને એ પ્રચલિત શબ્દ સમજાવવા નાગર ખંડમાં અધ્યાય યોજાયો હશે. નાગરવેલનો મોટો પાક દ્રાવિડ દેશમાં જ થાય છે એ

ખુલાસો પણ શોધવા જેવો છે. એની વ્યુત્પત્તિ "નાગર દેશમાં ઉત્પન્ન થઈ તે" એવી કરે છે. એ નાગર દેશ કયો ? તામીલો નાગ નાડ-નાગદેશ કહે છે તે ?

હવે કેટલાક વિદ્વાનો માનતા થયા છે કે નાગર શબ્દમાં નાગ શબ્દ જ મુખ્ય છે, અને તે નાગ જાતિનો વાચક છે. જયસ્વાલજી 'ર' અક્ષરનો ખુલાસો સ્થાનિક પ્રત્યય તરીકે આપે છે અને ગ્રંથિ ઉપરથી ગટ્ટર, વેશ ઉપરથી વેસર એવો દાખલો આપે છે.[1] મુંબઈ ગૅઝેટિયરનો લેખક 'ર'ને કનડા ભાષાની છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ગણે છે, અને નાગર એટલે "નાગોના"–એવો અર્થ કરે છે.[2] પરંતુ છઠ્ઠીના પ્રત્યય તરીકે 'ર' બંગાળીમાં પણ વપરાય છે. જોકે નાગર એટલે "નાગોના બ્રાહ્મણો" એ અર્થ બુદ્ધિમાં ઊતરે એવો લાગે છે.

### તામીલ ભાષા અને નાગર શબ્દ

'ર' પ્રત્યયના આ બે દાખલા ઉપરાંત ત્રીજો અગત્યનો દાખલો તામીલ ભાષામાં મળે છે અને તે બહુવચનના માનવાચક પ્રત્યય તરીકે લગાડવામાં આવે છે. એ ભાષામાં દેવને દેવર, ભટ્ટને ભટ્ટર, શાસ્ત્રીને શાસ્ત્રીયર, તેવી જ રીતે નાગને નાગર માનવાચક પ્રત્યય તરીકે 'ર' લગાડે છે. ત્રાવણકોરમાં નાગ મંદિરના અર્થમાં નાગરકોઈલ નામે શહેર આજે પણ છે. આગળ પ્રાચીન તામીલ વૈયાકરણોનો જે ઉલ્લેખ

---

ધ્યાનમાં રાખવાનું છે નાગર શબ્દ માટે આગળની ચર્ચામાં એ વાત ઉપયોગી છે. નાગરનો અર્થ સૂંઠ થાય છે તે માટે नागरदेशे भवं એવી વ્યુત્પત્તિ કરે છે. પરંતુ એ નાગર દેશ કયો ? મલબાર બાજૂ સૂંઠનો મોટો પાક કહેવાય છે, તે ખરું હશે ?

૧. His. Ind. Jayaswal. P. 55.

૨. કનડી ભાષામાં આજે પણ છઠ્ઠી વિભક્તિ બહુવચનનો પ્રત્યય 'ર' છે અને નાગરનો અર્થ નાગનું એવો થાય છે. ઓટલા ઉપર નાગમૂર્તિ હોય તેને નાગર કટ્ટે કહે છે.

જોયો તેમાં દક્ષિણની વતની ત્રણ મૂળ જાતિઓ ગણાવે છે[૧] તેમાં મક્કલ, તેવર અને નાગર એમ ત્રણ જાતિનાં નામ આપે છે. મક્કલનો અર્થ પ્રાચીન તામીલમાં અને આજની કનડા ભાષામાં છોકરાં એવો થાય છે એટલે મૂળ વતનીઓ sons of the soil એ અર્થમાં છે. તેવર એ દેવર એટલે આર્યોને માટે યોજાયેલો લાગે છે; અને નાગર એ નાગ જાતિ માટેનો શબ્દ છે. આ શબ્દ સ્પષ્ટ રીતે સૂચવે છે કે નાગ જાતિને માટે જ નાગર એવો માનવાચક શબ્દ વપરાય છે. નાગવલ્લીને માટે નાગરવેલ, અને નાગ શબ્દની ઉપરની ચર્ચા જોતાં એ શબ્દને નગર સાથે કાંઈ સંબંધ નથી પણ નાગ સાથે સંબંધ છે એ સ્પષ્ટ છે. સ્થાપત્યમાં નાગર સ્થાપત્ય પ્રસિદ્ધ છે,[૨] અને નાગ જાતિ સારાં મોટાં બાંધેલાં શહેરોમાં રહેતી એ આગળ જોઈ ગયા. એ પણ નગર શબ્દ અને નાગર સ્થાપત્યનો નાગર જાતિનો સંબંધ વ્યક્ત કરે છે. નગર શબ્દ પોતે જ નગ અથવા નાગ જાતિ ઉપરથી નીકળ્યો છે.

## નાગર બ્રાહ્મણોનો નાગ જાતિ સાથે સંબંધ

હવે નાગર બ્રાહ્મણો માટે જે પરંપરાગત કથાઓ ચાલે છે તેમાં એમનો સંબંધ શિવ સાથે છે અને શિવે એમને ઉત્પન્ન કર્યા

---

૧. Racial Synthesis. Wiswanath. P. 78. તામીલમાં કોઈલ એટલે મંદિર. સંસ્કૃતમાં પણ માનાર્થે બહુવચન વાપરે છે. તે માટે તામીલમાં "ર" વપરાય છે.

૨. જુઓ His. of India–Jayaswal. P. 55–56. આ નાગર સ્થાપત્યમાં નાગર શબ્દનો નાગર સાથે કાંઈજ સંબંધ નથી એમ જયસ્વાલજીએ સિદ્ધ કર્યું છે. મત્સ્યપુરાણમાં જે નાગ મહારાજ્યના સમયની જ (ઈ. સ. ૨૪૩) હકીકતો પૂરી કરે છે તેમાં એનું નામ નથી. પણ માનસાર નામના સ્થાપત્યના ગ્રંથમાં–જે ગુપ્ત મહારાજ્ય પછીનો છે તેમાં–એનું સ્પષ્ટ નામ મળે છે. એટલે નાગ મહારાજ્યમાં પ્રસિદ્ધ થયેલા સ્થાપત્યની પદ્ધતિનું એ નામ છે. નાગરી લિપિનો સંબંધ નાગ મહારાજ્યમાં થયેલી લિપિ સાથે છે.

એમ મનાય છે. બીજા બ્રાહ્મણોની પેઠે વૈદિક ઋષિ કે બ્રહ્મદેવ વગેરે સાથે નાગરોનો સંબંધ નથી. બધી દંતકથાઓ એમનો સંબંધ એક કે બીજી રીતે નાગ કે નાગકન્યા સાથે પણ જોડે છે. આ કથાઓ નાગરોનો બીજા બ્રાહ્મણોથી કોઈ જાતનો વિશિષ્ટ પ્રકાર વ્યક્ત કરે છે અને એમના ઈષ્ટદેવ હાટકેશ્વર પણ એવું જ સૂચન કરે છે.[1] આગળ જોયું તેમ નાગ મહારાજ્યનાં ત્રણ મુખ્ય કુલોમાંથી એક કુલની રાજધાની પદ્માવતીમાં હતી. ત્યાં નાગ મહારાજા ભૂતનંદીના સમયમાં સ્વર્ણબિંદુ નામે શિવનું મંદિર બંધાવ્યું હતું. નાગ વંશના બધા રાજાઓ શૈવ હતા અને તેથી એમને ભારશિવ પણ કહે છે. બિંદુ એ શિવના લિંગનું નામ છે અને સ્વર્ણબિંદુનો અર્થ હાટકેશ્વર પણ લઈ શકાય.[2] એટલે આ ઉપરથી શૈવ ધર્મનું સર્વથી ચુસ્ત રીતે પાલન કરનાર નાગ મહારાજાઓની સાથે સંબંધ રાખનાર કોઈ બ્રાહ્મણોનું નાગર નામ પડ્યું હોય એવો સંભવ સ્પષ્ટ બને છે. એક લેખક ગૂજરાતમાં નાગ બ્રાહ્મણોનો ઉલ્લેખ કરે છે તેમાં નાગરને

---

૧. શિવે છ ચોખામાથી અગર શિવના કપાળમાંથી છ ચોખા ખરવાથી છ નાગરો થયા એ વાત નાગરોના ભૌગોલિક સ્થળો ઉપરથી થયેલાં નામો ઉપરથી યોજાયેલી લાગે છે. નાગોને જીતવા માટે 'ન' અને 'ગર' અટલે વિષ એવો મંત્ર શિવે આપ્યો એ વાત તો શબ્દને તોડીને અર્થ કરવાની ભાષાની અપૂર્વતાનો વાતો જોડનારાઓએ કરેલો વિચિત્ર ઉપયોગ વ્યક્ત કરે છે. નાગ પિતા અને બ્રાહ્મણ કન્યા, તેમ જ નાગ કન્યા અને બ્રાહ્મણ પિતાનાં સંતાનોની વાતો પણ નાગના સંબંધ વ્યક્ત કરે છે. દરેક રીતે જોતાં એ બ્રાહ્મણો ચોખ્ખા શૈવ બ્રાહ્મણો છે.

૨. જુઓ His. of India–Jayaswal. પૃ. ૧૧. લિંગપૂજાની ઉત્પત્તિનાં ત્રણ કારણો પુરાણે આપ્યાં છે. તે માટે ખંભાતના ઇતિહાસમાં ચર્ચા કરી છે. એ બતાવે છે કે ખરી ઉત્પત્તિ માટે કારણો ઊભા કરવાનો માત્ર પ્રયત્ન છે. બિંદુ એ લિંગની શિશ્નાકાર સ્વરૂપની પ્રાચીન પૂજા બંધ કરીને સાદા લંબગોળ આકારનું ( Conventional ) લિંગ થયું તે માટેનો શબ્દ છે અને નાગ મહારાજ્યના વખતમાં એ થયું હોવું જોઈએ એમ મને લાગે છે. સ્વર્ણ એટલે હાટક–સોનું એનું લિંગ એ અર્થ છે.

બદલે નાગ શબ્દ વાપરે છે તે બહુ સૂચક છે.[1] ગેઝેટિરમાં કેમ્પબેલ નાગર જ્ઞાતિને ગુર્જરો સાથે મેળવવાનો પ્રયત્ન કરે છે તે અર્થહીન છે.[2] ગુર્જરો નાગ મહારાજ્યના અસ્ત પછી હિંદમાં આવેલા છે. નાગરમાં 'ર' પ્રત્યય માટે ત્રણ વિચાર ઉપર કર્યા તેમાંથી કયો ખરો હશે એ કહેવું મુશ્કેલ છે. જયસ્વાલજીનું અનુમાન માનવાને હજી વધારે આધાર જોઈએ. એક ગહ્વર શબ્દના દાખલાથી મનાય નહિ. 'ર' અક્ષર છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે માનીએ તે કનડા ભાષાનો ઉપયોગ ઠીક દેખાય છે પણ તેમાં આવતો વિરોધ આગળ જોયો. તામીલમાં માનવવાચક 'ર' પ્રત્યય માનવાનું પણ આકર્ષક છે, પરંતુ મધ્ય દેશ અને ગૂજરાતના આ બ્રાહ્મણોના નામમાં આ તામીલ પ્રયોગ શી રીતે આવ્યો તેનો જવાબ દેવાનું ભારે છે. દ્રાવિડી

---

૧. Bom. Gaz. Guj-Population. P. 438 માં કેમ્પબેલે રાજતરંગિણીમાંથી આધાર આપ્યો છે તેમાં કાશ્મીરના નાગોના પુરોહિતોને નાગ બ્રાહ્મણો કહ્યા છે. રાજતરંગિણીનો કર્તા કલ્હણ પોતે શૈવ અને બ્રાહ્મણ હતો. વળી કેમ્પબેલે દાબીસ્તાને મઝાહિબનો ઉલ્લેખ પણ નોંધ્યો છે તેમાં ગૂજરાતના બ્રાહ્મણોને નાગ બ્રાહ્મણો કહ્યા છે. આ ઉલ્લેખ બહુ ઉપયોગી છે. અને નાગર શબ્દનો નગર સાથે સંબંધ નથી તે સ્પષ્ટ કરવા માટે પૂરતો છે.

૨. એ જ પૃ. ૫૦૧. એમાં ઉપરનો દાબીસ્તાનનો ઉલ્લેખ આવે છે અને નગર ઉપરથી નાગર થયું એમ માનવા માટે સહેજ શંકા પણ કેમ્પબેલ બતાવે છે તે આપણા મતને ટેકો મળે છે. પરંતુ પાછળથી બુલંદ શહેરના નાગરી ટોળીના લોકોને ગુર્જર ગણી એ શબ્દ ઉપરથી નાગરનો ગુર્જર સાથે સંબંધ યોજે છે. જયસ્વાલજીએ નાગ મહારાજ્યની શોધ કરી તે પહેલાં બધા લેખકો એવી ભૂલ કરતા હતા. જયસ્વાલજી પોતે પણ નાગરાજાટને નાગ જાતિ સાથે જોડે છે. પરંતુ એ શબ્દો નગર કે નાગોર જેનું નામ અહિછત્ર હતું તેના કોઈ ભૌગોલિક નામ હોઈ શકે-નગારાજાટ અહિછત્ર પાસે હતા એમ લખે છે. (જયસ્વાલ. પૃ. ૫૬) બુલંદ શહેરના નાગર બ્રાહ્મણો વટલીને મુસલમાન થયા છે એમ જયસ્વાલજી કહે છે, પરંતુ એ નાગર બ્રાહ્મણોના ઉલ્લેખમાં ગૂજરાતના નાગર બ્રાહ્મણોની મોટી વસ્તીનું નામ પણ લખતા નથી તે વિચિત્ર લાગે છે. મતપ્રતિપાદન કરવાના ઉત્સાહમાં મોટા લેખકોથી એવી ભૂલ થઈ જાય છે.

ભાષાઓ સાથે આપણી ભાષાને પ્રાચીન સંબંધ છે અને એવા અનેક સંબંધો બતાવી શકાય છે, છતાં હજી ભાષાશાસ્ત્રીઓ એને માન્ય રાખે ત્યારે મનાય. આમ છતાં પણ નાગર શબ્દ નાગ સાથે સંબંધ ધરાવે છે એટલું તો આ ચર્ચાથી સ્પષ્ટ થશે. પછી ભલે એમને નાગ જાતિમાંથી થયેલા શૈવ બ્રાહ્મણો ગણો કે નાગ મહારાજાઓના અને જાતિના લોકના પુરોહિતો તરીકે કામ કરતા કોઈ પ્રાચીન વિશિષ્ટ બ્રાહ્મણો ગણો. ગમે તે રીતે પણ સંબંધ તો નાગ શબ્દ સાથે જ છે. નાગ એ સર્પ પ્રાણી નથી પણ એક વિશિષ્ટ જાતિ છે. એમણે પ્રાચીન સમયથી મધ્ય સમય સુધીમાં બે વખત મહત્ત્વનો ભાગ ઇતિહાસમાં ભજવ્યો છે; એ લોકો શિવના લિંગ સ્વરૂપના પરમ ઉપાસક છે; મધ્યયુગના ઇતિહાસમાં એઓ નાગ અથવા ભારશિવ નામથી પ્રસિદ્ધ છે; અને એમના સિક્કાઓ જડેલા છે. એ બધું જોતાં નાગરો એમના પુરોહિતો હોય કે એ જાતિમાંથી થયેલા વિશિષ્ટ બ્રાહ્મણો હોય—ગમે તે હોય તોપણ માનને પાત્ર છે; અને આ અનુમાનો જ્યારે ખરાં ઠરશે ત્યારે આપણા સામાજિક ઇતિહાસમાં થયેલાં જાતિઓનાં મિશ્રણમાં એક ભારે રસમય પ્રકરણ ઉમેરાશે.

આ રીતે જોતાં નાગરો પ્રાચીન જ્ઞાતિ તો છે. તક્ક દેશ–પંજાબથી સિંધુ માર્ગે પાતાલ નગરથી નાગ લોકો સાથે એ લોકો હિંદના દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં પ્રસર્યા હોય તો ઇષ્ટદેવ હાટકેશ્વર પાતાલમાંથી લાવ્યા એ આખ્યાયિકાનો ખુલાસો થઈ શકે. અગર તો રુદ્રક્ષેત્ર કહેવાતા ખંભાતના કિનારા કે સોમનાથના સાન્નિધ્યમાં વસ્યા હોય. નાગ મહારાજ્યના અંત પછી ગૂજરાતમાં આવી વડનગરમાં હાટકેશ્વર ક્ષેત્ર સ્થાપ્યું હોય. છયે નાગરોનાં નામો ભૌગોલિક સ્થળો ઉપરથી છે. કદાચ નાગરો ગૂજરાતમાં આવ્યા પછી જે ટોળાં જે સ્થળે વસ્યાં તે ઉપરથી પેટા જ્ઞાતિઓનાં નામ પડયાં હોય, અને વડનગરની શાખાનું રાજદ્વારમાં જોર હોવાથી વડનગર મુખ્ય સ્થળ ગણાઈ ગયું

હોય. પ્રશ્નોરા નાગરો આજે પણ પોતાના અહિછત્રા કહેવડાવે છે. તે ખાસ સૂચક છે. અહિછત્ર નગર એક કરતાં વધારે કહેવાય છે. છતાં મારવાડનું નાગોર અહિછત્ર હોય એમ શ્રી. ગૌરીશંકર ઓઝા માને છે તે ખરું લાગે છે. એ વાત પણ નાગ સાથેનો સંબંધ બતાવે છે. આ બધા સંભવો વિચારવા જેવા છે. અને નાગરોના ગૌરવને આથી કાંઈ હાનિ થતી નથી. ઇષ્ટદેવ હાટકેશ્વરનો નાગ લોકો સાથેનો સંબંધ પુરાણો કહે છે તે પણ આ સંભવોને અનુમોદન આપે છે.[૧]

### તક્ક અગર તાક નાગવંશ

અહીં એક વાતનો ઉલ્લેખ કરવો ખાસ અગત્યનો છે. ટાંક અગર તાંક રજપૂતોનું નામ ઇતિહાસમાં જાણીતું છે. પાછળથી દરેક રાજસત્તાવાળી જાતિઓને રજપૂત એવું સામાન્ય નામ અપાયું એ પણ જાણીતું છે. આ જાતિ તક્ક અથવા તાક નામની નાગ જાતિમાંથી થયેલી છે અને એમનું વતન 'પંજાબ અને દક્ષિણ કાશ્મીરમાં હતું તેથી એ ભાગને તક્ક દેશ કહેતા હતા.[૨] એ લોકો માલવો સાથે રજપૂતાનામાં આવ્યા. તાક વંશના મહારાજાધિરાજ ગણપતિનાગને ધારાધીશ કહેલો છે અને પદ્માવતીમાં એની રાજધાની હતી વગેરે વાત ભાવશતક નામના એ સમયના ગ્રંથમાં લખેલી છે.[૩]

---

૧. આગળ શૈવ સંપ્રદાયની ચર્ચામાં આ બાબતના ઉલ્લેખોની નોંધ કરીશું. ખંભાતના ઇતિહાસમાં એની નોંધ કરી છે.

૨. તક્ક એ તક્ષકમાંથી થયેલો શબ્દ છે. પંજાબ, કાશ્મીર વગેરે ભાગ નાગ લોકોની સત્તામાં હતા. તક્ષક અને પરીક્ષિતની કથા અને આસ્તિકની કથા જાણીતી છે. પંજાબમાં તક્ષશિલામાં ભારતનું મોટું વિશ્વવિદ્યાલય હતું. એ નામનો સંબંધ તક્ષક સાથે છે. કર્કોટ નાગો દક્ષિણ બાજૂ પ્રસર્યા અને તક્ષકો પંજાબમાં રહ્યા. એમણે પંજાબને એક સમયે તક્ક દેશ એવું નામ આપેલું તક્કમાંથી તાક થયું.

૩. His. of India–Jayaswal. P. 38–39. જયસ્વાલજી ગણપતિનાગને પદ્માવતીમાં રાજ્ય કરતો હતો એમ લખે છે, જોકે ભાવશતકનો ધારાધીશનો ઉલ્લેખ આપ્યો છે. કદાચ રાજધાની બદલાઈ હોય. તાક

તાક વંશના લોકો કોઈ કારણથી અગર પરદેશીઓએ પંજાબમાંથી હાંકી કાઢ્યાથી રજપૂતાના–માળવા વગેરેમાં આવીને વસ્યા હતા. તાક લોકો અને મરુ દેશના લોકો અપભ્રંશ ભાષા બોલતા હતા એવો રાજશેખરનો ઉલ્લેખ આગળ જોયો છે,[1] અને અપભ્રંશ સાથેનો ગૂજરાતી ભાષાનો જૂનો સંબંધ જાણીતો છે. તાંક અગર તાક રજપૂતો આજે ગૂજરાતમાં ઓછા છે, પણ ઉત્તરમાં એમની વસ્તી છે. આથી સમજાય છે કે તાક નાગો અને માલવો પંજાબમાંથી રજપૂતાના વગેરે ભાગમાં આવ્યા, એમની ભાષા એક હતી, અને એમનો પ્રવાહ રજપૂતાના માળવામાં વસેલો છે. ગૂજરાતમાં કોઈ બીજે નામે એ છુપાયા હોય તો કહી શકાય નહિ, કારણ કે નામો બદલવાની આપણા લોકોની રીત પ્રાચીન અને પ્રસિદ્ધ છે.[2]

## ગૂજરાત સલ્તનતનો મૂળ પુરુષતાંક રજપૂત

ઇસ્લામ યુગના ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં નાગ જાતિ અને તાક નાગોનો ઉલ્લેખ ખાસ અગત્યનો છે, કારણ કે ગૂજરાતના સ્વતંત્ર મુસલમાન સુલતાનોના વંશનો મૂળ પુરુષ હિંદુ હતો અને એ તાંક રજપૂત હતો. બધે બન્યું છે તેમ એના વંશને પછીથી

વંશની રાજધાની પદ્માવતીમાં હતી. ધારા માલવામાં છે. ભાવશતકમાં ગણપતિનાગને કરપતિ ગોત્રનો કહ્યો છે. મહાભારતમાં પાંચ કરપતોને માલવો સાથે પંજાબ રજપૂતાનાના સાંનિધ્યમાં ગણાવ્યાં છે. એટલે તાક વંશ એટલો પ્રાચીન ઠરે છે. ગણપતિનાગના ઇષ્ટદેવ શિવ છે. તાક લોકોનો ઉલ્લેખ રજપૂતાનાના પાછળના અહેવાલો, ચંદબરદાઈ અને મુસલમાન લેખકોએ પણ કર્યા છે. જમ્મુમાં આજે તાક નાગો છે. જયસ્વાલજીએ શ્લોક આપ્યો છે તેમાં નાગનો પર્યાય પન્નગ પણ વાપરેલો છે. તે પર્યાયોની રીત સિદ્ધ કરે છે.

૧. રાજશેખરનો ઉલ્લેખ પહેલા પ્રકરણમાં જોયો. જયસ્વાલજી પૃ. ૫૪ માં એ બાબત લખે છે.

૨. અલ્બરૂની કહે છે કે હિંદુઓ નામો બહુ બદલે છે—જુદા અર્થો નીકળે તે માટે. ( Bom. Gaz. H. Pop. P. 458 )

રામચંદ્ર સાથે જોડવાનો પ્રયત્ન પણ થયેલો છે અને ટાંકનો વિચિત્ર અર્થ યોજવાનો પણ પ્રયત્ન થયો છે.[૧]

ગૂજરાતની જાતિઓ અને જ્ઞાતિઓમાં ભૌગોલિક નામો બાદ કરતાં કેટલીક જ્ઞાતિઓનો ઇતિહાસ રસમય છે અને એમાં એકની દૃષ્ટાંત તરીકે ચર્ચા જરા વિસ્તારથી અહીં કરી. એવી બીજી જાતિઓ માટે એટલા વિસ્તારને અહીં સ્થાન નથી. એટલે ખાસ ધ્યાન ખેંચાય એવી જાતિઓ માટે બહુ ટૂંકામાં જોઈએ.

### ગૂજરાતના બ્રાહ્મણો અને ક્ષત્રિયો

બ્રાહ્મણોમાં ભૌગોલિક નામ ન હોય એમાં મુખ્ય ઓદીચ્યોનો ઇતિહાસ પ્રસિદ્ધ છે. ભોજક અને ગૂગળી બ્રાહ્મણોના ઇતિહાસ રસમય બની શકે એવા છે. એમનાં નામ અને રિવાજ એ લોકો પરદેશીઓની કોઈ જાતિમાંથી થયા હોય એમ બતાવે છે.[૨] મગ બ્રાહ્મણો તો પરદેશીઓ છે એ ઉલ્લેખ જોયો છે. કાયસ્થ જ્ઞાતિનો ઇતિહાસ પણ રસમય છે અને એ લોકોના હાથમાં પ્રાચીન સમયથી સમાજ અને રાજ્ય માટે કાયદાનાં લખાણો કરવાનું હતું એ પ્રસિદ્ધ વાત છે.[૩] ક્ષત્રિયો ગૂજરાતમાં છે અને બે મુખ્ય જ્ઞાતિઓ પોતાને

---

૧. મિરાતે સિકંદરી બેલીકૃત અંગ્રેજી તેમ જ ગૂજરાતી તરજુમો તાંકનો વિચિત્ર અર્થ અને મૂળ કશ્યપના વંશનાં નામો એમાં આપેલાં છે.

૨. ભોજક અને ગૂગળી માટે નામ ઉપરથી અર્થ બેસાડવાનો પ્રયત્ન બીજાં નામોની પેઠે થયો છે. ગૂગળીને ગોકુળી ઠરાવવાનો અને ભૌગોલિક નામ આપવાનો પ્રયત્ન પણ થયો છે. ગૅઝેટિયરનો લેખક આ બ્રાહ્મણોને પરદેશી જાતિઓમાંથી થયેલા ગણે છે. એક વખત ગૂજરાતમાં ચોખવટ ન રાખે ને મેલા રહે તેવા લોકોને ગૂગળી કહેતા. અમુક જ્ઞાતિ સાથે ભોજન કર્યું માટે ભોજક અને ગૂગળ ઉપરથી ગૂગળી એમ પણ અર્થ બેસાડે છે. Bom. Gaz. G. Pop. P. 439. મગ બ્રાહ્મણો માટે પણ એમાં ચર્ચા કરી છે. ભોજક, શ્રીમાળી અને મગ બ્રાહ્મણના સંબંધ માટે પૃ. ૮, ૪૪૦ અને ૫૦૦ જુઓ.

૩. કાયસ્થો–વડોદરા, સુરત અને અમદાવાદમાં છે. કેળવણીમાં આગળ પડતા છે, એમના ત્રણ ભેદ માટે ગૅઝેટિયરમાં ચર્ચા કરી છે તે જોવી. એમની

બ્રહ્મક્ષત્રિય કહે છે અને એમના રિવાજો એમને ગૂજરાતની બહારથી આવેલા હોય એમ વ્યક્ત કરે છે.[૧] લડાયક જાતિ તરીકે ક્ષત્રિયો આજે ગૂજરાતમાં દેખાતા નથી. રજપૂતોમાં આખી ક્ષત્રિય વર્ણનો સમાવેશ પૌરાણિક કાળમાં બ્રાહ્મણોએ કરી દીધો છે તે જોઈ ગયા. બીજા બ્રહ્મક્ષત્રિયો જે સામાન્ય રીતે ખત્રી કહેવાય છે એમની વસ્તી ગૂજરાત–કાઠિયાવાડમાં મોટી છે અને એમનાં અવટંકનાં નામો, એમની સિંધ, મારવાડ, અને પંજાબમાં મોટી વસ્તી, અને સારસ્વત બ્રાહ્મણો એમના ગોર, એ બધું, એ જાતિ શક વગેરે અનેક જાતિઓ–મૂળ તેમ જ બહારથી આવનારી જાતિઓનાં મિશ્રણમાંથી થઈ છે એમ બતાવી આપે છે.[૨] સિંધનાં હિંગળાજ માતા એમનાં કુલદેવી છે એ બહુ સૂચક છે.

## બ્રાહ્મણ–વાણિયા

બ્રાહ્મણ ક્ષત્રિય ઉચ્ચ વર્ણમાં ગણાય છે. તેવી જ રીતે બ્રાહ્મણો અને વાણિયા પણ ઉચ્ચ વર્ણમાં ગણાય છે. વાણિયાઓની જ્ઞાતિ

---

વસ્તી ગૂજરાતમાં બહુ નથી. એમના નામનો અર્થ એક શ્લોકમાં વિચિત્ર રીતે બેસાડ્યો છે. काकाल्लौल्यं यमात् क्रौर्यं स्थपतेर्दृढघातितम् । आद्याक्षराणि संगृह्य कायस्थः केन निर्मितः ॥ જુઓ લેખપદ્ધતિ. કાયસ્થના સખત ને ઝીણા વકીલ જેવાં લખાણથી કંટાળેલા કોઈ કવિએ આ શ્લોક કર્યો હશે. વલભીના કાયસ્થોનો ઉલ્લેખ વાલભ કાયસ્થ એવો આવે છે.

૧. જૂનાગઢ, અમદાવાદ, ભરૂચ, અલીણા વગેરેના આ બ્રહ્મક્ષત્રિયો દેખાવમાં જુદા પડે છે અને કેળવણીમાં આગળ પડતા છે. પંજાબ બાજુથી ચાંપાનેર થઈને આવ્યા કહેવાય છે. અમદાવાદમાં અકબરના સમયમાં આવીને વસ્યા અને ખાડિયાનું નામ અકબરપુર એમણે આપ્યું. ગૅઝેટિયરનો લેખક (પૃ. ૪૪૧) બૌદ્ધ ક્ષત્રિયોને બ્રાહ્મણ બનાવ્યા એમ માને છે તેથી બ્રહ્મક્ષત્રિય કહેવાયા.

૨. ગૅઝેટિયરના લેખકે આ ક્ષત્રિયોને ખત્રી તરીકે ગણી કારીગર વર્ગમાં મૂક્યા છે. એમની અવટંકો અવટંકોના ઇતિહાસમાં રસમય ગણાય તેવી છે. એ લોકો જનોઈ પહેરે છે. વિધવાવિવાહની છૂટ છે. પંજાબથી ગૂજરાત સુધી એમનો વસવાટ જોતાં એ લોકો પરદેશી જાતિઓમાંથી થયા હોય.

વેપારપ્રધાન ગૂજરાતની એક ખાસ વિશેષતા છે. ગૂજરાતમાં સામાન્ય લોક ઉચ્ચ વર્ણ માટે બોલે તો બીજા પ્રાંતોની પેઠે બ્રાહ્મણ ક્ષત્રિય નથી બોલતા પણ બ્રાહ્મણ વાણિયા એમ બોલે છે એમ બહુ સૂચક છે. ઉપર જોયું તેમ ક્ષત્રિયો અને કાયસ્થો ગૂજરાતમાં વાણિયા કરતાં ઉચ્ચ જ્ઞાતિમાં ગણાય છે છતાં એમની વસ્તી એટલી ઓછી છે કે સામાન્ય લોકો એમને બહુ ગણતરીમાં લેતા નથી. ક્ષત્રિયોમાં પણ જે બ્રહ્મક્ષત્રિયો વણકર ને રંગનારનો ધંધો કરે છે, તે લોકોમાં ખત્રી જ કહેવાય છે અને ધંધાને લીધે તથા કેટલાક રિવાજોને લીધે બ્રાહ્મણ વાણિયાને જ ગૂજરાતમાં સામાન્ય રીતે ઉચ્ચ વર્ણમાં ગણવાની રૂઢિ પડી ગઈ છે.

ગૂજરાતની જ્ઞાતિઓની બીજી વિશેષતા એ છે કે જે જે નામના વાણિયા છે તે તે નામના—થોડા અપવાદ સિવાય—બ્રાહ્મણ છે. એ બધાં નામો ભૌગોલિક છે. એ વિભાગો પડતા પહેલાં જેમના ગોર જે બ્રાહ્મણો થયા તે નામો એમણે લીધાં, એટલે એમના વર્ણનમાં ઊતરવાની જરૂર નથી. વાણિયાની ઘણી પેટા જ્ઞાતિઓમાં જૈન અને વૈષ્ણવ બન્ને ધર્મો પળાય છે અને ઘણી વાર એક જ ઘરમાં એ ધર્મો પાળનારા હોય છે એ વિશેષતા છે.[1]

## રજપૂતો

ગૂજરાતના રજપૂતોને રજપૂતાનાના રજપૂતોની સાથે જ ગણવા

---

૧. ગૅઝેટિયરમાં આ દરેક બ્રાહ્મણો અને તે જ નામના વાણિયાના અહેવાલો આપેલા છે, એટલે એ વર્ણનની અહીં જરૂર નથી. ઔદીચ્ય બ્રાહ્મણો છે પણ વાણિયા નથી, એવા કેટલાક અપવાદો છે ખરા. મને લાગે છે કે ગૂજરાતમાં ભૌગોલિક જ્ઞાતિઓ થતા પહેલાં જે મૂળ બ્રાહ્મણો જે વાણિયાના ગોર બન્યા તેમનાં નામો એમણે લીધાં. શ્રીમાળી વગેરે કેટલીક જ્ઞાતિઓમાં જૈન અને વૈષ્ણવ બન્ને ધર્મો પળાય છે. ઘરમાં સ્ત્રીપુરુષના ભિન્ન ધર્મો હોય છે છતાં મતભેદ વગર શાંતિ રહે છે એ વિશેષતા છે.

જોઈએ. એમનાં નામો અને પેટા જાતિઓના ઇતિહાસ બહુ રસમય છે અને પરદેશી જાતિઓનું, દેશી અગર પહેલાં આવીને વસેલી જાતિઓ સાથેનું સૌથી વધારે મિશ્રણ રજપૂતોમાં થયું છે. એમના સવિસ્તર વર્ણનમાં આખો ગ્રંથ લખી શકાય. ઘણાખરા રજપૂતો સૂર્ય અગર ચંદ્ર વંશ સાથે અને તેથી રામ અને કૃષ્ણ સાથે પોતાનો સંબંધ જોડે છે. અગ્નિકુલના રજપૂતો બ્રાહ્મણોએ પરદેશીઓને ધોઈને બનાવેલા ક્ષત્રિયો છે એ આગળ જોયું. રજપૂતો લડાયક અને રાજસત્તાવાળી જાતિ હોવાથી એમનામાં અનેક હલકી ને ઊંચી જાતિઓનાં મિશ્રણો થયાં છે અને તેથી કરીને અવટંકના ફેર અગર તો પેટા જાતિ ઊભી થવા સિવાય એમની જાતિને કોઈ બીજી હાનિ થઈ નથી. એમનાં નામના અર્થો કરવામાં[1] ભાટ ચારણોએ અને દંતકથાઓએ તથા પુરાણોએ સૌથી વધારે છૂટ લીધી છે. રજપૂતો રાજવી ગણાયા પછી અન્ય પ્રાંતોમાં રાજસત્તામાં આવનારી બીજી કોમોએ પણ પોતાને રજપૂત કહેવડાવવામાં ગૌરવ માન્યું છે.[2] આપણા પ્રાંતમાં આજે પણ ઘણી રજપૂત–જ્ઞાતિઓ રાજસત્તામાં છે અને હિંદુસ્તાનની જાતિઓના ઇતિહાસમાં આ રજપૂતોનો ઇતિહાસ એક વિલક્ષણ પ્રકરણ ઉમેરી શકે. ગૅઝેટિયરના લેખકે એમનામાં ગઈ સદીમાં ચાલતા વિચિત્ર સામાજિક રિવાજો, સ્ત્રીઓ માટે એમની વિચિત્ર માન્યતાઓ, અને એમના સ્વભાવોનું વર્ણન

---

૧. અગ્નિકુલના રજપૂતોના અર્થની વિચિત્રતા જોવા માટે જુઓ Bom. Gaz. Hindi. Pop P. 484–85. આપણા પ્રાંતમાં દરેક જાતિના નામના અર્થ અને મૂળ બેસાડવાનો જે પ્રયત્ન થયો છે તે હસવા જેવો જ આજે લાગે છે. જે જમાનામાં એ કથાઓ સર્જાઈ હશે એ જમાનાના સમાજની સામાન્ય બુદ્ધિ માટે આજે કોઈ બહારનો એ વાતો વાંચીને કેવો અભિપ્રાય બાંધે? મહારાષ્ટ્રના ચિતપાવન બ્રાહ્મણોને વહ્નિચાર કહે છે તે અગ્નિથી શુદ્ધ કરી લીધા એમ મનાય છે. (મું. ગૅ. હિ. વસતી, પૃ. ૪૫૦)

૨. મરાઠાઓમાં આ રીતે કેટલાક પોતાને રજપૂત મનાવવા પ્રયત્ન કરે છે. દક્ષિણમાં પણ એવું મનાય છે.

કર્યું છે, એટલે અહીં એનો વિસ્તાર કરવાની જરૂર નથી. એમના રાજવંશોનું વર્ણન જુદા પ્રકરણમાં કર્યું છે.

### ભાટિયા-લુહાણા

રજપૂતોનો વિચાર કરતી વખતે ભાટિયા અને લુહાણાને ભુલાય નહિ. એમની વસ્તી ખાસ કરીને કચ્છ–કાઠિયાવાડમાં છે અને એ લોકો સિંધ, પંજાબ, જેસલમેર બાજૂથી કચ્છ–કાઠિયાવાડમાં આવીને વસ્યા છે અને ભાટી તથા રાઠોડ રજપૂતોમાંથી થયા છે એમ મનાય છે. એમનામાં ખાસ મહત્ત્વની વાત એટલી જ છે કે એમણે રજપૂતની લડાયક વૃત્તિ અને મોટે ભાગે રજપૂતોનો શૈવ ધર્મ છોડીને શાંત વૈષ્ણવ ધર્મ ગ્રહણ કરી વેપારમાં પડેલા છે અને ગૂજરાતની બહાર સાહસિક વેપારીઓ તરીકે ગણાય છે. છતાં એ લોકો વાણિયા ગણાતા નથી; અને સામાજિક ઇતિહાસની દૃષ્ટિએ અને પરદેશી મિશ્રણની દૃષ્ટિએ એમનું ખાસ સ્થાન છે. એમની અવટંકો પણ નોંધવા જેવી છે.[1]

### આહીર-મેર-કાઠી

આહીર, મેર, કાઠી વગેરેની જાતોનો ઇતિહાસ પણ જોવા જેવો છે. એમના મૂળ માટે હજી ખાસ એકમત જણાતો નથી. આહીરો ઇસ્વીસનની શરૂઆતમાં ગૂજરાતમાં સત્તામાં હતા અને આહીર દેશ આપણા પ્રાંતના મોટા ભાગનું નામ એક સમયે હતું એ ઉલ્લેખ આગળ જોયો. કાઠીઓનું મૂળ પણ નક્કી થયું નથી. સિંધ બાજૂથી આવીને વસેલા પરદેશીઓ તરીકે એમને માનવામાં આવે છે.[2] એ લોકો સૂર્યપૂજક છે. મેર લોકો કાઠિયાવાડની એક

---

૧. એમના સવિસ્તર વર્ણન માટે હિંદુ વસ્તીના વર્ણનનું મુંબઈ ગેઝેટિયર જોવું.

૨. ગૅઝેટિયરનો લેખક (પૃ. ૪૬૨) લખે છે કે એલેક્ઝાંડરના સમયમાં માલવાનો ઉલ્લેખ Malbi અને કાઠીઓનો Kaatbbioi તરીકે છે. અને એ લોકો પંજાબ બાજુથી દક્ષિણમાં આવ્યા.

વિશિષ્ટ જાતિ છે અને મિહિર–ગુર્જર કે શ્વેતહૂણ પણ કેટલાક વિદ્વાનો ધારે છે. જોકે એ લોકો પોતાને રજપૂત ધારે છે.[૧] આ જાતિઓ એમના દેખાવ અને રિવાજોથી ખાસ જુદી પડે છે. કાઠીઓ માટે પણ આપણા વાતો જોડનારાના રિવાજ પ્રમાણે નામ ઉપરથી અર્થ બેસાડી વાતો જોડેલી છે અને લૂંટફાટ કરવાને એમને હક મળેલો છે એવી વાત પણ જોડવામાં આવી છે.[૨] છેક બ્રિટિશ અમલ શરૂ થયો ત્યાં સુધી એમની લૂંટની ટેવ જાણીતી હતી; અને આખો દ્વીપકલ્પ જે સૌરાષ્ટ્રને નામે અઢારમી સદી સુધી પ્રસિદ્ધ હતો, તેને પોતાનું નામ આપીને આજે કાઠિયાવાડને નામે પ્રસિદ્ધ કર્યો એ મોટી બિના છે. મરાઠાઓની સામે મોટે ભાગે એ લોકો થયા એટલે મરાઠાઓએ સોરઠનું નામ કાઠિયાવાડ પાડ્યું.

### બાબરિયા

અહીં માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ વિચિત્ર દેખાતી જાતિઓનું વર્ણન કરવાનું હોઈ કાઠિયાવાડના એક ભાગ બાબરિયાવાડને પોતાનું નામ આપનારા બર્બરોને ભુલાય નહિ. મુંબઈ ગૅઝેટિયરમાં એ લોકોનું વર્ણન કર્યું છે.[૩] પુરાણ અને પ્રાચીન ભૌગોલિક ઉલ્લેખો ઉપરથી ખંભાતના ઇતિહાસમાં બર્બરો માટે ચર્ચા કરી છે. એમનું મૂળ હજી નક્કી થઈ શકતું નથી. એમને રાક્ષસ અને મ્લેચ્છ

---

૧. મેર માટે મુંબઈ ગૅઝેટિયર ભા. ૧ માં ગૂજરાતના ઇતિહાસમાં પૃ. ૧૨૫ થી ૧૪૫ સુધીમાં લાંબું વર્ણન છે તેમ જ હિંદુ વસ્તીના ગૅઝેટિયરના ગ્રંથમાં પણ વર્ણન છે. પ્રથમ ગ્રંથમાં ઐતિહાસિક ચર્ચા છે.

૨. ગૅઝેટિયરમાં એ વાત આપેલી છે. કાઠીઓ ગઈ સદી સુધી લૂંટનો ધંધો કરતા અને અંગ્રેજો સાથે પણ એમને ઘર્ષણ થયેલું તેના દાખલા નોંધેલા છે. લૂંટનો હક છે, એમાં પાપ નથી, એમ સિદ્ધ કરવા ભાટોએ વાતો જોડી કાઢેલી લાગે છે, ગૅઝેટિયરમાં કાઠી શબ્દ જુઓ.

૩. કાઠિયાવાડ ગૅઝેટિયર અને મુંબઈ ગૅઝેટિયર હિન્દુ વસ્તીના ગ્રંથમાં એમના વિભાગ, રિવાજો, એમને માટેની આખ્યાયિકાઓ વગેરે માટે જોવું.

કહ્યા છે અને સિદ્ધરાજે એમને હિંદુ બનાવ્યા એમ કહેવાય છે. સ્કંદપુરાણ અને પદ્મપુરાણમાં બર્બરના ઉલ્લેખો છે. બર્બરિકને શિવ-પૂજક ગણ્યો છે. એનું માથું પુજાય છે એમ કહી બળિયાકાકા સાથે એને મેળવવાનું સૂચન કુમારિકા ખંડમાં કર્યું છે. એ પુરાણ કથાના વમળમાંથી બહાર આવી ઇતિહાસ શોધવો મુશ્કેલ છે. ગૅઝેટિયરનો લેખક કહે છે કે બર્બરો સિંધ બાજૂના હોય અને બાબરો મુહમ્મદ બહાલીમનો સરદાર હતો. એના મ્લેચ્છ અનુયાયીઓને હિંદુ બનાવી કાઠીઓમાં મેળવી દીધા.[1] સિદ્ધરાજના સમયમાં બર્બરકે રુદ્રમહાલયના મંદિરમાં નુકસાન કરેલું એ ઉલ્લેખ પણ જોયો. આ બધા ઉપરથી બબ્રુરો કોઈ વિચિત્ર ધર્મ પાળનારા મ્લેચ્છો હોય ને ધોવાઈને હિંદુ થયા હોય એમ લાગે છે. વરાહમિહિર બૃહત્ સંહિતામાં બર્બરદેશને નૈઋર્ત્યમાં ગણાવે છે,[2] એટલે સિંધથી કાઠિયાવાડ સુધીના કોઈ નાના

---

૧. મુંબઈ ગૅઝેટિયર, હિંદુ વસ્તીનો ગ્રંથ, પૃ. ૪૪૪.

૨. ખંભાતના ઇતિહાસમાં પૃ. ૨૧૫ અને નોંધમાં આ ઉલ્લેખો આપ્યા છે. સ્કંદપુરાણ કુમારિકા ખંડ, અધ્યાય ૫૯ થી ૬૬ માં એ કથા આપેલી છે. પદ્મપુરાણ ઉત્તરખંડ, અ. ૧૦૧ માં પણ બીજી રીતે આપેલી છે. **राहुर्विमुक्तो यस्तेन सोऽपतत् बर्बरस्थले ।। अतः स बर्बरोद्भूत इति भूमौ प्रथांगता ।।** અનુક્રમણિકામાં **राहोर्बर्बरदेशोद्भवकथनम्** । એમ લખે છે. સ્કંદ-પુરાણ બર્બરિકને ઘટોત્કચનો પુત્ર કહે છે અને એનું માથું પૂજાશે એવું કૃષ્ણનું વરદાન છે એમ લખે છે. રાહુનું પણ માથું જ છે. બર્બરિકનું માથું પુજાશે એમ કહે છે અને બળિયાકાકાનું પણ માથું જ પુજાય છે ( માત્ર ગૂજરાતમાં ) એ વાતોને શું સંબંધ હશે તે સમજાતું નથી. કોઈ બાબરિયા વીરની પૂજાને પૌરાણિક રૂપ અપાયું હશે ? આનો ખુલાસો વધારે શોધ થાય ત્યારે જ મળે. બાબરિયા જાતિ ગૂજરાતમાં પ્રાચીન સમયથી વસેલી પરદેશી જાત હોય અને વિચિત્ર ધર્મ પાળતી હોય એટલું તો સમજાય છે. સિદ્ધરાજના સમયમાં એ લોક ઠેકાણે પડ્યા હોય-છતાં બાબરો ભૂત મનાવા લાગ્યા. મૂળરાજ બીજાએ મુહમ્મદ ઘોરીના જીતેલા લશ્કરના મુસલમાન કેદીઓને બાબરિયા, કાઠી વગેરેમાં વહેંચી દીધેલા એમ ગૅઝેટિયરનો લેખક લખે છે. પૃ. ૪૪૪. બીજા વર્ણન માટે જુઓ એ જ પૃ. ૨૬૧-૨૬૬.

ભાગનું એ નામ પ્રાચીન સમયથી હશે એટલું તો સિદ્ધ છે જાતિઓના મિશ્રણમાં આ બિના નોંધવા જેવી છે. રબારીઓ જુદી જ્ઞાતિ છે છતાં બાબરિયા, કાઠી, આહીર, અને મેર સાથે એમને નજીકનો સંબંધ છે. એમના જુદા વર્ણનની અહીં જરૂર નથી.

ગૂજરાતમાં સામાન્ય રીતે જેઓ કણબી તરીકે ઓળખાય છે, તેમને ખરી રીતે લેવા, કડવા, અને આંજણા પાટીદાર કહેવામાં આવે છે. લેવા પાટીદાર આબરૂદાર અને ખેતીવાડીમાં ખાસ રસ લેનારા છે. એમની ગૂજરાતમાં મોટી વસ્તી છે. એમનામાં ભૌગોલિક નામો નથી એ ખાસ નોંધ કરવાની વસ્તુ છે. ગૅઝેટિયરનો લેખક એમને હૂણ ગૂર્જરોમાંથી થયેલા માને છે અને એ માટે ચર્ચા કરીને હીમાભાઈ અજાભાઈએ પંજાબના ગુર્જરો અને ગૂજરાતના પાટીદારોના રિવાજોની કરેલી સરખામણીનો ઉલ્લેખ કર્યો છે.[1] ગૂજરાતની વસ્તીનો આ લોકો મુખ્ય અને અગત્યનો ભાગ છે અને ગૂજરાતની બધી જાતિ અને જ્ઞાતિઓમાં આમનો સંબંધ જ વધારે પ્રમાણમાં ભૂમિ સાથે છે એ બહુ સૂચક છે. અને વધારે આધાર મળે ત્યાં સુધી ગૂજરાતને પોતાનું નામ આપનાર ગુર્જરોનો મોટો ભાગ એમનામાં હોય એમ માનવામાં વાંધો નથી. જોકે એ નામ શાથી છુપાઈ ગયું કે બદલાઈ ગયું એ કહેવું મુશ્કેલ છે. આંજણા કણબીઓ મોટે ભાગે ઉત્તર ગૂજરાતમાં છે અને એમના રિવાજો રજપૂતોને મળતા છે અને રજપૂતોની અવટંકો પણ એમનામાં છે.[2] ભાટ, ચારણ અને તરગાળા

---

૧. જુઓ મુંબઈ ગૅઝે., કોમી હિંદુ વસ્તીનો ગ્રંથ, પૃ. ૪૯૧–૯૨. લેવા અને કડવાને લવ અને કુશમાંથી ઊતરી આવ્યાની વાત પણ ઘણા દાખલાઓમાં આગળ જોયું તેમ અવાજ ઉપરથી અર્થ કાઢવાનો માત્ર પ્રયત્ન છે. આ કોમોના રિવાજો વગેરેનો અભ્યાસ ખાસ કરવા જેવો છે અને વધારે શોધની જરૂર છે.

૨. આંજણા કણબીઓ રજપૂતોની સાથે ભોજનવહેવાર રાખે છે ત્યારે લેવા અને કડવા પોતાને રજપૂતોથી ઊંચા માને છે, અને માંસાહાર કરતા નથી. આંજણા દારૂ ગાળવાનો ધંધો કરે છે. એમનામાં કેળવણી નથી, કડવામાં ઓછી

પણ ગૂજરાતની વિલક્ષણ અને વિશિષ્ટ જ્ઞાતિઓ છે એ પ્રસિદ્ધ છે એટલે વર્ણનની જરૂર નથી.

### નારૂ–કારૂ

બીજી ઘણી જાતો આપણા પ્રાંતમાં છે પણ એમનું વર્ણન કરતાં બહુ વિસ્તાર થાય. હિંદુઓમાં આમ ચાર વર્ણો ગણાય છે અને અનુલોમ–પ્રતિલોમ લગ્નોથી થોડી વધી છે. પરંતુ ગૂજરાતમાં સામાન્ય રૂઢિમાં અઢાર વર્ણ ગણાય છે એ નોંધવા જેવી વાત છે. એટલે ચાર મુખ્ય વર્ણ અને નવ નારૂ અને પાંચ કારૂ મળીને અઢાર ગણાય છે. નારૂ–કારૂ એટલે કામ કરનાર લોકોની જ્ઞાતિઓ. એમને હલકા ગણવાનો ગૂજરાતમાં પ્રાચીન સમયથી રિવાજ પડી ગયો છે. વિમળપ્રબંધમાં નારૂ–કારૂ આ પ્રમાણે ગણાવ્યા છે: બ્રહ્માના મુખ, બાહુ, હૃદય અને પગથી ચાર મુખ્ય વર્ણો ગણાવી પછી કંદોઈ, કાછી (કાછિયા), કુંભાર, માળી, મર્દનિયા, સુત્રાહ (સુથાર), ભિંઇસાઇન (ભેંસાઈન–ભરવાડ?), તંબોળી, સોનાર (સોની), એમ નવ નારૂ; ગાંછા (ઘાંચી), છીપા, લુહાર, મોચી, અને ચર્મકાર (ચમાર) એટલા પાંચ કારૂ કહેવાય છે. આ પ્રમાણે અઢાર વર્ણ ગણાવી તેની બહારના અસુર–એટલે અનાર્ય એમ લખે છે. આપણા પ્રાંતની વર્ણવ્યવસ્થા અસલથી આ પ્રમાણે છે અને નારૂ–કારૂને વસવૈયા પણ કહે છે.[1]

છે, જ્યારે લેવા વધારે કેળવાયેલા અને આગળ પડતા છે. આ ત્રણે જ્ઞાતિઓમાં ભૌગોલિક નામો નથી. આંજણામાં એક વર્ગ સામાન્ય રીતે મોઢ કહેવાય છે પણ તે ભૌગોલિક દૃષ્ટિએ બીજી જ્ઞાતિઓની પેઠે નથી; મોઢેરાના વતની કણબીઓ હશે.

૧. જુઓ વિમળપ્રબંધ ખંડ ૨–શ્લોક ૮૦ થી ૮૪. દરેક ઉચ્ચ વર્ણે કામને માટે નારૂ–કારૂને વસાવ્યા અને દરેક ગામમાં એમની વસ્તી છે. આમાં દરજી નથી ગણાવ્યા. મર્દનિયા તે વાળંદ હશે કે કેમ તે સવાલ છે. આ વર્ણન સોળમી સદીમાં, ગૂજરાતના સુલતાનોના સમયનું છે એટલે દરજીનું નામ નથી એ સૂચક છે. જોકે દરજીઓ એ સમયે હતા. ઉપર મૂળમાં આપેલાં નામ જૂની ગૂજરાતીમાં લખ્યાં છે. અનાર્યને અસુર કહ્યા તે સૂચક છે.

## કોળી

અહીં કોળીનો ટૂંકો ઉલ્લેખ કરવો જરૂરી છે. એમને ભીલ સાથે મુકાય છે તે ભૂલ છે. ભીલ, દૂબળા, વગેરે ગૂજરાતની મૂળ વતની જાતિઓ છે. પરંતુ કોળીઓનાં મૂળ બાબત હજી વિદ્વાનોમાં મતભેદ છે અને એ માટે વધારે શોધની જરૂર છે. એમની ગૂજરાત કાઠિયાવાડમાં મોટી વસ્તી છે. એમનામાં દરેક દેશી–પરદેશી જાતિઓનું મિશ્રણ થયું હોય એવો સંભવ છે અને રજપૂતો કોઈ ને કોઈ કારણે હલકા પડવાથી એમાં ભળતા ગયા હોય એમ પણ મનાય છે. એમણે ગૂજરાતના જુદા જુદા ભાગ ઉપર પ્રાચીન સમયથી રાજસત્તા ભોગવી છે અને મોગલ સામ્રાજ્યના સમયમાં એ લોકો જોરથી દાબ્યા છતાં એમને પૂરેપૂરા દાબી શકાયા નથી. આજ સુધી પણ એમની નાની નાની ઠકરાતો છે. એમના વિભાગોમાં ખાંટ નામે વિભાગ ખાસ ધ્યાન ખેંચે છે. અમદાવાદના પૂર્વાવતાર આશાપલ્લીને નામ આપનાર આશોભીલ ખાંટ કોળી હતો.[1] આથી જણાશે કે ગૂજરાતમાં કોળી અને ભીલ શબ્દ પાછળથી પર્યાય જેવા થઈ ગયા હતા. ભીલ, દૂબળા, વગેરે મૂળ વતનીઓની જાતો છે અને બીજી ઘણી જાતોના અહેવાલ રસમય પણ છે, પરંતુ વિસ્તારના ભયથી અહીં એને સ્થાન નથી.

## જ્ઞાતિઓનું ઊંચાનીચાપણું અને મિશ્રણોનો ઉપસંહાર

આ પ્રમાણે ગૂજરાતમાં બીજા પ્રાંતોને મુકાબલે સૌથી વધારે પરદેશી જાતિઓ આવીને વસી છે અને એમનાં મિશ્રણો પણ વિચિત્ર

---

૧. ભીલ, દૂબળા, વાઘરી, ઢેઢ, વગેરે માટે ગૅઝેટિયરમાં જોવું. કોળી લોકો હિંદુ સમયમાં તેમ જ ગૂજરાતના સુલતાનોના સમયમાં બહુ જોરમાં હતા તે આગળ જોઈશું. કોળીમાં ખાંટ સૌથી જોરાવર અને ઊંચા હતા એમ સમજાય છે. છેક ગઈ સદી સુધી કોઈ માણસ મિજાજ કે અભિમાન કરે તો બીજાઓ કહેતા કે " જોયો મોટો ખાંટુ " એ બતાવે છે કે ખાંટુ શબ્દ જોર અને મોટાઈના પર્યાય જેવો હતો.

રીતે થયાં છે. હિંદુસ્તાનના સામાજિક ઇતિહાસમાં પ્રાચીન સમયમાં માત્ર રાજસત્તા ધરાવનાર જાતિઓનાં નામો પરંપરા વગેરેમાં સચવાઈ રહ્યાં છે અને બ્રાહ્મણ જેવી જાતિનાં નામો વિદ્યાસંસ્કારનો ઈજારો એમણે રાખેલો તેથી સચવાઈ રહ્યાં છે. પરંતુ પ્રજાનો મોટો ભાગ તો અન્ય જાતિઓથી જ બનેલો છે. રાજકર્તા અને વિદ્યાસંપન્ન જાતિઓ હમેશાં પ્રમાણમાં થોડી હોય છે, એટલે આર્યો કે અસુરો, યાદવો કે નાગો, શકો, હૂણો કે ગુર્જરો વગેરેનાં નામ પરંપરાઓ કે ઇતિહાસે નોંધ્યાં તેથી એ જ જાતિઓથી દેશ ભરેલો હતો એમ માનવાની જરૂર નથી. દેશનો મોટો ભાગ તો મૂળ વતનીઓ અને કામ કરનારી અને ખેતી કરનારી જાતિઓથી વસેલો હોય છે અને એમના ઉલ્લેખો થોડા જ મળે છે.[૧]

આમ છતાં શકો ગુર્જરો અગર હૂણોનાં મિશ્રણો આપણા સમાજમાં ખૂબ જ થયાં છે અને એમનાં નામો મિશ્રણના નિયામક બ્રાહ્મણોની કુશળતાથી આજે શોધ્યાં પણ જડતાં નથી. કહેવાતી ઉચ્ચ વર્ણોની પેઠે રજપૂતોથી કોળીઓ સુધીની જાતિઓનાં વર્ણન જે ઉપર કર્યાં તે બધામાં આ પરદેશી જાતિઓનાં મિશ્રણો થયેલાં છે. કાઠિયાવાડમાં કાઠી, આહીર, મેર વગેરે જાતિઓમાં અને કોળીઓમાં હૂણ, ગુર્જરો અને તે પહેલાંના શકોનાં મિશ્રણ છે. એ બધા તેમ જ નારૂ–કારૂ કહેવાતી જ્ઞાતિઓમાં પણ, અને તેથી પણ હલકી જ્ઞાતિઓમાં રજપૂતોની અવટંકો આજે જોવામાં આવે છે.

---

૧. ગૂજરાતની હિંદુ વસ્તીમાં આશરે અરધા લોકો મૂળ વતની અને જેમને આજે હલકી વર્ણો ગણવામાં આવે છે એ લોકો છે. એમનામાં ઉપર કહ્યા તે નારૂ–કારૂ, અને ખેતીવાડી કરનાર કણબી, કાછિયા અને ઢોર રાખવાનો ધંધો કરનાર ભરવાડ, રબારી, આહીર વગેરે ઉમેરતાં હિંદુઓનો પોણો ભાગ ઉપર થવા જાય છે અને તે લોકોના ઉલ્લેખો, દાનપત્રો કે પરંપરાઓમાં મળે નહિ. સમાજનો મોટો ભાગ એ લોકો છે.

કાઠીઓમાં અને બાબરિયામાં અનેક પરદેશીઓને સમાવી દેવામાં આવેલા છે.[1] જિતાયેલા, લડાઈઓમાં ગુલામ પકડાયેલા ઉચ્ચ વર્ણના લોકોને બળજબરીથી ઉદ્યોગ, હુન્નરો અને કારીગીરીનું કામ સોંપી તે તે જ્ઞાતિઓમાં મેળવી દેવામાં આવ્યા છે અને તેથી આજે હલકી મનાતી જ્ઞાતિઓમાં ઉચ્ચ વર્ણો ભળ્યા હોય એ પણ દેખાઈ આવે છે. મુસલમાન થતા પહેલાંના તુર્કો પણ કોઈ કોઈ જાતિઓમાં મળીને હિંદુ થયેલા છે. કેટલીક હલકી જ્ઞાતિઓએ રજપૂત પાલકોની અવટંકો ગ્રહણ કરી છે, જ્યારે રજપૂતો કોઈ ને કોઈ કારણે હલકા પડતાં હલકી જ્ઞાતિઓમાં મળી જઈને મૂળ અવટંક કાયમ રાખી રહ્યા છે. દુશ્મનને લીધે એક દેશમાંથી નાસીને આવેલા હલકા ઊંચા વર્ણો આવીને લાગ ફાવ્યો તેવી વર્ણોમાં ભળી ગયા છે. હુન્નરધંધાના કામને હલકા ગણવાનો પહેલાં રિવાજ હતો અને તેવાં કામ પ્રમાણે જ્ઞાતિઓ હલકી અને ઊંચી ગણાઈ ગઈ છે.[2] ઉચ્ચ નીચ જ્ઞાતિઓનો ઇતિહાસ આવો રસમય છે. છતાં હલકાં કાર્ય જેવાં અનેક કારણને લીધે સમાજના કેટલા ભાગને અસ્પૃશ્ય ગણી દીધો છે અને પોતાના ભાગને પારકો કરવા જેવી સ્થિતિ ઊભી કરી છે એ પણ વિચારવા જેવું છે. ગૅઝેટિયરના લેખકે કરેલી મહેનતને આજે અડધી સદી થઈ ગઈ છે અને સામાજિક ઇતિહાસ હવે ફરી તપાસવાની જરૂરી છે.

---

૧. મું. ગૅઝે. હિંદુ વસ્તી ગ્રંથ, પૃ. ૪૬૨, ૪૬૩, ૪૬૫. કાઠીઓમાં સમાયેલા પરદેશીઓની યાદી આપી છે. રજપૂતોની અવટંકો માટેનાં કારણો માનવા જેવાં લાગે છે. મુલતાનમાં ભંગીઓ (sweepers)માં ગુજર, મેર, હૂણ એવી અવટંકો છે એ સૂચક છે. ઢેઢ વાઘરીમાં સોલંકી અટકો છે. આશ્રયદાતાની અટકો લેવાનો રિવાજ પણ હતો.

૨. દુકાળ અને યુદ્ધમાં કેદીઓની ગુલામીએ ઊંચાને પણ નીચ વર્ણમાં નાખ્યા છે. ધંધામાં હલકટ માનવાનો મૂળથી રિવાજ હતો. વિગત માટે જુઓ મું. ગૅઝે. હિંદુ વસ્તી ગ્રંથ, પૃ. ૪૫૪.

# ધર્મો, સંપ્રદાયો અને તેનાં મિશ્રણો

ગુજરાતના સામાજિક બંધારણમાં અન્ય પ્રાંતોને મુકાબલે જે રસમય અને ઐતિહાસિક મહત્ત્વની વિચિત્રતા છે તે, જાતિઓના સામાન્ય વર્ણન કે રીતરિવાજોના વર્ણનને બદલે અહીં માત્ર એ વિચિત્રતાઓની દૃષ્ટિએ જ ઉલ્લેખ કરીને જોઈ ગયા; તેમ હવે ધર્મો અને સંપ્રદાયોના મિશ્રણનું ટૂંકું વર્ણન ઐતિહાસિક મહત્ત્વ અને વિચિત્રતાઓની દૃષ્ટિએ જોઈએ. ગુજરાતમાં ઇસ્લામ યુગ શરૂ થયો ત્યારે અહીં વર્ણવેલો સમાજ હતો, તેમ હવે જોઈશું તે ધર્મો પણ હતા. અને એ યુગમાં એ બન્નેમાં ખાસ ફેર કાંઈ પડ્યો નથી.

## ગૂજરાતમાં ધર્મો અને સંપ્રદાયોની વિશેષતાઓ

બૌદ્ધ ધર્મ પોતાની જન્મભૂમિમાંથી જ અદૃશ્ય થયો એ વિચિત્રતા આખા હિંદની દૃષ્ટિએ છે. ગૂજરાતની દૃષ્ટિએ ધાર્મિક બાબતોમાં નીચેની વિચિત્રતાઓ છે : (૧) ગૂજરાતમાં જેનું મૂળ સ્થાન કહી શકાય એવા શૈવ ધર્મની એક શાખા જેવો પાશુપત ધર્મ ગૂજરાતમાંથી જતો રહ્યો, તેમ જ એક વખત જોવામાં ચાલતો શૈવ ધર્મ ઓછો થયો. (૧) રાજસત્તાના ટેકા વગર સામાન્ય જન સમુદાયના ટેકાથી વૈષ્ણવ સંપ્રદાયો આજે સૌથી વધારે દેખાય છે. (૩) ત્રિમૂર્તિમાં પ્રથમ ગણાતા બ્રહ્મદેવની પૂજા આખા હિંદુસ્તાનમાંથી અદૃશ્ય થઈ અને ગૂજરાતમાં થોડી પણ આજે ચાલે છે. (૪) કાશ્મીરથી ગૂજરાત સુધી એક વખતે ખૂબ જોરમાં પ્રસરેલી સૂર્યપૂજા બીજે બધેથી અદૃશ્ય થઈ, અને ગૂજરાતમાં એનું નામ માત્ર પણ હજી રહ્યું છે. (૫) અન્ય પ્રાંતમાં જેનો ઉદ્ભવ થયો છે એવો જૈન ધર્મનું આજે બીજા બધા પ્રાંતો કરતાં ગૂજરાતમાં વધારે જોર છે. (૬) કાર્તિકેયની પૂજા એક વખત ગૂજરાતમાં થોડી પણ હતી તેનું નામ પણ આજે કોઈ જાણતું નથી. (૭) સૌમ્ય ધર્મોનું ગૂજરાતમાં જોર વધતું ગયું અને ભયાનક રસવાળા સંપ્રદાયો ગૂજરાતમાં રહીને

સૌમ્ય થઈ ગયા. આ મુદ્દાઓ ઉપર ગૂજરાતના સમાજનો ધાર્મિક ઇતિહાસ ખૂબ જ રસમય બને છે અને અન્ય પ્રાંતોની સરખામણીમાં એમાં નવીનતા અને વિશેષતા છે. સંપ્રદાયોમાં થયેલાં મિશ્રણો પણ રસમય છે.

**પરંપરાને દૂર મૂકીને આપણો ઇતિહાસ લખી શકાય નહિ.**

ઐતિહાસિક યુગ શરૂ થતા પહેલાંના ધર્મોના ખાસ પુરાવાઓ મળતા નથી એમ વિદ્વાનોનું માનવું છે. ક્ષત્રપોના લેખો અને વલભીનાં દાનપત્રોમાં જે ઉલ્લેખો મળે છે તે ઉપરથી રાજસત્તા કે રાજા કયા ધર્મનું પાલન કરતા તે જાણવા મળે છે.[1] બ્રાહ્મણોને અગ્નિહોત્ર અને પંચ મહાયજ્ઞો વગેરેનું પાલન કરવા માટેના દાનોના ઉલ્લેખો મળે છે. એ ઉપરથી વૈદિક મહાયજ્ઞો બંધ થઈ ગયા હશે એમ અનુમાન કરવામાં આવે છે.[2] પરંતુ અહીં એક વાત ખાસ નોંધવી જોઈએ કે લેખો, દાનપત્રો, સિક્કાઓ વગેરે ઇતિહાસમાં સર્વથી પ્રથમ પંક્તિના આધાર ગણાય છે એ વાત ખરી છે, છતાં હિંદુસ્તાનના ઇતિહાસ સંશોધનની સ્થિતિ એવી છે કે એમાં એ આધારોને પ્રથમ માન આપ્યા છતાં પણ એ આધારો ન મળે તો કાંઈ હતું જ નહિ એમ માનવું એ યોગ્ય નથી. ઊલટું આપણા ઇતિહાસને યથાર્થ સમજવા માટે સાહિત્યના ઉલ્લેખો અને પરંપરાઓને દૂર મૂકીને કામ ચાલી શકે એવું છે જ નહિ. "ઇતિહાસ-

૧. ક્ષત્રપો અને વલભીના રાજાઓમાં થોડા અપવાદ કરતાં રાજાઓનો ધર્મ શૈવ હતો એમ સમજાય છે. પરંતુ એ સમયે બૌદ્ધ ધર્મનું પ્રજામાં સારું જોર હતું. વલભીના રાજાઓમાં સૂર્ય અને વિષ્ણુના મતના રાજા પણ થયા છે. ભરૂચના ગુર્જર રાજાઓમાં એક સૂર્યપૂજક જણાય છે. ગુહસેન બૌદ્ધ હતો. ત્રૈકૂટકો ભાગવત હતા. ધરભટ્ટ પરમાદિત્ય હતો.

૨.દુ. કે. શાસ્ત્રીનો ગૂજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભા. ૧ પૃ. ૩૩-૩૪. પુષ્યમિત્ર અને સમુદ્રગુપ્તે અશ્વમેધ યજ્ઞો કર્યા છે. જયસ્વાલજી ભારશિવ નાગરાજાઓએ અશ્વમેધ યજ્ઞો કર્યાનું પણ લખે છે.

પુરાણ”ની પરંપરા અને સાહિત્યના આડકતરા ઉલ્લેખોનો ઇતિહાસમાં ઉલ્લેખ કરવામાં રહેલાં ભયસ્થાનો તો ખાસ ધ્યાનમાં લેવાં જ જોઇએ. પરંતુ એના વગરની ઇતિહાસની યથાર્થતા આપણે માટે તો શક્ય નથી. વેદના ઉલ્લેખોને માટે પણ એક શબ્દ અહીં કહેવો જોઇએ કે એ ઉલ્લેખો ધર્મમૂલક છે અને એનું પુરાણોથી સમુપબૃંહણ ન થાય તો અર્થ બરાબર ન બેસે.[1] કેટલીક ધાર્મિક ઇતિહાસને લગતી બાબતોમાં કેટલીક વાર આપણા મહાવિદ્વાનો પણ આ સમુપબૃંહણ તરફ ધ્યાન નથી આપતા એવું બન્યું છે, જો કે એ સમુપબૃંહણ, પુરાણોની હાલની સ્થિતિમાં, સમુદ્રમંથનથી પણ વધારે વિકટ છે એ ખરી વાત છે.[2]

## આર્ય અને આર્યેતર ધર્મો અને તેનું મિશ્રણ

વૈદિક ધર્મ અતિ પ્રાચીન સમયમાં પણ જ્યારે એના શુદ્ધ સ્વરૂપમાં ચાલતો હતો ત્યારે એને ન માનનારા યજ્ઞયાગાત્મક ધર્મની વિરુદ્ધ હતા અને દેવાસુરસંગ્રામની પ્રાચીન વાતોનાં કારણોમાં એ કારણ મુખ્ય હતું. યજ્ઞનો નાશ કરનારા અસુરો કહેવાય છે. જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કરનારા એમના હુમલા સામે રક્ષણ માગે એ વાતો મૂળ ધાર્મિક ઝગડાઓનું સૂચન કરે છે.[3] શિશ્નપૂજકોનો વેદનો ઉલ્લેખ પણ વૈદિકોની વિરુદ્ધના એક જાતના ધર્મનુ સૂચન કરે છે. આ બધા લાંબા કાળમાં બુદ્ધિશાળી ઋષિઓએ એમનાં મિશ્રણો કરવાનો સતત પ્રયત્ન ચાલુ રાખ્યો જ હતો, અને વૈદિક કાળનું પ્રથમ મુખ્ય મિશ્રણ જાતિઓની પેઠે ધર્મોમાં પણ એવું થયું

૧. વેદનું ઇતિહાસપુરાણથી સમુપબૃંહણ ન કરીએ તો વેદાર્થનું ખૂન થાય એવું વચન પ્રસિદ્ધ છે.

૨. શૈવ ધર્મની ચર્ચામાં એ બાબત નોંધ લઇશું. શૈવ ધર્મનું ગૂજરાતમાં જે સ્થાન છે તે જોતાં એ નોંધ ઉપયોગી છે.

૪. Pargiter. A. Iadian His. Tr?. P. 187. યજ્ઞમાં ન માનનારાઓ માટે આર્યોના તિરસ્કારના શબ્દો પ્રાચીન સાહિત્યમાં આવે છે,

કે ઋગ્વેદ હાલના સ્વરૂપમાં ગોઠવાયો અને અથર્વવેદને વેદમાં સ્થાન મળ્યું ત્યારે કેટલાક આર્યેતર દેવોને વૈદિક ધર્મમાં સ્થાન મળી ચૂક્યું હતું. આ બાબતની ચર્ચામાં મતભેદને એટલો બધો અવકાશ છે કે એનું લાંબું વર્ણન કરવાની અહીં જરૂર નથી. વરુણ, રુદ્ર, ઉષા, અશ્વિનો વગેરે આ પહેલા સફળ મિશ્રણમાં વૈદિક ધર્મમાં આવ્યા એમ હવે કેટલાક વિદ્વાનોનો સબળ પક્ષ થતો જાય છે.[1] વધારે આધારથી સિદ્ધ થાય ત્યારે ખરું.

## પ્રાચીનતમ શૈવ ધર્મનું સ્વરૂપ અને વૈદિકોનો વિરોધ

આ મિશ્રણમાં ગૂજરાતે ભાગ લીધો છે એમ માનવાને કારણો છે. મોહેંજો–દડોમાંથી જડેલાં પશુપતિ, ત્રિમૂર્તિ અને શિશ્નલિંગો વગેરે અવશેષો આર્યેતર સંસ્કૃતિનાં છે અને એની મર્યાદા નર્મદા સુધી હતી એમ હવે વિદ્વાનો માનતા થયા છે. પુરાણોના દેવાસુરસંગ્રામના અને અસુરોના ઉલ્લેખો પણ એ વાતની સાક્ષી પૂરી છે.[2] લિંગ-પૂજા રુદ્ર–શિવની પૂજા સાથે મળી ગઈ એ આગળ જોઈશું. પરંતુ એ મિશ્રણની ક્રિયા વખતે પણ વૈદિકોના યજ્ઞયાગાત્મક ધર્મ પાળનારાઓને એ વખતના શૈવોના પૂર્વાવતાર જેવા ધર્મના પાળ-નારાઓ સાથે હમેશાં ઝગડા થયા કરતા એના દાખલા સ્કંદાદિ પુરાણોમાં મળે છે અને આપણા પ્રાંતની ભૂમિએ એમાં અગત્યનો ભાગ લીધો હશે એમ એ ઉલ્લેખો જોતાં જણાઈ આવે છે. છેક

---

૧. Asura in India, P. 76–78–112–117. એમાં વરુણ, મિત્ર, ઉષા, નૃભુ વગેરેને અસુરના દેવદેવી કહે છે. તેની ચર્ચા અને આધાર આપેલા છે. રુદ્રને માટે પૃ. ૧૫ માં ચર્ચા છે. ઋગ્વેદમાં **हिरण्यहस्तो असुरो** વગેરે મંત્ર અને તૈત્તિરીય આરણ્યકની શિવસ્તુતિને હિરણ્યબાહુ, હિરણ્યવર્ણ, હિરણ્યરૂપ, હિરણ્યપતિ, અંબિકાપતિ, પશુપતિ વગેરે કહ્યા છે તે બહુ સૂચક છે. જુઓ ખંભાતનો ઇતિહાસ, પૃ. ૧૯૯.

૨. આ બાબત સર જ્હોન માર્શલનો અભિપ્રાય ખંભાતના ઇતિહાસમાં આ ચર્ચામાં બતાવ્યો છે.

જૈન બૌદ્ધોનું જોર થયું ત્યાં સુધી પણ વૈદિકો અને પછીથી થયેલા એમના પક્ષકારોએ, જૈન બૌદ્ધોની સાથેના પોતાના વિરોધને દેવાસુરસંગ્રામનું રૂપ આપવાનો પ્રયત્ન કરેલો છે.[1]

એટલે લેખો કે મંદિરોના પુરાવાઓ જડે કે ન જડે પણ પ્રાચીન કાળમાં શૈવ ધર્મનું કોઈ સ્વરૂપ ગૂજરાતની ભૂમિમાં હતું, અને વૈદિકો સાથે એમને ઝગડા થતા એમ માનવું પડે તેમ છે. ક્ષત્રપો અને વલભીના સમયમાં લેખો અને દાનપત્રોમાં જે ઉલ્લેખો મળે છે તે આ ઝગડાઓની પતાવટ થઈ અને આજનો પૌરાણિક હિંદુ ધર્મ ઉત્પન્ન થયો એ વચ્ચેના સંક્રાંતિકાળના હોય અગર તો માત્ર એક પક્ષના હોય એમ લાગે છે; જોકે વલભીના સમયમાં પૌરાણિક ધર્મ રૂઢ થયો હતો એમ માની શકાય; અને એના ઉલ્લેખ જો તળ ગૂજરાતમાં ન મળે તો પણ તેથી કાંઈ વિરુદ્ધ સિદ્ધ કરી શકાય એવું નથી, કારણ કે મહાભારતનો ત્રીજો થર લખાયો તે સમયથી પૌરાણિક હિંદુ ધર્મનું સ્વરૂપ ઘડાઈ ગયું હતું એમ માન્યા વગર ચાલે તેમ નથી.[2] અને ઇસ્વીસનની બીજી–ત્રીજી સદીમાં નાગ અથવા ભારશિવ મહારાજ્યમાં પૌરાણિક શિવની પૂજા સારી રીતે શરૂ થઈ હતી. શૈવ ધર્મની ચર્ચામાં એ વિશે જોઈશું. પૌરાણિક વૈષ્ણવ ધર્મ પણ એ જ સમયે પળાતો હતો એમ પણ માની શકાય, છતાં શૈવ મતની પ્રાચીનતા વધારે છે.

---

૧. પાર્જિટર ( A. I. H. T. ) પૃ. ૬૮. પાર્જિટરનું આ વર્ણન વાંચવા જેવું છે, જેમાં નર્મદા નદીએ ભાગ ભજવ્યો છે, એ ગૂજરાતની ભૂમિનો સંબંધ વ્યક્ત કરે છે. શૈવો અને વૈદિકોના ઝગડા પૌરાણિક રૂપમાં સ્કંદપુરાણ નાગર અને કુમારિકા ખંડો અને લિંગપૂજાને લગતા પુરાણોના ઉલ્લેખોમાં જણાઈ આવે છે, તે ખંભાતના ઇતિહાસમાં ચર્ચ્યો છે.

૨. આ બાબત શ્રી. દુર્ગાશંકરે પણ શૈવ ધર્મના ઇતિહાસમાં પૃ. ૩૦–૩૪માં ચર્ચા કરી છે. એમાં ઉપમન્યુનો ઉલ્લેખ સૂચક છે. એ કહે છે "જેનું લિંગ પુજાય છે એવા તો એક મહાદેવ જ છે." એટલે સ્વતંત્ર લિંગપૂજા એ સમયે રુદ્ર અને શિવની પૂજામાં મળી ગઈ હતી.

શૈવ ધર્મનો ઇતિહાસ પણ નવેસરથી લખવાની જરૂર છે, અને તે પણ સામાન્ય ઐતિહાસિક ઉલ્લેખો અને સિદ્ધાંતોના વર્ણનરૂપે નહિ પણ એની પ્રાચીનતા અને વ્યાપકતાની દૃષ્ટિએ; એ વ્યાપકતાએ કેટલાં વિરોધી અને વિદેશી તત્ત્વોને સમાવ્યાં છે એ દૃષ્ટિએ; પૌરાણિક હિંદુ ધર્મની વ્યવસ્થામાં એણે કેટલો અગત્યનો ભાગ ભજવ્યો છે એ દૃષ્ટિએ; સામાજિક વ્યવસ્થામાં પણ ઊંચા ને નીચાના ભેદને ન ગણીને વિરોધી તત્ત્વોને એક કરવામાં એણે જે કર્યું છે એ દૃષ્ટિએ જોવાની જરૂર છે. શિવ મહાદેવ છે, છતાં ઐતિહાસિક મનુષ્યનું વ્યક્તિત્વ એમનામાં મળ્યું નથી એ વિશેષતા છે.[૧]

## લિંગપૂજાની પ્રાચીનતા

મોહેંજો–દડોની શોધો પછી શૈવ અને પાશુપત ધર્મનું કોઈ પૂર્વ સ્વરૂપ સામાન્ય રીતે મનાતા વૈદિક સમયથી પહેલાં અગર તો તેની સાથે જ પણ તેનાથી સ્વતંત્ર રીતે પુજાતું હતું.[૨] એવા કોઈ સ્વરૂપની મૂર્તિની પૂજા અને લિંગની પૂજા અલગ અલગ જાતિઓની ભિન્ન પૂજાઓ હોય કે એક હોય એ કહેવું મુશ્કેલ છે,

---

૧ વૈષ્ણવ ધર્મમાં ભગવાન શ્રીકૃષ્ણની પૂજા મુખ્ય છે અને શ્રીરામથી પ્રાચીન છે. શ્રીકૃષ્ણ અને શ્રીરામનું વ્યક્તિત્વ ઐતિહાસિક છે. વૈષ્ણવ ધર્મમાં એ પ્રમાણે ઐતિહાસિક મહાપુરુષોનાં વ્યક્તિત્વ મળેલાં છે, જ્યારે શૈવ ધર્મમાં એવું નથી. લકુલીશ પાશુપતાચાર્યને શિવનો અવતાર કહે છે પણ તે પોતે શિવ તરીકે પુજાતા નથી. શૈવ ધર્મમાં અન્ય ધર્મનું મિશ્રણ અને હિંદુસ્તાન બહારનાં તત્ત્વોનું મિશ્રણ અને એની વ્યાપકતા એ ઇતિહાસની દૃષ્ટિએ મહત્ત્વની વાત છે.

૨. ખંભાતના ઇતિહાસમાં લિંગપૂજાના પરિશિષ્ટમાં તેમ જ અસુરો અને પાતાલનાં પરિશિષ્ટોમાં એ ચર્ચા મેં કરી છે. ઇંડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટરલી-(X 1934)માં આ મતને ટેકો આપનારો લેખ શ્રી. અતુલ સુરે લખ્યો છે. અને લિંગપૂજાને એ મોહેંજો–દડોના સમયથી પણ પ્રાચીન માને છે એમાં ન માનવા જેવું નથી.

પરંતુ એ આર્યેતર જાતિની હતી એટલું તો વિદ્વાનો માને છે.[૧] લિંગપૂજા ઘણા પ્રાચીન કાળમાં શિશ્નપૂજા તરીકે ભૂમધ્ય સમુદ્રથી હિંદના પૂર્વ ભાગો સુધી પ્રસરેલી હતી.[૨] હિંદમાં પણ લિંગપૂજા સારા પ્રમાણમાં હતી અને વેદમાં **शिश्नदेवाः** શબ્દ અને ઉલ્લેખ, વૈદિકો એની વિરુદ્ધ હતા એ સિદ્ધ કરે છે. લિંગપૂજા પ્રથમ જંગલીઓમાં હતી કે કોઈ સુધરેલી જાતિ પણ લિંગને પૂજતી એ કહેવું મુશ્કેલ છે.[૩] પરંતુ પ્રાચીન સમાજના સારા જેવા ભાગમાં એ પ્રચલિત હતી અને પ્રાચીનતમ શૈવ મતના–પછી તે ગમે તે

---

૧. કેટલાક વિદ્વાનો એ બધી પૂજાઓને ભિન્ન માનીને પૌરાણિક કાળમાં શિવમાં એકત્વ પામી એમ માને છે. મોહેંજો-દડોમાંથી મળેલાં એ પૂજાના અવશેષો અને એ સંસ્કૃતિ આખીયે આર્યેતર હતી એટલું તો સર જ્હૉન માર્શલ અને બીજા વિદ્વાનો એમ માને છે. શ્રી. અતુલ સુર આગળ કહ્યું તે લેખમાં પણ એમ જ કહે છે. એમના લેખનું નામ Pre-Aryan Elements in Indian Culture એ લેખ વાંચવા જેવો છે.

૨. અન્ય દેશોમાં શિવલિંગની કોઈ કોઈ સ્વરૂપે પૂજા થતી તેની આધાર સાથે વિસ્તૃત ચર્ચા મેં ખંભાતના ઇતિહાસના સ્કંભ અને લિંગપૂજાના પરિશિષ્ટમાં કરી છે. અહીં તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી.

૩. રુદ્ર, શિવ, અસુર જાતિના દેવ હતા એ માન્ય રાખીએ તો એમની પેટા જાતિઓમાં કોઈ મૂર્તિને પૂજતી હોય અને કોઈ લિંગને પૂજતી હોય. નાગ જાતિ અસુરની પેટા જાતિ છે એવો એકમત આગળ નોંધ્યો છે અને પૌરાણિક ઉલ્લેખો લિંગપૂજા સાથે નાગ જાતિનો વધારે સંબંધ વ્યક્ત કરે છે. ઐતિહાસિક સમયમાં તો ભારશિવ અગર નાગ મહારાજાઓનો એ મુખ્ય ધર્મ હતો અને એ લોકો શિવની મૂર્તિના નહિ પણ બિંદુના પૂજક હતા, એમ જયસ્વાલજી લખે છે. બિંદુ એ લિંગમાંથી શિશ્નાકાર કાઢી નાખ્યા પછીનું શુદ્ધ આજ છે તેવું, લિંગનું સ્વરૂપ છે ( Conventional Ling ) એ પણ આગળ જોયું. આ અને પૌરાણિક ઉલ્લેખો જોતાં પ્રાચીન નાગ જાતિ અને ઐતિહાસિક નાગોને લિંગના પૂજક ગણવા પડે અને તે જોતાં એક સુધરેલી જાતિમાં એ પૂજા હતી એમ માનવું પડે. લિંગની પૂજા જંગલીઓમાં હોય એવો શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીજી ( શૈવ ધર્મનો...ઇતિ- પૃ. ૩૫-૩૬ ) વગેરેનો મત છે.

સ્વરૂપમાં હોય–સંચાલકોએ શિવની મૂર્તિ અને લિંગપૂજા અને વેદના રુદ્રને એક કહીને મિશ્રણ કરવામાં અપૂર્વ બુદ્ધિ વાપરી એમ કહ્યા વગર ચાલે તેમ નથી. લકુલીશ પાશુપતાચાર્ય ઈસ્વીસનની શરૂઆતની લગભગમાં થયા એમ વિદ્વાનો સામાન્ય રીતે માને છે, પરંતુ પુરાણો એમના પહેલાં એમના મતના કેટલાક આચાર્યો થઈ ગયા એમ કહે છે. એ માનીએ તો કોઈ સ્વરૂપમાં એ સંપ્રદાય પૌરાણિક શૈવ ધર્મ અને પાશુપત સંપ્રદાયના પૂર્વાવતાર તરીકે ઘણા પ્રાચીન કાળમાં ચાલતો હશે એમ માનવું પડે.[1] શિવનો વરુણ સાથે સંબંધ,[2] જળ સાથે સંબંધ, અને શિવનાં નામોમાં ગણાતાં અહિર્બુધ્ન્ય વગેરે નામો;[3] એ બધાં તત્ત્વોને શૈવ ધર્મની પ્રાચીનતા,

૧. ખંભાતના ઇતિહાસમાં અસુરોના પરિશિષ્ટમાં (પૃ. ૨૧૦) આ ઉલ્લેખો આપ્યા છે, મોહેંજો-દડોમાં પશુપતિ જેવી એક મૂર્તિ ઊર્ધ્વમેઢ્ર હોય એવી નીકળી છે અને લકુલીશાચાર્યની એક મૂર્તિમાં પણ એવું દેખાય છે એ બહુ સૂચક છે. સ્કંદપુરાણ કુમારિકા ખંડ અધ્યાય ૪૦ માં આ શૈવ યોગીઓનાં નામ અને છેલ્લા લકુલીશાચાર્ય થશે એ બધું કહેલું છે. લકુલીશ પાશુપતાચાર્યનું સ્થાન લાટ દેશમાં એ ખાસ મહત્વની વાત છે.

૨. પાર્જિટર ( A. I. H. T. ) પૃ. ૧૮૫, લખે છે કે શિવે વરુણ રૂપ લઈને ભૃગુને પુત્ર ગણ્યો તેથી ભાર્ગવો વારુણ કહેવાય. પૃ. ૧૯ માં નોંધ ૧૦ માં મહાભારત, વાયુપુરાણ વગેરેના આધારોથી શિવે અને ઉમાએ કવિ(શુક્ર)ને પુત્ર ગણ્યો એમ લખે છે. અસુરોનો ગુરુ એ ભૃગુ-કવિ-શુક્ર, અસુરોને જીવતા કરવા મૃતસંજીવની શુક્રે શિવ પાસેથી મેળવેલી. શિવના આ સંબંધ અને અસુર સંબંધ માટે એ ભાગ વાંચવા જેવો છે.

૩. શિવનો સંબંધ જળ સાથે છે અને એ માટે ખંભાતના ઇતિહાસમાં પૃ. ૨૩૪-૩૫ નો ૮૨ માં ઉલ્લેખ કર્યો છે. અથર્વવેદ અને બધાં પુરાણો એ વાતનો ટેકો આપે છે. અહિર્બુધ્ન્ય શિવનું નામ પણ છે. એ અગિયારમા રુદ્રોમાં ગણાય છે. તે સાથે ઋગ્વેદમાં વિશ્વદેવોના મંત્રોમાં એનું નામ આવે છે. અહિ શબ્દ નાગનો સંબંધ સુચવે છે. અહિર્બુધ્ન્યનો સંબંધ પણ જળ સાથે છે. ઋગ્વેદ ( ૨-૩૩-૭ )માં રુદ્રને જલાશ કહ્યા છે. શિવનાં નામોમાં સમુદ્ર, નીરજ વગેરે નામો પણ એ જ સંબંધ સૂચવે છે. શિવનો પર્વત સાથે સંબંધ

વ્યાપકતા, અને એણે સાધેલાં મિશ્રણોનો વિચાર કરવામાં ધ્યાનમાં લેવાની ખાસ જરૂર છે.[1] શિવ અને લિંગપૂજાનાં તત્ત્વોના વેદમાં આવતા ઉલ્લેખો અને અથર્વવેદમાં સૌથી મોટા દેવનું રૂપ અપાયેલા સ્કંભનું શિવના જ્યોતિર્મય મહાલિંગ સાથેનું સામ્ય એ બધું પણ એ વિચાર કરવામાં ધ્યાનમાં લેવાનું છે.[2]

એ ધ્યાનમાં લેતી વખતે અથર્વવેદનો પરદેશ સાથેનો સંબંધ અને અસુરો સાથેનો સંબંધ, પુરાણોમાં અસુરો અને નાગોનો શિવ સાથે સંબંધનો પણ વિચાર કરવાનો છે. પુરાણોમાં એ પરંપરાઓ પ્રાચીન કાળથી ચાલી આવેલી સાચવી રાખેલી છે; અને મૂળ પુરાણોમાં કેટલીક પરંપરાઓ વેદ જેટલી જૂની છે એ પાર્જિટરની માન્યતાની અવગણના કરવા માટે હવે સબળ આધારોની જરૂર છે.[3]

---

લિંગ અને શિવપૂજા પૌરાણિક થયા પછીનો છે. પૌરાણિક કાળમાં લિંગનો અધ્યારોપ અનેક વસ્તુઓમાં થયો તેવી રીતે પર્વતમા થયો અને કૈલાસ પર્વત શિવનો નિવાસ મનાયો. ખંભાતના ઇતિહાસમાં ચર્ચેલી આ વાતને પછીથી શ્રી. અતુલ સુરના Pre. Aryan Elements in Indian Culture ના લેખમાં ટેકો મળે છે.

૧. જેમ અહિર્બુધ્ન્યને રુદ્રમાં ગણી લીધા, પાછળના વખતમાં હનુમાનને પણ રુદ્રના અવતાર ગણવાનું કેટલાક માને છે, તેમ ભવ, શર્વ પશુપતિ, ઉગ્ર, રુદ્ર વગેરેને અથર્વવેદ જુદા ગણે છે અને બ્રાહ્મણમાં એક દેવનાં સ્વરૂપો ગણે છે. આ બધું કાંઈક અંશે એક જેવી ભિન્ન આર્યેતર જાતિઓની ભિન્ન નામોની પૂજાઓને એક કરવાનો પ્રયાસ પણ કેમ ન હોય?

૨. ખંભાતના ઇતિહાસમાં ખાસ પરિશિષ્ટમાં આ ચર્ચા લંબાણથી કરી છે.

૩. આ માટે પાર્જિટર (A. I. T. H.)નાં કેટલાંક પ્રકરણો વંચવા જેવાં છે. વેદ અને પુરાણો માટે પ્રકરણ ૧ લું અને ૨ જું અને બીજા પ્રકરણનો છેવટનો ભાગ ખાસ જોવા જેવો છે, જેમાં પુરાણો અને મહાભારત વેદ છે એમ પોતે જ કહે છે અને એનો અર્થ એમાંની પરંપરા વેદ જેટલી જૂની છે એવો છે.

જે વિદ્વાનો શિવ અને લિંગની પૂજામાં શિશ્નપૂજા મળી છે અગર તો લિંગપૂજા શિશ્નપૂજામાંથી જ થઈ છે[1] એમ નહોતા માનતા તેમને મોહેંજો–દડોમાં જડેલાં અને દક્ષિણમાં બીજે જડેલાં શિશ્નકાર લિંગોથી પોતાની માન્યતા ફેરવ્યા વગર ચાલે તેમ નથી.[2] અને પુરાણોનો

---

૧. જ્ઞાતિ અને ધર્મની પેઠે ઇતિહાસમાં પણ રૂઢિચુસ્ત મનોદશા હોય છે. કદાચ જ્ઞાતિ અને ધર્મની અસરથી પણ એવું હોય. પ્રો. વિધુશેખર ભટ્ટાચાર્યે ઇન્ડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લીમાં (IX ૧૯૩૩) વેદમાં 'શિશ્નદેવ:' શબ્દનો શિશ્નના પૂજક એવો અર્થ નથી એ માટે લેખ લખ્યો છે, અને 'શિશ્નોદર-પરાયણ' વગેરે શબ્દો ટાંક્યા છે. પણ એ શબ્દો જુદા અર્થમાં છે તે વાત તો સ્પષ્ટ છે. પરંતુ આગળ એમણે કલિયુગમાં 'સ્ત્રીદેવા' એટલે સ્ત્રીપરાયણ લોકો થશે અને માતપિતાનો દ્વેષ કરશે એવાં વાક્યો ટાંકી 'સ્ત્રીદેવા' એટલે 'સ્ત્રીપૂજક' અર્થ નથી એમ કહે છે. પરંતુ ત્યાં પૂજાનો અર્થ ચંદન પુષ્પ લઈ પૂજા નહિ પણ લક્ષ્યાર્થમાં પૂજા છે તે ભૂલી જાય છે. સ્ત્રીપૂજક, પૈસાનો પૂજારી વગેરે શબ્દો આપણે ક્યાં નથી વાપરતા? સસ્સુદેવા શબ્દ ટાંકી સાસુની પૂજા અર્થ નથી થતો એમ બતાવી શિશ્નદેવા: એટલે કામી માણસો અર્થ થાય, શિશ્નપૂજક નહિ એમ લખે છે. લક્ષ્યાર્થની વાત બાજૂએ મૂકીએ તોપણ પુરાણોમાં લિંગપૂજાની ઉત્પત્તિ સ્પષ્ટ શિશ્નપૂજાથી થઈ છે એ જોયું. અને મોહેંજો–દડો અને દક્ષિણમાં શિશ્નલિંગો આજે નીકળ્યાં છે એ બે વાત તરફ પ્રો. વિધુશેખરે કેમ જોયું નહિ હોય એ નવાઈ છે. મોહેંજો–દડો ઉપરાંત સેલમ પાસે શેવરોય ટેકરીઓમાં neolithic age નાં શિશ્નલિંગો નીકળ્યાં છે. મદ્રાસ મ્યુઝિયમમાં Foote ના સંગ્રહમાં એની નોંધ છે. એમાં લખે છે neloithic age નાં માટીનાં શિશ્નલિંગો વડોદરા સ્ટેટમાં પણ નીકળ્યાં છે. પ્રોફેસર વિધુશેખરની માન્યતા ખરી નથી એ માટે આટલા પુરાવા બસ છે.

૨. એ જ પ્રમાણે ડૉ. આનંદશંકરભાઈ શિવ અને લિંગપૂજાને વેદી ઉપર રહેલા અગ્નિ સાથે જ માત્ર સરખાવી શિશ્નનો સંબંધ સ્વીકારતા નથી એ પણ યથાર્થ નથી. એમણે કરેલી સરખામણી અવશ્ય રસમય અને બુદ્ધિમાં ઊતરે એવી છે. त्रिधा बद्धो वृषभो ઇત્યાદિ વાક્યથી વેદમાં અગ્નિ અને મહાદેવનું રૂપ એક છે એમ સિદ્ધ કરે છે. પરંતુ આ જાતનાં વાક્યો અને સરખામણીઓ વેદવાક્યો અને વેદના દેવોના કુદરતી દેખાવો અને ખગોળના સિદ્ધાંતો સાથે પણ સરસ રીતે થતાં ઘણી વખત જોવામાં આવે છે. એ જ વેદવાક્યોની અને

એને ખાસ ટેકો છે; એ જ સિદ્ધ કરે છે કે આ બાબતમાં પુરાણોએ પ્રાચીનતમ પરંપરા જાળવી રાખી છે. ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં આ વાત બહુ અગત્યની છે. લિંગપૂજા પ્રથમ ગમે તે જાતિની હોય પણ હિંદમાં સિંધથી નર્મદા સુધીમાં એનું પ્રાચીન અસ્તિત્વ માલૂમ પડ્યું છે, અને ગૂજરાતના કિનારે એની મૂળ ઉત્પત્તિ થઈ હોય એવાં પ્રમાણ મળતાં જાય છે. ખંભાતનું ખરું નામ સ્કંભતીર્થ હતું અને સ્કંભ એટલે અથર્વવેદનો હિરણ્યવેતસદેવ. અને પુરાણોએ એને જ્યોતિર્મય મહાલિંગનું રૂપ આપ્યું એ ધ્યાનમાં લઈએ તો આપણા પ્રાંતના કિનારા ઉપર એ પૂજાની પ્રાચીનતા સમજાય અને મોહંજો–દડોની પેઠે પાંચ હજાર વર્ષના પુરાવા ગૂજરાતમાંથી જોકે જડ્યા નથી પણ નર્મદાકિનારા સુધી એ સંસ્કૃતિની હદ છે એવો સર જ્હોન માર્શલનો મત યથાર્થ છે અને કદી એવા પુરાવા મળશે ત્યારે પુરાણોની વાત પાકી સિદ્ધ થશે.[1] સોમનાથ અને હાટકેશ્વરના

---

સંસ્કૃત ભાષાની ખૂબી છે. नीललोहित શબ્દ ઉપર બોલતાં આચાર્યશ્રીએ આ વાત હમેશાં કહેલી છે. 'વસંત'ના એમના લેખના ઉતારા વિદ્વાનોએ કરેલા પણ છે. પરંતુ ઉપર જોયું તેમ એમાં વેદાર્થનું પુરાણોથી ઉપબૃંહણ કરેલું નથી. અને હાલ મળેલાં શિશ્નલિંગોનો મોટો પુરાવો છે. Pre-Aryan Elements in Indian Culture માં શ્રી અતુલ સુર તો લખે છે કે કોઈ પણ નવા દેવને અગ્નિમાં મેળવી દેવાની ઋગ્વેદના ધર્મની રીત છે. અગ્નિમાં ઐક્ય કરવાથી અનેક દેવને વેદમાં દાખલ કરવાનું સરળ થયું. એના દાખલા બ્રાહ્મણ સાહિત્યમાંથી આપ્યા છે. વેદમાં છૂટક દેવો હતા તે અગ્નિ અને રુદ્રમાં એકત્વ પામીને છેવટે એ બધું પૌરાણિક શૈવ ધર્મમાં એક થયું. (Ind. His. Quar. X 1934) આધારો માટે એ લેખ જોવો. દક્ષિણમાં તીનેવલી પાસે ટંકાર્સી ગામની પાધરે મેં પણ શિવલિંગ જોયેલું છે, જેની નોંધ હજી કોઈ જગ્યાએ જોવામાં આવતી નથી.

૧. ખંભાત-સ્તંભતીર્થ નહિ પણ સ્કંભતીર્થ, અને પુરાણમાં એને રુદ્રક્ષેત્ર કહેલું છે એ બધી ચર્ચા ખંભાતના ઇતિહાસનાં પરિશિષ્ટોમાં કહેલી છે. આપણા પ્રાંતના ધાર્મિક ઇતિહાસ માટે એ ઉલ્લેખ મહત્ત્વનો છે.

પૌરાણિક ઉલ્લેખો પણ ઘણા પ્રાચીન છે. હાટકેશ્વર પણ કદાચ લિંગપૂજા શિવ ધર્મના અંગ તરીકે પ્રચલિત થઈ તે સમયે પ્રથમ લિંગ હોય અગર કોઈ પણ સ્વરૂપની લિંગપૂજામાં પ્રથમ સ્વરૂપનું પૌરાણિક રૂપ હોય એમ બની શકે. બ્રહ્માએ શિવને પ્રસન્ન કરવા એમના શિશ્નને એ જ આકારમાં સુવર્ણનું કરીને સ્થાપ્યું ને એ પૂજા શરૂ થઈ એ પુરાણનું વર્ણન બહુ સૂચક છે.[1] હાટકેશ્વર આજે તો ગૂજરાતના નાગરોના ઇષ્ટદેવ છે, પરંતુ નાગોના ઇષ્ટદેવ શિવ છે અને હાટકેશ્વરની હમેશાં નાગેન્દ્રો પૂજા કરે છે એવા ઉલ્લેખો પણ પુરાણોમાં છે.[2] આ બધી ચર્ચા લિંગપૂજાની ઉત્પત્તિ ગૂજરાતમાં થઈ એમ કહેવા માટે પૂરતી છે.

---

૧. સ્કંદપુરાણ નાગર ખંડનો એ ઉલ્લેખ ખંભાતના ઇતિહાસમાં આપેલો છે. સ્કંદપુરાણ નાગરખંડ, કુમારિકાખંડ, પ્રભાસખંડ, પદ્મપુરાણના ઉલ્લેખો, લિંગપુરાણ વગેરેમાં એક જ વાત જુદે જુદે રૂપે કહેલી છે. હાટકેશ્વરક્ષેત્ર પાતાલમાં કહી, આનર્ત દેશમાં છે એમ પણ કહે છે. ખરો આનર્ત દેશ ક્યાં એ ચર્ચા પણ કરી છે.

૨. હાટકેશ્વરની પૂજા પ્રથમ નાગ લોકો કરતા હતા વગેરે ચર્ચા પણ એમાં કરી છે એના ઉલ્લેખો અહીં ટાંકવા જેવા છે. સ્કં. પુ. નાગર ખંડ-શિવે ત્યાગ કરેલા શિશ્નને બ્રહ્માએ:—ततो हाटकमादाय तदाकारं पितामहः । कृत्वालिंगं स्वयं तत्र स्थापयामास हर्षितः ॥६३॥ मया ह्याद्यं त्विदं लिंगं हाटकेन विनिर्मितम् ॥६४॥ ख्याति यास्यति सर्वत्र पाताले हाटकेश्वरम् ॥६४॥ આગળ ૪થા અધ્યાયમાં એને आनर्तदेशમાં લખ્યું છે. શ્રી. માનશંકરભાઈ નાગરોત્પત્તિના લેખમાં હાટકેશ્વર મૂળ નાગ લોકોના દેવ, પાછળથી નાગરોએ લીધા અને પાતાળમાંથી વડનગરમાં આવ્યા એટલું કબૂલે છે, પરંતુ નાગ અને નાગરનો સંબંધ શો તે નથી લખતા અને વડનગર બાબત પોતાના વિચારો પછીથી બદલેલા છે. ડૉ. ભાંડારકરનો મત આ બાબતમાં યોગ્ય નથી. સ્કં. પુ. કુમારિકા ખંડમાં હાટકેશ્વરના ઉલ્લેખમાં લખે છે કે:—तच्चार्चयंति तल्लिगं नानानागेंद्रसत्तमाः ॥ એમાં હાટકેશ્વરની પૂજા નાગો કરે છે એમ કહે છે. લિંગપુરાણમાં હેમલિંગની સ્તુતિ કરીને પંચત્વનાં લિંગ બોલીને પછી કહે છે કે:-

**પશુપત મતના મૂળ સ્થાપક લકુલીશાચાર્ય ગૂજરાતના**

એ પછી પાશુપતાચાર્ય લકુલીશે એમનો સંપ્રદાય સ્થાપ્યો. એનું જોર ગૂજરાત, મારવાડ, મેવાડ, માળવા અને દક્ષિણમાં ખૂબ વધ્યું. સોલંકી સમયમાં એ ધર્મને રાજ્ય તરફથી બહુ માન હતું વગેરે વાતો ધ્યાનમાં લેવા જેવી છે અને એ લકુલીશ પાશુપતાચાર્ય શિવના અવતાર રૂપે લાટ દેશમાં નર્મદાકિનારે કારાવણ–કાયાવરોહણ-માં જન્મ્યા હતા એ ગૂજરાતના ધાર્મિક ઇતિહાસમાં મોટા ગૌરવની વાત છે. નર્મદા શૈવોને ગંગા જેટલી પવિત્ર છે અને નર્મદાના કંકર એટલા શંકર એ માન્યતા શૈવોની આપણી ભૂમિ ઉપર કેટલી સત્તા હશે એ સિદ્ધ કરે છે.[1]

**પૌરાણિક શૈવ ધર્મ અને એની સાદાઈ**

આ પ્રમાણે ગૂજરાતમાં ઉદ્ભવ થયેલો પાશુપત મત હિંદુ સમય પછી ગૂજરાતમાંથી અસ્ત થયો. પૌરાણિક શૈવ ધર્મ પણ એ સમયે ચાલતો હતો અને એ કોઈ સંપ્રદાયના ટેકા વગર ચાલુ

---

सारस्वतीयमेघाय मेघवाहन ते नमः । नमो भगवतेतुभ्य नागानां पतये नमः ॥ એ રીતે શિવને નાગોના પતિ કહ્યા છે. અને મેઘ તથા સારસ્વત નામ પણ સૂચક છે. દ્વારકા આનર્તદેશની રાજધાની. એ પ્રભાસ પાસે. પ્રભાસ સ્કંભતીર્થ અને હાટકેશ્વર ક્ષેત્ર માટેની લગભગ એકસરખી પરંપરાઓ, ખંભાતનું રુદ્રક્ષેત્ર નામ, અસલ હાટકેશ્વર ક્ષેત્રનું લુપ્ત થઈ ગુપ્ત ક્ષેત્ર થવું, એ નાગોના દેવના ઉલ્લેખો અને હાટકેશ્વર નાગરોના ઇષ્ટદેવ, આ બધી વાતો શિવ અને લિંગ-પૂજા ગૂજરાતની ભૂમિ, અને નાગ જાતિ તથા નાગરો, એ બધાની ઐતિહાસિક મહત્તા ઉપર પ્રકાશ નાંખે છે.

૧. શ્રી અતુલ સુરે આગળ ઉલ્લેખેલા લેખમાં ચતુરંગ ચિંતામણિ અને યાજ્ઞવલ્કયના આધારે નર્મદાનું શૈવકાળમાં મહત્ત્વ લખેલું છે અને નર્મદામાંથી જડેલા લિંગની પૂજાથી મોક્ષ મળે છે એવો મત ટાંકયો છે. બાણલિંગનું મહત્ત્વ કહેતાં નર્મદામાં કરોડો લિંગો રહેવાનું લખ્યું છે. પાશુપત ધર્મને લીધે એ વાતો ચાલી હશે. સોલંકી સમયમાં પાશુપતોનું જોર કેટલું હતું અને સોમનાથમાં મોટું થાણું હતું એ વાત પ્રસિદ્ધ છે.

રહ્યો અને આજે પણ ચાલે છે, અને એનું કારણ એની સાદાઈમાં રહેલી એની મહત્તા છે.[1] લિંગપૂજામાંથી શિશ્નનો આકાર ભાવશિવ નાગ મહારાજ્યના સમયમાં નીકળી ગયો અને (Conventional) સાદું લંબ ગોળાકાર લિંગ દાખલ થયું. સોમનાથનું લિંગ સાડાપાંચ હાથ એટલે આઠ ફૂટ ઊંચું હતું એમ અલ્બરૂની કહે છે. મુખ-લિંગ પણ થતાં હતાં.[2] ત્રણ ચાર અને પાંચ મુખની શિવમૂર્તિઓના ઉલ્લેખો આવે છે. ત્રિમૂતિમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ કહેવાય છે, પરંતુ એકલા શિવની ત્રણ મસ્તકની મૂર્તિઓ મળેલી છે.[3] શૈવ ધર્મના કેટલાક પેટા સંપ્રદાયો પણ હતા અને કેટલાક એમના શાંત શિવ સ્વરૂપને બદલે ભયાનક રુદ્ર સ્વરૂપના પણ હતા. એમના વર્ણનની અહીં જરૂર નથી. પૌરાણિક શૈવ ધર્મ ગૂજરાતમાં લોકપ્રિય અને વ્યાપક બન્યો તે સાથે શાંતિપ્રિય ગૂજરાતે દરેક સંપ્રદાયમાંથી ઉગ્ર તત્ત્વને દૂર કર્યું તેમ શૈવ ધર્મમાંથી પણ કર્યું. ગૂજરાતના ધર્મોના આંકડા ૧૮૭૨ ના, મુંબઈ ગૅઝેટિયરમાં આપ્યા છે; પરંતુ એમાં વૈષ્ણવ ધર્મના અનુયાયીઓ શૈવો કરતાં વધારે માલૂમ પડે છે. એની ચર્ચા આગળ કરીશું. પરંતુ એમાં આશરે અડધી સંખ્યા એવી

---

૧. રુદ્ર શબ્દનો અર્થ લાલ રંગ અને તામીલ ભાષામાં શિવ શબ્દનો અર્થ પણ લાલ રંગ એ બહુ સૂચક છે. દ્રાવિડી અસર પણ પૌરાણિક શિવ-પૂજામાં મિશ્રણ પામી હોય, રુદ્રનું સ્વરૂપ ભયાનક છે અને ભૈરવ વગેરે તેને મળતા છે, શિવ સૌમ્ય અને શાંત છે. દક્ષિણમાં શિવનાં રુદ્ર સ્વરૂપો ક્વચિત્ દેખાય છે. પરન્તુ ગૂજરાતે શાંત સ્વરૂપ રાખ્યું. ભૈરવની પૂજા ગૂજરાતમાં ક્વચિત્ છે ખરી. વૈદિક અને પૌરાણિક શૈવ ધર્મના વર્ણન માટે શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો શૈવ ધર્મનો ઇતિહાસ જોવો.

૨. ભીટા અને રાણીગુંટા પાસે મુખલિંગવાળાં મંદિરો છે. એવાં ઘણાં હવે મળતાં જાય છે. રાણીગુંટા પાસેનું લિંગ શિશ્નાકાર છે. ગોપીનાથ રાવનો પ્રતિમાવિધાનનો ગ્રંથ આ માટે જુઓ.

3. દેવાંગણમાં ત્રિમૂર્તિ શિવની જ છે. ચાર મુખનાં ઘણાં લિંગોના ઉલ્લેખો પુરાણોમાં છે, અને મંદિરોમાં એવાં લિંગો આજે પણ છે.

રીતે આપેલી છે કે જેમના ધર્મ કયા તે નક્કી ખબર પડી નથી. કોળી, વાઘરી, ભીલ વગેરે મૂળ વતનીના ધર્મને બાદ કરતાં, આજે પણ ગામડાંના અજ્ઞાન લોકોને ધર્મ પૂછીશું તો કોઈ ચોખ્ખો જવાબ આપી શકશે નહિ. એ લોકો બધા દેવોને સરખું માન આપે છે. આમ છતાં ગમે તે દેવના મંદિરને 'મહાદેવ' કહે છે એવા દાખલા પણ જોયા છે.[1] દરેક ગામડામાં રામ કે કૃષ્ણનું મંદિર છે અને એમાં મોટે ભાગે વાણિયા અને કાંઈક અંશે બીજા જાય છે. તેવી જ રીતે દરેક ગામડામાં મહાદેવનું મંદિર પણ હોય છે અને તેમાં બધા જ જાય છે. શિવ લોટાપાણીથી પ્રસન્ન થાય છે. ગૂજરાતના આજના શૈવ ધર્મનું ખાસ મહત્ત્વનું અંગ એની પૂજાવિધિની સાદાઈમાં છે. દક્ષિણના શૈવ સંપ્રદાય કરતાં પણ એમાં સાદાઈ છે. શૈવ મંદિર હંમેશ ખુલ્લું છે. ગૂજરાતમાં તો દક્ષિણની પેઠે એને ઠાઠ પણ નથી.[2] એના અન્નકૂટના ઉત્સવો પણ નથી. છતાં પૌરાણિક શૈવ ધર્મે સમાજને ઘણા સુંદર આદર્શો આપ્યા છે. સંસ્કૃત કવિઓએ તો એમાંથી ખૂબ જ પ્રેરણા લીધી છે. શિવપાર્વતીના દિવ્ય યુગલનો આદર્શ આજે આખો દેશ પૂજે છે. અને ગૂજરાતમાં તો એ આદર્શની પૂજામાં સાંપ્રદાયિક ભેદ પણ ભુલાય છે.

---

૧. આજે પણ કયો ધર્મ એ બરોબર ન કહી શકનારા નિરક્ષર લોકો ગામડામાં મળે છે. મહુડી ખડાત ગામમાં કોટયર્કના પ્રાચીન મંદિરને "મહુડી મહાદેવ" એમ ગઈ સદીના અંતમાં અને આ સદીની શરૂઆતમાં ગામડાના લોકો કહેતા એ સાંભળેલું છે. તો પછી ૧૮૭૨ની વસ્તી વખતે લગભગ પોણી સદી પહેલાં ધર્મ નોંધવામાં લોકો ચોક્કસ હોય એમ કેમ મનાય? ચોક્કસ વાણિયા જાતિ પોતાનો વૈષ્ણવ કે જૈન ધર્મ લખાવે, પરંતુ શૈવ ધર્મ કાંઈક ભણેલો બ્રાહ્મણ વર્ગ લખાવે કે ક્ષત્રિય લખાવે. પરંતુ ઘણા નિરક્ષર ગામડિયા ન સમજે કે ન લખાવે એ બનવાજોગ છે.

૨. દક્ષિણમાં દરેક ધર્મના વરઘોડા નીકળે છે તેમાં શિવના પણ નીકળે છે. ત્યાં નટરાજ વગેરે શિવમૂર્તિઓ પુજાય છે. ગૂજરાતમાં લિંગપૂજા જ આજે દેખાય છે. ગૂજરાતમાં માત્ર નાગરો હાટકેશ્વરનો અને મેવાડા એકલિંગજીનો વરઘોડો કાઢે છે એ બહુ સૂચક છે.

## શિવપુત્ર કાર્તિકેયની પૂજા

શૈવ ધર્મના મિશ્રણ તરીકે ગણો કે એના અંગ તરીકે ગણો તે શિવપુત્ર કાર્તિકેયની પૂજા. આ પૂજા આજે ગૂજરાતમાંથી અદૃશ્ય થઈ છે. પરંતુ પહેલાં એ પૂજા હશે એમ માનવાનાં કારણ છે. સોલંકી સમયમાં સ્કંદના મંદિરનો ઉલ્લેખ મળ્યો છે.[૧] સ્કંદપૂજાનાં સંપ્રદાયનું ગૂજરાતમાં બહુ જોર હોય એવું દેખાતું નથી. દક્ષિણમાં દ્રાવિડ દેશમાં તો એ એક મુખ્ય ધર્મ જેવો છે. ગૂજરાતમાં સ્ત્રીથી કાર્તિકેયનાં દર્શન ન થાય અને એ દેવે કૌમાર ધારણ કરેલું છે એવી માન્યતા છે. પરંતુ દ્રાવિડ દેશમાં એ દેવનાં દર્શન સ્ત્રીઓ પણ કરી શકે છે અને દેવને બે સ્ત્રીઓ છે. કાર્તિકેયની પૂજા મહાભારતના ત્રીજા થરના સમયથી શરૂ થઈ હોય એમ લાગે છે. અને એ કોઈ સંપ્રદાય હોય અને સ્કંદને શિવપુત્ર તરીકે સ્વીકારી શૈવ ધર્મમાં એની પૂજાને ગણવાનો પ્રયત્ન થયો હોય એમ સમજાય છે.[૨]

---

૧. હેમચંદ્રાચાર્ય દ્વ્યાશ્રયમાં લખે છે કે જૂના રાજાઓએ પાટણમાં અર્હત્, વિષ્ણુ, શિવ, સૂર્ય, સોમ અને કાર્તિકેયનાં મંદિરો બંધાવ્યા હતાં.

૨. ખંભાતના ઇતિહાસમાં પૃ. ૨૧૧-૧૩ માં આ ચર્ચા કરી છે. હિંદુ પ્રતિમાવિધાનના લેખક ગોપીનાથ રાવ પણ સ્કંદની ઉત્પત્તિની ભિન્ન ભિન્ન પ્રણાલિકાઓને લીધે એનું મૂળ ગૂંચવણવાળું છે એમ કબૂલ કરે છે. દ્રાવિડ દેશમાં એને સુબ્રહ્મણ્ય પણ કહે છે અને મૈસૂર દેશમાં સુબ્રહ્મણ્ય પર્વત અને એજ નામનું નાગનું મંદિર પણ છે. આ જોતાં સુબ્રહ્મણ્ય સહસ્રનામના સ્કંદનાં ભોગીશ્વર, મહોરગ, સર્પરાજ, ઉરગેશ્વર, પન્નગ વગેરે નામો નાગ સાથેનો કોઈ સંબંધ વ્યક્ત કરે છે. શિવનો નાગ સાથેનો સંબંધ જોયો પરંતુ શિવનાં નાગોમાં એવાં નામ નથી. સ્કંદપુરાણ કુમારિકા ખંડમાં આ શ્લોક ધ્યાનમાં લેવા જેવો છે:—पुरा किल गुहो विद्वान् पुण्ये सारस्वते तटे। भूतप्रेतपिशाचानां चाधिराज्येऽभ्यषिच्यत ॥ स च सर्वाणि भूतानि मर्यादामवधारयत् ॥ અ. ૪૭ ॥ ભૂતપિશાચ એ અનાર્યો એ હવે કહેવાની જરૂર નથી. સારસ્વત તટનું સાન્નિધ્ય આપણી ભૂમિમાં એ પણ જોયું. સ્કંદપુરાણ બૃહન્નારદીયપુરાણનો ઉતારો છે તેમાં માહેશ્વર ધર્મોનો સ્કંદે પ્રચાર કર્યો એમ

## ગણેશ

એ જ પ્રમાણે કાર્તિકેયના ભાઈ અને શિવના પુત્ર ગણપતિની પૂજા દરેક ધર્મવાળા પ્રથમ જ કરે છે. એમાં મતભેદ જેવું નથી અને એ રીતે એ સાંપ્રદાયિક પણ નથી. દ્રાવિડ દેશમાં ગણપતિને કૌમાર વ્રતવાળા ગણે છે. અને એમનાં સ્વયંપ્રધાન મંદિરો છે જ્યારે ગૂજરાતમાં સ્વયંપ્રધાન મંદિરોને બદલે અન્ય દેવમંદિરોમાં ગણેશને એક ગોખમાં હનુમાનની સામે બેસાડવામાં આવે છે. દક્ષિણમાં શ્રાવણમાં આવતી ગણેશ ચતુર્થીનો ખૂબ મહિમા છે એવો ગૂજરાતમાં નથી, અને એ દેવને વિઘ્નેશ તરીકે ગૂજરાત પ્રથમ પૂજે છે છતાં એ શિવપુત્રનું સ્થાન દક્ષિણ જેવું ગૂજરાતમાં નથી.[1] ઇલ્લોરાના એક શિલ્પમાં શિવપાર્વતીના લગ્નમાં ગણેશ અને સ્કંદને બેસાડ્યા છે. આ વિચિત્રતા બતાવી આપે છે કે એ બન્નેને અનાદિ દેવો ગણ્યા. કદાચ એ બન્નેની કોઈ પૂજાને શૈવ ધર્મમાં ગણવાનો પ્રયત્ન થયો હોય.

## દેવીપૂજા

દેવીપૂજાનો વિષય ઘણો ગહન છે અને એનું લંબાણ અહીં થઈ શકે તેમ નથી. ગૂજરાતમાં અંબાભવાની, કાલીમાતા, બાલાદેવી–બહુચરાજીનાં પીઠ પ્રાચીન છે અને દેવીપૂજા શાક્ત સંપ્રદાયના અનુયાયીઓએ સાંપ્રદાયિક માન્યા છતાં ગૂજરાતમાં એ પીઠો સાંપ્ર-

લખે છે. આ બાબતની ઐતિહાસિકતા ઉપર વધારે શોધની જરૂર છે. આજે નથી છતાં સ્કંદપૂજાનો કાંઈ સંબંધ ગૂજરાત સાથે પહેલા હશે અને શૈવ ધર્મે કરેલાં મિશ્રણોમાં કોઈ પંથ મળ્યો હોય એવું સૂચન પણ મળે છે.

૧. ગણપતિનાં સ્વયંપ્રધાન મન્દિર આજે ખાસ દેખાતા નથી. પરંતુ એવાં મન્દિરનો ઉલ્લેખ કાવ્યાનુશાસનમાં આપેલા અંગ્રેજી ઇતિહાસમાં પૃ. CLXXVI રસિકભાઈએ કર્યો છે. ગણપતિની ઐતિહાસિકતા ઠરાવતો એક રસમય લેખ પ્રો. આઠવલેએ પુરાતત્ત્વમાં લખ્યો છે. રસ હોય એમણે એ જોવો.

દાયિક નથી અને બધા સંપ્રદાયવાળા એમનાં દર્શને જાય છે. ઘણા પ્રાચીન કાળમાં દેવીપૂજા બીજા દરેક સંપ્રદાયથી સ્વતંત્ર પણ હતી. અને સતી તથા વીર સ્ત્રીની પૂજા દેવી તરીકે થયાના દાખલા પણ મળે છે. ગૂજરાતમાં ખોડિયાર વગેરે ઘણી માતાઓના રસમય ઇતિહાસ છે. લક્ષ્મી અને સરસ્વતીની પૂજાઓ પણ થાય છે પણ સરસ્વતીનું ખાસ મંદિર નથી એ નવાઈ છે. સામાન્ય માન્યતામાં બધી દેવીઓ શિવની મહાશક્તિ પાર્વતીના સ્વરૂપો છે. પ્રાચીન કાળમાં સ્વતંત્ર દેવીપૂજાઓને એક કરવામાં શિવપત્ની તરીકે દેવીને ગણવામાં શૈવધર્મે એ મિશ્રણ સાધ્યું હોય એ બનવાજોગ છે. તાંત્રિકોનું જોર વધ્યું એ અરસામાં દેવીનો ભિન્ન સંપ્રદાય થયો હશે. પરંતુ આજે એનું ગૂજરાતમાં જોર નથી.[1] શિવ અને વિષ્ણુની પૂજાની પેઠે દેવીપૂજાના ઇતિહાસ માટે પણ જુદો ગ્રંથ લખાય એટલી સામગ્રી છે. એમાં થયેલાં મિશ્રણો અદ્ભુત છે. બૌદ્ધો તાંત્રિકવાદમાં પડયા હતા ત્યારે એમની પૂજામાંથી તારાદેવી બ્રાહ્મણોની પૂજામાં દાખલ થઈ અને એનો મહાચીનમાં ગયેલા બુદ્ધ

૧. ભૂમિમાતાના કોઈ સ્વરૂપ જેવી દેવીપૂજા મોહેંજો-દરોમાં મળી છે. દેવીપૂજા મૂળ આર્યેતર છે અને આર્યો સ્ત્રીને દેવતા તરીકે નથી માનતા અને ઉષા વગેરે પણ આર્યેતર દેવીઓ વેદમાં લીધી છે એવો મત છે. બેનરજી શાસ્ત્રીનો એ મત છે. અતુલ સુર આગળ ઉલ્લેખેલા લેખમાં કહે છે કે (મહાભારત XII 225–228 ને આધારે) દેવી પહેલાં દાનવો પાસે રહેતી હતી પછી દેવો પાસે આવી. એ પૂને you Non-Aryan કહે છે. શૈવોએ એ ધર્મનું મિશ્રણ કર્યું અને પૌરાણિક કાળમાં વિષ્ણુની લક્ષ્મી અને બ્રહ્માની બ્રહ્માણી પણ થઈ. સરસ્વતી પણ કોઈ મતે થઈ અને સરસ્વતી નદીનું વાચા દેવી અધ્યાયરોપણ થયું. છેવટે પરમપુરુષની આદ્યશક્તિ થઈ. દરેક મતમાં તંત્રવાદે પ્રવેશ કર્યો અને ન્યાસ, ધ્યાન, બીજાક્ષરો વગેરેનો પૂજામાં પ્રચાર થયો. પરંતુ એ સૌથી વધારે દેવીના મતમાં થયો. તંત્રોમાં દેવીનાં શ્રીચક્ર વગેરે ચક્રોની પૂજા પણ શરૂ થઈ. આ બધા માટે ઘણા આધારગ્રન્થો છે. ગૂજરાતીમાં દી. બા. નર્મદાશંકરનો શાક્તસંપ્રદાયનો ગ્રંથ છે.

ભગવાન સાથેનો સંબંધ, વેદમાં એ માન્ય નથી અને વસિષ્ઠને નામે એની આરાધના બ્રાહ્મણ ધર્મમાં આવ્યાનો ઉલ્લેખ વગેરે રસમય વાતો રુદ્રયામલ, મહાચીનાચાર તંત્ર બ્રહ્મ યામલ વગેરે તંત્રોને આધારે પ્રો. વિશ્વનાથે આપ્યો છે તે આ વિષયના અભ્યાસીએ જોવા જેવો છે. માતાની પૂજાનું, આપણા સર્વ શ્રેષ્ઠ ગણાતા સમાજમાં તેમ જ હલકામાં હલકી અને નિરક્ષર ગણાતી જ્ઞાતિઓમાં અને ઘરમાં કુલાચાર તરીકે થતી પૂજાઓ પણ ઇતિહાસમાં રસમય પ્રકરણ ઉમેરે છે. શુભ પ્રસંગે સૂર્યપત્ની રાંદલની ઘેર ઘેર સર્વે વર્ણોમાં થતી પૂજા, સૂર્યપૂજા સાથેનો અને એ પૂજા કરતી ગુર્જર જેવી જાતિઓનો અંતર્ગત સંબંધ પણ વ્યક્ત કરે છે. વામ અને દક્ષિણ માર્ગની દેવીપૂજાઓમાં ગૂજરાત સૌમ્ય દક્ષિણ માર્ગમાં જ રહ્યું છે એ ઉગ્ર પૂજાઓ આપણા સમાજને પસંદ નથી એ સિદ્ધ કરે છે. કાલી ગૂજરાતમાં ભદ્રકાલી થઈ ગઈ છે.

## સૂર્યપૂજા

સૂર્યપૂજા એ ગૂજરાતની એક ખાસ વિશેષતા છે અને એક વખતે આખા ગૂજરાતમાં સૂર્યપૂજકોનું સારું જોર હોય એમ લાગે છે. ગૂજરાતને પોતાનું નામ આપનારા ગુર્જરો સૂર્યપૂજક હતા. કાઠિયાવાડમાં આજે કાઠીઓ સૂર્યપૂજક ગણાય છે. કાશ્મીરથી ગૂજરાત સુધીના ભાગમાં એક વખત સૂર્યપૂજાનું જોર હતું. ગૂજરાતમાં મોઢેરાનું સૂર્યમંદિર અલૌકિક કારીગરીનું હતું અને કાઠિયાવાડ, ગૂજરાત અને મારવાડમાં સૂર્યમંદિરોના ઉલ્લેખો સારી રીતે મળે છે. પુરાણોમાં સૂર્યપૂજાના ઘણા ઉલ્લેખો ગૂજરાતની ભૂમિને ઉદ્દેશીને આપેલા છે. સ્કંદપુરાણમાં નાગરખંડમાં શૈવ ઉલ્લેખોની સાથે આદિત્યના ઉલ્લેખો એવું સૂચન કરે છે કે શૈવ અને સૂર્યપૂજાનાં સંપ્રદાયનું સારું જોર હશે અને શૈવોએ સૂર્યપૂજાને પોતાનામાં સમાવવામાં સારો પ્રયત્ન પણ કર્યો હશે. જોકે વૈષ્ણવધર્મમાં સૂર્યપૂજા મળી ગઈ હોય એમ આજે દેખાય છે. હિંદુ પ્રતિમાવિધાન ઉપર

આધારભૂત મોટો ગ્રંથ લખનાર શ્રી. ગોપીનાથ રાવ એમ માને છે કે સૂર્યપૂજા દ્રાવિડ દેશમાં કાર્તિકેયની પૂજા સાથે મળી ગઈ છે. આમ પશ્ચિમ હિંદમાં એક સમયે વ્યાપક સૂર્યપૂજા શૈવ, વૈષ્ણવ અને સ્કંદના સંપ્રદાયોમાં મળી ગઈ છે. સાબરમતીના કિનારે સૂર્યપૂજા ખૂબ હોય એવા ઉલ્લેખો પણ મળે છે. સૂર્યપત્ની રાંદલની પૂજા આપણા પ્રાંતની ખાસ વિશેષતા છે. એને ઘેર ઘેર બધા લોક પૂજે છે. સુરત જિલ્લામાં એનું મંદિર પણ છે. આવી પ્રાચીન સમયની સારા પ્રમાણમાં પ્રચલિત પૂજાઓ આજે છેક ઓછી કે અદૃશ્ય થઈ ગઈ છે એનું મુખ્ય કારણ સામાન્ય લોકસમૂહને આકર્ષવા જેવાં કર્મકાંડ અને પ્રણાલિકા એમનામાં નહોતા એમ લાગે છે.[1]

## વિષ્ણુપૂજા

વૈષ્ણવધર્મ ઘણો પ્રાચીન છે. રુદ્રની પેઠે વિષ્ણુના દેવ તરીકે

---

૧. સૂર્યપૂજા આજે કાઠીઓમાં છે. હિંદુ રાજ્યના અંત સુધી ગૂજરાતમાં એ બહુ વ્યાપક હતી. ગુર્જરો, હૂણો સૂર્યપૂજક હતા અને લગ્ન વખતે એમના સૂર્યપૂજાના રિવાજો ધ્યાનમાં લેવા જેવા છે. જુઓ મુંબઈ ગંઝેટિયર હિન્દુ વસ્તીના ગ્રંથમાં આ બાબત પૃ. ૪૭૬, ૪૮૭. અજમેરના મેર ગુર્જર છે અને એમની સૂર્યપૂજા માટે પૃ. ૪૯૩ માં ઉલ્લેખ કર્યો છે. સૂર્યની મૂર્તિ એ આજે ગૂજરાતી શિલ્પની વિશેષતા છે. પુરાણોમાં સાબરમતીને કિનારે સૂર્યનાં સ્થાનકોના અને ભાણપુર નામે ગામોના ઉલ્લેખો એ સૂચન કરે છે. નાગરખંડમાં શિવ અને સૂર્યપૂજાના મિશ્રણનાં સૂચનો ખૂબ મળે છે. પરંતુ પાછળથી સૂર્યને નારાયણ કહીને વિષ્ણુપૂજામાં મેળવવાનો પ્રયત્ન પણ થયો છે. ખડાયતાના દેવ કોટયર્ક વિષ્ણુ કહેવાનો પ્રયત્ન થયો છે. સૂર્ય અને રાંદલની પૂજા માટે ફોર્બસ સભાના ત્રૈમાસિકમાં શ્રી. માંકડનો લેખ જુઓ. રાંદલની પૂજા આજે સાંપ્રદાયિક ભેદ વગર ગૂજરાતમાં શુભ પ્રસંગે ઘેર ઘેર થાય છે અને એના ઘોડા લેવા સ્ત્રીઓ કુંભારને ત્યાં જાય છે. સૂર્યપત્નીની આ જુદી પૂજા આપણા પ્રાંતમાં હાલ બહુ નથી પણ પહેલાં સૂર્યપૂજાનું ખૂબ જોર હશે એમ સૂચવે છે. ગુર્જરોના દેવનું જોર ગુર્જર નામની જાતિ ન હોવા છતાં ગૂજરાતમાં આમ દેખાય તેવું પણ આજે છે એ બહુ સૂચક છે. સૂર્યપૂજા વેદમાં છે પણ પરદેશથી તેની મૂર્તિની પૂજા આવી હશે એમ પણ મનાય છે.

ઉલ્લેખો વેદમાં પણ મળે છે. રુદ્ર ભય પમાડે એવી તો વિષ્ણુ પાલન કરે એવી શક્તિ તરીકે એ ઉલ્લેખો વ્યક્ત કરે છે. મહાભારત લખાયું તે સમયથી ભગવાન શ્રીકૃષ્ણ વાસુદેવનું વિષ્ણુ અને નારાયણમાં તાદાત્મ્ય થઈ ગયું અને એ રીતે પૌરાણિક વૈષ્ણવધર્મ પ્રચારમાં આવ્યો. સેવા અને ભક્તિ એ વૈષ્ણવધર્મનાં મુખ્ય તત્ત્વો છે, અને મનુષ્યહૃદયની લાગણીઓને એ વધારે આકર્ષે છે. કવિઓએ અને સંતોએ, ભગવાન વિષ્ણુની કીર્તિ, અને દુષ્ટોનો વિનાશ કરીને સાધુનું પરિત્રાણ કરી ધર્મની સંસ્થાપના કરનારા અવતારોનાં વર્ણનો પુરાણ વગેરે સાહિત્યે એટલા ભાવથી ગાયાં છે કે વૈષ્ણવધર્મ તરફ લોક સમુદાય વધારે આકર્ષાયો છે; અને બૌદ્ધ તથા શૈવ ધર્મો કરતાં રાજસત્તાનો ટેકો વૈષ્ણવધર્મને પ્રમાણમાં ઓછો મળ્યો છે છતાં સમાજમાં વૈષ્ણવ સંપ્રદાયો અને પૌરાણિક વૈષ્ણવધર્મ વધારે પ્રમાણમાં દેખાય છે. ગૂજરાતમાં ગુપ્ત સમયમાં વિષ્ણુ-મંદિરનો ઉલ્લેખ મળે છે અને તે પછી પણ બીજા ઉલ્લેખો મળે છે. દ્વારકા શ્રીકૃષ્ણનું ધામ છે છતાં એ વૈષ્ણવ મહાતીર્થ તરીકે બહુ મોડું પ્રસિદ્ધિમાં આવ્યું છે. અને દ્વારકાધીશનું અને ડાકોરમાં રણછોડરાયનું ધામ પૌરાણિક વૈષ્ણવધર્મનું છે અને કોઈ જુદા સંપ્રદાયનું નથી.

સોળમી સદીમાં પુષ્ટિમાર્ગની સ્થાપના થઈ અને શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીનો વૈષ્ણવ સંપ્રદાય શરૂ થયો ત્યારથી મેવાડ અને ગૂજરાતમાં એ સંપ્રદાયનું ખૂબ જોર છે. એ પહેલાં રામાનંદી અને રામાનુજી વગેરે સંપ્રદાયો પણ સારા પ્રમાણમાં પ્રચલિત હતા. એકંદરે ગૂજરાતમાં વૈષ્ણવધર્મે સામાન્ય લોક સમુદાયના હૃદયમાં સારો વાસ કરેલો છે, અને લોકોને ભક્તિમાર્ગમાં દોર્યા છે, પરંતુ શ્રી. વલ્લભાચાર્યના વૈષ્ણવ સંપ્રદાયે ગૂજરાતી પ્રજાનું મન સૌથી વધારે આકર્ષ્યું. ભક્તિ હમેશાં માણસના હૃદયને સ્પર્શ કરે છે અને તેમાં પણ કીર્તનભક્તિ શ્રેષ્ઠ છે. પુષ્ટિમાર્ગે કીર્તનભક્તિને સારું

ઉત્તેજન આપ્યું. દેહને તે દેવને એ સિદ્ધાંત ઉપર સેવા અને ભક્તિના માર્ગની રચના એ સંપ્રદાયમાં થવાથી પૂજાવિધિઓમાં માણસનું મન સારા પ્રમાણમાં રોકાવા લાગ્યું; અને શાંતિપ્રિય વેપારી પ્રજાને એ સંપ્રદાય મનમાં સારી રીતે ઊતરી ગયો. ગૂજરાતમાં આજે વૈષ્ણવધર્મના પર્યાય જેવો એ સંપ્રદાય બની ગયો છે.[1]

## રામચંદ્રની પૂજા

વૈષ્ણવધર્મના અંગ તરીકે રામચંદ્રજીની પૂજાને ભુલાય નહિ. જો કે ભગવાન વાસુદેવ શ્રીકૃષ્ણની પૂજા જેટલું રામપૂજાનું સ્થાન આપણા ધાર્મિક ઇતિહાસમાં પ્રાચીન નથી એવી આપણા ઇતિહાસ અને પુરાણોના વિષયના વિદ્વાન રા. દુર્ગાશંકર શાસ્ત્રીજીની માન્યતા ખરી છે. વિષ્ણુના અવતાર તરીકે જ પ્રથમ રામની પૂજા થતી હતી, પરંતુ પાછળથી રામચંદ્રમાં પરમાત્માની ભાવના ઉત્પન્ન થઈ અને આજે રામ શબ્દ પરમેશ્વરનો પર્યાય થઈ ગયો, અને કોઈ પણ સંપ્રદાયના અનુયાયીઓ રામને ભજવામાં વાંધો ગણતા નથી.[2] બીજા અવતારોમાં નૃસિંહપૂજા દેખાય છે. વરાહપૂજાના ઉલ્લેખો પણ મળે છે [3]

---

૧. શૈવધર્મને નાગ ભારશિવ મહારાજ્યના સમયમાં અને તે પછી છેક સોલંકી સમય સુધી રાજસત્તાનો ટેકો હતો અને વૈષ્ણવધર્મને પ્રમાણમાં એવો ટેકો જરા ઓછો હતો છતાં પ્રજાને એ વધારે ફાવી ગયો એ માટે શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીકૃત વૈષ્ણવધર્મનો ઇતિહાસ ખાસ વાંચવા જેવો છે. ગુજરાતમાં એનો પ્રચાર, સંપ્રદાયો અને સાહિત્ય ઉપર અસર એનું વિસ્તૃત વિવેચન એમણે કર્યું છે. શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીનો સંપ્રદાય આજે ગૂજરાતમાં ખાસ છે અને એ માટે શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીનો 'શ્રીવલ્લભાચાર્યનું જીવનચરિત્ર' એ ગ્રંથ જોવો.

૨. ઉપર કહેલા દુર્ગાશંકર શાસ્ત્રીના ગ્રંથમાં પૃ. ૧૫૭–૫૯માં આ ચર્ચા આધાર સાથે કરી છે.

૩. અવતારોમાં આજે તો રામ અને કૃષ્ણને બાદ કરતાં ગૂજરાતમાં

## હનુમાનની પૂજા

ભગવાન રામચંદ્રની પૂજામાં બીજી મહત્ત્વની વાત એ છે કે એમના દાસ તરીકે હનુમાનની પૂજા આખા દેશમાં વ્યાપક થયેલી છે, અને હનુમાનનાં સ્વયંપ્રધાન મંદિરો પણ છે. બીજા કોઈ પણ દેવના દાસની આ પ્રમાણે સ્વયંપ્રધાન મંદિરોમાં આખા દેશમાં પૂજા થયાનું જાણવામાં નથી. શિવના નંદીની પૂજા સ્વતંત્ર થાય છે ખરી પણ તે માત્ર કર્ણાટકમાં બસવાચાર્યે શરૂ કરેલી છે. હનુમાન-પૂજાનું મહત્ત્વ કયા સમયમાં વધ્યું તે કહેવું મુશ્કેલ છે, પરંતુ દ્રાવિડ અને મહારાષ્ટ્રના ભાગોમાંથી એ પૂજાનું માહાત્મ્ય વધ્યું હશે. ગૂજરાતમાં દરેક મંદિરોમાં ગણેશની સામેના ગોખમાં હનુમાન પધરાવેલા હોય છે. છતાં પણ એમનાં સ્વયંપ્રધાન મંદિરો છે.[૧]

## બ્રહ્માની પૂજા

શિવ અને વિષ્ણુની પૂજા આખા ભરતખંડમાં વ્યાપક છે એ જોયું. પણ પૌરાણિક ધર્મની ત્રિમૂર્તિમાં પ્રથમ ગણાતા બ્રહ્માની પૂજા હિંદમાંથી અદૃશ્ય થઈ ગઈ એ એક વિચિત્ર ઘટના છે. આ પૂજા થોડા સ્વરૂપમાં પણ ગૂજરાતમાં આજે થાય છે. મધ્યયુગમાં બ્રહ્મદેવની પૂજા વધારે પ્રમાણમાં હોય એમ પણ દેખાય છે. અજમેર આજે મારવાડમાં છે; પરંતુ સાંસ્કારિક અને ઐતિહાસિક દૃષ્ટિએ એને ગૂજરાતમાં ગણી શકાય. ત્યાં બ્રહ્માની પૂજા થાય છે અને ગૂજરાતમાં ખેડબ્રહ્મામાં થાય છે. ખંભાતમાં એક સમયે બ્રહ્માનું મંદિર હતું. બ્રહ્મદેવની પૂજા ગૂજરાતની એક વિશેષતા છે અને

---

ખાસ મહત્ત્વનાં મન્દિરો નથી. નૃસિંહનાં મન્દિરો છે. પણ એનું મહાત્મ્ય દ્રાવિડ દેશ જેટલું મોટું નથી. વરાહપૂજા પહેલાં હતી. અવતારો બાબત પણ ઉપર કહેલા ગ્રંથમાં જોવું.

૧. કર્ણાટકમાં હનુમાનના સ્વયંપ્રધાન મંદિરો છે. પણ એ પૂજા ક્યારે શરૂ થઈ તે જણાતું નથી.

બીજે એ પૂજા કેમ બંધ થઈ ગઈ એ હિંદુધર્મને માટે એક પ્રશ્ન છે.[૧]

### નાગપૂજા

સૂર્યપૂજા અને બ્રહ્મદેવની પૂજા ગમે તો થોડા પ્રમાણમાં છે છતાં પણ ગૂજરાતની આજે વિશેષતા છે તેવી જ રીતે નાગપૂજા પણ વિશેષતા છે. નાગજાતિ મનુષ્ય હતી અને એક વખત મોટી રાજસત્તામાં હતી તેમ જ શૈવ હતી તે જોયું; પરંતુ નાગ–સર્પ–ની પૂજા મધ્યયુગ શરૂ થયો તે પહેલાં પ્રચારમાં હોય એમ લાગે છે અને નાગજાતિ, શિવ સાથે નાગ–સર્પ–ની પૂજા કરતી હોય એમ લાગે છે. માલવો કર્કોટક નાગના પૂજકો હતા એમ મનાય છે.[૨] આજે દરેક સંપ્રદાયના લોકો શ્રાવણ માસમાં નાગપંચમી કરીને નાગપૂજા કરે છે. દ્રાવિડ દેશમાં પીપળા નીચે નાગની મૂર્તિઓની પ્રતિષ્ઠાનો રિવાજ આજે પણ છે અને કોઈ સ્થળે તેનાં મંદિરો છે. પરંતુ ગૂજરાતમાં નાગમંદિરો આજે પણ બીજાં સ્થાનો કરતાં વધારે છે અને તેમાં શેષ અને વાસુકિની પૂજા થાય છે. ગોગને નામે પણ નાગની પૂજા થાય છે. અને ગૂજરાત–કાઠિયાવાડ અને મારવાડમાં નાગ નામવાળાં સ્થળોથી નાગપૂજા અને નાગજાતિ બન્નેનો સંબંધ વ્યક્ત થાય છે.[૩]

---

૧. બ્રહ્માની પૂજા હિંદમાં શાથી બંધ થઈ એ એક કોયડો છે. ગૂજરાતમાં થોડી પણ આજે છે. ખંભાતના ઇતિહાસમાં ત્યાં જડેલી મૂર્તિનું ચિત્ર આપ્યું છે. મૂર્તિ મોટી છે; અને એનું શિલ્પ ઉત્તમ છે.

૨. Jayaswal, His. of India P. 39 અને 147. માલવો અને નાગો નાગપૂજા પણ કરતા. જોકે શિવ એમના ઇષ્ટદેવ હતા. શિવ અને નાગના સંબંધ માટે પાછળ જોઈ ગયા.

૩. ખંભાતના ઇતિહાસમાં પાતાલના પરિશિષ્ટમાં ગૂજરાતમાં નાગપૂજા અને નાગમંદિરો વગેરેનો ઉલ્લેખ કર્યો છે. ડૉ. વૉજેલે નાગપૂજા ઉપર અંગ્રેજીમાં મોટો ગ્રંથ લખ્યો છે. ઉત્તર ગૂજરાતમાં થરાદ પાસે શેષનાગનું

આ પ્રમાણે બ્રાહ્મણધર્મના પ્રાચીન તેમજ પૌરાણિક સંપ્રદાયોનો ઇતિહાસ છે અને અહીં તે વર્ણનાત્મક કે સિદ્ધાંતોનો અહેવાલ આપવા ખાતર લખ્યો નથી પણ ઐતિહાસિક વિચિત્રતા દર્શાવવા ખાતર કે અન્ય પ્રાંતોની સરખામણીમાં ગૂજરાતમાં કાંઈ વિશેષતા હોય તે દર્શાવવા ખાતર જ માત્ર ચર્ચા કરી છે.

## બૌદ્ધ ધર્મ

બ્રાહ્મણેતર ધર્મોમાં બૌદ્ધ ધર્મ આજે ગૂજરાતમાં નથી તેનો ઉલ્લેખ આગળ કર્યો. આઠમી-નવમી સદી સુધી બૌદ્ધ ધર્મ પળાતો હોય એમ લાગે છે અને ચીના મુસાફરોનાં વર્ણનો એને ટેકો આપે છે. કાઠિયાવાડમાં એ ધર્મના અવશેષો છે અને ખંભાતમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ નીકળી છે. બૌદ્ધ ધર્મ પોતાની જન્મભૂમિમાંથી અદશ્ય થયો તેનું કારણ પરદેશી મ્લેચ્છોને એમણે ઊંચા ચડાવી બ્રાહ્મણો સામે રાખ્યા એમ વિદ્વાનો માને છે.[1] પરંતુ એ એક જ

---

ધરણીધરનું મંદિર, કાઠિયાવાડમાં ચોકડી ગામમાં ચરમાલિયાજીનું મંદિર, ગૂજરાતમાં કાસવા ગામમાં ગોગનું મંદિર, ભૂજ-ભૂજંગપુર-માં ડુંગર (ભૂજિયો) ઉપર નાગનું સ્થળ, અને કાઠિયાવાડમાં એવાં અનેક સ્થળો છે. ગોગ અથવા ગુગાનો વાયરો રબારીઓને આવે છે. પંજાબ, મારવાડ અને ગૂજરાતમાં ગુગાને ખાસ માને છે અને બધી જાતો માને છે. ડો. વૉગેલે એ માન્યતામાં ગૂજરાત બાબત દુર્લક્ષ્ય કર્યું છે તે બાબત ખંભાતના ઇતિહાસ પૃ. ૨૩૦-૨૩૧ માં જુઓ. ગોગને વાસુકિ માનવામાં આવે છે. સિદ્ધરાજના સમયનો દાહોદનો લેખ છે એમાં ગોગ્ગનારાયણ નામ છે અને લેખમાં શરૂઆતમાં "નમો ભગવતે વાસુદેવાય" લખેલું છે તેથી એ વિષ્ણુમંદિર છે એમ મનાય છે. પરંતુ ગોગ શેષ પણ મનાય છે અને શેષને પાછળથી વિષ્ણુ સાથે-કૃષ્ણ સાથે જોડે છે તેથી એમ લખે. મને તો ગોગ્ગ નાગમંદિર છે એમ લાગે છે.

૧. જયસ્વાલજી (His. of Ind. P. 52) એમ માને છે, જુલમી મ્લેચ્છોને બૌદ્ધોએ ટેકો આપ્યો એમ એ માને છે, પરંતુ એ માન્યતા ઠીક નથી. શકો અને કુશાનોના સિક્કામાં શિવ પણ દેખાય છે એનો ખુલાસો એમણે નથી કર્યો. વિન્સેન્ટ સ્મિથ એમના રાજ્યને જુલમી કહેવાને બદલે સારું કહે છે. બ્રાહ્મણવિરોધી હતું એટલું માત્ર સાચું.

કારણ બની શકે નહિ. લોકહૃદયને આકર્ષે એવું તત્ત્વ એમાંથી ઓછું થતું ગયું અને સામાન્ય જનસમૂહના માનસને સ્પર્શ કરે એવી પ્રણાલિકાઓ ઓછી થઈ એ કારણ ઠીક લાગે છે. સામાન્ય મનુષ્યનું માનસ બાહ્યાચાર અને પ્રણાલિકાઓથી ખાસ વધારે આકર્ષાય છે.

### જૈનધર્મ

પરંતુ જૈનધર્મની વાત એથી જુદી હતી. એ ધર્મ ગૂજરાતમાં ઉત્પન્ન થયો નથી. છતાં આજે ગૂજરાતમાં એનું બીજા પ્રાંતો કરતાં વધારે જોર છે અને ગૂજરાતના વેપારી વર્ગને વલ્લભ સંપ્રદાયના ભક્તિ અને સેવામાર્ગે જેટલો આકર્ષ્યો, તેટલો જ ભગવાન મહાવીરના ધર્મે આકર્ષ્યો. જૈનધર્મે ગૂજરાતની સંસ્કારિતા ઘડવામાં ચોક્કસ અને વિશિષ્ટ ફાળો આપ્યો છે. આજે અન્ય પ્રાંતોની સરખામણીમાં અહિંસા આદિ તત્ત્વોમાં ગૂજરાતી સમાજ જે રીતે જુદો પડે છે તેનું માન જૈનમતને છે—ગૂજરાતના સ્થાપત્યની જગપ્રસિદ્ધ સુંદરતા, અને મધ્યયુગનું સાહિત્ય અને ઇતિહાસ જાળવી રાખવાનું માન પણ જૈનધર્મના સાધુઓને છે. જૈનોમાં ત્યાગની ભાવના આગળ પડતી હોવા છતાં ધર્મ અને જીવનમાં એમણે સૌંદર્યની ભાવના ઓછી નથી કરી એ એની ખાસ વિશેષતા છે, અને એ બધું આજે પ્રસિદ્ધ હોવાથી એના વિશેષ વર્ણનની અહીં જરૂર નથી.[1]

### પ્રતિમાવિધાન

આ બધા ધર્મો અને સંપ્રદાયોને અંગે તેમનું પ્રતિમાવિધાન પણ ગૂજરાતમાં છે; અને એમાં કોઈ કોઈમાં ગૂજરાતની ખાસ વિશેષતા પણ છે. પરંતુ મોટે ભાગે સમસ્ત હિંદુસ્તાનના પ્રતિમાવિધાનનો એ વિષય હોઈ અહીં ખાસ વર્ણનની જરૂર નથી. શ્રી.

---

૧. જૈનોમાં દિગંબરોની સોલંકી સમયમાં હાર થયેલી. આજે એમનું જોર ગૂજરાતમાં નથી. સ્થાનકવાસીઓ ગૂજરાતમાં છે. એ રીતે જૈનધર્મમાં પેટા સંપ્રદાય ગૂજરાતમાં છે.

ગોપીનાથ રાવે એ બાબત આધારભૂત ગ્રંથ લખ્યો છે. ગૂજરાતની ખાસ વિશેષતા આજે સૂર્ય અને બ્રહ્માની પ્રતિમાઓમાં છે, અને ગૂજરાત–મારવાડની બહાર ખાસ દેખાવી મુશ્કેલ છે.[1] ગૂજરાતી સ્થાપત્ય અને શિલ્પને ટેકો આપી આજ સુધી ટકાવવાનું માન જૈનોને છે.

## ગૂજરાતી સમાજ અને ધર્મો

હવે આ બધા ધર્મો અને સંપ્રદાયોએ ગૂજરાતી સમાજનું માનસ ઘડવામાં કેવો ભાગ ભજવ્યો એ જોઈએ. શૈવધર્મ અને લિંગપૂજાનું ગૂજરાતને ઉત્પત્તિસ્થાન કહીએ તો ચાલે. પરંતુ વેપારી પ્રજા શૈવમતનો ઉગ્ર વૈરાગ્ય, ત્યાગ અને કડક સાદાઈ લાંબો વખત સહન ન કરી શકી. શૈવમત આજે મોટે ભાગે ગૂજરાતના બ્રાહ્મણોમાં વધારે છે. શૈવધર્મમાં ગૂજરાતમાં સાંપ્રદાયિકતા નથી. જૈનમતમાં ત્યાગ છતાં સૌંદર્યની ભાવના છે એ સમાજને વધારે ઠીક લાગ્યો. અને વૈષ્ણવોની સૌંદર્ય, અને કીતર્નયુક્ત ભક્તિ અને સેવા પણ લોકહૃદયને વધારે ગમી ગઈ. શક્તિસંપ્રદાયની તંત્રવાદની ખટપટ પણ ગૂજરાતીઓને બહુ ગમી હોય એમ લાગતું નથી, અને શક્તિનાં ધામ જે ગૂજરાતમાં છે તે અસાંપ્રદાયિક જ છે. વૈષ્ણવ ધર્મમાં પણ અસાંપ્રદાયિક પૌરાણિક વૈષ્ણવમાર્ગ લોકપ્રિય છે અને રામપૂજા પણ સાંપ્રદાયિક નથી. ગૂજરાતમાં ઘણાખરા ધર્મોમાં પેટા સંપ્રદાયો નથી એ એક વિશેષતા છે. જેમાં છે તેની નોંધ લીધી છે.

## ઘરમાં દેરાસરની પ્રથા અને તેની સમાજ–માનસ ઉપર અસર

અહીં એક વાત ખાસ કરવી જોઈએ કે આખા હિંદુસ્તાનની

---

૧. હિંદુસ્તાનમાં આકર્ષણ થાય એવું સ્થાપત્ય ગૂજરાતમાં છે છતાં એવી મૂર્તિઓ આજે નથી. કદાચ એમનો નાશ મુસ્લિમ સમયમાં થયો હશે. દક્ષિણમાં એવી મૂર્તિઓ બહુ છે. નટરાજ તો હિંદુકલાને પ્રથમ સ્થાને મુકાવે એવું પ્રતિમાવિધાન છે. પણ ગૂજરાતમાં એ મૂર્તિ નથી. સૂર્ય અને બ્રહ્માની મૂર્તિઓ ઉત્તમ છે. મોઢેરા વગેરે સ્થળોમાં ઘણી મૂર્તિઓ જોવા જેવી છે.

પેઠે ગૂજરાત ઉપર પણ ઘરદેરાસરની રીતે લોકમાનસ ઉપર એક રીતે સારી અસર કરી નથી. ઘરમાં દેવપૂજા રાખવાના, ઘરમાં શુદ્ધ વાતાવરણ અને ભક્તિ કાયમ રહે એવા થોડા ફાયદા હશે. મુસલમાન સમયમાં જાહેર મંદિરોમાં જઈ શકવાની મુશ્કેલીને લીધે ઘરપૂજા શરૂ થઈ શકે એમ પણ કહી શકાય નહિ, કારણ કે ઘરમાં દેવપૂજાના દાખલા પ્રાચીનકાળથી મળે છે. આ બાબતમાં લોકમાનસ ઉપર કઈ અને કેવી વસ્તુ કેવી અસર કરે એ ખાસ વિચારવાની જરૂર છે. જાહેર મંદિરોમાં જે વિશાળ સમુદાય, વિશાળ મંદિર, અને એમાં રહેલા વ્યાપક સૌંદર્યની અસર મન ઉપર જેવી થાય છે તેવી ઘરના ખૂણામાં થતી નથી. જીવનવ્યવહારની શુદ્ધિ માટે ઘરમાં નાનું દેવગૃહ હોય એ ઇષ્ટ છે. પરંતુ એથી સારી ભાવના સાથે સગવડવાદ પણ પોષાય છે. ઘરની જંજાળમાંથી જરા વાર છુટીને બહાર વિશાળ દેવમંદિરમાં જઈ ઈશ્વરપ્રાર્થના કરવાની માણસના મનને જરૂર હોય છે. ઘરમાં આપણે દેવમંદિર નાનામાં નાની જગામાં કરીએ છીએ, એટલે પ્રમાણમાં દેવ પોતે પણ બહુ જ નાના હોય છે. પૂજ્ય વસ્તુને બહુ નાની જોઈને મગજ ઉપર અદૃશ્ય અને અગમ્ય એવી એક જાતની સંકુચિતતાની ભાવના થાય છે. ઘણી વાર પૂજા કરતાં દેવ હાથમાંથી સરી પડે ત્યારે ભક્તહૃદયને તે ગમતું નથી. દેવમૂર્તિઓ એટલી નાની હોય છે કે એમને આખી કે માથેથી ઝાલીને પધરાવવી પડે છે. આપણને કોઈ ગળેથી પકડીને બેસાડે તો કેવું લાગે? આ બધી વસ્તુઓની મન ઉપર સંકુચિત અસર થાય છે. એથી ઊલટું મંદિરમાં દેવની વિશાળતા અને સૌંદર્ય મનને વિશાળ બનાવે છે અને ત્યાં જઈ એ એ ક્ષણપર્યંત તો મનને ઉન્નત બનાવે છે. ઈલોરા–અજંતાની મૂર્તિઓ અને ચિત્રો, ધારાપુરીની ત્રિમૂર્તિ, નદીકિનારે રહેલું શાંત ભવ્ય શિવમંદિર, ડાકોર, શ્રીનાથદ્વારા, કે દ્વારકામાં ભગવાનની મૂર્તિઓ, જૈન મંદિરોમાં તીર્થંકરોની ભવ્ય મૂર્તિઓ, એ બધાં મંદિરોનાં વાતાવરણ વચ્ચે જે ભાવ મનમાં પ્રેરાય છે એ ઘરમાં નાની

મૂર્તિ એક ગોખલામાં કે સામી ભીંતે નાક અડે એવડા નાના મંદિરમાં પ્રેરાય એમ લાગતું નથી. આપણા સમાજમાં જે કેટલીક માનસિક સંકુચિતતા આવી છે એનું કારણ કદાચ આ હોય. એક વિશાળ દેવળમાં ખ્રિસ્તીને જે ભાવ થાય છે, એથી પણ વિશાળ મસ્જિદમાં જે ભાવ એક મુસ્લિમને થાય છે તેવો ભાવ મોટાં સુંદર મંદિરોમાં હિંદુને થવો જોઈએ. પરંતુ મંદિરોમાં નિત્ય જવાની ભાવના ઓછી થતી ગઈ છે. હનુમાન જેવા મનોજવ અને મારુત-તુલ્ય વેગના દેવની ઉપાસના કરનાર દેશ આજે પ્રગતિમાં ધીમામાં ધીમો કેમ છે? શૈવધર્મનો વૈરાગ્ય અને સાદાઈ, વૈષ્ણવધર્મની પરાઈ પીડ જાણવાની વૃત્તિ અને ભગવાન શ્રીકૃષ્ણે કહેલો આસક્તિ-રહિત કર્મ કરવાનો માર્ગ, રામચંદ્રની મર્યાદાનો આદર્શ, અને જૈન-ધર્મે કહેલી અહિંસાનો ખરા તત્ત્વનો અર્થ, એ બધું આપણા સમાજમાં કેટલું અને કયા અને કેવા સ્વરૂપમાં છે એ સમાજના ઇતિહાસમાં ખાસ જોવાનું છે; અને આજે ઓછું વધતું હોય તો એનાં કારણો શોધવા જેવાં છે.

### આટલાં મિશ્રણ ઉકરનારો દાર સમાજ મુસલમાનોને કેમ ન સમાવી શકયો?

ગૂજરાતમાં મુસલમાન સત્તા શરૂ થઈ ત્યારે આ મિશ્રણોવાળો સમાજ હતો, અને ઓગણીસમી સદીમાં પશ્ચિમના સંપર્કવાળો યુગ જેને વિદ્યુત્યુગ–તત્ત્વાર્થમાં પણ–કહી શકીએ, તે શરૂ થયો ત્યાં સુધી એ જ સમાજ હતો.[1] પ્રાચીન અને મધ્યયુગમાં સમયને અનુ-સરીને જે ફેરફારો અને મિશ્રણો આપણા બુદ્ધિશાળી પૂર્વજોએ કર્યા અને અનેક વિરોધી અને વિદેશી તત્ત્વોને સમાવ્યાં તે

---

૧. ફેરફાર તો કાળે કરીને થયા કરે છે. પરંતુ આપણા સમાજમાં ફેરફાર પ્રમાણમાં બહુ ઓછો અને ધીમો હતો. ગઈ સદીના પૂર્વાર્ધના અંત સુધી સામાજિક વસ્તુસ્થિતિ પહેલાંના સેંકડાઓ જેવી જ હતી. વીજળીક શક્તિ દેશમાં આવી ત્યારથી જ જાણે વીજળીવેગે સમાજ ફેરવાતો જાય છે એમ લાગે છે.

સમય સમજીને ફેર કરવાની વૃત્તિ પાછળના સમાજમાં ઓછી થઈ એ પણ વિચાર કરવા જેવી વાત છે. એનાં કારણો સમાજશાસ્ત્રના આપણા અભ્યાસીઓએ વિચારવા જેવાં છે. જોકે એમાં હમેશાં મતભેદ તો રહેવાનો જ. અનેક તત્ત્વોને સમાવનારો સમાજ મુસલમાનો અને ખ્રિસ્તીઓને કેમ ન સમાવી શક્યો? જે સમાજના મૂળ પાયામાં જ ઉચ્ચનીચ વર્ણોના ભેદ હોય તે એવું ન માનનારા લોકો સામે ટકી શકે કે કેમ તે પ્રશ્ન છે.[1] જોકે આગળ જોયું એવાં મિશ્રણો કરનારા સમાજના બુદ્ધિશાળી નેતાઓ એ કાર્ય ન સાધી શક્યા તેમાં મહત્ત્વનું કારણ હોવું જોઈએ. મુસલમાન વિજેતાઓ અને જિતાયેલા દેશીઓનાં સામાજિક અને ધાર્મિક મંતવ્યોમાં પહેલાંના આવનારાઓ કરતાં જુદો અને મૌલિક ફેર હતો એ કદાચ મોટું કારણ હોઈ શકે.[2] એમાં બન્નેના સામાજિક રિવાજોનો દોષ હતો. હિંદુઓએ વર્ણો અને જ્ઞાતિઓને પહેલાં કરતાં વધારે કડક બનાવી અને ખાવાપીવા જેવી વસ્તુને પણ ધાર્મિક ગણીને સમાજમાં એનાં બંધન ઘાલી દઈ છેક સંકુચિત રિવાજો કરી નાંખ્યા.[3]

---

૧. મુસલમાન ધર્મ માટે એટલું તો તટસ્થ બુદ્ધિના લોકો કબૂલ કરે છે કે ઉચ્ચનીચના ભેદ વગરનો સમાનતાવાળો એના જેવો ધર્મ બીજો નથી. રસ્તે જનાર ગરીબ અને બાદશાહ મસ્જિદમાં સાથે નિમાજ પઢી શકે છે.

૨. જગત્વિખ્યાત લેખક બર્નાર્ડ શૉ હિંદુધર્મની સહિષ્ણુતાનાં વખાણ કરે છે. એક ઈશ્વરનાં અનેક સ્વરૂપો એ જ અનેક દેવો અને સહિષ્ણુતાને લીધે દરેકને એમાં સ્થાન છે. જ્યારે ઇસ્લામ જેવો ઉગ્ર અસહિષ્ણુતાવાળો કોઈ ધર્મ નથી એમ પણ લખે છે. આમ મુસલમાન ધર્મમાં અમૂર્ત એક ઈશ્વર અને હિંદુધર્મમાં મૂર્તિમંત અનેક દેવો એ મૌલિક વિરોધ. મૂર્તિખંડન એ મુસલમાનોને મન ધર્મનું એક અંગ. પહેલા આવનારા પરદેશીઓમાં મૂર્તિપૂજા સામે ઉગ્ર વિરોધ નહોતો.

૩. ખાવાપીવા માટે હાલ છે એટલી હદ સુધી પ્રતિબંધ મુસલમાન યુગ પહેલાં નહિ હોય એમ લાગે છે. જોકે છેક હલકી વર્ણોનું ખાવામાં બાધ હોય, ખાવાપીવામાં હાલ જેવો બાધ સમાજમાં ક્યારે પેઠો એ પણ એક રસમય

મુસલમાનોમાં દરેક બાબતમાં અરબસ્તાનના રણ જેવી કડક સાદાઈ હતી. ગૅઝેટિયરના લેખક કૅમ્પબેલ લખે છે કે એમનામાં આચાર ધર્મના ઊંચા આદર્શ નહોતા. વિધિનિષેધનું તત્ત્વ સમજી શકવા જેટલી ઝીણવટ નહોતી. આ ટીકા કાંઈક અંશે ખરી હશે. કૅમ્પબેલને પણ નવાઈ તો લાગે છે જ કે અનેકને ગુણકર્મ પ્રમાણે સમાવનાર બ્રાહ્મણોની ઉદારતા મુસલમાનોને કેમ ન સમાવી શકી ?[૧] પરંતુ એમાં એવું એક કારણ પણ હોઈ શકે કે જમાનો બદલાતો ગયો તેમ આ બધું અતિશય થઈ ગયું. આચારધર્મો કરોળિયાની જાળ જેવા ગૂંચવણવાળા થઈ ગયા અને વિધિનિષેધ પણ સામાજિક બુદ્ધિને વમળમાં નાંખે એવા થઈ ગયા. ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે વિધિનિષેધો એટલા વધ્યા કે એના કૂવામાં ગળા સુધી ડૂબેલા કર્મકાંડીની ગીતામાં ભગવાનને સ્વમુખે નિંદા કરવી પડી છે. આગળ જોયું તેમ એમાંથી થયેલી અતિસહિષ્ણુતામાંથી અસહિષ્ણુતા થઈ અને સાંપ્રદાયિકતા પણ વધી, એટલે કેવળ વિરોધી તત્ત્વોને સમાવવાની વૃત્તિને અવકાશ જ રહ્યો નહિ. મુસલમાનો આવ્યા એ સમયની લગભગમાં એટલે ઈ. સ ૧૦૩૦ જેટલા જૂના સમયમાં અલ્બરૂની જેવો આપણા સંસ્કૃત પ્રાચીન ગ્રંથોનો સહૃદય અભ્યાસી પણ લખે છે કે હિંદુ અને મુસલમાનોના રિવાજો દરેક રીતે ઊંધા છે, અને જ્યાં મળતા આવે છે ત્યાં અર્થ ઊલટો છે.[૨] એટલે

---

વિષય છે. ગૂજરાતી જેવી સાહસિક અને વેપારી પ્રજામાં પણ ખાવાપીવાના પ્રતિબંધોને લીધે પરદેશગમન અને પરદેશનાં સાહસો ખેડવામાં મુશ્કેલી કરી; અને પ્રતિબંધો ન હોત તો ગુજરાતી વેપારીઓ આજ કરતાં કેટલા આગળ વધ્યા હોત એ વિચારવા જેવું છે.

૧. Bomday Gaz. Vol. IX, Part I. Hindu Population P. 443.

૨. એ જ પૃ. ૪૫૦ નો ૭. અલ્બરૂની કેટલાક ઊંચા રિવાજો માટે Monstrous શબ્દ વાપરે છે. અને કહે છે કે કોઈને એમ પણ લાગે કે

આ બેનો મેળાપ ન થવાનાં બન્ને પક્ષે આવાં કોઈ કારણો હોઈ શકે.

## સાંપ્રદાયિકતાની અસર

હિંદુ સમયમાં પણ સંપ્રદાયો સલાહસંપથી રહેતા હતા એ ખરી વાત છે.[1] પરંતુ સાંપ્રદાયિકતાની ખરાબ અસર સમાજ ઉપર થયા વગર રહી નથી, અને પરદેશીઓના હુમલા સામે બધા સંપ્રદાયોવાળા હિંદુઓ સંપ ન કરી શકચા તેમાં અનેક કારણોમાં સાંપ્રદાયિકતા પણ એક કારણ હોઈ શકે.[2] કાન્હડદે પ્રબંધમાં વૈષ્ણવ કવિ સોમનાથની મશ્કરી કરે છે તે દાખલો નોંધવા જેવો છે. અલ્લાઉદ્દીનના લશ્કરે સોમનાથનો ધ્વંસ કર્યો તે માટે કવિ આ પ્રમાણે લખે છે :

"આગળ રુદ્ર! ઘણે કોપાનળ દૈત્ય સરવ તેં બાળ્યા !
પુણ્ય પૃથ્વીમાં તેં વરતાવ્યું, દેવલોક ભય ટાળ્યા."

---

ઊલટા રિવાજો જાણીજોઈને કર્યા હશે. ગૅઝેટિયરનો લેખક બીજો સમકાલીન આધાર ટાંકતાં કહે છે કે વટલેલા મુસલમાનને માથાનાં અને શરીરના વાળ મૂંડાવી ગાયનું છાણ શરીરે બધે લગાડી, ગૌમૂત્ર અને દૂધથી સ્નાન કરાવી પછી ધોઈ લેતા.

૧. જુઓ શ્રી રસિકલાલ પરીખનો કાવ્યાનુશાસનમાં લખેલો ઇતિહાસ પૃ. CCXXX લખે છે કે "ખ્રિસ્તી અને મુસલમાન જેવા ઝગડા આપણામાં નહોતા" એ ખરું છે. પરંતુ ધર્મો અને સંપ્રદાયોમાં કજિયા તો હતી જ. ઝગડા નહોતા એનો અર્થ મારામારી નહોતી એમ મને લાગે છે. એવી મારામારીના ઝગડા હિંદુના સ્વભાવમાં જ નથી. માનસિક ઝગડા હતા.

૨. સાંપ્રદાયિકતા કેવી હતી અને એણે સમાજ ઉપર કેવી અસર કરી તે માટે પુરાતત્ત્વ પુ. ૪ અને ૫ માં વિદ્વદ્વર્ય પંડિત સુખલાલજીનો એ નામનો લેખ જુઓ. સમાજનું ધારણ કરે-ટકાવે તે ધર્મ. તો સમાજનું અધઃપતન કેમ થયું? એ પ્રશ્ન વિચારવા જેવો છે. મોટા આચાર્યો અને વિદ્વાનો સાંપ્રદાયિકતાના વિષમાંથી બચ્યા નથી એમ પંડિતજી આધારોથી સિદ્ધ કરે છે. ધર્મ અને સમાજના અભ્યાસીએ એમનો લેખ મનન કરવા જેવો છે.

"બળિયો ત્રિપુરાસૂર તેં હણિયો, વા વેગે જેમ તુલ;
પદ્મનાભ પૂછે, સોમઇયા ! ક્યાં ગયું તારું ત્રિશૂળ ?"
૧–૧૦૨–૩ (અનુવાદ).

### કર્મવાદ

કર્મવાદ એ આપણા સમાજનો, હિંદુ, બૌદ્ધ અને જૈન ધર્મોના સમાજનો બહુ મોટો સિદ્ધાંત છે. જગતમાં સુખદુઃખની વિષમતા સમજાવવા માટે એના જેવો બુદ્ધિયુક્ત એકે વાદ નથી. દુનિયામાં કર્મ અને પુનર્જન્મ ન માનનાર–મુસલમાન ખ્રિસ્તી જેવા–સમાજો પણ એ બાબત કાંઈ ખુલાસો કરી શકતા નથી. એ વાદને શ્રદ્ધાથી ન માનીએ તોપણ સમાજને એ એક મોટું આશ્વાસન છે, અને ટકાવનાર તથા સત્કર્મમાં પ્રેરનાર બળ પણ હોઈ શકે. પરંતુ કર્મવાદથી સમાજના પુરુષાર્થમાં શિથિલતા આવી અને લોક નસીબ-વાદી બની ગયા એટલું તો ખરું લાગે છે. ઉપર કહ્યું તેમ એ પણ એક સારી વસ્તુ અતિશય થઈ તેમાંથી થયું.

### રાજામાં ઈશ્વરનો અંશ

એટલે પૂર્વકર્મથી એક માણસ રાજા બને છે એમ દૃઢ માન્યતા થઈ તે સાથે રાજામાં ઈશ્વરી અંશ મનાયો એથી સમાજને નુકસાન પણ થયું, અને આજે મનાય છે તેવા પ્રજાના હક આપણા સમાજના મનમાં છેક ગઈ સદી સુધી આવ્યા જ નહિ.[1] રાજાને ઈશ્વરનો અંશ માનવાનું પ્રાચીન સમયથી પ્રચલિત હતું અને યુરોપમાં

૧. રાજામાં ઈશ્વરી અંશ માનવાના ઘણા દાખલા છે. દેશ રાજાની અંગત માલિકી એ મત પણ એનું જ પરિણામ હોય. છેક ૧૮૫૦ માં ઘી વગેરેની જકાતમાંથી કોટ સમરાવી વધેલા પૈસા લોકહીતમાં કલેક્ટરે (અમદાવાદમાં) વાપર્યા તે વખતે મગનલાલ વખતચંદ લખે છે કે રાજા તો આવો જ જોઈએ. નહિ તો એ પૈસો પોતે લઈ લે કે વાપરે તો કોણ રોકનાર છે? આવી મનોવૃત્તિ હતી.

પણ Divine rights of king મનાતો હતો. પરંતુ ત્યાંના સમાજે એમાં સુધારા કર્યા, જ્યારે આપણે ન કરી શક્યા. મહાન સિંકદરે ચડાઈ કરી ત્યારે એને પણ ઈશ્વર તરીકે માન્યો છે,[1] અને કાન્હડદે પ્રબંધમાં અલ્લાઉદ્દીનને શિવ રૂપે બતાવવામાં ભલે કવિની કલ્પના છે પરંતુ મનોવૃત્તિ એ જ છે.[2] આપણી સામાજિક અવનતિ અને સંકુચિત મનોદશા, કુસંપ વગેરેમાં આ બધાં કારણોએ ભાગ ભજવ્યો હોય એમ લાગે છે.

## વિચાર-સ્વાતંત્ર્ય

સહિષ્ણુતાની પેઠે વિચાર-સ્વાતંત્ર્ય પણ હિંદુધર્મ જેવું જગતના કોઈ ધર્મમાં નહિ હોય. વિચાર-સ્વાતંત્ર્ય માટે હિંદુધર્મમાં, બીજા ધર્મો પેઠે, વિરોધીને ત્રાસ આપવાની પ્રથા નથી. ચુસ્ત કર્મકાંડી અને ચાર્વાક સાથે રહી શકે છે અને ચુસ્ત રાજા તેને કનડતો નથી.[3] પરંતુ એમાં પણ વિચાર-સ્વાતંત્ર્યના અતિશયમાંથી સાંપ્રદાયિકતાની વિપુલતા જન્મી. એક ધર્મ અને એક પંથમાં અનેક ગુરુઓના નાના જુદા વાડાઓ થયા અને ધર્મ તથા સમાજના એકત્રિત બળ ઉપર એની અસર થઈ. ગુરુની સંસ્થા ઉપયોગી છે અને એમાં પણ સમર્થ મહાપુરુષો થયા છે, પરંતુ પાછળથી અનુયાયીઓ મૂળ

---

૧. Bom. Gaz. IX. I. P. ૪૪૨. દક્ષિણ સિંધના લોકોએ એક જ સિકંદરને ઈશ્વરદત્ત વિજેતા તરીકે સ્વીકાર્યો. રાજામાં ઈશ્વરી અંશ ધર્મશાસ્ત્રોએ કહ્યો છે.

૨. સાંતલસિંહે સૂનેલા બાદશાહને પાંચ મુખ, ત્રણ આંખો, જટા, ગંગા, મુંડમાળ વગેરે સ્વરૂપવાળો દેખ્યો અને કહે છે કે "રુદ્ર પાદશાહ રૂપ અવતર્યો? કેમ કરું હું ઘાય? વિમાસી હઇયે વાત સાંતલે, પાછો દીધો પાય." (ખંડ ૨, શ્લોક ૧૩૨-૧૩૬.)

૩. ખ્રિસ્તી અને મુસલમાન ધર્મોમાં ધર્મ વિરુદ્ધ વિચાર-સ્વાતંત્ર્યવાળાને જે દેહાંત સજા થતી તેવી હિંદુમાં ખાસ નહોતી.

સિદ્ધાંતોને ભૂલી ચીલે ચાલનારા થઈ ગયાના આજે અનેક દાખલા મળે છે અને અખા ભગત જેવાઓએ એ વાત ગાઈ છે. સ્વતંત્ર બુદ્ધિ ખીલવવામાં એથી પોષણ મળતું નથી એટલું તો માનવું પડે.

આમ આપણા સમાજ અને ધર્મમાં પ્રથમ બુદ્ધિપૂર્વક મિશ્રણો થયાં અને દરેક વસ્તુઓમાં પહેલાં આશય શુભ હોય છે અને પછી બળ ઓછું થાય છે તેમ થયું. સમય પ્રમાણે પાછળનો સમાજ ન વર્તી શક્યો અને પરતત્ત્વને સમાવવાનું બળ ન રાખી શક્યો.



# પ્રકરણ ૧૬ મું

## મુસલમાન સમયની શરૂઆતમાં મધ્યકાલીન હિંદુ રાજવંશો

### પ્રાચીન રાજવંશો અને વિદેશીઓ

પશ્ચિમ હિંદુસ્તાનની આજે એક ખાસ વિશિષ્ટતા છે, અને તે એક પશ્ચિમ હિંદુસ્તાન મોટે ભાગે હિંદી હિંદુસ્તાન છે. હિંદુસ્તાનના નકશામાં જોશો તો બ્રિટિશ હિંદના લાલ રંગમાં હિંદી હિંદનો પીળો રંગ પ્રમાણમાં સૌથી વધારે પશ્ચિમ બાજૂ દેખાશે. હિંદુસ્તાનમાં પરદેશીઓ અને પરધર્મીઓ તો ઘણા આવ્યા છે; પરંતુ ઈ. સ. નાં એક હજાર વર્ષ સુધી જે જે આવ્યા તેમને હિંદુ સંસ્કૃતિની વિશાળતાએ પોતામાં સમાવી દીધા. ઈ. સ. એક હજાર પછી જે વિદેશીઓ આવ્યા તેમને હિંદુ સંસ્કૃતિ પોતામાં સમાવી શકી નહિ. એમાં પહેલા આવનારા મુસલમાનો અને પછી આવનારા યુરોપના ખ્રિસ્તીઓ. આ બન્નેને હિંદુ સંસ્કૃતિ કેમ સમાવી શકી નહિ તેનાં કારણો પાછળ જોઈ ગયા. આ બન્નેએ હિંદમાં પોતાની રાજસત્તા પૂરેપૂરી જમાવી. એ બન્નેએ આખા હિંદ ઉપર સાર્વભૌમત્વ જમાવ્યું. હિંદના પ્રાચીન રાજકર્ત્તાઓમાંથી કેટલાયનાં તો નામ નિશાન પણ ન રહ્યાં અને કેટલાક આ બન્નેનું સાર્વભૌમત્વ સ્વીકારીને ટકી રહ્યા.

આમાં પહેલા આવનારા મુસલમાનોના અને પછી આવનાર ખ્રિસ્તી યુરોપીય અંગ્રેજોના સમયમાં ઘણો ફેર હતો. એ બન્નેની સંસ્કૃતિના પાયામાં પણ ઘણો ફેર હતો. તેથી હિંદુસ્તાનના સમાજ ઉપર એ બન્નેની જે જે અસરો થઈ એમાં પણ ફેર રહ્યો. એટલે મુસલમાન સત્તા જામતાં પહેલાંના અને જામતી વખતનાં જે પ્રાચીન રાજ્યો અનેક વિટંબણાઓ સહન કરીને આજે ટકી રહ્યાં છે તેમના

ઇતિહાસને, મુસલમાન સત્તાની જમાવટના વખતના ઇતિહાસ સાથે સંબંધ છે; અને તેથી તેમનું ટૂંકું વર્ણન અહીં કરવું જોઈએ. પશ્ચિમ હિંદમાં આવાં પ્રાચીન રાજ્યો સૌથી વધારે છે.[1] તેમાં પણ ગૂજરાત–કાઠિયાવાડમાં ખાસ વધારે છે. આ બાબતનો વિચાર આજની દૃષ્ટિએ થાય નહિ. એમના ગુણદોષનો વિચાર પણ અહીં અસ્થાને છે. એ ગુણદોષનો વિચાર રાજકરણની મીમાંસામાં શોભે, અહીં તો માત્ર સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ એમનો વિચાર કરવાનો છે.

## શાથી પ્રાચીન રાજવંશોની સત્તા રહી નથી

ગૂજરાતના[2] મુખ્ય પ્રાચીન રાજકર્તાઓના વંશજો—યાદવો,[3] ક્ષત્રપો અને વલભીના મૈત્રકોના વંશજો—ગૂજરાત–કાઠિયાવાડમાં આજે સત્તા ઉપર છે કે નહિ તે ચોક્કસ રીતે જાણવાનું કાંઈ સાધન નથી. માત્ર કેટલાક રજપૂત વંશો પોતાને યાદવોના વંશજો કહે છે. ગૂજરાતના અસલ વતનીઓ–ભીલ અને કોળીઓનાં નાનાં નાનાં રાજ્યો અનેક સાર્વભૌમ સત્તાઓ નીચે ચાલ્યાં કરતાં હતાં અને તેમને તેમનાથી બળવાન સત્તાઓ સાથે હમેશાં ઝઘડા થયા જ કરતા હતા. મુસલમાનોના આવ્યા પછી પણ બળવાન ભીલ સત્તાઓ કોઈ કોઈ જગાએ

---

૧. દક્ષિણ હિંદમાં ઘણું મોટું હૈદરાબાદનું રાજ્ય છે. પણ તેની સ્થાપના મોગલ સમયના અંતભાગમાં થઈ હોવાથી તે પ્રાચીન નથી. મધ્ય હિંદમાં મરાઠા રાજ્યો પણ એ જ સમયનાં છે અને તે પણ પ્રાચીન ન ગણાય. આવાં પ્રાચીન રાજ્યો તો સૌથી વધુ પ્રમાણમાં ગૂજરાત, સૌરાષ્ટ્ર અને રજપુતાનામાં જ છે.

૨. અહીં જ્યાં ગૂજરાત શબ્દ વાપર્યો છે ત્યાં બધે ગૂજરાત–કાઠિયાવાડ અને મારવાડનો થોડો ભાગ સમજવો.

૩. યદવો યાદવ નામથી તો દક્ષિણ બાજૂ ગયા. દેવગિરિનું યાદવ રાજ્ય જાણીતું હતું. પણ ગૂજરાતમાં ચુડાસમા, જાડેજા વગેરે પોતાને યાદવ-કુલના ગણે છે.

અમલમાં હતી.[૧] પરંતુ અમદાવાદના સુલતાનો અને મોગલોના સમયમાં તેમની સત્તા ઘણી ઓછી થઈ ગઈ હતી. ક્ષત્રપોના વખતમાં કાંઈક સત્તાવાળા આહીરોની સત્તા પણ ક્ષીણ થઈ ગઈ હતી. પરંતુ ગૂજરાતના આ સૌથી પ્રાચીન લોકોની નાની નાની ઠકરાતો આજ સુધી કાયમ રહી છે.[૨]

## મધ્યકાલીન હિંદુ રાજવંશો સૌથી વધારે ગૂજરાતમાં છે

મુસલમાનો ગૂજરાતમાં આવ્યા ત્યારે સોલંકીઓ(વાઘેલા)નું ગૂજરાત–સૌરાષ્ટ્ર ઉપર સાર્વભૌમત્વ હતું. સૌરાષ્ટ્રમાં ચુડાસમા, ગોહિલ, વાળા, જેઠવા, ઝાલા વગેરે રજપૂતોની સત્તા ખાસ હતી. એક વખત પ્રસિદ્ધ પામેલા ચાવડા સોરઠમાં સૌથી પહેલા આવેલા રજપૂતો ગણાય છે. છતાં મુસલમાન સત્તા જામતી વખતે એમની ખાસ મોટી રાજસત્તા હોય એમ જણાતું નથી. એમની નાની ઠકરાતો આજ સુધી છે.[૩] આ બધી રાજસત્તાઓએ મુસલમાનો સામે લડવામાં પાછી પાની કરી નથી. પણ સંપ અને સંઘશક્તિ એ ગુણો ભિન્ન ભિન્ન રજપૂત કુળોમાં મૂળથી જ ન હોવાથી વિદેશી સત્તા આગળ એમનું ચાલ્યું નથી. આ કારણથી એમણે નમતું આપીને પોતાનું અસ્તિત્વ આજ સુધી જાળવ્યું છે. આમ છતાં લગભગ ચારસો વર્ષની મુસલમાન સાર્વભૌમ સત્તાને તરવારના બળે

---

૧. ખાંટ જાતના કોળીઓ બહુ બળવાન હતા. આશો ભીલ ખાંટ જાતનો હતો. ભીલોની સત્તાનો ખ્યાલ રાસમાળામાંથી આવે છે. આજે પણ ગૂજરાત–કાઠિયાવાડમાં ભીલ ઠાકોરો છે. જુઓ કાઠિયાવાડ સર્વસંગ્રહ ઠકરાતોની યાદી. રાસમાળા પૃ. ૩૫૭ માં આહો ને ફતો બે ભીલ નાયકો બહુ બળવાન હતા એમ કહે છે.

૨. જુઓ એ જ યાદી. કામળિયા આહીરોની કેટલીક ઠકરાતો કાઠિયાવાડમાં આજે પણ છે.

૩. માણસાના ઠાકોર ચાવડા છે. જુઓ ગૂજરાત રાજસ્થાન, પૃ. ૧૧૮ કાઠિયાવાડમાં એક ચાવડા ઠકરાત છે.

જ એમની પાસેથી ખંડણી વસૂલ કરવી પડી છે, અને જરા તક મળતાં એમણે માથું ઊંચું કરી સ્વતંત્ર થવાના યત્નો કર્યા છે. પરંતુ શોકની વાત એ છે કે ઉપર કહ્યું તેમ સંઘશક્તિની મૂળથી જ ખામી હોવાને લીધે એવી તક મળતાં એમણે અંદર અંદર પણ લડીને એક બીજાના મુલક દબાવવાના યત્નો કર્યા છે અને આમ એકબીજાને નબળા બનાવ્યા છે.[1] આ લોકોનો ઇતિહાસ મોટે ભાગે ભાટચારણો અને વહીવંચાઓએ જાળવી રાખ્યો છે. એટલે તેમાં ઐતિહાસિક તત્ત્વ કરતાં ચમત્કાર અને અતિશયોક્તિનું તત્ત્વ જરા વધારે છે. ઐતિહાસિક તત્ત્વમાં મુખ્ય વાત એ જ કે આજ સુધી એમનું અસ્તિત્વ છે.

## નાનાં રજપૂત રાજ્યો

મહમૂદ ગીઝનીને પહેલું સોલંકીઓ સાથે લડવું પડ્યું. પણ એને કોઈની સત્તા છીનવી લેવાનો સમય મળ્યો નથી. ગૂજરાતમાં સુલતાન અલ્લાઉદ્દીન ખીલજીના વખતથી ખરી મુસલમાન સત્તા થઈ, અને ગૂજરાતની સાર્વભૌમ સોલંકી (વાઘેલા) સત્તાનો નાશ થયો. સોલંકીઓના કેટલાક વંશજોએ ગૂજરાતમાં જુદી જુદી જગાએ સત્તા જમાવી મુસલમાન સાર્વભૌમ સત્તા કબૂલ રાખી અને તેઓ આજ સુધી કાયમ છે. સુરત જિલ્લામાં વાંસદાના રાજા સોલંકી છે. ખરી રીતે પોતાને સોલંકી કહેવડાવનારા બધા વાઘેલા વંશના ફાંટા છે અને વાઘેલા પોતે અસલ સોલંકી જ છે.[2] આજે સાણંદ

---

૧. આવા દાખલા ગૂજરાત અને રજપૂતાનાના ઇતિહાસમાં અસંખ્ય છે. ગૂજરાત–કાઠિયાવાડમાં આવા દાખલાઓ રાસમાળા અને ગૂજરાત–રાજસ્થાનનાં પાનાંઓમાં ઘણા ભરેલા છે.

૨. રાસમાળા, ગુ. ભા. ૧. પૃ. ૩૫૪ વાઘેલ ખંડ માટે જુઓ. રૂપનગરના ઠાકોરનું કુટુંબ, સિદ્ધરાજનો લડાઈનો શંખ એમની પાસે છે એવો દાવો કરે છે. સોલંકીઓમાં કેટલાકે કોળીઓ સાથે વહેવાર બાંધ્યાનું પણ કહેવાય છે. જુઓ પૃ. ૩૫૫.

અને લીંબોદરાના ઠાકોર પોતાને અસલ વાઘેલાની મુખ્ય શાખાના માને છે. પેથાપુરના ઠાકોર પણ વાઘેલા છે. આમ ગૂજરાતની છેલ્લી હિંદુ સાર્વભૌમ સત્તાના વંશજોનું કોઈ મોટું રાજ્ય નથી રહ્યું તેમ જ કાઠિયાવાડના ઝાલા, ગોહિલ અને જાડેજાઓની પેઠે કોઈ મોટો જથ્થો પણ નથી રહ્યો, પણ છૂટા નાના તાલુકા માત્ર રહ્યા છે.

### વાળા, વાજા અને ચુડાસમા આજે નથી

એ જ પ્રમાણે કાઠિયાવાડમાં ચુડાસમા, જેઠવા, વાજા[૧] અને વાળા તથા સરવૈયા એક વખતે મોટી સત્તામાં હતા અને પાટણમાં સોલંકીઓની સત્તા જામતાં પહેલાંના કેટલાક કાઠિયાવાડમાં આવેલા હતા, પણ એમનાં કોઈ નાનાં મોટાં રાજ્ય આજે ટકેલાં નથી. માત્ર જેઠવાઓનું[૨] રાજ્ય પોરબંદરમાં રહેલું છે. ચુડાસમા એક વખત અસલ સોરઠમાં—જૂનાગઢમાં ખૂબ બળવાન હતા અને એમણે લાંબો સમય રાજ્ય પણ કર્યું; પરંતુ સુલતાન મહમૂદ બેગડાએ જૂનાગઢ જીત્યા પછી એમનું સ્વતંત્ર સંસ્થાન રહ્યું નથી. એ જ પ્રમાણે ગૂજરાત અને માળવામાં એક વખત બળવાન ગણાતી પરમારોની જાતનું પણ કોઈ મોટું રાજ્ય ગૂજરાતમાં રહ્યું નથી. માત્ર નાની ઠકરાતો રહી છે.[૩] સુલતાન અલ્લાઉદ્દીનના વખતમાં ઉલુઘખાનની સોમનાથ

---

૧. વાજાને વજા પણ કહે છે. વજાના મુખ્ય પુરુષે ગીરની દક્ષિણે રાવળ નદી ઉપર વેજલકોટ વસાવ્યું. એ લોકો હાલ ભાવનગરમાં નાના જમીનદાર છે એમ કા. ગૅઝેટિયર પૃ. ૧૧૧ માં કહે છે.

૨. જેઠવાઓનું મૂળ જણાયું નથી, પણ એ કોઈ રજપૂતની જ્યેષ્ઠ શાખાના હોય એમ જણાય છે. બીજા રજપૂતોમાં ભાયાતો સ્વતંત્ર થયાના ઘણા દાખલા છે, પણ જેઠવામાં તેવું નથી અને એ લોકો બધા જ પોરબંદરના રાણાને મુખ્ય જ્યેષ્ઠ ગણીને તેની આણ માને છે. જેઠવા નામનું કારણ આ પણ કદાચ હોય.

૩. પરમારો તળ ગૂજરાતમાં મોટી સત્તામાં જોવામાં આવતા નથી. તળ ગૂજરાતમાં-છેક સરહદ ઉપર દાંતાનું રાજ્ય અને સૂંથનું રાજ્ય પરમારનું છે

ઉપરની ચડાઈમાં મુસલમાનો સામે, વાળા, વાજા, જેઠવા અને ચુડાસમા એટલા થયા હતા એમ કાન્હડદે પ્રબંધ કહે છે.

## કાઠીઓ અને કાઠિયાવાડ નામ

કાઠીઓ પણ આ મધ્યકાલીન યુગમાં સિંધુ બાજૂથી સૌરાષ્ટ્રમાં આવ્યા હતા. વાળા રજપૂતોની એક શાખાએ કાઠીઓ જોડે રોટી અને બેટી વહેવાર કરવાથી વાળામાંથી એક શાખા જુદી થઈ અને મિશ્ર એ વંશના કાઠીઓ પણ સૂર્યપૂજક હોવાથી થાનમાં પોતાની રાજધાની કરીને ત્યાં સૂર્યમંદિર બંધાવ્યું.[1] આ કાઠી રાજ્યોનો જથો સૌરાષ્ટ્રની મધ્યમાં છે, અને એમણે સૌરાષ્ટ્રના દ્વીપકલ્પને કાઠિયાવાડ નામ આપ્યું છે. પરંતુ એ નામ કાઠીઓના આગમન જેટલું પ્રાચીન નથી. કાઠિયાવાડ નામ તો મરાઠાઓની સત્તા ગૂજરાતમાં થઈ તે સમયનું એટલે અર્વાચીન છે. તે પહેલાં સૌરાષ્ટ્રના મધ્યના એક નાના ભાગને જ માત્ર કાઠિયાવાડ કહેતા. મરાઠાઓની ચડાઈ વખતે સૌરાષ્ટ્રમાં દર વર્ષે કાઠીઓનો સામનો

---

અને કાઠિયાવાડમાં મૂળી પરમારનું છે. સોલંકી, ચૌહાણ વગેરેની પેઠે એ લોકોમાં પણ કોળીની કન્યા પરણવામાં આવેલી. કોળીમાં પરમાર અટક છે. કાઠિયાવાડ ગૅઝેટિયર કહે છે કે સિંધમાં પારકરમાંથી બે હજાર સોઢા પરમારો દુકાળને લીધે સાયલામાં આવીને વસ્યા, તેમાંથી આજ માત્ર મૂળી તેમના હાથમાં છે.

૧. કાઠીઓ પોતાને મહાભારત સમયના કહે છે. તે ખરું હોય કે ન હોય, પણ સૌરાષ્ટ્રમાં એ લોકો સિંધમાંથી કચ્છમાં આવીને પછી વસ્યા. એ લોકોનું ખરું મૂળ નક્કી થયું નથી. એ લોકો ઢાંક ગામના રાજા ધનવાળા પાસે આવતાં ઉમરા કાઠીની પુત્રી ઉમરાબાઈનું સ્વરૂપ જોઈ ધનવાળાએ એની માગણી કરી અને એ બેનાં લગ્ન થતાં ધનવાળો કાઠીમાં ભળી ગયો. ધનને ઉમરાબાઈથી વાળા, ખુમાણ અને ખાચર એમ ત્રણ પુત્રો થયા. તેમના વંશજો એ નામથી આજે ઓળખાય છે અને કાઠીઓમાં ઊંચા છે. એ લોકો ઠરીઠામ થતાં પહેલાં ઢોર ચારવાનો ને લૂંટનો ધંધો કરતા. કા. ગૅઝેટિયર, પૃ. ૧૨૨ ૨૪ રાસમાળા ગુ. ભા. પૃ. ૩૫૮.

મજબૂત રીતે થતો તેથી મરાઠાઓએ જ સૌરાષ્ટ્રનું નામ કાઠિયાવાડ આપ્યું. એટલે આખા સૌરાષ્ટ્ર દ્વીપકલ્પને માટે કાઠિયાવાડ નામ માત્ર દોઢસો વર્ષ જ જૂનું કહી શકાય. વાળા રજપૂતો વાલાક-વળા અને તળાજામાં એક વખત સત્તામાં હતા. ચૌદમી સદીની શરૂઆતમાં એભલવાળાનું નામ એક રોમાંચકથાનો વિષય થઈ પડ્યું હતું.[1]

## એભલવાળો

આ એભલવાળાના વખતમાં વળાના એક માઢ જાતના મામડિયા નામના ચારણને સાત દીકરીઓ હતી. એમાંથી મોટી દીકરી પગે ખોડી હોવાથી એનું નામ ખોડિયાર હતું અને એ બધી બહેનો

## ખોડિયાર માતા

શક્તિ રૂપ મનાતી; તેમાં ખોડિયાર સૌથી બળવાન હતી. ખોડિયારનાં મંદિર ઘણી જગાએ છે. ખોડિયાર માતાનું માહાત્મ્ય ઘણું મનાય છે અને ગોહિલ રજપૂતોની એ કુળદેવી મનાય છે. ખોડિયારની બીજી બહેન આવડનું મંદિર કાઠિયાવાડમાં મામસી ગામમાં છે.[2] એ જ

---

૧. રાસમાળા ગુ. ભા. ૩૫૪-૩૮૫, બધી ચારણોની વાતો આપેલી છે. ખોડિયારનો પિતા મામડિયો ચારણ એભલવાળાના કામ માટે નીચે પ્રમાણે ઝૂલણા છંદ લખે છે:- રાસમાળા પૃ. ૩૮૫ ગુ. ભા.

પ્રથમ મેહ વાળીઓ, ક્રોડ ટાળ્યો પછે, વાળો સતવાદિયા જેત્રવાદી;
તખત ભૂરાં શિરે શિરોમણ તળાજુ ગાદીમાં શિરામણ વળે ગાદી. ૧
ક્રોડ પરણાવતલ, દીહ એકે કન્યા, ભયંકર ભાંજતલ શેર ભેભો;
શાપ ઉતારલ નેહડી સાંઇરો, અણારો આપતલ શિશ એભો. ૨
પોતરો સૂરરો, સૂરજેશો પિતા, મોજ મહેરાણ હિંદુવાણ માઝા;
વસારો ઉવસણ ઉત્રસણ વસાવણ, શંકરો માળવો ધર્મ રાજા. ૩

એભલને માટે કાંઈ કાંઈ ચમત્કારિક વાતો લખેલી છે.

૨ રાસમાળા ગુ. ભા પૃ. ૩૮૨. આ પ્રમાણે કોઈ કોઈ સ્ત્રીઓમાં કોઈ અપૂર્વ શક્તિ જણાતાં એની માતા તરીકે પૂજા થાય છે એવા દાખલા ગૂજરાત-કાઠિયાવાડમાં કેટલાક મળી આવે છે.

સમયમાં વળાના કાયસ્થોના ગોર વાલમ બ્રાહ્મણો સાથે તેમના યજમાન કાયસ્થો અને એભલને કજિયો થયો તેથી વાલમ (વાલભ ?) બ્રાહ્મણોએ કાયસ્થોનું ગોરપદું છોડ્યું અને વળા ગામ પણ છોડ્યું; અને એમનો પક્ષ લઈને ધંધુકાના ધનમેર કોળી અને ગોહિલોએ એભલને માર્યો. એના મરણ પછી રાણજી ગોહિલે વળામાં પોતાની ગાદી સ્થાપી.[1]

## ઝાલા

સોલંકીઓની સત્તાના અંત સમયથી આજ સુધી કાઠિયાવાડના ઈશાન ભાગમાં ઝાલા રજપૂતોનાં સંસ્થાનો આવેલાં છે. આ ઝાલાઓ કચ્છના હરપાલ નામના મકવાણાના વંશમાંથી થયા છે એમ કહેવાય છે અને છેલ્લો વાઘેલો રાજા કર્ણદેવ અને હરપાલ મસિયાઈ ભાઈઓ થતા હતા એમ કહેવાય છે. હરપાલની સ્ત્રી દૈવી શક્તિવાળી હતી અને એણે ચમત્કારિક રીતે હાથ લાંબો કરી હાથીના સપાટામાંથી પોતાના છોકરાને ઝાલીને બચાવ્યો તેથી ઝાલા કહેવાયા એમ કહે છે.[2] આમ ઝાલવું શબ્દ ઉપરથી ઝાલાના વંશની ઉત્પત્તિ કાઢવી એ ચારણી કથાની કલ્પનાયુક્ત યોજનાનો એક ઉત્તમ નમૂનો છે. ખરી રીતે ઝાલા નામ પડવાનું કારણ મળતું નથી. આ ઝાલાઓનું રાજ્ય એ સમયથી, મુસલમાન સત્તાઓનો સામનો કરતું અને પાછું નમતું આજ સુધી કાયમ છે, અને કાઠિયાવાડના એ ભાગને આજે ઝાલાવાડ કહે છે. ઝાલાવાડમાં એમનાં નાનાં મોટાં મળીને લગભગ બેંતાલીસ રાજ્યો છે અને એમાં ધ્રાંગધ્રા, વાંકાનેર, લીમડી, વઢવાણ

---

૧. એ જ પૃ. ૩૮૨-૮૩.

૨. ઝાલાઓની ઉત્પત્તિ અને તેની અદ્ભુત કથાઓ રાસમાળા ગુ. ભા. ૧. પૃ. ૩૫૯-૬૭ માં આપી છે. ઝાલી રાખવાથી ઝાલા એ કલ્પિત જ લાગે છે. "સોઢો, માંગો ને શેખડો, લ બે કર ઝાલી લિયા; એ આગે શક્તિ આપણી, કુંવર સામ ઝ.લા દિયા." આમ ત્રણ કુંવરને ઝાલી લેવાથી ઝાલા થયા.

અને લખતર મુખ્ય છે[1]

## ગોહિલો

હવે ગોહિલ રજપૂતો જેમણે ગૂજરાત કાઠિયાવાડમાં સારી સત્તા આજ સુધી જાળવી રાખી છે તેમનું જરા વિગતથી વર્ણન કરીએ. કાઠિયાવાડના ગોહિલો અસલ મારવાડના પશ્ચિમ ભાગમાં આવેલા ખેડગઢમાં રાજ્ય કરતા હતા. ત્યાં એમના ઉપર રાઠોડોએ ચડાઈ કરવાનો વિચાર કરી એમને એમના પાડોશી ડાભીઓની સાથે લડાવી માર્યા. આ લડાઈમાં બન્ને નબળા પડ્યા એટલે રાઠોડોએ એમને નસાડી મૂક્યા, અને ઉચાળા ભરીને એ લોકો કાઠિયાવાડમાં જૂનાગઢના રા' પાસે આવ્યા. એમનો સરદાર સેજક ગોહિલ હતો અને એની રાણી ડાભીની પુત્રી હતી. સેજક પોતાની સાથે પોતાના મંત્રી રાજપાળ અમીપાળ શાહ અને પુરોહિત ગંગારામ વલ્લભરામને પણ લાવ્યો હતો.[2] ચારણોનો અહેવાલ કહે છે કે આ પુરોહિતના વંશજો આજ સુધી શીહોરમાં છે.

## ભાવનગર, લાઠી અને પાલીતાણાના રાજાઓનું મૂળ

જૂનાગઢના રા'એ સેજકજીને નોકરીમાં રાખીને રાજ્યની પૂર્વ બાજૂએ સાવર સાથે અગિયાર ગામ આપીને ખાંટ કોળીઓથી દેશનું રક્ષણ કરવાનું કામ સોંપ્યું. વખત જતાં સેજકજીએ પોતાની પુત્રી વાલમકુંવરને રા'ના પુત્રને પરણાવી અને આમ ગોહિલો અને ચુડાસમાઓનો સંબંધ પાકો થયો. સેજકજીએ સાવરની પાસે

---

૧. ઝાલાનાં નાનાં સંસ્થાનો ઘણાં છે. તે માટે ગૂજરાત, રાજસ્થાન અને કાઠિયાવાડ સત્તસંગ્રહના યાદી જુઓ.

૨. જુઓ. રાસમાળા ગુ. ભા. ૧, પૃ. ૩૭૪-૭૫. કાઠિયાવાડ ગૅઝેટિયર પૃ. ૧૧૪. રાસમાળામાં ડાભીઓ અને સેજકજીના માણસોની લડાઈનું તથા જૂનાગઢ આવ્યા પછી સેજકજીએ પોતાની પુત્રી ચુડાસમાના કુંવરને કેવી રીતે પરણાવી તેનું વિગતવાર વર્ણન આપ્યું છે. ગોહિલો પોતાના ઇષ્ટદેવ મુરલીધરને સાથે લાવ્યા હતા એમ કહે છે.

સેજકપુર વસાવ્યું. સેજકને રાણજી, સારંગજી, અને શાહાજી નામે ત્રણ પુત્રો હતા. હવે આ લોકોને જૂનાગઢ તરફથી વધારે ગામો પણ મળ્યાં હતાં. રાણજી મોટો હોવાથી એને સેજકજીની જાગીરને મોટો ભાગ મળ્યો અને ભાવનગરના રાજકુટુંબને એ મૂળ પુરુષ થયો. આજે ભાવનગરનું રાજ્ય કાઠિયાવાડમાં પહેલી પંક્તિનું અને સૌથી આબાદ છે. લાઠી કે જ્યાં ગૂજરાતના પ્રસિદ્ધ કવિ કલાપી થયા છે, તે સારંગજીના વંશના છે; અને પાલીતાણાના ઠાકોરો શાહાજીના વંશના છે.[1]

## મોખડાજી ગોહિલ

રાણાજી બહુ પરાક્રમી હતો. એણે રાણપુર વસાવ્યું એમ કહેવાય છે. એનો પૂત્ર મોખડાજી ગોહિલ ભારે પરાક્રમી થયો અને એણે આસપાસના મુલક ઉપરાંત ખંભાતના અખાતમાં આવેલો પીરમ બેટ જીતી લીધો. આગળ જોયું તેમ એભલવાળાએ વાલમ બ્રાહ્મણોને તેમના યજમાન કાયસ્થોના કહેવાથી દુઃખ દીધેલું, તેનું બહાનું કાઢી, રાણજીએ ધનમેર કોળીની સહાયથી એભલવાળાને હરાવીને માર્યો અને વાળાઓની સત્તા તે વખતથી ગઈ.[2] એ લોકોનો તળાજા શત્રુંજય વગેરેનો મુલક પણ હવે ગોહિલોના હાથમાં આવ્યો હતો. ઘોઘા પણ મોખડાજીએ લીધું. એ વખતે ઘોઘા ગૂજરાતનું અગત્યનું બંદર હતું. રાસમાળાના લેખક ફોર્બ્સ સાહેબે ગઈ સદીના મધ્યમાં ઘોઘામાં મોખડાજીના સમયના અવશેષો જોયા હતા. પીરમનો બેટ ખંભાતના અખાતમાં ઘોઘાથી ચાર માઈલ છે, ત્યાં મોખડાજીએ

૧. કાઠિયાવાડ ગેઝેટિયર પૃ. ૧૧૪.

૨. રાસમાળા ગુ. ભા. ૧, પૃ. ૩૮૮ એમ કહેવાય છે કે એભલ પોતાના ઇષ્ટદેવ સૂર્યની પૂજા કરતો હતો તે વખતે મરાયો. એમ પણ કહેવાય છે કે સૂર્યે એના કહેવા પ્રમાણે કર્યું નહિ અને બચ્યો નહિ. તેથી વળાના ખંડેરમાં એનો પાળિયો છે તે સવાર સાંજ સૂર્ય તરફ પૂંઠ ફેરવે છે. આમાં કેટલું સત્ય છે તેની ખબર નથી.

કિલ્લો બાંધ્યો હતો અને તેમાં રહી એ ખંભાતના અખાતમાં આવતાં જતાં વેપારીઓનાં વહાણો લૂંટતો અને તેમની પાસે ખંડણી વસૂલ કરતો. પીરમનો ટાપુ એણે બારિયા કોળીઓ પાસેથી જીતી લીધો હતો.[૧]

## મોખડાજીની મુહમ્મદ તઘલખ સાથે લડાઈ

એમ કહેવાય છે કે એક વખત દિલ્હીના એક મોટા વેપારીનાં સુવર્ણરજ ભરેલાં ચૌદ વહાણ મોખડાજીએ લૂંટયાં. પ્રથમ એણે એ વહાણોનું રક્ષણ કરવાનું સમુદ્રની સાક્ષી રાખીને વચન આપેલું તે તોડયું.[૨] વેપારી સુલતાન મુહમ્મદ તઘલખને આ બાબત ફરિયાદ કરતાં એણે ગૂજરાત–કાઠિયાવાડના પોતાના નિવાસ વખતે મોખડાજી ઉપર ચડાઈ કરી. લડાઈ લાંબો સમય ચાલી અને બન્ને પક્ષની મોટી ખુવારી છતાં કાંઈ પરિણામ આવ્યું નહિ, કારણ કે મોખડાજી લડાઈ કરી પીરમ ટાપુમાં ભરાઈ જતો તેથી મુસલમાન લશ્કર તેને હરાવી શક્યું નહિ. આખરે એક વખત મોખડાજી પીરમથી ઘોઘા આવ્યો અને લડતે લડતે બાદશાહી લશ્કરને હાથે મરાયો. ઘોઘાના દરવાજા આગળ એ મરણ પામ્યો.[૩] મોખડાજીનું નામ પીરમના ટાપુની સાથે ગૂજરાતની રોમાંચકથામાં હમેશને માટે અમર થયું છે. આજે પણ એના પાળિયે હિંદુઓ અફીણની કાંકરી મૂકે છે.

---

૧. રાસમાળા ગુ. ભા. ૧, પૃ. ૩૮૯–૯૧.

૨. એ જ પૃ. ૩૯૦–૯૧. ખરું કારણ એમ હોય કે મોખડાજીની ચાંચિયાગીરી ખૂબ વધી જવાથી ખંભાતના અખાતનો વહાણોનો વ્યવહાર ભયમાં આવી ગયો હોય અને તેથી ખંભાત મુહમ્મદ તઘલખને તાબે હોવાથી અને ત્યાં ઘણા મુસલમાન વેપારીઓ હોવાથી એણે મોખડાજી ઉપર ચડાઈ કરી હોય.

૩. એ જ પૃ. ૩૯૧–૯૨. એમ કહે છે કે મોખડાજીનું માથું 'મારો' 'મારો' બોલ્યા કરતું હતું અને ધડ તલવાર લઈ લડયા કરતું હતું અને ધડે ઘણો સંહાર વાળ્યો તેથી છેવટે ગળીનો દોરો આડો નાખ્યો ત્યારે ધડ પડ્યું. આ ચારણી કલ્પના જ છે.

અને પીરમ આગળથી જતા ખારવા મોખડાજીને નામે સમુદ્રમાં થોડું ખાવાનું નાંખે છે.[1]

આમ કાઠિયાવાડના ગોહિલ વંશમાં મોખડાજી સૌથી નામાંકિત થઈ ગયો છે. મોખડાજીને બે રાણીઓ હતી : એક રાજપીપળાના પરમારની પુત્રી અને બીજી પાલીતાણા પાસે હાથસણીના સરવૈયા રજપૂતની પુત્રી. રાજપીપળાની કુંવરીને સમરસિંહ નામે પુત્ર અને સરવૈયાની પુત્રીને ડુંગરસિંહ નામે પુત્ર હતા. ડુંગરસિંહ ગોહેલવાડમાં જ રહ્યા; અને તઘલખશાહના ગયા પછી ત્યાં ફરી સત્તા જમાવી. સમરસિંહ પોતાને મોસાળ રાજપીપળામાં જઈને અર્જુનસિંહ નામ ધારણ કરી ત્યાંની ગાદીએ બેઠા. રાજપીપળાના હાલના રાજાઓ મોખડાજી ગોહિલના વંશના છે.[2]

## જાડેજા

આજે કાઠિયાવાડનો વાયવ્ય ભાગ મોટે ભાગે જાડેજા રજપૂતોથી વસેલો છે અને તેમનાં નાનાં મોટાં રાજ્યો ત્યાં છે. આ જાડેજાઓ સિંધમાં એક સમ્મા જાતિમાંથી આવેલા છે અને એ જાતિ યાદવાસ્થળીમાંથી ચાર જાદવો બચ્યા હતા તેમના વંશમાંથી

---

૧. એ જ પૃ. ૩૯૨.

૨. ગૂજરાત રાજસ્થાન પૃ. ૧૫૭. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી એમના મધ્ય-કાલીન ઇતિહાસ ભા. ૨, પૃ. ૩૨૦–૨૧ માં લખે છે કે સિદ્ધરાજના સમયમાં ગુહિલકુલનો સાહારનો પુત્ર સહજીક જે એનો અંગરક્ષક હતો તે સૌરાષ્ટ્રનો સૂબો નિમાયો હતો. માંગરોળની સોઢલીવાવના લેખમાં આ હકીકત મળે છે. એને મૂલુક અને સોમ નામે પુત્રો હતા. મૂલુક પણ દંડનાયક થયો હતો. કાઠિયાવાડના ગુહિલો આ મૂલુકના વંશજો છે એમ શાસ્ત્રીજી લખે છે, પણ રાસમાળાના સેજકજી, મોખડાજી વગેરેના વંશના નથી એમ સિદ્ધ કરવા માટે કાંઈ લખ્યું નથી, તેમ તેનો ઉલ્લેખ પણ નથી. લેખથી સહજીક અને મૂલુક ગોહિલ વંશના હતા અને દંડનાયક હતા એટલું સિદ્ધ થાય છે. ગોહિલની ઉત્પત્તિ માટે ઘણો મતભેદ છે.

વધેલી છે એમ દંતકથા છે. એમ કહેવાય છે કે ઈ. સ. ૧૩૧૩માં બહમણી સમ્માએ એક ટોળું લઈને કાઠિયાવાડમાં ઘૂમલી ઉપર હુમલો કરી જેઠવાઓ પાસેથી એ ગામ લઈ લીધું, પણ ત્યાં જાથુ રહી શક્યો નહિ. જાડેજા લાખા ફુલાણીએ ઈ. સ. ૧૩૨૦માં સિંધમાંથી કચ્છ ઉપર ચડાઈ કરીને કચ્છમાં જાડેજાઓની સત્તા જમાવી એમ કહેવાય છે. જાડેજાઓનો આ પછીનો ઇતિહાસ ગૂજરાતના સુલતાનોના સમયનો હોવાથી અહીં તે અસ્થાને છે. આજે હાલાર પ્રાંત જાડેજાઓનો છે અને કચ્છ આખું જાડેજાઓનું છે. કાઠિયાવાડમાં જામનગર, મોરબી, રાજકોટ અને ગોંડલ એ મોટાં જાડેજાઓનાં રાજ્યો છે.[1] કચ્છ માટે આગળ લખીશું.

## ઈડર અને રાઠોડો

ગૂજરાતના ઈશાન ખૂણામાં સાબરમતી અને હાથમતીના પ્રદેશમાં આજે ઘણી નાની ઠકરાતો છે અને તે મહીકાંઠાનાં સંસ્થાનો કહેવાય છે. તેમાં ઈડરનું રાજ્ય સૌથી મોટું છે. ઈડરના પુરાતન રાજકર્તાઓ માટે કાંઈ કાંઈ દંતકથાઓ ચાલે છે. પહેલાં ઐલવણ અને વાતાપી રાક્ષસોની દંતકથા[2] અને તે પછી વેણી વચ્છરાજ અને તેની નાગજાતિની રાણીની દંતકથાઓ ઈડરને માટે ચારણોએ કહેલી છે. વેણી વચ્છરાજ અને એની નાગરાણી તારણ માતાના ડુંગર–તારંગાના વિવરમાંથી પાતાળમાં ગયા એમ દંતકથા કહે છે. આથી માત્ર પ્રાગૈતિહાસિક કાળમાં આખા ગૂજરાતની પેઠે ઈડરના મુલકમાં પણ અસુરો ને નાગજાતિનો વસવાટ હોય એથી વધારે કાંઈ સિદ્ધ થતું નથી.[3] તે પછી પણ ગૂજરાતના બીજા ભાગની પેઠે

---

૧. કાઠિયાવાડ ગૅઝેટિયર પૃ. ૧૧૧–૧૧૨. લાખા ફુલાણીનો ભત્રીજો પુનરવો મરણ પામ્યા પછી તેની વિધવાએ સિંધથી જાડાના કુંવર લાખાને ગાદી માટે બોલાવ્યો. એ જાડાના નામ ઉપરથી સમ્માઓ પોતાને જાડેજા કહેવડાવે છે.

૨. આ વાતાપીને અગસ્ત્યે માર્યાનું કહેવાય છે.

૩. ગૂજરાતમાં અસુરો અને નાગજાતિને માટે આગળ વર્ણન કરી ગયા.

કોળી લોકોનું ત્યાં રાજ્ય હતું. તે પછી મેવાડના ગુહિલોના મૂળપુરુષ ગુહાદિત્યના વંશનું રાજ્ય થયું, અને ગુહાદિત્યથી આઠમા નાગાદિત્યને મારી ભીલ લોકોએ ફરી રાજ્ય લઈ લીધું. એનો પુત્ર બાપો રાવળ મેવાડના ગુહિલ વંશના સ્થાપક થયા.[1] આજે તળ ગૂજરાતમાં સુરત બાજૂ ધરમપુરનું રાજ્ય મેવાડના ગુહિલોના વંશનો એક ફાંટો છે એમ કહે છે.[2]

### રાય રણમલજી

પ્રતિહારોની સત્તા થોડો સમય થયા પછી પાછી કોળી લોકોની સત્તા થઈ. રાઠોડોએ ઈડર લીધું તે પહેલાં હાથીસોડનો પુત્ર સામળિયો સોડ ઈડરમાં રાજ્ય કરતો હતો અને પ્રજાને રંજાડતો હતો એમ કહેવાય છે. આ વખતે મારવાડમાં રાઠોડોએ મોટી સત્તા જમાવી હતી. તેમાંથી બે રાઠોડ રાજપુત્રો ગૂજરાત કાઠિયાવાડમાં સાહસ ખેડવા નીકળી પડયા; અને તેમાંના એક સોનંગજીએ ઈડરના નાગર પ્રધાનની મદદથી સામળિયા સોડને હરાવીને માર્યો અને ત્યાં રાઠોડની ગાદીની સ્થાપના કરી. સોનંગજીનો એહમલજી, તેનો ધવલમલ, તેનો લુણકરણ અને તેનો ખરહતજી

---

૧. મેવાડના ગુહિલો વલભીના શિલાદિત્યના વંશના છે એવી દંતકથા રાસમાળામાં આપી છે. એ લોકોનો મૂળ નાગર જાતિનો હતો એમ પણ મનાય છે. રજપુતાનાના મહાન ઇતિહાસ લેખક ઓઝાજી એ લોકોને સૂર્યવંશી રજપૂત માને છે. આ બાબત વિદ્વાનોમાં બહુ મતભેદ છે અને એનું હજી કાંઈ સંતોષકારક નિરાકરણ થયું નથી. બન્ને પક્ષો તરફથી ઉત્કીર્ણ લેખોના પુરાવાઓ મળેલા છે છતાં આ બાબતમાં આખર નિર્ણય નથી થયો. ભાવનગરના શ્રી. માનશંકર મહેતાએ આ બાબતમાં "મેવાડના ગુહિલો" નામે નિબંધ લખ્યો છે તેમાં બધા મતની ચર્ચા કર્યા પછી નાગર બ્રાહ્મણમાંથી ઉત્પત્તિ થયાનું માન્ય રાખ્યું છે. આ મતભેદો અને ચર્ચામાં ઊતરવાનું આ સ્થાન યોગ્ય નથી તેથી તે ચર્ચા છોડી દીધી છે.

૨. ગૂજરાત રાજસ્થાન, પૃ. ૨૩૭.

એમ વંશ ચાલ્યો.[૧] ખરહતજીનો પુત્ર રણમલજી ઈડરનો ખાસ પ્રસિદ્ધ રાજા થયો છે અને ગૂજરાતમાં તઘલખ વંશના સૂબાઓ સાથે હમેશાં લડયો છે. ઈડરની રાજાઓએ મુસલમાન સૂબાઓ કે સુલતાનોને રાજીખુશીથી કદી ખંડણી આપી નથી. બળવાન મુસલમાન સત્તાના દબાણથી તેને ખંડણી ભરવી પડતી, પરંતુ સત્તા સહેજ નબળી પડતાં ખંડણી મળવી બંધ થતી. આમ ઈડરને વારે વારે યુદ્ધમાં ઊતરવું પડતું, અને ઈડરના કિલ્લાની દુર્ગમતાને લીધે તેને જીતવો મુશ્કેલ પડતો. આજે પણ ગૂજરાતમાં કોઈ મુશ્કેલ કામ પાર પડે તો 'ઈડરિયો ગઢ જીત્યો' એમ કહેવત ચાલે છે અને લગ્ન પછી વર પક્ષની સ્ત્રીઓ 'અમે ઈડરિયો ગઢ જીત્યો રે' એ પ્રમાણે ગાય છે.

### રણમલે ફીરોઝ તઘલખના સૂબાઓ સાથે લડાઈઓ કરી

રણમલજીનાં મુસલમાનો સાથેનાં યુદ્ધની હકીકત મુસલમાન તવારીખો ઉપરાંત કવિ શ્રીધરના રણમલ છંદ નામના એક પ્રાચીન ગૂજરાતી કાવ્યમાંથી પણ મળે છે. રાવ રણમલે બાદશાહી સૂબા ઝફરખાનના નાયબ શમ્સુદ્દીન અનવરખાન કે જેનું બીજું નામ અબુ રજા હતું તેને હરાવ્યાનું કહેવાય છે. તે પછી આગળના પ્રકરણમાં જોયું તેમ બાદશાહને ગૂજરાતની મહેસુલ ઉપરાંત વધારાની રકમ અને ઘોડા વગેરે આપવાનું વચન આપતા શમ્સુદ્દીન દામઘાનીના લશ્કરને પણ રણમલે હરાવ્યું એમ કહેવાય છે. રણમલ છંદમાં ખાસ તો મલીક મુફર્રહ સુલતાનીની સાથે મોટી લડાઈ થઈ તેમાં રાવ રણમલે બાદશાહી લશ્કરને હરાવ્યું તેનું વર્ણન છે. આ બનાવ ઈ. સ. ૧૩૯૦માં થયો એમ મનાય છે. આ લડાઈમાં ઈડરના રાવની મદદે હિંદુ રાજાઓ આવેલા એમાં સંભરનો રાજા સાંતલ માર્યો ગયો એવું પણ વર્ણન છે. મુસલમાન લશ્કરમાં બંગાળી યોદ્ધાઓ

---

૧. રાસમાળા ગુ. ભા. ૧, પૃ. ૩૯૩.

હોવાનો પણ ઉલ્લેખ છે.[1]

આ પ્રમાણે ગૂજરાતનાં મુખ્ય હિંદુ સંસ્થાનોની હકીકત ટૂંકામાં જોઈ. આ હકીકતનો મોટો ભાગ ભાટચારણોએ નોંધી રાખેલો છે એટલે તે શુદ્ધ ઇતિહાસ તો ન કહેવાય. પરંતુ એટલું તો સત્ય જ છે કે મુસલમાન સત્તા ગૂજરાતમાં શરૂ થઈ તે પહેલાંનાં આ રાજ્યો ચાલ્યાં આવે છે; અને આજ સુધી ત્રણ ત્રણ સત્તાઓ બદલાયા છતાં હિંદી ગૂજરાતના અવશેષો તરીકે ઊભાં રહ્યાં છે. એટલે એમના અસ્તિત્વની નોંધ સાંસ્કારિક ઇતિહાસ માટે બસ છે, અને બીજા ગુણદોષમાં ઊતરવાનું અહીં સ્થાન નથી.

## પાલણપુર રાજ્ય

અહીં એક નોંધ લેવી જોઈએ અને તે પાલણપુરનું મુસલમાન રાજ્ય. આ રાજ્યની ઉત્પત્તિ આ સમયમાં જ થઈ છે, જોકે તળ ગૂજરાતમાં તેમની સત્તા પાછળથી જામેલી છે. આગળ જોઈ ગયા તે પ્રમાણે અલ્લાઉદ્દીન ખીલજીએ ઝાલોરના ચૌહાણ કાન્હડદેવને હરાવ્યો. કાન્હડદેવ પછી પાંચ રાજા થયા અને પાંચમાં અખેરાજના

---

૧. કવિ શ્રીધરનો રણમલ છંદ એક વીરરસનું સુંદર કાવ્ય છે. શાસ્ત્રીજી કેશવરામ એમના 'કવિચરિત' ભાગ ૧ લામાં એ મતલબનું લખે છે કે મુસલમાન સૂબાઓનું લશ્કર અને બળ જોતાં એ લશ્કરના કોઈ ભાગ સાથે થયા હોય કે સૂબો નાની વાત સમજીને મોટા લશ્કર સાથે પોતે ન જતાં કોઈને મોકલ્યો હોય કે લશ્કર અસંતોષથી બરાબર ન લડ્યું હોય તેવાં કારણોથી આ વિજયો મળ્યા હોય. આ અનુમાન ખરું લાગે છે. મુસલમાન તવારીખોમાં આ યુદ્ધ ૧૩૯૪ માં ઝફરખાન–મુઝફ્ફરખાન સાથે થયાનું લખે છે; જ્યારે શ્રીધરના કાવ્યમાં લખેલા નામ મુજબ ઝફરખાન બીજો (બંગાળી) હોય એમ માનવું પડે. બંગાળી યોદ્ધાઓનો ઉલ્લેખ એ વાત સિદ્ધ કરે છે. જોકે મુજફ્ફરખાન ઝફરખાન સાથે તવારીખોના કહેવા પ્રમાણે વળી બીજું યુદ્ધ ન થયું હોય એમ માનવાને કારણ નથી. કારણ કે ખંડણી ન આપે ત્યારે ઈડર સાથે વારંવાર આવાં યુદ્ધો થયાં કર્યાં છે.

વખતમાં કવિ પદ્મનાભે કાન્હડદે પ્રબંધ રચ્યો. એમ કહેવાય છે કે ચૌદમી સદીની શરૂઆતમાં બિહારથી કોઈ શેરખાન નામે લોહાણી અફઘાન કાં તો મક્કે જતાં કે કાં તો સાહસ ખેડવા માટે મારવાડમાં આવી પહોંચ્યો અને ઝાલોરના ચૌહાણોની નોકરીમાં રહ્યો, અને સાથે પોતાનો પરિવાર પણ લાવ્યો હતો. ઈ. સ. ૧૩૯૨ ની લગભગમાં મારવાડના મંડોરના રાઠોડ રાજાની દાનત ઝાલોરના રાજ્ય ઉપર બગડી. એણે એ વખતના વિશલદેવ ચૌહાણને પોતાની બહેનનું માગું મોકલાવ્યું અને લગ્ન માટે તેડાવ્યો, અને એને દગો કરીને મારી નાંખ્યો. વિશલદેવની વિધવા રાણી પોપનબાઈએ મલીક ખુર્રમ નામના લોહાણી અફઘાનોના સરદારની મદદથી થોડો સમય રાજ્યવહીવટ કર્યો, પરંતુ રજપૂતો અને અફઘાનોને બન્યું નહિ, અને મલીક ખુર્રમે ઝાલોર શહેર અને સોનગીરનો કિલ્લો કબજે કરી પોતાની સત્તા જાહેર કરી.[1]

## હિંદનું સૌથી પ્રાચીન મુસલમાન રાજ્ય

આમ રજપુતાનાની મધ્યમાં જ એક મુસલમાન રાજ્યની સ્થાપના થઈ. ચૌહાણોનો કોઈ એવો પ્રતિભાશાળી કે સત્તાશીલ રાજવંશી ન રહેવા છતાં મલીક ખુર્રમને પોતાની સહીસલામતી બરોબર લાગતી નહોતી, તેથી તેણે ગૂજરાતના સૂબા ઝફરખાનને વિનંતી કરી કે અલ્લાઉદ્દીને ઝાલોર સર કરેલું તે પાછું પોતે મુસલમાન સત્તા નીચે આણ્યું છે, અને બાદશાહે એને મંજૂર રાખી એને કાયમ કરવો જોઈએ. ઝફરખાનની મદદથી દિલ્હીથી એને બાદશાહી ફરમાન ઈ. સ. ૧૩૯૪માં મળ્યું અને ઝાલોર એના વંશની સત્તામાં ત્રણસો વર્ષ રહ્યું. ઈ. સ. ૧૩૯૯ માં તૈમુરની ચડાઈ પછી દિલ્હીની સાર્વભૌમ સત્તા નરમ પડી તે વખતે ઝાલોરે થોડી સ્વતંત્રતા પણ

---

૧. ગૂજરાત રાજસ્થાન પૃ. ૬૦. પ્રો. કોમીસેરિયેટનો અંગ્રેજી ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૫૦–૫૧.

ભોગવી હતી, પણ ગૂજરાતના સુલતાનનો અને પાછળથી મોગલોની સત્તા હમેશાં એમણે કબૂલ રાખી છે. મોગલ સમયમાં જોધપુરના રાઠોડોએ ઝાલોર લઈ લીધા પછી એ લોકોએ પાલણપુરમાં ગાદી સ્થાપી.[૧]



૧. પ્રો. કોમીસેરિયેટનો ઇતિહાસ, પૃ. ૫૧–૫૨. પ્રો. કોમીસેરિયેટ માને છે કે પાંચસો વર્ષથી આજ સુધી અસ્ખલિત રાજ્ય કરવા માટે હિંદનાં આજનાં મુસલમાન રાજ્યોમાં સૌથી પ્રાચીનમાં પાલણપુરની ગણત્રી થાય. મોગલાઈ પહેલાંની સ્વતંત્ર સલ્તનતોના વંશ કે મોગલાઈના વંશનાં ખાસ રાજ્યો જણાતાં નથી. જે છે તે મોગલાઈના અંતસમયમાં થયેલાં છે તે જોતાં આ માન્યતા ખરી છે. ગૂજરાતમાં પણ ખંભાત, જૂનાગઢ, રાધનપુર તથા બહારનાં નિઝામ વગેરે રાજ્યો મોગલાઈના અંતસમયનાં છે.

# પ્રકરણ ૧૭ મું

## ઝફરખાન [ મુઝફ્ફરખાન ] સૂબો

ઝફરખાને ગાંભૂ ગામ પાસે ફરહત ઉલમુલ્કને હરાવ્યા પછી પાટણ આવીને પોતાની સૂબાગીરીનો હોદ્દો સંભાળી લીધો અને ગૂજરાતની બરોબર વ્યવસ્થા કરવાનો નિશ્ચય કરીને ખંભાત તરફ ગયો, અને ત્યાં પાકો બંદોબસ્ત કર્યો. ઝફરખાન ડાહ્યો, હોશિયાર અને દૃઢનિશ્ચય બળવાળો હતો. ગૂજરાતના સ્વતંત્ર સુલતાનોનો એ મૂળ પુરુષ હતો, અને એનામાં મૂળ સ્થાપકને લાયકના ગુણ પણ હતા.

### ઈડર સાથે લડાઈ

હિ. સં. ૭૯૬ (ઈ. સ. ૧૩૯૪)માં સુલતાન મુહમ્મદ બિન ફીરોઝશાહ મરણ પામ્યો અને તેનો પુત્ર હુમાયુખાન સુલતાન અલ્લાઉદ્દીનનું નામ ધારણ કરીને ગાદીએ બેઠો. પણ તે દોઢ મહિનામાં મરણ પામવાથી એનો નાનો ભાઈ નાસિરૂદ્દીન મહમદશાહ ગાદીએ આવ્યો.[1] આ વખતે ઈડરના રાવે ખંડણી નહોતી ભરી અને તે સામો થવા પ્રયત્ન કરે છે એવા સમાચાર મળ્યા. ઝફરખાને લશ્કર લઈ ઈડરને ઘેરો ઘાલ્યો. ઘેરાથી કિલ્લામાં દાણા–પાણીની એટલી બધી તંગી પડી કે લોકોને કૂતરાં–બિલાડાં ઉપર નિભાવ કરવો પડયો. ઝફરખાને ઈડરના મુલકને તારાજ કરવા હુકમ આપ્યો. ઈડરના રાવે લોકોને ખૂબ પિડાતા જોઈને પોતાના પુત્રને ઝફરખાન પાસે લડાઈ અટકાવવા માટે વિનંતી કરવા મોકલ્યો અને ઘણું ઝવેરાત ખંડણી તરીકે આપ્યા પછી લડાઈ બંધ કરી.[2] ઈડરને વશ

---

૧. સિકંદરી Bayley's Gujarat, P. 75-76.

૨. તારીખે ફિરિસ્તામાં આ વિગત આપેલી છે. મિરાતે સિકંદરી માત્ર ઈડરના મુલકને તારાજ કરવાનો હુકમ આપતાં રાવે તાબે થવા કહેવડાવ્યું અને

કર્યા પછી ઝફરખાને સોમનાથ અને દીવ તરફ જવા વિચાર કર્યો, પણ આસીર–બુરહાનપુરના આદીલશાહે ગૂજરાત તાબેના સુલતાનપુર નંદરબાર તરફનો મુલક દબાવ્યાના સમાચાર મળતાં, સોમનાથ તરફનું પ્રયાણ માંડી વાળીને નંદરબાર તરફ ગયો અને આદીલશાહને પાછો હઠાવીને પોતે અણહિલવાડ પાટણ આવ્યો.[1] બીજા વર્ષમાં ૧૩૯૫ માં પાટણની પશ્ચિમે ઝરંદ તરફ રાય બીહારાને વશ કરી એ જ વર્ષમાં સોમનાથ તરફ જવા વિચાર કર્યો.[2]

## સોમનાથ અને બીજાં હિંદુ રાજ્યો સાથે લડાઈ

સોમનાથનાં મંદિરનો નાશ કરીને ઝફરખાને મુસલમાન ધર્મનો પ્રચાર કર્યો અને એ પ્રમાણે ત્યાં કાજી વગેરે અમલદારોની નિમણૂક

---

લડાઈ બંધ પડી એટલું જ લખ્યું છે. આ લડાઈનો ઉલ્લેખ રણમલછંદમાં છે કે નહિ તે નક્કી કરવું મુશ્કેલ છે. એમાં ઝફરખાનનું નામ આવે છે, પણ તે ઝફરખાન બંગાળી હોવાનું ધારવામાં આવે છે. કદાચ આ ઝફરખાનની લડાઈનો ઉલ્લેખ હોય તો પણ છંદમાં રાવ જીત્યાનું લખે છે. પણ મુસલમાન તવારીખો જીત્યાનું લખતા નથી. પણ કદાચ બન્ને તરફ કાંઈ ખાસ મહત્ત્વના પરિણામ વગરની લડાઈ થઈ હોય. કારણ કે થોડા જ વખતમાં બીજી લડાઈનો ઉલ્લેખ તવારીખકારો કરે છે. મહત્ત્વના પરિણામ વગરની લડાઈને બન્ને પક્ષોએ જીત ગણી હોય.

૧. Bayley's Gujarat, P. 76. ઝફરખાને માત્ર હિંદુ રાજા ઠાકોરો સાથે જ લડાઈ કરી છે એમ નથી, આસપાસની મુસલમાન સત્તાઓ સાથે પણ કરી છે. એટલે તવારીખકારો હિંદુઓ સાથે તેના વર્તનમાં જે કડક શબ્દો વાપરે છે તે ગાળોને માનવા જેવા છે.

૨. એ જ પૃ. એ જ. આ ઝરંદ કયો ભાગ તે નક્કી થયું નથી. સિકંદરીની એક નકલમાં બિહારમાં ઝાડખંડ એમ લખે છે પણ તે નકલકારની ભૂલ છે એમ કલાઈવ બેલી નોટમાં લખે છે. રાય બીહારા તે રાય બીહારી નામનો હિંદુ રાજા હોવો જોઈએ. મહમૂદશાહી અને તબકાતે અકબરીમાં ઝરંદ નામ છે તે ખરું છે.

કરી.[1] હિ. સં. ૭૯૯ (ઈ.સ. ૧૩૯૭)માં ચિત્તોડના તાબાના માંડલગઢના રાજાએ મુસલમાનો તરફ ખરાબ વર્તણૂક રાખી છે એવા ખબર મળવાથી ઝફરખાને માંડલગઢ તરફ કૂચ કરીને ઘેરો ઘાલ્યો. માંડલગઢનો કિલ્લો ઘણો મજબૂત હોવાથી એને એક વર્ષ ઉપર થોડા મહિના સુધી ઘેરો ચાલુ રાખવો પડ્યો. આખરે માંડલગઢના રાજાએ તાબેદારી સ્વીકારી મુસલમાનો તરફ સમભાવ રાખવાનું કબૂલ્યાથી અને ખંડણી આપવાથી લડાઈનો અંત આવ્યો.[2] માંડલગઢથી ઝફરખાને ખ્વાજા પીરની દરગાહના દર્શન માટે અજમેરની યાત્રા કરી. ત્યાંથી દેલવાડા અને જલવાડાના હિંદુઓને[3] સજા કરી ઈ. સ. ૧૩૯૭માં એ પાટણ આવ્યો અને તે પછી એક વર્ષ શાંતિમાં ગાળી કોઈ સ્થળ ઉપર ચડાઈ કરી નહિ.

## તાતારખાનની દિલ્હીની ગાદી લેવાની ઇચ્છા અને તૈમૂરની ચડાઈ

આ વખતે દિલ્હીની સત્તા છેક નબળી પડી ગઈ હતી અને દરેક ઉમરાવ ગાદી માટે ઇચ્છા કરતો હતો. ઇકબાલખાન એ વખતે

---

૧. મિરાતે સિકંદરી Bayley's Gujarat, P. 76–77. અલ્લાઉદ્દીને સોમનાથનું મંદિર તોડયા પછી એકસો વર્ષ પૂરાં થતાં પહેલાં આ ફરીથી નાશ થયો.

૨. એજ પૃ. ૭૭. સિકંદરીમાં માંડુગઢ લખેલું છે. પણ તબકાતે અકબરી માંડલગઢ લખે છે અને એ પાઠ કલાઈવ બેલી કબૂલ રાખે છે. ફિરસ્તા પણ તબકાતને અનુસરે છે. આ લડાઈનું ખરું કારણ ખંડણી લેવાનું હોવું જોઈએ. મેવાડ કે મારવાડમાં હિંદુ રાજા ત્રાસ આપે એટલી મુસલમાન વસ્તી એ વખતે હોય એમ સંભવતું નથી. મુસલમાન તવારીખકારો ઘણી વાર ખંડણીની ચડાઈઓને કોમી સ્વરૂપ આપે છે એવા દાખલા મળે છે.

૩. આ દેલવાડા તે આબુનું દેલવાડા કે મેવાડમાં દેવકુલપાટક–દેલવાડા તે સમજાતું નથી. પણ દેવકુલપાટક હોવાનો સંભવ વધારે છે. જલવાડા, ચખવાડા અને જગવારા, એમ ત્રણ પાઠ છે. આ સ્થળનો નિર્ણય થઈ શકયો નથી. આ પણ ખંડણીની ચડાઈ હશે.

સત્તાધારી હતો. ઝફરખાનના પુત્ર તાતારખાને દિલ્હી લેવાના ઇરાદાથી થાણેશ્વર અને પાણીપતથી લશ્કર ભેગું કરી હુમલો શરૂ કર્યો, પણ તેમાં ઇકબાલખાને તેને ન ફાવવા દીધો અને તે વધુ સહાય માટે ગૂજરાતમાં પોતાના બાપ પાસે આવ્યો. તે જ સમયે ઈ. સ. ૧૩૯૭માં સાહેબે કિરાન અમીર તૈમૂર ગોરગાને હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી. અનુભવી અને ડાહ્યા ઝફરખાનને આવે વખતે દિલ્હી ઉપર ચડાઈ કરવી ઠીક ન લાગવાથી એણે તાતારખાનને મદદ આપવાની ના પાડી. તાતારખાનને આ વાત ગમી નહિ.[૧]

### ઈડર ઉપર ફરી ચડાઈ અને રાવ સાથે સલાહ

હિ. સં. ૮૦૦ (ઈ. સ. ૧૩૯૮)માં ઝફરખાન અને તાતારખાન બન્નેએ ફરી એક વાર ઇડરગઢ ઉપર ચડાઈ કરી અને આ વખતે તો ઇડરના મુલકને પૂરેપૂરો તાબે કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ તે જ વખતે તૈમૂરે દિલ્હી સર કર્યાના સમાચાર મળવાથી ઝફરખાનને લાગ્યું કે આવે સમયે રાજધાનીથી દૂર રહેવું સારું નહિ, તેથી તે ઇડરના રાય રણમલ સાથે સલાહ કરીને પાટણ ગયો.[૨] એ જ વર્ષમાં સોમનાથ તરફ બળવો શાંત કરવા પણ તેને જવું પડ્યું.[૩]

### તૈમૂરની ચડાઈ અને દિલ્હીનો બાદશાહ પાટણમાં આવ્યો

હિ. સં. ૮૦૦ (ઈ. સ. ૧૩૯૮)માં તૈમૂરે જે ચડાઈ કરી તેથી ઉત્તર હિંદમાં ખૂબ ત્રાસ વર્ત્યો. દિલ્હીની નબળી સત્તા છેક તૂટી

---

૧. એ જ પૃ. ૭૮-૭૯.

૨. એ જ પૃ. ૭૯. આ ફરી પાછી ઈડર ઉપરની ચડાઈ સૂચવે છે કે ઈડરના રાવે લડાઈ થયા વગર ખંડણી આપવા ઇચ્છા કરી જ નથી. આ લડાઈમાં સુલેહ કરવાની ફરજ પડી તે માટે તૈમૂરની ચડાઈનું કારણ ખરું લાગે છે. જોકે શરૂઆતમાં થોડી હાર પણ ખમવી પડી હોય તેથી ઝફરખાને સંજોગો વિચારી યુદ્ધ લંબાવવું માંડી વાળ્યું હોય.

3 સિકંદરી Bayley's Gujarat, P. 79

પડી. ઉત્તર હિંદમાંથી નિરાધાર લોકોનાં ટોળાં ત્રાસને લીધે નાસીને ગૂજરાતમાં આવ્યાં, અને ઝફરખાને તે લોકોનો સારો સત્કાર કરીને તેમને સગવડ કરી આપી. આ વખતે દિલ્હીની ગાદીએ સુલતાન ફીરોઝનો પૌત્ર સુલતાન મહમૂદ હતો તે પણ ગૂજરાત તરફ નાસી આવ્યો, અને પાટણમાં ઝફરખાને તેનો યોગ્ય સત્કાર કર્યો. સુલતાનનો ઇરાદો ઝફરખાનની સહાયથી ગૂજરાતમાંથી લશ્કર લઈને દિલ્હી હાથ કરવાનો હતો. પરંતુ ઝફરખાનને આ કાર્ય શકય લાગ્યું નહિ, તેથી બાદશાહ નિરાશ થઈ માળવાના અલપખાન પાસે સહાય માટે ગયો. તૈમૂર જેટલી ઝડપથી આવ્યો હતો તેટલી ઝડપથી પાછો ગયો, અને ભય, ત્રાસ ને કતલનું સંભારણું હિંદુસ્તાનમાં પાછળ મૂકતો ગયો. એમ કહેવાય છે કે એણે એક લાખ કેદીઓની કતલ કરી.[1] આમ મુહમ્મદશાહ અને ફીરોઝશાહ તઘલખે વિસ્તારેલું સામ્રાજ્ય તૂટી પડતું હતું તેને તૈમૂરે પૂરું કર્યું. જે જે પ્રાંતો સ્વતંત્ર થયા તેમાં ગૂજરાત પણ અગ્રસ્થાને હતું. દિલ્હીનો બાદશાહ મહમૂદ માળવામાં પણ નિરાશા પ્રાપ્ત થવાથી કનોજ બાજૂ ગયો અને રખડવા લાગ્યો.[2]

## ઈડરની ફરીથી લડાઈ

હિ. સં. ૮૦૩ (ઈ. સ. ૧૪૦૧)માં ઝફરખાને ફરીથી ઈડર ઉપર ચડાઈ કરી. આ વખતે લડાઈ સખત ચાલી અને ઝફરખાને ઈડરનો કિલ્લો સર કર્યો. ઈડરનો રાવ રાતોરાત વિસનગર તરફ નાસી ગયો. ઝફરખાને ઈડરમાં હિંદુ મંદિરોનો નાશ કર્યો, કિલ્લામાં

---

૧. એ જ પૃ. ૭૯. તબકાતે અકબરી. બેલીના ઇતિહાસમાં પૃ. ૭૯ માં ફૂટનોટ. પ્રો. કોમીસેરિયેટનો ઇતિહાસ પૃ. ૫૬.

૨. યહયાબીન અહમદકૃત તારીખે મુબારકશાહી ઇલિયટ IV, P. 35-37. કહે છે દિલ્હીમાં તૈમૂરે દંડ વસૂલ કરવા માંડયો તે સામે કેટલાકે તોફાન કરવાથી તૈમૂરે લોકોને કેદ પકડયા અને પાછળથી માફી આપી. તબકાતે અકબરીનો ઉતારો નોટમાં આપ્યો છે.

થાણું મૂક્યું અને મુલક ખાલસા કર્યો. પરંતુ આ સ્થિતિ લાંબો વખત ચાલી જણાતી નથી અને ઈડર પાછું એના મૂળ સ્વામીને હાથ ગયું.[૧]

### સોમનાથ અને દીવની લડાઈ

બીજા વર્ષમાં (ઈ. સ. ૧૪૦૨)માં સોમનાથમાં હિંદુ લોકોએ ફરી મૂર્તિપૂજા શરૂ કરી છે એવા સમાચાર મળ્યા. ઝફરખાને આગળ લશ્કર મોકલીને પોતે પણ પાછળ ગયો અને સોમનાથ પાસે લડાઈ થઈ તેમાં હિંદુઓ દીવ ટાપુના કિલ્લા તરફ નાસી ગયા. ઝફરખાન પણ પાછળ દીવ ગયો અને ઘણાની કતલ કરી મુખ્ય સરદારને હાથીના પગ તળે કચરાવી નાંખ્યો. દીવમાં મંદિરોનો નાશ કરી મસ્જિદ બાંધી એ પાછો પાટણ આવ્યો.[૨]

### તાતારખાન ગૂજરાતનો પહેલો સ્વતંત્ર સુલતાન

મુઝફ્ફરખાન( ઝફરખાન )ને એના પુત્ર તાતારખાન સાથે દિલ્હી ઉપર ચડાઈ કરવા માટે મતભેદ ચાલ્યા કરતો હતો તે હવે વધારે તીવ્ર બન્યો. તૈમૂર હવે હિંદની બહાર ચાલ્યો ગયો હતો અને દિલ્હી ઉપર ચડાઈ કરી ઈકબાલખાનને હરાવી હિંદુસ્તાનના બાદશાહ બનવાની મહત્ત્વાકાંક્ષા તાતારખાનના મનમાં દૃઢ થઈ ગઈ હતી. મુઝફ્ફરખાન વૃદ્ધ અને અનુભવી હતો અને એને ગૂજરાતની સ્વતંત્ર બાદશાહતથી જ માત્ર સંતોષ હતો. દિલ્હીની ગાદી લઈ હિંદુસ્તાનના

૧. સિકંદરી આ બાબત કાંઈ લખતી નથી. સર ક્લાઈવ બેલીએ તબકાતે અકબરીનો ઉતારો પૃ. ૮૦ ની નોટમાં આપ્યો છે. સિકંદરીમાં આગળ વર્ણવેલી ચડાઈ અને આ ચડાઈ એક જ કે જુદી તે કહેવું મુશ્કેલ છે, છતાં બન્ને વચ્ચે બેથી ત્રણ વર્ષનું અંતર હોવાથી આ જુદી જ હોવી જોઈએ. તૈમૂરના સમાચારને લીધે ઈડર સાથે સલાહ કરવી પડેલી તેનું વેર લેવા આ ચડાઈ હશે.

૨. એ જ નોટમાં સોમનાથ અને દીવની ચડાઈ આપેલી છે. સિકંદરીએ દીવ માટે કાંઈ લખ્યું નથી. તબકાતે અકબરીનો લેખક નિઝામુદ્દીન અહમદ ડાહ્યો ઇતિહાસકાર ગણાય છે, છતાં આ જગ્યાએ "Dogs of Somanath" 'સોમનાથના કૂતરા' એવો શબ્દ હિંદુ માટે વાપરે છે.

સમ્રાટ બનવાની મહત્ત્વાકાંક્ષા એને ડહાપણ ભરેલી લાગતી નહોતી. આથી બાપ-દીકરા વચ્ચે ઝઘડો વધી પડ્યો અને બન્ને જ્યારે આશાવલમાં હતા ત્યારે, તાતારખાને પોતાના પિતાને કેદ કરી,[1] પોતે નાસિર-ઉદ્-દુનિયા-વઉદ્દીન[2] મુહમ્મદશાહ નામ ધારણ કરી આશાવલમાં જ ગાદીએ બેઠો. રાજ્યના મોટા અમલદારોને પોતાના પક્ષમાં લીધા. ઘણા બહારથી તેની સાથે મૈત્રી બતાવી અંદરથી તેની વિરુદ્ધ હતા. આમ હિ. સં. ૮૦૬ માં (નવેંબર ૧૪૦૩)માં તાતારખાન સ્વતંત્ર ગૂજરાતનો પહેલો સુલતાન થયો. એના પિતા ઝફરખાને [મુઝફ્ફરખાને] આ સ્વતંત્રતાનો પાયો નાંખ્યો હતો, પરંતુ પોતે જાહેર રીતે હજી સ્વતંત્ર સુલતાન થયો નહોતો. એનો પુત્ર જ પહેલો સુલતાન થયો અને એ પોતે બીજો સુલતાન થયો. એ ઇતિહાસની એક વિચિત્રતા છે.

## સુલતાન મુહમ્મદશાહનું મરણ

સુલતાન મુહમ્મદશાહે ગાદીએ બેસતાંની સાથે નાંદોદના ગોહિલ રાજા ગેમલસિંહજી ઉપર ચડાઈ કરીને એને હરાવ્યો.[3] નાંદોદની

---

૧. મિરાતે સિકંદરી પહેલાં લખે છે કે મુઝફ્ફરખાને પોતે જ આશાવલમાં પોતાના પુત્ર તાતારખાનને ગાદીએ બેસાડી પોતે નિવૃત્ત થયો. પણ પાછળથી લખે છે કે ગૂજરાતના લોકો ખરી વાત એવી કહે છે કે ખોટા મિત્રોના ચડાવવાથી તાતરખાને બાપને કેદ કર્યો. તારીખે અલફી લખે છે કે એને ભરૂચમાં કેદ કર્યો. તબકાતે અકબરી, અને બીજી તવારીખો પણ કેદ કર્યાની વાતને જ ટેકો આપે છે એટલે એ વાત ખરી લાગે છે. સિકંદરીનું પહેલું લખાણ સમકાલીન મહમૂદશાહી કે મુઝફ્ફરશાહી ઉપરથી લીધું હોવું જોઈએ અને એ તવારીખો એવી વાત કુદરતી રીતે છુપાવે. જુઓ સિકંદરીનો તરજુમો. Bayley's Gujarat, P. 81.

૨. ફિરિસ્તા ગિયાસુદ્દીન નામ લખે છે.

૩. ગૂજરાત-રાજસ્થાન, પૃ. ૧૫૪. સિકંદરીનો તરજુમો Bayley's Gujarat, P. 81. સિકંદરી એમ કહે છે કે નાંદોદ( રાજપીપળા )નો રાજા

ચડાઈ પછી તુરત જ મુહમ્મદશાહ લશ્કર લઈ દિલ્હી તરફ રવાના થયો, પણ થોડે દૂર જતાં રસ્તામાં સિનોર મુકામે માંદો પડ્યો અને મરણ પામ્યો. તવારીખકારોનું માનવું એવું છે કે એના પિતા ઝફરખાનના હુકમથી એનો કાકો શમ્સખાન, જે સાથે લશ્કરમાં જ હતો, એણે પોતાના ભત્રીજાને વિષ આપ્યું.[1] એને પાટણમાં દફન કરવામાં આવ્યો. એનું રાજ્ય બે મહિના ઉપર થોડા દિવસ રહ્યું.[2] મિરાતે સિકંદરીમાં લખે છે કે રાજ્ય લીધા પછી મુહમ્મદશાહે શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબને, જેમને કુતુબઉલ આક્ટીન પણ કહેતા, તેને મોટી નાણાંની રકમ ભેટ મોકલી, પણ એ સંતપુરુષે તે લીધી નહિ અને સુલતાનને કહેવડાવ્યું કે 'એ રકમ આપવાનો તને હક નથી, કારણ કે હાલ તે રકમ તારા બાપની છે.' આમ ઈ. સ. ૧૪૦૪ ના ફેબ્રુઆરી માસમાં ગૂજરાતના પહેલા સ્વતંત્ર સુલતાનનો અંત આવ્યો, અને એ સલ્તનતનો પાયો બાપદીકરા વચ્ચે વેર અને કાવાદાવાથી તથા પહેલા સુલતાનના લોહીથી નંખાયો. એમ કહેવાય છે કે મુઝફ્ફરખાનને આ કૃત્યનો ખૂબ પસ્તાવો થયો અને પોતાનું આખું જીવન એણે શોકમાં ગાળ્યું. એણે પોતાના ભાઈ શમ્સખાનને રાજ્ય આપીને પોતે એકાંતવાસ કરવાની ઇચ્છા પણ વ્યક્ત કરી,

---

પોતાના ડુંગરાળ મુલકને લીધે કોઈ જીતી શકશે નહિ એવી એની ધારણાથી સુલતાનની સત્તાને માન્ય રાખતો નહોતો, તેથી ચડાઈ કરી.

૧. સિકંદરીનો તરજુમો Bayley's Gujarat, P. 82. તબકાતે અકબરી પણ આ વાતને ટેકો આપે છે. યહયાબીન અહમદકૃત તારીખે મુબારકશાહી ( Illiot. IV. P. 39 ) પણ એ જ વાત લખે છે. સિકંદરી માંદો પડ્યો એમ અને હોશિયાર વૈદ્યોનું કાંઈ ચાલ્યું નહિ એમ લખીને પછી ખરી વાત વિષ આપ્યાની પણ લખે છે. બહુ દારૂ પીવાથી માંદો પડ્યો એમ તબકાતે અકબરી લખે છે.

૨. Tabkat–e–Akabari quoted in Bayley's Gujarat, P. 81. તારીખે અલફી મુહમ્મદશાહે પોતાનો સિક્કો પડાવી ખુતબો પઢાવ્યો એમ લખે છે, પણ ઝફરખાને તેમ નહોતું કર્યું એમ ઉમેરે છે. મુહમ્મદશાહને ખુદાર્થગાને શહીદ કહે છે.

પરંતુ શમ્સખાને એને સમજાવીને રોકયો. શમ્સખાનને એણે જલાલ ખોખરની જગાએ નાગોરના સૂબા તરીકે નીમ્યો. મુઝફ્ફરે હવે તાતારખાનના પુત્ર અહમદને પોતાનો વારસ ઠરાવ્યો અને રાજકાર્યની તાલીમ આપવા માંડી.[૧]

**દિલ્હી સુલતાન મહમૂદ તઘલખને અપાવવા મુઝફ્ફરનો યત્ન**

હિ. સં. ૮૦૭ના શાબાન મહિનાની ૧૯ મી તારીખે (ઈ. સ. ૧૪૦૪) અમીર તૈમૂરના મરણના સમાચાર આવ્યા, એટલે હિંદુસ્તાનમાં એણે દાબી નાંખેલી સત્તાઓમાં જીવ આવ્યો. એટલે રખડી રખડીને આખરે કનોજની ગાદીએ બેઠેલા ફીરોઝ તઘલખના પૌત્ર સુલતાન મહમૂદ ઉપર દિલ્હીથી ઇકબાલખાને ચડાઈ કરી અને કનોજને ઘેરો ઘાલ્યો પણ એનું કાંઈ વળ્યું નહિ. હિ. સ. ૮૦૮(ઈ. સ. ૧૪૦૫)માં આ સમાચાર ઝફરખાન (મુઝફ્ફરખાન)ને મળતાં એણે પોતાના જૂના માલિક બાદશાહ મહમૂદને મદદ કરવા લશ્કર ભેગું કર્યું, અને દિલ્હી તરફ કૂચ કરી. એ અરસામાં જ સુલતાન મહમૂદ તરફથી ખજરખાને ઇકબાલખાનને હરાવ્યો અને સુલતાન મહમૂદ પોતાના બાપદાદાની ગાદીએ દિલ્હીમાં બેઠો. આમ થવાથી મુઝફ્ફરને દિલ્હી સામે લડવાની જરૂર રહી નહિ.[૨]

**મુઝફ્ફર ગૂજરાતનો સ્વતંત્ર સુલતાન**

આમ તાતારખાનના મરણ પછી મુઝફ્ફરે લગભગ સાડાત્રણ વર્ષ સ્વતંત્ર બાદશાહીનાં કાંઈ ચિહ્ન વગર રાજ્યવહીવટ કર્યો. પરંતુ

---

૧. મિરાતે સિકંદરીનો તરજુમો. Bayley's Gujarat, P. 83.

૨ એ જ પૃ. ૮૩. આ ઉપરથી તાતારખાન અને મુઝફ્ફરના આશયો ઉપર કાંઈક પ્રકાશ પડે છે. તાતારખાનની ઇચ્છા દિલ્હીની ગાદી પોતે જ પડાવી લેવાની હતી, જ્યારે મુઝફ્ફર પોતાના જૂના બાદશાહને વફાદાર રહેવા ઇચ્છતો હતો. મુઝફ્ફર ધારત તો દિલ્હીની ગાદી સહેલાઈથી લઈ શકત, પણ તૈમૂરના મરણ પછી પણ એણે ઇકબાલખાન સામે સુલતાન મહમૂદને મદદ કરવા તૈયારી કરી એ એની શુદ્ધ નિષ્ઠા સિદ્ધ કરે છે, અને બાપ-દીકરાના ઝઘડામાં દીકરાનો જ વાંક હશે એમ નક્કી લાગે છે.

હવે દિલ્હીની બાદશાહતના સિક્કા પડતા બંધ થયા હતા. મુઝફ્ફરના અમીરો અને અમલદારોએ એને રાજચિહ્ન ધારણ કરવા ખાસ વિનંતી કરી. એટલે હિ. સં. ૮૧૦ (ઈ. સ. ૧૪૦૭)માં ઝફરખાને-(મુઝફ્ફરખાને) વીરપુર મુકામે શમ્સુદુનિય-વદ્દિદ્દીન-મુઝફ્ફરશાહ નામ ધારણ કરી પોતાને ગૂજરાતના સ્વતંત્ર સુલતાન તરીકે જાહેર કર્યો, અને રાજચિહ્નનું છત્ર ધારણ કર્યું".[૧]

### મુઝફ્ફરનો બાપ વજીહ ઉલ્લમુલ્ક ટાંક રજપૂત

અહીં ગૂજરાત સલ્તનતના સ્થાપક મુઝફ્ફરશાહના કુટુંબની ઉત્પત્તિની કથા રસમય હોવાથી ટૂંકામાં જોઈએ. ઝફરખાન-(મુઝફ્ફરશાહ)નો બાપ વજીહ ઉલ્લમુલ્ક હિંદુ હતો અને તે ટાંક[૨] જાતનો રજપૂત હતો. સુલતાન મુહમ્મદ તઘલખના રાજ્યકાળમાં, જ્યારે ફીરોઝશાહ તઘલખ માત્ર યુવરાજ હતો ત્યારે એક વખત એ થાણેશ્વર બાજૂ શિકારે ગયો હતો. શિકારની પાછળ પડતાં તે પોતાનાં માણસોથી વિખૂટો પડી ગયો અને થાણેશ્વર[૩] પાસેના એક ગામ પાસે સંધ્યાકાળ થતાં આવી પહોંચ્યો, અને કેટલાક જમીનદારો બેઠા હતા ત્યાં આવ્યો. પગરખાં ઉતારતી વખતે એક મુખ્ય જમીનદારના જોવામાં એના પગના તળિયામાં રહેલું રાજચિહ્ન આવ્યું. એને લાગ્યું કે આ કોઈ મહાન રાજપુરુષ છે કે હવે પછી મહાન થવાનો છે. આથી એ ફીરોઝશાહનો સત્કાર કરી પોતાને ઘેર લઈ ગયો અને રાત્રિ રહેવા આગ્રહ કર્યો.

---

૧. એ જ પૃ. ૮૪.

૨. ટાંક અગર તાંક જાતિની ચર્ચા આગળ કરી ગયા છીએ.

૩. મિરાતે સિકંદરી થાણેશ્વર એમ સ્પષ્ટ લખે છે. કેટલાક વિદ્વાનો આ બનાવ ગૂજરાતમાં ઠાસરા પાસે થયાનું ધારે છે. પણ એ માનવાને વધારે આધારની જરૂર છે. ગાદીએ બેઠા પહેલાં ફીરોજશાહ ગૂજરાતમાં આવ્યાનું કોઈ આધાર ગ્રંથમાં જણાયું નથી. વળી મુઝફ્ફરને ગૂજરાતી કહે છે તે ઉપરથી પણ ઠાસરા મૂળ વતન હોવાનું સિદ્ધ થતું નથી. સલ્તનત પછી લખાયેલી તવારીખો બીજા પ્રાંતોના સુલતાનોથી ગૂજરાતના સુલતાનોને જુદા પાડવા તેમને ગૂજરાતી કહે છે એ ધ્યાનમાં લેવા જેવું છે.

## ફીરોઝ તઘલખે એમને મુસલમાન બનાવી અમીરી બક્ષી

આ જમીનદારનું નામ સાધુ હતું અને એના ભાઈનું નામ સહારન હતું. સાધુએ બધી વાત પોતાની સ્ત્રીને કહી. સાધુની સ્ત્રી ઘણી હોશિયાર હતી. એણે કહ્યું કે માણસને દારૂના ઘેનમાં ખરો પારખી શકાય છે માટે આ મહેમાનને દારૂ પાઈએ તો એ ખરા સ્વરૂપમાં આવશે અને એના ગુણદોષની પરીક્ષા થશે. સાધુએ પોતાની ખૂબ સ્વરૂપવતી બહેનને દારૂ લઈ ફીરોઝ પાસે મોકલી અને દારૂ સારી રીતે પાયા પછી સાધુની સ્ત્રીએ જે સવાલો હોશિયારીથી પૂછ્યા તેમાં જણાયું કે તેમનો મહેમાન દિલ્હીના સમ્રાટ મુહમ્મદ તઘલખશાહના કાકાનો પુત્ર છે અને યુવરાજ છે. આટલું જાણ્યા પછી સાધુએ પોતાની બહેનને ફીરોઝશાહ તઘલખ સાથે પરણાવી અને સમય જતાં બન્ને ભાઈઓ મુસલમાન થયા. સાધુના ભાઈ સહારનને ફીરોઝશાહ તઘલખે વજીહ ઉલમુલ્કનો ઇલકાબ આપ્યો, અને દિલ્હીના રાજદરબારમાં, આ બન્ને ભાઈઓ મોટા ને માનીતા અમીરો બન્યા. આ વજીહ ઉલ્મુલ્કનો પુત્ર ઝફરખાન (મુઝફ્ફરશાહ)એ સ્વતંત્ર ગૂજરાતની સલ્તનતનો સ્થાપક.[1]

સુલતાન ફીરોઝ હજરત કુતુબ ઉલ એકતાબ મખદુમ જહાનિયાં સાહેબનો શિષ્ય હતો. તેથી આ બન્ને ભાઈઓ પણ એ સાહેબના શિષ્યો થયા. એમ કહેવાય છે કે એક વાર ગરીબોને ખાવાનું વહેંચવાથી ખુશ થયેલા આ સંત પુરુષે ઝફરખાનને ગૂજરાતની ગાદી મળવાનો આશીર્વાદ આપ્યો અને એક મૂઠી ભરીને ખારેકો આપી અને એમાં જેટલાં નંગ હોય તે પ્રમાણે તેના વંશમાં ગાદીપતિઓ થશે એમ કહ્યું.[2]

## માળવાના સુલતાનને હરાવ્યો અને પાછો ગાદીએ બેસાડ્યો

સ્વતંત્ર ગૂજરાતની ગાદીએ બેઠા પછી તુરત મુઝફ્ફરશાહે

---

૧. સિકંદરીનો તરજુમો Bayley's Gujarat, P. 69–70.

૨. એ જ પૃ. ૭૧.

માળવા ઉપર ચડાઈ કરી. માળવાનો સૂબો દિલાવરખાન અને મુઝફ્ફર ગાઢ મિત્રો હતા અને બાદશાહ ફીરોઝ તઘલખની નોકરીમાં બંને સાથે હતા. દિલાવરખાનના પુત્ર અલપખાને પોતાના પિતાને વિષ દઈને મારી નાખ્યો હતો અને પોતે હોશંગશાહ નામ ધારણ કરીને માળવાનો સ્વતંત્ર સુલતાન બન્યો હતો. મુઝફ્ફરશાહે માળવામાં ધાર ઉપર ચડાઈ કરી અલપખાન (હોશંગશાહ)ને હરાવીને પકડ્યો; અને માળવાની ગાદીએ પોતાના ભાઈ નસરતખાનને મૂક્યો. પણ પાછળથી અલપખાનનો સગો મુસાખાન માળવામાં બળવાન થઈ પડ્યાના સમાચાર મળ્યા. તે ઉપરથી અલપખાને મુઝફ્ફરશાહની માફી માગી પોતે તાબેદાર રહ્યાની અરજ કરી. તે ઉપરથી સુલતાને પોતાના પૌત્ર અહમદખાનને હોશંગશાહ (અલપખાન) સાથે લશ્કર લઈ માળવા તરફ મોકલ્યો અને મુસાખાનને હરાવી અહમદખાને હોશંગશાહને ગાદી આપી પોતે ગૂજરાતમાં પાછો આવ્યો.[1] આ વખતે કનોજમાં ઇબ્રાહીમ જુવાનપુરીએ દિલ્હીના સુલતાન મહમૂદ પાસેથી દિલ્હી લઈ લેવા વિચાર કર્યો અને આ સાંભળી મુઝફ્ફરે પોતાના જૂના બાદશાહની મદદે જવા નક્કી કર્યું. એ સમાચાર સાંભળી ઇબ્રાહીમ જુવાનપુર પાછો ગયો.[2] ઈ. સ. ૧૪૦૭ માં મુઝફ્ફરે કંથકોટ તરફ

---

૧. મિરાતે સિકંદરીનો તરજુમો. Bayley's Gujarat, P. 84–85. અલપખાને દિલાવરખાનને ઝેર આપ્યાની વાત તબકાતે અકબરીમાં લખેલી છે તે પૃ. ૮૪ માં ક્લાઈવ બેલીએ ફૂટનોટમાં નોંધેલી છે. મુસાખાનના બળવાની બાબતમાં તબકાતે અકબરી પણ લખે છે કે નસરતખાનનો વહીવટ જુલમી હતો તેથી બળવો થયો હતો. વળી તબકાતે અકબરી નસરતખાનને મુઝફ્ફરશાહનો ભાઈ કહે છે. પરંતુ ક્લાઈવ બેલી એમ ધારે છે કે મુઝફ્ફરખાનને શમ્સખાન એક જ ભાઈ હતો. છતાં નસરતખાન શમ્સખાનનું બીજું નામ હતું કે પછી એ નામનો બીજો ખરેખરો ભાઈ હતો કે ઓરમાન ભાઈ હતો તે નક્કી થઈ શકાતું નથી.

૨. એ જ પૃ. ૮૫.

લશ્કર મોકલ્યું હતું.[1]

## મુઝફ્ફરશાહનું મરણ

આમ બીજી વખત ગાદીએ બેઠા પછી મુઝફ્ફરશાહે ત્રણ વર્ષ, આઠ મહિના અને સોળ દિવસ રાજ્ય કર્યું. એ વૃદ્ધ તો થયો જ હતો અને હવે એવો અસાધ્ય રોગ લાગુ પડયો કે એણે ગાદીનો ત્યાગ કર્યો, અને પોતાના પૌત્ર અહમદખાનને રાજવહીવટમાં જાણીતો કર્યો હતો તેને હવે ગાદી આપી.[2] ગાદી છોડયા પછી મુઝફ્ફરશાહ પાંચ મહિના અને તેર દિવસ જીવ્યો, અને હિ. સં. ૮૧૩ ના સફર મહિનાની આખરે–ઈ. સ. ૧૪૧૦ ના જૂન મહિનામાં

---

૧. એ જ પૃ. ૮૬. આ લશ્કર ખુદાવંદખાનની સરદારી નીચે મોકલ્યું હતું. સિકંદરી કંથકોટ લખે છે જ્યારે તારીખે અલફી કંથકોટ લખે છે.

૨. આ બાબતમાં મિરાતે સિકંદરી એમ લખે છે કે અહમદખાનને પાટણથી આશાવલના ભીલોને તાબે કરવા મોકલ્યો ત્યારે એણે પાટણની બહાર જ ડાહ્યા પુરુષોને બોલાવીને પૂછયું કે પોતાના બાપને અન્યાયથી મારી નાંખ્યો હોય તો તેનું વેર છોકરો લઈ શકે કે નહીં ? ડાહ્યા માણસોએ હા પાડી. તેથી અહમદખાન પાટણ પાછો આવ્યો અને પોતાના દાદા મુઝફ્ફરશાહને ઝેર આપી મારી નાંખ્યો. સુલતાને આ જોઈને મરતી વખતે અહમદખાનને શિખામણ આપી. સિકંદરીનો આ અહેવાલ સત્ય હોય એમ લાગતું નથી. તબકાતે અકબરી અને તારીખે અલફી ઝેર આપ્યાનું લખતી નથી અને અલફી તો રોગ થયા પછી ગાદી છોડયાનું સ્પષ્ટ લખે છે. મુઝફ્ફરને બીજા વારસ હતા પણ તેને નાલાયક ઠરાવીને અહમદખાનને પોતે જ ગાદી સોંપી હતી અને રાજકાજનું શિક્ષણ આપ્યું હતું તે જોતાં આ વાત સિકંદરીકારની કલ્પના કે સાંભળેલી અફવા હોવી જોઈએ. એવી અફવાઓ સિકંદરીમાં કેટલીક વાર આવે છે. અહમદખાન આશાવલ તરફ લશ્કર લઈ જતો હોય અને સુલતાનના વધારે બિમાર થવાના સમાચાર જાણી પાછો આવ્યો હોય એ વધારે બનવાજોગ છે. પાછળથી અહમદશાહને ખુદાયગાને મગફૂર કહે છે તેને આ ઝેર દીધાથી થયેલા પાપ માફ થયા સાથે જોડવામાં આવે છે તે પણ બરોબર નથી. તે આગળ જોઈશું.

મરણ પામ્યો.[1] પાટણના કિલ્લામાં એને દફન કર્યો. એને ખુદાયેગાને કબીર કહે છે.

## મુઝફ્ફરશાહની અહમદશાહને અંતિમ શિખામણો અને એનું ચારિત્ર્ય

એમ કહેવાય છે કે મુઝફ્ફરશાહે મરતી વખતે પોતાના પૌત્ર અહમદખાનને થોડી શિખામણ આપી હતી. આ શિખામણો મુઝફ્ફરશાહના ચારિત્ર્ય ઉપર પ્રકાશ નાંખે છે અને અહમદશાહના ચારિત્ર્યના ઘડતરમાં મદદરૂપ થઈ પડી છે તેથી અહીં અક્ષરશઃ ઉતારવી યોગ્ય છે.[2]

૧. દારૂના પ્યાલામાં નજર નાખતો નહિ, કારણ કે તે દુઃખના દરિયાનું તોફાન છે. પાદશાહને દારૂથી દૂર રહેવાની જરૂર છે.
૨. શેખ મલિક અને શેર મલિકને મારી નાંખજે, કારણ કે એ બે જણા રાજ્યમાં બખેડા કરાવનાર છે.
૩. પોતાની જાતના સુખને માત્ર જોઈશ નહિ. જો તું તારું પોતાનું સુખ જોઈને બેસી રહીશ તો તું તારા પોતાના મુલકમાં પણ સુખચેનથી રહી શકીશ નહિ.

---

૧. ફિરિસ્તા રબી ઉસ્સાની માસની છઠ્ઠી તારીખે હિ. સં. ૮૧૪, ૨૮ જુલાઈ ૧૪૧૧ને રોજ મુઝફ્ફરશાહનું મરણ થયાનું લખે છે, પણ તે ભૂલ લાગે છે. ૮૧૩ ના સફર માસની તારીખ ખરી જણાય છે. તબકાતે અકબરી પણ સફર માસ કહે છે. પૃ. ૧૮૮ બિબ્લિઓથેકા ઇંડિકાની આવૃત્તિ.

૨. સિકંદરીમાં અહમદખાને મુઝફ્ફરશાહને ઝેર આપ્યાની વાત માનેલી છે તેથી આ શિખામણોમાં પહેલી એમ કહે છે કે આ રાજ્ય તારું જ હતું તો તેં આ ઉતાવળ કેમ કરી, માટે તને જેણે આવું શીખવ્યું હોય તેને મારી નાંખજે. ઝેર આપવાની વાત જ માનવા જેવી નથી એટલે આ શિખામણ અર્થહીન થાય છે. પરંતુ સામાન્ય શિખામણ આવી હોય કે દુષ્ટ સલાહકારોથી દૂર રહેવું તે બનવાજોગ છે.

૪. ગરીબ દરવેશોની ફિકર રાખ, કારણ રાજા રૈયતને લીધે જ તાજદાર થાય છે. રૈયત મૂળ છે અને બાદશાહ વૃક્ષ છે. અરે પુત્ર, મૂળથી જ વૃક્ષ મજબૂત થાય છે.

૫. જ્યાં સુધી બને ત્યાં સુધી પ્રજાને રંજાડતો નહિ, અને જો રંજાડીશ તો તારું પોતાનું મૂળ છેદી નાંખીશ.[૧]

મુઝફ્ફરશાહના અવસાન વખતે અહમદખાન માત્ર ઓગણીસ વર્ષનો હતો એટલે એની કાચી ઉંમર જોતાં વૃદ્ધ મુઝફ્ફરશાહે આ શિખામણો આપી હોય એ યોગ્ય છે અને મુઝફ્ફરશાહનું પોતાના પુત્ર તાતારખાન સાથેનું વર્તન, પોતાના અસલ સુલતાન ફીરોઝશાહ અને મહમૂદશાહ સાથેનું વફાદાર વર્તન, અને એની ઉમર અને અનુભવ જોતાં એના ચારિત્ર્ય ઉપર જે ડાઘ કેટલાક તવારીખકાર લગાડે છે તે યોગ્ય લાગતો નથી. કોઈ પણ મોટી સત્તાના સ્થાપકનું ચારિત્ર્ય છેક ખરાબ તો હોઈ શકતું નથી. તવારીખકારો પોતે પણ આ બાબતમાં એકમત નથી, એટલે મુઝફ્ફરનું ચારિત્ર્ય શુદ્ધ હતું એમ માનવું પડશે. પૌત્રને આપેલી ઉપરની શિખામણોથી પણ એનું ડહાપણ અને શુદ્ધ ચારિત્ર્ય જણાઈ આવે છે.



૧. સર કલાઈવ બેલીના સિકંદરીના અંગ્રેજી તરજુમામાં આ શિખામણો વિગતવાર નથી આપી, તેથી આત્મારામ દીવાનજીના ગૂજરાતી તરજુમામાંથી ઉતારી છે. શેખ મલિક અને શેર મલિક મુઝફ્ફરશાહના દીકરા અને અહમદશાહના કાકા હોય એમ સમજાય છે અને તે ઉપરથી અહમદશાહ ઉપરનો મુઝફ્ફરશાહનો ભાવ વ્યક્ત થાય છે. શેખ મલિકને કાકાનો દીકરો પણ કહેલો છે.

# પ્રકરણ ૧૮ મું

## ગૂજરાત સલ્તનત પહેલાંનાં મુસ્લિમ સમયનાં બાંધકામ

સોલંકી સમયના ખરેખરા મધ્યાહ્ન સમયે પણ મુસલમાન વેપારીઓને પોતાના ધર્મ પ્રમાણે શાંતિમાં રહીને મસ્જિદો બાંધીને, કાંઈ હરકત વગર દેશમાં રહેવા દેવાની સહિષ્ણુતા ગૂજરાતના હિંદુ રાજાઓએ બતાવી હતી એ આગળ જોયું છે. મુસલમાન સમયની શરૂઆત થઈ ત્યારે રાજ્યકર્તાની, વિરોધી ધર્મો તરફ એવી સહિષ્ણુતા રહી નહિ એ પણ જોયું. આ અસહિષ્ણુતા શાંત કે ઉગ્ર સ્વરૂપે દેખાતી અને તેનો આધાર રાજ્યકર્તા અગર તેના મુખ્ય અમલદારના અંગત સ્વભાવ ઉપર હતો.

મુસલમાન સમયની શરૂઆતમાં, એટલે કે દિલ્હીના સુલતાનોના સમયમાં, ધાર્મિક સ્થળો સિવાયનાં બીજાં બાંધકામમાં કોઈ ખાસ વિદેશી અસર થઈ હોય એમ જાણવામાં નથી. બાંધકામમાં અને કારીગરીમાં દેશ ઘણો આગળ વધેલો હતો તે પણ આગળ જોયું. બાંધકામ કરનારા બધા કારીગરો હજી તો હિંદુઓ જ હતા, એટલે મુસ્લિમોની ધાર્મિક માન્યતાને પોષનારા ખાસ જરૂરી ફેરફારો એ સમયનાં બાંધકામમાં કરવામાં આવ્યા. આ બાંધકામોની ખરી ખૂબી ગૂજરાત સલ્તનતના સમયમાં વધી, એટલે આ ફેરફારનાં લક્ષણોની સામાન્ય ચર્ચા મુસલમાન સ્થાપત્યના પ્રકરણમાં આગળ કરીશું. અહીં માત્ર બાંધકામનું વર્ણન અને સામાન્ય નોંધ જ લઈશું. હિંદુ સમયમાં ગૂજરાતનાં બંદરોમાં મસ્જિદો બંધાયેલી હતી, પરંતુ એ કેવા પ્રકારની હતી તે જાણવાનું આજે સાધન નથી. મુસલમાન સમયની શરૂઆતમાં, દિલ્હીના સુલતાનોના સમયમાં જે મસ્જિદો

વગેરે બાંધકામ થયાં તેના અવશેષો આજે મળતા હોવાથી એનું વર્ણન કરીએ.

## પેટલાદના બાબા અર્જુનશાહ

પેટલાદમાં, બેઠી જાડી બાંધણીનું, દિલ્હીની ગિયાસુદ્દીન તઘલખની દરગાહની બાંધણીને કાંઈક મળતું, બાબા અર્જુનશાહ ઘોરીની દરગાહનું મકાન પહેલું ગણાવી શકાય. હિ. સં. ૬૩૩ (ઈ. સ. ૧૨૩૬)નું એટલે મુસલમાન સમય જામ્યો તે પહેલાં અડધી સદી પહેલાનું આ મકાન છે. અર્જુનશાહના મૂળ પુરુષો મધ્ય એશિયામાંથી હિંદમાં આવીને જબલપુર નજીક દમોહ ગામમાં આવીને વસેલા. એમનું મરણ હિ. સં. ૬૩૩ (માર્ચ ૧૨૩૬)ના રજબ માસની મધ્યમાં સોમવારે થયું હતું. આમ પેટલાદ ખંભાત બંદરથી દૂર અંદરના ભાગમાં આવેલું હોવાથી, અને આ દરગાહ ત્યાં હોવાથી, ગૂજરાતમાં મુસલમાન અમલ શરૂ થયો તે પહેલાંથી પણ મુસલમાનોની ગૂજરાતનાં અગત્યનાં શહેરોમાં સારી જમાવટ હશે એમ જણાઈ આવે છે.[1]

એમની કબર ઉપર આરસમાં અરબી ભાષામાં સુંદર રીતે કોતરેલો લેખ છે. એમાં 'ઈશ્વર સિવાય બીજો ઈશ્વર નથી અને મુહમ્મદ પ્રભુના પયગંબર છે' એવાં કુરાને શરીફનાં વાક્યો લખેલાં છે. તે પછી 'ઈશ્વરની દયાની આશા રાખતા તેના નમ્ર ગુલામ મોટા શેખ અર્જુન–જે દમોહના છે–પ્રભુ એની અપાર દયાથી એમની કબર ઉપર પ્રકાશ નાંખો' એમ લખીને ઉપર જણાવેલી તેમના મરણની તારીખ આપેલી છે. લખનાર અબ્દુલ હક્કનો પુત્ર અબુબકર મુહમ્મદ છે.[2]

---

૧. પ્રો. કોમીસેરિયેટનો અંગ્રેજી ઇતિહાસ, પૃ. ૧૩-૧૪.

૨. અર્જુનશાહના આ લેખનો સમય વીરધવલ અને વસ્તુપાળ–તેજપાળનો સમય આવે છે. આ સમયે હિંદુ રાજ્ય કાંઈ નરમ પડ્યું નહોતું એટલે પેટલાદમાં આ વાત એમ સિદ્ધ કરે છે કે મુસલમાનોને બંદરો સિવાય અંદરના ગામોમાં સંપૂર્ણ છૂટ હોવી જોઈએ.

## અર્જુનશાહની દરગાહમાં આવેલો મસ્જિદ બાબતનો લેખ

અર્જુનશાહની કબરમાં અલ્લાઉદ્દીનના સમયનો ઈ. સ. ૧૩૧૩ નો અરબીમાં લખેલો પણ ગૂંચવાયેલા અક્ષરોનો એક બીજો લેખ પણ છે, અને તે પેટલાદમાં એક મસ્જિદ બંધાયાનો ઉલ્લેખ કરે છે. આ લેખમાં કહે છે કે 'સુલતાન અલાઉદુનિયા વઉદ્દીનના સમયમાં, અલપખાનની સૂબાગીરીમાં, અને ઇખ્તિયારુદ્દીનના અમલમાં, બદરુ-દ્દીન દીનારના પ્રયત્નથી હિ. સં. ૭૧૩ નાં રજબ માસમાં (ડિસેંબર ૧૩૧૩) આ મસ્જિદનું બાંધકામ પૂરું થયું.' આ લેખ મસ્જિદનું મકાન નામશેષ થયું ત્યારે અર્જુનશાહની દરગાહમાં લાવવામાં આવ્યો હોય એમ લાગે છે. આ લેખનો ઇખ્તિયારૂદ્દીન તે ખંભાતના ૧૩૧૬ ના લેખવાળો ઇખ્તિયારૂદ્દીન બહરબક, જેનો ઉલ્લેખ આગળ આવી ગયો છે તે જ છે.[૧]

## એ જ જગાએ આવેલો વાવનો લેખ

એ જ બાબા અર્જુનશાહની દરગાહમાં, એમની જ કબર પાસે ગિયાસુદ્દીન તઘલખના સમયમાં એક વાવ બંધાયાનો ઉલ્લેખ કરતો એક લેખ પડેલો છે. લેખ તૂટી જવાથી અધૂરો દેખાય છે, અને ફારસી તેમ જ સંસ્કૃત બન્ને ભાષાઓમાં હોવાથી મહત્ત્વનો છે. અહીં એક વાત નોંધવા જેવી છે કે વાવ જેવા લોકોપયોગી કામમાં મુસલમાન સમયમાં રાજભાષા તેમ જ લોકની પવિત્ર ભાષા, બન્ને ભાષાઓમાં લેખો લખવાનો રિવાજ હતો. મુસલમાન સમયની આજ અવશેષ રૂપે રહેલી બધી મોટી પ્રસિદ્ધ વાવોમાં આ પ્રમાણે લેખો માલૂમ પડે છે જેનાં વર્ણન યથાસ્થાને કરીશું. અર્જુનશાહની દરગાહના ઉપર જણાવેલા ત્રણે લેખો ગૂજરાતમાં મુસલમાન સત્તા પૂરેપૂરી જામી ગઈ હતી એ વાત સિદ્ધ કરે છે.[૨]

---

૧. પ્રો. કૉમીસેરિયેટનો અંગ્રેજી ઇતિહાસ, પૃ. ૧૪.

૨. એ જ પૃ. ૧૮-૧૯.

વાવને લગતા સંસ્કૃત લેખમાં વિક્રમ સંવત ૧૩૮૦ ના પૌષ વદી સાતમની તારીખ આપેલી છે, તેમ જ જિલહજ માસની ૨૦ મી તારીખ ને મંગળવાર પણ લખેલો છે. ગિયાસુદ્દીન તઘલખશાહને 'મહારાજાધિરાજ' પદ લગાડેલું છે અને એના વિજયરાજ્યમાં અણહિલ્લવાડ પાટણમાં દીવાનના હુકમથી બદ્રદીન અવુબક અહમદ અમીર કોહ ( એટલે બદરુદ્દીન અબુબકર અહમદ અમીર કોહ ) પેટલાપદ્ર એટલે પેટલાદ જિલ્લામાં અધિકારી હતો, ત્યારે સ્કંભતીર્થ એટલે ખંભાતના ઇસ્માઇલ ઉસમાન શીરામી તરફથી વાવના નિભાવના ખર્ચ માટે ૨૦ કુભા જમીન આપ્યાનો ઉલ્લેખ છે.[૧]

## ખંભાતની જુમામસ્જિદ

મુસલમાન યુગની શરૂઆતમાં થયેલાં પ્રસિદ્ધ મકાનોમાં સૌથી ધ્યાન ખેંચે એવું અને આજ સુધી ઊભું રહેલું એવું મકાન તે ખંભાતની જુમામસ્જિદ છે. આ મસ્જિદ ઈ. સ. ૧૩૨૫ માં એટલે સુલતાન મુહમ્મદ તઘલખના રાજ્ય વખતે બંધાઈ છે; એટલે મુસલમાન સત્તાનાં પહેલાં પચીસ વર્ષમાં જ બંધાઈ છે. ખંભાતના દરિયા તરફના કોટની પાસે રાજગઢની બાજૂમાં આ વિશાળ મસ્જિદ આવેલી છે. એને બહારથી જોતાં એની ભવ્યતાનો ખરો ખ્યાલ આવતો નથી; માત્ર દક્ષિણ તરફથી અને અંદરથી જ એની ભવ્યતાનો ખ્યાલ આવે છે. આ મસ્જિદ પૂર્વપશ્ચિમ ૨૧૨ ફૂટ લાંબી છે અને ઉત્તરદક્ષિણ ૨૫૨ ફૂટ પહોળી છે. પ્રાર્થનાનો ખંડ અંદરથી ૧૮૯½ ફૂટ લાંબો અને ૫૦ ફૂટ પહોળો છે. એની આગળ વિશાળ ચોક આવેલો છે અને ચોકની ત્રણ બાજૂ થાંભલા ને ઘૂમટવાળી પડાળીઓ છે. ચોકમાં ઉપર છત્રીવાળો પાણીનો હોજ છે. આખીયે મસ્જિદ લાલ પથ્થરની બાંધેલી છે, વચ્ચેના મહેરાબ ઉપર અરબીમાં કુરાને શરીફનાં વાક્યો

---

૧. મૂળ લેખ આ લખતી વખતે જોઈ શકાયો નથી. પ્રો. કોમીસેરિયેટના ઉતારામાં ખંભાતનું નામ સ્તંભતીર્થને બદલે સ્કંભતીર્થ છે તે ખાસ નોંધવા જેવું છે.

છે. બાજૂમાં આઠ પગથિયાંનો મીંબર છે અને અમદાવાદની મસ્જિદોમાં ઔરંગઝેબના સમયમાં કેટલીક મસ્જિદોમાં મીંબરનાં પગથિયાં ઘટાડવામાં આવ્યાં તેમ અહીં થયું હોય એમ લાગતું નથી.[1]

આ મસ્જિદના લેખમાં સ્પષ્ટ લખ્યું છે કે હિ. સં. ૭૨૫ ના મુહર્રમ માસની ૧૮ મી તારીખે (ઈ. સ. ૧૩૨૫ તા. ૯ જાન્યુઆરીને રોજ ) મુહમ્મદ અલ બુતમારી( અગર ખુતમારી )એ, વિદ્વાન અને નેક બાદશાહ મુહમ્મદ તઘલખના રાજ્યકાળમાં બંધાવી. બીજા એક લેખમાં સુલતાન ફીરોઝ તઘલખના વખતમાં ઝફરખાન ગસ્તુરી નામના મિસ્ત્રીએ બાંધી એમ લખ્યું છે. આ મસ્જિદમાં વચલા મહેરાબ ઉપર કુરાને શરીફનાં વાક્યો છે, જ્યારે આ લેખ મસ્જિદના દ્વાર આગળ એક આઠ થાંભલાનો હિંદુઘાટનો મંડપ છે તેની ઉપર જડેલો છે, બીજી મસ્જિદોની પેઠે વચલા મહેરાબ ઉપર નથી. આ મસ્જિદની બાંધણી અમદાવાદમાં સલ્તનતની શરૂઆતમાં, એટલે પંદરમી સદીની શરૂઆતમાં બંધાયેલી મસ્જિદો જેવી છે. પરંતુ ખંભાતની મસ્જિદ અમદાવાદની મસ્જિદો કરતાં એકસો વર્ષ જૂની છે. આ મસ્જિદ બંધાઈ ત્યારે મુસલમાન સત્તાની સ્થાપના થયાને પચીસ વર્ષ જ થયાં હતાં, એટલે એની બાંધણી જોતાં એ સમયમાં જ એ મસ્જિદ બંધાઈ હશે કે એ સમયમાં માત્ર પાયો નાંખી ધીમે ધીમે વધી હશે એ કહેવું તો મુશ્કેલ છે. લેખમાં તો તારીખ અને વર્ષ ચોક્કસ છે. એમ કહેવાય છે કે આ મસ્જિદ કોઈ જૈન મંદિરને ફેરવીને બાંધેલી છે. પરંતુ અલ્લાઉદ્દીનની ચડાઈમાં મંદિરોનો જે નાશ થયો તેનો કાટમાળ વપરાયો હોય એ બનવાજોગ છે.[2] અલપખાનના

---

૧. જુઓ ખંભાતનો ઇતિહાસ સ્થાપત્ય પ્રકરણ. Arc. Sur. of West. India, Vol. VI.

૨. એ જ ખંભાતના ઇતિહાસમાં આ ચર્ચા કરી છે, પરંતુ તે લખાયા પછી મસ્જિદની એક દીવાલનો થોડો ભાગ પડી ગયો તેમાંથી ઊંધી ચણેલી મૂર્તિઓ નીકળ્યાનું જાણવામાં આવ્યું છે. એટલે મંદિરોની સામગ્રી વપરાઈ હશે એટલું ચોક્કસ છે. પણ મંદિરની ફેરવણી કરીને મસ્જિદ થઈ ન હોય.

વખતમાં જૈનોનું જોર સારું હતું એટલે જૈન મંદિરને ફેરવી મસ્જિદ એ સમયે થઈ એમ માનવાને વધારે આધાર જોઈએ. પ્રાચીન હિંદુ ખંભાત હાલના ખંભાતથી ત્રણ માઈલ દૂર હાલ જ્યાં નગરા ગામ છે ત્યાં હતું, જ્યારે આ મસ્જિદ હાલના ખંભાતમાં દરિયા બાજૂ છે. એ ઉપરથી લાગે છે કે જૈન મંદિરની જગાએ તો મસ્જિદ ન જ બંધાઈ હોય. હિંદુ ખંભાતથી દરિયો દૂર ખસી ગયો હોય એમ માનવાને કારણ છે, અને દરિયાઈ વેપાર કરનારા જે મોટે ભાગે મુસલમાન વેપારીઓ હતા એમની વસ્તી બંદર નજીક અને હિંદુ ખંભાતની બહાર હોય એ બનવાજોગ છે. અલ્લાઉદ્દીનના સમયથી હિંદુ ખંભાત તૂટીને બંદર નજીક વસ્તી વધી હોય એમ સમજાય છે. એ જ સમયમાં સ્થંભનકપુર–થામણાથી સ્થંભનાપાર્શ્વનાથની મૂર્તિ ખંભાતમાં લાવીને રાખી, એટલે એ સમય લગભગમાં જૂનું ખંભાત તૂટીને નવું–બંદર નજીક વધતું ગયું. મુસલમાન વેપારીએ બાંધેલી આ જુમામસ્જિદ નવા ખંભાતમાં–એ લોકની વસ્તીની વચ્ચે બંધાવી. હિંદુ સત્તા ગયે પચીસ જ વર્ષ થયાં હતાં, એટલે અલ્લાઉદ્દીનના લશ્કરે કરેલા નાશમાંથી જૂના ખંભાતમાંથી પુષ્કળ સામગ્રી આ મસ્જિદ માટે મળી એમ માનવામાં વાંધો નથી.

આ મસ્જિદ અમદાવાદમાં શરૂઆતમાં બંધાયેલી મસ્જિદોના જેવી છે. એની ઉપરના નાના મિનારાઓ એ સૂચવે છે. અમદાવાદની મસ્જિદોના વર્ણનમાં એ ચર્ચીશું. આમ છતાં આ મસ્જિદની બાંધણી સમગ્ર દૃષ્ટિથી જોતાં એમાં ધીમે ધીમે વધારો થયો હશે એમ માનવા મન લલચાય છે. આવી મોટી મસ્જિદ કોઈ રાજાએ નહિ પણ એક વેપારીએ બંધાવી છે એ ખંભાતના વેપારીઓની સમૃદ્ધિને ગર્વ કરવા જેવું છે.

### રોજો

મસ્જિદની પાછળ દક્ષિણ બાજૂ અડીને એક મોટી ૨૦૪ ફૂટ લાંબી અને ૪૯ ફૂટ પહોળી જગામાં, એક મોટો રોજો આવેલો છે. તેનો ઘૂમટ પડી ગયો છે પણ તેનો વ્યાસ ૩૯ ફૂટ જેવડો

મોટો છે. રોજો એ માળનો અને ભવ્ય બાંધણીનો લાગે છે. એમાં બે સુંદર કોતરણીવાળી કબરો છે અને ઘૂમટ પડવાથી તેને નુકસાન થયેલું છે. રોજો બંધાવનારની કબર આરસની છે અને તેની બાજૂએ ઊભા પથ્થરમાં કુરાને શરીફનાં વાક્યો લખેલાં છે, અને નીચે લેખ છે તેમાં લખેલું છે કે બુધવાર તા. ૯ મી સફર હિ. સં. ૭૩૪ (તા. ૨૦ ઑક્ટોબર ૧૩૩૩)ને રોજ અરબસ્તાન અને ઇરાનમાં પ્રસિદ્ધ એવો, ધર્મનો સ્તંભ, શહીદ ઉમર બિન અહમદ અલકાઝરૂની પ્રભુની દયામાં આવ્યો (મરણ પામ્યો), વગેરે વગેરે એને બીજાં મોટાં વિશેષણો પણ લગાડયાં છે. આ રોજો અને મસ્જિદ બાંધનારા જુદા છે, અને રોજાની બાંધણી ઉપરથી એ ગૂજરાત સલ્તનતના પાછલા ભાગમાં બંધાયો હોય એમ લાગે છે અને હાલોલના સુલતાન સિકંદરના રોજાની બાંધણી જેવી એની બાંધણી લાગે છે: એટલે ૧૩૩૩ માં માત્ર કબરો થઈ હોય અને રોજો પાછળથી બંધાયો હોય એમ માની શકાય.[1] બીજી કબર ઉપરનો લેખ ઘુમટ પડવાથી બગડેલો છે. લેખ ઉપરથી બીબી ફાતમાની એ કબર હોય એમ સમજાય છે; અને હિ. સં. ૭૮૩ સવાલ માસની ૧૧ મી તારીખ (૩૦ ડિસેમ્બર ૧૩૮૧) માલમ પડે છે. લેખમાં કુરાને શરીફનાં વાક્યો છે.

### ખંભાતની ઈદગાહનો લેખ અને બીજી કબરો

ખંભાતમાં શહેરથી બે માઈલ દૂર ખુલ્લા મેદાનમાં એક ઈદગાહ છે તેના ઉપર સારી સ્થિતિમાં વંચાય એવો લેખ છે. એ લેખ પણ ૭૮૩ હિ. સં. (ઈ. સ. ૧૩૮૧)નો છે અને ફીરોઝશાહ તઘલખના વખતનો છે. અબુલ મુઝફ્ફર ફીરોઝશાહના સમયમાં સૂબા મુફર્રહ સુલતાનીના વખતમાં આ નમાઝગાહે ઈદ બંધાયાનું વ્યક્ત કરે

---

૧. જુઓ. આર્કિ. સરવે, વેસ્ટ-ઇંડિયા, VI, પૃ. ૨૮. એમાં બર્જેસ Kaziruni લખે જે કે જ્યારે પ્રો. કૉમીસેરિયેટ Kazeruni લખે છે તે શા આધારે તે સમજાતું નથી. રોજાની બાંધણી પાછળની છે એ બાબત બર્જેસ કે કૉમીસેરિયેટ કાંઈ કહેતા નથી.

છે. ખંભાતમાં બીજી કેટલીક જૂની કબરો છે. એક ઉપર હિ. સં. ૭૧૬ તા. ૧૭ જમાદીઉલ આખર(૬ સપ્ટેમ્બર ૧૩૧૬)ની તારીખ છે અને ખંભાત શહેરના ખજાનચી ઇખ્તિયાર ઉદ્દૌલા વઉદ્દીનનું નામ છે. શહેરથી એક માઈલ પશ્ચિમે ખ્વાજા ખિદરની કબર છે તેના ઉપર હિ. સં. ૭૭૧ (ઈ. સ. ૧૩૬૯–૭૦)ની તારીખ છે. એ સિવાય સૈયદ અહમદના પુત્ર હાજી યુસુફની ૧૩ મી રબી ૮૧૪(૬ ઑગસ્ટ ૧૪૧૧)ના લેખવાળી, અને હસનના પુત્ર ફખરઉદ્દૌલા વઉદ્દીન અબુબકરની તા. ૧૭મી સફર હિ. સં. ૮૧૮ (૨૯ એપ્રિલ ૧૪૧૫)ના લેખવાળી કબરો છે. આ બે છેલ્લી કબરો પ્રસ્તુત સમયની નથી પણ અહમદશાહના સમયની છે, છતાં તેનો ઉલ્લેખ અહીં જ કર્યો છે.[૧]

## ભરૂચની જુમામસ્જિદ

ગૂજરાતમાં અલ્લાઉદ્દીન ખીલજીનું લશ્કર વંટોળિયાની માફક ફરી વળ્યું તેની અસર ગૂજરાતનાં બધાં મોટાં શહેરોની પેઠે ગૂજરાતના પ્રાચીન બંદર ભરૂચને પણ થઈ. ભરૂચની જુમામસ્જિદ કદમાં ખંભાતના કરતાં નાની છે અને એની સંભાળ ન લેવાયાથી તે છેક ખરાબ હાલતમાં આવેલી છે. એમાં રહેનારાઓએ અંદર રાંધવાને માટે ચૂલા સળગાવવાથી એની સુંદર નકશી છેક કાળી થઈ ગઈ છે. આર્કિયાલૉજિકલ ખાતાના હવાલે આ મસ્જિદ આવી ત્યારે એની દશા છેક ખરાબ હતી, તે હવે સુધરી છે. ઈ. સ. ૧૮૦૩ માં એમાં બ્રિટિશ લશ્કરનો કેટલોક ભાગ રાખવામાં આવ્યો હતો. આ મસ્જિદનો લેખ તદ્દન તૂટેલી હાલતમાં છે અને એના ઉપર માત્ર હિ. સં. ૭૦૧ (ઈ. સ. ૧૩૦૨)ની સાલ હોય એમ અનુમાન થાય છે.[૨]

મસ્જિદ ૧૨૬½ ફૂટ લાંબી અને પર ફૂટ પહોળી છે. થાંભલા વગેરે હિંદુ મંદિરના ઘાટના છે. સામાન્ય માન્યતા હિંદુ મંદિરને

---

૧. આર્કિ. સર્વે-વેસ્ટર્ન ઇંડિયા. VI, પૃ. ૨૯.

૨. એ જ પૃ. ૨૦–૨૨

ફેરવીને મસ્જિદ બંધાયાની છે.[1] પરંતુ એ માન્યતા બધે પ્રચલિત છે. પરંતુ એટલું સત્ય છે કે મસ્જિદમાં મંદિરોની સામગ્રી સૌથી વધારે અને કાંઈ પણ ખાસ ફેરફાર કર્યા વગર વાપરેલી હોય એમ દેખાય છે. આ મસ્જિદની દક્ષિણ બાજૂ પ્રવેશદ્વારની છત્રીમાં જે દ્વાર છે તે તો હિંદુ મંદિરમાંથી કાંઈ ફેર કર્યા વગર ઉપાડી લાવેલું છે અને એને મથાળે જૈન મૂર્તિ પણ દેખાય છે. ઘૂમટોમાં અસાધારણ સુંદર કોતરણી કરેલી છે. આ કોતરણીને ડૉ. બર્જેસ હિંદની સર્વોત્તમ કારીગરીઓની પંક્તિઓમાં મૂકે છે. પરંતુ આ મસ્જિદના બીજા ભાગોની પેઠે આ ઘૂમટો પણ હિંદુ કે જૈન મંદિરોમાંથી પથ્થરે પથ્થર લાવીને ઊભા કરેલા સ્પષ્ટ જણાય છે. મસ્જિદને માટે જ એ કોતરણી કરેલી નથી. અને જૈન અગર હિંદુ મંદિરમાં ઘૂમટોમાં આ કોતરણી એક સામાન્ય વસ્તુ છે. મસ્જિદો માટે કદાચ તે હિંદમાં ડૉ. બર્જેસ કહે છે તેમ અજોડ ગણાય.[2]

## ભરૂચની ઈદગાહ

ભરૂચની બહાર પશ્ચિમે વેજલપુરને રસ્તે ગૂજરાતમાં ઈદગાહોમાં સુંદર ગણી શકાય તેવી ઈદગાહ છે. તેના ઊંચા મીંબર ઉપર ઈ. સ. ૧૩૨૬ નો ફારસીમાં લેખ છે. ઈદગાહની આસપાસ કોટ કરેલો છે. લેખમાં હિ. સં. ૭૨૬ ના રબીઉલ અવલ માસની ૨૫ મી તારીખ આપેલી છે (૧ માર્ચ ૧૩૨૬) અને મુહમ્મદ તઘલખના સમયમાં મલિક ઉસ્શર્ક ફખરુદ્દૌલા વ-ઉદ્દીન મુહમ્મદ બુતમારીએ બંધાવ્યાનું લખે છે. તાજુદ્દીન મુહમ્મદ બહાઉલમુલ્કની દેખરેખ નીચે બંધાયું પણ લખે છે. આ રીતે ખંભાતમાં જુમામસ્જિદ બંધાવનારો મુહમ્મદ બુતમારી કે ખુતમારી એ જ આ ઈદગાહ બંધાવનારો છે એમ

---

૧. થાંભલા અને એની ગોઠવણી હિંદુ મંદિર જેવી છે. પણ મસ્જિદ મંદિરથી ઘણી મોટી હોય છે તેથી મંદિરની ગોઠવણી ફેરવાય એ અશક્ય છે. મંદિરોનો બધો સામાન વપરાય તે શક્ય છે.

૨. Arch. S. of West. Ind. VI, પૃ. ૨૦-૨૨.

નક્કી થાય છે. આ લેખ લખનાર તરીકે સૈયદ કમાલનું નામ છે.[૧]

## ધોળકાની હિલાલખાન કાજીની મસ્જિદ

ખંભાત અને ભરૂચ પછી અમદાવાદ વસ્યા પહેલાંનાં મુસ્લિમ યુગનાં મકાનોમાં ધોળકાનું નામ આવી શકે. ધોળકા વાઘેલા સમયમાં ગૂજરાતનું બીજી પંક્તિનું શહેર ગણાતું હતું અને કોઈ કોઈ વાર રાજધાની જેવું પણ તે સમયમાં થયું હતું. એ શહેરમાં ઈ. સ. ૧૩૩૩ માં બંધાયેલી હિલાલખાન કાજીની મસ્જિદ આજે પણ ધ્યાન ખેંચે છે. આ મસ્જિદ અંદરથી ચોક સાથે ૧૪૨ ફૂટ ઉત્તરદક્ષિણ અને ૧૪૭ ફૂટ પૂર્વપશ્ચિમ લંબાઈ–પહોળાઈની છે. આ મસ્જિદનો પ્રાર્થનાનો ભાગ ૩૫ ફૂટ બાદ જતાં ચોક ૧૦૬ ફૂટ થાય છે. આ મસ્જિદ પણ કેટલેક અંશે અમદાવાદમાં શરૂઆતમાં બંધાયેલી મસ્જિદોને મળતી આવે છે અને તેના ઉપર નાના દેખાવ માત્રના મિનારા છે, અને તે મકાન સાથે મળી જાય તેવા નહિ પણ જાણે જુદા ચોંટાડ્યા હોય તેવા લાગે છે. ભરૂચની મસ્જિદની પેઠે થાંભલા અને ઘૂમટની અંદર છતો જેમાં સુંદર કોતરણી કરેલી છે તે આખી ને આખી હિંદુ મંદિરોમાંથી લીધેલી જણાઈ આવે છે. મહેરાબ આરસની સુંદર કારીગરીવાળા છે. આ મસ્જિદમાં અમદાવાદની મસ્જિદોની પેઠે મુલુકખાનું, સ્ત્રીઓને માટેની જગા પણ કરેલી છે. એની ગોઠવણનું વર્ણન આગળ અમદાવાદનાં મકાનોના પ્રકરણમાં કરીશું.[૨] આ મસ્જિદના પૂર્વના મુખ્ય પ્રવેશદ્વાર ઉપર હિંદુ ઘાટની સુંદર રીતે બાંધેલી છત્રી છે અને આ જાતની છત્રીઓમાં ઉત્તમ કહી શકાય તેવી છે. ચોરસ ને ત્રણ બાજૂએથી બબ્બે થાંભલા ઉપર નાના ચોરસ વડે આગળ ખેંચીને તેમાં પગથિયાં પાડવામાં આવ્યાં છે. અને તેના ઉપર ધાબાંથી વચ્ચેના ચોરસ ઉપરનો ઘૂમટ જરા ઊંચો

૧. પ્રો. કોમીસેરિયેટનો અંગ્રેજી ઇતિહાસ, પૃ. ૬૭.

૨. મુલુકખાનું મસ્જિદની અંદર એક ખૂણે થાંભલા ઉપર જુદું બનાવ્યું તેને જાળી કહે છે જેથી સ્ત્રીઓ પણ ધર્મ કથા શ્રવણ કરી લાભ લઈ શકે.

લીધો છે. આથી ખૂણાવાળી ભાગેલી બાંધણી ઘણી જ મનોહર લાગે છે. આ મસ્જિદનો મીંબર પણ આરસનો અને ઉત્તમ કારીગરીવાળો છે.[1]

મસ્જિદમાં વચલા મહેરાબની પાસે જિલહજ માસની તારીખ ૨૭ મી હિ. સં. ૭૩૩ (ઈ. સ. ૧૩૩૩ તા. ૮ સપ્ટેમ્બર)નો લેખ છે. બાદશાહ તરીકે મુહમ્મદ તઘલખનું નામ છે, અને મલિક ઉલમુલ્ક ઉશ્શર્ક રુકનુદ્દૌલત વઉદ્દીન ફતહ સરદાર એક દિલખાસનું નામ અધિકારી તરીકે અને બંધાવનારનું નામ મફખર ઉલઉમરા મુકર્રબ ઉદ્દૌલત વઉદ્દીન હિલાલ મુલ્લૌ (?) અગર મલેકીનું નામ છે. બાંધનાર શિલ્પી અબ્દુલ કરીમ લતીફ છે.[2]

## ધોળકાની જૂની જુમામસ્જિદ

ધોળકામાં જૂની જુમામસ્જિદને નામે ઓળખાતી બીજી મસ્જિદ છે. એ ઈ. સ. ૧૩૬૧ માં ફીરોઝશાહ તઘલખના સમયમાં બંધાઈ છે. પંદરમી સદીમાં બીજી જુમામસ્જિદ બંધાઈ ત્યાં સુધી આ મસ્જિદ જુમામસ્જિદ કહેવાતી હતી. આ મસ્જિદ અંદરથી ૧૬૮$\frac{1}{2}$ ફૂટ લાંબી અને ૬૯ ફૂટ પહોળી છે, પણ એનો ચોક ૩૬ ફૂટ માત્ર પહોળો અને ૧૩૪ ફૂટ લાંબો છે. થાંભલા વગેરે સામગ્રી આ સમયની બીજી મસ્જિદોની પેઠે હિંદુ મંદિરોમાંથી આખીયે ઉપાડીને લાવેલી છે. આ મસ્જિદમાં મોટું ટાંકું હોવાથી લોકોમાં એને ટાંકા મસ્જિદ પણ કહે છે.

## એનો લેખ

મસ્જિદમાં લેખ છે તેમાં બંધાયાની તારીખ ત્રણ વાર આવે છે. અરબીમાં એક વાર અને ફારસીમાં બે વાર બંધાયાની સાલ. હિ. સં. ૭૬૨ ના રબીઉલ આખરની ૧૦ મી છે (ઈ. સ. ૧૩૬૧, ૧૭ મી ફેબ્રુઆરી). સુલતાન ફીરોઝ તઘલખના સમયમાં મુફખર અલખવાસ

---

૧ Arch. S. of West. Ind. VI, પૃ. ૩૦-૩૨.

૨. એ જ પૃ. ૩૨. શિલ્પીનું નામ એમ સૂચવે છે કે મુસ્લિમ બાંધણી માટે ધ્યાન અપાયું હોય; તેની ચર્ચા આગળ કરીશું.

ઇખ્તિયાર ઉદ્દૌલત વઉદ્દીન મુફર્રહ સુલતાનીએ પોતાની ખાનગી મિલકતમાંથી બંધાવી એમ લખ્યું છે. આ અમીરને ઘણાં વિશેષણો લગાવ્યાં છે. ફારસી કવિતાના લેખમાં ફીરોઝ તઘલખને બીજો સિંકદર (એલેકઝાંડર) કહ્યો છે. અંબરની ઇંટો, તાર્તરીની કસ્તૂરી અને કપૂરનો ચૂનો વાપર્યો છે એમ કહીને કવિત્વ ઠાલવ્યું.[૧]

## માંગરોળ

ઉપર જોયું તેમ ધોળકા સિવાય મોટે ભાગે બંદરોમાં આ સમયનાં મુસલમાન બાંધકામ વધારે મળે છે. તેવી જ રીતે કાઠિયાવાડમાં પણ બંદરમાં જ તેના અવશેષો ખાસ મળે છે. એવા અવશેષો આજે માંગરોળમાં વધારે જણાય છે. માંગરોળને મંગલપુર કહેતા અને કાન્હડદે પ્રબંધમાં તેનું દેશી રૂપ મંગલહુર આપેલું છે. એનું માંગલોર થઈને કાઠિયાવાડની બોલીમાં બને છે તેમ વર્ણવિપર્યયથી માંગરોળ થયું. આ સોરઠી મંગલપુર ઉપરથી દક્ષિણ કોંકણમાં બીજું મંગલપુર વસેલું અને તે આજે મેંગલોર નામથી પ્રસિદ્ધ છે. એ બેમાં આપણું માંગરોળ વધારે પ્રાચીન છે. ઈ. સ. ની બીજી સદીમાં ટોલેમીએ એનું નામ મોનોગ્લોસમ્ લખેલું છે. અલ્લાઉદ્દીને ગૂજરાત કાઠિયાવાડને તારાજ કર્યું ત્યારે લીલી નાઘેરનો ભાગ મુસલમાન સત્તા નીચે આવેલો. પરંતુ એ પછી થોડો સમય માંગરોળમાં હિંદુ રાજા હોય એમ સ્પષ્ટ થાય છે, કારણ કે માંગરોળની સોઢળી વાવના વિ. સં. ૧૩૭૫(ઈ. સ. ૧૩૧૯)ના લેખમાં એ વાવ રાવળ મહીપાળદેવના રાજ્યમાં બંધાયાનો ઉલ્લેખ છે. ફીરોઝ તઘલખના વખતમાં ઇઝુદ્દીન અને સૈયદ સિંકદરની સરદારી નીચે જ લશ્કર કાઠિયાવાડમાં ગયેલું, તેણે લગભગ આખો દક્ષિણ કિનારાનો

---

૧. એનો અર્થ ડૉ. બર્જેસ ફૂટનોટમાં ( A. S. West. Ind. VI, P. 33 )માં એવો કરે છે કે ભોંયમાં પીળા અને કાળા રંગનાં ફૂલોની ભાત કરેલી હતી, અને ચૂનો કપૂર જેવો ધોળો હતો.

ભાગ મુસલમાન સત્તા નીચે આણ્યો, અને માંગરોળના ગોહિલ રાવળોને હરાવ્યા.[1]

### ૧૮૦૦ કન્યાઓના લગ્નના મંડપની દંતકથા

એમ કહેવાય છે કે બરડાના ડુંગરોમાં આવેલા ધૂમલીમાં જ્યારે પોરબંદરના ભાણ જેઠવાની રાજધાની હતી ત્યારે એણે પોતાની માનીતી રાણીનો ત્યાગ કર્યો હતો, અને પછીથી એને પાછી તેડાવવા માટે શાસ્ત્રીઓની સલાહ લીધી. શાસ્ત્રીઓએ ચુકાદો આપ્યો કે જો એક દિવસે અઢારસો કન્યાઓને કન્યાદાન આપી તેનું ખર્ચ રાજા કરે તો રાણીને પાછી બોલાવાય. આ માટે રાજાએ એક મોટો મંડપ વિવાહ માટે બાંધ્યો. આ મંડપને શમ્સુદ્દીન અનવરખાન, જે ફીરોઝ તઘલખનો ગૂજરાતનો નાયબ સૂબો હતો, તેણે તોડી નાંખ્યો, અને આરામશાહનો પુત્ર ઇઝ્ઝુદ્દીન, જે કાઠિયાવાડના અધિકાર ઉપર હતો, એણે એ મંડપને ફેરવીને ત્યાં જુમામસ્જિદ બાંધી. આ પ્રમાણે રણછોડજી દીવાનની તારીખે સોરઠમાં વર્ણન કરેલું છે.[2]

### મંડપની જગાએ મસ્જિદ

માંગરોળની આ જુમામસ્જિદને અમદાવાદની મોટી જુમામસ્જિદ સાથે સરખાવવામાં આવે છે. ફેર માત્ર એટલો જ કે એના ઉપર મિનારા નથી. આ મસ્જિદમાં અસંખ્ય થાંભલા છે અને પડાળીઓના થાંભલા એવડા ઊંચા છે. થાંભલા વગેરે સામાન હિંદુ મંદિરોનો હોય

---

૧. પ્રો. કૉમીસેરિયેટનો અંગ્રેજી ઇતિહાસ પૃ. ૭૨-૭૩. માંગલોરનું માંગરોળ એવા વિપર્યાય કાઠિયાવાડમાં થાય છે જેમકે વે'વાઈશાળનું વેરાવાળ.

૨. આ વાતમાં કેટલું સત્ય તે સમજાતું નથી. અઢારસો કન્યાઓ પરણાવવા માટે પાકો પથ્થરનો મંડપ બાંધવાની વાત મનાય એવી નથી, [સંભવ તો એવો છે કે પાશુપતોનો કે અન્ય પ્રકારના સંન્યાસીઓનો એ કોઈ મઠ હશે. તેમાંના પથ્થરો ઉપરનાં **જોગી**નાં નામો એવું કાંઈક બતાવે. કર્ણના વખતનો સં. ૧૩૫ [૩] નો શિલાલેખ પણ અહીંનો જ મંડપના થંભનો છે. ૬ ઠ્ઠી લીટીથી લેખ તૂટે છે, એટલે લેખનું નિમિત્ત સ્પષ્ટ નથી. એ સમયે ત્યાં મઠની સ્થાપના થઈ સંભવે. (શ્રી. કે. કા. શાસ્ત્રી) ]

એમ સ્પષ્ટ દેખાય છે, અને કેટલાક ઉપર દેવનાગરીમાં નામો પણ દેખાય છે.[1] મસ્જિદના આંગણામાં વાવ છે અને તે જૂના મકાનને લગતી હોય એમ જણાય છે. મસ્જિદનો લેખ બહારના દરવાજા નજીક પૂર્વમાં આવેલી વહોરાઓની મસ્જિદની દીવાલમાં નાખેલો મળી આવે છે.

### લેખ

લેખમાં સામાન્ય રીત પ્રમાણેનાં વાક્યો સાથે કહે છે કે ફીરોઝ તઘલખના વખતમાં હિ. સં. ૭૮૫(ઈ. સ. ૧૩૮૪–૮૫)માં આરામ-શાહના પુત્ર ઇઝુદ્દીને મસ્જિદ બંધાવી, અને લખનારનું નામ તહેર ઉસમાન ઝફરી, એમ લખેલું છે.[2]

### મસ્જિદે રહેમત અને રાવળી મસ્જિદ

આ જુમામસ્જિદ ઉપરાંત માંગરોળમાં મસ્જિદે રહેમત–દયાની મસ્જિદ–અને રાવળી મસ્જિદ નામે બે મસ્જિદો નોંધવાને પાત્ર છે. મસ્જિદે રહેમત શહેર બહાર, ઈશાને, માંગરોળના શેખના મકબરાની નજીકમાં છે. એ મસ્જિદના લેખમાં એના બંધાયાની સાલ હિ. સં. ૭૮૮ ( ઈ. સ. ૧૩૮૨–૮૩ ) આપેલી છે અને ફીરોઝ તઘલખના વખતમાં કાજી ઉલ કુતુબે બંધાવી એમ લખેલું છે. લેખ અરબી ભાષામાં છે. દરબારગઢ બહાર રાવળી વાવ ઉપર આવેલી બીજી મસ્જિદને રાવળી મસ્જિદ કહે છે તેનું કારણ રાવળના મંદિરને ફેરવીને બનાવી તેથી હોવું જોઈએ. આ મસ્જિદના પ્રવેશ-દ્વારને મોટી છત્રી કરેલી છે. એનો લેખ પાસેની દરગાહની દીવાલમાં જડી લીધો છે, અને બંધાયાનું વર્ષ હિ. સં. ૭૮૮ (ઈ. સ. ૧૩૮૬ ) આપેલું છે. ફીરોઝ તઘલખના સમયમાં હિસામના પુત્ર

૧. [ધ્યાન ખેંચનારા શબ્દો મસ્જિદ માંહેના ઉત્તર બાજૂના એક થાંભલા ઉપર सिद्ध भयंकर नाथ जोगी તેમ જ जोगी जंगम राउल जत राउल છે. આમાંના પાછલા શબ્દો સોરઠને દરિયા–કાંઠે આવેલાં, મૂળ માધવપુર વગેરેમાંનાં જૂનાં મંદિરોમાં પણ જોવામાં આવે છે. ( શ્રી. કે. કા. શાસ્ત્રી ) ]

૨. એ જ પૃ. ૭૩.

મલેક અબદુલ મલેકે બંધાવી એમ લખ્યું છે. આ લેખમાં ફીરોઝ તઘલખને, ભાગ્યમાં સિકંદર સાથે અને જાહોજલાલીમાં ફરદૂન સાથે સરખાવ્યો છે. હાતીમતાઈ એનું અજીઠું ખાય છે, અને કેખુશરૂ એનું રખેવાળું કરે છે એમ લખીને ફીરોઝશાહ તઘલખને ખૂબ ચડાવી દીધો છે.

### માંગરોળના કિલ્લાનો લેખ

માંગરોળમાં શહેરને ફરતા કોટનો અને અંદરના કિલ્લાનો એમ બે લેખ ચૌદમી સદીના મળેલા છે. તેમાંનો એક દરબારગઢ નજીક દફતરખાનામાં છે. લેખ અંદરના કિલ્લાનો છે અને તેમાં તા. ૧૪ મી રજબ ૭૯૭ ( ૫ મે ૧૩૯૫ )ની સાલ છે. તે સમયે દિલ્હીમાં નસત જહાન શહેનશાહ હતો અને ગૂજરાતનો સૂબો મુઝફ્ફર ઝફરખાન હતો તે વખતે મલિક યાકુબ સોરઠનો અધિકારી હતો અને મલિક મુસા કોટવાલ હતો. આ કોટવાલે માંગરોળનો અંદરનો કિલ્લો બંધાવ્યો એમ લખે છે. મુઝફ્ફર ઝફરખાન માટે લખે છે કે ગૂજરાતમાં એવો સૂબો થયો નથી ને થવાનો યે નથી.

એ જ લેખમાં નીચે સંસ્કૃતમાં પણ લેખ છે. તેમાં લખે છે કે વિ. સં. ૧૪૫૨ ના વૈશાખની પૂર્ણિમા ને રવિવારે (૧૩ એપ્રિલ ૧૩૯૬) જ્યારે યોગિનીપુરમાં નસરત બાદશાહનું રાજ્ય હતું ત્યારે, અને ઝફરખાન ગૂજરાતમાં એનો સૂબો હતો ત્યારે, અને સોરઠમાં મંગલપુરમાં રાય મુલતાનીનો પુત્ર, વેપારીઓમાં રત્ન, થમીય મલિક યાકુબ અધિકારી હતો ત્યારે, કોટવાલ મુસાએ કિલ્લાને લોખંડનાં દ્વાર કરાવ્યાં.

### બહારના કોટનો લેખ

બહારના કોટનો લેખ પણ દફતરખાનામાં જ છે. એમાં દિલ્હીના તે સમયના બાદશાહનો ઉલ્લેખ એનું નામ લખ્યા વગર જ કર્યો છે. લેખ આ પ્રમાણે કહે છે : દિલ્હીમાં દુનિયાનો મોટો બાદશાહ રાજ્ય કરતો હતો ત્યારે ગૂજરાતમાં સંપૂર્ણ સત્તાધીશ ઝફરખાન વજીહ ઉલમુલ્ક સૂબો હતો. ઝફરખાન પવિત્રતામાં ઉસમાન જેવો હતો; બળમાં ખલીફ હૈદર જેવો હતો; ડહાપણમાં અસફ જેવો હતો; અને યુદ્ધમાં રુસ્તમ જેવો હતો. એ વખતે સોરઠનો અધિકારી મલિક બદર

બીંઝલ હતો, અને માંગરોળ મલિક શેખ બિન તાજના તાબામાં હતું. એણે માંગરોળનો પિત્તળ જેવો મજબૂત કોટ બંધાવ્યો. બંધાયાની સાલ હિ. સં. ૮૦૦ (ઈ. સ. ૧૩૯૭–૯૮) આપેલી છે.[૧]

આ લેખમાં બાદશાહનું નામ નથી લખ્યું એ મહત્ત્વની વાત છે અને એ સમયે તૈમૂરની ચડાઈને લીધે દિલ્હીમાં ગાદી ઉપર ખરી રીતે કોણ હતો એ લેખ લખાયો તે સમયે નક્કી કહેવું મુશ્કેલ હતું. દિલ્હીની ગાદી માટે સુલતાન ફીરોઝ તઘલખના બે પૌત્રો નાસિરુદ્દીન મહમૂદશાહ અને નસરતશાહ બન્ને પોતપોતાની સત્તા જમાવવા પ્રયત્ન કરતા હતા. નસરતશાહ ફીરોઝાબાદમાં રહેતો હતો અને મહમૂદ દિલ્હીમાં રહેતો હતો. બદૌની મનતુખેબુત્તવારીખમાં લખે છે કે આ સમય તૈમૂરની ચડાઈને લીધે ખૂબ જ અંધાધૂંધીવાળો હતો.

### સૈયદ સિકંદરની દરગાહ

ચૌદમી સદીના પાછલા ભાગના અવશેષોમાં માંગરોળના રક્ષક સંત, સૈયદ સિકંદરની બંદર પાસે આવેલી દરગાહને ખાસ ગણાવી શકાય. એઓ ઉચ્છના પ્રખ્યાત સંત મખદુમ જહાનિયાંના શિષ્ય હતા. સૈયદ સિકંદર ફીરોઝ તઘલખના સમયમાં માંગરોળ ઉપર ચડાઈ થઈ ત્યારે ત્યાં આવેલા, અને યુદ્ધમાં સક્રિય ભાગ લીધેલો. એના ઇનામના બદલામાં બાદશાહ તરફથી એમને એક ગામ પણ મળેલું. એમ કહેવાય છે કે ઇઝુદ્દીન આરામે જે જીત મેળવી તે આ સંતને આભારી હતી. એમની સંગ્રહેલી ચીજો જેમાં જૂના ધ્વજો અને ચમત્કારી પ્યાલો વગેરે એમના ('બડી મેડીવાળા' નામથી પ્રસિદ્ધ સૈયદ) વંશજોએ આજ સુધી રાખેલી છે અને ઈદને દિવસે કેટલીક ચીજો ધારણ કરવામાં આવે છે. આ સંગ્રહેલી વસ્તુઓને માંગરોળના મુસલમાનો પવિત્ર ગણે છે.[૨]

---

૧ પ્રો. કોમીસેરિયેટનો અંગ્રેજી ઇતિહાસ, પૃ. ૭૬–૭૭, પ્રો. કોમીસેરિયેટ માંગરોળ સ્ટેટમાંથી આ ઉપયોગી અને સત્તાવાર ખબર મેળવી છે. આ ખબર પદ્ધતિસર હજી કોઈ બીજા ગ્રંથમાં મળતી નથી.

૨. એ જ પૃ. ૭૭.

## આ બાંધકામની કેટલીક ચર્ચા

અમદાવાદની સલ્તનત સ્થાપિત થયા પહેલાંના કેટલાક અવશેષ રૂપ રહેલાં મકાનોની ટૂંકી વિગત અહીં જોઈ. એમાં કેટલીક મસ્જિદોની બાંધણી તે સમય કરતાં એકસો વર્ષ પછીની હોય એવી લાગે છે તે ચર્ચા પણ આગળ કરી. કેટલાક વિદ્વાનોનો એવો મત પણ છે કે લેખની સાલ બાંધકામ શરૂ થયાની હોય અગર મુખ્ય ભાગ પૂરો થયાની હોય, અને બાકીનું બાંધકામ પાછળથી થયું હોય, અગર પાછળથી મરામત વખતે ઉમેરા થયા હોય.[1] પરંતુ સર જહોન માર્શલ લખે છે તેમ અલ્લાઉદ્દીન ખીલજીના સમયમાં દિલ્હીમાં મુસલમાન સ્થાપત્ય સારી સ્થિતિમાં વધ્યું હતું.[2] અને ગૂજરાતનું હિંદુ સ્થાપત્ય તો ઉત્તમ હતું જ. એટલે આ મુસલમાન સ્થાપત્ય દિલ્હીના ઉસ્તાદ બાંધનારાઓની દોરવણીથી ગૂજરાતમાં પણ શરૂઆતમાં જ સારી રીતે વધ્યું હોય એ બનવાજોગ છે. ઉપર આવી ગયેલા લેખોમાં મુસલમાન સ્થપતિઓનાં નામ છે એ પણ આમ સૂચવે છે. એટલે ગૂજરાતમાં મુસલમાન રાજ્યની શરૂઆતનાં ૨૫ વર્ષમાં જ સ્થાપત્ય ઠીક ઠીક દશામાં થયું હતું એમ માનવામાં બહુ વાંધો નથી. માત્ર શરૂઆતની મસ્જિદોમાં કામ આવે એવો સર્વ સામાન એમનો એમ હિંદુ મંદિરોનો લીધો એ સ્પષ્ટ જ છે. આ સમયમાં અને અહમદશાહના સમયનાં શરૂઆતમાં નાનાં બાંધકામોમાં જે સામ્ય દેખાય છે તે શરૂઆતથી જ હોય એમ માનવાને પણ વાંધો નથી. એમાં સુધારા વધારા થઈ ઊંચી કક્ષાએ આ સ્થાપત્ય પહોંચ્યું તે અહમદશાહની સત્તા જામ્યા પછી.

---

૧. [illegible] મસ્જિદ માટે મને પણ એ શંકા થયેલી.
૨. કેમ્બ્રિજ હિસ્ટ્રી ઓફ ઇન્ડિયા, [illegible] સ્થાપત્યનું ખાસ પ્રકરણ.

સંશોધન ગ્રંથમાળા, ગ્રંથાંક ૪૪
શ્રી ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન–સંશોધન વિદ્યાભવન

# ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ

## ઈસ્લામ યુગ

### ખંડ ૨

[ અહમદશાહ થી મહમૂદ બેગડા સુધી

: લેખક :
સ્વ. શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટે, બી. એ.

•

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

પ્રકાશક :
રસિકલાલ છો. પરીખ, શ્રી ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન,
ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ



દ્વિતીય સંપાદન
પ્રત, ૧૧૦૦

***

વિ. સં. ૨૦૨૦
ઈ. સં. ૧૯૬૪

કી. છ રૂપિયા

•

મુદ્રક :
મણિભાઈ પુ. મિસ્ત્રી, આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

# નિવેદન

ગુજરાત વિદ્યાસભાએ સંશોધન ક્ષેત્રમાં વ્યવસ્થિત પ્રયત્ન વર્ષોથી આદર્યો છે, જેના ફલસ્વરૂપે સ્વતંત્ર રીતે તેમજ શ્રી ભો. જે. અધ્યયન–સંશોધન વિદ્યાભવન દ્વારા અનેક મહત્ત્વના ગ્રંથ પ્રસિદ્ધ કર્યા છે. એના દ્વારા પ્રસિદ્ધ થયેલા ગુજરાતના ઇતિહાસ–સંશોધનના વિષયમાં સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રીનો "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ" અને શ્રી. રત્નમણિરાવ ભી. જોટેનો "ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ–ઇસ્લામયુગ–ખંડ ૧ થી ૪" એ મહત્ત્વના ગ્રંથ પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. પ્રસ્તુત ગ્રંથ (ખંડ ૨ જો) અહમદશાહ સુલતાનથી લઈ મહમૂદ બેગડાના સમય સુધીનાં સાંસ્કૃતિક વિવિધ બળોને આવરી લેતા ગ્રંથનું પુનર્મુદ્રણ છે.

ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ–૧
તા. ૧–૩–૧૯૬૪

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
શ્રી ભો. જે. વિદ્યાભવન

## પ્રસ્તાવના

( પ્રથમ સંપાદન વખતે )

ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનો પહેલો ખંડ બહાર પડયો ત્યારે બાકીના ખંડ બહાર પડતાં વિલંબ નહિ થાય એવી આશા રાખી હતી, એટલે પ્રસ્તાવના છેવટના ભાગમાં આપવા ધાર્યું હતું; પરંતુ તબિયત અને સંજોગોનાં વિઘ્નો એવાં આવ્યાં કે એનો આ બીજો ખંડ બહાર પાડતાં જ ઘણો સમય વીતી ગયો. આ ભાગમાં મુસ્લિમ સમયના ઇતિહાસમાં ગૂજરાત સલ્તનતનો ઇતિહાસ પણ સંપૂર્ણ થઈ શકયો નથી. ત્રીજા ખંડમાં એ વિભાગ સંપૂર્ણ કરવાની આશા છે. આ કારણથી રીતસરની પ્રસ્તાવના હવે પછીના ભાગ માટે રાખી સંજોગોની સમજૂતી આપતી આ ટૂંકી પ્રસ્તાવના આ ભાગમાં આપી છે.

આજના ઇતિહાસ–વિજ્ઞાનના સિદ્ધાન્તો પ્રમાણે રાજાઓ અને લશ્કરની દોડાદોડ અને વિજયોનું વર્ણન કે તારીખો એ સાંસ્કૃતિક ઇતિહાસ નથી; પરંતુ આપણા દેશની ઇતિહાસ–સામગ્રી, આપણા સામાજિક બંધારણના વિશિષ્ટ સંજોગો, અને આપણા પ્રાચીન સાહિત્યની ઇતિહાસને નોંધવાની વિશિષ્ટ પણ વિચિત્ર રીત, આપણા સાહિત્યની માનસિક ભૂમિકા, વગેરેને ધ્યાનમાં લેતાં, આપણા દેશમાં ઇતિહાસલેખન બીજા દેશો કરતાં કાંઈક ભિન્ન પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે. રાજ્ય અને રાજાઓ માટેની આપણી પ્રાચીન ભાવનાને પણ ઇતિહાસ લખતી વખતે દૂર રાખી શકાતી નથી અને રાજકીય ઇતિહાસે સાંસ્કૃતિક ઇતિહાસ ઘડવામાં જે ફાળો આપ્યો તે જોતાં એ ઇતિહાસ પણ સંસ્કૃતિની દૃષ્ટિએ દૂર મૂકી શકાય એમ નથી. આ દૃષ્ટિએ સાંસ્કૃતિક ઇતિહાસની એક ટૂંકી મીમાંસા હવે પછીના

ખંડની પ્રસ્તાવનામાં કરવા ધાર્યું છે. એ ખંડ બહાર પડ્યા છે તેમાં સાંસ્કૃતિક દૃષ્ટિએ જ્યાં ધ્યાન દોરવાનું હોય ત્યાં પ્રયત્ન કર્યો છે, એટલે પ્રકરણોને મથાળે સુલતાનોનાં નામો જોઈ "આ તો જૂની રીત પ્રમાણે રાજાઓનો ઇતિહાસ છે" એમ ન મનાય એવી વિનંતિ છે. હવે પછીના ભાગમાં આ વાત વધારે સ્પષ્ટ થશે અને શુદ્ધ સાંસ્કૃતિક પ્રકરણો પણ આવશે.

ઇતિહાસના લખાણમાં આધાર માટે નીચે નોંધો આપવી જ પડે છે. એમાં બે રીતો જોવામાં આવે છે: એક માત્ર આધાર-ગ્રંથનું નામ અને પાનું; બીજું એ સાથે થોડી ચર્ચા અને લેખકનો અભિપ્રાય. આ ગ્રંથમાં એવી નોંધો કોઈને કદાચ લાંબી કે કંટાળો આપે એવી લાગે; પરંતુ આધાર ઉપરાંત ચર્ચા, સરખામણીઓ, ઇતિહાસમાં સ્થાન આપી શકાય એવી રસમય લોકકથાઓ તથા કહેવતો, વગેરે આપવાથી લંબાણ થયું હોય ત્યાં પણ કંટાળો આવે એવું તો નહિ લાગે એવી આશા છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ કોઈ ઐતિહાસિક બાબત માટે ધ્યાન ખેંચવાનું હોય તે પણ નોંધમાં ઉલ્લેખ્યું છે, મતભેદ પણ એમાં બતાવ્યા છે, એ દૃષ્ટિએ નોંધો તરફ જોવાની વિનંતિ છે.

૧૯૫૪ રત્નમણિરાવ ભીમરાવ

# અનુક્રમણિકા

પ્રકરણ

# પ્રકરણ ૧૯ મું

## અહમદશાહ ૧ લો

## અમદાવાદ : ગૂજરાતનું પાટનગર

### સ્વતંત્ર મુસ્લિમ ગુર્જર મહારાજ્યની સ્થાપના

સ્વતંત્ર ગૂજરાતી બાદશાહતનો મૂળપુરુષ અને સ્થાપક મુઝફ્ફરશાહ હતો. પહેલો સ્વતંત્ર બાદશાહ—નામનો પણ—તેનો પુત્ર મુહમ્મદશાહ થયો હતો. આમ છતાં પણ ગૂજરાતની સ્વતંત્ર બાદશાહતનો વંશકર્તા તો અહમદશાહ[1] જ કહેવાય. ઓગણીસ વર્ષ પૂરાં કરી, કાચી યુવાવસ્થામાં, ઈ. સ. ૧૪૧૧ ના જાન્યુઆરી માસની ૧૦મી તારીખે એ ગાદીએ આવ્યો.

### અહમદશાહના પિતરાઈઓ અને બીજા અમીરોનો બળવો

અહમદશાહ ગાદીએ આવતાંની સાથે જ તેના પિતરાઈઓએ બળવો કર્યો. મુઝફ્ફરશાહના તાતારખાન સિવાય ચાર પુત્રો, અહમદશાહના કાકાઓ, ફિરોઝખાન, હૈબતખાન, સઆદતખાન અને શેરખાન

---

૧. ગૂજરાત સલ્તનતને અહમદશાહી વંશ કહેવાય છે. મૂળપુરુષ કે સ્થાપક કરતાં પણ વંશકર્તાનું મહત્ત્વ જુદું જ છે. મૂળપુરુષ મુઝફ્ફરશાહ કહી શકાય, વંશમાં સૌથી નામાંકિત કીર્તિ હિંદની બહાર પણ ગઈ હતી તેવો મહમૂદ બેગડો કહી શકાય, પણ વંશકર્તા તો અહમદશાહ જ કહેવાય. એક દાખલો લઈએ:—ભગવાન રામચંદ્ર ચિરકીર્તિવાળા થયા. તેમના વંશનો મૂળપુરુષ વિવસ્વાન કહો કે ઇક્ષ્વાકુ કહો, પરંતુ વંશકર્તા તો રઘુ જ કહેવાય. જેના ઉપરથી રામ પોતે 'રાઘવ' કહેવાય.

નામે હતા. ફિરોઝખાન અને તેના પુત્ર મોઇયુદ્દીન પાસે વડોદરાની સૂબાગીરી હતી. શેખમલીક ઉર્ફે મસ્તીખાન, ઉર્ફે હબીબ નામે એક મુઝફ્ફરનો પુત્ર સુરત અને રાંદેરનો સૂબો હતો એમ પણ તવારીખકાર લખે છે.[૨] ખંભાતનો સૂબો અમીર મહમૂદ બરકી, મલીકશાહ, અને કરીમ ખુશરૂ વગેરે મુસલમાન અમીરો મુઝફ્ફરશાહના પુત્રોને જઈ મળ્યા અને અહમદશાહ સામે બળવામાં સામેલ થયા. જીવણદાસ ખત્રી અને પ્રયાગદાસ નામે બે હિંદુ[૩] સરદારો પણ તેમને મળ્યા. ફિરોઝખાન આ બધામાં મુખ્ય હતો અને એણે જીવણદાસ ખત્રીને પોતાનો વઝીર બનાવ્યો. ફિરોઝખાને ખંભાત લીધું અને હૈબતખાન ત્યાં તેમને મળ્યો, સઆદતખાન અને શેરખાન તે પછી તેમને આવીને મળ્યા. મલીક બદરખત્રી, હીસામ ઉલ્મુલ્ક ભંડારી અને એનો પુત્ર અહમદખાન પણ તેમને મળ્યા.[૪] આ લોકોએ માળવાના સુલતાન હોશંગશાહને પણ પણ દર કૂચે મોટી રકમ ખર્ચ પેટે આપવાની કહીને પોતાની મદદે બોલાવ્યો અને ગૂજરાતના બીજા જમીનદારોને ઘોડા અને પોશાક ભેટ

---

૨. મુઝફ્ફરના પુત્રોનાં નામ મિરાતે સિકંદરી અને તબકાતે અકબરીમાં એકસરખાં આપેલાં નથી. શેખમલીક મસ્તીખાનને બદલે તબકાત માત્ર હબીબ લખે છે. મોઇયુદ્દીનને બદલે સિકંદરી મોદૂદ લખે છે. આ બધામાં હૈબતખાનનું નામ આજે જમાલપુર દરવાજા પાસે અમદાવાદમાં એની મસીદ ઊભી છે તે ઉપરથી જાણીતું છે. મુઝફ્ફરને કેટલા છોકરા હતા તે નક્કી થતું નથી. તબકાતે અકબરીમાં હજી એક બીજા પુત્રનું નામ આગળ આવે છે.

૩. તબકાતે અકબરી: એમાં જીવણદાસ ખત્રીનું નામ લખે છે. સિકંદરી ઉપરનાં બન્ને નામો લખે છે. જ્યારે ફિરસ્તા પ્રયાગદાસને બદલે વિનાયકદાસનું નામ લખે છે.

૪. મુસલમાન અમીરોનાં નામોમાં પણ તવારીખોમાં થોડો થોડો ફેર છે. ઉપરનું બધું વર્ણન સિકંદરીનો ફ્લાઈવ બેલીનો તરજૂમો, આત્મારામનો ગૂજરાતી તરજૂમો અને તબકાતે અકબરીનો બ્રજેન્દ્રનાથ દેનો બિબ્લિઓથેકાનો તરજૂમો. (પૃ. ૧૮૯–૧૯૦) ઉપરથી લીધું છે. પણ વધુ વજન તબકાતને આપ્યું છે.

મોકલાવી પોતાની સાથે જોડવાનું કહેણ મોકલ્યું. નડિયાદ આગળ આ લોકો ભેગા થયા. સુલતાન અહમદને આ ખબર મળતાં તે લશ્કર લઈને નીકળ્યો. જીવણદાસ ખત્રીનો વિચાર પ્રથમ પાટણ ઉપર ચડાઈ લઈ જવાનો હતો અને તે બાબતમાં બીજા અમીરો સાથે મતભેદ થતાં અંદર અંદરની લડાઈ થઈ તેમાં જીવણદાસ ખત્રી માર્યો ગયો.[૫] અહમદશાહના આવવાની ખબર સાંભળી બળવાખોરો પાછા પડવા માંડ્યા. આ વખતે સુલતાન અહમદશાહે અમીરો અને બળવાખોરોને સંબોધીને એક એક પત્ર લખ્યો.[૬] તેમાં જણાવ્યું કે સદ્‌ગત સુલતાન મુઝફ્ફરે મને ગૂજરાતની ગાદી આપી છે. બળવાનું પરિણામ નાશ જ છે. જો અમીરો પોતાની હદમાં રહેશે તો સૌ સૌની જાગીર ભોગવશે. આ સમાચાર સાંભળી કેટલાક અમીરો સુલતાનના કાકા હૈબતખાનને આગળ કરીને સુલતાનને શરણે ગયા. મોઈયુદ્દીન અને શેખમલીક મસ્તીખાન ખંભાત તરફ નાસી ગયા અને ત્યાંથી ભરૂચ ગયા.[૭] સુલતાને ભરૂચ તરફ જઈ તે શહેરને ઘેરો ઘાલ્યો. આખરે ભરૂચના બળવાખોરો તાબે થયા અને મસ્તીખાન સુલતાનને પગે પડ્યો. સુલતાને બધા અમીરો અને પોતાના બળવાખોર સગાઓને માફ કરીને ફરી તેમનું સન્માન કર્યું.[૮]

## અમદાવાદ વસ્યું ઈ. સ. ૧૪૧૧

આ બળવા શાંત કર્યા પછી અહમદશાહ આશાવલમાં આવ્યો

૫. સિકંદરી : અંગ્રેજી પૃ. ૮૯, ગૂજરાતી પૃ. ૨૩.

૬. આ પત્ર તબકાતે અકબરી (પૃ. ૧૯૦)માં આપેલો છે. પણ સિકંદરીમાં નથી આપ્યો.

૭. સિકંદરી : અંગ્રેજી પૃ. ૮૯, ગૂજરાતી પૃ. ૨૩

૮. સિકંદરી પૃ. ૮૯, ગૂજરાતી પૃ, ૨૪.

અને ત્યાંનાં હવાપાણી એને પસંદ આવ્યાં.[૯] હિ. સં. ૮૧૩, ઈ. સ. ૧૪૧૧નું વર્ષ હતું. એ વર્ષમાં અહમદશાહને હાથે પોતાનું નામ ચિરંજીવ રહે એવું કાર્ય થયું. ગૂજરાતના આજના પાટનગર અમદાવાદનો પાયો નંખાયો. કર્ણદેવ સોલંકીએ નામ બદલીને કર્ણાવતી નામે પ્રસિદ્ધ કર્યાં છતાં જૂનું આશાવલ જૂને નામે તો હતું જ. અહમદશાહે પણ નવું શહેર નહોતું વસાવ્યું. આશાવલની ઉત્તરે સાબરમતીને કિનારે એક કિલ્લો માત્ર બાંધ્યો. પણ એ કિલ્લાની આસપાસ નવું શહેર વધીને જૂના આશાવલ સાથે મળી ગયું; અને એ વખતની દુનિયામાં સર્વશ્રેષ્ઠ શહેરોની પંક્તિમાં બેસે તેવું, પણ આજે આખી દુનિયામાં નહિ તો ભારતવર્ષમાં મોટાં શહેરોની હરોળમાં બેસે એવું—શહેર મુઆઝમ—મહાન શહેર—અહમદાબાદ, અહમદશાહના નામથી આબાદ થયું. ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં આ એક મહત્ત્વની બીના હોવાથી, અહમદશાહનાં બીજાં પરાક્રમોની હકીકત થોડો વખત બાજૂએ મૂકીને અમદાવાદની વિગતમાં જરા ઊતરીએ.

---

૯. તબકાતે અકબરી ( પૃ. ૧૯૧ ) લખે છે કે આશાવલનાં હવાપાણી પસંદ આવ્યાં, જ્યારે સિકંદરી લખે છે કે આશાભીલનો નાશ કર્યો. સિકંદરીની એક પ્રતમાં નાશ કરવાની યુક્તિ કરી એમ પણ છે. સિકંદરીના અંગ્રેજી તરજૂમા ( પૃ. ૮૯ ની ફૂટનોટમાં સર કલાઈવ બેલી આશાભીલને આસીરગઢનો સ્થાપક હોય એમ પણ માને છે. આ કેવળ ભ્રમ લાગે છે. આશોભીલ રજપૂત સમયમાં હતો તે આ સમય સુધી ક્યાંથી આવ્યો? આશાવલ તો મૂળથી સોલંકી અને પછી રજપૂત સત્તા નીચે હતું. આમાં સાચી વાત માત્ર એટલી જ કે આશાવલની આસપાસ ખાંટ જાતના ભીલ લોકો લૂંટફાટ કરતા અને તેઓનું જોર હતું. તેઓનો કોઈ સરદાર આશો કહેવાતો હોય. પરંતુ આસીરગઢનો સ્થાપક આશોભીલ એ તો ભ્રમ જ છે. ભીલોના ત્રાસનો બંદોબસ્ત કરવાનો હેતુ હોય એટલું જ સ્પષ્ટ થાય છે; છતાં રાજધાની પાટણથી અમદાવાદ ખસેડવા માટે તો બીજું કારણ હોઈ શકે તે આગળ જોઈશું. ગૂજરાતનું પાટનગર પ્ર. ૩ માં જુઓ.

## અમદાવાદ વસ્યાનો સમય

અમદાવાદ વસ્યાની સાલ અને તારીખોમાં ઘણો જ મતભેદ છે. મુસલમાન તવારીખો જે એ વખતના પ્રમાણમાં તારીખો આપવામાં બનતાં સુધી સૌથી વધારે ચોક્કસ છે, તેમણે પણ સાલ આપવામાં ભૂલો કરેલી છે. પણ તવારીખકારોમાં મિરાતે સિકંદરી અને અહમદી અને તબકાતે અકબરીમાં હિ. સં. ૮૧૩ એટલે ઈ. સ. ૧૪૧૧ આપેલી છે તે સત્ય જણાય છે. દેશી આધારોમાં વિ. સંવત આપવામાં પણ ઘણો મતભેદ છે, પરંતુ શત્રુંજયતીર્થોદ્ધાર–પ્રબંધની વંશાવળીમાં વિ. સં. ૧૪૬૮ આપેલી છે તે ખરી છે. આમ ખરું વર્ષ નક્કી થઈ શકે છે, પણ ખરી તારીખ કે તિથિ નક્કી થઈ શકતી નથી તવારીખકારો જુદા જુદા મહિના આપે છે, પણ જિલ્કાદ મહિનો ઠીક જણાય છે દેશી આધારો વૈશાખ મહિનો લખે છે, પણ વાર અને તિથિમાં ફેર જણાય છે. તવારીખોના અંગ્રેજી તરજૂમો કરનારાઓ પણ જુદી જુદી તારીખો લખે છે. પરંતુ એટલું નક્કી છે કે મેષ રાશિમાં સૂર્યનો પ્રવેશ થયા પછી અમદાવાદ શહેર વસેલું છે એટલે એપ્રિલની તા. ૧૩ મીની આસપાસ કોઈ શુભ દિવસે અમદાવાદ વસ્યું એટલું નક્કી છે.[૧૦] ખાતમુહૂર્તમાં પહેલી ઈંટ મધ્યાન્હે મુકાઈ હોય એમ જ્યોતિષ ઉપરથી સમજાય છે.[૧૧] આપણા જ્યોતિષના ગણિતમાં ભારતમાં સુપ્રસિદ્ધ થયેલા શ્રી. હરિહર પ્રા. ભટ્ટ જ્યોતિષશાસ્ત્રની ગણતરી ઉપરથી હિ. સં. ૮૧૩ના જિલ્કાદ માસની ૨ જી તારીખ અને ગુરુવારે શહેરની સ્થાપના સિદ્ધ કરે છે. એટલે ૧૪૧૧ના

---

૧૦. આ બાબત વિસ્તૃત ચર્ચા બધા આધારો સાથે ગુજરાતના પાટનગર પ્ર. ૩માં આપેલી છે.

૧૧. આ બાબત જ્યોતિષના આધારથી નક્કી થઈ શકે તેમ છે તે આગળ જોઈશું. અમદાવાદની કુંડળીમાં કર્ક લગ્ન અને મેશનો સૂર્ય હોવાથી મધ્યાહ્નના સૂર્ય વખતે પાયો નંખાયો હતો.

ફેબ્રુઆરીની ર૬મી તારીખ આવે છે. પરંતુ ફલ જ્યોતિષની દૃષ્ટિએ એની ચર્ચા આગળ પરિશિષ્ટમાં કરીશું.

### અમદાવાદ વસાવવાનું કારણ

અમદાવાદ વસાવવાનાં કારણો પણ જુદાં જુદાં આપવામાં આવે છે. કૂતરા ઉપર સસલું આવવાની વાત કેટલાંક મોટાં શહેરોને માટે કહેવામાં આવે છે, પણ તેમાં કાંઈ સત્ય નથી. આશોભીલની પુત્રી તેજાં અગર ગુજરકુમારીના અહમદશાહ સાથેના પ્રેમની કથામાં પણ સત્ય હોય એમ લાગતું નથી; જો કે અહમદશાહને હિંદુ રાણીઓ હોય તેમાં શંકા લાવવાને કારણ નથી. [१२]અમદાવાદ વસાવવા માટે ખરું કારણ એવું હોઈ શકે કે અહમદશાહને દક્ષિણ ગૂજરાત અને માળવા સામે લડાઈઓ કરવી પાટણથી દૂર લાગતી હોય. અમદાવાદની જગ્યાએ આશાવલ સામાન્ય રીતે મોટું શહેર તો હતું જ. એનું સ્થળ ગૂજરાતમાં પાટણ કરતાં વધારે મધ્યમાં હતું, અને પાટણ કરતાં ગૂજરાતના બધા ભાગ, સૌરાષ્ટ્ર, માળવા, દક્ષિણ વગેરે સ્થળોનો વહીવટી અમલ પણ જલદી થઈ શકે તેવી સગવડવાળું હતું. તવારીખકાર હવાપાણી સારાં હોવાનું લખે છે, પરંતુ હવામાં તો પાટણ અને અમદાવાદમાં બહુ ફેર ન હોય, પણ પાણીની સગવડ કદાચ સૂકી સરસ્વતી કરતાં સાબરમતીથી વધારે મળે. આમ છતાં લશ્કરી અને વહીવટી કેન્દ્ર તરીકે પાટણ કરતાં વધારે સગવડવાળું સ્થળ હોવાથી આશાવલ રાજધાની તરીકે પસંદ થયું; હિંદુ સમયમાં પણ બીજી પંક્તિની રાજધાની તરીકે ગણાયું હતું. અહમદશાહે આ સગવડ ધ્યાનમાં લઈ આશાવલની બાજૂમાં પોતાની મરજી મુજબ કિલ્લો અને મોટી મસ્જિદ બાંધીને એ જગ્યાને નવું નામ આપ્યું અને ત્યાં વસ્તી વધી,

---

૧૨. આ હકીકત પણ ગ્. પાટનગર પૃ. ૨૯-૩૦માં આપેલી છે તેમાં નોંધમાં ફાર્બસ સભાના હસ્તલિખિત ગ્રંથોની યાદીમાં આપેલી આશાભીલની દીકરીની લાવણીનો ઉતારો પણ મેં આપેલો છે. એ વાત ભાટ ચારણોમાં ચાલતી હોવી જોઈએ.

એ ગૂજરાતનું પાટનગર અમદાવાદ. પાટણથી રાજધાની અમદાવાદ ફેરવાઈ.

## અમદાવાદના પાયામાં પવિત્ર પુરુષોનો હાથ

એમ કહેવાય છે કે પાટણને બદલે આશાવલમાં રાજધાની ખસેડવી અને તે જગ્યાને નવું નામ આપવું એમ નક્કી કર્યા પછી તે બાબત અહમદશાહે શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબની સલાહ લીધી. એ સંતપુરુષે હઝરત અલ ખીજર ખ્વાજા—જેમને કેટલાક પેગંબર એલીઝ કહે છે તેમની—દૈવી પરવાનગી માગવા જણાવ્યું. હઝરતે જવાબ વાળ્યો કે જેમણે દિવસની પાંચ વખતની નિમાઝમાં એક દિવસ પણ પાડ્યો ન હોય એવા ચાર પવિત્ર સાધુચરિત અહમદ નામના માણસોને હાથે પાયો નંખાય તો શહેર હમેશને માટે આબાદ થશે. આ ઉપરથી એવા પુરુષોની શોધ કરવામાં આવી. બે જણા તો શેખ અહમદ ખટ્ટુ અને સુલતાન અહમદશાહ પોતે જ હતા.[13] ત્રીજા પાટણના કાજી અહમદ જુડ અને ચોથા એક મલીક અહમદ મળી આવ્યા પાટણમાં કાજી અહમદ જુડની કબર ઉપર લખેલું છે તેમાં અમદાવાદ વસાવનાર ચાર અહમદમાંના એક હતા એમ લખેલું છે.[14] ચોથા મલિક અહમદની કબર કાળુપુર દરવાજા પાસે અમદાવાદમાં, પકાણવાડામાં આવેલી છે.[15] આ ચાર પવિત્ર અહમદ નામના પુરુષો ઉપરાંત બાર બાવા—ફકીરોએ પણ અમદાવાદ શહેર વસાવવામાં ભાગ લીધો છે એમ કહેવાય છે. આ બધા દિલ્હીના

---

૧૩. ગુજરાતનું પાટનગર પૃ. ૩૧માં આ બાબત ચર્ચા કરી છે. અહમદશાહે પણ પાંચ વખતની નિમાઝ એકે દિવસ પાડેલી નહોતી.

૧૪. ગુ. પાટનગર પૃ. ૩૧. અને પ્રો. કોમીસેરિયટનો અંગ્રેજી ઇતિહાસ, પૃ.૯૨-૯૩. એમાં પાટણના લેખનો તરજૂમો આપેલો છે.

૧૫. મિરાતે અહમદીની પુરવણી. ગુ. ભા. નિઝામુદ્દીન ચિસ્તીકૃત અને નવાબઅલી ને સીડનકૃત અંગ્રેજી તરજૂમો.

સંત નિઝામુદ્દીન ઓલિયાના શિષ્યો હતા એમ કહેવાય છે.[૧૬] આમ અમદાવાદ વસાવવામાં પણ સંતપુરુષોનો પણ હાથ છે. બાર બાવાઓમાં કેટલાકની કબરો અમદાવાદમાં છે અને કેટલાકની અમદાવાદની બહાર છે.[૧૭] એમાં બાવા અલીશેરનો રોજો ખાસ પ્રસિદ્ધ છે. એમની કબર સરખેજમાં શેખ અહમદ ખટ્ટુના રોજાની બાજૂમાં છે. સરખેજનો રોજો જોવા જનારાઓએ પહેલાં બાવા અલીશેરની કબરનાં દર્શન કર્યા પછી જ અહમદ ખટ્ટુના રોજામાં જવું એવો રિવાજ છે. બાવા અલીશેર નગ્ન રહેતા, પણ અહમદ ખટ્ટુ આગળ નગ્ન દેખાતા નહિ. બાવા અલીશેરનું માન આજે પણ ઘણું છે અને ત્યાં રાત્રે સૂઈ શકાતું નથી.[૧૮] બાવા લુલુઈ પણ અમદાવાદમાં ખાસ પ્રસિદ્ધ છે. એમની બાધા હિંદુ મુસલમાન બન્ને રાખે છે અને જમાલપુર દરવાજા બહાર સપ્તર્ષિને આરે એમની મસ્જિદ અમદાવાદની સુંદર મસ્જિદોમાંની એક ગણાય છે.[૧૯]

## અમદાવાદનું સૌથી જૂનું ખાનદાન

અમદાવાદના લોકોને રસપ્રદ એવી એક વાતનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ. અમદાવાદ વસાવનાર ચાર પવિત્ર અહમદમાં એક કાઝી અહમદ જુદા છે અને એમના વંશમાં આજે અમદાવાદના સુપ્રસિદ્ધ

---

૧૬. પ્રો. કોમીસેરિયટનો અંગ્રેજી ઇતિહાસ. પૃ. ૯૨.

૧૭. ગૂ. પા. અમદાવાદ. પૃ. ૩૨ની નોંધમાં બારે બાવાઓની વિગત આપેલી છે. ત્રણ બાવાઓની કબર ધોળકામાં, એકની વીરમગામમાં, બેની સરખેજમાં અને બાકીના બધાની અમદાવાદમાં છે. અમદાવાદ ગેઝેટિયર અને મિરાતે અહમદીએ આપેલાં બાર બાવાઓનાં નામોમાં જરા ફેર છે.

૧૮. બાવા અલીશેર રાત્રે વાઘ થાય છે એવી દંતકથા છે.

૧૯. બાવા લુલુઈ શહેર વસ્યું તે વખતના છતાં એમની મસ્જિદ ગુજરાત સલ્તનતની આખરના ભાગની બાંધણીની છે અને પાછળથી બંધાયેલી છે.

શાહેરી સરદાર શમ્સુદ્દીન સૈયદમિયાં કાદરી અને સર મહેબૂબમિયાં કાદરીનું ખાનદાન છે આ રીતે એમનું ખાનદાન આજે રહેલા અમદાવાદમાં જૂનામાં જૂના ખાનદાનમાં ગણી શકાય.[૨૦]

## ભદ્રનો કિલ્લો

ઉપર જોયું તેમ ચાર પવિત્ર અહમદોએ અમદાવાદ શહેરના ભદ્રના કિલ્લાનો પાયો પ્રથમ નાંખ્યો. આ કિલ્લાના પૂર્વ તરફનો મોટો બુરજ આજે ઊભો છે અને અમદાવાદ શહેરનું એ ભૂષણ છે.[૨૧] કિલ્લાની અંદર એક પણ બાદશાહી મકાન આજે ઊભું નથી. કિલ્લાએ ઘણા રંગ જોયા છે. આજે પણ ભદ્રના મેદાનેશાહ નામે ઓળખાતા મેદાનમાં આ મોટા બુરજ અને દરવાજાની આગળ મોગલાઈમાં આઝમખાન ઉમ્રાઈએ સરાઈ બાંધી છે એટલે કિલ્લાના પૂર્વ તરફના મુખ્ય ભાગની પ્રાચીન સ્થિતિનો બુરજ સિવાય કાંઈ પણ ખ્યાલ આવી શકતો નથી. મોગલાઈ અને મરાઠા અમલમાં એમાં ફેરફાર થયા કર્યા છે એનું યથાસ્થાને આગળ વર્ણન કરીશું. આજે તો બાદશાહી મહેલોની અને બગીચાની જગ્યાએ મેદાનો છે. અને તેમાં મેળા, પ્રદર્શનો અને ભાષણો યોજાય છે; અને એની એક બાજૂ અમદાવાદમાં અવરજવરના મુખ્ય સાધન જેવી સુધરાઈની મોટરબસનું મોટું થાણું છે. ગઈ સદીની મધ્યમાં ભદ્રમાં કેદખાનું હતું, અને મરાઠા સમયમાં ભદ્રકાલીનું મંદિર થયું. આપણા

૨૦. પ્રો. કોમીસેરિયેટનો ઇતિહાસ. પૃ. ૯૩. સરદાર શમ્સુદ્દીન કાદરી અમદાવાદની ગુજરાત કૉલેજના ગ્રેજ્યુએટ છે અને મુસ્લિમ કોમમાં પહેલા કલેક્ટર નિમાયા હતા.

૨૧. ભદ્રના કિલ્લાનો કોટ હિ. ૮૨૦, ઇ. સ. ૧૪૧૭માં પૂરો થયો એ ફારસીમાં ખીરહ શબ્દ ઉપરથી અબ્જદ પદ્ધતિ પ્રમાણે નીકળે છે. આમ ભદ્રના કિલ્લાને બંધાતાં ૭ વર્ષ થયાં લાગે છે. કિલ્લાનું વર્ણન આગળ કરીશું. પ્રાચીન કિલ્લાનો વચલો દરવાજો અને બે બુરજો માત્ર ઊભા છે, એ ઉપરથી ખ્યાલ કરવાનો રહે છે.

અમદાવાદી પ્રવૃત્તિના પ્રતિનિધિ જેવા કવિ દલપતરામને એમના સમયમાં ભદ્રનો દેખાવ એ સમયના વાતાવરણને લીધે ભયંકર લાગેલો અને એમણે ગાયેલું કે " એ કારણ કાળાશથી ભદ્ર દીસે ભયંકર." આજે ભદ્રને જોનારને એવો ભાસ નહિ થાય.

### માણેકનાથ અને માણેકચોક

ભદ્રનો કિલ્લો અને અંદરની મસ્જિદ બાંધી તુરત જ સાથે સાથે જુમા મસ્જિદનું બાંધકામ શરૂ થયું અને અહમદશાહે પોતાની છેલ્લી આરામગાહ જેવો પોતાનો રોજો પણ પોતાની હયાતીમાં બાંધ્યો. આ સ્થળની આસપાસનો ભાગ માણેકચોક નામે પ્રસિદ્ધ છે અને શહેર વસ્યા પછી એની ચારે બાજૂએ બજારો થયાં અને દરેક જાતના વેપારીઓને વસાવવામાં આવ્યા. આ માણેકચોક માટે એક દંતકથા ચાલે છે. એમ કહેવાય છે કે માણેકનાથ નામના એક નાથપંથી સાધુપુરુષ એ જગ્યાએ રહેતા હતા. અહમદશાહે કોટ બંધાવવો શરૂ કર્યો ત્યારે બાવાજી ગોદડી દોરાથી સીવતા અને સાંજે દોરી કાઢી લેતા ત્યારે બંધાયેલો કોટ પડી જતો. અહમદશાહને આ વાતની ખબર પડી ત્યારે એ બાવા પાસે આવ્યો અને કરામતોની વાતો થઈ. એમાં એક ઝારીમાંથી પેસી નાળચામાંથી નીકળવાની કરામત બાવાજી પાસેથી જોવાની બાદશાહે વિનંતી કરી. કહે છે કે બાવાજી ઝારીમાં પેઠા ત્યારે અહમદશાહે ઝારીનું નાળચું અને મોઢું હાથથી બંધ કરી દીધું! અને શહેરના મુખ્ય બુરજનું નામ માણેક બુરજ અને મુખ્ય ચોકનું નામ માણેકચોક રાખવાની કબૂલાત લઈ માણેકનાથે ઝારીમાં સમાધિ લીધી. આજે માણેકચોક અને માણેક-બુરજ પ્રસિદ્ધ છે. માણેકનાથની ગાદીનું મંદિર પણ આજે માણેક ચોકમાં પ્રસિદ્ધ છે.[૨૨] પરંતુ ૧૭૬૧માં મિરાતે અહમદીના લેખકે અમદાવાદ શહેરનાં હિંદુ સ્થળોનું વર્ણન પણ લખ્યું છે, અને એમાં

---

૨૨. જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ. એમાં પ્રકરણ ૪થામાં આ બાબતની વિસ્તૃત ચર્ચા કરી છે.

આજે કેટલાંક નાનાં ગોખ જેવાં મંદિરોની પણ નોંધ છે. પણ માણેકનાથ કે એમના મંદિરનો ઉલ્લેખ નથી. એટલે આ કથાને માટે કાંઈ કહેવું મુશ્કેલ છે.[૨૩] રોજ કોટને તોડી પાડનાર સાધુપુરુષ બાદશાહના હાથને ધકેલીને બહાર કેમ ન આવી શક્યા એ એક પ્રશ્ન છે. જેમ પાટણના ભદ્ર ઉપરથી અમદાવાદ, અહમદનગર અને ચાંપાનેરના કિલ્લાને ભદ્ર કહ્યા છે તેમ માણેકના નંગ જેવા ચોક અને બુરજ હોય તેથી નામ આપ્યું હોય એમ સંભવે. ખંભાતમાં એવો એક માણેકચોક અને ત્રણ દરવાજા અમદાવાદની પેઠે જ છે. પાટણમાં માણેકચોક હતો કે નહિ તેનો ઉલ્લેખ મળતો નથી.

### સાબરમતીના પ્રવાહની દંતકથા

આ જ પ્રમાણે સાબરમતી નદી પહેલાં માણેકચોકમાં વહેતી હતી અને અહમદશાહે શહેર વસાવતી વખતે એનો પ્રવાહ બદલ્યો એવી એક દંતકથા શહેરમાં ખૂબ પ્રચલિત છે. હિ. સ. ૮૧૩માં પાટણમાં ગાદી બેઠા પછી બહુ જ ટૂંકા સમયમાં અહમદશાહે અમદાવાદ વસાવ્યું છે એટલે નદીનો પ્રવાહ બદલવાનો વખત તે પહેલાં તો હતો જ નહિ અને નદીની બીજી બાજૂએ શહેરની સ્થાપના અને કિલ્લો કર્યા પછી પ્રવાહ બદલે એવો કોઈ વિચારહીન પુરુષ હોઈ શકે નહિ. સાબરમતી જેવી પહોળી નદીનો પ્રવાહ બદલવાનું કાર્ય સહેલું નથી. માણેકચોકમાં પ્રવાહ હતો એવી દંતકથા માટે રા. મગનલાલ વખતચંદ પણ લખે છે, અને આજે માણેકચોકમાં સ્મશાનિયા હનુમાન છે તે એ સમયે નદીકાંઠે ત્યાં સ્મશાન હશે તેનું ચિહ્ન છે એમ માને છે, પરંતુ અહમદશાહે ભદ્રના કિલ્લાનો પાયો નાંખ્યો તેના બીજા જ

---

૨૩. મિરાતે અહમદીની પુરવણી–ગુજરાતીમાં તથા નવાબઅલી અને સીડનકૃત અંગ્રેજીમાં. અહમદીના લેખક પૂર્વ મહ વગર શહેરોની અંદર અને બહારનાં જાણીતાં (૧૭૬૧માં) સ્થળોનું વર્ણન કર્યું છે, એમાં માણેકનાથ કે ભદ્રકાળીના મંદિરનું નામ નથી.

વર્ષમાં માણેકચોકમાં જ જુમામસ્જિદ જેવી મોટી મસ્જિદ બાંધવી શરૂ કરી. એટલે જો માણેકચોકમાં નદીનો પ્રવાહ હોય તો મસ્જિદ પ્રવાહમાં બાંધી એમ માનવું પડે. આ વાત અશક્ય છે. કોઈ પણ તવારીખ ગ્રંથમાં આવી મોટી બીનાનો ઉલ્લેખ નથી. આ દંતકથામાં કાંઈ સત્ય હોય તો માણેક નદી નામે જે વહેળો આજે પણ બતાવવામાં આવે છે તે પહેલાં કાળુપુરના વહેળાને રસ્તે થઈ માણેકચોકમાં થઈને જતો તેનો પ્રવાહ સહેજ બદલ્યો હોય. આજે અમદાવાદ મ્યુનિસિપાલિટી હજી પણ એ વહેળાનો પ્રવાહ વર્ષો થયાં બદલવાનો પ્રયત્ન કરી રહી છે. એટલે આ દંતકથાને પણ મોટું રૂપ અપાયું હોય એમ લાગે છે.[૨૪]

## આશાવલ અગર કર્ણાવતી નગર

અમદાવાદની સ્થાપનાને લગતું આટલું વર્ણન કરી એ શહેર વધ્યું ત્યારે કેવું થયું એનું વર્ણન કરતાં પહેલાં એના પૂર્વાવતાર આશાવલ—કર્ણાવતીનું ટૂંકું વર્ણન કરીએ. આશાવલ ક્યારે વસ્યું તેનો નિર્ણય થયો નથી. ઈ. સ. ની દસમી સદીમાં અલ્બીરૂની એનો ઉલ્લેખ કરે છે, એટલે એ પહેલાં ઘણા લાંબા સમયથી એ શહેર આબાદ હશે. મધ્યકાલીન રાજપૂત સમયમાં પણ પાટણથી બીજી પંક્તિમાં એની રાજકીય ઉપયોગિતા ગણાતી હતી. ઉદયન મંત્રી, દેવચંદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય વગેરે મહાન વ્યક્તિઓનો ત્યાં નિવાસ થયો હતો. જૈન પટ્ટાવળીઓમાં પણ એના ઉલ્લેખો જોતાં ત્યાં જૈનોની સારી વસ્તી હશે અને જૈન મંદિરો પણ સારા પ્રમાણમાં હશે એમ સ્પષ્ટ થાય છે. અગિયારમી સદીમાં અલ ઇદ્રીસી એને સારી વસ્તીવાળું, સારા વેપારીઓ અને ઉદ્યોગી માણસોથી વસાયેલું,

---

૨૪. અમદાવાદના ઇતિહાસમાં પ્ર. ૪થામાં આ ચર્ચા પણ ખૂબ વિસ્તારથી કરી છે, અને માણેક નદીના વહેળાને ફેરવ્યો હોય એવો અભિપ્રાય દર્શાવ્યો છે. માણેક નદી સાબરમતીનું કોઈ લાંબું વાંધું હોઈ શકે.

પૈસાદાર શહેર કહે છે. અને ત્યાં ઉપયોગી વસ્તુઓ બને છે એમ પણ લખે છે [૨૫] પરદેશીઓ ગૂજરાતનાં શહેરોમાં બંદરો બાદ કરતાં,[૨૬] અંદરનાં શહેરોમાં માત્ર પાટણ, આશાવલ અને ધોળકાનાં નામો જ ગણાવે છે એ એનું મહત્ત્વ સૂચવે છે. જૈન મંદિરોમાં આશાવલમાં શ્રીઅરિષ્ટનેમિ પ્રાસાદ હતો એમ પ્રબંધચિંતામણિ કહે છે. જૈન અને બ્રાહ્મણ સંપ્રદાયનાં મંદિરો સારા પ્રમાણમાં હશે એમ માની શકાય. ઉલુઘખાનનું લશ્કર સૌરાષ્ટ્ર જતાં, અને મુહમ્મદ તઘલખનું લશ્કર દક્ષિણમાં તથા સૌરાષ્ટ્રમાં જતાં આશાવલ આવેલું એ જોતાં એ બન્ને બાજૂના ધોરી માર્ગ ઉપર એ શહેર હતું અને ખંભાત તથા પાટણના વેપારી મહામાર્ગમાં પણ હતું એ સ્પષ્ટ છે. [૨૭]

## આશાવલનું સ્થળ

આ આશાપલ્લી અગર આશાવલ શહેરનું નામ જ કર્ણદેવ સોલંકીએ બદલીને કર્ણાવતી પાડયું અને એ બે શહેર એક જ છે એ પાછળ પહેલા ભાગમાં જોઈ ગયા. કર્ણાવતી નામ થોડા લેખોમાં કાયમ રહી જેવું પડયું તેવું જ ભુલાઈ ગયું એમ સમજાય છે. અમદાવાદ આશાવલને અડીને વસ્યું એમાં ફેર માત્ર એટલો જ પડયો કે અહમદશાહે આશાવલની લગોલગ ઉત્તરે એક સપાટ ઊંચી ભૂમિ ઉપર માત્ર ભદ્રનો કિલ્લો બાંધ્યો. એ કિલ્લાની આસપાસ નવું શહેર વસતાં આશાવલનો ઉત્તર ભાગ નવા શહેરમાં મળી ગયો. ગૂજરાત સલ્તનતના પ્રારંભમાં કેટલાક પ્રસિદ્ધ પુરુષોનો વાસ આશાવલમાં જ

---

૨૫. ઇલિયટ. ૧-૮૬-૮૭.

૨૬. ઇ. સ. ૧૦૩૦માં અલ્બીરૂની આશાવલનો ખંભાતથી બે દિવસનો રસ્તો છે એમ વર્ણવે છે. જુઓ સચાઉનો અલ્બીરૂની. ભા. ૧. પૃ. ૨૦૯.

૨૭. અમદાવાદના ઇતિહાસમાં આશાવલ એ જ કર્ણાવતી અને એનું સ્થળ અમદાવાદમાં કયાં તેની ખૂબ વિસ્તૃત ચર્ચા એક આખા જુદા પ્રકરણમાં (પ્ર. બીજું) કરી છે. જૈન ઉલ્લેખો એમાં આપ્યા છે.

થયો હતો, કારણ કે અમદાવાદ એ સમયે બાજૂમાં તાજું જ વસતું હતું. હાલ જમાલપુર દરવાજાના કોટને અડીને આવેલી હૈબતખાનની મસ્જિદ કોટ બંધાતાં પહેલાં આશાવલમાં જ હતી અને હૈબતખાન અહમદશાહનો કાકો થતો. એટલે આશાવલ અમદાવાદની દક્ષિણે અમદાવાદ શહેરનો કોટ મહમૂદ બેગડાએ બાંધ્યો તે પછી પણ એક પરા તરીકે છેક મરાઠા સમય સુધી ઊભું હતું. ગઈ સદીના અંગ્રેજ લેખકોએ અસારવાને આશાવલ ધારવાની જે ભૂલ કરી હતી તે પાછળના બધા લેખકોએ ચાલુ રાખી હતી.[૨૮] અસારવા આજે ઊભું છે જ્યારે આશાવલનું આજે નામનિશાન રહ્યું નથી. મિરાતે અહમદી ઈ. સ. ૧૭૬૧માં અમદાવાદનાં પરાં ગણાવતાં પૂર્વ તરફ અસારવા અને દક્ષિણ તરફ આશાવલ શહેર જમાલપુર તરફ અમદાવાદ શહેરમાં ભળી ગયું અને પછી જમાલપુર દરવાજા બહાર છેક અઢારમી સદીમાં પણ હતું એ સ્પષ્ટ વાત છે. એનો મધ્ય ભાગ આજે કેલિકો મિલની નીચે દટાયેલો પડ્યો છે. મીર અબુતુરાબનો રોજો અને આશાભીલનો કેલિકો મિલની પાસે આવેલો ચોતરો તથા આસ્ટોડિયા આશાભીલનો ટેકરો એટલા ઉપરથી એનું સ્થળ સાબિત થાય છે. આશાવલ પરું થઈ ગયા પછી મરાઠાઓની ચડાઈઓને લીધે એનો નાશ થયો છે.[૨૯]

આશાવલ અગર કર્ણાવતીની જગ્યાએ જ અગર તો અડોઅડ

---

૨૮. હોપ, ફર્ગ્યુસન, બર્જેસ અને એક પણ અપવાદ સિવાય બધા લેખકોએ અસારવાને જ આશાવલ કહેલું છે. પ્રો. કોમીસેરિયેટે મારો આશાવલનો લેખ 'વસંત' માસિકમાં વાંચી It is conclusively proved એવો અભિપ્રાય મને કહેલો, પરંતુ એમના ઇતિહાસમાં અંગ્રેજ લેખકોના મતથી તણાઈને એમણે મારો સ્થળનિર્ણય જરા સંકોચથી કબૂલ રાખ્યો છે.

૨૯. મોગલાઇના અંતભાગમાં લખાયેલા જૈન રાસોમાં મરાઠા પહેલાંના આશાવલના ઉલ્લેખો મળી આવે છે. કેટલાક એવા ઉલ્લેખો ઉપર્યુક્ત પ્રકરણમાં મેં આપેલા છે.

અમદાવાદ શહેર વસ્યું અને છેવટે અમદાવાદમાં મળી ગયેલું. આશાવલ ઘણું પ્રાચીન સ્થળ છે એ ઉપર જોયું, એટલે અમદાવાદ વસ્યાનું વર્ષ ભલે ૧૪૧૧ હોય, પરંતુ એની વસ્તી ઘણી જ પ્રાચીન છે એમ માન્યા વગર ચાલે તેમ નથી. પાટણ, ખંભાત, સોમનાથ વગેરેની પેઠે આશાવલ પણ એક સમયે ગુજરાતની સંસ્કારિતાનું કેન્દ્ર હશે એમ માનવાને કારણ છે.[૩૦] આ સંસ્કારિતાનો વારસો જુદા જુદા સ્વરૂપમાં સાડાપાંચસો વર્ષથી આજના મહાગૂજરાતના પાટનગર અને સંસ્કારકેન્દ્ર અમદાવાદને મળ્યો છે. અમદાવાદ એની બાદશાહીના સમયમાં કેવું હતું અને બહારની દુનિયા એને કેવું માનતી હતી એ ટૂંકમાં જોઈએ. સંસ્કારના કેન્દ્રને સાંસ્કૃતિક ઇતિહાસમાં કેન્દ્રસ્થાન મળવું જોઈએ. ખંભાત અને પાટણને કાનનાં બે કુંડળ તરીકે ગણાવી અમદાવાદને ગુર્જરરાજલક્ષ્મીનું સુંદર મુખ કહ્યું છે તે યથાર્થ છે.[૩૧]

## હુલ્વી શિરાઝીએ કરેલું અમદાવાદનું વર્ણન

કવિ હુલ્વી શિરાઝીએ અમદાવાદનું કવિત્વમય વર્ણન કર્યું છે.[૩૨] એમાં કેટલાંક વાક્યો સૂચક છે. કવિ કહે છે કે અહીંની

---

૩૦. ચીની મુસાફર હ્યુ-એન-સંગ એક અતલી કે અચલી નામે સ્થળ લખે છે તે વર્ણન ઉપરથી આશાપલ્લી હોય એમ લાગે છે. ભૌગોલિક સ્થળો ઉપરથી આપણા ઘણા રાગનાં નામો પડ્યાં છે ને તે સ્થળો સંસ્કારનાં કેન્દ્ર હતાં. એમ આશાવરી રાગ કદાચ આશાવલી ઉપરથી હોય. પણ આ કેવળ અનુમાન જ છે અને હ્યુ-એન-સંગના સ્થળ કે આ રાગ માટે બીજા કોઈ આધાર મળ્યા નથી.

૩૧. જુઓ હીરસૌભાગ્ય મહાકાવ્ય. આ શ્લોક અમદાવાદના ઇતિહાસમાં પ્ર. ૧૨માને મથાળે મેં આપ્યો છે.

૩૨. હુલ્વી શિરાઝીએ કરેલું અમદાવાદની સ્થાપનાનું વર્ણન એક જુદા પ્રકરણમાં અમદાવાદના ઇતિહાસમાં આપ્યું છે. એમાં મૂળ ફારસી સાથે તરજૂમો પણ આપ્યો છે. વર્ણન લાંબું છે. અહીં એનો સાર માત્ર લીધો છે.

જમીન આનંદકારી છે અને "મહેનતની ધૂળથી પવિત્ર" થયેલી છે. આ વાત ખરી છે. અમદાવાદ ધૂળિયું શહેર છે, પણ એ શ્રમની ધૂળ છે, આળસની નહિ! કવિ આગળ કહે છે કે "આ બધું જોઈને કોઈ અગમ્ય આદેશથી અલ્લાહના હુકમથી બાદશાહના દિલમાં એવું સ્ફુર્યું કે અહીં એક મોટી ઇમારતોવાળું પાટનગર રચવું." આ પણ સત્ય વાત જણાય છે. ગુજરાતમાં અમદાવાદનું જે સ્થળ છે તે જોતાં અગમ્ય આદેશ સિવાય આ ભૂમિ ઉપર મોટું પાટનગર કોઇ ન વસાવે. બાદશાહે કહ્યું કે અહીં એવું શહેર બાંધો કે જેના રસ્તા ઉપરની ધૂળ ઇસ્પહાન (ઇરાનનું પ્રખ્યાત શહેર)ના લોકો આંખના સુરમા તરીકે વાપરે. જેને જોઈ ગૂજરાત ખુરાસાનની હરીફાઈ કરે અને એની ઇર્ષ્યાથી નિશાપૂરના પ્રાણ નીકળી જાય. (નિશાપૂર ખુરાસનનું પ્રસિદ્ધ શહેર છે.) આ હુલ્વી શિરાઝી કવિ અહમદશાહનો ઇતિહાસકાર પણ છે. એ આગળ લખે છે કે શહેરનો પાયો નાંખવા માટે આકાશચક્રના ગુણધર્મને જાણનાર, ગણિતમાં પારંગત અને સાતે આકાશના હિસાબ કાઢી જાણનાર જ્યોતિષીઓને બોલાવ્યા, અને એમણે કોષ્ટકો તથા સુતરલાબો (ઉન્નતાંશમાપક યંત્રો) જોઈ કુંડળી મૂકી અને શુભ મુહૂર્ત કાઢયું. આ વર્ણનથી જણાય છે કે અહમદશાહે જોશીઓની સલાહ લીધી હશે. કવિ છેવટે લખે છે કે જ્યારે આ શહેર તૈયાર થયું ત્યારે પૃથ્વી સપ્તખંડી હતી તે આઠખંડી થઈ. નવું આબાદ થયેલું શહેર વસુંધરા દેવીના સુંદર મુખ ઉપરના શ્યામતલ જેવું શોભી ઊઠયું.[૩૩]

બાદશાહી વખતના અમદાવાદનું વર્ણન મુસલમાન અને યુરોપીય મુસાફરો, તવારીખકારો તથા કવિઓએ કરેલું છે. મિરાતે સિકંદરી લખે છે કે દરિયાપારના મુસાફરો કહે છે કે આવું મનોહર શહેર

---

૩૩. ફારસી કવિઓ સુંદર ગૌરવર્ણની સ્ત્રીના મુખ ઉપરના તલ ઉપર ખાસ કવિત્વ રેડે છે.

દુનિયામાં કોઈ પણ ભાગમાં નથી. બાંધણી અને દેખાવમાં એની બરોબરી કરી શકે એવું કોઈ શહેર નથી. હફ્ત ઇકલીમ (સાતખંડ) નામના ગ્રંથમાં લખે છે કે "આખા એશિયામાં અમદાવાદ જેવું શહેર નથી. હિંદુસ્તાનમાં એના જેવું સ્વચ્છ એકે શહેર નથી અને એનાં જેવાં સુંદર મકાનો બીજે ક્યાંય નથી. અમદાવાદને આખી દુનિયામાં ભવ્ય અને સુંદર કહીએ તોપણ અતિશયોક્તિ નથી. ત્યાંની દુકાનો ત્રણ માળની અને ઉત્તમ છે. ત્યાંનાં સ્ત્રી–પુરુષો લાવણ્યથી ભરેલાં અને કોમળ છે." મિરાતે અહમદી પણ ઉપરનું ઉતારીને ઉમેરે છે કે શહેરનું સૌંદર્ય એવું અનન્ય છે કે એને જિન્નત ઉલ, બિલાદ–શહેરોનું સૌંદર્ય કહે છે. એને રાજ્યની રાણી પણ કહે છે. સુલતાન મહમૂદ બીજાના સમયમાં બાર ગાઉ દૂર આવેલું મહમૂદાબાદ (મહેમદાવાદ) અને અમદાવાદ એક શહેર જ હોય એવું લાગતું હતું. અને ગુજરાતના હુન્નરની કીર્તિ ઈરાન તુરાન રૂમ અને સીરિયા સુધી વ્યાપી હતી. અકબરનો પ્રસિદ્ધ ઇતિહાસકાર અબૂલફઝલ કહે છે કે અમદાવાદ એક ઉમદા શહેર છે અને ત્યાં દુનિયાની સર્વથી ઉત્તમ વસ્તુઓ મળી શકે છે. ફિરિસ્તા અમદાવાદને હિંદમાં અને કદાચ દુનિયામાં સર્વથી સુંદર કહે છે. એ સમયમાં આગ્રા અને દિલ્હીથી અમદાવાદ મોટું ને સુંદર હતું. એની આસપાસ ૩૬૦ પરાં હતાં અને ચારે બાજૂ સુંદર ઉદ્યાનો અને ઉપવનો હતાં.[૩૪]

યુરોપીય મુસાફરોમાં બારસોસા ગુજરાતનું સારું વર્ણન કરે છે. એમાં અમદાવાદનાં સંપત્તિ, બાગબગીચા, રસ્તા, ચોગાનો, અને પથ્થર તથા ઇંટચૂનાનાં ઘરો સારાં હતાં એમ લખે છે. છાપરાં ઇટલી (Italy)ની ઢબે છાયેલાં હતાં એમ પણ લખે છે. જહાંગીરે તાપ અને ધૂળથી કંટાળ્યા છતાં માળવાના માંડુગઢની સરખામણીમાં

---

૩૪. અમદાવાદના ઇતિહાસના પ્રકરણ ૧૨મામાં આ અભિપ્રાયો વિસ્તારથી આપ્યા છે. અહીં માત્ર ટૂંકો સાર લીધો છે.

અમદાવાદમાં રહેવાનું પસંદ કર્યું હતું. એના સમયમાં ઇંગ્લૅંડનો એલચી સર ટૉમસ રો આવ્યો હતો એને અને બીજા મુસાફરોને અમદાવાદ લંડન જેવું મોટું લાગ્યું હતું.[૩૫] વિલિયમ ફીંચ અને વિટિંગ્ટન નામના મુસાફરો પણ એવું જ વર્ણન કરે છે; કહે છે કે "સુંદર નદીને કાંઠે સુંદર બુરજોવાળું મજબૂત દરવાજાઓવાળા કોટથી અમદાવાદ શોભે છે. રસ્તા મોટા છે અને એક કલાકમાં ૭ હજાર ઘોડેસ્વારો તૈયાર થઈ શકે છે. અહીં દરેક જાતિના અને ખ્રિસ્તી વેપારીઓ પણ રહે છે." એડવર્ડ ટેરી લખે છે કે "મકાનો ઊંચાં ને અગાશીઓવાળાં છે અને ઉપર લોક હવા ખાય છે. ઝાડ પુષ્કળ છે તેથી તાપ ઓછો લાગે છે અને ઊંચી જગ્યાએથી જોતાં શહેર એક ઉપવન જેવું લાગે છે." સર ટૉમસ હર્બર્ટ (૧૬૨૬) અમદાવાદનાં બજારોનાં વખાણ કરે છે, અને અત્તર, તેજાના, રેશમી અને સુતરાઉ કાપડ અને છીંટની દુકાનોનાં વર્ણન કરી લખે છે કે "એ બધાંના માલિકો વાણિયા છે, અને અહીં એમની મોટી વસ્તી છે." એ જ પ્રમાણે મુસાફર મેન્ડેલ્સ્લો પણ વેપારનાં વખાણ કરે છે. ફ્રેંચ મુસાફર થેવેનોટ અમદાવાદનાં સ્થળો, પરાં, પોળો વગેરેનું વર્ણન કરે છે તે ઉપરથી શહેરની ભવ્યતા સમજાય છે. પરંતુ એનાં સ્થળોનો કેટલોક ગૂંચવાડો થયેલો જણાય છે. ટેવરનિયર અમદાવાદને હિંદનાં શહેરોમાં એક મોટામાં મોટું શહેર કહે છે. એના વર્ણનમાં કહે છે કે નદી ઊતરવાનો પુલ નથી, શહેરમાં અગાશીઓ સારી છે, જીવદયા બહુ છે, અને વાંદરાંનો ત્રાસ પણ બહુ છે." આ વર્ણન ખરેખર

---

૩૫. જે મુસાફરો અમદાવાદને તે સમયના લંડન સાથે સરખાવે છે તેમને અમદાવાદનો ખ્યાલ પૂરેપૂરો હોય એમ દેખાતું નથી. એ સમયનું લંડન આશરે ત્રણેક લાખની વસ્તીવાળું હતું. અને અમદાવાદ જેટલાં સુંદર મકાનો ત્યાં હોય એમ મનાતું નથી. સત્તરમી સદીની મોટી આગ પછી લંડન સુધર્યું છે.

નોંધપાત્ર છે. પુલ સિવાય બીજું વર્ણન આજે પણ સત્ય લાગે છે.[૩૬] આ બધાં વર્ણનોની સાથે ઈ. સ. ૧૬૬૧માં એક જૈન રાસમાં કરેલું[૩૭] અમદાવાદનું વર્ણન સાંસ્કૃતિક અને સામાજિક દૃષ્ટિએ રસમય છે એટલે એનો ઉતારો કરીને આ પ્રકરણ સમાપ્ત કરીએ.

જે માહિં વરતે જયજયકાર, જેમાં સકલ વસ્તુ વિસ્તાર:
જે દીઠંઈ ઊપજઈ અલ્હાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.
જેમાં સુરજન લોક છિં ઘણા, પહુંચાડિં મનની કામણા;
જે દીઠિં નાઠઇ વિખવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.
ચોરાશી ચઉટાં જિહાં ભલા, વરતુવાનાં જોઈઇ તેતલાં;
ઠામિઠામિ જિહાં સકલ સંવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.
જિહાં મદ ગલતા મયગલ ગમઈ, ચઉગડિયાં નિત્યનિત્ય ગડગડિ;
ત્રિપોલીઇં નોબતિનો નાદ એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.
ચતુર પુરુષ વડરાઈ કરિં, જિંહાં ઘોડા ધારા ગતિ ધરઇ;
ગાયન ગાઈ સરલઈ સાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.
ધજા તોરણ મંડળ પૂતલી, કોરણીઈ બહુ શોભા મિલિ.
જેહમાં એવા જિનપ્રસાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.
આપ રૂપથી અધિકાં ઘણાં, નિરખી રૂપ જિંહા રામા તણાં;
ઇંદ્રાણી મૂકઇ ઉનમાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.
જિંહા વાહિની દાહિનાં વહઇ, જિંહાં લક્ષ્મી નિશ્ચિલ થઈ રહી;
જિહાં પટ દરિયાણ સંવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ.

---

૩૬. અમદાવાદના ઇતિહાસમાં પ્રકરણ ૧૨માં ઘણા યુરોપીય મુસાફરોનાં વર્ણનો આપ્યાં છે અને અહિં તેની ટૂંકી નોંધ માત્ર લીધી છે. યુરોપીય મુસાફરોમાં કેટલાક સાંભળેલી હકીકત ઉપરથી લખ્યું છે અને તેથી વર્ણનમાં ગૂંચવાડો પણ કર્યો છે.

૩૭. જુઓ જૈન ઐતિહાસિક ગુજરાતી કાવ્યસંગ્રહમાં રાજસાગરસૂરિ-નિર્વાણ રાસ. આમાં ત્રિપોલી છે તે અમદાવાદના ત્રણ દરવાજા માટે છે. નોબતખાનું ભદ્રના દરવાજામાં હતું એમ સમજાય છે.

જિહાં દાની દાન દેતા હર્સિ, કલાવંત કલા અભ્યસઇં;
પુણ્યવંત પરિહરઇં પ્રમાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ

આ પ્રમાણે આપણા ગૂજરાતના પાટનગરનાં ગાન કવિઓએ અને મુસાફરોએ ગાયાં છે. અતિશયોક્તિ એ કવિઓનો અને એ જમાનાનો ગુણ હતો. એટલે કેટલીક અતિશયોક્તિ બાદ કરતાં આ વર્ણનો સાચાં છે; અને એ જમાનામાં દુનિયાનું સર્વથી સુંદર શહેર ન ગણીએ તોપણ દુનિયાનાં સર્વથી મોટાં, સર્વથી સુંદર, અને ખૂબ સમૃદ્ધ થોડાં શહેરોની પંક્તિમાં બેસી શકે એવું અમદાવાદ હતું એટલું માન્યા વગર છૂટકો જ નથી.

### અમદાવાદની વસ્તી

અમદાવાદની વસતી અતિશયોક્તિથી કોઈ ત્રીસ લાખ અને કોઈ વીસ લાખ કહે છે. એ સમયનાં વર્ણનો, રાજ્યનું મુખ્ય નગર, લશ્કરી મહત્ત્વનું સ્થાન, વેપારનું મોટું સ્થળ, એ બધાંનો વિચાર કરતાં અને એમાં મોટાં સમૃદ્ધ પરાં અને ચારે બાજૂ મોટાં ઉદ્યાનોનાં વર્ણન વાંચીને વધારે નહિ તો આજના જેટલી આઠેક લાખની વસ્તી એના મધ્યાહ્ન સમયે હશે એમ માનીએ તો ખોટું નથી. અબુલ-ફઝલ અમદાવાદમાં એક હજાર મોટા બબ્બે મિનારાવાળી મસ્જિદો હતી એમ લખે છે અને મિરાતે અહમદી એના સમયની પડતી દશામાં પણ પાંચસો મસ્જિદો હતી એમ લખે છે એ મસ્જિદોના વિસ્તારનો વિચાર કરતાં અને મહેમદાવાદ સુધી સુધી બધું એક શહેર જેવું લાગતું હતું એ વર્ણનનો વિચાર કરતાં શહેરનાં વસ્તી અને વિસ્તારનો ખ્યાલ સહજ આવી શકશે. જૈન રાસાઓમાં અમદાવાદનાં પરાંમાં શ્રીમંત જૈનો રહેતા હતા અને ત્યાં મંદિરો હતાં અને આચાર્યો એમાં વિહાર કરી ચોમાસું રહેતા હતા એવા ઘણા ઉલ્લેખો મળે છે તે પરથી પણ શહેરનાં એ સમયનાં સમૃદ્ધિ અને વિસ્તાર કલ્પી શકાય. એ પરાંમાથી આજે ઘણાં નથી. એનું સ્થાન આજે માત્ર સહકારી સોસાયટી કહેવાતી સંસ્થાઓએ

લીધું છે. આજે ગૂજરાત યુનિવર્સિટીનું કેન્દ્ર બનવાથી અમદાવાદ વિદ્યાસંસ્કારનું પણ કેન્દ્ર બનતું જાય છે. પહેલાંની સરખામણીમાં ફેર માત્ર એટલો જ છે કે, સેંકડો હાથીઓ, હજારો ઘોડા[૩૮] અને હજારો પાયદળનું લશ્કરે આજે દેખાતું નથી. ઘોડાગાડીઓને બદલે હજારો મોટરગાડીઓ દોડે છે. પુલ હતો જ નહિ[૩૯] તેને બદલે ચાર પુલ થયા છે. ધૂળ અને ધૂણી એની એ જ છે અને તાપ પણ એનો એ જ છે; લોકસ્વભાવ પણ એ જ રહ્યો છે, વેપાર પણ એવો જ છે. પણ ચારે બાજૂ લીલાં વિશાળ ઉદ્યાનોને બદલે આજે તો આવનારનું મન ઠરે એવું એક પણ સ્થળ અમદાવાદની આસપાસ નથી. મ્હેસૂરના એક સજ્જને અમદાવાદને જોઈને કહેલું કે આ તો પીળું શહેર છે, લીલું શહેર નથી. This is not a green city, this is a yellow city, એ ટીકા સત્ય છે. ગૂજરાતના પાટનગરને માટે એ શરમભરેલું કહી શકાય. છેવટે હુલ્લી શિરાઝીના વચનથી ગૂજરાતના પાટનગરનું વર્ણન સમાપ્ત કરીએ:—

ઈલાહી તુ ઈં શહરે આલી બીના
મદેતા બહસ્રશ ઝવાલો • ફ્ના.

ઓ ખુદા! આ આલીશાન બાંધણીવાળા શહેરને તું કયામતના દિવસ સુધી અવનતિ આપીશ નહિ.

---

૩૮. છ હજાર ઘોડેસવાર એક કલાકમાં તૈયાર થતા એવો જે ઉલ્લેખ જોયો તે જોતાં એટલા ઘોડા માટે કેટલી જગ્યા જોઈએ અને એ પ્રમાણમાં પાયદળ લશ્કર અને હાથીખાનાંઓ માટે પણ કેટલી જગ્યા જોઈએ તેનો ખ્યાલ કરવા જેવો છે.

૩૯. સાબરમતી ઉપર એકે પુલ હતો નહિ અને એ સમયે મોટી રેતીવાળી નદી માટે શક્ય પણ નથી, છતાં નદીપાર મોટાં સમૃદ્ધ પરાં હતાં એટલે વ્યવહાર માટે ચોમાસામાં મુશ્કેલી પડે. વડોદરામાં વિશ્વામિત્રી જેવડી નાની નદી ઉપર અહમદશાહે પુલ બંધાવ્યાનો ઉલ્લેખ છે. નાની નદી ઉપર એ શક્ય છે.

# પ્રકરણ ૨૦

## અહમદશાહનો અમલ અને લડાઈઓ

### અહમદશાહનું જીવન લડાઈઓ લડવામાં ગયું

**અહમદશાહ**ના રાજ્યમાં સૌથી મહત્ત્વની બીના તે અમદાવાદ શહેરની સ્થાપના એ આગળ જોયું. આટલું બાજુએ મૂકતાં અહમદશાહના અમલનો લગભગ બધો સમય ગૂજરાતનાં રજપૂત રાજ્યો અને ગૂજરાત બહારનાં મુસલમાન રાજ્યો સાથે લડવામાં ગયો છે. શરૂઆતમાં તો એનાં પોતાનાં સગાંઓએ બળવા કર્યા તે આગળ જોઈ ગયા; પરંતુ અમદાવાદની સ્થાપના પછી પણ એકાદ વર્ષ ભાગ્યે જ એવું ગયું છે કે જે વર્ષમાં સુલતાને શાંતિમાં સમય ગાળ્યો હોય. તવારીખકારો તો ગર્વથી કહે છે કે આટલી બધી લડાઈઓ અહમદશાહ લડ્યો તેમાં એકેમાં એ હાર્યો નથી. પરંતુ એનું આખું યે જીવન લડાઈઓમાં જ કેમ ગયું એ મહત્ત્વનો પ્રશ્ન છે, અને એનો ખુલાસો તવારીખકારો કરતા નથી. તે સાથે એટલું પણ કહેવું જોઈએ કે આખું જીવન લડાઈઓ લડવામાં અહમદશાહના ચારિત્ર્યનો દોષ નહોતો. મુહમ્મદ તઘલખ પણ એના જીવનનો ઘણો ભાગ લડાઈઓ લડ્યો હતો હતો અને એની સામે બળવા થયા હતા, પણ એમાં એના અસ્થિર મગજનો, એના ચારિત્ર્યનો દોષ હતો. અહમદશાહ મુહમ્મદ તઘલખ જેવા અસ્થિર મનનો ન હતો. મુહમ્મદ તઘલખ કોઈની સલાહ સાંભળતો નહિ; અહમદશાહે સારી સલાહને હમેશાં માન આપ્યું છે. તેથી જ એકને હાથે તઘલખ સામ્રાજ્ય ઓછું થતું ગયું, જ્યારે બીજાને હાથે ગૂજરાતી મુસ્લીમ સામ્રાજ્ય વધતું ગયું. મુહમ્મદ તઘલખની સામે

બળવા થયા તેનાં કારણો અને અહમદશાહની સામે બળવા થયા તેનાં કારણોમાં ભેદ છે

## લડાઈઓ અને બળવાનાં કારણો

આમ ચારે બાજૂ બળવા અને લડાઈઓ થવાનાં કારણો તવારીખકારોએ સ્પષ્ટ રીતે આપેલાં નથી, પરંતુ બધી તવારીખોનાં ઝાંખાં વર્ણનો તપાસતાં એમ લાગે છે કે અહમદશાહની સામે એના પિતરાઈઓએ જે બળવા કર્યા તેનાં કારણો તે સમયના બધી રાજગાદીઓના ઝઘડા જેવાં જ છે. એમાં પણ અહમદશાહને મુઝફ્ફરશાહે પોતે ભલે ગાદી આપી; પરંતુ અહમદશાહનો બાપ મુહમ્મદશાહ મુઝફ્ફરશાહના જીવતાં જ ગુજરી ગયો હતો, મુઝફ્ફરશાહને બીજા ઘણા પુત્રો હતા તેમને મૂકીને પૌત્રને ગાદી મળે એ સ્વાભાવિક રીતે બીજા પુત્રો એ જમાનામાં સહન કરે નહિ.[1] તેમાં પણ મુઝફ્ફરશાહ અને મુહમ્મદશાહ વચ્ચે છેવટના ભાગમાં સારો સંબંધ રહ્યો નહોતો એ વાત ખાસ નોંધવા જેવી છે. આ બળવાઓમાં તેમજ બીજી લડાઈઓમાં તથા માળવાના સુલતાનને વારે વારે ચડાવીને ગૂજરાત સામે લડાવવામાં હિંદુ રાજાઓએ પણ ઘણો ભાગ લીધો છે; અને ઈડર, ઝાલાવાડ, નાંદોદ તથા ચાંપાનેરના રાજાઓની સામે અહમદશાહને એના રાજ્યકાળ દરમ્યાન એક કરતાં વધારે વાર લડવું પડ્યું છે. આનું કારણ પણ ઐતિહાસિક દૃષ્ટિએ ખાસ મહત્ત્વનું છે. જ્યારથી મુસલમાનો હિંદમાં આવ્યા ત્યારથી અનેક હિંદુ રાજાઓને એમણે હરાવી વશ કર્યા છે. તવારીખકારો કહે છે તેમ દરેક વખતે મુસલમાનોને વિજય જ મળ્યો છે એવું પણ નથી. હિંદુઓની હારનાં ઘણાં કારણોમાં કુસંપ અને વ્યવસ્થિત સામનાની ખામી એ મુખ્ય

૧. મુઝફ્ફરશાહે અહમદશાહને વારસ નીમી જે સલાહ આપેલી તે જોતાં એને પોતાના બીજા પુત્રોની વલણની ખબર હોવી જોઈએ અને અહમદશાહની લાયકાતની પણ ખબર હોવી જોઈએ.

છે; પરંતુ સંપીને સામના કર્યાના દાખલા પણ કોઈ કોઈ વાર મળ્યા છે; નવા પરદેશીઓના રાજ્યઅમલને કેટલાંક વર્ષ જૂના દેશી રાજાઓ સાથે લડ્યા વગર સત્તાની જમાવટ કરવી અશક્ય હતી. રજપૂત રાજાઓ કુસંપને લીધે અને વ્યવસ્થાના અભાવને લીધે હાર્યા ને વશ થયા તે કેવળ સાચી વાત છે, પરંતુ લાંબો વખત સામનો કર્યા વગર વશ નથી થયા એ આ લડાઈઓનો ઇતિહાસ સિદ્ધ કરે છે. આ બધાં કારણો ઉપરાંત અહમદશાહની ઉમર ગાદીએ આવ્યો ત્યારે નાની હતી એ કારણ પણ વિચારવા યોગ્ય છે, અને એના પિતરાઈઓ, રજપૂત રાજાઓ અને માળવા દક્ષિણના સુલતાનો, એ ત્રણે પક્ષોની લડાઈઓનું એ પણ એક કારણ હોઈ શકે. આમ આખો સમય લડ્યો છતાં આખરે અહમદશાહનો વિજય થયો અને એ બધાને વશ કરી શક્યો એમાં એના ચારિત્ર્યની વડાઈ અને એની રાજદ્વારી કુનેહને જ યશ ઘટે છે. ન્યાય, ડાહી સલાહ સાંભળવી, અને ગુનેગારોને દંડ તથા દયા બન્ને બતાવવાં, એ સદ્‌ગુણોને લીધે અહમદશાહને વિજય સાંપડ્યો એમ માનવામાં વાંધો નથી. કોઈ પણ વંશકર્તામાં આ ગુણો હોય તો જ તે વંશકર્તા થાય.

## ફરી બળવો

અમદાવાદ સ્થપાયું એ જ વર્ષમાં સુલતાનના પિતરાઈઓ ફિરોઝખાન હેબતખાને[2] મલીક બદર આલાની શિખવણીથી ફરીથી બળવો કર્યો. આ બન્ને જણા ઈડરના રાણા રણમલને જઈ મળ્યા. સુલતાન અહમદને આ સમાચાર મળવાથી એણે લશ્કર તૈયાર કર્યું અને

---

૨. તબકાતે અકબરી. અંગ્રેજી તરજૂમો. પૃ. ૧૯૨. સિકંદરીના બેલીના તરજૂમામાં ફિરોઝખાનના પુત્ર મોદુદ અને મસ્તીખાને બળવો કર્યો એમ મળે છે; સિકંદરીના ગૂજરાતી તરજૂમામાં મોદુદને બદલે મોઈદ્દીન લખ્યું છે અને બદરઉલ્લા લખ્યું છે એટલો ફેર છે.

પોતે પ્રાંતીજ[3] આવ્યો ત્યાંથી એણે મુઝફ્ફરખાનના પુત્ર–પોતાના કાકા ફત્તેહખાનને[4] લશ્કર આપીને આગળ મોકલ્યો, પરંતુ એ મોડાસાના જમીનદાર સૈયદ ઈબ્રાહીમ નિઝામની શિખવણીથી પોતાના બીજા ભાઈઓ સાથે મળી ગયો. આ સાંભળીને સુલતાન મોડાસા તરફ કૂચ કરીને ગયો. સૈયદ ઈબ્રાહીમ જેનું બીજું નામ રુકનખાન હતું એણે અને મલીક બદર આલાએ મોડાસાની આસપાસ ઊંડી ખાઈ ખોદી રાખી હતી, અને સારા બચાવની તૈયારીઓ કરી હતી. બીજી બાજૂથી ફિરોઝખાન અને હૈબતખાન ઈડરના રાણા રણમલને લઈને મોડાસાથી પાંચ ગાઉ દૂર આવેલા રંગપુર[5] ગામ આગળ આવ્યા, અને મોડાસામાં ઘેરાયેલા લશ્કરને મદદ કરવા અને સુલતાન સાથે બીજી બાજૂથી લડવા વિચાર કર્યો.

## મોડાસાની લડાઇ
### બળવાખોરોનો હાર

સુલતાનના મનમાં હજી પણ બળવાખોરો સમજે એવી આશા હતી, તેથી તેણે કેટલાક ડાહ્યા અને વિદ્વાન માણસોને તેઓને

૩. તબકાતે અકબરીનો બ્રિજેન્દ્રનાથનો તરજૂમો ( પૃ. ૧૯૨ ) વાંતજ ( Wantaj ) ગામ લખે છે. સિકંદરીનો ગુજરાતીમાં તરજૂમો પુરહની ગામ લખે છે. બેલી બીરહની ગામ લખે છે અને નોટમાં બરહની, પરહની, પરથી એવા પાઠાંતર આપે છે. બેલી તબકાતે અકબરીનો પાઠ પતની એવો લખે છે તે બ્રિજેન્દ્રનાથના ઉપરના પાઠથી જુદો પડે છે. આ બધું જોતાં અમદાવાદથી ઈડર જતાં પ્રાંતીજ વચ્ચે આવે એ ઉપરથી મેં પ્રાંતીજ પાઠ નક્કી કર્યો છે.

૪. સિકંદરી એનું નામ હોશંગ ઉર્ફે ફતેહખાન એવું આપે છે. ગુજરાતી સિકંદરી એને સુલતાનનો એકનો એક કાકો કહે છે, પણ એને ઘણા કાકા હતા તે આગળ જોયું છે.

૫. તબકાત અંખોર Ankbor લખે છે, પણ સિકંદરીનું રંગપુર ખરું છે.

સમજાવવા માટે મોકલ્યા, અને સુલતાન તેઓને માફી આપશે એવો સંદેશો કહેવડાવ્યો, પરંતુ બદર ઉલ્લા[૬] અને રુકનખાને આ સંદેશા ઉપર કાંઈ ધ્યાન આપ્યું નહિ. આ ઉપરથી સુલતાને મોડાસા નજીક છાવણી નાંખીને કિલ્લાને ઘેરો ઘાલ્યો. આટલું કર્યા છતાં સુલતાને બળવાખોરોને ફરીથી સમજી જવા માટે કહેણ મોકલાવ્યું. આ વખતે બળવાખોરોએ કપટથી જવાબ વાળ્યો કે "અમને તાબે થવું સહીસલામત લાગતું નથી. માટે જો નાયબ વઝીર નિઝામુલ્મુલ્ક, મલીક અહમદ અઝીઝ, સઈદુલ્મુલ્ક, અને નઝીર ઉસ્સૈફ અઝદરખાન, એટલા અમીરોને જો કિલ્લામાં અમને બોલવવા માટે મોકલવામાં આવે તો અમને ખાતરી પડે અને અમે આવીએ." સુલતાને આ આ વાત કબૂલ રાખી આ ઉમરાવોને મોકલ્યા અને સાવધાન રહેવાનું પણ કહ્યું. અમીરોએ મોડાસાના કિલ્લાની બહાર રહી બદર ઉલ્લાને કહેવડાવ્યું. બદર ઉલ્લાએ મીઠી વાતો કરી તેમનો વિશ્વાસ સંપાદન કર્યો અને ચાર અમીરોમાંથી બેને–નિઝામ ઉલ્મુલ્ક અને સઈદુલ્મલ્કને ખાનગી વાત કરવા જુદા બોલાવીને સંતાડી રાખેલી ટુકડી પાસે હુમલો કરાવી કેદ કરી કિલ્લામાં લઈ ગયો. પકડાતી વખતે નિઝામુલ્મુલ્કે બીજાઓને કહ્યું કે દગો થયો છે અને સુલતાનને

---

૬. તબકાતે અકબરીમાં બદર આલા લખ્યું છે, પણ એક જગ્યાએ બદર ઉલ્લા લખ્યું છે. સિકંદરી ગૂ. ભા.માં બદર ઉલ્લા લખ્યું છે, બેલી બદર આલા લખે છે.

૭. સિકંદરીમાં સઆદુલ્મુલ્ક લખ્યું છે, અને તેને લશ્કરની ડાબી બાજૂનો ઉપરી કહ્યો છે. અહમદ અઝીઝને તબકાતે અકબરીમાં 'કારગુઝાર' અને superintendent કહ્યો છે અને નાયબ વકીલ પણ કહ્યો છે; (પૃ. ૧૯૩) નઝીર સૈફને તબકાતમાં સૈફખ્વાજા કહ્યો છે. અઝદરખાન એવો એનો ઇલ્કાબ હતો એમ સિકંદરી કહે છે.

જઈ કિલ્લો સર કરવા વીનવો અને તેમ કરવામાં ઢીલ કરશો નહિ.[૮] બદર ઉલ્લાને ખાતરી હતી કે આ મોટા અમીરો કિલ્લામાં કેદ હશે ત્યાંસુધી સુલતાન કિલ્લાને કાંઈ પણ ઈજા કરી શકશે નહિ.[૯]

## મોડાસા સર કર્યું

આ સમાચાર સાંભળીને સુલતાને કિલ્લા ઉપર હુમલો કરવા હુકમ કર્યો. હિ. સ. ૮૧૪ (ઈ. સ. ૧૪૧૧)ના જમાદી ઉલ અવલ માસની ૫ મી તારીખે સુલતાને જાતે કિલ્લાના દરવાજા ઉપર હુમલો કર્યો, અને તે જોઈ બીજા અમીરો અને લશ્કરીઓ ચારે બાજૂથી હુમલા કરી કિલ્લાની દીવાલ ઉપર ચડી ગયા. જે યુદ્ધ થયું તેમાં ઘેરાયેલું લશ્કર હાર્યું અને તાબે થયું. બદર ઉલ્લા અને રુકનુદ્દીન ભોંયરામાં સંતાયા, પણ આખરે બન્ને માર્યા ગયા. નિઝામુલ્મુલ્ક અને સઈદુલ્મુલ્કને કેદમાંથી છૂટા કરવામાં આવ્યા. આ વિજયના સમાચાર સાંભળીને ફિરોઝખાન અને ઈડરનો રાવ નાસીને ઈડરના કિલ્લામાં ભરાયા.[૧૦]

ઈડરના રાવ રણમલે સુલતાનનો આ વિજય જોઈને ફિરોઝખાન સાથે દગો કર્યો, અને એની માલમિલકત અને હાથીઓ કબજે કરીને સુલતાનને નજર કર્યો. એણે પોતે પણ ખંડણી આપવી શરૂ કરી.

---

૮. સિકંદરી આ વર્ણન સામાન્ય આપે છે, પણ તબકાતમાં જરા વિગતથી આપેલું છે. તબકાત પ્રમાણે નિઝામુલ્મુલ્કે પકડાતી વખતે મોટા ઘાંટા પાડીને બીજાઓને કહ્યું કે અમારા નસીબમાં હશે તે થશે, પણ કિલ્લો સર કરવા જલદી સુલતાનને કહો. વળી બદર ઉલ્લાએ આ અમીરોને અંધારા કેદખાનામાં પૂર્યા એમ પણ તબકાત લખે છે. સિકંદરીમાં એ વર્ણન નથી. (પૃ. ૧૯૩)

૯. તબકાતે અકબરી પૃ. (૧૯૩)

૧૦. તબકાત ફિરોઝખાન લખે છે જ્યારે સિકંદરી મોઇયુદ્દીન અને ઈડરનો રાવ લખે છે.

આમ વિજય મળ્યાથી સુલતાન અમદાવાદ પાછો ફર્યો. ફિરોઝખાન પોતાના બળવાખોર ભાઈ ઓને લઈને શમ્સખાન દંદાણીની જાગીર નાગોર તરફ ગયો. એ અરસામાં નાગોર ઉપર મેવાડનો રાણો મોકલ ચડી આવ્યો હતો. નાગોરમાં એ વખતે શમ્સખાનનો પુત્ર ફિરોઝખાન રાજ્ય કરતો હતો.[11] આ ફિરોઝખાન અને રાણા મોકલ વચ્ચેની લડાઈમાં મોકલનો વિજય થયો અને આ શાહજાદો ફિરોઝખાન કામ આવ્યો.[12] ઈડરના રાવની આ સમયસૂચકતાથી એને તાત્કાલિક ફાયદો થયો અને સુલતાને એનો ગુનો માફ કર્યો.

### ફરી મુસલમાન અમીરો અને હિંદુ રાજાઓનો ભેગો બળવો

આ બળવો શાંત થયો, પણ શાંતિ લાંબો સમય ચાલી નહિ. હિ. સ. ૮૧૬ માં (ઈ. સ ૧૪૧૩) મલીક અહમદ સરખેજી, મલીક

---

૧૧. આ જગ્યાએ બે ફિરોઝખાન છે. તબકાતે અકબરી જે ફિરોઝખાન માર્યો ગયો તેને શાહજાદો કહે છે. એટલે કે તે મુજફ્ફરશાહનો પુત્ર અને અહમદશાહનો કાકો હતો. બીજો ફિરોઝખાન તે શમ્સખાન દંદાણીનો પુત્ર હતો. સિકંદરી આ બીજા ફિરોઝખાનને બદલે શમ્સખાન સાથે જ રાણા મોકલને યુદ્ધ થયું એમ લખે છે. અને શાહજાદો ફિરોઝખાન મરાયો તેને બદલે મોઇયુદ્દીન મરાયો એમ લખે છે. સિકંદરી લખે છે કે શમ્સખાનના દાંત આગળ પડતા હતા તેથી અને દંદાણી કહેતા હતા.

૧૨. નાગોરની આ લડાઈ થોડાં વર્ષ પછી થઈ છે. સ્વ. ગૌરીશંકર ઓઝાજીએ એને મેવાડના લેખોના આધારે વિ. સં. ૧૪૮૫ ઈ. સ. ૧૪૨૮ માં થઈ એમ કહ્યું છે. આ લડાઈમાં રાણો મોકલ અગર મુકુલ જીત્યો એમ સ્વ. ઓઝાજીએ સમકાલીન લેખના આધારે લખેલું છે. ઉપર જોયું તેમ અહમદશાહના વર્ણનમાં તવારીખકારો આ લડાઈનું ખાસ વર્ણન કરતા નથી અને ફિરોઝખાન તેમાં મરાયો એટલું જ કહે છે, પરંતુ આગળ કુતુબુદ્દીનના વર્ણનમાં રાણા કુંભાની નાગોરને લગતી વાતમાં રાણા મોકલને મુસલમાનોએ હરાવેલો અને ત્રણ હજાર રજપૂતો માર્યા ગયેલા એવી વાત તબકાતે અકબરી (પૃ. ૨૩૦) અને બીજી તવારીખો કહે છે. એટલે આ વાત તવારીખકારોએ મનથી ઉપજાવેલી લાગે છે. મોકલ નાગોરમાં હાર્યો નથી. જુઓ ઉદયપુર રાજ્યનો ઓઝાજીનો ઇતિહાસ, પૃ. ૨૭૩.

શાહ મલીક, શેર મલીકનો પુત્ર મલીક અહમદ, ભીખણ આદમખાન અફ્ઘાન, અને મલીક ઇસાસાલારે ફરી પાછો બળવો જમાડ્યો.[૧૩] એ લોકોએ કેટલાક રાજાઓ અને જમીનદારોને પોતાના પક્ષમાં લીધા અને કેટલોક મુલક તારાજ કર્યો. એ જ વખતે માંડલ[૧૪] અને નાંદોદ[૧૫]ના રાજાઓ પણ જાગ્યા અને એમણે ગુજરાત ઉપર ચડાઈ

૧૩. તબકાતે અકબરી. પૃ. ૧૯૪, સિકંદરી ગૂ. ભા. અને બેલીના અંગ્રેજી તરજૂમામાં ઉસમાન અહમદ સરખેજી અને શેર મલીકનો છોકરો શેખ મલીક એમ લખેલું છે. આ બન્ને પાટણમાં રસ્તાની બંદોબસ્તીના અધિકારીઓ હતા એમ સિકંદરી ગૂ. ભા.માં લખે છે. બેલી લખે છે કે મૂળમાં તર્ફદાન શબ્દ છે અને તરજુમામાં તે માત્ર પાટણના અધિકારી એટલું જ લખે છે. તેમના બીજા મળતિયાઓમાં સિકંદરી સુલેમાન અફ્ઘાન જેને આઝમખાનનો ઇલ્કાબ હતો તે, અને ઇસાસાલાર એમ બે નામ લખે છે.

૧૪. તબકાતે અકબરી. પૃ. ૧૯૪. સિકંદરીના ગૂ. ભા.માં કાઠી અને ઝાલાવાડનો રાજા છત્રસાલ લખેલું છે, માંડલનું નામ નથી; જ્યારે બેલીના અંગ્રેજી તરજૂમામાં કાન્હો છત્રસાલ અને ઝાલાવાડનો રાજા એમ લખ્યું છે. પણ કાન્હો છત્રસાલ તે કાઠી રાજા કે કોઈ બીજો રાજા કે ઝાલાવાડના જ રાજાનું નામ તે સ્પષ્ટ થતું નથી. કદાચ તે બે જુદા રાજાઓ હોય. પરંતુ તબકાતે અકબરીમાં માંડલના રાજાનું નામ છે તે સિકંદરીમાં નથી. મને લાગે છે કે માંડલનો રાજા તે જ ઝાલાવાડનો રાજા. મો. કોમિસેરિયેટ પૃ. ૮૨ નોંધ ૩ માં લખે છે કે ઝાલાવાડનો રાજા તે રાજપુતાનાના અગ્નિ ભાગમાં આવેલા ઝાલરાપટ્ટણનો રાજા. પરંતુ આ માન્યતાને આધાર નથી અને આ સમયે રાજપુતાનાના કોઈ રાજાએ અહમદશાહ સામે ભાગ લીધાનું બનેલું નથી. ઝાલાવાડને બદલે તબકાત માંડલ લખે છે તે બરોબર છે અને માંડલ ઝાલાવાડમાં જ ગણાય. આ માંડલ તે ગુજરાતનું માંડલ. તેને માંડલગઢ સાથે મેળવવાની ભૂલ પણ કેટલાક કરે છે.

૧૫. નાંદોદ એટલે રાજપીપળાના રાજાએ આ બળવામાં ભાગ લીધાનું, તબકાતે અકબરીમાં (પૃ. ૧૯૪) લખ્યું છે, પણ સિકંદરીમાં એનું નામ લખેલું નથી. છત્રસાલનું નામ સિકંદરીમાં છે તે તબકાતે અકબરીમાં નથી મળતું. તબકાતનાં વધારામાં એક બધુલ Badhulનું નામ આવે છે તે કયું તે નક્કી થતું નથી.

કરવા માળવાના સુલતાન હોશંગને લલચાવીને ઉશ્કેર્યો. આ બળવાખોરોએ હોશંગશાહને લખ્યું કે તમે જો ગૂજરાત ઉપર હુમલો કરશો તો આ બધા મદદમાં છે તેથી અહમદશાહને ઉઠાડીને ગાદી તમને અપાવીશું.

સુલતાન અહમદશાહને આ વાતની ખબર પડતાં એણે ગત સુલતાન મુહમ્મદશાહના પુત્ર અને પોતાના ભાઈ લતીફખાનને નાયબ વઝીર નિઝામુલમુલ્કની સાથે લશ્કર આપીને શાહમલીકને સજા કરવા મોકલ્યો. રાજા કાન્હોં છત્રસાલ જે શાહમલીકની સાથે મળેલો હતો તેને પકડી લાવવા પણ સુલતાને લતીફખાનને હુકમ કર્યો.[૧૬] આમ એક બાજૂ પાટણ તરફ આ બળવાખોરોને હરાવવા લશ્કર મોકલીને પોતે માળવા તરફ હોશંગશાહના લશ્કરને મળવા ઊપડ્યો અને ચાંપાનેરથી દસ કોશ ઉપર આવેલા સાવલી પરગણાના પાંડુ[૧૭] ગામ આગળ આવીને પડાવ નાંખ્યો, અને ઇમાદુલ્મુલ્ક સમરકંદીને મોટું લશ્કર આપીને હોશંગશાહની સામે લડવા આગળ મોકલ્યો. આ ઇમાદુલ્મુલ્ક અહમદશાહનો ગુલામ હતો, તેથી સુલતાન હોશંગને લાગ્યું કે જો પોતે ઇમાદુલ્મુલ્કને હરાવે તો અહમદશાહના એક માત્ર ગુલામને હરાવ્યો એમ કહેવાય અને જો પોતે ઇમાદુલ્મુલ્કને હાથે હારે તો એક ગુલામે મોટા બાદશાહને હરાવ્યો એવું બદનામ થાય. આમ બન્ને રીતે લડવામાં હોશંગશાહને માનહાનિ જેવું લાગ્યું અને તેથી લડાઈ કર્યા વગર જ માળવાને રસ્તે પાછો ચાલ્યો ગયો. આમ પાછા ચાલ્યા

---

૧૬. છત્રસાલ પાટણ બાજૂ શાહમલીકની સાથે હતો એમ સિકંદરી લખેછે. તબકાતમાં લખ્યું નથી.

૧૭. તબકાતમાં "બાંધુ" એવું નામ લખ્યું છે. બેલી-પાંડુ લખે છે અને સાવલીને સનૌલી લખે છે. ગૂ. ભા. માં સાવલી અને પાંડુ લખેલું છે તે જ ખરું છે.

૧૮. તબકાતે અકબરીમાં ઇમાદુલ્મુલ્ક સમરકંદી લખ્યું છે. સિકંદરી ઇમાદુલ્મુલ્ક ખાસખેલ એમ લખે છે.

જવાનું હોશંગશાહે માત્ર બહાનું જ બતાવ્યું હોય એમ લાગે છે, કારણ કે અહમદશાહના ગુલામ સામે લડવા એ પોતાનો ગુલામ મોકલી શકયો હોત. અગર એ પોતે જ અહમદશાહની સામે લડવા જઈ શકયો હોત[૧૯] ઈમાદુલ્મુલ્કે માળવાના કેટલાક મુલકને તારાજ કર્યો અને હોશંગશાહને ચડાવનારાઓમાંથી કેટલાકને પકડીને અહમદશાહ પાસે હાજર કર્યા. બીજી બાજૂ શાહમલીક અને એના મળતિયાઓએ શાહજાદા લતીફખાનના લશ્કર ઉપર હુમલો કરી લડવા પ્રયત્ન કર્યો, પણ તેમાં ફાવ્યા નહિ. લતીફખાન અને નિઝામુલ્મુલ્કે શાહમલીક અને રાજા છત્રસાલને હરાવી સોરઠ તરફ નસાડયા અને એ લોકો ગિરનાર તરફ રા'માંડલિકના મુલકમાં નાસી ગયા. આ વિજય પછી અહમદશાહ અમદાવાદમાં પાછો ફર્યો.[૨૦]

બીજે વર્ષે હિ. સ. ૮૧૭ (ઈ. સ. ૧૪૧૪)માં જૂનાગઢના મંડલિક રાજાએ શાહમલીક વગેરે બળવાખોરોને આશ્રય આપ્યો તેથી સજા કરવા સુલતાન અહમદશાહ સોરઠ તરફ ચડાઈ લઈ ગયો અને ગિરનારનો કિલ્લો લેવા નિશ્ચય કર્યો. રાજા મંડલિકે લડાઈ કરી, પણ તેમાં તેને ભારે ખુવારી ખમવી પડી અને તે ગિરનારના કિલ્લામાં ભરાયો. અહમદશાહે કિલ્લાને ઘેરો ઘાલ્યો અને આસપાસનો મુલક તારાજ કરવા માંડયો. આખરે ઘેરાયેલું લશ્કર કિલ્લો ટકાવી શકયું નહિ અને જૂનાગઢના રાજાએ ખંડણી આપવાની કબૂલ કરીને સુલતાન સાથે સલાહ કરી. બીજા બળવાખોરો પણ તાબે થયા. સોરઠના બીજા કેટલાક જમીનદારો અને રાજાઓએ પણ સુલતાનને ખંડણી આપવા કબૂલ કર્યું. સુલતાને સોરઠમાં ખંડણી વસૂલ કરવા

---

૧૯. તબકાતે અકબરી પૃ. ૧૯૫ ઉપરનું બહાનું કાઢવાનું કારણું તબકાતમાં આપ્યું છે; સિકંદરીમાં ટૂંકામાં જ પતાવ્યું છે.

૨૦. આમાં તબકાત અને સિકંદરી એકમત છે. તબકાત છત્રસાલનું નામ નથી લખતી.

માટે શાહ અબુલ ખેર અને સૈયદ કાસમને ત્યાં મૂક્યા અને પોતે અમદાવાદ પાછો આવ્યો.[૨૧]

## ખાનદેશ ઉપર ચડાઈ

### હિંદુ રાજાઓએ ફરી ભેગા થઈ માળવાના સુલતાનને બોલાવવો અને ચારે બાજૂથી એકસાથે બળવાની તૈયારીઓ

ખાનદેશનો નંદરબાર અને સુલતાનપુરનો ભાગ આટલા જૂના સમયમાં પણ ગૂજરાતને તાબે હતો. હિ. સ. ૮૧૯ની[૨૨] સાલ (ઈ. સ. ૧૪૧૬–૧૭)માં અસીર બુરહાનપુરના સુલતાન આદીલખાનના પુત્ર નસીરે પોતાના બળના ગર્વમાં નંદરબાર તરફ ચડાઈ કરી. આ સમાચાર મળતાં અહમદશાહે ધાર[૨૩] અને નંદરબાર તરફ કુચ કરી અને બાગલાણની પાસે આવેલો તંબોલનો કિલ્લો લેવા આગળ લશ્કર મોકલ્યું. એક બાજુ તંબોલનો કિલ્લો સર થયો અને બીજી બાજુ સુલતાન નંદરબાર પહોંચ્યાના સમાચાર મળ્યા એટલે નસીર[૨૪] આસીરગઢ નાસી ગયો. આ સમયે ચોમાસાની મોસમ હોવાથી

---

૨૧. તબકાતે અકબરી પૃ. ૧૯૬, સિકંદરી ગૂ.ભા.માં અબુલ ખેરને બદલે સૈયદ અબુલ ખેર લખ્યું છે. બેલીના અંગ્રેજી તરજૂમામાં સૈયદ અબુલખાન લખ્યું છે. (પૃ. ૯૮).

૨૨. સિકંદરી ગુ. ભા. અને અંગ્રેજી તરજૂમામાં હિ. સ. ૮૧૯ આપી છે જ્યારે તબકાતે અકબરી (પૃ. ૧૯૬)માં હિ. સ. ૮૨૧ આપી છે. ઘણી બાબતોમાં તબકાતને અનુસરવું મને ઠીક લાગ્યું છે, છતાં આ સાલની બાબતમાં તબકાત કરતાં સિકંદરી સાચી લાગે છે.

૨૩. તબકાતમાં ધારનું નામ લખેલું નથી, સિકંદરીમાં લખેલું છે.

૨૪. [illegible]મ બન્ને તરજૂમામાં નસીરને આદીલશાહના છોકરાને બદલે ઐનુલ્મુલ્કનો છોકરો કહ્યો છે. તબકાત એને આદીલશાહનો છોકરો કહે છે તે ખરું લાગે છે. તબકાત એક જગ્યાએ નસીર લડવા આવ્યો એમ લખી બીજી જગ્યાએ આદીલશાહ નાસી ગયો એમ લખે છે તે માત્ર સરતચૂક થઈ હોય એમ જણાય છે. (પૃ. ૧૯૭).

ગૂજરાતના લશ્કરને પણ સરંજામની હિલચાલમાં તકલીફ પડી. તે કારણથી લડાઈ આગળ લંબાવવાને બદલે અહમદશાહે અમદાવાદ પાછા જવાનો વિચાર કર્યો, પણ એ જ વખતે ગુજરાતથી નવ દિવસમાં તાકીદના સમાચાર સાંઢણીસવાર મારફતે આવ્યા કે સુલતાન હોશંગ ફરી પાછો ગુજરાત જીતી લેવા માટે મોડાસા નજીક આવી પહોંચ્યો છે.[૨૫] આ સમાચાર શમ્સખાન દંદાણીના પુત્ર ફિરોઝખાન તરફથી પણ આવ્યા. ફિરોઝખાનને હોશંગશાહે પત્ર લખ્યો હતો કે જો તમે આ વખતે મદદ કરશો તો પાટણની આસપાસનો મુલક તમને આપવામાં આવશે.[૨૬] વળી સુલતાન હોશંગને આ ચડાઈ લાવવામાં ગૂજરાતના હિંદુ રાજાઓએ પણ એકસંપ કર્યો હતો. ઈડરનો રાવ પૂંજો, ચાંપાનેરનો રાજા ત્ર્યંબકદાસ, ઝાલાવાડનો રાજા છત્રસાલ, અને નાંદોદનો રાજા એટલા આ બળવામાં મુખ્ય હતા.[૨૭] ફિરોઝખાને આ વખતે પોતે બળવો ન કરતાં અહમદશાહ તરફ વફાદારી બતાવી હતી એ એક આશ્ચર્યની વાત હતી આજ સુધી પોતાના સગા અહમદશાહ સામે-બળવામાં ભાગ લઈ નાગોરના ફિરોઝખાને છેવટે આ વખતે વફાદારી બતાવી.

### અહમદશાહ આવતાં બળવાખોરોનું વિખેરાઈ જવું

સુલતાન અહમદશાહ આ સમાચાર સાંભળતાં તુરત જ સખત

---

૨૫. આ વર્ણન આ પ્રમાણે તબકાત (પૃ. ૧૯૭)માં જરા વિગતવાર આપેલું છે, સિકંદરીમાં આ વિગત નથી.

૨૬. તબકાતે અકબરી પૃ. ૧૯૭. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૩૦. અં. ભા. પૃ. ૧૦૦.

૨૭. સિકંદરી અહીં ઝાલાવાડનો રાજા છત્રસાલ એમ સ્પષ્ટ લખે છે અને આઝમની પેઠે શંકાવાળું લખાણ નથી. તબકાત તેને બદલે માંડલનો રાજા લખે છે. એટલે ઝાલાવાડનું માંડલ એ સિદ્ધ થાય છે. રાજપુતાનાનું નહિ અને ઝાલાવાડ પણ ઝાલરાપટ્ટણ નહિ! આ રાજાઓનાં નામ સિકંદરીએ આપ્યાં છે, તબકાતે નથી આપ્યાં.

વરસાદ પડતો હતો તેની દરકાર કર્યા વગર ઝડપી કૂચ કરીને ગુજરાત તરફ ઊપડ્યો અને નર્મદા નદી ઓળંગીને મહી નદીને કિનારે પડાવ નાંખ્યો અને ત્યાંથી સાત જ દિવસમાં મોડાસાની નજીક આવી પહોંચ્યો. આ સમાચાર પોતાના ગુપ્તચરોની પાસેથી સાંભળીને સુલતાન હોશંગ માથું ખંજવાળવા લાગ્યો[૨૮] અને જે રાજાઓએ બોલાવેલો તેમને કહેવા લાગ્યો કે 'અહમશાહ આવે તે પહેલાં તો અમદાવાદ પહોંચી જવા તમે કહેતા હતા. પણ અહમદશાહ તો અહીં પાંચ કોશ દૂર જ આવી લાગ્યો છે તેની તમે મને ખબર પણ આપી નથી, માટે આ વાતમાં કાંઈ કપટ હોય એમ લાગે છે અને તમે ખરા મિત્રો હો એમ લાગતું નથી,'[૨૯] આ સાંભળીને અને અહમદશાહ એકાએક આવી ચડવાથી સુલતાન હોશંગ માળવા પાછો નાસી ગયો અને રાજાઓ વિખેરાઈ ગયા. આ બનાવ હિ. સ. ૮૧૯ ના રજબ માસની ૧૬ મી તારીખે બન્યો.[૩૦]

પરંતુ આ વખતનો બળવો સામાન્ય નહોતો. એણે મોટું અને ગંભીર સ્વરૂપ ન પકડ્યું તેનું કારણ સુલતાન અહમદશાહની ઝડપી કૂચ અને તાત્કાલિક નિર્ણય. એટલે મોડાસા આગળ બળવાખોરો વિખેરાયા એટલામાં તો સોરઠથી ખબર આવી કે આ બધી અવ્યવસ્થાનો લાભ લઈને ત્યાંના રાજાએ ખંડણી આપવી બંધ કરી છે અને બળવો ઉઠાવ્યો છે. એ જ વખતે બીજી બાજૂથી સમાચાર

---

૨૮. તબકાતે અકબરી, પૃ. ૧૯૭.

૨૯. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૩૧. ઇ. ભા. પૃ. ૧૦૧. અં. ભાષાંતરમાં અમદાવાદ લઈ જવાનું નથી લખ્યું પણ ગુજરાત અપાવવાનું લખ્યું છે. તબકાતમાં હોશંગશાહનું આ વાકય લખ્યું નથી, પણ રાજાઓને બોલાવી ધમકાવ્યા અને માથું ખંજવાળ્યું અને પછી નાસી ગયો, એટલું લખ્યું છે.

૩૦. તબકાતમાં આ તારીખ નથી આપી. અં. ભાષાંતરમાં સિકંદરીમાં તારીખ અને ૮૧૯નું વર્ષ આપ્યું છે. જ્યારે ગૂ. ભા.માં તારીખ એ જ પણ વર્ષ ૮૨૦ આપ્યું છે. તે ભૂલ જણાય છે.

આવ્યા કે આદીલખાનના પુત્ર નસીરે સુલતાન હોશંગના પુત્ર ગઝનીખાનની મદદથી તાલનેરના કિલ્લા ઉપર હુમલો કર્યો છે અને તે કિલ્લો લઈ લીધો છે અને નાંદોદના રાજાની સલાહથી સુલતાનપુર નંદરબાર–ખાનદેશના ગુજરાત તાબેના ભાગ–ઉપર ચડાઈ કરી છે. નસીરખાનના ભાઈ ઇફ્તીખાર ઉલ્મુલ્કની ખટપટથી તાલનેરનો કિલ્લો પડ્યો છે.[૩૧] અને આસપાસના પ્રદેશમાં લૂંટફાટ શરૂ કરી છે. આ બધા સમાચાર સાંભળીને સુલતાન અહમદે ખાનઆઝમ મહમૂદખાનને મોટું લશ્કર આપીને સોરઠ ઉપર મોકલ્યો, અને એણે ખંડણી વસૂલ કરવાનું કાર્ય પાર ઉતાર્યું. બીજી બાજૂ તુરત જ સુલતાને મલીક મહમૂદ બરકી અને મુખલીસ ઉલ્મુલ્કને[૩૨] બીજું લશ્કર આપીને નસીરની સામે ખાનદેશ તરફ મોકલ્યા. આ લોકોએ રસ્તામાં પહેલો નાંદોદના રાજાના મુલકને તારાજ કર્યો, કારણ કે એ રાજાએ નસીરને આ તરફ ઉશ્કેર્યો હતો. નાંદોદનો રાજા નબળો હોવાથી એણે તાબે થઈ તુરત જ ખંડણી આપવી શરૂ કરી

## ખાનદેશ સાથે સલાહ

આ બાજૂ મહમૂદ બરકી અને મુખલીસ ઉલ્મુલ્ક ખાનદેશ તરફ આગળ વધ્યા એટલે ગઝનીખાન નાસી ગયો અને નસીર તાલનેરના કિલ્લામાં ભરાઈને લડવા તૈયાર થયો. આ ઘેરો લાંબો

૩૧. તબકાતે અકબરી. પૃ. ૧૯૭–૧૯૯. સિકંદરી, ગૂ. ભા. ૩૧, અં. ભા. પૃ. ૧૦૧. સિકંદરીમાં નસીરને આદીલખાનના પુત્રને બદલે રાજા મલીકનો પુત્ર કહ્યો છે! એ ખાનદેશના ફારૂકી વંશનો પહેલો સુલતાન હતો. ગૂ. ભા.માં તાલનેરને બદલે થાનેશ્વર લખ્યું છે તે ભૂલ છે.

૩૨. સોરઠ અને ખાનદેશ બાજૂ મોકલેલા સરદારોનાં નામોમાં તબકાતે અકબરી અને સિકંદરીનો ગૂ. તરજૂમો એ બન્ને મળે છે. જ્યારે બેલીનો અંગ્રેજી તરજૂમો આ નામો ઊલટાં લખે છે એટલે કે ખાનઆઝમ મહમૂદખાનને ખાનદેશ મોકલ્યો, બીજા બેને સોરઠ મોકલ્યા, એમ લખે છે. બેલીની આ ભૂલ લાગે છે.

ચાલવાથી આખરે નસીર કંટાળ્યો અને મલીક મહમૂદ બરકીની સિફારશથી છેવટે અહમદશાહે એની સાથે સલાહ કરી અને ઊલટો એને નસીરખાનનો ઇલ્કાબ આપ્યો.[33] ખાનદેશનો રાજા આ રીતે ગૂજરાતનો તાબેદાર થયો.

## આ એકસંપી બળવાનું પરિણામ

અહમદશાહની જિંદગીમાં આખો વખત જે લડાઈઓ થયા કરી છે તેમાં આ વર્ણન કરી એ લડાઈઓ સૌથી મહત્ત્વની હતી. તવારીખકારોએ એનું વર્ણન બરાબર વિગતથી કર્યું હોય એમ લાગતું નથી. ગૂજરાતના રાજાઓએ સંપ કરીને સુલતાન હોશંગને ગુજરાત ઉપર ચડાઈ કરવા બોલાવવો, સોરઠમાં બળવો જાગવો અને નાંદોદના રાજાએ નસીરને બોલાવવો, આ બધું આ એક જ મુખ્ય બળવાનું પહેલાંથી વિચારપૂર્વક ગોઠવાયેલું અને યોજાયેલું કાર્ય હતું. આ યોજનામાં આ બધી બાજૂના બળવા એક સાથે થાય એવી પણ યોજના હોય એમ જણાય છે, અને તે બધા લગભગ એક સાથે જ થયા છે. આમાં સુલતાત અહમદશાહને ઉખાડી નાંખવા માટે એક-સંપથી મોટો પ્રયત્ન કોઈ મોટા અક્કલવાળાએ યોજેલો છે. સુલતાન અહમદનો આ ભારે આફતમાંથી વિજય થાય છે એનાં માત્ર બે જ કારણો જણાય છે: એક તો એનાં સગાંઓએ બળવામાં પહેલાંની પેઠે ભાગ લેવાને બદલે એને મદદ કરી; બીજું એણે ઝડપી નિર્ણયો કરી જરાપણ વિલંબ કર્યા વગર ચારે બાજૂએ લશ્કરો મોકલી હોશિયારીથી બળવા દબાવી દીધા. સુલતાન હોશંગ અસ્થિર મનનો અને દગાખોર હોવાથી જ આટલી મદદ મળવા છતાં જીતી શક્યો નહિ. આ બળવામાં ગૂજરાતના લગભગ બધા મોટા રાજાઓએ પણ સંપથી ભાગ લીધો એ નોંધવા જેવી વાત છે; અને સમયસૂચકતાથી

33. તબકાતે અકબરી. પૃ. ૧૯૯. સિકંદરી. ગૂ. ભા. ૩૧–૩૨. અં. ભા. પૃ. ૧૦૨.

બધા તાબે થયા એ પણ વિચિત્ર ઘટના છે. આ બળવો શાંત થવાથી ગૂજરાતની હદની અંદર અહમદશાહને ખાસ મોટા દુશ્મનો રહ્યા નહિ, અને ગૂજરાતના હિંદુ રાજાઓને પણ આ બળવાથી છેવટનું સમજાયું કે ગૂજરાતમાં હવે મુસલમાન મહારાજ્ય સ્થિર થયું છે અને એમનો પોતાનો પ્રયત્ન વ્યર્થ ગયો છે.[૩૪]

## માળવાને તાબે કરવાનો નિશ્ચય

બળવાઓના ઝંઝાવાતમાંથી મુક્ત થઈ શાંતિમાં થાક ખાવાને બદલે સુલતાન અહમદે આ બધા બળવાઓમાં હમેશ તૈયાર થઈ તોફાન મચાવનાર મુખ્ય પુરુષ માળવાના સુલતાન હોશંગશાહને બરાબર શિક્ષા કરીને ઠેકાણે લાવવાનો નિશ્ચય કર્યો અને હિ. સ. ૮૨૦.ના સફર માસમાં માળવા તરફ ઉપડવાની તૈયારી કરી.[૩૫] આ વખતે પહેલાંના બળવો ઉઠાવનારા હિંદુ રાજાઓ, ઈડરના રણમલનો

૩૪. તબકાતે અકબરી, પૃ. ૧૯૮, નોં. ૧. તબકાતે અકબરીનો અંગ્રેજી તરજૂમો કરનાર બ્રિજેંદ્રનાથ દે ફિરિશ્તા વગેરે ઉપરથી આ પ્રમાણે જ મત ધરાવે છે અને અહમદશાહ સામે થયેલા આ એક સાથેના બળવાને ઘણું મહત્ત્વ આપે છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી ઓફ ઈંડિયા પૃ. ૨૯૬-૨૯૭માં પણ આ વાતને ટેકો મળે છે. પરંતુ એમાં મલીક રાજા ઉર્ફે આદીલશાહને રાજા અહમદ કહ્યો છે, અને ઈફતીખાર ઉલ્મુલ્કને હસન કહ્યો છે. મલીક રાજાએ પોતાના મુલકનો પૂર્વનો ભાગ નસીરને આપ્યો અને પશ્ચિમનો ભાગ હસનને આપ્યો. નસીરે ઈ. સ. ૧૪૦૦ માં બુરહાનપુર વસાવ્યું અને આસીરગઢનો કિલ્લો હિંદુ રાજા પાસેથી લઈ લીધો. હસને તાલનેરમાં નિવાસ કર્યો. નસીરે હોશંગશાહ જે એનો બનેવી થતો હતો તેની મદદથી તાલનેર લીધું. (ઇ. સ. ૧૩૧૭માં) અને હસનને કેદ કર્યો. તે પછી સુલતાન અહમદે તાલનેર ઉપર ચડાઈ કરી ને નસીરને હરાવ્યો ને સલાહ કરી. હસન તે પછી ગૂજરાતમાં આવી રાજકુટુંબ સાથે લગ્નસંબંધથી જોડાઈ ગૂજરાતમાં જ રહ્યો. નસીરની અહમદશાહ સાથેની સલાહને લીધે માળવા સાથે ખાનદેશનો સંબંધ બગાડયો.

૩૫. તબકાતે અકબરી, પૃ. ૧૯૯.

પુત્ર રાવ પૂંજા, ચાંપાનેરનો ત્ર્યંબકદાસ, અને નાંદોદના રાજાએ,[36] સુલતાનને પોતાની વફાદારી બતાવવા પોતાના વકીલોને મોકલ્યા અને બેવડી ખંડણી[37] આપી. સુલતાન અહમદશાહે પણ વખત વિચારીને, રાજનીતિને અનુસરીને,[38] આ લોકોની વાત કબૂલ રાખી. માત્ર માંડલ—ઝાલાવાડ—ના રાજાએ આ વખતે સુલતાનને વફાદારી બતાવી નહિ.[39] અહમદશાહે વઝીર નિઝામુલ્મુલ્ક[40] ને પાટનગર અમદાવાદમાં કુલ સત્તા સાથે મૂકયો અને ઝાલાવાડના રાજાને સજા કરવાનું કામ એને સોંપી પોતે માળવા તરફ ઊપડ્યો.

## માળવા સાથે લડાઈ

સુલતાન અહમદનું લશ્કર કૂચ ઉપર કૂચ કરીને માળવામાં ઉજ્જનના પ્રદેશમાં કાલિયાદેહ[41] નદીને કિનારે આવી પહોંચ્યું. ત્યાં

---

૩૬. તબકાતમાં આ રાજાઓએ સુલતાનને વફાદારી બતાવી એમ લખે છે, જ્યારે સિકંદરી બન્ને તરજૂમામાં પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા એમ લખે છે અને વધારામાં તેમનાં નામ આપે છે. ઈડરના રાજા તરીકે રણમલને બદલે પૂંજાનું નામ આપે છે તેથી રણમલ આ વખત પહેલાં મરણ પામ્યો હશે.

૩૭. સિકંદરી માત્ર ખંડણી મોકલી એમ લખે છે, જ્યારે તબકાત બેવડી ખંડણી મોકલ્યાનું લખે છે.

૩૮. સિકંદરી બન્ને ભાષાંતરોમાં આમ લખે છે; તે ઉપરથી સુલતાને વખત વિચારીને આ સલાહ કરી લાગે છે, ખરા અંતઃકરણથી નહિ. બેલીના અંગ્રેજી તરજૂમામાં from motives of policy એમ સ્પષ્ટ લખે છે, તબકાત આ બાબતમાં સ્પષ્ટ નથી.

૩૯. માંડલના રાજાની આ વાત માત્ર તબકાત લખે છે અને સિકંદરીમાં તેનો ઉલ્લેખ નથી.

૪૦. સિકંદરી મલીક ઝિયાઉદ્દીન નિઝામુલ્મુલ્ક એવું નામ લખે છે, માંડલના રાજાને સજા કરવાની વાત માત્ર તબકાતમાં જ લખી છે,

૪૧. તબકાતે અકબરી કાલિયાદેહ ગામ કહે છે. પૃ. ૧૯૯ની નોંધમાં ભાષાંતરકાર લખે છે કે સિકંદરીમાં બેલી ઉજ્જન કાલિયાદેહ નદી ઉપર આવેલું છે એમ લખે છે. આ ભૂલ છે. બેલી ઉપર પ્રમાણે કાલિયાદેહ નદી ઉજ્જનના પ્રદેશમાં છે એટલું જ લખે છે; ગૂ. ભા. પણ એમ જ લખે છે.

સુલતાન હોશંગ ખાડા ટેકરાવાળી જમીનમાં પોતાની લશ્કરની આસપાસ ઊંડી ખાઈ ખોદીને પડયો હતો અને મોટાં મોટાં ઝાડ કાપીને તેનાં થડનો કોટ પણ કર્યો હતો. સુલતાન અહમદની વ્યૂહરચનામાં અમીર મહમૂદ બરકી જમણી પાંખ સાચવતો હતો અને ઇમાદલ્મુલ્કના પુત્ર ફરીદને ડાબી પાંખની નેતાગીરી સોંપી હતી. લશ્કરનો વચલો ભાગ નસીરુદ્દીન અદુદૌલ્લાના હાથમાં હતો. સુલતાને આ વ્યૂહરચનાનું નિરીક્ષણ કર્યું ત્યારે ફરીદ ડાબી પાંખ તરફ પોતાની જગ્યાએ જણાયો ! તેથી સુલતાને તેને તેડું મોકલ્યું અને તેના બાપનો ઇમાદુલ્મુલ્કનો ઇલ્કાબ લેવા અને તેનો પોશાક ધારણ કરવા તુરત બોલાવ્યો. ફરીદ આ વખતે તેલમર્દન કરાવતો હતો તેથી એણે થોડી વાર રહીને આવવા જણાવ્યું. સુલતાનને આથી ખોટું તો લાગ્યું, પણ વખત વિચારી એણે ફરીદ વગર જ બાકીના લશ્કરને માળવાના લશ્કર ઉપર હુમલો કરવાનો હુકમ આપ્યો. આ લડાઈમાં બન્ને દેશના બાદશાહો ઊતર્યા હતા અને લડાઈ જોરમાં ચાલતી હતી એવામાં ગૂજરાતી લશ્કરનો એક હાથી માળવી લશ્કર ઉપર ધસ્યો અને એણે માળવાના હયદળને ગભરાવીને છિન્નભિન્ન કરી નાંખ્યું. આ વખતે હોશંગશાહના પુત્ર ગઝનીખાને બહાદુરી બતાવી આ ગુજરાતી હાથીને મારી નાંખ્યો, એટલે માળવાનું લશ્કર ચારે બાજૂથી ભેગું થઈ ગૂજરાતના લશ્કર ઉપર તૂટી પડયું. અને ગુજરાતના લશ્કરની ભારે ખુવારી થઈ. આ કટોકટીના વખતે ફરીદ પોતાની ટુકડી લઈને લડાઈમાં પડવાનો રસ્તો શોધતો હતો, પણ તેને જડતો ન હોતો[૪૨]

---

૪૨. તબકાતે અકબરી, પૃ. ૧૯૯–૨૦૧. મિરાતે સિકંદરી બન્ને ભાષાંતરોમાં આ લડાઈનું વર્ણન જરા ટૂંકામાં આપ્યું છે. અહમદશાહના લશ્કરમાં માત્ર ફરીદ-ઇમાદુલ્લમુલ્કનું જ નામ આપ્યું છે; ઉપર આપેલાં બીજાં નામો તબકાતે જ આપ્યાં છે. ગૂજરાતના હાથીની વાત પણ તબકાતમાં જ આપી છે.

### તેમાં વિજય

છેવટે તપાસ કરતાં એક માણસે એને સુલતાન હોશંગના લશ્કરની પાછળથી રસ્તો છે એમ કહ્યું અને ફરીદને એ વાત પસંદ પણ આવી. એ રસ્તે જઈને ફરીદ માળવાના લશ્કર ઉપર પાછળથી એકાએક તૂટી પડ્યો અને લશ્કર ગભરાઈ જતાં નાસભાગ થઈ અને હોશંગ પોતે પણ માંડુ તરફ નાસી ગયો. આમ ફરીદે બાજી એકાએક બદલી નાંખી અને ગૂજરાતના લશ્કરનો વિજય થયો. ઘણો સરંજામ ગૂજરાતના હાથમાં આવ્યો અને ગૂજરાતીઓ માળવાના નાસતા લશ્કરની પાછળ પણ પડ્યા. આ વખતે વર્ષાઋતુની શરૂઆત નજીક આવવાથી સુલતાન અહમદે આ લડાઈ વધારે ન લંબાવતાં ગૂજરાત પાછા જવાનું નક્કી કર્યું. એ લોકોએ માંડુની આસપાસનો મુલક તારાજ કરી લૂંટ્યો અને ફૂલફળાદિ વગેરેનાં ઘણાં ઝાડ કાપી નાંખ્યાં. પાછા ફરતાં રસ્તામાં ખેતરોના પાકને પણ કચરી નાંખી ઘણું નુકસાન કર્યું. ગૂજરાતની હદમાં પેસતાં ચાંપાનેર અને નાંદોદના મુલકને પણ આ પ્રમાણે નુકસાન કર્યું.[૪૩] આ ઉપરથી એમ લાગે છે કે આ રાજાઓ સાથે સુલતાન અહમદે જે સલાહ માળવાની લડાઈ લડતાં પહેલાં કરેલી તે માત્ર નામની જ હતી. વિરોધીના મુલકને લૂંટવો, તારાજ કરવો અને તેની પ્રજાને રંજાડવી એ જાણે એ જમાનામાં લશ્કરી કૂચનો સામાન્ય નિયમ હોય એમ જણાય છે. આ વિજય પછી અહમદશાહે અમદાવાદમાં ભારે ખુશાલીથી પ્રવેશ કર્યો. આ વિજય માળવાના સૈન્ય ઉપર મેળવેલો માત્ર તાત્કાલિક વિજય હતો, માળવા દેશ ઉપરનો વિજય ન હોતો.

---

૪૩. તબકાતે અકબરી, પૃ. ૨૦૧. માળવાથી પાછા ફરતાં માળવા અને ગૂજરાતના રાજાઓના પ્રદેશમાં કરેલું આ નુકસાન સિકંદરીમાં આપ્યું નથી, માત્ર તબકાતમાં જ આપ્યું છે. સિકંદરી માળવાનો મુલક ઉજ્જડ કર્યાનો સહેજ ઉલ્લેખ કરે છે.

## ચાંપાનેર ઉપર ચડાઈ

થોડા જ વખત પછી હિ. સ. ૮૨૧ ( ઈ. સ. ૧૪૧૮ ) માં અહમદશાહે ચાંપાનેર-પાવાગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યાંનો રાજા ત્ર્યંબકદાસ થોડા વખતમાં જ શરણે આવ્યો અને ખંડણી ઉપરાંત ચડાઈનું ખર્ચ આપવાનું કબૂલ્યું. તવારીખકારો આ ચડાઈ ટૂંકેથી પતી ગઈ એનું કારણ એવું આપે છે કે સુલતાનના મનમાં હજી માળવાના માંડુગઢનો સંપૂર્ણ વિજય કરવાનો વિચાર હતો[૪૪] તેથી તેણે ચાંપાનેર ઉપર પોતાનું બળ વાપરવાનું ઠીક ધાર્યું નહિ. માળવા અને ગૂજરાતની સરહદ ઉપર આ મજબૂત કિલ્લો હિંદુ રાજાના હાથમાં હતો અને માળવા સાથેના હમેશના અણબનાવ અને રાજાની વલણની અસ્થિરતાને લીધે ગૂજરાતના સુલતાને આ કિલ્લો લેવા હમેશ ધાર્યું હોય તે બનવાજોગ છે. પણ તે કાર્ય અહમદશાહના વખતમાં પાર પડ્યું નહિ, એ તો છેક મહમૂદ બેગડાના સમયમાં પાર પડ્યું. આ નાની અને સામાન્ય લડાઈમાં પણ સુલતાનના લશ્કરે આસપાસના મુલકમાં લૂંટફાટ ચલાવી. એ સમયનો આ એક વિચિત્ર ક્રમ જ હતો.

## કારણ વગરની સંખેડાની લૂંટ અને લોકોને ત્રાસ

હિ. સ ૮૨૨ના સફર માસની ૧૯ મી તારીખે[૪૫] (ઈ. સ. ૧૪૧૯ અહમદશાહે સંખેડા બહાદુરપુર ઉપર ચડાઈ કરી એ પ્રદેશને તારાજ કરી ત્યાં ભારે લૂંટ ચલાવી અને જુમા મસ્જિદ બંધાવવા

---

૪૪. તબકાતે અકબરી, પૃ. ૨૦૧–૨૦૨, સિકંદરી, ગૂ. ભા. પૃ. ૩૩ અં. ભા. બેલી. પૃ.૧૦૪. સિકંદરીમાં આ ચડાઈની તારીખ પહેલી જીલકાદ હિ. સ. ૮૨૧ આપી છે:

૪૫. સિકંદરીમાં આ તારીખ આપેલી છે. જ્યારે તબાકાત અકબરીમાં સફર માસની શરૂઆતમાં એટલું જ લખ્યું છે.

માંડી.[૪૬] આ લડાઈ સુલતાને શા ઇરાદાથી કરી હતી તે તવારીખોમાં જણાવ્યું નથી પરંતુ ત્યાં કોઈ રાજાને હરાવવાનો હોય એવું કારણ નથી. ખરી રીતે આ ચડાઈમાં કાંઈ લડાઈ થઈ જ નથી અને વગર લડાઈએ લોકો તાબે થયા છે. એમ કહેવાય છે કે આ ચડાઈમાં લશ્કરને ઘણી ભારે લૂંટ મળી. કોઈએ હીરાની કોથળીઓ ભરી લીધી તો કોઈએ ભારે કાપડથી ઘોડાને તંગ કરી લીધા. ઘણા લોકોને ગુલામ તરીકે પણ પકડ્યા.[૪૭] અહમદશાહના અમલની બધી ચડાઈઓમાં આ ચડાઈ એના ચારિત્ર્યને નામોશી લગાડે તેવી છે અને એનું ખાસ કારણ કાંઈ જણાતું નથી. ખાસ કારણ શોધવા જઈએ તો માત્ર એટલું જડે કે સંખેડાનો ભાગ માળવા તરફ જવાના રસ્તા ઉપર અને તે સમયે ચાંપાનેર કે નાંદોદના રાજાની હદમાં હોય અને એ રાજાઓ ઘણી વાર બળવા કરતા હોવાથી એનો મુલક તારાજ કર્યો હોય; જો કે આ અનુમાનને આધાર નથી. સામે ન લડનારા લોકોને લૂંટવાનું કાર્ય મોટા રાજ્યકર્તાની આબરૂ વધારતું નથી. સંખેડામાં સુલતાને કિલ્લો બંધાવ્યો. તે પછી તુરત રબી ઉલ અવલ માસની ૧૧ મી તારીખે સંખેડાથી માંકણી ગામ પાસે પડાવ

---

૪૬. તબકાત અને સિકંદરીના અંગ્રેજી ભાષાંતર બન્નેમાં ૨૨ મી સફરે એટલે ઉપરની તારીખથી ચોથે દિવસે મસ્જિદનો પાયો નાંખવાનું લખે છે. ગૂ. ભા.માં આ તારીખ નથી આપી, આ ચડાઈમાં કોઈ સામે થયું નથી તેથી બે ત્રણ દિવસની લૂંટ માત્ર થઈ હોય એમ જ સમજાય છે.

૪૭. તબકાતે અકબરી પૃ. ૨૦૨ માં માત્ર લૂંટ કરી એટલું લખ્યું છે. સિકંદરી અં. ભા. માં બેલીએ પણ બીજી વિગત નથી આપી; પણ ફૂટનોટમાં લખે છે કે આ વર્ણન હુસ્વી શિરાજીની અહમદશાહીમાં છે તેથી બીજા ભાગમાં આપીશું. પરંતુ ગૂ. ભા. માં ભારે લૂંટનું વર્ણન ઉપર મુજબનું આપ્યું છે. લશ્કરના દરેક જણને ભારે લૂંટ મળી. વધારામાં ગૂ. ભા.માં (પૃ. ૩૩) લખ્યું છે કે ગુલામ પકડાય તેમાં 'મોરનાં પીંછા જેવી ઘણી ખૂબસૂરત સ્ત્રીઓને પણ પકડીને લઈ ગયા.' અહીં કોઇ સત્તા સામી ન થયાથી આ ત્રાસ લોકોને જ ખમવો પડ્યો હોવો જોઈએ.

નાંખ્યો અને માંકણીનો કિલ્લો લશ્કરી થાણા માટે બાંધવાનો હુકમ કર્યો.[૪૮] આ કિલ્લો લશ્કરી મહત્ત્વને લીધે, માળવા તરફના આક્રમણથી ગૂજરાતનું રક્ષણ કરવા માટે બંધાયો લાગે છે. સંખેડા અને માંકણીમાં સુલતાને કાજી વગેરે ધર્માધિકારીઓ પણ નીમ્યા. માળવાના રસ્તામાં પણ કેટલાક હિંદુઓને સજા કર્યાનું તવારીખકાર લખે છે.[૪૯]

આગળ ચાલતાં સુલતાન હોશંગે મોકલેલા એલચીઓ મૌલાના મુસા અને અલી હમીદ મળ્યા. આ લોકોએ સુલતાન હોશંગનાં કાર્યો માટે માફી માગી. અહમદશાહના વજીર નિઝામુલ્મુલ્ક, અને બીજા અમીરો મલીક મહમૂદ અને મલીક હાસિમુદ્દીને[૫૦] પણ આ એલચીઓને ટેકો આપીને સિફારસ કરી. આ લોકોએ બાદશાહને એમ સમજાવ્યું કે એક ઇસ્લામી રાજાએ બીજા ઇસ્લામી રાજા ઉપર વિનાકારણ ચડાઈ ન કરવી જોઈએ.[૫૧] અહમદશાહે આ ઉપરથી

૪૮. તા. ૧૧ મીએ માંકણી ગામમાં કિલ્લાનો પાયો નાંખ્યો અને તા. ૧૨ મીએ એટલે બીજે જ દિવસે માળવામાં માંડુ તરફ સુલતાન ઊપડ્યો. માંકણી ગામમાં આજે પણ મસ્જિદ જોવામાં આવે છે એમ કહેવાય છે. સંખેડા એ મેવાસનો ભાગ છે. માળવાની લડાઈની સાથે આ પ્રદેશની લૂંટનો કાંઈ સંબંધ હોવો જોઈએ, નહિ તો ખાલી પ્રજાને લૂંટે એવું કાર્ય અહમદશાહના અમલમાં બને એ જરા વિચિત્ર લાગે છે.

૪૯. તબકાત કાંટુ Kantu નામે ટેકરાના લોકો લખે છે. નોટમાં સાતપુડા લખે છે. સિકંદરીમાં આ માટે કાંઈ નથી.

૫૦. તબકાતે અકબરી પૃ. ૨૦૩ મલીક મહમૂદ તુર્ક લખે છે, જ્યારે સિકંદરીમાં આ નામો જુદાં જ આપ્યાં છે. તેમાં મૌલાના મુસા અને અલી જમેદાર એવાં નામ આપ્યાં છે. જમેદાર એટલે ખજાનચી એવો અર્થ બેલીએ કર્યો છે. (પૃ. ૧૦૫).

૫૧. આ કારણ તબકાતે અકબરીમાં (પૃ. ૨૦૩)માં આપ્યું છે. સિકંદરીમાં બીજી વખતે આવું કારણ આપેલું છતાં આ વખતે આપ્યું નથી એ સૂચક છે. તબકાત બધા વર્ણનમાં રીતસર રહે છે. પણ કોઇવાર બુદ્ધિમાં ન ઊતરે એવું કારણ આપે છે. અહમદશાહે હવે પછીનો મોટો હુમલો માળવા ઉપર કરેલો છે એટલે કારણ વ્યર્થ છે. ખરું કારણ કદાચ તૈયારી બરોબર ન હોય એવું લાગે છે.

તાત્કાલિક તો માળવા ઉપર ચડાઈ કરવાનો વિચાર માંડી વાળીને હોશંગશાહને મીઠો પત્ર લખ્યો અને અમદાવાદ તરફ પાછા ફરતાં રસ્તામાં ચાંપાનેર પાસે થોડો વખત પડાવ નાખીને રસ્તામાં આવતાં મૂર્તિઓનાં મંદિરો તોડતો[૫૨] અમદાવાદ આવી પહોંચ્યો.[૫૩]



---

૫૨. તબકાતમાં ચાંપાનેર પાસે પડાવ નાંખ્યો એમ લખે છે અને જતી વખતે રસ્તામાં મંદિર તોડયાં એમ લખે છે. તબકાતમાં અહમદશાહે મંદિરો તોડયાનો આ એક જ ઉલ્લેખ નજરે પડે છે. સિકંદરીમાં બીજી જગ્યાએ આવા ઉલ્લેખો છે તે આગળ જોઇશું, પણ આ વખતે મંદિરો તોડયાનો ઉલ્લેખ નથી; તેને બદલે ચાંપાનેરનો જ મુલક તારાજ કરવા હુકમ કર્યો એમ બન્ને ભાષાંતરો લખે છે.

૫૩. સિકંદરી મજકૂર સાલના રબી ઉલ આખર માસમાં સુલતાન અમદાવાદમાં આવ્યો એમ લખે છે.

# પ્રકરણ ૨૧ મું

## અહમદશાહનો અમલ અને લડાઈઓ (ચાલુ)

અહમદશાહના અમલની લડાઈઓનો હજી અંત આવ્યો નહોતો. અનેક બળવાઓ અને લડાઈઓને લીધે એને પૂર્વની સરહદ ઉપર રક્ષણના કિલ્લાઓની જરૂર જણાઈ હતી. જે જે બાજૂથી એને અશાંતિ અને બળવાની શંકા હતી તે બાજૂએ કિલ્લા બાંધી રાજધાની અમદાવાદને સુરક્ષિત કરવું એ એને મુખ્ય કર્તવ્ય લાગ્યું હતું. માળવા સાથેના વિચિત્ર સંબંધને લીધે અને મેવાસી ભીલ લોકોનાં તોફાનોને લીધે પૂર્વ તરફના ભાગોમાં આવા કિલ્લાઓની વધારે જરૂર લાગી હતી; એટલે હિ. સ. ૮૨૩ થી ૮૨૫ સુધીનાં અઢી ત્રણ વર્ષ એણે દેશમાં બંદોબસ્ત માટે કિલ્લાઓ બંધાવવામાં કાઢયાં. આ કાર્ય પોતાના જ દેશમાં બંદોબસ્ત માટેનું હોવા છતાં લશ્કરી હિલચાલને લીધે કોઈ કોઈ જગ્યાએ લોકોને ત્રાસ વેઠવો પડયો.[1]

### કિલ્લાઓ બંધાવ્યા

પહેલો કિલ્લો મહી નદીને કિનારે જિતૂરનો બંધાવ્યો.[2] તે પછી

---

૧. આ ત્રાસની બાબત તબકાતમાં નથી લખી. સિકંદરીમાં બન્ને ભાષાંતરોમાં લખ્યું છે કે જ્યાં જ્યાં લોકો સામા થયા ત્યાં તેમને દબાવી દીધા. અને મૂર્તિનાં મંદિરો તોડીને ત્યાં મસ્જિદો બંધાવી. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૩૪. અં. ભા. બેલી પૃ. ૧૦૫.

૨. તબકાતે અકબરી, પૃ. ૨૦૩. સિકંદરીના ગૂ. ભા. માં મહી નદીને બદલે સિનોર પરગણામાં ચિતોરમાં કિલ્લો બાંધ્યો એમ લખે છે. અં. ભા. માં બારા સનવાલ પરગણામાં જતૂરનો કિલ્લો બાંધ્યો એમ લખે છે. રાસમાળામાં બારિયા પરગણામાં જિતૂર એમ લખે છે, અને એક શિવપુરનું નામ પણ લખે છે.

ડુંગરી પ્રદેશમાં ધામોદ[3] ગામ વસાવી ત્યાં કિલ્લો બંધાવ્યો. કારઠા[4] ગામમાં અલ્લાઉદ્દીનના વખતમાં અલપખાન સંજરે બંધાવેલો કિલ્લો જીર્ણ થઈ ગયો હતો તેની મરામત કરાવી મજબૂત કર્યો અને તેનું નામ સુલતાનાબાદ રાખ્યું.[5] આ બધા કિલ્લાઓમાં થાણાં મૂકીને સુલતાન રાજધાની તરફ ઊપડ્યો. રસ્તામાં ચાંપાનેર પાસે આવીને હિ. સ ૮૨૪ ની આખરે (૧૪૨૧) માં ત્યાંના રાજા પાસેથી ખંડણી વસૂલ કરીને હિ. સ. ૮૨૫ ના સફર માસની ૧૯ મી તારીખે સંખેડા આવ્યો અને ત્યાં બીજી જુમામસ્જિદનો પાયો નાંખ્યો.[6]

## માળવાની મોટી લડાઈની શરૂઆત

આ વખતે માળવાથી એવા સમાચાર આવ્યા કે સુલતાન હોશંગ રાજધાનીમાં કે દેશમાં નથી, અને એ ક્યાં ગયો છે તેની પણ કોઈને ખબર નથી. આમ માળવા નધણિયાતું છે એવા સમાચારથી લલચાઈને સુલતાન અહમદે માળવા ઉપર ચડાઈ કરવાનો સારો લાગ

---

૩. તબકાત અને સિકંદરીના અં. ભા. માં ધામોદ લખ્યું છે. ગૂ. ભા.માં ધામોધ લખીને કૌંસમાં દાહોદ લખ્યું છે. પરંતુ દાહોદ વસાવ્યું હોય એમ બને નહિ. દાહોદમાં કિલ્લો બંધાવે તે શક્ય છે. દાહોદ સરહદ ઉપર પણ છે. છતાં નવું વસાવ્યું હોય તો ધામોદ કોઈ બીજું સ્થળ હોવું જોઇએ.

૪. તબકાત 'કારીઠ' Karitha લખે છે. સિકંદરી અં. ભા. Kareth લખે છે. ગૂ. ભા. કારઠા લખે છે. રાસમાળા Karieb લખીને ખેડા કે કડી હોવાનો તર્ક કૌંસમાં કરે છે. આ સ્થળ નક્કી થતું નથી.

૫. તબકાત અને સિકંદરીમાં આ બાબત એકમત છે.

૬. તબકાતે અકબરી પૃ. ૨૦૪. સિકંદરીમાં અમદાવાદ આવ્યા પછી માળવા ઉપર ફરી ચડાઈ કરતી વખતે ચાંપાનેર ગયો એમ લખે છે.

છે[7] એમ જાણી હિ. સં. ૮૨૫ના રબી ઉલ અવલ માસમાં (ઈ. સ. ૧૪૨૨) કૂચ કરીને ચોળ મહેશ્વર પાસે આવીને પડાવ નાંખ્યો અને એ કિલ્લાને ઘેરો ઘાલ્યો આ કિલ્લો માળવાની રાજધાની માંડુગઢ જવાના રસ્તામાં આવતો હતો એટલે એને વહેલો લેવા નિશ્ચય કર્યો.[8] આ કિલ્લાનો થાણદાર રક્ષણ કરી શકે તેમ ન હોવાથી એણે અહમદશાહને શરણે જઈને કિલ્લાની ચાવી સોંપી દીધી. અહમદશાહે કિલ્લાના રક્ષણ માટે થોડું લશ્કર રાખીને રબી ઉલ આખર માસની ૧૨ મી તારીખે માંડુગઢની તળેટીમાં પડાવ નાંખ્યો, અને લશ્કરની ટુકડીઓ ચારે તરફ મોકલીને દેશને તારાજ કરવા માંડ્યો. વર્ષાઋતુ આવી પહોંચતાં માળવાના મોટા મથક ઉજ્જન તરફ જઈને અહમદશાહે એ તરફનો ભાગ પણ કબજે કર્યો. અહમદશાહે દીપાલપુરનો વિભાગ મલીક મુખલીસ ઉલ્મુલ્કને, કાંશ તરફનો ભાગ મલીક ઇમાદુલ્મુલ્ક ફરીદને, અને મહીદપુર જેનું બીજું નામ મુહમ્મદપુર હતું તે વિભાગ મલીક ઇફ્તીખાર ઉલ્મુલ્કને એમ માળવાના વિભાગો પોતાના

---

૭. તબકાતે અકબરી, પૃ. ૨૦૪–૫. તારીખે અલફીમાં આ ચડાઈ પહેલાં ઝાલાવાડના રાજા ઉપર અહમદશાહે ચડાઈ કરી એમ લખેલું છે, પરંતુ તેને સિકંદરી કે બીજા ગ્રંથોનો ટેકો નથી. ઝાલાવાડના રાજાએ મોટી ખંડણી આપી સલાહ કરી એમ લખ્યું છે. તબકાતે અકબરીમાં માળવાની ચડાઇનું કારણ સુલતાન હોશંગનું શું થયું હતું તેની કોઇને ખબર નહોતી અને માળવાના અમીરોએ પ્રદેશ વહેંચી લીધો હતો એમ લખ્યું છે. સર કલાઇવ બેલી સિકંદરીના ભાષાંતરની નોંધમાં (પૃ. ૧૦૯) લખે છે કે અહમદશાહની ચડાઈનું કારણ સ્પષ્ટ નથી. કારણ કે વિનાકારણ એક મુસલમાન દેશ ઉપર અહમદશાહ લડાઈ કરે નહિ. પરંતુ બેલી ભૂલી જાય છે કે સુલતાન હોશંગે અહમદશાહને કનડવામાં બાકી રાખી નહોતી અને એ વેર અહમદશાહ ભૂલે એમ નહોતું. અહમદશાહની દક્ષિણની લડાઈ વખતે ગૂજરાતમાં તેની ગેરહાજરીનો લાભ હોશંગે લીધો હતો તો હોશંગની ગેરહાજરીનો લાભ અહમદશાહ શા માટે ચૂકે ?

૮. સિકંદરીમાં ચોલી મહેશ્વર લખ્યું છે, તબકાતમાં મહિસ્ર Mahisra લખ્યું છે.

અમીરોને વહેંચી આપ્યા.[૯] ખરીફ પાકનું મહેસૂલ પણ વસૂલ કર્યું. માંડુગઢનો ઘેરો ચાલુ હતો તે એક મહિનો અને અઢાર દિવસ ચાલ્યો.[૧૦]

## સુલતાન હોશંગની ગેરહાજરી

આ બધો વખત સુલતાન હોશંગ માળવામાં નહોતો; એ ઓરીસામાં—જાજનગરમાં—હાથી પકડવા માટે ગયો હતો.[૧૧] એને ખાતરી હતી કે માંડુગઢનો કિલ્લો કોઈ હુમલો કરનારથી લેવાય એવો નથી. સુલતાન હોશંગ જાજનગરથી હાથીઓ લઈને એકાએક આવ્યો અને તારાપુર દરવાજેથી માંડુગઢમાં પેસી પણ ગયો. સુલતાન અહમદ-

---

૯. તબકાતે અકબરી, પૃ. ૨૯૫. તબકાત અને સિકંદરી માળવાનો ઘણો ભાગ અહમદશાહે કબજે કર્યાનું લખે છે, પરંતુ ઉપરના વિભાગો અમુક અમીરોને વહેંચી આપ્યા તે વિગત માત્ર તબકાતમાં જ છે, સિકંદરીમાં તે બાબત કાંઇ ઉલ્લેખ નથી. વળી જે વિભાગનાં નામો આપ્યાં છે તેના સ્થળનિર્ણય થયા નથી. કાંઠા Kantha એ કયો ભાગ તે સમજાતું નથી.

૧૦. ખરીફનું મહેસૂલ વસૂલ કર્યાનું તબકાત લખે છે, સિકંદરીમાં નથી. પરંતુ માંડુના ઘેરાની મુદ્દત સિકંદરીમાં છે તે તબકાતમાં નથી.

૧૧. આ બાબતમાં તવારીખકારોમાં મતભેદ છે. તબકાતે અકબરી જાજનગર હાથી ખરીદવા ગયો હતો એમ લખે છે; સિકંદરી માત્ર હાથી લઈને જાજનગરથી આવ્યો એમ લખે છે. પરંતુ ફિરિશ્તા લખે છે કે ઘેરો ચાલુ હતો તે વખતે જ હોશંગશાહ નાગોરી દરવાજેથી છ હજાર સવારો સાથે નીકળી ગયો અને અહમદશાહની આંખ આગળથી નાસી જવામાં એણે પોતાની બહાદુરી બતાવવા ધાર્યું હતું. તારીખે અલ્ફી હોશંગ સોદાગરનો વેશ લઈ જાજનગરથી હાથી લૂંટી લાવ્યો એમ કહે છે. ફિરિશ્તા કહે છે કે હોશંગ ગયો અને આવ્યો તેની અહમદશાહને ખબર પણ ન પડી, આવ્યા ત્યારે ખુશાલીનાં વાજાં કિલ્લામાં વાગ્યાં ત્યારે એને ખબર પડી.

જાજનગર મહાનદીને કિનારે છે એમ લખે છે. પણ ઓરીસામાં એક જાજપુર છે તે મહાનદીને કિનારે નથી. જાજનગર આજે નથી ઉત્તર ઓરીસાને જાજનગર કહેતા હતા.

શાહ તે વખતે દિલ્હી દરવાજાની સામે હતો.[૧૨] આમ ગૂજરાતી લશ્કરનો ઘેરો છતાં પણ હોશંગશાહ પોતાના કિલ્લામાં પેસી ગયો. એટલું તો નક્કી છે કે અહમદશાહથી માંડુનો કિલ્લો લઈ શકાયો નહિ; અને એણે અમદાવાદ મલીક અહમદ અયાઝ ઉપર ફરમાન મોકલીને નાણાં અને સામગ્રી લઈ આવવા કહેવડાવ્યું. આ બધા પ્રયત્ન છતાં માંડુનો કિલ્લો લઈ શકાયો નહિ અને અહમદશાહે સારંગપુર કે જે માળવાની મધ્યમાં હતું ત્યાં જઈ પડાવ નાખી લડાઈ કરવાનો વિચાર કર્યો. આ વખતે માળવાનો ઘણો ભાગ અહમદશાહના અમીરોના હાથમાં તો હતો જ એટલે સુલતાન હોશંગને પણ લાગ્યું કે કિલ્લામાં ભરાઈ રહેવા કરતાં લડાઈ કરવી એ જ ઠીક છે, તેથી એ પણ સારંગપુર આગળ લશ્કર લઈને બીજે રસ્તે આવ્યો.[૧૩]

## હોશંગનું રાતની અને કપટ લડાઈ

હવે હોશંગે કપટની જાળ પાથરવા માંડી. એણે અહમદશાહ પાસે એલચીઓ મોકલીને નમ્રતાથી સંદેશા મોકલ્યા, અને તાબે થઈ ખંડણી આપવા પણ કબૂલ કર્યું.[૧૪] અહમદશાહના સલાહકારો પણ આથી છેતરાયા અને હોશંગને માફી આપવા સલાહ આપી. આથી છેતરાઈને અહમદશાહે પાછા જવાના ઇરાદાથી પોતાના લશ્કરના રક્ષણ માટે ખાઈઓ વગેરે કાંઈ ગોઠવણ કરી નહિ.[૧૫] લશ્કરને

---

૧૨. આ દરવાજાઓનાં નામ માંડુગઢના દરવાજાઓનાં છે, અને તેમાં પણ તવારીખો એકમત નથી.

૧૩. તબકાતે અકબરી પૃ. ૨૦૬. તારીખે અલીફ કહે છે કે ગૂજરાતી લશ્કર સારંગપુર આવી પહોંચે તે અગાઉ હોશંગનું લશ્કર આવી પહોંચ્યું હતું.

૧૪. ઉપર મુજબ પૃ. ૨૦૬. સિકંદરીમાં આ વર્ણન જરા લંબાણથી આપ્યું છે. ગૂ. ભા. પૃ. ૩૫-૩૬, અં. ભા. ૧૦૭.

૧૫. તબકાતે અકબરી પૃ. ૨૦૬. છાવણીની આસપાસ ઝરીબ બનાવી નહિ એમ પણ લખે છે. સિકંદરીમાં એ લખાણ નથી.

ગૂજરાત પાછા ફરવાનો હુકમ કર્યો.[૧૬]

પરંતુ આ સુલેહ થઈ તે જ રાત્રે હોશંગશાહે કપટથી ગૂજરાતના લશ્કર ઉપર હુમલો કર્યો. ગૂજરાતી લશ્કર ગાફેલ હતું. રાત્રે ભયંકર કતલ ચાલી. ગૂજરાતના સૈન્યમાં હાહાકાર થઈ રહ્યો. ગાંડો હાથી છૂટ્યો છે એમ પણ કેટલાકે ધાર્યું. અહમદશાહના લશ્કરનાં ઘણાં માણસો મરાયાં, દંડવાણના રાજા ગરાસિયા સામંતરાયની સૌથી ભારે ખુવારી થઈ અને એ પોતે પાંચસો રજપૂતો સહિત માર્યો ગયો.[૧૭] સુલતાન અહમદ ઊંઘમાંથી જાગ્યો ત્યારે એના તંબૂમાં કોઈ માણસ નહોતાં, માત્ર બે ઘોડા બહાર બાંધેલા હતા. એણે પોતાના રિકાબદાર (પેંગડાં ઝાલનાર) મલીક જુના[૧૮]ને એક ઘોડો આપી પોતે બીજા ઉપર સવાર થયો. મલીક મુકર્રબ અહમદ અયાઝ અને મલીક ફરીદની તપાસ કરવાનો એનો ઇરાદો હતો; પણ એટલામાં એ બન્ને અમીરો પોતાની ટુકડીઓ સાથે સજ્જ થઈને આવતા દેખાયા. સુલતાને પુરતાં કપડાં પણ પહેર્યાં નહોતાં. મલીક મુકર્રબે પોતાનાં બખતર વગેરે આપી સુલતાનને સજ્જ કર્યો.[૧૯] હવે ગૂજરાતના થોડા રહેલા પણ વીર સૈનિકો

૧૬. તબકાતમાં પાછા ફરવા માટે કાંઈ લખાણ નથી. સિકંદરીના બન્ને તરજૂમામાં પાછા ફરવા હુકમ આપ્યાનું લખે છે,

૧૭. તબકાતે અકબરી, પૃ. ૨૦૬. સિકંદરી, ગૂ. ભા. માં દંડારેનો સામંત લખે છે. અં. ભા. માં દંડાનો સામંત રાય નામ લખે છે.

૧૮. તબકાતે અકબરી. પૃ. ૨૦૭. સિકંદરીમાં ગૂ. ભા. માં આ નામ મલીક ખુબાન લખ્યું છે. જમાલે અં. ભા. માં જૈનાન નામ લખ્યું છે. વધારામાં સુલતાનને ઊંઘમાંથી મલીક મુનીરે જગાડયો એમ લખ્યું છે. એ નામ તબકાતમાં નથી.

૧૯. તબકાતે અકબરી, પૃ. ૨૦૭. આ વાત સિકંદરીમાં નથી. પરંતુ સિકંદરીમાં સુલતાન આ બન્ને અમીરો ઉપર જરા ગુસ્સે થયો અને બોલ્યો કે "તમારી હોશિયારી ઉપર આધાર રાખીને હું ગાફેલ રહ્યો, પણ તમે તો મારા કરતાં પણ વધારે ગાફેલ છો." તબકાતમાં આ શબ્દો નથી.

લડવાને તૈયાર થઈ રહ્યા. આ બનાવ તા. ૧૨ મી મોહરમ ૮૨૬, ૨૬ ડિસેંબર ૧૪૨૨ ને રોજ બન્યો.

## અહમદશાહનો વિજય

હવે પરોઢ થવાને થોડી જ વાર હતી તેથી સુલતાને થોડો સમય રાહ જોવા કહ્યું અને મલીક જુનાને હોશંગની તપાસ કરવા મોકલ્યો. એની તપાસમાં એવી ખબર આવી કે હોશંગ અહમદશાહના તંબૂ નજીક આવ્યો છે અને હાથીઓ તથા ઘોડા સાથે તૈયાર થયેલો છે. એનું લશ્કર અહમદશાહની છાવણી લૂંટવામાં મશગૂલ બનેલું છે. આ સમાચાર સાંભળીને અહમદશાહે માળવાના સુલતાન ઉપર હુમલો કરવાનો હુકમ આપ્યો અને મલીક મુકર્રબ અને ફરીદના ખાસ માણસો સાથે પોતે હોશંગશાહની સામે લડવા ઊતર્યો. બન્ને બાદશાહો સામસામા આવીને બહાદૂરીથી લડયા. અહમદશાહે પણ ખૂબ શૌર્ય બતાવ્યું, અને પોતે જરા ઘાયલ પણ થયો, અને હોશંગને ઘાયલ કર્યો. આ વખતે સવાર થતાં અહમદશાહના માવતોએ પોતાના સુલતાનને ઓળખ્યો અને તેઓ માળવાના સુલતાન ઉપર ધસી ગયા. આ બધો સામટો ધસારો જોઈ માળવાનું લશ્કર લૂંટનો માલ રહેવા દઈને નાઠું અને હોશંગશાહ પોતે સારંગપુર તરફ નાઠો. માળવાના લૂંટ કરતા લશ્કરનો ઘણો ભાગ માર્યો ગયો, અને ઊલટો તેમનો ઘણો સરંજામ ગૂજરાતીઓના હાથમાં આવ્યો. હોશંગે જાજનગરથી આણેલા સાત મોટા હાથીઓ પણ અહમદશાહના હાથમાં આવ્યા.[૨૦] આમ અહમદશાહનો વિજય થયો. બીજે દિવસે ઘાસ લેવા એક ગૂજરાતી ટુકડી ઇફતીખાર ઉલ્મુલ્ક અને સફદરખાન સુલતાની સાથે ગયેલી તેને હોશંગની ટુકડી સાથે લડાઈ

૨૦. આ બધું વર્ણન શબ્દોના જરા ઓછા વધતા પ્રમાણમાં પણ બરોબર રીતે તબકાત અને સિકંદરીમાં આપ્યું છે. તબકાત પૃ. ૨૦૭–૨૦૮, ગૂ. ભા. ૩૬–૩૮, અં. ભા. ૧૦૮–૧૦.

થઈ ગઈ તેમાં પણ ગૂજરાતની ટુકડી વિજય કરીને પાછી ફરી.[21] હિ. સં. ૮૨૬ (૧૪૨૩) ના રબી ઉલ આખરની ૨૪ મી તારીખે ગૂજરાતની સેના માળવામાંથી સ્વદેશ જવા ઊપડી, પરંતુ હોશંગે સારંગપુર તરફથી પાછા આવી પાછી વળતી આ સેના ઉપર ફરી હુમલો કર્યો. આ વખતે પણ જાજનગરથી આણેલા કેટલાક હાથીઓ ગૂજરાતની સેનાના હાથમાં આવ્યા.[22] જમાદી ઉલ આખર માસની ૪થી તારીખે વિજયી લશ્કર અમદાવાદ શહેરમાં આવી પહોંચ્યું અને શહેરમાં ઉત્સવ થઈ રહ્યો આ માળવાના લાંબા યુદ્ધની વિગતો ઉપરથી લાગે છે કે આ વિજય હમેશનો વિજય નહોતો. હોશંગનું લશ્કર ફરી ઊભું થાય નહિ એવું હાર્યું નહોતું, અને યુદ્ધનું પરિણામ ટૂંક વખત માટે જ હતું, અહમદશાહના લશ્કરની ખુવારી પણ આ યુદ્ધમાં ભારે થઈ હતી. અમદાવાદ આવ્યા પછી બાદશાહે ત્રણ વર્ષ સુધી બીજી લડાઈ કરી નહિ; અને ન્યાય, રાજ્યવહીવટ તથા ખેતીના સુધારામાં ધ્યાન આપ્યું.[23]

## ફરી ઈડર સાથે યુદ્ધ અને અહમદનગર વસાવ્યું

અહમદશાહે ત્રણ વર્ષ પોતાના લશ્કરને આરામ આપ્યો, પણ લાંબો વખત શાંતિમાં રહેવાનું એના નસીબમાં હતું નહિ. ઈડરના

૨૧. આ નાની લડાઈનું વર્ણન માત્ર તબકાતમાં જ છે, સિકંદરીમાં નથી.

૨૨. તબકાતે અકબરી, પૃ. ૨૦૮. પાછા જતાં લશ્કર ઉપર હોશંગનો આ હલ્લો સિકંદરીમાં નથી લખ્યો, પણ સિકંદરીના બન્ને તરજૂમા (ગૂ. ભા. પૃ. ૩૮ અને અં. ભા. પૃ. ૧૧૦)માં વધારામાં એમ લખ્યું છે કે આ વિજય પહેલાં બે મહિના અગાઉ અહમદશાહે શેખ અહમદ ખટ્ટુને અમદાવાદ પત્ર લખીને પુછાવ્યું કે આ લડાઈ માટે અહીં હજી કયાં સુધી રોકાવું પડશે? ત્યારે એ સંત પુરુષે જવાબ આપ્યો કે હિ સ. ૮૨૬ માં વિજય કરી પાછા ફરશો; અને તેમ જ બન્યું આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અહમદશાહ આ લડાઈની ખુવારીથી કંટાળી ગયો હતો.

૨૩. તબકાતે અકબરી, પૃ. ૨૦૮–૨૦૯. સિકંદરી આ બાબત ટૂંકામાં જ પતાવે છે કે અમદાવાદ આવીને સુખચેનમાં વખત ગાળ્યો વહીવટ વગેરે બાબત તેમાં કાંઈ લખ્યું નથી.

રાવ રણમલના પુત્ર રાવ પૂંજાએ ખંડણી ભરવામાં ઢીલ કરી હતી. અને સુલતાન માળવા સાથે યુદ્ધમાં હતો ત્યારે હોશંગ સાથે એણે છૂપી ખટપટ પણ કરી હતી એવું એના જાણવામાં આવ્યું હતું.[૨૪] એટલે ઈડર ઉપર એક વાર આખરનું યુદ્ધ કરી હમેશની ખટપટ અને ઉપાધિનો અંત લાવવા અહમદશાહે આ વખત નિશ્ચય કર્યો. હિ. સ. ૮૨૯ (૧૪૨૬)માં સુલતાને ઈડર તરફ સુસજ્જ લશ્કર મોકલ્યું, અને લશ્કરે ઈડરની આસપાસનો મુલક તારાજ કરવા માંડ્યો. રાવ પૂંજો પણ પોતાના પિતા રણમલની અમદાવાદના સુલતાનો સાથે લડાઈઓ અને કેટલીક વાર મળેલા વિજયો ભૂલી ગયો નહોતો, એટલે પોતાના મુલકને તારાજ થતો જોઈ શકે તેમ નહોતું. ઈડરના લશ્કરે અમદાવાદના લશ્કરનો સારી રીતે સામનો કર્યો, અને લડાઈ જરા ધારવા કરતાં લાંબી ચાલી એટલે અહમદશાહે પોતે ઈડર તરફ પ્રયાણ કર્યું.

ઈડર તરફથી અહમદશાહને અને એના પિતામહ મુજફ્ફરશાહને ઘણી વાર તકલીફ નડી હતી, એટલે એ દિશાએથી અમદાવાદ શહેરનું રક્ષણ કરવા અને ઈડરના રાજાને હમેશ દબાયેલો રાખવા હાથમતી નદીને કિનારે અહમદશાહે પોતાના નામ ઉપરથી અહમદનગર[૨૫] ગામ

૨૪. તબકાતે અકબરી, પૃ. ૨૦૯. સિકંદરીમાં આ ખટપટનું કારણ આપ્યું નથી. તેમાં માત્ર ઈડર તરફ ચડાઈ કરી રાજાને ડુંગરોમાં કાઢી મૂક્યો એટલું જ લખ્યું છે. ઇડરની આ લડાઈનું વર્ણન સિકંદરીએ બહુ જ ટૂંકામાં પતાવ્યું છે. તબકાતમાં તે બરોબર રીતે આપેલું છે.

૨૫. હાથમતીને કિનારે અહમદનગર વસેલું છે, તે આજે હિંમતનગર નામે પ્રસિદ્ધ છે. તે અગાઉ લોકો એને અમનગર કહેતા. આજે તે ઈડર રાજ્યનું બીજું મુખ્ય નગર છે. સિકંદરી અને તબકાતની પ્રતોમાં હાથમતી સ્પષ્ટ છતાં તબકાતની એક પ્રતમાં સાબરમતી નામ ભૂલથી હોવાને લીધે તબકાતના અંગ્રેજી ભાષાંતરકાર વ્રજેન્દ્રનાથ દે પૃ. ૨૦૯ ની નોંધમાં આ માટે ચર્ચા કરે છે અને લખે છે કે અહમદનગર નકશામાં સાબરમતીને મળતા એક વહેળા (ઉપર આવેલું છે, જે વહેળો Cairab (ખેડા ?) આગળ સાબરમતીને મળે છે. પરપ્રાંતીને ગુજરાતની ભૂગોળનાં નાનાં સ્થળોમાં ભૂલ થવા સંભવ છે એનો આ દાખલો છે.

વસાવી ત્યાં મજબૂત પથ્થરનો કિલ્લો બાંધવો શરૂ કર્યો. ગૂજરાતમાં લશ્કરી મહત્ત્વનાં સ્થળે કિલ્લાઓ બાંધવાની અહમદશાહની નીતિ જાણીતી હતી તે આગળ જોઈ ગયા છીએ, અને અહમદનગરનો કિલ્લો પણ તે નીતિનો જ એક ભાગ હતો. હિ. સ. ૮૩૦ માં આ કિલ્લાનો પાયો નંખાયો, અને સુલતાને પોતે ત્યાં નિવાસ કરીને બાંધકામ ઝડપથી પૂરું કરવા ખાસ ધ્યાન રાખ્યું. અહમદનગરમાં નિવાસ કરી સુલતાને ઈડર તરફ ટુકડીઓ મોકલીને આસપાસનાં ગામો અને ખેતરના પાકનો નાશ કરવા માંડ્યો.[२९अ] રાવ પૂંજાએ[२९] પણ આ બધો ત્રાસ જોઈને લડાઈ જોરમાં ચાલુ જ રાખી અને ઘાસ વગેરે લેવા આવનારી સુલતાનની ટુકડીઓ ઉપર ઓચિંતો તૂટી પડી બદલો વાળવો પણ ચાલુ રાખ્યો.

## રાવ પૂંજાનું મરણ

આમ લડાઈ લંબાવાથી કંટાળીને ઈડરના રાજાએ મોટી ખંડણી આપવાનું કબૂલ કરીને સુલેહ કરવા કહેવડાવ્યું, પરંતુ ઈડર

---

૨૯अ તબકાત, પૃ. ૨૧૦. Tar-o-khushk-લીલું ને સૂકું-પાક અને ઘરને બાળી કતલ કરવાનો હુકમ આપ્યો.

૨૯. પરપ્રાંતીની બીજી ભૂલનો દાખલો આ રહ્યો તે જોવા જેવો છે: રાવ પૂંજા ઉપર એ જ પૃષ્ઠ ઉપર નોંધમાં બ્રજેન્દ્રનાથ લખે છે કે પૂંજો 'Poonja' એ કયા સંસ્કૃત શબ્દ ઉપરથી નીકળ્યો હશે તે કહેવું મુશ્કેલ છે. કદાચ ખરું સંસ્કૃત નામ 'પૂજ્ય' 'Pujya' હોય. પૂંજાના બાપ રણમલ માટે શ્રીયુત દે લખે છે કે Ranmal નું ખરું નામ Rana Mall (રાણા મલ્લ) એટલે an athlete in war એવું હોવું જોઇએ. આમ અર્થ ખરો કરવા જતાં અંગ્રેજીમાં લખ્યું છે તે પ્રમાણે રાણા મલ્લ કરવાની શી જરૂર? પૂંજો શબ્દ તો ચોખ્ખો ગૂજરાતી જ છે. રાણા ને 'રણ' સમજીને લડાઈ અર્થ કર્યો. 'રણ' ને રાણા સમજવા એ વિચિત્રતા! આમ દેશી તળપદી બાબતોમાં પરપ્રાંતીઓ ઘણીવાર ભૂલો કરે છે તેનો આ દાખલો નોંધવાલાયક છે. બીજી રીતે તબકાતનું એમનું ભાષાંતર ઉત્તમ છે.

તરફથી આવી રીતે ઘણી વાર સુલેહ થયા છતાં સુલેહનો ભંગ થવાથી અહમદશાહને વિશ્વાસ પડ્યો નહિ અને એણે છેવટ સુધી લડીને ઈડરને તાબે કરવાનો નિશ્ચય કર્યો. એક વખત સુલતાન પોતે ઈડરગઢ ઉપર ચડાઈ લઈ ગયો અને આસપાસના ત્રણ કિલ્લા લીધા. ઈડરનો રાજા આ વખતે નજીકના ટેકરાઓમાં[૨૭] સંતાઈ ગયો. સુલતાન ઈડર શહેર લૂંટીને અહમદનગર પાછો આવ્યો આ વખતે હિ. સ. ૮૩૦ માં અહમદનગરના કિલ્લાનું બાંધકામ સંપૂર્ણ થયું. સુલતાને હજી ઈડરના મુલકને હેરાન કરવાનું ચાલુ જ રાખ્યું હતું. રાવ પૂંજાએ ફરી પોતાના વકીલો મોકલીને સુલેહ માટે વિનંતિ કરી પણ સુલતાને તેના ઉપર ધ્યાન ન આપતાં ઈડરની સત્તાનો સંપૂર્ણ નાશ કરવા નક્કી કર્યું હતું, એટલે પૂંજાને નાસભાગ કરતાં કરતાં અને સંતાતાં સંતાતાં પણ લડાઈ ચાલુ રાખ્યા વગર છૂટકો નહોતો. એક વખત ટેકરાઓમાં સુલતાનની એક ટુકડી ઘાસ લેવા ગઈ હતી તેની સાથે પૂંજાને અથડામણ થઈ ગઈ. પૂંજાએ બહાદુરીથી સામનો કર્યો. એ ટુકડીનો એક હાથી છૂટો પડેલો તેને પૂંજાએ ઘાયલ કર્યો અને ભગાડયો. આ વખતે પૂંજાની પાછળ અહમદશાહના સિપાઈઓ પણ પડેલા હતા. પૂંજો નાસતાં નાસતાં એક કરાડ ઉપર આવી ચડયો તે જ વખતે એનો ઘોડો હાથીને જોઈને ભડકયો અને કરાડ ઉપરથી બાજૂની ઊંડી ખોમાં પડી ગયો. આમ થવાથી પૂંજાનું તત્કાળ મરણ

---

૨૭. તબકાતે અકબરીમાં પૃ. ૨૧૦–૨૧૧ માં આ વર્ણન આપેલું છે. સિકંદરીમાં કાંઈ જ આપ્યું નથી. તબકાતમાં લખે છે કે સુલતાન ઇડર તરફ ચડયો ત્યારે રાવ પૂંજા બીજાનગરની ટેકરીઓમાં ભરાઇ ગયો. વ્રજેન્દ્રનાથ દે આ બીજાનગરને ભૂલ સમજી વિસલનગર પાઠ કબૂલ રાખે છે. સિકંદરીમાં પણ બીજાનગર છે એમ એ લખે છે, પરંતુ સિકંદરીમાં કોઈ નામ જોવામાં આવતું નથી. વિસલનગરની પેઠે વિજાપુર પણ ઇડરથી પાસે પડે, પણ આ ગામ કયું તે નક્કી કરવું મુશ્કેલ છે, ટેકરાનો પ્રદેશ ઈડરની ઉત્તર તરફ છે. વિસલનગર અને વિજાપુર પશ્ચિમ-દક્ષિણે આવે. એ બાજૂ તો સાબરમતીનાં કોતરો હોવાનો સંભવ હોય.

થયું. અહમદશાહના સિપાઈઓએ હાથીને પકડી લીધો. પણ પૂંજાની બાબતમાં કાંઈ ખબર તેમને પડી નહિ. છેવટે એક કઠિયારાને પૂંજાનું શરીર હાથ લાગતાં તેનું માથું કાપી લઈને સુલતાનની પાસે જઈને ધર્યું. સુલતાને તેની ઓળખાણ માંગી ત્યારે પૂંજાના લશ્કરમાંથી સુલતાનના લશ્કરમાં જોડાયેલો એક માણસ આવ્યો અને માથું 'રાવજી'નું છે એવી ઓળખાણ આપી. રાવ પૂંજાને આ માનવાચક શબ્દ લગાડવાથી કેટલાક અમીરો ગુસ્સે થયા, પણ એ માણસ પ્રથમ ઈડરનો સેવક હતો તેથી એનું કાર્ય યોગ્ય હતું એમ કહીને અહમદશાહે એની પ્રશંસા કરી.[૨૮] આ રીતે ઇડરના રાજાને અહમદશાહ વશ કરી શક્યો નહિ, પણ એનું અકાળ મૃત્યુ થયું અને માત્ર ઈડરના મુલકને હેરાન કર્યો. અહમદશાહના લશ્કરે આ વખતે ઈડર થોડા વખત માટે તાબે કર્યું હતું. રાવ પૂંજાના પુત્ર હરરાયે છેવટે ખાનજહાન સુલતાનીને વચ્ચે નાંખીને ત્રણ લાખ રૂપેરી ટંકા ખંડણી તરીકે દર વર્ષે આપવાના કબૂલ કરીને સલાહ કરી.[૨૯]

ઈડર સાથે સલાહ કરીને પાછા ફરતાં પહેલાં મલીક હસનને સફદરઉલ્મુલ્કનો ઈલ્કાબ આપીને એક લશ્કર સાથે અહમદનગરના કિલ્લામાં મૂક્યો અને અમદાવાદ આવતા પહેલાં ગુડવાડાનો[૩૦] મુલક લૂંટયો. થોડા વખત પછી મલીક મુકર્રબને ઈડરના હરરાય સાથે

---

૨૮. આ વર્ણન તબકાત અને સિકંદરીનાં બન્ને ભાષાંતરોમાં વિગતવાર આપ્યું છે. તબકાત, પૃ. ૨૧૧, સિકંદરી, ગૂ. ભા. પૃ. ૩૯, અં. ભા. ૧૧૧. લોકોને દેશાભિમાન કેટલું ઓછું છે તેનો પણ આ દાખલો છે.

૨૯. તબકાતે અકબરીમાં રાવ પૂંજાના પુત્ર હરરાય સાથેની સલાહનું આ વર્ણન આપ્યું છે. સિકંદરીમાં એ માટે એક અક્ષરે લખ્યો નથી; બેલી પોતાની નોંધમાં તબકાતનો ઉતારો આપે છે તેમાં હરરાયને બદલે બીરરાય નામ લખે છે, પણ શ્રી. દેનું હરરાય કે હરિરાય નામ ખરું લાગે છે.

૩૦. તબકાતે અકબરી, પૃ. ૨૧૨, એમાં કીલવારા નામ છે, બીજી તવારીખોમાં કંકવાર અને ઝીલવારા નામ લખે છે. ઉપરનો પાઠ રાસમાળામાં આપેલો છે. આ નામનો પત્તો લાગ્યો નથી.

નોકરોના પગારની બાબતમાં તકરાર પડી અને હરરાયે પૈસા ચૂકવવામાં આનાકાની કરી એવા સમાચાર મળતાં સુલતાને ઈડર તરફ જવા તૈયારી કરી. હરરાય કોઈ જગ્યાએ નાસી ગયો છે એવી ખબર પણ મળી. હિ. સ. ૮૩૨ ના સફર માસની ૪ થી તારીખે સુલતાને ઈડર ઉપર ઝડપી કૂચ કરી અને ફત્તે સફરે કિલ્લામાં પહોંચી ગયો.[૩૧]

### દક્ષિણના બહમની રાજ્ય સામે લડાઈ અને ઝાલાવાડના રાજાનું દક્ષિણમાં જવું

હિ. સ. ૮૩૩ (ઇ. સ. ૧૪૩૦) ઝાલાવાડના રાજા કાન્હાને લાગ્યું કે ઈડરની લડાઈ પત્યા પછી એનો પોતાનો વારો આવશે અને અહમદશાહ વેર લીધા વગર રહેશે નહિ. આ ઉપરથી એ રાજા દક્ષિણ તરફ નાસી ગયો.[૩૨] અહમદશાહે એની પાછળ લશ્કર મોકલ્યું એટલે એ આસીરના સુલતાન નસીરખાનને શરણે ગયો. નસીરખાનને કાન્હા રાજાએ બે વૃદ્ધ હાથીઓ ભેટ આપેલા એટલા ખાતર અહમદશાહનો સંબંધ એ ભૂલી ગયો અને રાજાને આશરો આપ્યો. આસીરગઢમાં થોડો વખત રહીને રાજા ગુલબર્ગ જઈને સુલતાન અહમદ બહમની પાસેથી પોતાને મદદ કરવાને લશ્કર મેળવ્યું અને ખાનદેશનો નંદરબાર પાસેનો મુલક લૂંટવા માંડયો. આ સમાચાર અહમદશાહને મળ્યા ત્યારે એણે પોતાના શાહજાદા મુહમ્મદખાનને, સૈયદ અબુલખૈર[૩૩].

૩૧. તબકાતે અકબરી, પૃ. ૨૧૨.

૩૨. ઉપર મુજબ, પૃ. ૨૧૨–૨૧૩. આ બધું વર્ણન માત્ર તબકાતમાં છે. સિકંદરીમાં અહમદશાહનાં પાછલાં વર્ષોનો અહેવાલ આટલેથી ટૂંકમાં પતાવેલો છે. ઝાલાવાડના રાજાનું નામ કાન્હો તબકાતમાં આપેલું છે. સિકંદરી પહેલાંની લડાઈમાં એને છત્રસાલ કહે છે. એટલે કાન્હો જુદો રાજા કે છત્રસાલ પછીનો રાજા તે નક્કી કરવું મુશ્કેલ છે.

૩૩. ઉપર મુજબ, પૃ. ૨૧૩. સિકંદરીના અંગ્રેજી ભાષાંતરમાં બેલી આ બધો ભાગ તબકાતમાંથી ઉતારે છે, પણ બેલીની તબકાતની નકલમાં અયુબખાન છે. જ્યારે મી. દે અબુલ ખૈર લખે છે. નંદરબારનો ભાગ ગૂજરાતનો હતો એ જણાશે.

સૈયદ આલમનો પુત્ર સૈયદ કાસીમ, મલીક મુકર્રબ અહમદ અયાઝ, અને મલીક ઇફ્તીખાર–ઉલ્મુલ્ક વગેરે મોટા અમીરોને પણ શાહજાદાની સાથે મોકલ્યા. આ ગૂજરાતી લશ્કરે બહમની લશ્કરને હરાવ્યું અને ઘણા દક્ષિણીઓ માર્યા ગયા. જે બચ્યા તે દોલતાબાદ તરફ નાસી ગયા.

જ્યારે આ સમાચાર બહમની સુલતાનને મળ્યા ત્યારે એણે પોતાના વડા શાહજાદા સુલતાન અલાઉદ્દીન અને બીજા શાહજાદા ખાનજહાનને કાદરખાન નામના મોટા દક્ષિણી અમીર સાથે ગૂજરાતના શાહજાદાની સામે લડવા મોકલ્યા, અને એ બધા દોલતાબાદ આવી પહોંચ્યા. ત્યાં આસીરનો નસીરખાન અને ઝાલાવાડનો કાન્હો રાજા પણ એ લોકોને આવીને મળ્યા. ગૂજરાતનો શાહજાદો મુહમ્મદખાન પોતાના લશ્કરને લઈ દોલતાબાદ તરફ ગયો અને મોટી લડાઈ શરૂ થઈ. તેમાં ગૂજરાતનો સેનાપતિ મલીક મુકર્રબ અહમદ અયાઝ અને કાદરખાન વચ્ચે હાથોહાથની ઝપાઝપી થઈ અને કાદરખાન માર્યો ગયો અને ઇફ્તીખાર–ઉલ્મુલ્કના હાથમાં પણ દુશ્મનના હાથી વગેરે આવ્યા. આમ થવાથી સુલતાન અલાઉદ્દીન નાસી ગયો અને દોલતાબાદના કિલ્લામાં ભરાયો.[૩૪] નસીરખાન પણ ખાનદેશ તરફ નાસી ગયો. આ તરફ શાહજાદા મુહમ્મદખાનને દોલતાબાદનો કિલ્લો લેવો અશક્ય લાગ્યો એટલે એ આસીર બુરહાનપુરના મુલકને લૂંટતો નંદરબારમાં આવીને રહ્યો, અને બધી હકીકત પોતાના પિતા અહમદશાહને લખી જણાવી. જવાબમાં અહમદશાહે એને બંદોબસ્ત માટે થોડો વખત નંદરબારમાં વધારે રોકાવા ફરમાવ્યું.[૩૫]

### માહીમ ઉપર બહમની અમીરની ચડાઈ અને ગુજરાતના નૌકાસૈન્યનું ત્યાં જવું

૩૪. તબકાતે અકબરી, પૃ. ૨૧૩.

૩૫. ઉપર મુજબ, પૃ. ૨૧૪.

હિ. સ. ૮૩૪ માં માહીમના અધિકારી કુતુબખાન[૩૬] અને બીજા રહેવાસીઓ તરફથી અહમદશાહ ઉપર એવી અરજી આવી કે અહમદશાહ બહમની તરફથી મલીક હસન ઉર્ફે મલીક ઉત્તુજારે આવીને માહીમનો કબજો લીધો છે અને લોકોને કેદ[૩૭] કરીને લઈ ગયો છે. આ સમાચાર મળતાં અહમદશાહે શાહજાદા ઝફરખાનને બીજા મોટા અમીરો સાથે મલીક ઉત્તુજારને સજા કરવા મોકલ્યો. બીજી તરફ દીવ બંદરના કોટવાળ મુખલીસ–ઉલ્મુલ્ક ઉપર હુકમ મોકલ્યો કે એણે દરેક બંદરમાંથી વહાણો ભેગાં કરીને નૌકાસૈન્ય લઈ શાહજાદા ઝફરખાનની મદદે ઊપડવું. આ હુકમને અનુસરીને મલીક મુખલીસ–ઉલ્મુલ્ક પાટણ સોમનાથ, દીવબંદર, ઘોઘા અને ખંભાત તાબેનાં બંદરોમાં થઈને નાનાં મોટાં સાતસો[૩૮] વહાણો તૈયાર કરી મોટા કાફલા સાથે દરિયાઈ રસ્તે માહીમની નજીકમાં જઈ શાહજાદાના

---

૩૬. તબકાતે અકબરી, પૃ. ૨૧૪. ફિરિશ્તામાં આ હકીકત જુદી રીતે આપેલી છે. એમાં કુતુબખાનના મરણ પછી મલીક ઉત્તુજારને બહમની સુલતાને મોકલ્યો એમ લખે છે. તારીખે અલફીનો ઉતારો બ્રજેન્દ્રનાથ દેએ આપ્યો છે તેમાં આ કુતુબને રાય કહ્યો છે. બેલી એમ ધારે છે કે શાહજાદા ફતેહખાનને પોતાની પુત્રી પરણાવી તે આ માહીમનો રાય. રાસમાળામાં એને હિંદુ રાજા કહ્યો છે અને એણે અહમદશાહના પુત્રને પોતાની પુત્રી આપી એમ લખે છે. કદાચ કોઇ નાનો હિંદુ રાજા મુસલમાન થઇ ગયો હોય અને કુતુબખાન નામ રાખ્યું હોય એમ બને.

૩૭. ઉપર મુજબ, પૃ. ૨૧૫. એમાં મુસલમાનોને પકડીને લઈ ગયો એમ લખે છે. પણ સામાન્ય વેપારીઓને લઈ ગયો હશે એમાં મુસલમાનો પણ હશે એવો અર્થ છે. માહીમ ગૂજરાતને તાબે હતું એ મહત્ત્વની વાત છે.

૩૮. ફિરિશ્તા અને રાસમાળા સત્તર વહાણો ફક્ત લખે છે, પણ સત્તર વહાણોમાં કેટલું લશ્કર જઈ શકે? તે સમયનાં વહાણો પચાસ ટનનાં મોટામાં મોટાં થતાં હતાં. સાતસો હોય એ કાંઇ અસંભવિત નથી. ગૂજરાતનાં બધાં બંદરોએ થઇ ને સાતસો મળી શકે. સાતસોનો આંકડો તબકાત (પૃ. ૨૧૫) નો છે અને તે બરોબર લાગે છે.

લશ્કરને મળ્યો. આ વહાણોના કાફલાને થાણા તરફ મોકલી પોતે શાહજાદા સાથે રહ્યો. હવે શાહજાદા ઝફરખાને ઇફતીખાર–ઉલ્મુલ્કને અને મલીક સુહરાબ સુલતાનીને એક બાજૂથી થાણા ઉપર લશ્કર લઈને આગળ મોકલ્યા. તે જ વખતે દરિયાઈ માર્ગે ગૂજરાતનો કાફલો ત્યાં આવી પહોંચ્યો અને થાણાની ચારે બાજૂ ઘેરા જેવી સ્થિતિ થઈ. થાણાનો અધિકારી કિલ્લામાંથી બહાર આવીને બહાદૂરીથી લડ્યો પણ ગૂજરાતના તરી અને ખુશ્કીના હુમલા આગળ ફાવ્યો નહિ અને નાસી ગયો. શાહજાદાએ થોડું લશ્કર ત્યાં મૂક્યું અને માહીમ ઉપર ચડાઈ કરી. મલીક ઉત્તુજારે મોટાં ઝાડનાં થડની વાડ કરી માહીમને ફરતો કોટ કરી લીધો હતો. મલીક ઉત્તુજાર બહાર આવીને ગૂજરાતના લશ્કર સાથે લડ્યો પણ ફાવ્યો નહિ અને લાકડાના કોટમાં ભરાયો. બીજી બાજૂથી ગૂજરાતનો કાફલો પણ આવી પહોંચ્યો અને જમીન તથા દરિયામાર્ગે ગૂજરાતનો હુમલો સહન ન કરી શકવાથી મલીકે બહમની સુલતાનને મદદ માટે અરજી કરી, અને એ સુલતાને પોતાના તરફથી દશ હજાર સવાર અને સાઠ મોટા હાથી સાથે પોતાના બે શાહજાદા અને ખાનજહાન વઝીરને મોકલ્યા. એ બધાને

**જમીન અને દરિયાઇ લડાઇમાં દક્ષિણના સુલતાનની હાર**

આવેલા જોઈ હિંમત આવવાથી મલીક ઉત્તુજાર માહીમની બહાર નીકળીને મળ્યો અને મંત્રણા કરી પહેલું થાણા પાછું લેવા નક્કી કર્યું. આ બાજૂ ગૂજરાતના શાહજાદાને આ ખબર પડવાથી એ થાણા તરફ ગયો અને દક્ષિણી લશ્કર હાર્યું, અને મલીક ઉત્તુજાર નાસી ગયો, અને એનું લશ્કર પણ છિન્નભિન્ન થઈ ગયું. કેટલાક વહાણોમાં નાઠા તેમને ગૂજરાતના દરિયાઈ કાફલાએ પકડ્યા. શાહજાદો ઝફરખાન માહીમમાં આવ્યો અને આખો મુલક કબજે કર્યો. એણે કેટલુંક કીમતી કાપડ અને નાણાંનો ખજાનો વહાણોમાં ભરીને પોતાના પિતા અહમદશાહને ભેટ તરીકે મોકલાવ્યો.[૩૯]

૩૯. તબકાતે અકબરી, પૃ. ૧૧૬–૧૭.

## બહમની સુલતાનની ખાનદેશ ઉપર ચડાઈ પાછી હઠાવી

આ હારની ખબર બહમની સુલતાનને પડી એટલે એણે વેર વાળવાને મોટી તૈયારી કરવા માંડી અને મોટું લશ્કર તૈયાર કરી ખાનદેશના મુલક બાગલાણની તરફ આવી ગૂજરાતની સરહદ સુધી આવી પહોંચ્યો. આ બાજૂ નંદરબારથી શાહજાદા મુહમ્મદખાને અહમદશાહને અરજ કરી કે ચાર ચાર વર્ષથી પોતે દૂર દેશાવરમાં રહ્યો છે અને અમારોની ટુકડીઓ પણ પોતપોતાના સ્થાને જવાથી લશ્કર ઓછું થઈ ગયું છે અને બહમની સુલતાન નંદરબાર તરફ આવવા નીકળ્યો છે આ સમાચાર સાંભળીને સુલતાન અહમદશાહ ચાંપાનેર ઉપર ચડાઈ કરવાનો વિચાર કરતો હતો તે મુલતવી રાખીને નંદરબાર તરફ ઊપડ્યો અને રસ્તામાં નાંદોલનો મુલક લૂંટતો[૪૦] હિ. સ. ૮૩૫ માં ખાનદેશની હદ નજીક આવી પહોંચ્યો. મહમદ બહમનીના ગુપ્તચરોએ આ સમાચાર એને પહોંચાડ્યા. એટલે એક લશ્કરી ટૂકડી મૂકીને પોતે ગુલબર્ગ પાછો ગયો. આ સમાચાર સાંભળીને અહમદશાહ ગૂજરાત તરફ પાછો વળ્યો[૪૧]

પણ ગૂજરાતી લશ્કર પાછું જાય છે એવું સાંભળીને બહમની સુલતાને ખાનદેશમાં ગૂજરાતને તાબેના તંબોલના[૪૨] કિલ્લા ઉપર ચડાઈ કરી. એ કિલ્લો મલીક સઆદત સુલતાનીના હાથમાં હતો.

---

૪૦. તબકાતે અકબરી, પૃ. ૨૧૭. આ ઉપરથી લાગે છે કે હિંદુ રાજાઓને ઝંપીને બેસવા દેવાનો અહમદશાહનો વિચાર હતો જ નહિ અને ધીમે ધીમે બધાને ખાલસા કરવાનો ઈરાદો પણ હોવો જોઈએ. લૂંટવાનું તો જાણે સામાન્ય નિયમ જ હોય એમ લાગે છે. હિંદુ રાજાઓ પણ લાગ મળતાં ખંડણી ભરવાનું કે ખટપટ ઊભી કરવાનું ચૂકતા નહોતા.

૪૧. ઉપર મુજબ, પૃ. ૨૧૭.

૪૨. ઉપર મુજબ, પૃ. ૨૧૮. કેમ્બ્રિજના ઇતિહાસમાં બતનોલનો કિલ્લો લખે છે.

બહમની સુલતાને મોટી મદદ આવે છે એવું કહીને નાયકા[૪૩] લોકોને કિલ્લો ગમે તેમ કરીને લેવા કહ્યું અને ભારે ઇનામો આપવા પણ કહ્યું અને એ લોકો કિલ્લા ઉપર રાતોરાત ચડી ગયા, પણ મલીક સઆદત તૈયાર હોવાથી એણે ઘણા હુમલો કરનાર નાયકાઓને મારી નાંખ્યા અને બહાર આવીને બાકીના લશ્કર ઉપર તૂટી પડ્યો અને તેમને હરાવ્યા. ખાઇઓમાં ઊંઘતા ઘણા માણસો ઘવાયા અને માર્યા ગયા.

### બહમની સુલતાનની છેવટની હાર

હવે ગૂજરાતનું લશ્કર નજીક આવી પહોંચ્યું હતું અને અહમદ-શાહ પોતે તેમાં હતો. સુલતાન અહમદ બહમનીને પોતાનાં લશ્કરની વારંવાર હાર થવાથી ઘણી શરમ આવી હતી અને એ પોતાના અમીરોને આ વખતે કહેવા લાગ્યો કે 'ગૂજરાતી લશ્કરે દક્ષિણી લશ્કરને વારંવાર હરાવ્યું છે. આમ જો ચાલ્યા કરે તો આખું દક્ષિણ ખોઈ બેસીએ.' આમ કહીને એ પોતે પણ અહમદશાહ ગૂજરાતી સામે લડાઈમાં ઊતર્યો અને ભારે લડાઈ શરૂ થઈ. દાઉદખાન નામના મોટા દક્ષિણી અમીરે ગૂજરાતી અમીરોને પડકાર દીધો, પણ તે અઝદ–ઉલ્મુલ્કને હાથે કેદ પકડાયો. બન્ને લશ્કર બહાદુરીથી લડ્યાં, પણ આખરે દક્ષિણના લશ્કરની ભારે ખુવારી થવાથી અહમદ બહમની પાછો નાઠો. અહમદશાહ ગૂજરાતીએ તંબોલના કિલ્લામાં જઈ સઆદત સુલતાની ઉપર તેની બહાદુરી માટે ઘણી મહેરબાની બતાવી ત્યાંથી એ તાલનેરના કિલ્લા તરફ આસપાસનો મુલક લૂંટતો

---

૪૩ તબકાતે અકબરી, પૃ. ૨૧૮. તબકાતના શ્રી. દેના તરજૂમામાં અને બેલીએ સિકંદરીમાં વધારામાં આપેલા તરજૂમામાં (પૃ. ૧૧૯) 'પાઈક' જાતના લોક (Paiks) લખ્યા છે. શ્રી. દેના તરજૂમામાં નીચે નોંધમાં ફિરિશ્તાના લખાણ ઉપરથી તેનો તરજૂમો કરનાર કર્નલ બ્રીગ્ઝ 'નાઈગ' Naigs લખે છે. આ કઈ જાત તે સમજાતું નથી. નાયકા નામના ભીલની જાત હોય, તેથી અહીં 'નાયકા' પાઠ સ્વીકાર્યો છે.

ગયો અને કિલ્લાની મરામત કરાવી. મલીક તાજઉદ્દીનને મુલ્ક-ઉલ્મુલ્કનો ઇલ્કાબ આપીને તેને તાલનેર બંદોબસ્ત માટે મૂક્યો; અને નંદરબારને રસ્તે અમદાવાદ પાછો આવ્યો.[૪૪] અમદાવાદ આવ્યા પછી માહીમના રાજાની પુત્રીનો વિવાહ એણે શાહજાદા ફતહખાન સાથે કર્યો.[૪૫]

### તબકાતે અકબરીનો લેખક ખરા ઇતિહાસ લેખકની દૃષ્ટિએ આ લડાઈ જુએ છે.

દક્ષિણના બહમની સુલતાન સાથે ગૂજરાતના અહમદશાહની આ લડાઈ માટે તબકાતે અકબરીનો કર્તા નિઝામુદ્દીન અહમદ એક સાચા ઇતિહાસકારને શોભે એવી ટીકા કરે છે. એ લખે છે કે તારીખે બહમનીમાં તંબોલના કિલ્લાની આ લડાઈની હકીકત જુદી રીતે આપી છે. પરંતુ ખરી વાત એ છે કે આ લડાઈ બે વર્ષ ચાલી અને અહમદશાહે એ કિલ્લો પોતાને તાબે રહેવા દેવા માટે બહમની સુલતાનને સમજાવવા માટે એલચી મોકલ્યો હતો, પણ જ્યારે બહમની સુલતાને ન માન્યું ત્યારે અહમદશાહ ગૂજરાતીએ લડાઈ ચાલુ રાખી અને પ્રદેશને લૂંટવા પણ માંડ્યો. આખરે બહમની સુલતાનનું કાંઈ ચાલ્યું નહિ અને હાર્યો. કર્તા લખે છે કે તારીખે બહમનીના કર્તાએ સત્ય હકીકત પોતાના ઇતિહાસમાં લખી નથી, પણ ગૂજરાતના ઇતિહાસમાં પોતે આ જે હકીકત લખી છે તે લગભગ સત્ય છે. તારીખે ફિરિશ્તાએ તારીખે બહમનીનું નામ 'સિરોજુત્તવારીખે દખ્ખણ'

---

૪૪. તબકાતે અકબરી, શ્રી. દેનો તરજૂમો, પૃ. ૨૧૮-૧૯. બેલીએ પોતાના સિકંદરીના તરજૂમામાં તબકાતના આ ભાગનો તરજૂમો ઉમેરેલો છે. (પૃ. ૧૧૯-૨૦) ફિરિશ્તા લખે છે કે અમદાવાદ પાછા ફરતાં સુલતાન નાંદોદ આવ્યો અને ત્યાં ઐન ઉલ્મુલ્કને બંદોબસ્ત માટે મૂક્યો. નાંદોદનો રાજા તો હતો જ એટલે આ નિમણૂકનો અર્થ સમજાતો નથી. તબકાત આ વાતને ટેકો નથી આપતી.

૪૫. આ લગ્નની તારીખ તબકાતમાં નથી આપી, પણ ફિરિશ્તા હિ. સ. ૮૩૬ લખે છે.

એવું આપેલું છે અને એના લખાણ પ્રમાણે આમાં કોઈ જીત્યું નથી એમ કહે છે. તબકાતના લેખકને પક્ષપાતનું કારણ નથી જ્યારે બહમની તવારીખ–લેખકને તેના સુલતાનની શરમ પડે.[૪૬]

સુલતાન અહમદ બહમની સાથેની આ લડાઈઓ પહેલાં એના બાપ ફિરોઝ બહમનીના વખતમાં દક્ષિણનાં મુસલમાન રાજ્યોએ વિજયનગરના હિંદુ સામ્રાજ્ય ઉપર ચડાઈ કરીને તેનો નાશ કર્યો તે વખતે ગૂજરાતથી અહમદશાહે પણ લશ્કર મદદ માટે મોકલેલું; પરંતુ આ વાત સિકંદરીમાં લખેલી છે છતાં તબકાતે અકબરીમાં તેને ટેકો મળતો નથી. સિકંદરી કહે છે કે અહમદ બહમનીએ લશ્કરને પાછું મોકલી આપ્યું હતું.

## કારણ વિનાની લડાઈઓ

દક્ષિણની લડાઈમાંથી પરવાર્યા પછી અહમદશાહ મેવાડ બાજૂ નાગોર તરફ ગયો.[૪૭] હિ. સ. ૮૪૬ ના રજબ માસમાં (ઈ. સ. ૧૪૩૨) આ લશ્કરી હિલચાલનું કાંઈ ખાસ કારણ જણાતું નથી. રસ્તામાં શહેરો અને ગામડાં લૂંટતો અને મૂર્તિનાં મંદિરો તોડતો સિદ્ધપુર ગામ આગળ ગયો, અને થોડે દહાડે ડુંગરપુર પાસે પડાવ

૪૬. તબકાતે અકબરી, બ્રજેન્દ્રનાથ દેનો તરજૂમો–પૃ. ૨૧૯-૨૦, બેલીએ પોતાના સિકંદરીના તરજૂમામાં ઉમેરેલો તરજૂમો પૃ. ૧૨૦.

૪૭. તબકાતે અકબરી, પૃ. ૨૨૦–૨૨૧ (શ્રી. દેનું ભાષાંતર); પરંતુ બેલીએ (પૃ. ૧૨૦) તબકાતનું જે ભાષાંતર આપેલું છે તેમાં મેવાડ, નાગોર ઉપરાંત કોલીવાડા એવું ત્રીજું સ્થળ પણ આપેલું છે. શ્રી. દેએ અહમદશાહ હરપુર આવ્યો એમ લખ્યું છે અને ખરપુર, સબ્જપુર એવાં પાઠાંતરો આપ્યાં છે. પરંતુ બેલી તબકાતના જ ભાષાંતરમાં સિદ્ધપુર આપે છે અને તે શંકાવાળું લાગે છે છતાં એ પાઠ અત્રે સ્વીકાર્યો છે. તબકાતના આ આખા વર્ણનમાં કાંઈ ગોટાળો લાગે છે. નાગોરમાં પોતાનો સગો જ હતો તો ફરી તેના ઉપર ચડાઈ કરવાનું કારણ સ્પષ્ટ નથી થતું, તેમજ મેવાડ અને પાછળથી મેવાસ બન્ને લખવાથી ગૂંચવણ ઊભી કરી છે.

નાંખ્યો. ત્યાંનો રાજા ગણેશ પહેલાં તો નાસી ગયો, પણ પાછળથી સુલતાનને આવીને નમ્યો અને ખંડણી આપી. ત્યાંથી અહમદશાહે કોલીવાડા[૪૮] અને મેવાડના રાજા મોકલના તાબાનું દેલવાડા લૂંટીને ત્યાંના મહેલો તોડી પાડ્યા અને મૂર્તિઓનો નાશ કર્યો, પણ મેવાડમાં એ ફાવ્યો હોય એમ લાગતું નથી.[૪૯] જે જે લોક સામા થયા તેમને હાથીના પગ તળે કચરી નાંખ્યા. આ વિભાગમાં ખંડણી વસૂલ કરવા મલીક સુલતાનીને નીમીને પોતે રાઠોડ રાજાઓને[૫૦] વશ કરવા ગયો, પણ રાઠોડો શરણે થયા અને ખંડણી આપી. શમ્સખાન દંદાણીનો પુત્ર ફિરોઝખાન પણ લાખો ટંકની ખંડણી લઈ સુલતાનને ચરણે ધરવા આવ્યો, પણ સુલતાને એની ખંડણી લીધી નહિ.[૫૧] આમ ગૂજરાતના ઈશાન વિભાગમાં ખાસ કારણ વગર લશ્કર ફેરવી લોકોને ત્રાસ આપી, સુલતાન મેવાસના મહાલોમાં[૫૨] બંદોબસ્ત માટે

---

૪૮. તારીખે અલફી દેલવાડા લખે છે; મેવાડ તાબેનું દેવકુલપાટક હશે. મંદિરો તોડ્યાની વાત ઉપરથી તે જ હોવું જોઈએ.

૪૯. ગૌરીશંકર ઓઝાજીના ઉદયપુરના ઇતિહાસ પૃ. ૨૭૪ માં રાણા મોકલના વખતના શૃંગી ઋષિના લેખમાં ફિરોઝશાહ નાઠો તે સાથે બાદશાહ અહમદ રણખેત છોડીને નાઠો એમ લખે છે. એટલે મેવાડની આ લડાઈ થઈ તો હોવી જોઇએ. ઓઝાજી પણ આ બાબત સ્પષ્ટ લખાણ નથી કરતા પરંતુ આ અને ઓઝાજીના ઉલ્લેખને સરખાવતાં એટલું લાગે છે કે મેવાડમાં અહમદશાહ ફાવ્યો નથી, અને તેથી મેવાડની હદ ઉપર જરા તોફાન કરી દેવકુલ-પાટક–દેલવાડા–ને નુકસાન કરી ડુંગરપુર તરફ ગયો લાગે છે.

૫૦. આ મારવાડના કોઇ રાઠોડ રાજાઓ કે રતલામ બાજૂના રાજાઓ હોય એમ લાગે છે. ફિરિશ્તા અને રાસમાળામાં બૂંદી અને કોટાના રાજા ઉપર ચડાઈ કરી એમ લખે છે તે સંભવિત નથી. મેવાડને વટાવ્યા વગર ત્યાં જવું શકય નથી.

૫૧. આ કથનથી એમ લાગે છે કે નાગોર સાથે સુલતાનને કેવી તકરાર પડેલી કે જેથી ચડાઈ કરી તે સ્પષ્ટ નથી. ખંડણી ન લીધી તેથી બીજા કારણસર નાગોર ઉપર ચડાઈ કરી હોવી જોઈએ.

૫૨. પૂર્વ ગૂજરાતના કોળીઓની વસ્તીવાળો ભાગ સંખેડા પણ મેવાસમાં જ ગણાય છે, પાંડુ પણ ગણાય છે.

લશ્કરની ગોઠવણ કરીને અમદાવાદ આવ્યો. જ્યારે જ્યારે વિજય કરી અહમદશાહ અમદાવાદ પાછો ફરતો ત્યારે મોટો ઉત્સવ થઈ રહેતો. ઘણા લોકોને ઇનામો અને ખુશાલીના પોશાકો મળતા, ઘણાના પગારોમાં વધારા થતા, ઘણાની પદવીઓ ચડતી, અને વિદ્વાન[૫૩] લોકોને પણ ઈનામો મળતાં.[૫૪]

## માળવામાં ખટપટ અને લશ્કરમાં રોગ

હિ. સ. ૮૩૯ માં માળવાના વઝીર મલીક મધીથનો પુત્ર મહમૂદખાન સુલતાન હોશંગના પુત્ર ગઝનીખાનને મારી નાંખી, પોતે મહમૂદશાહ નામ ધારણ કરી માળવાની ગાદીએ બેઠો. બીજો શાહજાદો મસોદખાન નાસીને ગૂજરાતમાં સુલતાન અહમદશાહને શરણે આવ્યો. અહમદશાહ શાહજાદાને મદદ કરીને લશ્કર લઈ માળવા ગયો અને માળવાનો ઘણો ભાગ તાબે કરીને મસોદખાનને પોતાના બાપની ગાદીએ બેસાડયો. મહમૂદશાહ પણ સામે બરોબર લડયો. આ વખતે ગૂજરાતના લશ્કરની ઘણી ખરાબી થઈ, દુકાળ નડયો અને લશ્કરમાં ભારે રોગ ફાટી નીકળવાથી અસંખ્ય માણસો મરી ગયાં. કહે છે કે સુલતાન પોતે પણ માંદો પડયો હતો.[૫૫]

## અહમદશાહના અમલમાં શત્રુ કદી પાટનગર સુધી આવ્યો નથી

આમ સુલતાન અહમદશાહની આખી જિંદગી લડાઈઓ

---

૫૩. શેખ લોકોને આપ્યાનું લખે છે. આમાં અમદાવાદના રહેવાસીઓને ઈનામો આપ્યાની વાત ભેદભાવ વગર લખે છે તે નવાઈ જેવું છે. પૈસા ઉછાળવાની જૂની રીતને લીધે આ પ્રમાણે કહ્યું હશે.

૫૪. તબકાતે અકબરી પૃ. ૨૨૧; બેલીનો તરજૂમો પૃ. ૧૨૧.

૫૫. તબકાતે અકબરી, પૃ. ૨૨૧-૨૨૨. તારીખે ફિરિશ્તા કહે છે કે અહમદશાહને આ વખતે બહુ સહન કરવું પડયું. તબકાત આ વિજયનું જે વર્ણન કરે છે તેવું ફિરિશ્તાનો લેખક નથી કરતો. હોશંગના પુત્રનું નામ એમાં ઉમરખાન આપેલું છે. ફિરિશ્તાના લખાણ ઉપરથી આ રોગ પ્લેગ હતો એમ સમજાય છે, જોકે સ્પષ્ટ થતું નથી.

લડવામાં પૂરી થઈ. કેટલીક લડાઈઓ કારણ વગર માત્ર વિજયના શોખને લઈને પણ લડવામાં આવી છે એમ લાગે છે. કેટલીકમાં વિજય માત્ર નામનો જ મળ્યો છે, પરંતુ ગૂજરાતની વ્યવસ્થા માટે અને રાજ્યને મજબૂત કરવા માટે પણ આ લડાઈઓ કરવામાં આવી છે. અને મહત્ત્વની વાત એ છે કે અહમદશાહના લાંબા અમલ દરમ્યાન આસપાસ હિંદુ રાજાઓની ખટપટ, પોતાનાં જ સગાંઓની ખટપટ, પાડોશી મોટાં રાજ્યો સાથેના ઝગડા, અને આ બધાએ ભેગા મળીને અહમદશાહને ઉથલાવી નાંખવાના કરેલા પ્રયત્નો છતાં પણ, તળ ગૂજરાત ઉપર બહારની એક પણ ચડાઈ આવી શકી નથી; જૂનું પાટનગર પાટણ અને નવું પાટનગર અમદાવાદ, એ બન્નેના દરવાજા સુધી એક પણ શત્રુ આવી શક્યો નથી. અહમદશાહના વિજયો એની લશ્કરી વ્યવસ્થાને આભારી છે.

### ઈડરગઢ

ગૂજરાતના સુલતાનોએ ગૂજરાત સૌરાષ્ટ્રના પ્રાચીન રાજવંશોને હરાવી એમનાં રાજ્યો ખાલસા કરવા પ્રયત્નો કર્યા છે. મુસલમાન તવારીખોએ એને ધર્મયુદ્ધોનું નામ પણ આપ્યું છે. જૂનાગઢ અને ચાંપાનેર જેવાં બળવાન રાજ્યોનાં નામ નાશ પામ્યાં છે, જ્યારે કેટલાંક રાજ્યો આજ સુધી ઊભાં છે. એવાં રાજ્યોએ સમય વિચારી બળવાન વિધર્મી રાજ્યને ખંડણી વગેરેથી સંતુષ્ટ રાખ્યાં એમ જ માનવું પડે. વખતોવખત એની નબળાઈના સમયમાં લડાઈઓ કરી બનતો લાભ પણ લીધો છે. ઉત્તર ગૂજરાતમાં ઈડર એવું એક રાજ્ય છે. એના રાજાઓએ ગૂજરાતના સુલતાનોની સાથે ખૂબ વીરતાથી લડાઈઓ કરી છે એ પાછળ જોઈ ગયા. ઈડરના કિલ્લાનો ઉલ્લેખ પણ યથાસ્થાને કર્યો છે. ઈડરનો કિલ્લો નાનો છતાં જિતાવો મુશ્કેલ હતો અને એ કારણથી કોઈ મુશ્કેલ કામ પાર પડે તો ગૂજરાતીમાં "ઇડરિયો ગઢ જીત્યો" એમ કહેવાય છે અને ગૂજરાતના પાટનગર

અમદાવાદનો ઉત્તરનો દરવાજો મોગલાઈમાં ‘ દિલ્હી દરવાજો ’ કહેવાતો તે સાથે ‘ઈડરિયો દરવાજો’ પણ કહેવાતો હતો; અને સામાન્ય લોકો એને ગઈ કાલ સુધી ‘ઈડરિયો દરવાજો’ જ કહેતા હતા. એટલે ઈડરનું મહત્ત્વ ગૂજરાતના ઇતિહાસમાં સારું ગણી શકાય, અને એનું ટૂંકું વર્ણન અસ્થાને નહિ ગણાય.

ઈડર પ્રાચીન નગરી છે અને એની સ્થાપના કયારે થઈ તે ચોક્કસ કહી શકાય એવું નથી. એનાં ઇયતદુર્ગ, ઇલ્લાદુર્ગ, ઇતત્પદ્ર એવાં નામો મળે છે. એમાં સંપ્રતિ રાજાનું બંધાવેલું જૈન મંદિર છે એમ કહેવાય છે. એ ઉપરથી એની પ્રાચીનતાનો કંઈક ખ્યાલ આવી શકે.[૫૬] રજપૂતોની પહેલાં ભીલ ઠાકોરોએ એનો કિલ્લો પ્રથમ બંધાવ્યો હશે એમ મનાય છે. ઉત્તર ગૂજરાતના ડુંગર વગરના પ્રદેશમાં અહીંથી જ કાંઈક નાના ડુંગરા શરૂ થાય છે, અને એ નાની ટેકરીઓની માળામાં ઈડરનો પાંચસો ફૂટ ઊંચો ડુંગર પણ ઊંચામાં ઊંચો કહેવાય છે અને એના ઉપરથી આસપાસનાં મેદાનોનો સારો દેખાવ નજરે પડે છે. ડુંગરનો ખડક એવો સીધો અને ઊંચો છે કે એના ઉપર ચડવાના રસ્તાનું બરોબર રક્ષણ કરવાથી બીજી કોઈ બાજૂએથી શત્રુ ચડી શકે એવું નથી. આ કારણથી પણ ગૂજરાતના સુલતાનો અને મોગલ સૂબાઓની સામે ઈડરે લડાઈઓ કરી છે અને શત્રુઓને હંફાવ્યા છે. કિલ્લાને પહેલાં પાંચ દરવાજા હતા, પણ હાલ તે પડી ગયેલા છે. ડુંગરને બે શિખર છે. એમાં એકના ઉપર રણમલ ચોકી નામે કહેવાતું એક પ્રાચીન જૈન મંદિર છે અને બીજા ઉપર ઈડરના રાવ ભાણજીએ બંધાવેલું ‘ રૂઠી રાણીનો મહેલ ’ કહેવાતું એક

---

૫૬. જૈનોમાં કોઈ પ્રાચીન મંદિરની સ્થાપના કોણે કરી તે નક્કી ન થાય ત્યારે સંપ્રતિ રાજાએ બંધાવ્યું એમ કહે છે. બ્રાહ્મણોમાં અજાણી ગુફાને પાંડવોનું કે ભરથરી–ભર્તૃહરિનું નામ અપાય છે. મંદિરના ખંડેરની ખબર ન હોય ત્યારે એના રંગમંડપને સીતાજીની ચોરી કહે છે. ગૂજરાતમાં આ પ્રમાણે લોકમત છે.

મકાન છે.[૫૭] એ વિ. સં. ૧૪૯૧ (ઈ. સ. ૧૪૪૮) માં બંધાવ્યું એમ કહેવાય છે. એના ઉપર જવાનો રસ્તો વિકટ છે, અને ત્યાં ગિરનારના ભેરવજપની યાદ આપે એવી ઊંડી ખીણ છે. પર્વત ઉપર ચડતાં એક રાજમહેલ આવે છે.

## ઈડર, પ્રાચીન જૈનતીર્થ

ઈડર એક પ્રાચીન જૈન તીર્થ છે. ઉપર જતાં સંપ્રતિ રાજાએ મૂળ બંધાવેલું કહેવાતું એવું વિશાળ અને સુંદર બાવન જિનાલયો-વાળું મંદિર છે. જગ્યા ખૂબ સુંદર લાગે છે મંદિરમાં મૂલનાયક શ્રીશાંતિનાથ ભગવાનની પ્રાચીન પ્રતિમા છે. જૈનોમાં મનાય છે કે મૂળ સંપ્રતિ રાજાએ બંધાવ્યા પછી વત્સરાજે જીર્ણોદ્ધાર કરેલો. તે પછી મહારાજા કુમારપાલે જીર્ણોદ્ધાર કરાવીને બાજૂમાં પોતે આદીશ્વર ભગવાનનું બીજું મંદિર બંધાવ્યું, એવો ઉલ્લેખ જૈન સાહિત્યમાં મળે છે. કુમારપાલ પછી એ મંદિરનો જીર્ણોદ્ધાર ઇડરના શેઠ ગોવિંદ સંઘવીએ કરાવ્યો અને તે પછી ચંપકશાહે કરાવ્યો.[૫૮] હાલ સંઘ તરફથી ફરી જીર્ણોદ્ધાર કાર્ય ચાલી રહ્યું છે. અહીંથી ઉપર જતાં શિખર ઉપર રણમલ ચોકી નામે કહેવાતું જૈન મંદિર આવે છે. જૈનોમાં મનાય છે કે એ સ્થળ ઈડરમાં ગિરનારના રૂપક તરીકે થયેલું, અને શ્રીવિજયદેવસૂરિના ઉપદેશથી રાણા કલ્યાણમલે એ મંદિર બંધાવેલું. મંદિર નાનું છે છતાં ભવ્ય છે અને એમાં આજે મૂર્તિઓ નથી. અહીંથી પહાડ અને નીચે ઈડર શહેરનો દેખાવ રળિયામણો લાગે છે. ઈડરમાં પાંચ જૈન મંદિરો છે.

ઈડરમાં પ્રસિદ્ધ જૈન સંઘપતિઓ અને આચાર્યોના વાસ થયા હોય એમ સાહિત્ય ઉપરથી જણાય છે. એમાં ઓસવાળ વંશના

---

૫૮. જૈન તીર્થોનો ઇતિહાસ, ઇડર તીર્થ.

૫૭. પ્રો. કોમિસેરિયેટનો ઇતિહાસ પૃ. ૮૪-૮૭.

ગોવિંદ સંઘપતિનું નામ મુખ્ય છે. એણે શત્રુંજય અને સોપારક આદિ તીર્થોના સંઘ કાઢ્યા હતા અને તારંગાના મંદિરનો જીર્ણોદ્ધાર કરી શ્રીસોમસુંદરસૂરિને હાથે પ્રતિષ્ઠા કરાવી હતી એમ સોમસૌભાગ્ય નામના કાવ્ય ઉપરથી સમજાય છે. વિ. સં. ૧૪૬૬માં શ્રીગુણરત્નસૂરિએ ઈડરમાં ક્રિયારત્નસમુચ્ચય નામે ગ્રંથ રચ્યો છે. પંદરમી સદીમાં સુમતિસાધુસૂરિને ઈડરમાં આચાર્યપદ મળ્યું હતું અને શ્રીઆનંદવિમલસૂરિનો જન્મ ઈડરમાં વિ. સં. ૧૪૪૭માં થયો હતો. સોમવિમલસૂરિને પણ આચાર્યપદ અહીં જ મળેલું. ઈડરના રાણા નારાયણરાવના સમયમાં શ્વેતાંબર દિગંબરનો વાદવિવાદ થયો હતો અને એમાં શ્વેતાંબર સંપ્રદાયના શ્રીશાંતિચંદ્રે જય મેળવ્યો હતો. આ ઉપરથી દિગંબર સંપ્રદાયનું સ્થાન પણ ઈડરમાં હતું એમ લાગે છે. આજે ઈડરના પ્રદેશમાં દિગંબર જૈનોની પણ વસ્તી છે. મેવાડના દેલવાડા (દેવકુલપાટક) અને ચિતોડમાં મંદિરો બંધાવનાર વિમલ શેઠ પણ ઈડરના વતની હતા. વિ. સં. ૧૬૫૬ માં મહાપ્રભાવક આચાર્ય વિજયદેવસૂરિનો જન્મ ઈડરમાં થયો હતો અને આચાર્યે ત્રણ પ્રતિષ્ઠાઓ કરાવી હતી. રણમલ ચોરી નામના મંદિર માટે ઉલ્લેખ કર્યો તે જ આ વિજયદેવસૂરિ. એમના સમયમાં જૈનો અને બ્રાહ્મણોના વાદવિવાદ પણ થયા હતા એમ ઉલ્લેખ છે. વિ. સં. ૧૬૮૧ માં એ સૂરિએ શ્રીકનકવિજયજીને આચાર્યપદ આપી વિજયસિંહસૂરિ નામ આપી પોતાની પાટ ઉપર બેસાડ્યા હતા. આ બધું જોતાં ઈડર જૈનોનું મોટું ધામ હોય એમ લાગે છે.[૫૯] ઈડરમાં જૈન ભંડાર પણ છે. એટલે બધો વિચાર કરતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ ઈડરનું મહત્ત્વ ઓછું નથી.

### વજમાતા અને બીજાં સ્થળો

ઈડરના ડુંગર ઉપર પશ્ચિમ તરફ વજમાતાનું પ્રાચીન સ્થળ છે

---

૫૯. જૈન તીર્થોનો ઇતિહાસ. જૈન સંસ્કૃતિનું સારું ધામ હોય ત્યાં આચાર્યપદ મળે એમ કહેવાય છે.

અને લોકોની દંતકથા એને ઈ. સ. પૂર્વેનું વેણીવચ્છરાજના સમયનું માને છે. ત્યાં પ્રાચીન કુંડ પણ છે અને બધી જાતના હિંદુઓ માતાજીને માને છે. ઈડરથી ત્રણ માઈલ દૂર લિંબોઈ ગામ પાસે એક સારી વાવ છે, પણ એની દરકાર બરોબર લેવાતી નથી એટલે સારી સ્થિતિમાં નથી. વાવની પાસે ટેકરી ઉપર કામનાથ મહાદેવનું મંદિર છે. ઈડર શહેરની ઈશાને રાણી તળાવ નામનું મોટું તળાવ છે, એનો વિસ્તાર ૯૪ એકરનો છે, અને ઈ. સ. ૧૪૮૮ માં ઈડરના રાવ ભાણજીની રાણીએ બંધાવ્યું છે.[૬૦]

## અહમદનગર-હિંમતનગર

ઈડરથી અમદાવાદ તરફ આવતાં હિંમતનગર શહેર આવે છે જેની સ્થાપના અહમદશાહે કરેલી તેથી અહમદનગર કહેવાતું હતું એનો ઉલ્લેખ કર્યો અને એના કિલ્લાનો ઉલ્લેખ પણ કર્યો છે ઈડરના પાછળના રાજાઓએ રાજધાની ઈડરથી ખસેડી અને હિંમતસિંહના નામ ઉપરથી એ સ્થાનને નામ આપી એ હિંમતનગરમાં સ્થાપી. કિલ્લાને પથ્થરનો કોટ હતો તેના પથ્થર મહેલો બાંધવામાં વપરાયા છે. હાથમતી નદીને કાંઠે આ સ્થળ પણ સારું ગણાય એવું છે. એમાં એક પથ્થરની બાંધેલી વાવ છે અને તેની બાંધણી અમદાવાદની વાવો કરતાં જુદી છે. એ વાવમાં એક અરબીમાં લખેલો ઈ. સ. ૧૪૧૭નો લેખ અને દેવનાગરીમાં લખેલો ઈ. સ. ૧૫૨૨ નો લેખ છે. હાથમતીને કિનારે એક મોટો ૫૦૦ ફૂટ લાંબો અને ૧૦૦ ફૂટ પહોળો કુંડ ભોંયરામાં આવેલો છે. એમ કહેવાય છે કે કિલ્લાના મહેલમાંથી બેગમો એ કુંડમાં ભોંયરાને રસ્તે નાહવા આવતી. ગરમીના વખતમાં એ સ્થાન સારી ઠંડકવાળું ગણી શકાય. નદી ઉપર અહમદશાહના ભાઈ કે છોકરાએ બંધાવેલી નાની પણ સારી મસ્જિદ છે.[૬૧]

---

૬૦. પ્રો. કોમિસેરિયેટનો ઇતિહાસ પૃ. ૮૬-૮૭.

૬૧. ઉપર મુજબ પૃ. ૮૩-૮૪.

## વડાલી અને ખેડબ્રહ્મા

ઇડરથી ઉત્તર તરફ જતાં વડાલી નામે પ્રાચીન ગામ છે. એનું એનું નામ વટપલ્લી છે અને ત્યાં જૈન મંદિર છે. આ વડાલી ગામની આસપાસ વિસ્તૃત શહેરનાં ખંડેરો દટાઈ ગયેલાં હોય એમ જણાય છે. શેઠ ગોવિંદ મૂળ વડાલીના હોય અને ઇડર આવી વસ્યા હોય એવો ઉલ્લેખ મળે છે.[૬૨] ત્યાંથી આગળ જતાં પ્રાંતીજ રેલ્વેનું છેલ્લું સ્ટેશન ખેડબ્રહ્મા આવે છે. એની આસપાસ પણ વિસ્તૃત ખંડેરોની ભૂમિ જેવું દેખાય છે. ખેડબ્રહ્મામાં પ્રાચીન બ્રહ્માજીનું મંદિર છે, અને હિંદમાં બ્રહ્માની મૂર્તિ જે બે સ્થળે પૂજાય છે તેમાંની એક અહીં છે. બ્રહ્માની પૂજા શાથી અને કેવા સંજોગોમાં બંધ થઈ, અને ગૂજરાતમાં એનો પ્રચાર હતો અને હજી પણ થોડો રહ્યો છે, એ સાંસ્કૃતિક દૃષ્ટિએ રસમય વિષય છે. આ દૃષ્ટિએ ખેડબ્રહ્માના સ્થળનું મહત્ત્વ ખૂબ

---

૬૨. વડાલીનાં નામો વટપલ્લી, વટવલ્લી, વડાવલી એવાં મળે છે. ઈડરના વડાલીને રાયખંડી વડાલી કહે છે એમ તપાગચ્છની જિનવિજયજી સંપાદિત આવૃત્તિ ઉપરથી જણાય છે. એ જ પટ્ટાવલીની બીજી આવૃતિમાં વડાવલીના ઉલ્લેખો આવે છે તે પાટણ પાસે બીજું વડાવલી હોય એમ લાગે છે. જિન-વિજયજી-સંપાદિત પટ્ટાવલીમાં સંઘપતિ ગોવિંદ શેઠને વડાલીને વતની કહ્યો છે. જ્યારે બીજા બધા ઉલ્લેખો એને ઈડરનો વતની કહે છે. વડાલી ઈડરની પાસે જ છે, એટલે વડાલી ગામનો મૂળ રહેવાસી હોય અને ઈડર નજીકમાં જ મોટું શહેર હોવાથી પછી ઈડરમાં વસી ગોવિંદ સંઘપતિ ત્યાં જ પ્રસિદ્ધ થયો હોય એમ જણાય છે. એ ગોવિંદ શેઠને શ્રીવત્સ નામે ભાઈ હતો અને એની વિનંતિથી શ્રીસોમસુંદરસૂરિએ જયસુંદર અથવા શ્રીજયચંદ્રસૂરિ નામના વિદ્વાન સાધુને આચાર્યપદ આપ્યું હતું. આ જયચંદ્રસૂરિએ કેટલાક વિદ્વતા-ભરેલા ગ્રંથો રચ્યા છે અને જ્ઞાનકોશ-ભંડારો લખાવ્યા છે એ ઉપરથી એમને કૃષ્ણ સરસ્વતી અથવા કૃષ્ણવાગ્દેવતા એવું બિરુદ પ્રાપ્ત થયેલું. વિગત માટે શ્રી કલ્યાણવિજયજી-સંપાદિત ગુજરાતી ટીકાવાળી તપાગચ્છ પટ્ટાવલી પૃ. ૧૯૩ જુઓ.

જ છે. ખેડબ્રહ્મામાં એક શ્રી અંબાજી માતાનું મંદિર છે. એમનાં દર્શને બ્રહ્માજી કરતાં વધારે લોકો આવે છે.[૬૩]*



૬૩. વડાલી અને ખેડબ્રહ્મા ઉપરાંત બીજાં ઐતિહાસિક સ્થળો ઇડરની હદમાં છે, પરંતુ વિસ્તારના ભયથી અહીં વર્ણન કર્યું નથી. શામળાજીનું મંદિર પણ પ્રાચીન છે. રોડા ગામ પાસે કોઈ મોટું ધામ હોય એવું એનાં વેરાયેલાં મંદિરોનાં ખંડેરો ઉપરથી લાગે છે.

* પાછળથી પાદટીપમાં 'બીજાનગર' માટે જે સંદિગ્ધ લખ્યું છે તે સ્થળ ઈડરની ઈશાને 'વિજયનગર' નામનું સ્થળ છે અને એને 'પોળો' નામથી પણ ઓળખવામાં આવે છે.

# પ્રકરણ ૨૨ મું

## અહમદશાહનો સમય (ચાલુ)

### રાજ્યવહીવટ

અહમદશાહના અમલમાં ઘણો વખત લડાઈઓ ચાલ્યા કરી છે તે જોયું. હવે એ વહીવટની બીજી બાજૂ જોઈએ. પરંતુ પહેલાં અહમદશાહની ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીના વંશકર્તા તરીકેની જ્વલંત કીર્તિને જરા ઝાંખી પાડે એવી એક વાતની ચર્ચા કરવી જોઈએ. અહમદશાહની સામે ગૂજરાતના હિંદુ રાજાઓ, હિંદુઓમાં સ્વાભાવિક નહિ એવો સંપ રાખીને, અને કેટલીક વાર પરપ્રાંતના મુસલમાન રાજ્યકર્તાઓની મદદ પણ લઈને, અહમદશાહ સામે અનેક વાર લડ્યા છે તે જોયું. મોટું રાજકીય સંગઠ્ઠન કરીને, એકસાથે ચારે બાજૂ બળવો કરીને ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીને ઊગતી જ કાપી નાખવાનો જે પ્રયત્ન થયો તે ભારતવર્ષના ઇતિહાસમાં અજોડ છે. પરંતુ આ સંગઠ્ઠન અને બળવો કોઈ ધાર્મિક વૃત્તિથી પ્રેરાયલાં હોય એમ માનવાને સબળ આધાર મળતા નથી; એનાં કારણો કેવળ રાજકીય જ છે.

### અહમદશાહની ધાર્મિક અસહિષ્ણુતા

અહમદશાહ જેવો રાજ્યનો મુખ્ય સ્થાપક પોતાની પ્રજાની ધાર્મિક લાગણીને ઉશ્કેરીને શરૂઆતથી જ અસંતોષનાં બીજ વાવે એ વાત એના ચારિત્ર્યની બીજી બાબતો જોતાં શક્ય લાગતી નથી. મહારાજ્યની જમાવટ થયા પછી કોઈ અવિચારી રાજ્યકર્તા એવાં કાર્યો કરે એવા દાખલા મળે છે, પરંતુ રાજ્યની પહેલી જ જમાવટ કરી, રીતસરના વહીવટનો પાયો નાંખવાની ઇચ્છા રાખનાર કુશળ

રાજ્યકર્તા શરૂઆતમાં પ્રજાને દુશ્મન બનાવે એવા દાખલા અપવાદરૂપ જ છે. અહમદશાહે પોતાના રાજ્યવહીવટની જે વ્યવસ્થા કરી તે જોતાં અહમદશાહે પોતાની પ્રજાની ધર્મની લાગણી ઉશ્કેરવાનું પોતાનું ધાર્મિક કર્તવ્ય માન્યું હોય એમ માનવાને સબળ આધારની જરૂર છે.

આમ છતાં મુસ્લિમ તવારીખ–ગ્રંથો કોઈ કોઈ વાર એવા ઉલ્લેખો કરે છે કે સુલતાન અલ્લાઉદ્દીન ખલજીએ દિલ્હીથી ભરૂચ સુધી ધર્મનો ફેલાવો કર્યો અને તળ ગૂજરાતની આસપાસના સૌરાષ્ટ્ર જેવા પ્રાંતોમાં ધર્મનું અંધારું હતું[1] તેમાં અહમદશાહે ઇસ્લામી ધર્મનો પ્રકાશ ફેલાવ્યો. હિ. સ. ૮૧૮ જમાદલ અવલ માસ (ઈ.સ. ૧૪૧૫) માં એણે સિદ્ધપુરના મંદિરનો નાશ કર્યો અને એમાંની સોનારૂપાની મૂર્તિઓ તોડી અને ત્યાં મસ્જિદ બનાવી.[2] એ વર્ષમાં અહમદશાહે મલીક તુફ્હ નામના અમલદારને તાજઉલ્મુલ્કનો ઇલ્કાબ આપીને આ કાર્ય માટે નિમણૂક કરી. એણે જિજયા અને ખરાજનો વેરો બિનમુસલમાન પ્રજામાં જે જે સામા થયા તેમના ઉપર નાંખ્યો, અને કેટલાકે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો. એણે એવી સખતાઈ

---

૧. મિરાતે સિકંદરીઃ ગૂ. ભા. પૃ. ૨૯. રાજકીય લડાઈઓને ધાર્મિક સ્વરૂપ આપવાનું ઘણા મુસલમાન તવારીખકારોને પસંદ હતું એવા ઘણા દાખલા મળે છે. મિરાતે સિકંદરીમાં તો એવા દાખલા ઘણા જ છે. અહમદશાહના રાજ્યમાં ધાર્મિક બાબતોના ઉલ્લેખ તબકાતે અકબરીમાં નહિ જેવા જ છે એ સૂચક છે. કેટલીક વાતો તો તારીખે ફિરિશ્તા સિવાય બીજા ગ્રંથોમાં મળતી નથી, અને ફિરિશ્તાનું કથન બીજા આધારો ન મળે તો માનવા યોગ્ય મને લાગતું નથી.

૨. આ સિદ્ધપુરનું મંદિર તે રુદ્રમહાલયનું સુપ્રસિદ્ધ મંદિર હોવું જોઇએ. આ ઉલ્લેખ સિકંદરી ગૂ. ભા. પૃ. ૨૯ અને બેલીના અં. ભા. પૃ.૯૮ માં છે, પણ તબકાતમાં નથી. દિલ્હીના સુલતાનોના સમયમાં તૂટ્યા પછી રુદ્રમહાલયમાં ફરી પૂજા ક્યારે શરૂ થઇ અને અહમદશાહે ફરી તોડ્યું એવું મંદિર ક્યારે થયું એ એક પ્રશ્ન છે.

વાપરી કે ગૂજરાતમાં ગ્રાસ[3] અને મે'વાસનું[4] નામ ન રહ્યું. આગળ લખેલો સિદ્ધપુરના મંદિરનો ઉલ્લેખ મિરાતે સિકંદરીમાં છે, પણ તેને બીજા ગ્રંથોનો આધાર નથી અને તાજઉલ્મુલ્કની નિમણૂકનો ઉલ્લેખ

---

૩. ગ્રાસ શબ્દનો શબ્દાર્થ કોળિયો અગર તો એક સાથે ખાઈ શકાય તેટલો ખોરાકનો ભાગ એવો થાય છે. પરંતુ રજપૂતોમાં ભાયાતોને જમીનનો જે ભાગ મળતો તેને ગ્રાસ કહેવાનો પરાપૂર્વથી રિવાજ હતો. એવા જમીનના ગ્રાસ મળવાથી રજપૂતોને સામાન્ય રીતે ગૂજરાત સૌરાષ્ટ્રમાં ગરાસિયા કહે છે. "ગામ ગરાસ" એ શબ્દ ગુજરાતમાં સામાન્ય રીતે સાથે પણ વપરાય છે. આ પ્રમાણે ગરાસિયાના ગ્રાસ વંશપરંપરાથી પણ હોય છે. મોગલાઈ નબળી પડયા પછી મરાઠાઓના વખતમાં લૂંટારા સરદારો ગામને લૂંટે નહિ અને બીજાથી તે ગામનું રક્ષણ કરે તે માટે દમ ભરાવીને ગામ પાસે પૈસા પડાવે તેને "તોડાગ્રાસ" કહેતા. રાસમાળામાં ફાર્બસ સાહેબ લખે છે કે એક વખત આ શબ્દ માનવાચક હતો, તે કાળે કરીને ચોર લૂંટારાઓને માટે વપરાતો થઈ ગયો. ગરાસિયા એક વખત લૂંટવાનો ધંધો કરતા એ વાત ખરી છે. પરંતુ ફાર્બસ સાહેબનું આ માનવું તદ્દન બરાબર નથી. તળ ગૂજરાતમાં તો આબરૂદાર રજપૂતો પણ પોતાને ગરાસિયા કહે છે અને તેમાં નાનમ ગણતા નથી, પરંતુ ઈડર બાજૂ રજપૂતને ગરાસિયો કહીએ તો અપમાન લાગે છે. ગરાસિયા શબ્દ ગૂજરાતના જુદાજુદા ભાગમાં માન અને અપમાનવાચક ગણાય છે.

૪. મેવાસ અગર મ્હેવાસ શબ્દને માટે કેટલીક ચર્ચા થયેલી છે. પણ તેમાં ઊતરવાનું આ સ્થળ નથી. મ્હેવાસ ગૂજરાતના પૂર્વ તરફના જિલ્લાઓના કેટલાક ભાગને કહે છે અને હાલ તે શબ્દ વપરાતો બંધ થયો છે, પણ વીસમી સદીની શરૂઆતમાં પાંડુ મે'વાસ, સંખેડા મે'વાસ વગેરે શબ્દો જાણીતા હતા. પૂર્વ તરફના ભીલ લોકોને ઘણે ભાગે ગઇ સદીના અંત સુધી મ્હેવાસી લોકો કહેવામાં આવતા. છેક મરાઠા સમય સુધી આ ભીલ લોકો અર્ધ સ્વતંત્ર જેવા અને લૂંટ કરીને નિર્વાહ કરનારા હતા. એક વખત પૂર્વ ગૂજરાતના આવા ભીલ લોકોથી વસાયેલા બધા ભાગને 'મ્હેવાસ' કહેવાનો રિવાજ પણ હતો. આ શબ્દ મહી નદીના કિનારાની આસપાસના પ્રદેશમાં વસનારા એટલે 'મ્હેવાસી' ઉપરથી મ્હેવાસ, અને મ્હેવાસી એ ઉપરથી નીકળ્યો છે, એમ

માત્ર ફિરિસ્તામાં જ છે. સિકંદરી માત્ર ઇસ્લામનો પ્રચાર આખા ગૂજરાતમાં કર્યો એટલું જ કહે છે. તબકાતે અકબરીમાં ધાર્મિક સહિષ્ણુતાના ઉલ્લેખ નહિ જેવા જ છે. એટલે પૂરતા સબળ આધારો વગર એટલું જ માનવું શક્ય છે કે અહમદશાહે પોતે કરેલી લડાઈઓમાં રસ્તામાં વચ્ચે આવતાં કોઈ મંદિરો તોડયાં હશે. જિજયા વેરો દિલ્હીના સુલતાનોના સમયથી ચાલુ હતો તેને વસૂલ કરવા માટે કોઈ અમલદાર નીમ્યો હોય તે બનવાજોગ છે, અને એ વેરામાંથી બચવા ઇચ્છતી ગરીબ પ્રજાના કોઈ ભાગે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો પણ હોય. પરંતુ કેટલાક મુસ્લિમ રાજ્યકર્તાઓની પેઠે મંદિરો તોડવાં અને વિધર્મીઓને વટલાવવા એ એક ધાર્મિક કર્તવ્ય તરીકે સ્વીકારી આખા દેશમાં કડક રીતે તેનો અમલ થયો હોય એવું અહમદશાહના *રાજ્યમાં બન્યું હોય એમ આટલા થોડા આધાર ઉપરથી ચોક્કસ કહી શકાય નહિ.[૫]

## હિંદુઓને વહીવટી હોદ્દાઓ

ગૂજરાતમાં મુસલમાન રાજ્યકાળમાં કેવો વહીવટ હતો તે

---

વોટસન સાહેબ ઇન્ડિયન એન્ટિકવેરીમાં એક લેખમાં લખે છે તે ખરું છે. પ્રો. કોમિસેરિયેટે પણ આ અર્થ સ્વીકાર્યો છે. અને મ્હેવાસી શબ્દની આ વ્યુત્પત્તિ ખરી લાગે છે. બૃહત્સંહિતા વગેરે પ્રાચીન ગ્રંથોમાં આપેલી ભૂગોળમાં महीतटनिवासिनः એવો મહી નદીના તટપ્રદેશમાં વસનારા લોકો માટે જુદો શબ્દપ્રયોગ વાપરેલો છે તે ઉપરથી મહી નદીની આસપાસના લોકો પ્રાચીન સમયથી કોઈ રીતે બીજાથી જુદા પડી જાય તેવા હોવા જોઈએ અને 'મ્હેવાસી' તરીકે તેમને જુદા ગણવાનો રિવાજ પણ પ્રાચીન હોવો જોઈએ. આ ઉપરથી પણ વોટસન સાહેબની વ્યુત્પત્તિ ખરી લાગે છે.

૫. બનતાં સુધી લડાઇઓને ધર્મયુદ્ધ કહેવું એવી મુસલમાન તવારીખકારોની ઘણે ભાગે ટેવ છે. પણ દરેક સુલતાનના સમયમાં એવી લડાઈઓ થઈ નથી, મોટે ભાગે રાજકીય લડાઈઓ થઈ છે. એટલે સુલતાનના ચારિત્ર્ય ઉપરથી આ વાત નક્કી કરવી ઘટે છે.

જાણવાનાં સંપૂર્ણ સાધનો નથી. જે થોડા ઉલ્લેખો મળે છે તેમાં આપખુદી સત્તાઓમાં બને છે તેથી વધારે જાણવા જેવું મળતું નથી. સામાન્ય કાયદા હોવા છતાં તેનો અમલ સુલતાન અને એના મોટા અમલદારોના અંગત ચારિત્ર્ય ઉપર આધાર રાખતો. મુખ્ય ધાર્મિક નીતિ અને મોટા હોદ્દાઓની બાબતમાં મુસલમાન અમલમાં ફેરફાર થયો છે, પણ સામાન્ય વહીવટી બાબતોમાં ગૂજરાત સુલ્તનતના સમયમાં હિંદુ સત્તાના વખતના કેટલાક રિવાજો ચાલુ રહ્યા છે એમ સમજાય છે.[૬] એની વિગતમાં અહીં ન ઊતરતાં અહમદશાહે ખાસ કરેલા ફેરફારો જોઈએ.

મુખ્ય પ્રધાન જેવા છેક ટોચ ઉપરના હોદ્દાઓ સિવાય બીજી પંક્તિના મોટા હોદ્દાઓ હિંદુઓને આપવામાં આવતા હતા, અને મહેસૂલખાતું, હિસાબીખાતું વગેરેમાં મોટે ભાગે હિંદુઓ જ હતા. અહમદશાહના રાજ્યકાળમાં હિંદુ પ્રધાનો હતા એવા ઉલ્લેખો મળે છે, પણ તેમનાં નામ તવારીખોમાં મળતાં નથી.[૭] લશ્કરમાં પણ હિંદુ મુસલમાન બન્ને લડતા તેના દાખલા આગળ જોયા છે.[૮]

### લશ્કરના પગારની ઉત્તમ યોજના

લશ્કરના પગાર માટે અહમદશાહે ખાસ યોજના ઘડી. ઈ. સ. ૧૪૨૮ માં ઇડર સાથેની લડાઈથી પરવાર્યા પછી બે ત્રણ વર્ષ એણે

---

૬. આ બાબત છૂટક ઉલ્લેખો સિવાય કાંઈ વિગત મળતી નથી. તેની ચર્ચા આગળ કરીશું.

૭. અહમદશાહના મુખ્ય વઝીરના હાથ નીચે હિંદુ પ્રધાનો હતા એવા ઉલ્લેખો સૈયદ અબુઝફર નદવી સાહેબને મળેલા છે, પણ તેવા અમલદારોનાં નામ મળ્યાં નથી. જૈન સાહિત્યમાં અહમદશાહના દરબારમાં ગુણરાજ સંઘવી, ગદા મંત્રી, કર્મણ મંત્રી એવાં નામો મળી આવે છે.

૮. અહમદશાહની સાથે રહી લડેલા રજપૂત સરદારનો ઉલ્લેખ આગળ આવી ગયો છે.

વહીવટી સુધારાઓ કરવામાં ગાળ્યાં તેમાં લશ્કર અને નાણાંને લગતા સુધારા મુખ્ય હતા. લશ્કરના સિપાઈઓને પગાર પેટે અરધી રોકડ રકમ મળતી અને અરધા પગાર પેટે જમીન મળતી. આનું કારણ એમ હતું કે જો પગારની આખીયે રકમ રોકડી આપી દેવામાં આવે તો લશ્કરીઓ તેને ગમે તેમ વાપરી નાંખે અને વખત આવ્યે સાધન સરંજામની પૂરેપૂરી તૈયારી ન રાખે, અને તેથી દેશનો બચાવ તેમનાથી વખતસર થઈ શકે નહિ. અરધો પગાર જમીનજાગીરના રૂપમાં મળવાથી એ લોકો નવરાશના વખતમાં ખેતી કરે, ઘર બાંધે અને ઢોર ઉછેરે જેથી તેમને દૂધ દહીં વગેરે પણ મળી શકે, અને જમીન સાથે સંબંધ થવાથી દેશના રક્ષણમાં અંતઃકરણપૂર્વક રસ લઈ શકે. પગારનો રોકડ રકમનો ભાગ દર મહિને સરકારી તિજોરીમાંથી નિયમિત આપવામાં આવતો અને તે લેવા માટે તેમને પગારકચેરીના સ્થાને જવું પડતું. પરંતુ દૂર દેશાવરમાં લડાઈ ચાલતી હોય તો તેમને ત્યાં પગાર પહોંચાડવામાં આવતો જેથી એ લોકો દેવું કરે નહિ અને જરૂરિયાતની ચીજો મેળવી શકે. તે સાથે એમને જાગીરની કાયમની આવક હોવાથી ઘર અને કુટુંબના પોષણની ચિંતા પણ રહેતી નહિ.[૯]

## મહેસૂલ અને નાણાંખાતું

નાણાં અને મહેસૂલી ખાતા ઉપર બરાબર કાબૂ રહી શકે તે માટે એમાં પણ સુધારો કરવામાં આવ્યો. નાણાંખાતાના અમલદારો બે જુદા જુદા વર્ગોમાંથી લેવામાં આવતા : એક અમલદાર સુલતાનના

૯. મિરાંતે સિકંદરી; બેલીકૃત અં. તરજૂમો. પૃ. ૧૧૨–૧૧૩. હિંદની હિંદુ સમયની કે મુસ્લિમ સમયની કોઈ પણ લશ્કરી નીતિમાં દેશના રક્ષણ માટે લડનારને અભિમાન રહે એવું તો ખાસ જોવામાં આવતું નથી. ગમે તે માણસ ગમે તેની સાથે માત્ર પૈસાની ખાતર જ લડેલો છે એવા જ દાખલા મળે છે, દેશાભિમાન માત્ર અપવાદ જ છે. અહમદશાહે આ ઉદ્દેશથી અરધો પગાર જમીનરૂપે આપવા ઠરાવ્યું હોય તો એના ચારિત્ર્યની ઉત્તમતા ઉપર વધુ પ્રકાશ નાખે છે.

આશ્રિતોમાંથી રહેતા અને બીજો કોઈ સારા ખાનદાન[10] કુટુંબમાંથી નિમાતો. બન્ને સારા કુટુંબના અમલદારો હોય તો વખતે એકબીજા સાથે ભળી જઈ ખટપટ કરે અને ખાઈ જાય, તેમજ બન્ને સુલતાનના આશ્રિત હોય તો વળી વધારે ભયના પ્રસંગો આવે; આ કારણોથી આમ બે જુદા જ વર્ગોમાંથી આ અમલદારો લેવામાં આવતા. પરગણાંના મહેસૂલી અધિકારીઓ પણ આ જ ધોરણને અનુસરીને નીમવામાં આવતા. આ રિવાજ સુલતાન મહમૂદ બેગડાના પુત્ર મુઝફ્ફર બીજાના અમલ સુધી ચાલુ રહ્યો, પરંતુ સુલતાન બહાદુરશાહના અમલના ભારે લશ્કરી ખર્ચને પહોંચી વળવા માટે અનેક ફેરફારો થયા અને આ ગોઠવણ કાઢી નાંખવામાં આવી. એ ફેરફારો પછી દેશમાં ફાટફૂટ અને બખેડા પણ બહુ ઊભા થયા.[11]

## અહમદશાહનો ન્યાય

સુલતાન અહમદશાહનો ન્યાય એના ચારિત્ર્યને શોભાવે એવો શુદ્ધ હતો તેના બે દાખલા મિરાતે સિકંદરીમાં આપ્યા છે. એક વખત સુલતાનના જમાઈએ જુવાનીના તોરથી અને સુલતાન સાથેના પોતાના સગપણના અભિમાનથી પ્રેરાઈને એક નિર્દોષ માણસનું ખૂન કર્યું. સુલતાને તેને પકડીને કાજી પાસે ન્યાય માટે મોકલાવ્યો. કાજીએ

---

૧૦. મિરાતે સિકંદરી. ગૂ. ભા. પૃ. ૪૦. બેલીકૃત. અં. ભા. પૃ. ૧૧૩. સિકંદરીના બન્ને તરજૂમાઓમાં સારા ખાનદાનમાંથી આ નિમણૂક થતી એમ લખ્યું છે; અને તેમાં હિંદુ મુસલમાનનો ભેદ હોય એવો કાંઈ પણ અર્થ નીકળતો નથી. અંગ્રેજી ભાષાંતરમાં પણ 'a man of good family' એવા શબ્દો છે. પ્રો. કોમિસેરિયેટ પૃ. ૧૨૫ માં 'from the local nobility' એવા શબ્દો એ જ અં. ભાષાંતરને આધારે લખે છે તે સમજાય તેવું નથી. 'લોકલ નોબિલિટી' શબ્દમાંથી કદાચ મુસલમાન અમલદાર હોવાનો અર્થ નીકળવાનો સંભવ છે, કારણ કે નોબિલિટીમાં કોઈ અપવાદ સિવાય મોટે ભાગે મુસલમાન જ ગણાતા હતા.

૧૧. ઉપર મુજબ, પૃ. ૪૦-૪૧, અં. ભા. પૃ. ૧૧૩-૧૧૪.

મરનારના વારસને ચાલીસ ઊંટ[૧૨] બદલામાં આપવાનું ઠરાવી પતાવટ કરવા માટે કબૂલાવ્યું અને બાદશાહ પાસે બન્ને પક્ષને હાજર કર્યા. અહમદશાહે કહ્યું કે મરનારના વારસને બદલો તો મળે છે, પણ આ ન્યાય બરોબર નથી. આવો દાખલો મળવાથી મારી કૃપા ધરાવતો કોઈ પણ માણસ ગમે તેવું ખરાબ કાર્ય કરતાં રોકાશે નહિ, માટે ખૂનનો બદલો ખૂનથી લેવાવો જોઈએ. એમ કહી એણે પોતાના જમાઈને બજાર વચ્ચે શૂળી ઉપર ચડાવી એક દિવસ ત્યાં રાખી પછી જ તેને દફન કરવાનો હુકમ કર્યો. આ દાખલો બન્યા પછી કોઈ અમીરે કે કોઈ લશ્કરીએ કોઈ નિરપરાધીનું અહમદશાહના રાજ્યકાળમાં કદી ખૂન કર્યું નથી.

એક વખત સુલતાન ભદ્રમાં બાદશાહી મહેલના ઝરૂખામાં બેઠો હતો ત્યારે સાબરમતી નદીમાં પૂર આવ્યું હતું અને એમાં એક કાળી વસ્તુ એણે તણાતી જોઈ એટલે એણે એ ચીજને બહાર લાવવા હુકમ કર્યો. તે ઉપરથી માલૂમ પડ્યું કે તે એક કોઠી હતી અને તેમાં એક મડદું મૂકીને તેનું મોં બંધ કરવામાં આવ્યું હતું. આ જોઈને બાદશાહે અમદાવાદ શહેરના કુંભારોને એકઠા કરીને હુકમ કર્યો કે આ કોઠી કોની છે તે શોધી કાઢો. જેણે કોઠી બનાવી હતી તે કુંભારે આવીને કહ્યું કે કોઠી મેં બનાવી હતી અને ફલાણા પુરુષને વેચી હતી. તે ઉપરથી તે પુરુષને પકડાવી મંગાવી તેના ઉપર કામ ચલાવતાં માલૂમ પડ્યું કે એણે એક વાણિયાને મારી નાંખીને કોઠીમાં મૂકીને કોઠી નદીમાં વહેતી મૂકી દીધી હતી. સુલતાને એ પુરુષને મારી નાંખવા હુકમ કર્યો. તવારીખકાર લખે છે કે અહમદશાહના અમલમાં આ બે

---

૧૨. ઉપર મુજબ, પૃ. ૪૨-૪૩. અં. ભા. પૃ, ૧૨૬. ગૂ. ભાષાંતરમાં બસો ઊંટ આપવા બાબત લખ્યું છે જ્યારે બેલીકૃત અંગ્રેજી તરજૂમામાં ૪૦ ઊંટ લખ્યાં છે. ૪૦ની સંખ્યા બરાબર લાગે છે.

જ નિરપરાધી માણસોનાં ખૂન થયાં છે. સુલતાનના ભયથી પછી કોઈએ એવું ખૂન કર્યું નથી.[13] આ વાતમાં થોડી અતિશયોક્તિ હોય તોપણ અહમદશાહે લડાઈઓ લડ્યા કરી તેમ ન્યાય અને વહીવટ ઉપર પણ પૂરતું ધ્યાન આપ્યું છે એટલું તો માન્યા વગર છૂટકો નથી. મહારાજ્યનો પાયો નાંખનાર પુરુષ ન્યાયમાં બેદરકાર રહે તો તે મહારાજ્યનો પાયો જ કાચો રહે.

## વાંટા

વાંટાની[14] જમીન એ અહમદશાહના વખતમાં શરૂ થયેલી જમીનની વહેંચણીની આપણા પ્રાંતની એક વિશેષતા છે. એની થોડી ચર્ચા કરવાની અહીં જરૂર છે. જમીનનો માલિક રાજા ગણાય એ તો ભારતવર્ષના અર્થશાસ્ત્રનો પ્રાચીન નિયમ છે, અને ગૂજરાતમાં પણ ઘણે અંશે એ જ રીત ચાલુ હતી. આમ નાના મોટા રાજાઓ અને જમીનદારો વંશપરંપરાથી પોતાની જમીન ભોગવતા હતા.[15] જ્યારે ગૂજરાતમાં સ્વતંત્ર બાદશાહી સ્થપાઈ ત્યારે નાના મોટા રાજાઓ પોતાની સ્વતંત્રતા માટે બને તેટલું લડ્યા તે આગળ જોઈ ગયા, પરંતુ નાના નાના કોળી અને રજપૂત જમીનદારો પણ ઘણા હતા અને એમણે પણ નવી સત્તા સામે બંડ

---

૧૩. મિરાતે સિકંદરી ગૂ. ભા. પૃ. ૧૨૬.

૧૪. તવારીખકારો 'વાંટો' શબ્દ ગૂજરાતી છે એમ લખે છે. વાંટો શબ્દ વાંટવું અગર બાંટવું એટલે વહેંચણી કરવી એ ઉપરથી નીકળ્યો છે.

૧૫. પ્રાચીન સમયમાં ભારતવર્ષમાં બીજા પ્રાંતોની પેઠે ગૂજરાતમાં પણ સ્મૃતિ ધર્મશાસ્ત્ર પ્રમાણે જમીન મહેસૂલના રિવાજ હતા. માલિક તો રાજા જ કહેવાતો. પરંતુ આ બાબતમાં હાલના કાયદાશાસ્ત્ર પરિભાષામાં કાંઈ પણ ચોક્કસ કહેવું મુશ્કેલ છે, અને આ એક રસિક ચર્ચાનો વિષય છે.

ઉઠાવ્યાં.[૧૬] સુલતાન અહમદશાહે આવા નાના જાગીરદારો સાથે પણ લડવામાં પોતાના અમલનો ઘણો ભાગ ગાળ્યો છે; અને વ્યવસ્થિત લશ્કર સામે ન ટકી શકવાથી અને પોતાની જાગીર-જમીનો બાદશાહે તાબે કર્યાથી, આવા જમીનદારોએ બહારવટાં લઈને ખાલસા ગામોને કનડવાનું ચાલુ રાખ્યું. આમ થવાથી લોકોની શાંતિનો ભંગ થયો અને ખેતીવાડી ઓછી થવા લાગી, અને રૈયત દુઃખી થવા લાગી. સુલતાન અહમદશાહની ખાસ ઇચ્છા દેશમાં શાંતિ અને વ્યવસ્થા જાળવીને આબાદી લાવવાની હતી, તેથી તેણે આ બાબતમાં ડાહ્યા માણસોની સલાહ લઈ ગૂજરાતમાં જમીનમહેસૂલના રિવાજમાં વાંટાની રીત દાખલ કરી. એમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે દરેક ગામની જમીનમાં ચાર ભાગ કરી તેમાંના ત્રણ ભાગ બાદશાહના ગણાય અને તેને 'તળપદ' કહેવામાં આવ્યું, અને ચોથો ભાગ જમીનદારનો ગણાયો તેનું નામ 'વાંટો' પડ્યું. બાદશાહને તાબે થયા

૧૬. મિરાતે અહમદીની પુરવણી, (ગૂ. ભા. પૃ. ૨૩૦; નવાબઅલીકૃત અં. ભા. પૃ. ૨૨૦)માં કોળી અને રજપૂત જમીનદારો એમ લખે છે. પ્રો. કોમિસેરિયેટ 'નાના રજપૂત જમીનદારો' એમ લખે છે. આ ઉપરથી જૂના રિવાજની વિરુદ્ધ અહમદશાહે જમીનદારોનાં ગામો ખાલસા કરવા માંડ્યાં હશે અને તે સામે ચારે તરફ બંડ અને બહારવટાં ઊઠ્યાં હશે એમ સમજાય છે. મુંબઈ સરકારના રેકર્ડમાં સિલેક્શન નં. ૨૯માં ગૂ. ભા.માં મિરાતે અહમદીના વાંટા વિશેના ભાગનો બ્રીનવૂડે તરજૂમો કરેલો તે આપ્યો છે. આ તરજૂમામાં લખ્યું છે કે 'કોળીની જાતોના મુખી આસાએ બીજા જમીનદારો સાથે મળીને બંડ ઉઠાવ્યું. પ્રો. નવાબઅલી અને નિઝામુદ્દીન ચિસ્તી સાહેબના તરજૂમાથી આ બાબતમાં બ્રીનવુડનો તરજૂમો જુદો પડે છે અને અહમદીની આ ત્રણે તરજૂમાની પ્રતો જુદી જુદી હશે એમ સમજાય છે. કર્ણદેવે આશાભીલને હરાવ્યો, અહમદશાહે પણ એને હરાવ્યો એ બધી દંતકથામાં કાંઈક ઐતિહાસિક સૂચન છે. અને ઉપરના કથનથી સમજાય છે કે ખાંટ જાતના કોળીઓ ભીલ-કોળીઓની જાતોમાં મુખ્ય હતા અને આશાભીલનું નામ એ જાતના મુખ્ય પુરુષને વંશપરંપરા મળ્યું હોય એમ માની શકાય. આશાપલ્લી અગર આશાવલનો સંબંધ આ પ્રસિદ્ધ ભીલ કુટુંબ સાથે હોય.

વગર છેવટે છૂટકો નથી એમ લાગવાથી આ ગોઠવણ જમીનદારોએ કબૂલ રાખી; અને એમણે પોતપોતાનાં ગામનું રક્ષણ કરવું એવો

## ગૂજરાત સલ્તનત પછી વાંટાનો ઇતિહાસ

ઠરાવ થયો. વળી જ્યારે બાદશાહને નોકરીની જરૂર જણાય ત્યારે તેમણે તૈયાર રહેવું પડતું. ગામની જમીનદારી એમની ગણાતી અને તે બદલ તેમણે સલામીની રકમ બાદશાહને ભરવી પડતી. જમીનદારીના બદલામાં નોકરીના ધારામાંથી જ્યારે તેઓ છૂટા થયા ત્યારે પણ સલામીની રકમ પેશકશી તરીકે ચાલુ રહી.[૧૭] ગૂજરાત સલ્તનત પછી મોગલાઈમાં આ પેશકશીની રકમો સૂબાઓ લઈને વસૂલ કરતા. હિંદુ જમીનદારોનો વાંટાનો હક ઈ. સ. ૧૫૪૫ સુધી કાયમ રહ્યો અને તે પછી સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં બળજબરીથી વાંટા લઈ લેવામાં આવ્યા તેમજ હિંદુઓ તરફ બીજી રીતે ક્રૂર વર્તાવ શરૂ થયો, તેથી દેશમાં ભારે અસંતોષ ફેલાયો. ઈ. સ. ૧૫૮૭ માં અકબર બાદશાહે વાંટાનો ચોથો ભાગ ફરી ચાલુ કર્યો અને તે આજ સુધી થોડા ફેરફાર સાથે ચાલુ છે. આ પ્રમાણે જમીનના બદલામાં લશ્કરી કે બીજી નોકરી લેવાનું આ જમાનામાં વિચિત્ર લાગે; પરંતુ મધ્યકાલીન જમાનામાં કેન્દ્રસ્થ સરકારને નોકરીની મદદ મળે અને જમીનદારોને પોતાના પ્રદેશનું રક્ષણ કરવાનું મન કાયમ રહે તેવી રીતનો

---

૧૭. મિરાતે અહમદી, ગૂ. ભા. પૃ. ૨૩૦, અં. ભા. પૃ. ૨૨૦, અને મુંબાઈ સરકારના રેકર્ડનો તરજૂમો પૃ. ૪૨૨. મિરાતે અહમદીમાં દરેક ગામના વાંટા, પેશકશીની રકમ તથા રૈયત તરફથી હક્કની રકમ તથા કેફિયત તરીકે બળદ કે ઘોડા લેવામાં આવતા તે બધાની વિગતવાર યાદી લંબાણથી આપેલી છે, જે વિગતની અહીં જરૂર નથી, પરંતુ વાંટાની જમીન અને પેશકશી તથા સલામતીનો પૂરો ખ્યાલ આપવાને જોવા જેવી છે. વાંટાની જમીન માલીની જમીન ગણાતી. ગૂજરાત સલ્તનતના વખતમાં જમીનદારો પાસેથી ઘણે ભાગે લશ્કરી નોકરી લેવામાં આવતી, પણ મોગલાઈમાં પેશકશી ઉઘરાવવા બાદશાહના સૂબાનું લશ્કર નીકળતું.

વિચાર કરતાં અહમદશાહે દાખલ કરેલો આ રિવાજ દાખલ થયા પછી હિંદુ રાજાઓ અને જમીનદારો લડાઈઓ અને બહારવટાં છોડીને ઠરીઠામ થયા, અને છેક બહાદુરશાહના અંત સમય સુધી ગૂજરાતના સુલતાનોને વફાદાર રહ્યા.[૧૮]

## ટંકશાળ

મુસલમાન સમય પહેલાંના રજપૂત સમયમાં ગૂજરાતમાં ટંકશાળનો રીતસરનો ઇતિહાસ મળતો નથી. સોલંકી સમયના સિક્કા માટે તો લગભગ અંધકાર જ છે એમ કહીએ તો ચાલે. એટલે અહમદશાહના અમલમાં અમદાવાદમાં ગૂજરાતની પહેલી પદ્ધતિસરની ટંકશાળ થઈ એ એક મહત્ત્વની ઐતિહાસિક બીના ગણી શકાય. આમ છતાં અમદાવાદનું નામ ધારણ કરનારા બહુ જ થોડા સિક્કાઓ એ સમયના મળ્યા છે. આ બાબતમાં પ્રમાણભૂત ગણાતા ડૉ. ટેલરનો મત એવો છે કે જે સિક્કાઓ કોઈ પણ ટંકશાળના નામ વિનાના મળેલા છે તે બહુ મોટા પ્રમાણમાં છે, અને બીજાં શહેરોની ટંકશાળના નામવાળા મળેલા સિક્કાઓ પ્રમાણમાં થોડા છે, તેથી નામ વગરના સિક્કા અમદાવાદના જ હોવા જોઈએ, કારણ કે અમદાવાદમાં મુખ્ય અને પહેલી ટંકશાળ હોવાથી તેનું નામ આપવાનું યોગ્ય ન જણાયું હોય. આ અનુમાન કેવળ યથાર્થ જ લાગે છે. અહમદશાહના સમયના બીજા સિક્કા એણે ઈડર જીત્યા પછી વસાવેલા અહમદનગરના નામના મળ્યા છે. અહમદશાહના વખતમાં ગૂજરાતમાં બે ટંકશાળ માત્ર હોય એમ સમજાય છે. અને અહમદનગરના સિક્કા ઉપર એ સ્થળનું નામ હોવાથી નામ વગરના સિક્કા અમદાવાદના જ

૧૮. બહાદુરશાહને, હુમાયૂ બાદશાહના લશ્કરને અમદાવાદમાંથી હાંકી કાઢવા, મોટું લશ્કર મળ્યું તેનું કારણ પણ આ જ હોઈ શકે. મહમૂદ ત્રીજાના સમયમાં અસફખાને આવક વધારવા બાદશાહને અવળી સલાહ આપી આ રીતનો અંત આણ્યો.

છે એમ માનવામાં વાંધો નથી. અહમદશાહના સિક્કા ઉપર આગલી બાજૂ "અહમદશાહ અસ્સુલતાન" એવા શબ્દો છે અને પાછળની બાજૂ "નાસીરુદ્દુનિયાવુદ્દીન અબુલફતહ" એવા શબ્દો છે. એનો અર્થ "દુનિયા તથા દીનનો પાલક, ફતેહનો પિતા, તે સુલતાન અહમદશાહ" એવો થાય છે.[૧૯]

## અહમદશાહ અને હિંદુ ઠાકોરો

અહમદશાહે હિંદુ મંદિરોનો નાશ કર્યો હતો એમ જે કેટલાક ગ્રંથકારો કહે છે તેની ચર્ચા આગળ કરી. હવે કેટલીક લોકકથાઓ એવી પણ છે કે અહમદશાહે હિંદુઓને વટલાવ્યા પણ હતા અને જોરજુલમથી તેમની પુત્રીઓને જનાનખાનામાં દાખલ કરી હતી. આવા દાખલાઓ ચારણોની વાતો ઉપરથી રાસમાળામાં આપવામાં આવ્યા છે અને હિંદુઓ ઉપર જુલમ કર્યાના દાખલા તરીકે કેટલાક લેખકો એ દાખલાનો ઉપયોગ કરે છે, એની ચર્ચા કરવી જરૂરની છે.[૨૦]

એમ કહેવાય છે કે બેહોલ[૨૧] (બ્હેયલ?)ના ઠાકોરને સુંદર કન્યા હતી અને અહમદશાહની ઇચ્છા એને પરણવાની હતી. ઠાકોરે

૧૯. જુઓ ગૂ. પાટનગર–અમદાવાદમાં સિક્કાનું પ્રકરણ. વાઘેલા અને સોલંકી સમયના સિક્કાઓની બાબતમાં લગભગ શૂન્ય જેવું જ છે, એટલે તે પછી મુસલમાન સમયના નિયમિત સિક્કાઓથી ગૂજરાતના સિક્કાના ઇતિહાસમાં એક નવું પાનું ઊઘડે છે. એટલે ગૂજરાતની રીતસરની પહેલી ટંકશાળ અમદાવાદમાં થઈ એમ માનવામાં વાંધો નથી.

૨૦. વરહા અને જેતાની દીકરી લાલાંની વાત અહમદશાહને લગાડાય છે તે ભૂલ છે. તે મહમૂદ બેગડાના વખતની છે. જુઓ, અમદાવાદ, પૃ. ૭૭૨.

૨૧. આ બીનાઓ ખરી હોય તો અમદાવાદની આસપાસના નાના ઠાકોરોમાં બની હોય એમ લાગે છે રાસમાળામાં Behol બેહોલ લખ્યું છે. અને પ્રો. કૉમિસેરિયેટ પણ એની આગળ પ્રશ્નાર્થ મૂકે છે. માતર જેમ અમદાવાદ નજીક છે તેમ આ બેહોલ પણ હોવું જોઈએ અને તે દસક્રોઈ તાલુકાનું બ્હેયલ કે બહિયલ ગામ હોય એમ લાગે છે.

બાદશાહની માગણીથી ખુશી થવાનો ડોળ કરીને એને પોતાના ગામમાં નોતર્યો, અને છેતરીને એની સાથે લડાઈ શરૂ કરી. અહમદશાહને લાંબો સમય આ લડાઈ કરવી પડી અને ઠાકોરની કન્યા ઇડરના રાવ સાથે પરણી ગઈ. બીજો દાખલો એવો કહેવાય છે કે માતરના ઠાકોરને રાણીબા નામની સુંદર કન્યા હતી. અહમદશાહે એની માગણી કરી; તેનો સ્વીકાર ન થવાથી ઠાકોરને પકડીને એણે કેદ કર્યો, પરંતુ ઠાકોરની સ્ત્રીએ પોતાના પતીને છોડાવવાના હેતુથી કન્યાને બાદશાહ સાથે પરણાવી અને ઠાકોરને છોડાવ્યો. પોતાની ઇચ્છા વિરુદ્ધ પુત્રીને મુસલમાન સાથે પરણાવવાથી ઠાકોરને બહુ લાગી આવ્યું અને એણે અન્નજળનો ત્યાગ કર્યો. ઠાકોરની સ્ત્રીએ એને ઘણો સમજાવ્યો અને પતિના છુટકારા માટે એણે આ કૃત્ય કર્યું હતું એમ કહી ઘણું સાંત્વન કર્યું, પરંતુ એનું કાંઈ ચાલ્યું નહિ અને એણે પેટમાં કટાર ખોસીને પોતાના જીવનનો અંત આણ્યો.[૨૨]

## અકબરની પેઠે રાજનીતિનું એક પગલું

આ દાખલાઓને ચારણોની કથા સિવાય બીજો કોઈ અતિહાસિક પુરાવો નથી, છતાં હિંદુ ઠાકોરોની કન્યાઓ મુસલમાન બાદશાહો ન પરણ્યા હોય એમ માનવાને કારણ નથી. પરંતુ આ કાર્યોને હિંદુઓ સામે જુલમ તરીકે ગણવાં એ યોગ્ય નથી. એને

---

૨૨. રાસમાળા, ઓક્સફર્ડ પ્રેસ, ભા. ૧, પૃ. ૩૨૦–૩૨૫. અમદાવાદ, પૃ. ७૦૨. પ્રો. કોમિસેરિયેટનો ઇતિહાસ, પૃ. ૧૨૬–૧૨૭. પ્રો. કોમિસેરિયેટ પણ આ બનાવોની ચર્ચા હિંદુઓ ઉપરના ધાર્મિક જુલમ તરીકે કરી છે, પરંતુ વિચાર કરતાં આ બાબતને જુલમને બદલે રાજનીતિ policy તરીકે માનવું એ જ યોગ્ય લાગે છે. સર કલાઈ બેલીએ policy તરીકે ગણવાનો પોતાનો મત દર્શાવ્યો છે, તે વાજબી લાગે છે. ગૂ. પાટનગર–અમદાવાદમાં પૃ. ૬૯૯થી ७૦૩માં અહમદશાહના ચારિત્ર્યનું વર્ણન કરતાં એના ઉપર મુકાયેલા આક્ષેપોની મેં ચર્ચા કરી છે તે જોવા વિનંતિ છે.

બદલે જે પ્રજા ઉપર વિજેતાને રાજ્ય કરવું છે તેમની સાથે લોહીનો સંબંધ બંધાય તો રાજનીતિનું એ એક સારુ પગલું છે એમ કેમ ન ગણવું? એ જમાનામાં અને રૂઢિચુસ્ત લોકોને એમાં જુલમ દેખાય તે વાજબી છે. તેમજ રજપૂત અને કોળી ઠાકોરોમાં જ્ઞાતિભેદ તીવ્ર ન હોવાથી આવે પ્રસંગે કુટુંબમાં જ મતભેદ થયા હોય, અને પુરુષ કે સ્ત્રી બેમાંથી એકની ઇચ્છા આવાં લગ્ન કરવાની હોય અને બીજાની ઇચ્છા ન હોય એ પણ બનવા જોગ છે. આ પ્રસંગે લડાઈઓ પણ થઈ હોય. અકબરે હિંદુ રાજકુમારીઓ સાથે લગ્ન કર્યાં એને જો આપણે રાજનીતિનું ડહાપણ માનીએ તો અહમદશાહના કૃત્યને જુલમ માનવાની શી જરૂર? આવાં લગ્નોથી ગૂજરાતમાં મુસ્લિમ અને હિંદુ રિવાજના મિશ્રણવાળી મોલેસલામ ગરાસિયાની એક જ્ઞાતિ થઈ એ આપણા સામાજિક ઇતિહાસની એક વિચિત્ર ઘટના છે. એ લોકોએ પોતાના મૃતદેહને દાહ દેવાને બદલે દફન કરવા જેવી કેટલીક મુસ્લિમ રીતો ગ્રહણ કરીને બાકીની રીતો હિંદુની રાખી. ચુસ્ત હિંદુ સમાજે એમને ન સંઘર્યા એ વાત આ ઉપરથી સમજાય છે. પરંતુ રાજ્યકર્તાઓના જુલમને બદલે એમની સાથે સામાજિક સંબંધની ઇચ્છા થઈ હોય એ પણ એક કારણ માની શકાય. એમાં પહેલ રાજ્યકર્તાઓએ કરી એટલી વાતને જુલમ ગણવો હોય તો ગણી શકાય.[૨૩]

## 'બાની અહમદાબાદ' અહમદશાહ અને એનું ચરિત્ર

અહમદશાહનો જન્મ હિ. સ. ૭૯૩ ના જીલકાદ માસની ૧૯ તારીખે ઇ. સ. ૧૩૦૧ ના નવેંબર માસની ૧૮ મી તારીખે દિલ્હીમાં

૨૩. મોલેસલામ ગરાસિયાઓ આજે પણ ગૂજરાતમાં છે. તેઓ હિંદુ અને મુસલમાન બન્નેના રિવાજો પાળે છે અને બન્ને નામ રાખે છે. ગૂજરાત સલ્તનતમાં રાજ્યકર્તાઓ સાથેના સામાજિક સંબંધથી આ જ્ઞાતિ ઊભી થઈ છે એમ લાગે છે. શરૂઆતમાં એમાં અંદરઅંદર વિરોધ પણ થયો હોય.

એના પિતા તાતારખાન ( મુહમ્મદશાહ પહેલો )ને ઘેર થયો. એનું જીવન એનાં સગાં અને પછીથી દેશના હિંદુ રાજાઓ અને આસપાસ મુસલમાન સુલતાનો સાથે લડાઈઓ લડવામાં ગયું એ બધી ચર્ચા વિગતવાર આગળ કરી ગયા છીએ. ગૂજરાતમાં જૂના હિંદુ રાજાઓ સાથે જે લડાઈઓ થઈ તે નવી રાજ્યવ્યવસ્થા સ્થાપવાને અંગે થઈ અને જેમણે નવા રાજ્યકર્તાનું ઉપરીપણું સ્વીકાર્યું તે ટક્યા. એટલે એ લડાઈઓને ધાર્મિક યુદ્ધોનું સ્વરૂપ આપવાનો જે પ્રયત્ન કેટલાક લેખકોએ કર્યો છે તે યોગ્ય નથી એ પણ આગળ જોયું. અહમદશાહે પોતાના રાજ્યની મજબૂતી અને સલામતી માટે હિંદુ રાજાઓની પેઠે સરહદ ઉપરના મુસલમાન રાજાઓ સાથે પણ યુદ્ધો કર્યાં છે તે ભૂલવા જેવું નથી. અહમદશાહે ગૂજરાત સલ્તનતનો પાયો નાંખ્યો અને તેને મજબૂત કરવા માટે હિંદુ ઠાકોરો અને જમીનદારો, પોતાનાં સગાં, અને પાડોશનાં મુસલમાન રાજ્યો એ બધાંની સાથે એને યુદ્ધો કરવાં પડ્યાં છે. આ માટેની લડાઈઓમાં જેમ બધી લડાઈઓમાં નાશ થાય છે તેમ–જાનમાલનો નાશ પણ કેટલીક જગ્યાએ થયો છે, પરંતુ તે મહારાજ્યનો પાયો નાંખી તેને મજબૂત કરી વ્યવસ્થા સ્થાપવા માટેના પ્રયત્નમાં થયો છે. એને ધાર્મિક સ્વરૂપ આપવું એમાં ઐતિહાસિક સત્ય ઓછું છે.[૨૪]

અહમદશાહ દયાળુ હતો એણે એનાં બળવાખોર સગાં તેમજ બીજા બળવાખોરોને અનેક વાર માફી આપેલી છે. વિદ્વાનો અને સંતોનો એ પૂજક હતો. વટવાના કુતુબે આલમ સાહેબ અને સરખેજના હજરત અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબની સલાહને એ હમેશ માન

૨૪. હિંદુઓને ત્રાસ આપવા માટે અહમદશાહે ખાસ અધિકારી નીમેલો એ વાત બીજી રીતે સમજીને હિંદુઓ ઉપરના જુલમની વાત ઘણા લેખકો કહે છે, પરંતુ હિંદુ જમીનદારો પાસે પેશકશી ઉઘરાવી કડક વસૂલ એણે કર્યું હોય તેમાં જુલમ થવાનો સંભવ ખરો. જુલમને માટે એની નિમણૂક થયેલી એમ કહેવાય નહિ.

આપતો. એણે ઘણી લડાઈઓ કર્યા છતાં એને સ્વભાવથી શાંતિ અને સુલેહ જ પસંદ હતાં. મુહમ્મદ તઘલખથી ઊલટું, વેર લેવાને બદલે ક્ષમા કરવી એને વધારે પસંદ હતી. એની ન્યાયપ્રિયતાના દાખલા આગળ જોયા. હિંદુઓ તરફ એ જુલમી હતો એ વાતને શુદ્ધ ઐતિહાસિક આધાર નથી એ પણ આગળ જોયું. તેથી ઊલટું હિંદુઓને એના રાજ્યમાં મોટા હોદ્દા મળેલા છે[૨૫] એવા ઉલ્લેખો મળે છે. હિંદુઓને લશ્કરમાં લેવાની પહેલી વ્યવસ્થિત યોજના એણે કરી. લશ્કરી અને વહીવટી સુધારા એણે કર્યા તે પણ આ પૂર્વે જોયું. ધર્માદામાં એ ઘણું ખર્ચ કરતો. એણે મુસાફરખાનાં અને મદ્રેસા બંધાવ્યા છે. બાગબગીચા એણે ઘણા બંધાવ્યા હતા, અને અમદાવાદમાં તો બગીચા બનાવે પણ ખંભાતમાં બગીચો બનાવ્યાનો ઉલ્લેખ પણ મળે છે.[૨૬]

## અહમદશાહ પીરમાદૃશાહ

અહમદશાહનું જીવન પવિત્ર હતું. એણે એના પિતામહ મુઝફ્ફરશાહને ઝેર આપ્યું તેથી એને મૂળરાજની પેઠે પશ્ચાત્તાપ થયો અને એનું જીવન એ કારણથી પવિત્ર બની ગયું એમ કેટલાક લેખકો માને છે, પરંતુ આ વાત સત્ય નથી એની ચર્ચા આગળ કરી છે. મુઝફ્ફરશાહે પોતે અહમદશાહને ગાદી આપી હતી અને એ કુદરતી મરણથી ગુજરી ગયો હતો એ વાત આગળ જોઈ ગયા છીએ. એના મરણ પછી અહમદશાહને "ખુદાય ગાને મઘફુર" એવું ઉપનામ આપેલું

---

૨૫. આ ઉલ્લેખ સૈયદ અબુઝફ્ફર નદવી સાહેબને મળેલો છે. એનો ઉલ્લેખ આગળ પણ આવી ગયો છે. એમાં મુખ્ય વઝીર સિવાય બીજા મોટા હોદ્દા હિંદુઓને મળતા, પણ કોઈનાં નામ આપેલાં જડયાં નથી. જૈન સાહિત્યનાં નામો આગળ જોયાં છે.

૨૬. આ બધી હકીકત પણ અબુઝફ્ફર નદવી સાહેબે આપેલી છે. તેઓ પોતે એક ફારસી તવારીખનું સંપાદન કરી રહ્યા હતા તેમાં આ વિગત વિસ્તારથી હતી.

છે. એનો અર્થ "જેનાં પાપ માફ થયાં છે એવો મોટો બાદશાહ" એવો થાય છે. આ ઉપરથી કેટલાક લેખકો એણે પાપ કરેલું અને તે પાપ માફ કરેલું એમ માને છે, પરંતુ એ વાતને કોઈ આધાર નથી. એની જિંદગી પવિત્ર થઈ હતી તે પાપના પશ્ચાત્તાપને લીધે એમ પણ ઉપરના કારણથી મનાય છે તે ભૂલભરેલું છે. સામાન્ય રીતે "ખુદાય ગાને મધફુર" અગર "ખુદાયે ગાને કરીમ" એવાં ઉપનામ મરણ પછી ગૂજરાતના બાદશાહોને લગાડયાં છે. એના પવિત્ર જીવનને લીધે એનાં પાપ ખુદાએ માફ કર્યાં—જેમ દરેક સંસારી પાપી હોય એમ ગણાય છે અને તેનાં પાપ માફ થાય છે તેમ — એ જ અર્થ યોગ્ય છે[૨૭]

અહમદશાહનું અવસાન તા. ૪થી રબી ઉલ આખર હિ. સ. ૮૪૬ માં થયું એમ તબકાતે અકબરી લખે છે. તારીખે અલીફ પણ એ જ વર્ષ કહે છે. ફિરિશ્તા તા. ૪ થી રબી ઉલ અવલ ૮૪૭ કહે છે, જ્યારે મિરાતે સિકંદરી હિ. સ. ૮૪૫ લખે છે. અહમદશાહના સિક્કા હિ. સ. ૮૪૬ સુધીના જડેલા છે, એટલે હિ. સ ૮૪૬નું વર્ષ ખરું માનીએ તો વાંધો નથી.[૨૮]

અહમદશાહનું સ્થાન હિંદુસ્તાનના મુસ્લિમ બાદશાહોમાં અનેરું છે. અમદાવાદ શહેરની સ્થાપનાને લીધે એનું નામ ભારતવર્ષના ઇતિહાસમાં સદાકાળ અમર છે. અમદાવાદના સ્થાપનાર તરીકે એને 'બાની અહમદાબાદ' કહેવામાં આવે છે. થોડા મોગલ શહેનશાહો બાદ કરતાં, હિંદના કે હિંદના કોઈ પ્રાંતના, કોઈ પણ મુસલમાન બાદશાહનું નામ અહમદશાહ જેટલું ચિરંજીવ નથી, અને એટલું માન પણ એક બે અપવાદ સિવાય કોઈને આજે મળતું નથી. અહમદશાહ એના જીવનની પવિત્રતાને લીધે આજે પણ પીર બાદશાહ ગણાય

૨૭. ગૂ. પાટનગર, પૃ. ૭૦૦ એમાં આ ચર્ચા વિસ્તારથી કરેલી છે.
૨૮. ઉપર મુજબ, પૃ ૭૦૩.

છે અને એનો ઉરસ આજે પણ દર વર્ષે ઊજવાય છે. અહમદશાહની દરગાહને આજે પણ જે બાદશાહી માન મળે છે તેવું મોગલ સમ્રાટોના થોડાક જ અપવાદો બાદ કરતાં કોઈ મુસલમાન બાદશાહને આજે મળતું જોવામાં આવતું નથી. ગૂજરાત સલ્તનત પછી ત્રણ ત્રણ સરકારો બદલાઈ ગઈ છતાં એ માન આજ સુધી હજી ચાલુ છે. આજે બ્રિટિશ સરકારથી માંડી બાર મહિને રૂા. ૨૬૦૧) આપવામાં આવે છે,[૨૯] અને તે રકમ ગૂજરાતના પાટનગરના સ્થાપક અને ગૂજરાતી સ્વતંત્ર બાદશાહીના વંશકર્તાના નામથી ગરીબોને અન્ન આપવામાં ખર્ચવામાં આવે છે. બાદશાહીના ચિહ્ન તરીકે અહમદશાહની દરગાહ આગળ આજે પણ દિવસના ચારે પહોર વખતે નોબત ગડગડે છે. અમદાવાદ શહેર—ગૂજરાતનું પાટનગર-જ્યાંસુધી આબાદ રહેશે ત્યાં સુધી એના સ્થાપક બાદશાહનું નામ પણ અમર રહેશે એમ કહેવાય છે કે અહમદશાહ કવિતા પણ બનાવી જાણતો. વટવાવાળા કુતુબે આલમ સાહેબ માટે એણે નીચે મુજબ કવિતા બનાવી હતી :—

કુતુબે ઝમાન એમા બુરહા બસરત મારા
બુરહાન ઓ હમેશા ચુનામશ આશકારા

આ કવિતામાં બુરહાન શબ્દ ઉપર શ્લેષ છે. "અમારા સમયના ધ્રુવ તરીકે બુરહાન અમને જોઈએ તેવા છે. એમનું નામ છે તે પ્રમાણે એ હંમેશાં અમને બુરહાન (સિદ્ધ કરનારા) રહે" એવો એનો અર્થ થાય છે કુતુબે આલમ સાહેબનું નામ બુરહાનુદ્દીન હતું[૩૦]

## અહમદશાહના સમયના સંત પુરુષો

કોઈ પણ દેશના સાંસ્કૃતિક ઇતિહાસમાં એના સંતપુરુષો અને સાહિત્યકારોનું સ્થાન એક રીતે તો એના રાજપુરુષો કરતાં પણ ઊંચું છે.

---

૨૯. ગૂ. પાટનગર—અમદાવાદ, પૃ. ૭૦૩.

૩૦. ઉપર મુજબ. પૃ. ૭૦૪.

અને એમની કીર્તિ રાજપુરુષો કરતાં વધારે ચિરંજીવ છે. રાજપુરુષોને એમની તાત્કાલિક સત્તાને લીધે માન મળે છે, પણ એમના જમાના પછી ભાગ્યે જ કોઈ સંભારે છે; જ્યારે સંતોને એમના તપ અને શુદ્ધ જીવનને લીધે પ્રસરેલી સનાતન શાંતિને લીધે, અને સાહિત્યકારોને એમણે સર્જેલાં વિદ્યાસંસ્કારનાં સાધનોને લીધે એમના જમાના પછી પણ અનંત કાળ સુધી લોકો સંભારે છે. છતાં દરેક જમાનો ચાલતો હોય ત્યારે તો રાજપુરુષો પૂજાય છે અને સંતોને ગાંડા તરીકે તેમજ સાહિત્યકારોને ભાટ તરીકે અવગણવામાં આવે છે એ મનુષ્યસ્વભાવની એક વિચિત્રતા છે. એટલે અહમદશાહના સમયના સંતપુરુષોની નોંધ લીધા વગર સાંસ્કૃતિક ઇતિહાસ અધૂરો જ ગણાય.

સંતપુરુષો બે જાતના હોય છે: એક જાતના સંતો દુનિયાથી તદ્દન વિરક્ત અને અલગ રહીને પોતાનું ધ્યેય સાધે છે; બીજા દુનિયામાં રહીને વ્યવહારમાં રહેવા છતાં અંતરથી વિરક્ત રહીને પોતાનું અને બીજાનું કલ્યાણ સાધવાનો યત્ન કરે છે, અને મોટે ભાગે કર્મયોગી જેવા હોય છે. એ બધી ઝીણી ચર્ચામાં ઊતરવાનું અહીં સ્થાન નથી, પરંતુ આ બીજી જાતના સંતપુરુષો દરેક ધર્મમાં અને દરેક દેશમાં દરેક જમાનામાં થયા છે. આવા સંતપુરુષોએ દેશના રાજપુરુષો ઉપર પણ અસર કરી છે અને રાજનીતિને આડી જતી અટકાવવા અને ધર્મને માર્ગે દોરવા પણ પ્રયત્ન કરેલા છે. આ કાર્ય પૂરતો એમને રાજકારણમાં પણ રસ લેવો પડ્યો છે. એવા દાખલા ભારતવર્ષના ઇતિહાસમાં ઘણા મળે છે. હેમચંદ્રાચાર્ય અને વિદ્યારણ્ય સ્વામીના દાખલા ઇતિહાસપ્રસિદ્ધ છે. ગૂજરાતના મુસલમાન મહારાજ્યના ઇતિહાસમાં પણ એવો જ ભાગ વટાવના સુપ્રસિદ્ધ સંત હઝરત કુતુબે આલમ સાહેબ મુખ્ય છે, અને સરખેજના શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબનું નામ સૌથી અગ્ર પંક્તિમાં આવે છે. એ બન્ને સંતોએ ગૂજરાત સલ્તનતનો પાયો નાંખવામાં ભાગ લીધો છે અને એમાં આધ્યાત્મિક બળ રેડ્યું છે.

## સરખેજના સંત અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબ

ગૂજરાતના પાટનગર અમદાવાદની સ્થાપનામાં એક અહમદ તરીકે મુખ્ય ભાગ લેનાર, અને આજે પણ હિંદના સૌથી વિખ્યાત ૭ મોટા સંત પુરુષોની પંક્તિમાં ગણાનાર, અમદાવાદની નૈર્ઋત્યે ૭ માઇલ ઉપર સાબરમતી નદીને કિનારે નિવાસ કરી રહેલા, શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબનું ચરિત્ર અહીં ટૂંકમાં જોઈએ. એમને કોઈ નાગોર પાસેના ખટ્ટુ ગામના કહે છે અને કોઈ પાટણના કહે છે. એમનું મૂળ વતન કયું તે નક્કી થતું નથી. પરંતુ આપણે એમને દરેક રીતે 'ગૂજરાતી' કહીએ તો હરકત નથી. એમનો જન્મ તો દિલ્હીમાં થયો હતો એમ મનાય છે. એમના પિતા મલીક ઇખ્તી-ખારુદ્દીન સુલતાન ફિરોઝશાહના દૂરના સગા થતા હતા. એમનો જન્મ ઈ. સ. ૧૩૩૮ માં થયો હતો, અને એમનું નામ વજીહુદ્દીન હતું. પિતાના મરણ પછી મોટી મિલકત એમના હાથમાં આવી અને તે એમણે મોજશોખમાં ઉડાવી, પરંતુ એમ કરતાં એમને સાચો વિરાગ ઉત્પન્ન થયો અને ખટ્ટુ ગામમાં શેખ બાવા ઇશાક મઘરબી પાસે આવીને એમના શિષ્ય બન્યા. ધીમે ધીમે એમનામાં એવી સિદ્ધિ આવી કે બધા એમને 'પ્રકાશ' અગર 'દીપક' તરીકે ઓળખવા લાગ્યા. એમના ગુરુ મઘરબી સીલસીલહ-પંથ—ના હતા તેથી એ પણ મઘરબી પંથના કહેવાયા.

મનતુખબુત્તવારીખમાં કહે છે કે અમીર તૈમૂરે જ્યારે દિલ્હી લીધું ત્યારે ત્યાંના લોકો સામા થવાથી એણે મોટી કતલ ચલાવવાનો હુકમ કર્યો અને ઘણાને કેદ કરી સાથે લીધા. શેખસાહેબને આ ખબર પડવાથી એક સાધુપુરુષ તરીકે તૈમૂરના દરબારના વિદ્વાનો સાથે ચર્ચા કરીને એમણે કેદીઓને મુક્તિ અપાવી હતી. તૈમૂરની એમના ઉપર શ્રદ્ધા થઈ હતી. બદૌની લખે છે કે એમણે હિંદુસ્તાનની આ એક સાચી સેવા બજાવી હતી. ઈ. સ. ૧૩૭૪ માં એમના ગુરુના મરણ પછી મક્કાની યાત્રા કરવા એ ખંભાત આવ્યા. એ વખતે

ગૂજરાતના સૂબા ફરહત ઉલ્મુલ્ક રાસ્તીખાને એમની ઘણી સેવા કરી. મક્કાથી પાછા આવ્યા પછી નગરઠઠ્ઠા થઈ, ગૂજરાત ઉપર એમનો મૂળથી સદ્ભાવ હોવાથી, એ પાટણ આવ્યા; અને આશાવલથી ત્રણ કોશ નદીની સામે પાર આવેલા સરખેજ ગામમાં નિવાસ કર્યો. એ વખતે એમની ઉમર ૬૦ વર્ષની હતી. એ વખતે અમદાવાદ ન સ્થપાયું હોવાથી મુઝફ્ફરશાહ અને એનો પુત્ર મુહમ્મદશાહ ઘણો વખત પાટણથી આવી આશાવલમાં રહેતા, તેથી એમને આ સંત-પુરુષ સાથે ગુરુશિષ્યનો સંબંધ થઈ ગયો. એમ કહેવાય છે કે પિતા સાથે તકરાર થવાથી વિરુદ્ધ પડી, સંતના આશીર્વાદ માટે, મુહમ્મદશાહે શેખઅહમદને નાણાંની મોટી રકમ ભેટ ધરી, પણ 'એ રકમ ઉપરનો તારા પિતાનો હક છે' એમ કહી એમણે એ રકમ મુહમ્મદશાહને પાછી મોકલી દીધી. આ કારણથી અગર તો એમના જીવનની મૂળભૂત ઉદારતાથી એ ગંજબક્ષ કહેવાય છે. ગૂજરાતી સુલતાનો સાથે એમનો સંબંધ વધતો ગયો, અને અહમદશાહે જ્યારે અમદાવાદ શહેરનો પાયો નાંખ્યો ત્યારે એમણે મુખ્ય ભાગ લીધો. અમદાવાદ શહેર વસાવવા માટે એમણે ખાસ સલાહ આપી હતી એમ પણ કહેવાય છે. રાજ્ય તરફથી એમને ત્રણ કરોડ ગૂજરાતી ટંકા એટલે આશરે સાડાસાત લાખ રૂપિયા નજર થતા. એમના ચમત્કારો ઘણા છે. માળવાની લડાઈમાં જીતની તારીખ એમણે અગાઉથી અહમદશાહને કહેલી તે ઉલ્લેખ આગળ જોયો છે. ઘણા લોકો એમના સાંનિધ્યમાં દટાવાનું પસંદ કરતા. આજે ગૂજરાતના ત્રણ બાદશાહો એમની છાયામાં સૂતેલા છે. ગૂજરાતનો સૌથી મોટો સુલતાન મહમૂદશાહ બેગડો, અને એનો પુત્ર મુઝફ્ફરશાહ એ બન્નેની કબરો શેખ અહમદની સામે જ છે. ઘણા અમીરોની કબરો પણ ત્યાં છે. શેખ સાહેબ ઈ.સ. ૧૪૪૬, હિ. સ. ૮૪૯ માં ગુરુવાર તા. ૧૪ માહે સવ્વાલને રોજ બપોર પહેલાં મરણ પામ્યા. એ વખતે એમની ઉમર ૧૧૧ ચાંદ્ર વર્ષની હતી. એટલે ૧૦૮ સૌર વર્ષો થાય. એ જીવનભર બ્રહ્મચારી રહ્યા છે. હિંદના મુસલમાનોમાં એમનું માન ઘણું છે. દર ગુરુવારે

એમની દરગાહના દર્શનાર્થે ઘણા લોકો જાય છે. દસક્રોઈ તાલુકાનું મકરબા ગામ આજે એમના તાબાનું ગણાય છે. એમનો રોજો અને એની આસપાસનાં મકાનો સ્થાપત્યકળાના ઉત્તમ નમૂના તરીકે મનાય છે અને એ મકાનોનો સમૂહ એક રમણીય સ્થળ છે. એનું વર્ણન આગળ જુદા પ્રકરણમાં કરીશું.[૩૧]

## કુતુબેઆલમ સાહેબ અને બુખારી સૈયદો

શેખ અહમદ ખટ્ટુનું વ્યક્તિ તરીકે સ્થાન ગૂજરાતના મુસ્લિમ ઇતિહાસમાં ઘણું ઊંચું છે છતાં એક કુટુંબ તરીકે ગૂજરાતના મુસ્લિમ યુગના ઇતિહાસમાં બુખારી સૈયદોનું નામ ઘણું મશહૂર છે અને ગૂજરાત સલ્તનતના ઘણા બાદશાહોમાં એ કુટુંબનું માન કાયમ રહ્યું હતું. જાહેર પ્રજામાં કુતુબેઆલમ સાહેબ તરીકે મશહૂર છતાં એમનું આખું નામ સૈયદ બુરહાનુદ્દીન અબુમુહમ્મદ અબ્દલ્લા બુખારી છે. એમના પિતા નસીરુદ્દીન મુહમ્મદ ઉચ્ચના સુપ્રસિદ્ધ સંત શિરોમણિ સૈયદ જલાલુદ્દીન મખદુમ જહાંનિયાં બુખારીના પુત્ર થાય. ગૂજરાતની સ્વતંત્ર ગાદી ગૂજરાતના સુલતાનોના મૂળ પુરુષને મખદુમ જહાંનિયાં સાહેબના આશીર્વાદથી પ્રાપ્ત થઈ છે એમ કહેવાય છે,[૩૨] એ કારણથી ગૂજરાતના સુલતાનો એ સાહેબના વંશ તરફ હમેશાં

---

૩૧. ગૂ. પાટનગર–અમદાવાદ, પૃ. ૬૭૪–૬૭૬. એમાં આ વર્ણન વિસ્તારથી આધારો સાથે આપેલું છે. ડૉ. ટેલર, ઉપર જણાવ્યા મુજબ, સુલતાન મુહમ્મદને રકમ પાછી આપી તેથી ગંજબક્ષ કહેવાય છે એમ માને છે. પરંતુ એઓ પોતાની સાદડી નીચેથી ગમે તે રકમ કાઢી આપતા એવી ચમત્કારિક વાત પણ કહે છે. એમની સ્વાભાવિક ઉદારતાને લીધે ગંજબક્ષ કહેવાતા એ વધારે સુસંગત છે.

૩૨. કહે છે કે મખદુમ જહાનિયાં સાહેબે ઝફરખાંને મૂઠી ભરીને ખારેકો આપી અને એની સંખ્યા મુજબ એના વંશમાં ગૂજરાતના સુલતાનો થશે એમ કહ્યું. આ સંખ્યામાં શંકા હતી તેથી સુલતાનોની સંખ્યામાં પણ શંકા છે એમ તવારીખકારોનું માનવું છે.

પૂજ્ય બુદ્ધિ રાખતા આવ્યા છે. હજરત કુતુબેઆલમ સાહેબનો જન્મ હિ. સ. ૭૯૦ ના રજબ માસની ૧૪ મી તારીખે થયો હતો અને એમના પિતા એ દશ વર્ષના હતા ત્યારે જ સ્વર્ગવાસી થવાથી એમના કાકાઓએ એમને ઉછેરીને જ્ઞાન આપ્યું અને ગૂજરાતમાં વસવા કહ્યું તેથી તેઓ પાટણ આવ્યા, અને ત્યાંથી આશાવલમાં આવીને વસ્યા. સુલતાન અહમદશાહે એમને માટે બનાવેલી કવિતાનો ઉલ્લેખ આ પૂર્વે જોયો. સુલતાને એમની પાસે આશીર્વાદની યાચના કરી ત્યારે કુતુબેઆલમ સાહેબે કહ્યું કે મારા દાદાએ ( મખદુમ જહાંનિયાંએ) તમારા કુટુંબને ગૂજરાતની ગાદી માટે આશીર્વાદ આપ્યો છે. અહમદશાહે કહ્યું કે "એ તો કુટુંબને માટે આશીર્વાદ થયો. આપ અમદાવાદ શહેર સુખી થાય એવો આશીર્વાદ આપો." એટલે કુતુબેઆલમ સાહેબે કહ્યું કે "અહમદાબાદ અબ્દુલ આબાદ"— પરમેશ્વરની કૃપાથી અમદાવાદ હમેશ આબાદ રહેશે.

એક વખત આ સાહેબ મધરાતે નિમાજ માટે ઊઠયા હતા એવામાં અંધારામાં એક ઢેકું એમના પગમાં વાગવાથી એમને લોહી નીકળ્યું. એ બોલી ઊઠયા : "ક્યા હે, લોહા હે, કે લક્કડ હે, કે પથ્થર હે." સવારમાં સર્વને ખબર પડી કે એ ઢેફામાં લોખંડ, લાકડું અને પથ્થર એ ત્રણે વસ્તુઓનો સમાવેશ થઈ ગયો હતો. કુતુબેઆલમ સાહેબે આ જાણીને હુકમ કર્યો કે 'એ ઢેકું દાટી દો. કોઈએ કાઢવું નહિ. અને જે કાઢશે તેનો વંશ રહેશે નહિ." છેવટે એક સેવકે વંશ વિનાના રહેવાનું પસંદ કરીને પણ એ ઢેકું કાઢયું, ત્યારે લોકોને એ ચમત્કારની જાણ થઈ. આ ઢેકું શહેનશાહ અકબરે પણ નવાઈ સાથે જોયેલું અને નવાઈની ચીજ તરીકે તેને અરધું કરીને આગ્રા લઈ જવા હુકમ કરેલો. બાકીનું આજે પણ વટવામાં એમની દરગાહમાં છે અને લોકો એને નવાઈથી જુએ છે. કુતુબેઆલમ સાહેબ હિ. સ. ૮૫૦ ના જીલહજ માસની ૮ મી તારીખે ૬૮ વર્ષની ઉમરે ગુજરી ગયા. જીવનના પાછલા ભાગમાં એ વટવામાં રહેતા હતા એટલે ત્યાં

એમનો રોજો છે. અને આજે પણ એમના ઉરસ વખતે ત્યાં હજારો લોકો જાય છે.[33] રોજાનું વર્ણન આગળ કરીશું.

કુતુબેઆલમ સાહેબને બાર પુત્રો હતા. એમાં શાહઆલમ સાહેબ બહુ પ્રસિદ્ધ હતા. પહેલા પુત્ર નાસીરુદ્દીન અબુલ મહમૂદ ઉર્ફે શાહ બડા કહેવાતા હતા તે પણ મશહૂર હતા. એમણે સુલતાન બહાદુરને ગૂજરાતની ગાદી મળવા માટેનો આશીર્વાદ આપેલો. બુખારી સૈયદોમાં બે ખાનદાન ચાલે છે. એમાં કુતુબેઆલમ સાહેબના વંશના કુતુબી સૈયદો કહેવાય છે અને એમના પુત્ર શાહઆલમ સાહેબના વંશના શાહી સૈયદો કહેવાય છે.[34] શાહઆલમ સાહેબ ગૂજરાતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે અને એમનું વર્ણન યથાસ્થાને કરીશું.

## સૈયદ ઉસમાન શમે બુરહાની

કુતુબેઆલમ સાહેબના પહેલા શિષ્ય સૈયદ ઉસમાન શમે બુરહાનીનો ટૂંકો અહેવાલ અહીં આપવો જરૂરનો છે. એમની ઘણી કરામતો કહેવાય છે. એ ખરા ત્યાગી પુરુષ હતા. કુતુબેઆલમ સાહેબના હુકમથી એઓ બહાવદીનપુરમાં બોધ આપતા હતા. પરંતુ સંતોને હમેશાં જેમ બને છે તેમ, એમની પાસે ઘણાં માણસો ભેગાં થવા લાગ્યાં તેથી તેમને ફાવ્યું નહિ અને માલમિલકતનો ત્યાગ કરીને સાબરમતીને સામે પાર તંબૂ નાંખીને રહ્યા. એ જગ્યાએ ઉસમાનપુર નામે પરું વસ્યું જે આજ સુધી કાયમ છે. બાદશાહી વખતમાં એ પરું અમદાવાદનાં સૌથી સમૃદ્ધ પરાંઓમાંનું એક હતું. આજે ગૂજરાત રાષ્ટ્રીય વિદ્યાપીઠ ઉસમાનપુરામાં છે. સૈયદ ઉસમાનને 'શમે બુરહાની'

33. ગૂ. પાટનગર–અમદાવાદ, પૃ. ૬૯૬–૭૭. કુતુબેઆલમ સાહેબના રોજામાં અમદાવાદની પાસેના વટવા ગામમાં, આજે પણ આ મિશ્રણવાળો પથ્થર બતાવવામાં આવે છે. અને અકબરની પેઠે કેટલાક મુસાફરોએ પણ એની નોંધ લીધેલી છે.

34. આજે એ બન્ને વંશનાં ખાનદાન આબાદ છે અને હજારો લોકો એમને માને છે. શાહઆલમ સાહેબનું વર્ણન મહમૂદ બેગડાના સમયમાં કરીશું.

—'દીવાનો પ્રકાશ' કહેતા. ઉસમાનપુરમાં એ સાહેબનો રોજો અને ભવ્ય મસ્જિદ સુલતાન મહમૂદ બેગડાએ બંધાવી તે આજે પણ અમદાવાદનાં જોવાલાયક મકાનોમાં ગણાય છે. સૈયદ સાહેબનો ઉરસ તા. ૧૫ મી જમાદી ઉલ અવલે થાય છે. એમણે કેટલાક સૂફી ગ્રંથો લખ્યા છે, એમાં 'મદારીજ ઉલ મઅરીજ' પ્રસિદ્ધ છે. એમની એક પ્રસિદ્ધ ગઝલમાં કહ્યું છે કે "રાજ્યાસન દરવીશોના આંગણાનું પાથરણું છે દુઃખ એ ફકીરોનું દ્રવ્ય છે. ફકીરોની કફનીમાંથી ચિરસ્થાયી દ્રવ્ય (આત્મજ્ઞાન) મળે છે. દરવીશોને કનડવાથી દુઃખ આવે છે. એમના આશીર્વાદ તિરસ્કારને ફેરવીને એમાંથી પ્રેમ ઉત્પન્ન કરે છે."[૩૫]

આ પ્રમાણે જૂના પાટનગર પાટણમાં અને નવી રાજધાની અમદાવાદમાં આ સમયમાં ઘણા સંતો થઈ ગયા છે. વિસ્તારના ભયથી બધાંનાં વર્ણન અહીં થઈ શકે તેમ નથી. ભરૂચના સૈયદ સરફુદ્દીન મશહદી જે મખ્દુમ જહાનિયાંના સગા થતા હતા તે પણ આ સમયમાં થઈ ગયા. એમની કબર ભરૂચથી એક ગાઉ ઉપર છે. એમના વંશજો આજે ભરૂચ તેમજ અમદાવાદમાં પણ છે. એ બધા સંતોનાં વર્ણનો મિરાતે અહમદીમાં આપેલાં છે. અહીં તો જેમણે પોતે અગર જેમના વંશજોએ ગૂજરાતના મુસલમાન ઇતિહાસમાં નામ રહે એવો ભાગ લીધો છે અગર તો જેમનું સ્મરણચિહ્ન આજ સુધી પણ ઐતિહાસિક સ્મારક તરીકે ઊભું છે તેમનું જ ટૂંકામાં વર્ણન કરેલું છે.[૩૬]



૩૫. ગૂ. પાટનગર–અમદાવાદ, પૃ. ૬૮૩.

૩૬. જેને આ બધા સંતોની વિગત જાણવાની જિજ્ઞાસા હોય એમણે કાજી નિઝામુદ્દીન ચિશ્તી સાહેબકૃત મિરાતે અહમદીની પુરવણીના ગૂ. ભાષાંતરમાં અગર નવાબઅલી અને સીડનકૃત અંગ્રેજી તરજૂમામાંથી જોઇ લેવું. ગૂ. પાટનગર–અમદાવાદમાં પણ કેટલાક સંતોનું ટૂંકું વર્ણન આપેલું છે, પણ અમદાવાદની બહારના સંતોના વર્ણન માટે અહમદીમાં જ જોવું.

# પ્રકરણ ૨૩

" Architecture is the printing press of all ages, and gives a history of the state of society in which it was erected in."—Morgan.

## ગૂજરાતનું મુસલમાન સમયનું સ્થાપત્ય*

### સ્થાપત્યના ક્ષેત્રમાં વિજેતાઓ જીત મેળવી શક્યા નહિ

મુસ્લિમ સમયના ગૂજરાતના સ્થાપત્યનું ખરું વ્યક્તિત્વ અહમદશાહના સમયથી શરૂ થાય છે, અને એનું વર્ણન કરતાં પહેલાં મુસ્લિમ સ્થાપત્ય માટે સામાન્ય રીતે કેટલાક વિચાર કરવાની જરૂર છે. મુસલમાનોએ ભારતવર્ષ જીત્યું. અનેક ધર્મો અને સંસ્કૃતિઓ ઉપર નૈતિક જીત મેળવીને હિંદુઓએ પોતાની સંસ્કૃતિમાં સમાવી લીધાં, પણ મુસલમાનોની બાબતમાં મોટે ભાગે એમ ન બન્યું, એ આ પૂર્વે જોઈ ગયા. પરંતુ કેટલાંક ક્ષેત્રોમાં મુસલમાનો પૂરેપૂરી જીત મેળવી શક્યા નહિ એવા દાખલા પણ મળે છે. સ્થાપત્યમાં એ લોકો સંપૂર્ણ જીત મેળવી શક્યા નહિ. એમાં પણ ભારતવર્ષના દરેક પ્રાંતોમાં એ જીતનું પ્રમાણ ઓછું વધતું છે. ગૂજરાતમાં એ જીતનું પ્રમાણ એટલું તો ઓછું છે કે એને વિજય ન કહીએ તોપણ ચાલે. જે ક્ષેત્રમાં જિતાયેલી પ્રજા જીતનારા કરતાં વધારે સંસ્કારવાળી અને આગળ પડતી હોય છે તે ક્ષેત્રમાં વિજેતાઓ સહેલાઈથી વિજય મેળવી

* આ પ્રકરણ સામાન્ય વાંચનારને સાહિત્યની પેઠે સ્થાપત્યમાં રસ પડે અને ખાસ કરીને ગુજરાતની વિશિષ્ટ સંસ્કારિતાનું ઘડતર સ્થાપત્યમાં પણ દેખાઈ આવે એવી વિશેષતાઓ તરફ ધ્યાન ખેંચીને બતાવવાના ઈરાદાથી લખ્યું છે તેથી તેમાં સ્થાપત્યની પરિભાષા વાપરી નથી.

શકતા નથી. સ્થાપત્યના ક્ષેત્રમાં ગૂજરાત એ સમયના સૌથી આગળ વધેલા દેશોમાંનો એક હતો, એટલે એમાં તો વિજેતાઓ જીતવા જતાં પોતે જિતાઈ ગયા.

## હિંદુ-મુસલમાન સંસ્કૃતિઓના મૌલિક ભેદ

આ વિજય ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનું એક યશસ્વી પ્રકરણ છે. જીતનાર મુસલમાનો અને જિતાયેલા હિંદુઓની સંસ્કૃતિમાં કેટલાક મૌલિક ભેદ અને વિરોધો હતા. સ્થાપત્યના ક્ષેત્રમાં આવા વિરુદ્ધ ગુણવાળી બે સંસ્કૃતિઓ એકત્ર થઈ એ મનુષ્યજાતિના ઇતિહાસમાં ભાગ્યેજ બને એવો બનાવ છે. આ એકતાથી ઉત્પન્ન થયેલું સ્થાપત્ય અદ્‌ભુત છે અને એનો ઇતિહાસ રસમય છે. તીવ્ર મૌલિક વિરોધોને લીધે જ આ બન્ને સંસ્કૃતિઓ એકત્ર ન થઈ શકી. પણ સ્થાપત્યમાં શું થયું? એક પ્રમાણમાં નવીન સંસ્કૃતિએ પ્રાચીન સંસ્કૃતિ ઉપર આક્રમણ કર્યું હતું. એક પાર્થિવ હતી, એક બીજી વિરાટ પાયા ઉપર પણ સૂક્ષ્મ હતી. એક સીધી ને સાદી હતી, બીજી કર્મકાંડની અનેક ગૂંચવણવાળી અને વિધિનેષેધથી ભરપૂર હતી. એક આધિભૌતિક હતી, બીજી આધ્યાત્મિક હતી. એક જગતને વાસ્તવિક દૃષ્ટિએ જોતી, બીજી ઉચ્ચ આદર્શની દૃષ્ટિએ જોતી. એક આ દુનિયાને જ પરમેશ્વરની સૃષ્ટિનો આદિ અને અંત માનતી, બીજી પુનર્જન્મ અને કર્મની અનંતતામાં માની તેનો અંત લાવવાના આદર્શમાં માનતી.

## એ ભેદો ગૂજરાતમાં એક થયા

આવા તીવ્ર વિરોધોવાળી સંસ્કૃતિઓ ગૂજરાતમાં બહુ થોડા ફેરફારથી એક બની એ તો જગતના દેશોના સ્થાપત્યના ઇતિહાસમાં એક ચમત્કાર[1] જ કહી શકાય. એનો યશ વિજેતા રાજકર્તાને આપવો કે જિતાયેલી પ્રજાના પ્રબળ સંસ્કારને આપવો એ વિચારવાનું છે.

---

૧. Cam. His. Ind. III. સર જોન માર્શલ પૃ. ૫૬૮.

ગૂજરાતના સ્થાપત્યનો ઈતિહાસ એનો યશ પ્રજાની સંસ્કારિતાના મૂળમાં રહેલા ઉચ્ચ સંસ્કારના ઓજસને આપે છે.

### સ્થાપત્યમાં રસની જમાવટ

મુસલમાનો પાસે પોતાનું સ્થાપત્ય તો હતું. માણસના હૃદયમાં ગાંભીર્યની ભાવના પેદા કરે એટલું વિશાળ હતું, પણ એમાં લાલિત્ય અને કોમલતા નહોતાં. સર્વ પ્રકારના રસનું દર્શન કરાવે એવું સ્થાપત્ય ભાગ્યે જ હોય છે. દુનિયાની ઘણી પ્રજાએ સારાં સ્થાપત્ય ઊભાં કર્યાં છે. કોઈમાં એક બે રસ ઉત્તમ વિકસ્યા છે તો બીજાની ઊણપ રહેલી છે. ભારતવર્ષના બીજા પ્રાંતોના સ્થાપત્યમાં રસની જમાવટ કાંઈક વધારે છૂટથી થઈ છે એ ખરું છે, પરંતુ ગૂજરાતના સ્થાપત્યની કોમલતાના પ્રેરક રસો કાંઈક વધારે દેખાય છે. મુસલમાનોના આવતા પહેલાંના ગૂજરાતના હિંદુ સ્થાપત્યમાં એવા રસોની વિપુલતા છે. મુસલમાનો આવ્યા પછી એમના સ્થાપત્યમાં રહેલાં બુલંદપણું અને ગંભીર વિશાળતા ગૂજરાતના હિંદુ સ્થાપત્યની સર્વદેશીય કોમલતા સાથે મળતાં એક સર્વાંગ સુંદર, સર્વ રસથી ભરપૂર સ્થાપત્ય ઊભું થયું. ભારતવર્ષના મુસ્લિમ ગૂજરાતના મુસ્લિમ સ્થાપત્યનું સ્થાન આજે પણ અનેરું છે તેનું આ કારણ છે. જીવનના અન્ય વ્યવસાયોમાં બે ભિન્ન સંસ્કૃતિઓનો મેળ ન ખાવા છતાં સ્થાપત્યમાં એ મેળ અદ્ભુત રીતે સધાયો છે.[૨] એથી જ આ સમયના સ્થાપત્યનું પ્રકરણ સાંસ્કૃતિક ઇતિહાસમાં મહત્ત્વનું છે.

---

૨. Cambridge History of India III. P. 570-71. આમાં સ્થાપત્યનું પ્રકરણ સર જૉન માર્શલે લખ્યું છે. હિંદુ અને જૈન મંદિરોને મસ્જિદોમાં ફેરવવાની રીતને Remarkable in History of Architecture કહે છે ને લખે છે કે: "To create a successful building out of such alien materials, to reconcile two styles so characteristically opposed, without transgressing the standard formulas of Isiamic Art might well have been deemed

### મુસલમાનો સૂકા દેશમાંથી ઉચ્ચ સ્થાપત્ય ને સંસ્કાર ધરાવતા દેશોમાં આવ્યા હતા

મુસલમાનો હિંદની પશ્ચિમોત્તરના પ્રદેશોમાંથી હિંદમાં આવ્યા હતા; અને દિલ્હીમાં કાયમનું થાણું નાંખ્યા પછી હિંદના પ્રાંતો જીતી ગૂજરાતને પણ ચૌદમી સદીની શરૂઆતથી જીતી, સાંસ્કૃતિક દૃષ્ટિએ અનેક ક્ષેત્રોમાં ભારતની પ્રાચીન પરંપરાથી કેવળ ભિન્ન અને નવીન સંસ્કૃતિના પંથો દેખાડવાનો પ્રયત્ન કરવા માંડયો. એમાં એમને સફળતા મળતાં લાંબો સમય વીત્યો અને પૂરી સફળતા તો ન જ સાંપડી. દરેક પ્રાંતમાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં પણ સફળતાનું પ્રમાણ વધતું ઓછું જ રહ્યું. મુસલમાનોએ લશ્કરી દૃષ્ટિએ બળવાન જમાવટ કરી હતી. પરંતુ એમના દૃષ્ટિબિંદુનું કેન્દ્ર તો અરબસ્તાનમાં જ હતું અને સ્થાપત્યના ક્ષેત્રમાં એમને એ દેશમાંથી ખાસ કાંઈ આકર્ષક મળે તેમ નહોતું.[3] એ લોકો વિજેતા થઈ એવા દેશમાં આવ્યા હતા

---

an impossible task." Sir T. C. Hope આ સ્થાપત્યોની મેળવણીને "The varied offspring of this strange union કહે છે." કર્નલ ટૉડ Travels in Western India પૃ. ૨૩૮, કહે છે કે :—"We must admire the perseverance and skill which have surmounted the difficulties of rearing Saracenic superstructures over a Hindu stylobate, without shocking the eye. A more powerful contrast could scarcely be furnished than exists between Mooslem and Hindu Architecture."

૩. સર જૉન માર્શલ, Cam. His. Ind. III. P. 669. "The Arabs themselves possessed little or no genius for art of building." આરબોના પ્રમાણમાં અફઘાનો અને તુર્ક લોકોને બાંધકામનો શોખ હતો એમ સર જૉન માને છે. સર જૉન એમ પણ માને છે કે કેટલાક લેખકોએ ઇસ્લામીઓને બિનકેળવાયેલા, જંગલી અને પશુ જેવા ચીતર્યા છે, અને એવા લોકો બહુ જ પ્રાચીન અને બહુ જ ઊંચી જાતની સંસ્કૃતિ ધરાવતા લોકો ઉપર ચડી આવ્યા એ વાત સત્ય નથી. એ લોકો ક્રૂર લડવૈયા હતા અને રજપૂતો જેવી chivalry (=ઉદાર-શૌર્ય) એમનામાં નહોતી એટલું કબૂલ કરે છે.

કે જ્યાં કલામય સ્થાપત્યની પરંપરા ખૂબ જ પ્રાચીન હતી, અને એમાં પણ ગૂજરાત પ્રાંતમાં તો સર્વશ્રેષ્ઠ હતી.

## હિંદુ અને મુસલમાન ધાર્મિકસ્થાનોના ભેદ અને સામ્ય

હિંદુ મંદિરો એક અગર બહુ જ થોડાં માણસો એક સાથે પૂજા કરી શકે એ રીતે બંધાતાં હતાં, જ્યારે ઇસ્લામની મસ્જિદો મોટા સમૂહમાં કોઈ પ્રકારના ભેદ વગર લોકો પ્રાર્થના કરી શકે એ રીતે બંધાતી હતી. ઇસ્લામમાં ખરી રીતે પ્રાર્થના કરનાર અને પરમેશ્વર વચ્ચે કોઈ જ ન જોઈએ એવો સિદ્ધાંત હોવાથી ખુલ્લા મેદાનમાં કે ગમે ત્યાં પ્રાર્થના થઈ શકતી. પરંતુ પ્રાર્થનાને માટે પવિત્ર વાતાવરણવાળું સ્થળ નિશ્ચિત થવું જોઈએ એ મનુષ્યસ્વભાવની પ્રકૃતિ હોવાથી આરબના સામાન્ય ઘરની રૂઢી મુજબ વચ્ચે ખુલ્લો ચોક રાખી ઓરડા અને પડાળીઓવાળા પ્રાર્થના સ્થળનો પ્રચાર થયો અને એ સિદ્ધાંત ઉપર મસ્જિદોની બાંધણીની પ્રગતિ ઉત્તરોત્તર થતી ગઈ.[૪] મુસ્લિમો હિંદમાં આવ્યા ત્યારે આરબો એમના પોતાનાથી વધારે સુધરેલા તુર્કો અને અફઘાનોના સંસર્ગમાં આવ્યાથી મુસલમાન સ્થાપત્ય તે સમયે ઠીક ઠીક વૃદ્ધિ પામ્યું હતું. હિંદમાં મંદિરોના સ્થાપત્યમાં મૂળભૂત ભેદ હતો છતાં કોઈ કોઈ પ્રાંતોમાં ચોક, ઓરડા અને પડાળીઓવાળા ઘરોની બાંધણી કાંઈક અંશે આરબોના નિવાસ-સ્થાનોને મળતી આવતી હતી, અને એ રીત મંદિરોમાં પણ કેટલેક અંશે જણાતી હતી.[૫] મુસલમાનો હિંદમાં પગભર થયા ત્યારે ભારતની શિલ્પસ્થાપત્યની કળા તો ટોચ ઉપર હતી એ આ પૂર્વે

---

૪. Percy Brown; Indian Architecture : (Islamic) P. 3.

૫. પર્સી બ્રાઉન-ઇન્ડિયન આર્કિટેક્ચર-ઈસ્લામિક, પ્ર. ૧-માં આ પ્રમાણે લખે છે : આપણામાં દક્ષિણનાં મંદિરોમાં વચ્ચે મુખ્ય મંદિર અને વચ્ચે ચોક રાખી પડાળીઓનો રિવાજ દેખાય છે. જૈનોએ એ રીતે પડાળીઓમાં તીર્થંકરોનાં જિનાલયોની યોજના કરી. દક્ષિણનાં મંદિરોમાં ખાસ કરીને શિવ-મંદિરમાં શિવનાં પૌરાણિક સ્વરૂપોનાં નાનાં આલયો પડાળીમાં રહે છે.

જોઈ ગયા. અહીં મંદિરો પણ ખૂબ સંખ્યામાં અને ખૂબ સમૃદ્ધ હતાં, એટલે વિધર્મી વિજેતાને પોતાના ઉપયોગ માટે પુષ્કળ તૈયાર સામગ્રી પણ મળી શકે તેમ હતું. તે સાથે દેશના કારીગરો અને સ્થપતિઓ વિશ્વના કોઈ પણ દેશના કારીગરોમાં પ્રથમ પંક્તિમાં બેસે એવા હતા,[૬] એટલે આ નવા વિજેતા એમના ઉપર કોઈ જાતનો મોટો પ્રભાવ પાડી શક્યા નહિ; અને ઇસ્લામના મૂળ સિદ્ધાંતોને ખાસ વિરોધ વગર દેશી સ્થાપત્યના સિદ્ધાંતો સાથે કેવી રીતે ઘટાવવા એ કાર્ય એ કારીગરોને સરળ થઈ પડ્યું. સ્થાપત્યમાં અલંકારોનો શોખ હિંદુઓ જેવો મુસલમાનોને પણ હતો, એટલે એ ક્ષેત્રમાં આ કારીગરોને માત્ર સ્વરૂપો જ બદલવાનાં હતાં. એ કારણથી પણ ખાસ વિરોધ નરમ પડી ગયો હતો.

### મુસલમાન સત્તા દિલ્હીમાં કાયમ થઈ

અગિયારમી સદીની શરૂઆતમાં મહમૂદ ગઝનવી તો માત્ર લૂંટ અને થોડી તોડફોડ કરીને જતો રહ્યો હતો. તે પછી બે સદીઓ

---

૬. Percy Brown-Islamic Architecture, P. 45. "The Muslim rulers...were fortunate in finding in the country of Gujarat some of the most accomplished artizans in the whole of India." આગળ લખે છે કે આ કારીગરોનાં મહાજનો હતાં અને બ્રાહ્મણ તથા જૈનો મંદિરો બાંધતા હતા; અને એવાં ઘણાં દેશના અલંકારરૂપ મંદિરો હતાં કે :—"So that architecture and the arts associated with it had become part of their racial consciousness". આમ સુંદર બાંધકામ એ ગુજરાતીઓનો સ્વભાવ થઈ પડ્યો હતો. હિંદુ રીતો મુસ્લિમોએ કેમ ગ્રહણ કરી તે માટે ફર્ગ્યુસન કહે છે કે :—"The truth of the matter is, that the Mahomedons had forced themselves upon **the most civilized and most essentially building race at that time in India**" (His. of Ind. & Eastern Architecture, P. 527.)

પછી દિલ્હીમાં મુસ્લિમ સલ્તનત પગભર થઈ હતી અને ઇસ્લામના સિદ્ધાંત પ્રમાણે એમને બાંધકામ કર્યા વગર ચાલે તેમ નહોતું. એ રીતે અજમેર અને દિલ્હીમાં મુસ્લિમ સ્થાપત્યની કળા વૃદ્ધિ પામતી ગઈ તે ખીલજી સુલતાનોના સમયમાં સારી રીતે ખીલી હતી, અને પ્રાંતોમાં એનાં અનુકરણો થવા માંડચાં હતાં.[૭] ગૂજરાતમાં એ સમયે ભરૂચ, ધોળકા, ખંભાત વગેરે સ્થળોએ મસ્જિદો બંધાઈ હતી તે આ પૂર્વે જોઈ ગયા, પરંતુ ઇસ્લામના સિદ્ધાંતોને નવા સ્વરૂપમાં ઘટાવી એક પ્રાંતિક વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવતું સ્થાપત્ય પાટણથી ગૂજરાતનું પાટનગર બદલાયા પછી અમદાવાદમાં શરૂ થયું એમ કહી શકાય.

### ગુજરાતના સ્થાપત્ય માટે અંગ્રેજ કલાવિવેચકોનાં પ્રમાણપત્રો

અહીં એક બીજી વાત કરી દેવી જરૂરની છે. આપણા સ્થાપત્યના શાસ્ત્રીય ગ્રંથો છે અને વંશપરંપરાથી એના જાણકાર પણ દેશમાં છે, પરંતુ આ બાબતનો તુલનાત્મક શાસ્ત્રીય અભ્યાસ તો અંગ્રેજોએ કર્યો એટલું કબૂલ કરતાં આપણે સ્વાભિમાન ઓછું કરવું જોઈએ. કોઈ દેશી સિદ્ધાંત ન સમજ્યા હોય તોપણ આ વિદેશીઓએ આપણા સ્થાપત્યનો સહૃદય અભ્યાસ કર્યો છે અને એમની ટીકાઓ તથા એમની અંજલિઓની આપણે અવગણના કરી શકીએ નહિ એવી મારી નમ્ર માન્યતા છે. એટલે ફર્ગ્યુસન, હેવલ, બર્જેસ, કઝિન્સ, માર્શલ અને બ્રાઉનનાં મંતવ્યો આપણે વિવેકબુદ્ધિથી જોવાં જોઈએ એ કારણે જ્યાં ઠીક જણાય ત્યાં

---

૭. દિલ્હીમાં શરૂ થયેલું મુસલમાન સ્થાપત્ય ખીલજીઓના સમયમાં ઉત્તમ કક્ષાએ પહોંચ્યું એમ કલાવિવેચકો માને છે. સર જોન માર્શલ અલ્લાઉદ્દીનની ક્રૂરતા માટે જાણે બચાવ કરતા હોય તેમ ઉત્તમ મકાનો એણે બાંધ્યાં એ માટે લખે છે અને એ ક્રૂર તેમ જ બાંધકામનો શોખીન બન્ને હતો એમ કહી મન વાળે છે, અને એને Imaginative કહે છે! Cam. His. III P. 567.

એમના પોતાના શબ્દોમાં ઉતારા આપવા પ્રયત્ન કર્યો છે અને જ્યાં મતભેદ જણાય ત્યાં તે બતાવવા પણ પ્રયત્ન કર્યો છે.

## હિંદુ અને મુસલમાન સિદ્ધાંતોમાં મળેલું સ્થાપત્ય વધારે આકર્ષક બન્યું

ગૂજરાતી કારીગરોએ ઇસ્લામના ધાર્મિક નેતાઓનાં સૂચનોને મસ્જિદની રચનામાં અગત્યનું અને મુખ્ય સ્થાન આપી પોતાની પ્રાચીન પરંપરા પ્રમાણે બાંધકામના બીજા સિદ્ધાંતો અને અલંકારો પોતાના રિવાજ પ્રમાણે જ ચાલુ રાખ્યા. શરૂઆતની મસ્જિદોમાં હિંદુ મંદિરોની સામગ્રી ફેરફાર વિના પણ વાપરેલી દેખાઈ આવે છે તે યથાસ્થાને જોઈશું; પરંતુ અમદાવાદની સ્થાપના પછી દેશી કારીગરોને ઇસ્લામના સિદ્ધાંતો નજર આગળ રાખીને પોતાની રીતે બાંધકામ કરવાની જરા વધારે છૂટ મળી, અને હિંદભરમાં સર્વશ્રેષ્ઠ ગણાતા ગૂજરાતી કારીગરની કુશળતાથી બાંધકામમાં જે મજબૂતાઈ સાથે મનોહરતા આવવા માંડી તેથી વિધર્મી વિજેતાઓને ફરિયાદ કરવાનું કાંઈ પણ કારણ મળ્યું નહિ.[૮] આ કારણથી ગૂજરાતનું મુસ્લિમ સ્થાપત્ય નજીવા ફેરફાર સાથે જાણે પ્રાચીન દેશી સ્થાપત્ય જેવું જ દેખાવા લાગ્યું, અને જે મિશ્રણ થયું તે ઊલટું

૮. Sir T. C. Hope : Ahmedabad Architecture, P. 21 : As to style, it was the singular fortune of the Mahomedans to find themselves among a people, their equals in conception, their superiors in execution, and whose tastes had been refined by centuries of cultivation. While moulding them, they were moulded by them; and, though insisting on their own bold features of minarets and pointed arch, they were fain to borrow the pillared hall, the delicate traceries, and rich surface ornaments of their despised and prostrate foe."

એની શોભામાં અભિવૃદ્ધિ કરે તેવું નીપજ્યું.[૯] હિંદુ મંદિરોના સ્થાપત્યમાં જે અંધારાનો આભાસ, જે ઠિંગણાપણું હતું તે ઇસ્લામની પ્રકૃતિ પ્રમાણે હવા અને અજવાળાથી ભરપૂર અને બુલંદ બન્યું. આ રીતે ગૂજરાતનું મુસ્લિમ સ્થાપત્ય કેવળ વિરોધી તત્ત્વોના મિશ્રણથી ઊલટું વધારે આકર્ષક અને મનોહર બન્યું, અને એ સિદ્ધિ જગતના સ્થાપત્યના ઇતિહાસમાં એક ચમત્કાર ગણી શકાય એવી થઈ. બુલંદ કોમળતાનો, લાલિત્યથી પૂર્ણ મહાકાવ્યનો, ભરપૂર અલંકાર સાથે જ સ્વચ્છ સાદાઈનો, મજબૂતાઈ સાથે લાવણ્યનો જે સુમેળ ગૂજરાતના મુસ્લિમ સ્થાપત્યમાં સધાયો છે એવો હિંદના અન્ય પ્રાંતના કે હિંદ બહારના દેશોના સ્થાપત્યમાં જડવો મુશ્કેલ છે.[૧૦] ભારતમાં એક ખૂણે પડી જવાથી અને ગૂજરાતીઓને વેપાર સિવાય બીજી કોઈ જાહેરાત કરવાની ટેવ ન હોવાથી રોમ, ગ્રીસ કે દિલ્હીના સ્થાપત્ય જેટલો રસ આપણા આ સ્થાપત્યમાં કોઈ બતાવતું નથી.

### થાંભલા-પાટડા અને કમાનો

સ્થાપત્યની પરિભાષામાં ન ઊતરીએ તો હિંદુ સ્થાપત્ય થાંભલા અને પાટડા ઉપર ઊભેલું અને તે કારણથી નીચું હતું એમ કહી શકાય. થાંભલાને ઊંચા કરવા માટે પણ હિંદુ સ્થપતિ એક થાંભલા ઉપર કલાની ક્ષતિ ન થાય એવી રીતે એક બીજો નાનો થાંભલો ગોઠવીને ઊંચાઈ લાવવા પ્રયત્ન કરતો. કમાનોની રચના હિંદુઓ જાણતા હતા ખરા, પરંતુ એની બાંધણીથી એઓ ટેવાયેલા નહોતા. મુસ્લિમોના બાંધકામમાં કમાન મુખ્ય હતી અને તેથી એ ઇસ્લામી

૯. આ માટે લગભગ બધા જ કલાવિવેચકો એકમત છે તે તેમના અભિપ્રાયોના આ પૂર્વે અને પછી ઉતારા આપ્યા છે તે ઉપરથી સમજાશે.

૧૦. આ માટે સ્થાપત્યકલાના વિવેચકોના અભિપ્રાયો આ પ્રકરણને છેડે એક સાથે જ આપીશું.

બાંધકામના સિદ્ધાંત જેવી ગણાઈ હતી. મુસલમાનોએ હિંદમાં કમાનોનો છૂટથી ઉપયોગ શરૂ કર્યો, એથી એમનાં મકાનો ઊંચાં, બુલંદ અને વધારે મોટાં થવાથી વધારે હવા અજવાળાવાળાં થયાં. ગૂજરાતી મસ્જિદોની બાંધણીમાં કમાનોનો વિકાસ ધીમે ધીમે પણ ઉત્તમ રીતે થયો છે.[૧૧] ગૂજરાતના ઘણા રોજાઓમાં અને મસ્જિદોમાં જૂની હિંદુ થાંભલા પાટડાની રીત કાયમ પણ રહી છે, અને કારીગરોની કુશળતાને લીધે એ રીતમાં પણ લલિત મનોહરતા આવી છે, એનાં ઉદાહરણો યથાસ્થાને જોઈશું. કમાનોની રચનામાં પણ ભારતવર્ષના દરેક પ્રાંતમાં કાંઈક કાંઈક ફેર છે. ગૂજરાતની કમાનોનું સ્થાન એમાં જુદું તરી આવે તેવું છે. કઈ કમાનની રચના સુંદર અને મનોહર લાગે એ મતભેદનો વિષય છે, છતાં ગુજરાતની કમાનોમાં બીજી કમાનો કરતાં લાલિત્ય વધારે હોય એમ દેખાઈ આવે છે. મોગલાઈ કમાનો કરતાં એ કાંઈ વધારે આકર્ષક લાગે છે.[૧૨]

---

૧૧. જુદી જુદી કમાનોની રચનાનાં ચિત્રો માટે પરસી બ્રાઉનના ઇંડિયન આર્કિટેક્ચર-ઇસ્લામિક—એ ગ્રંથની પ્લેટ–૪ થી જુઓ. એમાં સરખામણી માટે આખી દુનિયાભરની કમાનોનાં ચિત્રો છે. અમદાવાદની જુમા મસ્જિદની કમાનનું ચિત્ર એમાં છે. ગૂજરાતી મસ્જિદોની કમાનો દિલ્હીના ખીલજી સમયના સ્થાપત્યમાંથી આવી લાગે છે અને એમાં સુધારા થયેલા છે. ગૂજરાતની શરૂઆતની મસ્જિદો કરતાં સોળમી સદીની મસ્જિદોની કમાનો વધારે સારી છે. ગૂજરાતની કમાનોની ચર્ચા માટે જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૩૦૩–૪.

૧૨. ગૂજરાતમાં મોગલોના આવ્યા પછી મોગલ સમયની કમાનો બંધાતી થઈ. આ કમાનો કેવળ જુદી પડી જાય છે. બાંધણીની દૃષ્ટિએ પશ્ચિમના દેશોની અને અમદાવાદની કમાનો એક મધ્યબિંદુમાંથી થયેલા વર્તુલ જેવી છે. ગોળ કમાન ઉપર ગૂજરાતી કમાનને અણી કરેલી છે. જ્યારે મોગલ સમયની કમાનો બે મધ્યબિંદુઓથી કરેલાં વર્તુલોના ભાગ ઉપર અણી કરેલી છે. અમદાવાદમાં ભદ્રના કિલ્લાના મુખ્ય દરવાજામાં ભદ્રકાલીના મંદિરની જોડેના દરવાજાની કમાન મોગલાઈ છે જ્યારે તેની અંદરના બે દરવાજાઓની કમાનો ગૂજરાતી છે, તે સાથે જોવાથી ભેદ સમજાશે

## મસ્જિદની રચના અને નકશો (Plan)

મક્કા શરીફ હિંદથી પશ્ચિમ દિશામાં છે એટલે મુસલમાન હમેશ પશ્ચિમ તરફ મુખ રાખીને પ્રાર્થના કરે છે. એ કારણે મસ્જિદો હમેશાં પૂર્વાભિમુખી જ હોય છે. ઉપર જોયું તેમ એની સામાન્ય રચના, એક પૂર્વાભિમુખી મોટો પ્રાર્થનાનો આચ્છાદિત ઓરડો, વચ્ચે ચોક અને આસપાસ પડાળીઓ, એ જાતની હોય છે. પ્રાર્થનાના ઓરડાને લિવાન કહે છે. હિંદુ મંદિરમાં આથી જુદી રચના હોય છે. એમાં સૌથી આગળ થાંભલા ઉપર નાના ઘૂમટવાળો મંડપ હોય છે. અને એ પછી ગર્ભગૃહ હોય છે. આ બધું થોડા ભક્તો એકી સાથે ભેગા થઈ શકે એટલું નાનું હોય છે, અને દેવની પ્રતિમાવાળું ગર્ભગૃહ તો પ્રમાણમાં છેક જ નાનું હોય છે. મસ્જિદમાં એક સાથે મોટો સામાન્ય જનસમુદાય ભાગ લઈ શકે એવો રિવાજ હોવાથી લિવાન, ખુલ્લો ચોક, વગેરે મંદિરના પ્રમાણમાં મોટાં હોય છે. લિવાનમાં ન માઈ શકે તે ખુલ્લા ચોકમાં પણ નિમાઝ પઢી શકે છે. એટલે પૂર્વાભિમુખી મસ્જિદોનાં લિવાનની ઉત્તર દક્ષિણ લંબાઈ વધારે રાખવી પડે એ મંદિર અને મસ્જિદની રચનાનો મુખ્ય ભેદ છે. ગૂજરાતના કારીગરો મંદિરના મંડપોની રચનામાં નિષ્ણાત હતા એટલે મસ્જિદોની રચનામાં એ જ રીત એમણે અજબ ખૂબીથી વાપરી. કમાનોની સારી આવડત ન હોવાથી મંડપોની થાંભલા પાટડાની રચના મસ્જિદોમાં એમણે કાયમ રાખી, અને મંદિરની પૂર્વ–પશ્ચિમની લંબાઈને મસ્જિદના લિવાનની ઉત્તર–દક્ષિણ લંબાઈમાં ફેરવી નાંખી, અને એમ કરવામાં એમણે ઉત્તર–દક્ષિણ મંડપોની હાર ઊભી કરી. લિવાન પૂર્વ–પશ્ચિમ પહોળું કરવું પડયું ત્યાં એવી મંડપોની હાર એમણે બેવડાવી. આનાં ઉદાહરણો આગળ જોઈશું.[૧૩] મંડપ એ હિંદુ સ્થાપત્યના સિદ્ધાંતનો મૂળ તત્ત્વરૂપ પાયો છે.

---

૧૩. જુમા મસ્જિદ જેવી મોટી મસ્જિદોમાં મંડપોની હાર બેવડાવી છે, જ્યારે નાની મસ્જિદોમાં એક હાર છે. મંડપોના થાંભલાની રચનાથી આખાયે

## મસ્જિદની બાંધણીમાં પ્રગતિ

આ પ્રમાણે મુખ્ય બાંધણી યોજ્યા પછી ગૂજરાતી કલાકારોએ એને આકર્ષક બનાવવા માટે પોતાની પરંપરાગત રીતો અજમાવવા માંડી, અને ઇસ્લામી રાજ્યની ગૂજરાતમાં સ્થાપના થયા પછી એકથી દોઢ સદીમાં આ મિશ્રણમાં એ લોકોએ સંપૂર્ણ સફળતા અને ખ્યાતિ મેળવી. ઉચ્ચ શિખરે પહોંચેલી ગૂજરાતી કળાથી મુગ્ધ થયેલા મુસલમાન–બાંધકામ ઉપર દેખરેખ રાખનારા–અમલદારોને પણ ઇસ્લામના મૂળભૂત સિદ્ધાંતોનો ભંગ ન થાય ત્યાં દેશી કલાકારોને છૂટે હાથે કામ કરવા દેવામાં કાંઈ વાંધો નહોતો. એટલે ઉપર જોયું તેમ મંદિરોના મંડપની ગોઠવણ માત્રમાં ફેર કરી એની અંદરના અલંકારો તથા બહારના મહોરાના શણગાર માટે આ કલાકારોએ હિંદુ મંદિરોની રીતોને એમ ને એમ જ કાયમ રાખી, જોનારની આંખને ખરાબ ન લાગે, અને આકર્ષણમાં ઊલટો વધારો કરે એવી રીતે ગોઠવી દીધી. આ કાર્ય એ લોકોએ કેવી કુશળતાથી કર્યું તેની પ્રગતિ ટૂંકમાં જોઈ એની ઉત્તમતાનું વર્ણન તે તે ઉદાહરણોના વર્ણનમાં કરીશું. ભરૂચ, ધોળકા અને ખંભાતની મસ્જિદો બંધાયા પછી અમદાવાદમાં સર્વથી પહેલાં ભદ્રમાં આવેલી રાજગઢની મસ્જિદ પહેલી બંધાઈ, અને એમાં પ્રગતિ પામેલા બાંધણીના સુધારા ઓછા દેખાવા છતાં એ સાથે જ શરૂ થયેલી જુમા મસ્જિદની બાંધણીમાં હિંદુ કલાકારોની કલાને ખૂબ જ વેગ મળ્યો. જુમા મસ્જિદ પછી તો ગૂજરાત સલ્તનતનાં ધાર્મિક મકાનોમાં પ્રગતિ સધાઈ એ

---

લિવાનની થાંભલાની રચના જોનારને કંટાળો નથી આપતી. જ્યારે એક હારમાં થાંભલા હોય તેમાં વૈવિધ્ય નથી લાગતું. એટલે એક કલાવિવેચકે અમદાવાદની જુમા મસ્જિદના લિવાનના થાંભલાની રચનાને મદૂરાના મીનાક્ષીના મંદિરના મોટા હજાર થાંભલાના સભામંડપના થાંભલાની રચના કરતાં ઉત્તમ પ્રકારની ગણી છે. મદૂરાના થાંભલાની રચના જોનારની આંખને કંટાળો આપે તેવી છે.

ઉદાહરણોમાં જોઈશું.[૧૪]

## હિંદુ સ્થાપત્યની મેઘનાદ–મંડપની વિશેષતા મસ્જિદોના સ્થાપત્યમાં ઘટાવી

મસ્જિદના દેખાવ અને બાંધણીમાં આકર્ષણ અને વિવિધતા લાવવા માટે ગૂજરાતી કારીગરોએ જે જે રીતો કુશળતાથી વાપરી તેમાં સર્વથી પહેલું અને મહત્ત્વનું સ્થાન લિવાનના મધ્ય ભાગને ઊંચો બનાવી એમાં એક કે વધારે માળ બનાવ્યા એ રીતને આપી શકાય. મંદિરોમાં માળ બનાવવાની રીત હિંદુ કારીગરોને પ્રાચીન પરંપરાથી જાણીતી હતી. અને એને મેઘનાદ મંડપ કહેતા હતા. આ મંડપની રચના ગૂજરાતી સ્થપતિઓની ખાસ વિશેષતા હતી. મંદિર અને મંસ્જિદની બાંધણીના મૌલિક ભેદ પાછળ ચર્ચ્યા છે તે જોતાં આ મંડપની બાંધણી મસ્જિદના લિવાનની સાદી સીધી રચનામાં શી રીતે ગોઠવવી એ મોટી ગૂંચવણનો પ્રશ્ન કહી શકાય. મસ્જિદમાં આ મેઘનાદ–મંડપની રચના ગોઠવવામાં આપણા સ્થપતિઓને જે સફળતા મળી છે તે એક મહત્ત્વની સિદ્ધિ તરીકે ગણાવી શકાય. દિલ્હીમાં સુલતાનોના સમયમાં બંધાયેલા મુસલમાન સ્થાપત્યનું અનુકરણ કરી માત્ર વચલી કમાન કે વચલો ઘૂમટ બીજા ભાગ કરતાં સહેજ ઊંચો લઈ દેખાવમાં આકર્ષણ લાવવાની સાદી રીતથી આ ગૂજરાતી સ્થપતિઓને સંતોષ ન થયો, એટલે પ્રમાણમાં મોટા કદની મસ્જિદોમાં લિવાનના કદને અનુરૂપ ઊંચાઈના મેઘનાદ–મંડપ એમણે લિવાનના વચલા ભાગમાં દાખલ કર્યા. પંદરમી સદીમાં મારવાડમાં સાદડી અને રાણકપુરનાં જૈન મંદિરોમાં આ મંડપો ઘણા આકર્ષક બનાવેલા છે. એ જ સમયની લગભગમાં અમદાવાદમાં જુમા મસ્જિદ બંધાઈ અને

---

૧૪. જુઓ મારા અમદાવાદના ઇતિહાસમાં સ્થાપત્યની બાંધણીનો ઇતિહાસ. અહમદશાહ અને હૈબતખાનની બાંધણીથી જુમા મસ્જિદ અને છેક છેલ્લી બંધાયેલી સીદીસઈદની મસ્જિદ સુધીની બાંધણીની પ્રગતિ આ વાત સિદ્ધ કરે છે.

એમાં આ રીતનું કુશળ અનુકરણ થયું. અગિયારમી અને તેરમી સદીમાં મેઘનાદ-મંડપના દાખલા મળે છે, એટલે આ કારીગરોને આમાં કાંઈ નવું નહોતું. બીજા નાના મોટા અલંકારોને બાજૂએ મૂકીએ તોપણ આ મંડપ ઘટાવવાની કુશળતાને લીધે પણ ગૂજરાતનું મુસલમાન સ્થાપત્ય તત્ત્વતઃ હિંદુ સ્થાપત્ય છે અને ગૂજરાતી જ છે એમ કહેવામાં વાંધો નથી. અમદાવાદની જુમા મસ્જિદમાં યોજેલી આ રીત ચાંપાનેરની જુમા મસ્જિદમાં સંપૂર્ણ કક્ષાએ પહોંચી તે યથાસ્થાને જોઈશું. યુરોપિયન લેખકો આ વાત સમજ્યા નથી તે આગળ જોઈશું.[૧૫]

**મસ્જિદમાં માળ કરી તેજ લાવવાની કહેવાતી કલાની ચર્ચા**

મસ્જિદોની બાંધણીમાં આ રીતે વચલો ઘૂમટ ઊંચો કરી વચ્ચેથી ઉહાવ લાવવાની રીતને યુરોપીય નિષ્ણાતો પ્રકાશ લાવવાની રીત કહે છે અને સ્થાપત્યના ઘણા લેખકોએ એ રીતનું વર્ણન કર્યું છે. આખાયે પૂર્વના દેશોના સ્થાપત્યના સર્વ શ્રેષ્ઠ અભ્યાસી શ્રી. ફર્ગ્યુસન આ વાતની નોંધ લે છે અને સાદડીના જૈન મંદિરનો પણ

---

૧૫. યુરોપિયન લેખકોએ હવા અજવાળું લાવવાની આ રીત છે એમ કહી એની ખૂબ ચર્ચા કરી છે. મેઘનાદ-મંડપના અનુકરણની વાત એ લેખકો સમજ્યા હોય એમ લાગતું નથી. આ મંડપની રચના આપણા ગૂજરાતની ખાસ વિશેષતા હોય એમ મને લાગે છે. કલકત્તામાં પ્રસિદ્ધ થયેલા "એન્સાઇક્લોપિડિયા ઓફ આર્કિટેક્ચર" નામના મોટા ગ્રંથમાં મેઘનાદ-મંડપનું નામ દેખાતું નથી એ જરા નવાઈ જેવું છે. ભીમદેવ બીજાએ સોમનાથના મંદિરને મેઘનાથ-મંડપ કરાવ્યાનો ઉલ્લેખ છે. રાણકપુરના જૈન મંદિરનો પૂર્વ મેઘનાદ-મંડપ અમદાવાદના ઉસમાનપુરના એક જૈન ગૃહસ્થે કરાવ્યાનો અકબરના સમયનો લેખ છે. એ કદાચ જીર્ણોદ્ધાર કરાવ્યો હશે. પ્રાચીન કાળથી આ રચના આપણા સ્થપતિઓને સિદ્ધ હતી. યુરોપિયન લેખકોના મત માટે અમદાવાદનો ઈતિહાસ પૃ. ૨૬૮ થી ૨૭૩ માં ચર્ચા કરી છે. ફર્ગ્યુસન Architecture of Ahmedabad માં પૃ. ૭૯-૮૦ અને હેવલ : Indian Architecture પૃ. ૭૨ જોવું.

ઉલ્લેખ કરે છે. પરંતુ એમને એક શંકા ઊઠે છે કે મસ્જિદો હમેશાં પૂર્વાભિમુખી હોવાથી સવારથી બપોર સુધીનો સૂર્યનો તાપ તો સીધો અંદર આવી શકે છે, અને સાંજના સૂર્યનું તેજ તો આ રચનાથી કોઈ રીતે આવતું જ નથી. જો મસ્જિદો ઉત્તર કે દક્ષિણાભિમુખી બંધાતી હોત તો આ રચના અજવાળા માટે હોય એમ મનાત. ફર્ગ્યુસને આ રચના સાદડીના મંદિરમાં અવલોકી છે એટલે એમને એમ લાગે છે કે આનો અજવાળા સિવાય કોઈ બીજો હેતુ હોવો જોઈએ, અને પ્રથમ મહેલોની કોઈ પ્રકારની રચનામાંથી આનું અનુકરણ થયેલું હોવું જોઈએ. આ મંતવ્ય કાંઈક યથાર્થ છે. ફર્ગ્યુસનના આ મતની કંઈક ટીકા હેવલે કરી છે અને એમાં આ રીત મૂળ હિંદુ હતી એવું ફર્ગ્યુસને ઉમેરવું જોઈએ એટલી માત્ર નિર્બળ ટીકા કરી ફર્ગ્યુસનના જ શબ્દોમાં હેવલે એનાં વખાણ કર્યાં છે, અને પોતે કાંઈ નવો પ્રકાશ પાડ્યો નથી. બન્નેએ જુદા જુદા કોણથી સાદડીના જ મંદિરના આધાર સચિત્ર આપ્યા છે, એટલે ફર્ગ્યુસનની માન્યતામાં હેવલ કાંઈ નવું ઉમેરી શકતા નથી.[૧૬]

આમાં એક જ અનુમાન શકય છે કે સામાન્ય રીતે મસ્જિદનું લિવાન અને એના મહોરામાં વૈવિધ્ય આવી શકે એવું કાંઈ બનવું શકય નહોતું. કમાન ઉપરાંત મિનારા એ મુસ્લિમ ધાર્મિક સ્થાપત્યનું બીજું ચિહ્ન છે. અને એકલા મિનારાથી મકાનનો ઉઠાવ બરોબર લાગતો નથી, એટલે ગૂજરાતના કારીગરોએ દેખાવની વિવિધતામાં સંગીન ઉમેરો કરવા અને મહોરાને ખૂબ જ આકર્ષક બનાવવા હિંદુ અને જૈન મંદિરોની આ રીત મસ્જિદોમાં અજમાવેલી હોવી જોઈએ. અને એમ કરવામાં એમને ઇસ્લામના કોઈ સિદ્ધાંતનો ભંગ કરવો પડે એમ હતું નહિ, અને આકર્ષણ ખૂબ વધવાથી બંધાવનારાઓનો તો ઊલટો ટેકો મળે તેમ હતું. હિંદુ મંદિરની મંડપો સાથેની લંબાઈ પૂર્વ-પશ્ચિમ હતી જ્યારે લિવાનની લંબાઈ ઉત્તર-દક્ષિણ હતી તે

૧૬. અમદાવાદનો ઇતિહાસ : પૃ. ૨૭૦.

ઉપર જોઈ ગયા, તો આ લંબાઈમાં વૈવિધ્ય શી રીતે લાવવું એ એક પ્રશ્ન થઈ પડયો હોવો જોઈએ. મંદિરમાં આગલા મંડપમાં આગલા મંડપના ઘૂમટ કરતાં વચલા મંડપનો ઘૂમટ જરા ઊંચો અને ગર્ભગૃહ ઉપરનું શિખર એનાથી પણ વધારે ઊંચું કરી ઉત્તરોત્તર ઊંચાં દેખાતાં ગિરિશૃંગોનો દેખાવ આપ્યો.[૧૭] એ જ રીતે મસ્જિદમાં આ કલાકારોએ લિવાનનો વચલો ભાગ ઘૂમટ ઊંચો કરીને એક અગર બે માળ ઉમેરીને કર્યો અને તેથી આખાયે સીધા લિવાન કરતાં આ કોણભંગથી દેખાવમાં ગિરિશૃંગો જેવું વૈવિધ્ય લાવવામાં સફળ થયા. આમ કરવાથી હવા અજવાળું અને દેખાવ બન્ને આપોઆપ સચવાયાં હોય એમ બને. પરંતુ દેખાવનું જ કારણ મુખ્ય હોય તો નવાઈ જેવું નથી. હેવલ પોતે હિમાલય પર્વત ઉપરના પ્રેમના આવેશમાં હિંદુ મંદિરોનાં શિખરોની ગોઠવણ અને ઉત્તરોત્તર વધતો ગિરિશૃંગો જેવો દેખાવ હિમાલયનાં શૃંગો અને કૈલાસ શિખર ઉપરથી સ્થપતિઓએ કલ્પ્યાં હોય એમ માને છે. કલ્પના ઘણી જ સુંદર અને ભવ્ય છે, અને એ ખાતર એને માનીએ તોપણ વાંધો નથી. આ રચના ચાંપાનેરની જુમા મસ્જિદમાં ઉચ્ચ કક્ષાએ પહોંચી. મોટી મસ્જિદોમાં જ આ શક્ય બને તેવું છે. એમાં ઉપરાઉપરી માળ લઈ વચ્ચેનો ભાગ ખૂબ ઊંચો કર્યો છે, અને દરેક માળ ઉપર મિનારાની સીડીમાંથી જઈ નીચે મસ્જિદમાં નજર કરી શકાય છે. મહેરાબ પાસેનો મુખ્ય ઘૂમટ વાવના અષ્ટકોણ કૂવાની પેઠે સુંદર બનાવેલો

---

૧૭. Havell: Himalayas in Indian Art: Plates VII અને VIII. ઈ. બી. હેવલ આપણી કલા અને સ્થાપત્યના એક સહૃદય વિવેચક છે. માર્શલ, ફર્ગ્યુસન, બર્જેસ વગેરે પણ પ્રશંસકો છે. પરંતુ એ લોકો ભૂલો જોવા પણ પ્રેરાયા છે. જ્યારે હેવલને ખાસ ભૂલો જણાઈ નથી, અને પ્રશંસાનો વેગ એ વિવેકપુરઃસર ખાળી શકતા નથી. એમની માન્યતા ગમે તેમ હોય પણ મંદિરોની રચનાનું મૂળ એ હિમાલયનાં ગિરિશૃંગોમાંથી આવ્યું છે એમ માને છે એ કલ્પના તો સુંદર છે, અને મંદિરોની એ રચના મસ્જિદોમાં આવી એમાં પણ એમની એ કલ્પના છે.

હોય એમ દેખાય છે એને છેક ઉપરથી નીચે જોઈ શકાય છે. આગળની મુખ્ય કમાન ઉપર, મિનારાના ભાગમાંથી આ રચના તરફ નજર કરતાં વાવના આગલા ભાગમાંથી પાછલા ભાગ તરફ જોતાં જે મનોહરતા જણાય છે તેવી જ અહીં દેખાય છે. વાવ પણ ગૂજરાતી સ્થપતિઓની જ એક નવાઈ છે. એટલે એમ માની શકાય કે મસ્જિદના સાદા સીધા લિવાનના મહોરામાં વૈવિધ્ય લાવવા અને એકસરખી બાંધણીથી ઉત્પન્ન થતી નીરસતા ( monotony of outline ) કાઢી નાંખવા ગૂજરાતી કલાકારે યોજેલી આ એક અનેરી અને અપૂર્વ કુશળતાવાળી રચના છે. હિંદના કોઈપણ ભાગમાં બનેલી જૂની કે નવી મસ્જિદોનો દેખાવ જુઓ. જુવાનપુરની મસ્જિદોમાં ત્યાંના સ્થાનિક સ્થાપત્યના અનુકરણમાં મસ્જિદનો મુખ્ય દરવાજો ખૂબ ઊંચો—બૂરજના ઘાટનો ઊંચો લઈ કાંઈક વૈવિધ્ય લાવવા પ્રયત્ન કર્યો છે.[૧૮] બીજા ઘણા ભાગોમાં માત્ર મુખ્ય કમાન અને વચ્ચેનો ઘુમટ માત્ર સહેજ ઊંચાઈમાં વધારી વિવિધતાના અનાકર્ષક પ્રયત્ન માત્ર કર્યા છે. મોગલાઈની સારી ગણાતી મસ્જિદોમાં પથ્થરોની સામગ્રી ઊંચી જાતની છે અને પ્રમાણમાં ઓછી જૂની હોવાથી દેખાવ ઠીક

૧૮. Ferguson : Architecture of Ahmedabad : "A most pleasing variety of design is obtained without any undue effort." .........."One of the most pleasing peculiarities of these mosques, and so far as is known, it is found only at Ahmedabad." .........."is borrowed probably from some Jain form of which no examples have yet been found,"—આ છેલ્લી માન્યતામાં ફર્ગ્યુસનની ભૂલ જણાય છે. જૈન મંદિરમાંથી રચના તો આવી છે, પરંતુ તે સાદડીમાં આજે પણ છે. વળી જુઓ : Havell : Indian Architecture, pp. 74 : "He (=ફર્ગ્યુસન) might have added that the arrangement was not a Saracenic invention, but a long-standing tradition in Indian temple-building of that part of India."

લાગે છે. બાકી વૈવિધ્ય લાવવાની રીતમાં કાંઈ પણ નવીનતા નથી,[૧૯] જ્યારે અમદાવાદની મસ્જિદોમાં આ રચનાએ અપૂર્વ સ્વરૂપ લીધું છે એ અમદાવાદની જુમા મસ્જિદ અને ચાંપાનેરની જુમા મસ્જિદ જોવામાં સહજ સમજાય તેવું છે.

## મિનારા

હિંદુ સ્થાપત્યની આ અગત્યની મેળવણીથી ઉત્પન્ન થતી આ મુખ્ય મનોહરતા જોયા પછી હવે બીજાં નાનાં વૈવિધ્ય અને મિશ્રણો જોઈએ. મિનારા એ મસ્જિદનું બીજું આકર્ષણ છે અને મુસલમાનોની માન્યતા પ્રમાણે મસ્જિદોનું એ એક મુખ્ય ચિહ્ન છે. નિમાઝનો સમય બાંગ પોકારીને એના ઉપર ચડીને જાહેર કરવામાં આવે છે. ગૂજરાતના ઇતિહાસમાં એક સમય એવો પણ આવી ગયો કે જેમાં હિંદુ મંદિર ભ્રષ્ટ કરી એમાં બીજો કાંઈ ફેરફાર કરાયો હોય કે નહિ, અગર એ મંદિરનો ઉપયોગ મસ્જિદ તરીકે થયો હોય કે નહિ, પરંતુ માત્ર એના આગલા ભાગ ઉપર બે નાના મિનારા ચોટાડી દે એટલે એ મંદિર મસ્જિદમાં ફેરવાઈ ગયું ગણાય.[૨૦] ગૂજરાતની શરૂઆતની

---

૧૯. Encyclopaedia Britanica, 13th Edition, Vol. 14, P. 433. "The elevations of the mosques have usually been studiously arranged with a view to express at once the structural arrangements, and to avoid monotony of outline by varied elevation of each division." એન્સાઈક્લોપીડિયાના લેખકની આ માન્યતા ખરી છે.

૨૦. આવા ઘણા દાખલા છે: ખંડેર થ[illegible] અને હવે કાઢી [illegible]ખેલા પ્રાચીન સોમનાથના મંદિર ઉપર એવા મિનારા [illegible] મસ્જિદ અને મંદિરની પ્રાર્થનાની દિશાના ભેદને લીધે બાંધણી[illegible] તે જોતાં મંદિરને મસ્જિદમાં ફેરવીને ઉપયોગમાં લેવાં એ મને તો માનવા જેવું લાગતું નથી. પણ મંદિર ભ્રષ્ટ કરી ઉપર માત્ર ફેરવ્યાના ચિહ્નરૂપ મિનારા કરી પછી તેને ગમે તે ઉપયોગમાં લેતા હશે તે શક્ય છે.

મસ્જિદોમાં[21] મિનારા નાના બેડોળ અને જાણે જુદા ચોંટાડ્યા હોય એવા ધુમાડિયાંનાં ભૂંગળાં જેવા લાગી આવે છે, પરંતુ જેમ જેમ મસ્જિદનું સ્થાપત્ય આગળ વધ્યું તેમ તેમ એમાં ગૂજરાતી સ્થપતિએ પોતાની વિશિષ્ટ કુશળતા દેખાડી, અને વખત જતાં મિનારા મસ્જિદના એક અંગ જેવા જ થઈ ગયા; પરંતુ આ પ્રગતિમાં યુરોપીય કલા-વિવેચકોમાં ખૂબ જ મતભેદ છે તેની ચર્ચા અહીં કરીશું.

### મિનારાની બાંધણીનો ઇતિહાસ

મિનારાની બાંધણીની વૃદ્ધિનો ઇતિહાસ જરા રસમય છે. ઇજિપ્તથી હિંદ સુધીના બધા મુસ્લિમ દેશોમાં મિનારાની બાંધણીમાં ફેરફાર દેખાય છે. કોઈ કોઈ સ્થળની મસ્જિદોમાં તો મિનારા બિલકુલ નથી.[22] ખુદ અમદાવાદની કેટલીક મસ્જિદોમાં મિનારા કરવામાં આવ્યા નથી. ગૂજરાતની મિનારાની બાંધણીનો જ અભ્યાસ કરવામાં આવે તો સમજાય કે મુસલમાન સમયના સ્થાપત્યની રચનામાં વિકાસ કેટલો બુદ્ધિપૂર્વક અને પદ્ધતિસર થયો છે. ઇજિપ્તથી શરૂ કરીને આખાયે પૂર્વના સ્થાપત્યનો શ્રેષ્ઠ અભ્યાસી ફર્ગ્યુસન લખે છે કે કેરોથી શરૂ કરીને આખાયે પૂર્વના દેશોની મસ્જિદોના મિનારાઓની બાંધણી સરખાવતાં ગૂજરાતની મસ્જિદોના મિનારા શ્રેષ્ઠ અને મનોહર બાંધણીના કહી શકાય.[24] ઇજિપ્તની મસ્જિદો અમદાવાદની મસ્જિદો

---

૨૧. જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૨૭૮–૨૭૯.

૨૨. ઉપર મુજબ, પૃ. ૨૮૦ માં ફર્ગ્યુસનનો મત; એમાં હિંદનાં કેટલાંક સ્થળોની મસ્જિદોના મિનારાની વાત આપી છે.

૨૩. ઉપર મુજબ, ૨૭૯.

૨૪. અમદાવાદ ગેઝેટિયરમાં આપેલો ફર્ગ્યુસનો ઉતારો : "Their minarets, the only minarets that in beauty of outlins and richness of detail surpass those of Cairo are the chief glory of the Ahmedabad mosqes." વળી જુઓ : Douglas: Western India; P. 309 : Had he wandered to Cairo he would have seen no more graceful minarets."

કરતાં અઢીસો વર્ષ પ્રાચીન છે, અને એ સમયે ત્યાં મિનારા સારા થતા હતા, પરંતુ મસ્જિદના લિવાનના એક ભાગ તરીકે નહોતા. ગઝનીની સત્તામાં અને દિલ્હીની પઠાણસત્તા (ઈ. સ, ૯૭૫–૧૧૩૯ અને ઈ. સ. ૧૧૯૨–૧૫૫૮)માં પણ મિનારા કીર્તિસ્તંભ પેઠે જુદા થતા પણ મસ્જિદના ભાગ તરીકે નહિ. જુવાનપુર (જોનપુર)ના (૧૩૯૭–૧૪૭૮) સ્થાપત્યમાં મિનારા ભાગ્યે જ થતા હતા. બંગાળ–ગૌડના સ્થાપત્યમાં (૧૨૦૭–૧૫૭૩) અને માળવાના માંડુગઢમાં (૧૪૦૧–૧૫૬૮), અને ગુલબર્ગ (દક્ષિણ હિંદમાં)માં (૧૩૪૭–૧૬૦૯) મસ્જિદોમાં મિનારા નહોતા. આ ઉપરથી ફર્ગ્યુસન એમ માને છે કે મિનારાનું સૂચન અમદાવાદના બાદશાહોને પશ્ચિમના દેશોમાંથી મળ્યું હોય.[૨૫] દિલ્હીનો કુતુબમિનાર પણ જુદો અને અલગ છે. આ બધું જોતાં એમ સમજાય છે કે મસ્જિદના જ એક ભાગ તરીકે મિનારા ગૂજરાતી સ્થપતિઓએ જ પહેલવહેલા યોજ્યા; અને એની બાંધણી હિંદુ મંદિરની બાંધણીને અનુસરીને કરી.[૨૬]

## મિનારા માટે પ્રેરણા ક્યાંથી મળી?

હિંદના સ્થાપત્યના આ બધા યુરોપીય વિવેચકો એમ માને છે કે ગૂજરાતમાં આ મિનારાની રચનામાં પણ સ્થપતિઓને ખૂબ મનોમંથન થયેલું હોવું જોઈએ.[૨૭] અમદાવાદનું જ ઉદાહરણ લઈએ. શરૂની કેટલીક મસ્જિદોમાં મિનારા નથી. પહેલી મસ્જિદ ભદ્રમાં થઈ તેમાં જુદા ચોટાડ્યા હોય એવા છે.[૨૮] તે પછી ઉત્તરોત્તર

૨૫. જુઓ મારા અમદાવાદના ઇતિહાસમાં આપેલો ફર્ગ્યુસનનો મત, પૃ. ૨૮૦.

૨૬. ઉપર મુજબ, પૃ. ૨૮૦.

૨૭. Sir John Marsball : Cambridge His. of India III, Ph. 610, 612, 615.

૨૮. મારો અમદાવાદનો ઇતિહાસ : અહમદશાહની ભદ્રની મસ્જિદનું વર્ણન. એમાં એ જાતના મિનારાવાળી બીજી મસ્જિદોનાં પણ વર્ણન આપેલાં છે.

મિનારા કોઈ મસ્જિદમાં વચલી કમાનની બન્ને બાજૂએ અને કોઈમાં લિવાનને બન્ને છેડે યોજાયા છે. હિંદના બીજા ભાગોમાં એની વૃદ્ધિ થઈ એ દરેક ઉદાહરણોમાં જોઈશું. ગૂજરાતના મુસ્લિમ સ્થાપત્યમાં જ્યાં જ્યાં મિનારા દેખાય છે તે જુદા જ બાંધેલા છે.[૨૯] ગૂજરાતી સ્થપતિની કલાની ખરી ખૂબી એ મિનારાને લિવાનના એક ભાગ તરીકે યોજી મસ્જિદના મહોરામાં વૈવિધ્ય અને આકર્ષણ લાવવામાં સહાય કરવાની અપૂર્વ યોજનામાં જ છે,[૩૦] મિનારા મસ્જિદની અગાશી ઉપર ધુમાડિયાંની પેઠે ન ગોઠવતાં એને ભોંયતળિયેથી લિવાનને અડોઅડ જ ઉઠાવ્યા. ભોંયતળિયેથી મસ્જિદની પહેલા માળની અગાશી સુધી એની બાંધણી હિંદુ મંદિરોના ગર્ભગૃહોની બાજૂઓ અને પછીતની બાંધણીની પેઠે ખૂણા પાડીને કરવામાં આવી, અને એ રીતે થયેલા ભાગની ભીંતના ખૂણાઓથી આખા મહોરાનું આકર્ષણ ખૂબ જ વધી ગયું.[૩૧] મંદિરમાં ગર્ભગૃહની બહારના આ જાતના આકારમાં વચ્ચે ગોખ કરીને પ્રધાન દેવની મૂર્તિ મૂકવાનો રિવાજ છે. એને બદલે આ કુશળ કલાકારોએ એવા જ ગોખ મિનારની મંદિરાકાર રચનામાં બનાવી તેમાં મૂર્તિને બદલે સુંદર કારીગરીવાળી ફૂલવેલની નકશી કરી. અગાશીની ઉપર જતાં આ મિનારાનો ઘાટ બદલી નંખાયો અને ભાંગતી ખૂણાવાળી બાંધણીને બદલે એને ગોળ બનાવી ત્રણ ચાર માળ ઊંચા લઈ જઈ વચ્ચે વચ્ચે દરેક માળે ગોળ કઠેરાવાળાં બહાર નીકળીને જોવાનાં છજાં બનાવીને છેક ટોચે શંકુ જેવો આકાર કર્યો.

૨૯. મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૨૮૦-૮૧.

૩૦. ઉપર મુજબ, પૃ. ૨૭૭-૭૮.

૩૧. ઉપર મુજબ, પૃ. ૨૭૮. વળી જુઓ: Havell: Indian Arebilecture P. 70. The beautiful minarets which are so characteristic of this and other mosques In Gujarat, have none of the sarecanic feeling of the Qutub Minar, at Delhi, but are entirely Hindu in style, being only adaptations of the splendid Rajput Towers of Victory at Chitor.

અમદાવાદની જુમા મસ્જિદ, મુહાફિઝખાનની મસ્જિદ, રૂપમતીની મસ્જિદ વગેરે ઘણી મસ્જિદોમાં આ જાતના મિનારા વચલી કમાનની આસપાસ કર્યા છે અને ચાંપાનેરમાં પણ એ જ રીત રાખી છે, જ્યારે રાણી સીપરીની, શાહ આલમની, સૈયદ ઉસ્માનની, હસન મુહમ્મદ ચિશ્તીની અને સીદી સૈયદ વગેરેની મસ્જિદોમાં એને લિવાનને છેડે રાખવામાં આવ્યા છે, પછી બધી યે રીતે એ મસ્જિદના જ ભાગ તરીકે શોભે છે.

## મિનારાની બાંધણી ઉપર યુરોપીય વિવેચકો

બાંધણીના આ ફેરફારને યુરોપીય વિવેચકો સ્થપતિઓનું મનોમંથન અને ક્યાં મૂકવાથી મિનારા સારા લાગશે તેનું ભાન ઓછું હોવાથી કલાની ખામી તરીકે ગણાવે છે, અને સર જોન માર્શલ આ ટીકામાં સર્વથી વધારે કડક છે.[૩૨] ગૂજરાતી કારીગર છેવટ સુધી મિનારાની રચનામાં બરોબર સફળ નથી થયો એમ એઓ માને છે. વચલી કમાનની આસપાસ કરેલા મિનારા કરતાં લિવાનને છેડે કરેલા મિનારા કાંઈક ઠીક લાગે છે એમ માને છે, અને બહુ ઊંચા મિનારા મસ્જિદની આખીયે શોભાને લઘુતામાં લાવી દે છે એમ પણ માને છે; આમ છતાંયે હિંદના બીજા ભાગોની મસ્જિદોના બોડા મિનારા કરતાં ગૂજરાતી મિનારા વધુ આકર્ષક છે એમ તો લગભગ બધા વિવેચકો એકમત છે.[૩૩] આ બધી માન્યતાઓ ધ્યાનમાં લેવા છતાં આપણે

૩૨. ઉપર નોંધ ૨૭ માં સર જોન માર્શલનો મત. એમણે ગૂજરાતની મસ્જિદોમાં મિનારાની ગોઠવણીમાં સ્થપતિ પૂરેપૂરો સફળ થયો નથી એ બાબત વિસ્તારથી લખ્યું છે. ચાંપાનેરની મસ્જિદના મિનારાની ટીકા કરતાં એટલે સુધી માને છે કે ભૂકંપમાં પડી જતાં પહેલાં અમદાવાદની જુમા મસ્જિના મિનારા પણ સારા દેખાતા હશે તે માટે શંકા બતાવે છે; માત્ર રાણી સીપરીની મસ્જિદના મિનારાને સારા કહે છે.

33. Henry Cousins : Architecture of Western India. હેવલ ફર્ગ્યુસન વગેરે બધા પણ એ મત ધરાવે છે. આલ્ડસ હક્સલીની તાજના મિનારાની ટીકા પણ જોવા જેવી છે.

મતભેદ દર્શાવવો જોઈએ. મિનારાની બાંધણીનું સૂચન પશ્ચિમના દેશોમાંથી થયું હતું એમ પણ માની શકાય નહિ. એ સૂચન એટલા પૂરતું માની શકાય કે મસ્જિદને મિનારાની જરૂર છે એ સિદ્ધાંત પોતે જ પશ્ચિમથી આવ્યો. પરંતુ બાંધણીનું સૂચન ખાસ કરીને ગૂજરાતી કલાકારને તો બહારથી લેવાની જરૂર જ નહોતી, કારણ કે ગૂજરાતમાં કીર્તિસ્તંભોની પ્રણાલિકા પ્રાચીન સમયથી હતી. નાના નાના કીર્તિસ્તંભો તો હિંદુ સમયના આજે પણ કેટલાંક સ્થળોએ જોવા મળે છે.[૩૪] મોટો કીર્તિસ્તંભ—મિનારાને મળતો—ચિતોડમાં ઊભો છે, અને મેવાડ જે સાંસ્કૃતિક દૃષ્ટિએ ગૂજરાતના જ વર્તુળમાં આવે છે તેનાં હિંદુ અને જૈન મકાનોમાંથી મુસ્લિમ સ્થાપત્યને ઘણી પ્રેરણા મળેલી છે એ તો જાણીતી વાત છે.

### એ માટે સર જોન માર્શલનો મત અંગત જ કહી શકાય

મિનારાની ગોઠવણીમાં ગૂજરાતી કારીગર ગૂંચવાયેલો જ રહ્યો છે એવી માર્શલની માન્યતા પણ બરોબર લાગતી નથી. વિવેચકો અંગત અભિપ્રાય ધરાવી શકે છે. અમદાવાદમાં ભદ્રમાં આવેલી અહમદશાહની પહેલી મસ્જિદના મિનારા અને તે પછી માત્ર દસકામાં જ બંધાયેલી જુમા મસ્જિદના સંપૂર્ણ કલામય મિનારા બાંધનારા સ્થપતિઓ આ બાંધણીમાં ગૂંચવાયા હતા એવું માની શકાય નહિ. મિનારાને મસ્જિદોનો એક ભાગ બનાવવાની કલાનો સ્વીકાર કર્યા પછી એને કેટલા ઊંચા કરવા કે મસ્જિદના કયા ભાગ સાથે જોડવા એ બંધાવનારાઓની વ્યક્તિગત ઇચ્છાની અને પસંદગીની વાત હતી.

---

૩૪. આવા કીર્તિસ્તંભો વડનગર, કપડવંજ, મોઢેરા વગેરે સ્થળોએ છે. ચિતોડનો કીતિસ્તંભ તો ખાસ જુદો જ તરી આવે એવો છે અને મિનારો હિંદુ સ્થળ માટે કર્યો હોય તેનો દાખલો પૂરો પાડે છે. કીર્તિસ્તંભ, ચિતોડનો મિનારો, મંદિરના ગર્ભગૃહની બાજૂઓ વગેરેના મિશ્રણમાંથી મસ્જિદના મિનારા ગૂજરાતી કારીગરોએ યોજ્યા.

મસ્જિદના કદને પણ એમાં લક્ષ્યમાં લેવાતું. અમદાવાદની જુમા મસ્જિદના મિનારા ઊભા હશે ત્યારે સારા નહિ લાગતા હોય અને ચાંપાનેરના આજે સારા ન ગણી શકાય એવી માર્શલની માન્યતા એમની અંગત જ ગણી શકાય. એ બે મસ્જિદોનાં કદ અને એના વચલા ભાગને જે રીતે ઊંચા લેવાયા છે તે જોતાં એ મિનારા ખરાબ ન લાગે એવો મત પણ ઘણા જોનારાને લાગે છે.[૩૫]

## મિનારા : ગુજરાતના મુસલમાન સ્થાપત્યની ખાસ વિશેષતા

આ ઉપરથી જણાશે કે મિનારા એ ગૂજરાતના મુસ્લિમ સ્થાપત્યની એક ખાસ વિશેષતા છે, અને એનાં રચના કલા અને મસ્જિદ સાથેનો એનો સંબંધ જોતાં દુનિયાની કોઈ પણ મસ્જિદના મિનારા કરતાં એ ચડે તેવા છે અને મસ્જિદને વધારે આકર્ષક બનાવે છે, અને તેની સમગ્રતામાં જોતાં કોઈ પણ કીર્તિસ્તંભ કે ઘડિયાળના ટાવર કરતાં વધારે મનોહર છે. હેન્રી કઝિન્સ લખે છે કે "સાધારણ રીતે લોકમાન્યતાની વિરુદ્ધ હિંમત કરવા જેવું લાગે, પણ મને તો તાજમહાલના બોડા મિનારા કરતાં અમદાવાદના મિનારા વધારે

---

૩૫. માર્શલની કડક ટીકા છતાં બીજાના મત આ પ્રમાણે છે:—અમદાવાદ ગેઝેટિયર પૃ. ૨૬૬ અને નોંધ ૬ માં ફર્ગ્યુસન અને ફોર્બ્સમાંથી આ પ્રમાણે ઉતારા લીધા છે:—The bases of the Ahmedabad minarets are except for the change from images to tracery, elongated copies of the perpendicular parts of the basements of Hindu Temples." આ તદ્દન સત્ય છે. વળી Forbes લખે છે કે, "The minarates of Ahmedabad mosques, if, for their arched foliated panels, idol-sculptured alto-reliefs are substituted on a small scale, perfect representatives of the two stories of a shrine tower to which the imagination can easily add a curvilinear spire."

સુંદર લાગે છે, અને ઘણું કરીને આખા હિંદમાં એ સર્વથી સુંદર છે.[૩૬]

### હાલના મિનારા

હવે આ મિનારાઓની એક ચમત્કારિક વિશેષતા જોઈએ. મિનારાની છતાં એને ગૂજરાતના સ્થાપત્યની એક અપૂર્વ અને અલગ નવાઈ તરીકે પણ ગણાવી શકાય. આ નવાઈ તે અમદાવાદની મસ્જિદોના હાલતા મિનારા. ઘણાખરા કલાવિવેચકોએ આ આશ્ચર્યકારક ઘટના ઉપર કાંઈજ પ્રકાશ પાડયો નથી. બર્જેસ જેવા સ્થાપત્યના ગ્રંથોના લેખકે પણ કાંઈ કહ્યું નથી, કોઈએ માત્ર નોંધ જ લીધી છે. આ હાલતા મિનારાની હકીકત આજથી પોણાબસો વર્ષ પહેલાં મિરાતે અહમદીના લેખકે લીધી છે[૩૭] અને બેત્રણ મસ્જિદોના દાખલા આપી હાલવાના ચમત્કારનું કાંઈ કારણ આપ્યું નથી. તે પછી આજથી આશરે ૧૪૦ વર્ષ પહેલાં હિંદના સર્વેયર જનરલ કર્નલ મોનિયર વિલિયમ્સે બીજી નોંધ લીધી છે. એ ઈ. સ. ૧૮૦૯ ના મે માસની ૩૧ મી તારીખની પોતાની રોજનીશીમાં આ નોંધ લે છે. એનો ઉતારો ગ્રીન્ડલેએ [૩૮]પશ્ચિમ હિંદનાં સ્થાપત્ય, પહેરવેશ અને સૃષ્ટિ-સૌંદર્યના ગ્રંથમાં લીધો છે અને બીજા કેટલાકોએ પણ એ ઉતારાની નોંધ લીધી છે. અમદાવાદની લગભગ બધી પથ્થરની મસ્જિદોના

---

૩૬. H. Cousins : Arch. Antiquities of Wes. Ind. P. 87. વળી હિંદના બધા ભાગોના મસ્જિદોના અને બીજા મિનારાઓની સરખામણી માટે Percy Brown ના Islamic Architecture ના ગ્રંથમાં પૃ. ૫૧ ની સામે પ્લેટ XXXVI નાં ચિત્રો જુઓ.

૩૭. મિરાતે અહમદી; અંગ્રેજી : નવાબઅલી અને સીડન. પૃ. ૧૦-૧૧. ગૂજરાતી નિઝામુદ્દીન ચીસ્તી સાહેબ.

૩૮. Grindlay : Scenery costume and Arichitecture of Western India. વળી આ માટે મારા અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૨૮૧ થી ૨૮૭ માં સવિસ્તાર ચર્ચા કરી છે.

મિનારા એ સમયે ઊભા હતા અને મોનિયર વિલિયમ્સ કહે છે કે એ બધા હાલતા હતા. એ પછી આર્કિયોલોજિકલ સર્વેવાળા હેન્રી કઝિન્સે આ ઉતારો લઈ પોતાનો મત તેમાં ઉમેર્યો છે. મોનિયર વિલિયમ્સ પોતાનો અનુભવ આ પ્રમાણે લખે છે:—

**૧૪૦ વર્ષ પહેલાં મોનિયર વિલિયમ્સે નોંધેલી ઘટના**

"પરંતુ આ મકાનમાં (જુમા મસ્જિદમાં) ખાસ નવાઈની બીના એ છે કે મકાનની વચમાં ઊભેલા મિનારાના ઉપલા છજામાં જરા હલાવતાં ગતિ પેદા થાય છે. સ્થાપત્યની આ ચમત્કારિક બીના (architectural phenomenon) સમજાવવા માટે અનેક સિદ્ધાંતો કહેવામાં આવે છે, પરંતુ એકેથી મનનું સમાધાન થતું નથી; અને એની કાંઈ પણ અસર બન્નેની વચ્ચે આવેલી અગાશી ઉપર જણાતી નથી તેથી શંકામાં વધારે ઉમેરો થાય છે." સર્વેયર જનરલ આગળ લખે છે કે "જુમા મસ્જિદના મિનારા હલાવતાં અમને લાગ્યું કે એના મિનારા બીજી મસ્જિદોના મિનારા કરતાં પણ વધારે હાલે છે અને બીબીજીની (રાજપુર) મસ્જિદની પેઠે એક મિનારામાંથી ગતિ બીજામાં જાય છે. ખરેખર અમે શહેરમાં અને બહાર આખા મિનારાની જોડીઓમાં આ અખતરો કર્યો અને એ જ પરિણામ આવ્યું. એકના હલાવવાથી ગતિ બીજા મિનારામાં જાય છે, તે વચ્ચેની અગાશીમાંથી જતી હશે એમ ધારીને હું બન્ને મિનારાની વચ્ચે સૂઈ રહ્યો અને બીજા માણસોએ મિનારા હલાવવા માંડયા, પણ મને કાંઈ પણ ગતિ માલૂમ પડી નહિ, અને મારી નીચેનો અગાશીનો ભાગ ગતિ વગરનો જ રહ્યો."

આ ઉતારો ટાંકીને હેન્રી કઝિન્સ પોતાનો અનુભવ આ પ્રમાણે લખે છે: "હું જ્યારે ગઈ તા. ૩૧ મી મે ને દિવસે (ઈ. સ. ૧૯૦૪–૫) અમદાવાદમાં હતો ત્યારે મોનિયર વિલિયમ્સની ઉપરની નોંધને આશરે એક સૈકો થઈ ગયો હતો. એ વખતે મને કહેવામાં આવ્યું કે સ્ટેશન પાસે સીદી બશીરની મસ્જિદમાં પણ એ જ વિશેષતા

છે. હું એક મિનારાના છેક ઉપલા માળ ઉપર ચડયો, અને બીજા બેત્રણ માણસો બીજા મિનારા ઉપર ચડયા. એ લોકો બીજા મિનારા ઉપર પોતાનું વજન નાંખીને હલાવવા માંડયા. થોડી ક્ષણ સુધી મને કાંઈ લાગ્યું નહિ. હું આ બધી કેવળ કલ્પના છે એમ માનવા જતો હતો એવામાં મારાવાળો મિનારો ધીમી, નરમ (resilient) ગતિથી હાલતો લાગ્યો, અને એ ગતિ ધીમે ધીમે વધતી ગઈ. છેવટે મારે ગતિ બંધ પાડી મિનાર ન ડોલાવવા કહેવું પડયું."[૩૯]

## આ આશ્ચર્યકારક ઘટનાના ખુલાસાની ચર્ચા

હેન્રી કઝિન્સ આ બીનાના છેલ્લા પ્રમાણભૂત નોંધનારા ગણી શકાય. એ પછી કોઈ કોઈ એની નોંધ લે છે, પરંતુ હજી આ ચમત્કારમય બીનાની જોઈએ તેવી જાહેરાત થઈ નથી. પથ્થરનો મિનારો હાલે અને એક હલાવતાં ગતિ આપોઆપ બીજામાં જાય એ આશ્ચર્યકારક ઘટના તો જગતના સ્થાપત્યમાં નવાઈ તરીકે સ્થાન પામે તેવી છે, પરંતુ ખુદ ગુજરાતીઓને જ પોતાની પ્રસિદ્ધિની ન પડી હોય તો બીજાને શું? આટલી નોંધ પણ મિરાતે અહમદીના લેખકે લીધેલી તે કોઈએ પછીથી નોંધી નથી[૪૦] અને આ પશ્ચિમના કલાકારોને ભાગે એની આટલી તપાસ કરવાનું માન જાય છે. ઈ. સ. ૧૯૨૯ ના જાન્યુઆરીમાં મદ્રાસના જાણીતા કલાવિવેચક એસ. વી. રામસ્વામી મુદલિયાર અમદાવાદમાં આવ્યા હતા ત્યારે હું એમને આ ઘટના બતાવવા ઘીકાંટે આવેલી મુહાફિઝખાનની મસ્જિદ જોવા લઈ ગયો અને ત્યાં પણ આ નવાઈ જોઈ એઓ આશ્ચર્યથી મુગ્ધ થઈ ગયા, અને મદ્રાસના સુપ્રસિદ્ધ દૈનિક 'હિંદુ' પત્રના સચિત્ર અઠવાડિકમાં એમણે આ વિશે એક લેખ લખેલો.

---

૩૯. H. Cousins : Archi. Antiquities of Western India. P. 63-64.

૪૦. મિરાતે અહમદીની નોંધ બીજે જોવામાં આવી નથી. મેં અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૨૮૩ નોંધ ૧૬ માં એ નોંધ લીધી છે.

પરંતુ સ્થાપત્ય કે વિજ્ઞાન કે બીજી કોઈ દૃષ્ટિએ પણ આ ચમત્કારિક ઘટનાની સમજૂતી હજી સુધી કોઈ આપી શક્યું નથી. કોઈ કહે છે કે મિનારા જૂના થવાથી હાલે છે. પરંતુ આજથી બસો વર્ષ પહેલાં પણ હાલતા હતા; અને એકલા હાલવાની વાત બાજૂએ રાખતાં પણ એકમાંથી ગતિ આપોઆપ બીજામાં જાય છે તેની શી સમજૂતી આપવી? ગૂજરાતમાં પહેલાં ખૂબ ભૂકંપ થતા હતા અને એ કારણે અહીંના સ્થપતિઓએ ભૂકંપમાં ન પડે માટે એવી કોઈ રચના શોધી હોય અને આપણા લોકોની રીત પ્રમાણે એ જ્ઞાન છાનું રખાયુ હોય ને વખત જતાં લુપ્ત થયું હોય એવું પણ એક અનુમાન છે.[૪૧] આમ છતાં પણ ૧૮૧૯ ના મોટા ભૂકંપ વખતે ઘણી ખરી મસ્જિદોના મિનારા—જુમા મસ્જિદના પણ—પડી ગયા એટલે એ કારણથી કાંઈ સમાધાન થતું નથી. એ ભૂકંપ બહુ ભારે હતો એમ ધારી મન વાળીએ ત્યારે. એટલે અમદાવાદનું આ એક આશ્ચર્ય હજી સુધી આશ્ચર્ય જ રહ્યું છે. આ સાથે એક વાત કહેવી જોઈએ કે ગૂજરાતનાં બીજાં સ્થળોની મસ્જિદો માટે આ જાતની કોઈ નોંધ મળતી નથી. બીજે મસ્જિદો અમદાવાદથી પહેલી બંધાઈ હોય અને

૪૧. આ બધી ચર્ચા અમદાવાદના ઇતિહાસમાં સવિસ્તર ઉપર લખ્યાં તે પૃષ્ઠોમાં કરી છે. એમાં ભૂકંપ અને આબોહવાને લગતા હોપ અને ફર્ગ્યુસનના Architecture of Ahmedabad માંથી અને બ્રીગ્સ સિટીઝ ઑફ ગુજરાતમાંથી અભિપ્રાયોના ઉતારા નોંધ. ૧૮ માં આપ્યા છે. તે રસ હોય તેમણે જોવા. આ માટે મેં ઘણા ઈજનેરો સાથે ચર્ચા પણ કરી છે, પરંતુ કોઈએ ખુલાસો કર્યો નથી. વલભીપુરનાં ખંડેરોમાંથી હાલતી ઈંટો મળી હતી એવી વાત એક જણે કરેલી, પણ તે માટે આધાર મળ્યો નથી. આ બાબતનું સંશોધન થવાની જરૂર છે. આગ્રામાં હાલતા પથ્થર મળે છે અને તે બનાવટી છે. એક એવો ટુકડો મને બતાવવામાં આવેલો, પણ એવું કાંઈ મિનારાના પથ્થરમાં જણાતું નથી. રાજપુરની મસ્જિદનો એક મિનારો ઉતરાવી તપાસ થયેલી એમ કહેવાય છે, પણ આ ઘટનાનો ખુલાસો થયો નથી. અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૨૮૫–૮૬ માં નોંધ ૧૯, ૨૦, અને ૨૧ પણ જુઓ.

મિનારાની પ્રગતિ ન થઈ હોય એમ માની શકાય, અને તે સાથે અમદાવાદની સ્થાપના પછીનાં બાંધકામોમાં મોટી અને સારા મિનારાવાળી મસ્જિદો ચાંપાનેર સિવાય મળતી નથી. ચાંપાનેરની મોટી જુમા મસ્જિદના મિનારા હાલતા હોય એવી કોઈએ નોંધ કરી નથી. તેથી અમદાવાદની ભૂમિની કોઈ ખાસ ખાસિયતને લીધે ભૂકંપની સામે થવાની કોઈ કલા તે સમયના સ્થપતિઓના જાણવામાં હોય એવા અનુમાનને જરા ટેકો તો મળે છે. પરંતુ આ માટે હજી વધારે આધાર અને સંશોધનની જરૂર છે.[૪૨]

### ગોખ

હવે ગૂજરાતના સ્થાપત્યની બીજી વિશેષતાઓ જોઈએ ગૂજરાતનાં મંદિરોમાં દેવમૂર્તિઓ માટે સુંદર કલામય ગોખ કરવાનો જૂનો રિવાજ હતો. જીવવાળી કોઈ પણ આકૃતિ કરવાનો ઇસ્લામમાં નિષેધ હોવાથી ગુજરાતી કલાકારોએ એ જ મૂર્તિઓના ગોખની એવી જ કારીગિરી કાયમ રાખી અંદર મૂર્તિને બદલે મનોહર ફૂલવેલની આકૃતિઓ કરી. આ આકૃતિઓનું કોતરકામ એટલું તો ઝીણવટથી કર્યું કે પથ્થરની અંદરની કોતરણી કાગળ ઉપર કલાકારની પીંછી જેવું કરી શકે એવી આકર્ષક થઈ. યથાસ્થાને ઉદાહરણોમાં એનું વધારે વર્ણન કરીશું.[૪૩]

### જાળીઓ

એ જ પ્રમાણે આરપાર કોતરણીવાળી જાળીઓ ગૂજરાત, મારવાડ, મેવાડ, અને મથુરા આગ્રા સુધીના પ્રાંતોની વિશેષતા હતી. મંદિર અને મહેલો બન્નેમાં આવી જાળીઓ છૂટથી વપરાતી અને

---

૪૨. આ ઘટનાનો ખુલાસો મળતો નથી એ ઉપરથી સ્વ. સાક્ષર નવલરામ ભાઈની લીટી જ યાદ કરવી પડે કે 'અસલી ઈમારત હુન્નર આગળ ઈજનેરી લજવાય, રમિયે ગુજરાતે.''

૪૩. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૨૭૫–૨૭૭.

એને લીધે સૂર્યનાં તાપ અને અજવાળું સીધાં આવવાને બદલે ગળાઈને આવવાથી ગરમ દેશમાં ખાસ ઠંડક લાવવાની ગોઠવણ સહેલાઈથી થઈ શકતી. મુસલમાન સમયમાં મૂર્તિવિધાન ઓછું થવાથી શિલ્પીઓની કલા આવી જાળીઓમાં કેન્દ્રિત થઈ, અને એથી ગૂજરાતના મુસ્લિમ સ્થાપત્યમાં જે જાળીઓ થઈ છે તે આજે એકલા હિંદનું નહિ પણ આખી દુનિયાનું આકર્ષણ ગણી શકાય એવી બની.[૪૪] આવી જાળીઓમાં ફૂલવેલ તથા ભૌમિતિક આકૃતિઓનો છૂટથી ઉપયોગ થયો છે, અને આ કારીગીરીની પ્રગતિ ગૂજરાતના પાટનગરમાં એટલી હદ સુધી વધી કે અમદાવાદની જાળીઓ જેવા નમૂના આજે કોઈ સ્થળે જડતા નથી અને એના જેવી બારીક નકશી પણ બીજે જડતી નથી. ભૂમિતિની જાળીઓની અનેકવિધ વિવિધતા જોઈ એક અંગ્રેજ લેખક લખે છે કે અમદાવાદમાં ભૂમિતિ ઉલ્લાસમાં આવીને ઉન્માદથી નૃત્ય કરે છે.[૪૫] ફૂલવેલની જાળીઓમાં અમદાવાદમાં લાલ દરવાજે આવેલી સીદી સઈદની મસ્જિદની જાળીઓ તો આખી દુનિયાની જાળીઓમાં શ્રેષ્ઠ ગણાય એવી છે અને જગતના બધાયે કલાવિવેચકોએ એની મુક્તકંઠે પ્રશંસા કરી છે.[૪૬] ગૂજરાતના મુસ્લિમ સ્થાપત્યની કેટલીક વિશેષતાઓ આપણે જોઈ અને બીજી જોઈશું. પરંતુ યુરોપ અમેરિકા આદિ દેશોના કલારસિકો જો અમદાવાદ આવે તો આ જાળીઓના આકર્ષણથી જ આવે છે.

---

૪૪. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૨૭૩–૨૭૬. આગળ ટાંકેલાં અવતરણોથી એ સિદ્ધ થશે.

૪૫. ઉપર મુજબ, પૃ. ૨૭૬. સર જોન માર્શલ : Cam. His. Ind. III. P. 581. સર જોન દિલ્હીની કુતુબુદ્દીનની મસ્જિદના પડદાની કોતરણી માટે લખતાં કહે છે કે Mathematically it was correct to the minutest detail, but mathematical precision is not architecture and no amount of accuracy with compass and ruler can make up for lack of natural artistry."

૪૬. સર જોનના ઉપરના મત વિરુદ્ધ એની અમદાવાદની જાળીઓની પ્રશંસા તેમજ બીજાના મતો આ પ્રકરણના છેડે જુદા ઉતારીશું તે જોવા વિનંતિ.

### ઝરૂખા

મુસલમાન સ્થાપત્યમાં મંદિરની પેઠે મૂર્તિઓની વિપુલતા બંધ થવાથી ગોખ અને જાળીઓની કારીગીરીની પેઠે બીજા અલંકારો પણ હિંદુ સ્થાપત્યમાંથી લેવા પડ્યા. મહેલોમાં ઝરૂખા એક સુંદર અંગ ગણાતું હતું. ગૂજરાતના મુસલમાન સ્થાપત્યમાં મસ્જિદોમાં લિવાનના મહોરાના આકર્ષણમાં વધારો કરવા જાળીઓ ગોખ વગેરે સાથે ઝરૂખાની પણ યોજના કરવામાં આવી. ગૂજરાતની મસ્જિદોમાં જે જાતના મનોહર ઝરૂખા કર્યા છે એવા હિંદની બીજી મસ્જિદોમાં દેખાતા નથી.[૪૭]

### થાંભલા

થાંભલા અને તોરણો હિંદુ મંદિરોની ખાસ વિશેષતા હતી. થાંભલામાં મૂર્તિઓ પુષ્કળ થતી હતી, તેને બદલે બીજી કારીગીરી કરીને હિંદુ મંદિરોના થાંભલા થોડા ફેરફાર સાથે મસ્જિદોમાં દાખલ થયા. ઘણી મસ્જિદોમાં હિંદુ મંદિરોના જ થાંભલા આખા ને આખા ઉપાડીને વપરાયેલા દેખાય છે. કેટલાકમાં તો મૂર્તિઓ સફાઈથી કાઢી નાંખેલી દેખાય છે.[૪૮] પરંતુ જુમા મસ્જિદ અને એવી બીજી ઉત્તમ મસ્જિદોમાં નવા થાંભલા પણ થયેલા છે. એવા થાંભલામાં ખાસ ફેરફાર કર્યો હોય એમ દેખાય છે. મુસલમાન સ્થાપત્યની સાદાઈની ભાવના મસ્જિદની ભીંતો અને નવા કરાયેલા થાંભલાઓમાં ખાસ દેખાઈ આવે છે. કલાવિવેચકોનું માનવું છે કે અલંકારોની વિપુલતા હિંદુ મંદિરોમાં એટલી હદ સુધી વધી ગઈ હતી કે કેટલીક વાર

---

૪૭. મારો અમદાવાદનો ઇતિહાસ. પૃ. ૨૭૬ અને પૃ. ૨૯૩ ઉપરનું ચિત્ર.

૪૮. આ માટે અહમદશાહની મસ્જિદના વર્ણનમાં જોઈશું. અમદાવાદની જુમા મસ્જિદની દક્ષિણ બાજૂએ શાકબજાર તરફથી પ્રવેશવાનો આખો મંડપ એ જાતનો છે.

આખુંયે મકાન કે થાંભલો જાણે આખા અંગે ફોલ્લા થયા હોય એવું લાગતું.[૪૯]

## અલંકારોમાં સંયમ

મુસલમાનોની સાદાઈ જાળીઓ અને મિનારા જેવામાં પ્રતિબંધ મૂકવામાં સફળ ન થઈ. પણ ભીંતો અને થાંભલામાં સફળ થઈ, અને એથી ભરચક નકશીની ગાંડપણની હદ સુધી વધી ગયેલી હિંદુ રીત ઉપર ઠીક ઠીક સંયમ આવ્યો. હિંદુઓના જે જે અલંકારો મસ્જિદોમાં અપનાવવામાં આવ્યા તે જોતાં આંખને કંટાળો ન આવે અને ભવ્ય તથા બુલંદ વાતાવરણની સાથે જ લાવણ્ય અને કોમળતાના ભાવો ઉત્પન્ન કરે. મીઠાઈ ખૂબ ભાવે એવી હોય છે છતાં એકલી મીઠાઈનો ટોપલો મૂકે તો ખાતાં કંટાળો આવે, પરંતુ સાથે મોળાને ખારા ખાટા રસ હોય તો બધું ભેગું ખૂબ જ ભાવે. એવી રીતે હિંદુ શિલ્પ નકશીથી તસુએ તસુ ભરપુર હતું. મુસ્લિમ સ્થાપત્યમાં નકશી સંયમથી વપરાઈ તેથી ગળ્યા સાથે બીજા રસ મળે તેવું થવાથી તે શિલ્પ મનને આનંદ આપે તેવું થયું. છેક આપણી સદીની શરૂઆત સુધી નાગરજ્ઞાતિમાં સીમંત સંસ્કાર વખતે યુવતીને એટલા ભરચક અલંકારો પહેરાવવામાં આવતા કે નાજુક છોકરી કદાચ એનો ભાર પણ સહન ન કરી શકે ને એને ગૂંગળામણ થાય. એ રિવાજને નાગરો 'વાધ' કહે છે. પરંતુ એ જ નાગર યુવતીઓ સાદા અલંકાર અને સાદા પોશાકમાં એ 'વાધ' કરતાં વધારે રમ્ય લાગે છે. તેમ એક જ મૂલભૂત સિદ્ધાંતો ઉપર ઊપજેલા 'ગૂજરાતનું હિંદુ–મુસલમાન સ્થાપત્ય' માટે પણ સમજવાનું છે. અલંકારોના

---

૪૯. હિંદુ મંદિરોના થાંભલા ઘણા સુંદર અને કારીગીરીવાળા છતાં એવા લાગે છે. કેટલાક તો ચાંદીસોનાનાં પગનાં કે હાથનાં કલ્લાં–સાંકળાં જેવા કોતરણીથી ભરચક લાગે છે. દક્ષિણનાં ગોપુરો પણ એવાં જ લાગે છે. જુઓ અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૩૦૫.

બાહુલ્ય કરતાં સંયમયુક્ત અલંકારની સાદાઈ વધારે ઉત્તમ લાગે છે. આ માટે પશ્ચિમના બધા જ કલાવિવેચકો એકમત છે.[૫૦]

### કંદોરા વગેરે અલંકારો

હિંદુ મંદિરોમાં બહારના ભાગમાં અશ્વથર, ગજથર, નરથર વગેરે કરવામાં આવતા. તેને બદલે ખૂબ સંયમપૂર્વક ફૂલવેલના કંદોરા મસ્જિદની બહારની ભીંતોમાં દાખલ થયા. છજાંના ટેકા વગેરે મંદિરો જેવા પણ મૂર્તિઓને બદલે બીજી નકશીવાળા થયા. મસ્જિદમાં પ્રાર્થના માટે પશ્ચિમ તરફ મહેરાબ કરવાનો રિવાજ હતો. આ મહેરાબને માત્ર મૂર્તિ સિવાય હિંદુ મંદિરોના દ્વાર જેવા જ લગભગ કાયમ રાખ્યા. કોઈ જગ્યાએ એનાં દ્વાર એમ ને એમ જ લાવીને ગોઠવ્યાં હોય એવું લાગે છે. આ મહેરાબ મસ્જિદની પશ્ચિમની ભીંતમાં માત્ર દેખાવ પૂરતા જ હોય છે. એમાં વચ્ચે સાંકળોથી લટકતા ગૂજરાતના દીવા–ચિરાગની ખૂબ સુંદર આકૃતિ કોતરેલી હોય છે. મહેરાબની જોડે મીંબર (વ્યાસપીઠ) કરેલો હોય છે. એના ઉપરથી ધાર્મિક વ્યાખ્યાનો આપવામાં આવે છે. દીવા મૂકવા માટે પથ્થરની સુંદર દીવીઓ પણ કેટલીક મસ્જિદોમાં કરેલી છે. આ દીવી, મીંબર અને ચિરાગ ગૂજરાતની મસ્જિદોની ખાસ વિશેષતા છે,[૫૧] અને એમાં અલંકાર કોતર્યા છે. આમ હિંદુ મંદિરોના નાના શણગારોને પણ કુશળતાથી ફેરવીને મસ્જિદોમાં લીધા છે.

### ઘૂમટ

અહીં ઘૂમટની બાંધણી માટે કાંઈક લખવું જોઈએ. હિંદુ મંદિરોમાં શિખર કરવાની રીત પ્રાચીન હતી અને સ્થાપત્યના ગ્રંથોમાં 'નાગર' આદિ શિખરોનું વર્ણન કરેલું છે તેને અહીં સ્થાન નથી. મંદિરોની રીત અજાણી નથી. થાંભલા ઉપર સમચોરસ પાટડા ગોઠવી દરેક ચોરસના મધ્યબિંદુથી બીજું ચોરસ, ત્રીજું ચોરસ

---

૫૦. પ્રકરણને છેડે આપેલાં અવતરણોમાંથી આ વાત સ્પષ્ટ થશે.

૫૧. જુઓ અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૩૦૫ અને ચિત્ર.

એમ બનાવતા જઈ છેવટે શંકુ જેવો આકાર કરતો અને એ જ પ્રમાણે ચોરસને બદલે અષ્ટકોણ ઉપર એવો આકાર યોજાતો. આમ કરવાથી અંદરના ભાગમાં મંદિરોના રિવાજ મુજબ ટેકા, મૂર્તિઓ, અને થાંભલાની વચ્ચે તોરણોથી એ શિખરો કે ઘૂમટના અંદરના ભાગને ખૂબ જ અલંકૃત કરતા.[૫૨] ઉપરથી તો આવા ઘૂમટો સાદા જ થતા અને માત્ર ગર્ભગૃહ ઉપરના મુખ્ય ઊંચા શિખરને શણગાર કરવામાં આવતા. આવા શણગાર દક્ષિણનાં મંદિરોમાં ગોપુરોને ખૂબ જ જોવામાં આવે છે. કેટલાંક મંદિરોના મંડપો ઉપરના ઘૂમટો ઘણે ભાગે સાદા, વરસાદથી રક્ષણ થાય એ માટે થતા એટલે ઉપરથી માત્ર ગોળાકાર કરી તેના ઉપર કમલની આકૃતિ કરી કલશ મૂકવાની યોજના થતી. ઘણીવાર તો આવા ઘુમટો તગારું ઊંધું પાડયું હોય એવા સાદા અને જોવા ન ગમે તેવા થયા છે. હિંદના બીજા ભાગોની મસ્જિદોના ઘુમટમાં કાંઈક વિવિધતા દેખાય છે. પરંતુ ગૂજરાતના ઘુમટ ખાસ આકર્ષક લાગતા નથી.[૫૩]

### ગૂજરાતના અને બીજા પ્રાંતોના ઘુમટોની સરખામણી

સ્થાપત્યના વિવેચકોમાં ઘુમટોની રચના માટે મતભેદ પ્રવર્તે

---

૫૨. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૩૦૬ થી ૩૦૭,

૫૩. ઘુમટની રચનામાં પણ હેવલ અમદાવાદ ગૂજરાતની પ્રશંસા કરે છે, Havel : Indian Architeture : P. 107-8. "The germ of the idea of Bijapur dome can be seen in two Muhamadan buildings in Gujarat, which Fergusson has left unnoticed in his history though structurally they are very important—the tombs of Darya Khan and the mosque of Alif Khan belonging to the middle of the fifteenth century......" "even Fergusson does not deny the originality of Gujarat architecture." અલીફની મસ્જિદ તે ધોળકાની ખાનની મસ્જિદ છે. ઘુમટ અને શિખર માટે વધુમાં જુઓ આનંદ કે. કુમાર સ્વામીનું His. of Indian and Indonesian Art, P. 107 અને 116. નાગર શિખર માટે એ જ ગ્રંથનું પૃ. ૮૩ જુઓ.

છે, અને કેટલાક માને છે કે હિંદુ સ્થપતિઓને ઘુમટોની રચનાની આવડત નહોતી. બીજો મત એની વિરુદ્ધ છે, પરંતુ અમદાવાદમાં દરિયાખાનનો ઘુમટ અને ધોળકાની અલફખાનની મસ્જિદના ઘુમટો એ રચનામાં ગૂજરાતી સ્થપતિઓ અજ્ઞાત નહોતા એમ સિદ્ધ કરે છે. આ ઘુમટો ઇંટોના બનાવેલા છે અને બુલંદ છે. એનું વિગતવાર વર્ણન યથાસ્થાને કરીશું. પરંતુ બીજાપુરનો પ્રસિદ્ધ ઘુમટ સંપૂર્ણ કારીગરીવાળો ગણાય છે. એનું મૂળ દરિયાખાનના ઘુમટમાં છે એમ હેવલ માને છે એ કદાચ ખરું હોય. અમદાવાદના આ ઘુમટની બાંધણીમાં સુધારા કરી બીજાપુરમાં ગોળગુંબજનો ઘુમટ કર્યો એમ મનાય છે. એક વિવેચકને તાજમહાલનો ઘુમટ ગમતો નથી. એના કરતાં બીજા ઘુમટો સ્થાપત્ય અને આકર્ષણની દૃષ્ટિએ વધારે સારા છે એમ આલ્ડ્સ હક્સલી જેવા માને છે. એ તાજમહાલના ઘુમટને ધોળી ડૂંગળી ઊંધી પાડી હોય એવો લાગે છે એમ કહે છે અને તાજના મિનારાને ખોડા કહે છે. તાજમાંથી આરસ બાદ કરો તો એની બાંધણીમાં કાંઈ નવું નથી એમ એનો મત છે.[૫૪]

---

૫૪. સર જોન માર્શલ : Cam. His. Ind. III. P. 573 માં લખે છે કે કમાન અને ઘુમટ હિંદુ કારીગરને આવડવા છતાં બરોબર કરી શક્યા નથી, અને મુસલમાન સ્થાપત્યમાં એ key notes જેવા છે. ' It was the Arch and Dome that they always regarded a speculliarly the!r own and as symbolic of their faith." વધારામાં જુઓ Percy Brown : Indian Architecture : Islamic. P. 51. આમાં મિ. બ્રાઉન ગૂજરાતના આ બે ઘૂમટો માટે ચર્ચા કરે છે તે જોવા જેવી છે. આ બન્ને મકાનોના ઘૂમટો ઈંટોના છે અને એક જ હાથે બંધાયા માને છે, અને એમાં ગૂજરાતની બહારની અસર હોય એમ પણ માને છે. મિ. બ્રાઉન એમ પણ માને છે કે કમાન ને ઘૂમટ ગૂજરાતી કારીગરોએ બાંધ્યા છતાં એમનું મન એમની જૂની પાટડા થાંભલાની બાંધણીમાંથી જતું નથી. એ માટે ગૂજરાતી સ્થપતિઓને એ કહે છે કે : " were too conservative and too closely attached to their own trabeate system to make any rapid change."

## રોજા

મસ્જિદોની પેઠે દરગાહ અગર રોજા ધાર્મિક મુસલમાન સ્થાપત્યનું અંગ ગણી શકાય. આવા રોજા ગૂજરાતમાં ઘણા છે અને એનું વૈવિધ્ય અમદાવાદમાં મળી આવે છે. આ રોજા થાંભલા અને પાટડાની હિંદુ બાંધણીથી જ ઘણે ભાગે બાંધવામાં આવ્યા છે. થાંભલાની રચનામાં પણ વૈવિધ્ય કર્યું છે. અહમદશાહનો રોજો એ રીતે બાંધી ઉપર ઘુમટ કરી ફરતી સુંદર જાળીઓ કરેલી છે. એની જ સામે એની રાણીઓનો રોજો ઘુમટ વગરનો પણ ઊંચી બેસણી ઉપર સુંદર કારીગરીથી ભરેલો કરેલો છે. ઉસમાનપુરના સૈયદ ઉસમાનનો રોજો થાંભલા–પાટડાની રચનામાં ઉત્તમ પ્રકારનો કહી શકાય. સરખેજનો રોજો બાંધણીમાં મોટામાં મોટો કહી શકાય. એની અને પ્રસિદ્ધ શાહઆલમના રોજાની બાંધણી અને જાળીઓ ખૂબ આકર્ષક છે એનું વર્ણન જુદું કરીશું. રોજાઓની આ પાટડા–થાંભલાની બાંધણીમાં સલ્તનતના અંતભાગ સમયે ફેર પડયો અને એની શરૂઆત હાલોલમાં સુલતાન સિકંદરના રોજાની બુલંદ બાંધણીથી થઈ અને મીર અબુતુરાબ વગેરેના રોજાઓમાં કમાનો વપરાઈ. એ બાંધણી વટવાના નવા રોજામાં થઈ અને મહેમદાવાદ પાસે સૈયદ મુબારકના રોજામાં ખૂબ ખીલી. એનું વર્ણન યથાસ્થાને કરીશું. મોગલાઈની શરૂઆતમાં બંધાયેલો શાહ વજિઉદ્દીનનો રોજો અમદાવાદમાં ખાનપુરમાં છે. એમાં બાંધણી જરા જુદી પડી દેખાઈ આવે છે .( જુઓ અમદાવાદનો ઈતિહાસ, પૃ. ૨૯૭. )

## વાવ–ગૂજરાતની ખાસ વિશેષતા

આ તો મુસલમાન સ્થાપત્યના ધાર્મિક બાંધકામનું માત્ર વર્ણન થયું. બીજાં વ્યવહારનાં બાંધકામમાં મહેલો અને ઘરોમાં મુસલમાન સમયમાં કાંઈ જ ફેરફાર થયો હોય એમ લાગતું નથી. એવા સ્થાપત્યમાં ગૂજરાતની ખાસ વિશેષતા એ એનાં વાવ, કૂવા અને તળાવો ઉપર ગૂજરાતની બીજે ક્યાંય ન જડે એવી કેટલીક વિશિષ્ટ વિશેષતાઓ

ગણાવી એવી જ વિશેષતા એ ગૂજરાતની વાવ છે. વાવ એટલે પગથિયાંવાળો કૂવો. દક્ષિણ હિંદમાં ઉપરથી પહોળા અને નીચે ઊતરતાં સાંકડા થતા, પગથિયાંવાળા કુંડ જેવા કૂવાને કલ્યાણવાપી કહે છે.[૫૫] વાવની પેઠે એમાં પણ ઘડા દોરડા વગર નીચે ઊતરીને પાણી લઈ શકાય છે; પરંતુ એને કિનારે એકાદ નાનો મંડપ હોય છે, તે સિવાય અંદર કે બહાર તાપથી કોઈ જાતનું રક્ષણ મળતું નથી. વાવમાં એથી ઊલટું જ છે. આપણા જેવા ગરમ દેશમાં વાવની યોજના એક અપૂર્વ યોજના કહી શકાય. આજના રેલવે ને મોટરોના જમાનામાં એની કીમત ન સમજાય, પરંતુ પહેલાંના જમાનામાં પગરસ્તે જનાર પ્રચંડ સૂર્યના તાપમાં વાવમાં ઊતરી ઠંડું પાણી કાંઈપણ સાધન વગર પણ પી શકે અને ઠંડકમાં આરામ પણ લઈ શકે અને વાવના બંધાવનારને હૃદયથી આશીર્વાદ દે. એટલે જ વાવ બંધાવવી એ ગૂજરાતી શ્રીમંતોમાં મોટા પુણ્યનું કાર્ય ગણાતું અને ખાસ કરીને સ્ત્રીઓ પોતાનું નામ અમર રાખવા વાવો બંધાવતી એમ જણાય છે. મુસલમાન સમયમાં મુસલમાન સ્ત્રીઓ કે વટલેલી સ્ત્રીઓએ વાવ બંધાવી હોય એવો દાખલો છે તે ઉપરથી આવા પુણ્યકર્મમાં ધાર્મિક બાધ ન આવતો હોય એમ જણાય છે.

કૂવો એ લોકોને પાણી પીવા માટેનું એક સ્થાન છે અને એને મજબૂતી સિવાય બીજા અલંકારો કે આકર્ષણની શી જરૂર એમ પ્રશ્ન ઊઠશે. લોકની વધારે સગવડ માટે એમાં પગથિયાં થાય પણ એમાં શણગારની શી જરૂર? પરંતુ અલંકારો અને વસ્તુઓને આકર્ષક બનાવવી એ ગૂજરાતીઓનો સ્વભાવ થઈ ગયો હતો, એટલે વાવની બાંધણીમાં એ સ્વભાવ ઉપરાંત, લોકની જરૂરિયાત સચવાય અને પુણ્યકાર્ય થાય, અને સાથે સાથે વાવના છેડે આવેલા કૂવામાંથી બગીચા કે ખેતરને પાણી પાઈ સૌંદર્ય કે જરૂરિયાત બન્ને સચવાય એટલું ગૂજરાતી સ્વભાવની વ્યવહારકુશળતાએ વાવની બાંધણીથી

૫૫. જુઓ 'કુમાર' સળંગ અંક ૩૨૬, ફેબ્રુઆરી ૧૯૫૧માં પૃ. ૪૩ ઉપર 'વાવનું સ્થાપત્ય' એ નામનો મારો લેખ.

સિદ્ધ કર્યું. વાવ જોતાં એક સાત માળનો મહેલ ભૂગર્ભમાં ઊતરતો હોય એવું જણાઈ આવે છે. એના સ્થાપત્યની વધારે વિગતો ઉદાહરણોમાં જોઈશું.[૫૬] વાવની બાંધણી ઉપર મુગ્ધ થતાં હેવલ લખે છે કે: "રોજ પાણી ભરવા આવનારને માટે સંસ્કારોનો આ કેવો ખજાનો કરેલો છે! આવા કારીગરો અને બાંધનારાઓને યુરોપીય બાંધણીનું હલકાપણું શીખવવું એ મૂર્ખાઈ નથી? બીજા દેશ જયાં સાદી મજબૂતાઈ જ ધ્યાનમાં રાખી કલા અને કારીગરી બિલકુલ નથી વાપરતા એવી જગ્યાએ પણ અલંકારોથી ભરી દેનાર અમદાવાદ–ગૂજરાતની પ્રજામાં કલા નહોતી એમ કહેવું એ આપણી જાતને સારા કહેવાની અતિશયોક્તિ કરતાં વધારે ખરાબ છે, અસત્ય છે."

આવી વાવો ગૂજરાતભરમાં ખૂબ હતી. પાટણની રાણીવાવનો ઉલ્લેખ આગળ કર્યો છે. ઘણી વાવો નાશ પામી છે. આજે ગૂજરાતમાં સારામાં સારી ગણાતી બે વાવો—દાદા હરીની વાવ અને અડાલજની વાવ બંને મુસલામાન સમયમાં બંધાયેલી છે.

રાજવલ્લભ નામના સ્થાપત્યના ગ્રંથના ચોથા અધ્યાયમાં લખ્યું છે કે એક મુખની ત્રણ કૂટની વાવને "નંદા" કહે છે, બે મુખની છ કૂટની વાવને "ભદ્રા" કહે છે, અને ત્રણ મુખની નવ કૂટવાળી વાવને "જયા" કહે છે; ચાર મુખની વાવને "વિજયા" કહે છે, પાટણની રાણીવાવ કઈ જાતની હતી તે જાણી શકાતું નથી. અમદાવાદમાં માતર ભવાનીની વાવ "નંદા" જાતની છે. સાધારણ જાતની વાવો એવી હોય છે. દાદા હરીની વાવ "ભદ્રા' જાતની છે અને અડાલજની વાવ જયા જાતની છે છતાં તેને નવ કૂટ નથી. વાવના ખંડ ઉપરના થાંભલા ઉપરની દહેરીને કૂટ કહે છે. ચોથી "વિજયા" જાતની વાવ હાલ જોવામાં આવતી નથી. પણ કોઈ કાળે થતી હશે (અમદાવાદના ઇતિહાસમાં ઉપર્યુક્ત ગ્રંથમાંથી ઊતારો.)

૫૬. 'કુમાર' અંકમાં વાવ ઉપરનો લેખ સળંગ અંક ૩૨૬, ફેબ્રુઆરી ૧૯૫૧ પૃ. ૪૩ ઉપર 'વાવનું સ્થાપત્ય' એ નામનો મારો લેખ.

### તળાવ

એ જ પ્રમાણે તળાવો પણ ગૂજરાતનું એક આકર્ષણ છે; જો કે સારાં મોટાં તળાવો બીજા પ્રાંતોમાં દેખાય છે. ગૂજરાતમાં પાટણનું સહસ્ત્રલિંગ તળાવ અને વિરમગામ તથા ધોળકાનાં તળાવો છે. અમદાવાદમાં હોજે કુતુબ અથવા કાંકરિયું તળાવ ગૂજરાતી તળાવનો ઉત્તમ નમૂનો છે. તળાવોમાં મધ્યમાં બેટ કરી એના ઉપર કાંઈ બાંધકામ કરવું એવી પ્રાચીન પ્રથા હતી એને "બકસ્થળ" કહેતા. દરેક મોટા તળાવમાં બકસ્થળ હોય છે. જ્યાં કોતરણીની જરૂર ન હોય ત્યાં પણ ગૂજરાતમાં કલા ભરી છે. એટલે તળાવમાં પાણી લાવવાનું ગરનાળું અને ગરણી પણ ગૂજરાતી શિલ્પીઓએ ખૂબ કારીગરીથી ભરેલાં બનાવ્યાં છે.[૫૭] કાંકરિયા તળાવના વર્ણનમાં એનું વર્ણન કરીશું. કાંકરિયું તળાવ એ અમદાવાદની એક ખૂબ મનોહર જગ્યા છે બાંધણીમાં હિંદ ભરમાં એનો જોટો નથી.

### વિચિત્ર કૂવા

વાવ અને તળાવની પેઠે પહોળા મોટા ગોળ કૂવા, એની આસપાસની ભીંતમાં પગથિયાં બનાવી અંદર બેસવાના મંડપ સાથે ગરમીની મોસમમાં આરામ મળે એ હેતુથી બનેલા છે એ પણ વાવની

---

૫૭. His. of Ind. & Eastern Arch. P. 537. Nowhere did the inhabitants of Ahmedabad (એટલે ગૂજરાત) show how essentially they were an architectural people as in these utilitarian works. It was a necessity of their nature that every object should be made ornameutal, aud their success was as great in these as in their mosques or places. હેવલ Ind. Arch. P. 144માં આ પ્રમાણે લખે છે : "What a profenity and impertinence for Europens to transform their modern-secular vulgarity to India under the pretence of teaching principles or design to a school of craftmanship inheriting such traditions!" વધુ પ્રકરણને છેડે જુઓ.

પેઠે ગૂજરાતની એક વિશેષતા છે અને એવા કૂવા બીજે જોવામાં આવતા નથી. મહેમદાવાદ પાસે એવો કૂવો 'ભમરિયો કૂવો' કહેવાય છે. એમાં ભીંતોમાં ચળકતી લાદી (ગ્લેઝ્ડ ટાઇલ્સ) એ જમાનામાં વાપરી હોય એવાં ચિહ્ન દેખાય છે. ચાંપાનેરના એક વખતના બગીચા અને પરા જેવા ગણાતા હાલોલ ગામ પાસે "સાત કૂવા–નવ દેવડા" નામે એક અપૂર્વ બાંધણીનો કૂવો છે. ભમરિયા કૂવામાં વચ્ચે કૂવો -અને આસપાસ મંડપો છે, જ્યારે હાલોલના કૂવામાં આસપાસ કૂવા છે. સાત મોટા કૂવા અને નવ ત્રિકોણાકાર કૂવા–દેવડા–કરેલા છે અને વચ્ચે એક મોટો મંડપ છે તેનો ઘૂમટ પડી ગયેલો છે. અમદાવાદમાં પણ આવા કૂવા હતા એમ જણાય છે. આ કૂવા અને વાવમાં એટલો ફેર છે કે વાવમાં એક છેડે કૂવા ને બીજે છેડેથી પગથિયાંમાં થઈ ઊતરવાનું દ્વાર હોય છે, એટલે વાવની બાંધણી લાંબી છે, જ્યારે આ કૂવા ગોળ છે.[૫૮]

## ગૂજરાતની પરબડી

હવે ગૂજરાતી ઘરોની બાંધણીનું વર્ણન કરતાં પહેલાં ગૂજરાતની એક બીજી નાની વિશેષતા–પરબડી ઉપર નજર ન નાંખીએ તો સ્થાપત્યનું વર્ણન, ગૂજરાતી સ્વભાવના એક ખાસ લક્ષણનું વર્ણન અપૂર્ણ કહેવાય. ગૂજરાત જીવદયાને પ્રાધાન્ય આપતો દેશ છે. મહારાજા કુમારપાળના સમયથી ગૂજરાતી સ્વભાવ ઉપર આ વિશિષ્ટ લક્ષણની મહોરછાપ લાગેલી છે. માણસ ખાય અને પશુપક્ષી ન ખાય એ ગૂજરાતી સહન જ ન કરી શકે, એટલે પંખીઓને માટે ગામ અને શહેરોમાં ઠેરઠેર પરબડીઓ કરેલી છે. એના ઉપર બેસી પક્ષીઓ ભય વગર દાણા ચરી શકે છે અને લોકો તથા મહાજનો તરફથી આ

---

૫૮. આ જાતના કૂવા ગૂજરાતની એક નવાઇ છે. જે અવશેષો છે તેની આજ બરાબર સંભાળ લેવાતી નથી.

બાબતની વ્યવસ્થા થયેલી હોય છે.[૫૯] ગૂજરાતની સાંસ્કારિતાનું આ એક ઉત્તમ દૃષ્ટાંત છે. દાણા સાથે પાણીની સગવડ પણ કરવામાં આવે છે. આવી પરબડીઓ પણ સારી કોતરણી કરીને આકર્ષક બનાવવામાં આવે છે. અને પરબડી જેવું કાંઈ હિંદના બીજા ભાગોમાં જોવામાં આવતું નથી. આ પ્રમાણે કૂવા આગળ ઢોર માટે સારી બાંધણીના હવાડાનો પણ રિવાજ છે. દરેક પોળમાં પંચના કૂવા પાસે ગાય અને કૂતરાં માટે પથ્થરની ચાટ બનાવેલી હોય છે એમાં બધાં લોકો ગાયકૂતરાંને માટે કાઢેલો અન્નનો ભાગ નાંખી જાય છે.

## ગૂજરાતી ઘર

ગૂજરાતનાં ઘરમાં વ્યવહારિક સગવડ ઉપરાંત ઉપર જોયેલાં બધાં બાંધકામમાં જોઈ એવી સુંદર નકશી પણ કરેલી હોય છે. આ નકશી લાકડામાં કરેલી હોય છે અને બારણાં, પાટડા, ટેકા, છાજલી વગેરેમાં અપૂર્વ લાકડાકામની કોતરણી કરવાનો રિવાજ હતો. પાટણ અને અમદાવાદમાં એવા જૂના નમૂના હજી પણ મળે છે અને લાકડકામની ગૂજરાતી કારીગરી એટલી તો પ્રસિદ્ધ છે કે એનો આખા ઘરના આગલા ભાગનો નમૂનો લંડનના મ્યુઝિયમમાં મુકાયેલો છે. મસ્જિદોની કોતરણીના લાકડાના નમૂના પણ પશ્ચિમના દેશોના સંગ્રહસ્થાનમાં ગયેલા છે.[૬૦] પરંતુ હવે લાકડકામની કોતરણી અદૃશ્ય થતી જાય છે અને ઘરોની બાંધણીમાં લોખંડ અને સિમેંટ પેઠેલાં છે તેથી જૂની બાંધણી નવી રીતે થાય છે. ગૂજરાતનાં ઘરની પ્રાચીન રીત પાટણથી અમદાવાદ આવી છે. ઉત્તર ગૂજરાતમાં પાટણથી વડોદરા સુધી બાંધણીમાં સામ્ય દેખાય છે. સુરત બાજૂ એમાં થોડો ફેર થયેલો

---

૫૯. હિંદના કોઈ પણ ભાગમાં પક્ષીઓ માટે આવી કલામય સગવડ રહેલી નથી. કોઈ જગ્યાએ માત્ર દાણા નાંખે છે, પણ આવું બાંધકામ નથી કરતા. દક્ષિણ હિંદમાં તો કોઈ જગ્યાએ આવું નથી. ગુજરાતીઓની જીવદયા સાથે બાંધણીની કલા મેળવવાનો આ એક ઉત્તમ નમૂનો છે.

૬૦. અમદાવાદનો ઈતિહાસ પૃ. ૩૦૮.

જણાય છે અને સૌરાષ્ટ્રમાં પણ ફેર છે. સામાન્ય ગૂજરાતી ઘર આગળ ઓસરી, તે પછી ચોક, ચોકની આસપાસ પડાળીમાં એક બાજૂ રસોડું, પછી પાણીયારું અને ઘરનું નાનું મંદિર હોય છે. વચ્ચેનો ચોક ઉપરથી ખુલ્લો હોય છે તે હવા અજવાળું પૂરું પાડે છે અને હોમહવન માટે કામ લાગે છે. પાછલા ભાગમાં પડસાળ હોય છે અને એની પાછળ જોખમ મૂકવા માટે ઓરડા હોય છે. કોઈ ઘરોમાં ઓરડાની પાછળ મજાર હોય છે, જેમાં અનેક કામની અને નકામી વસ્તુઓ ભરી મૂકવાની રીત છે. આમ જૂના જમાનાના રિવાજ પ્રમાણે મલાજો સચવાય એ રીતની ગુજરાતી ઘરની બાંધણી છે. મદ્રાસમાં ઘરોમાં વચ્ચે ચોકની રચના કરેલી હોય છે. પણ તે ચોકની આસપાસ થાંભલાવાળી પડાળીઓ અને એક સરખી ઓરડીઓ જ માત્ર બનાવે છે. મદ્રાસનાં ઘરોમાં પાણિયારાને સ્થાન જ નથી. ઓરડો પડસાળ એક પાછળ એક કરવામાં જે વિશિષ્ટ સગવડ રહેલી છે તે ગૂજરાતનાં ઘરોમાં જ છે. આમાં ઉપર કહ્યું તેમ લાકડકામના અલંકાર શોભામાં વૃદ્ધિ કરે છે.[૬૧] મસ્જિદો ને મંદિરોમાં કંદોરા પેઠે ઘરોમાં પણ ભીંતોમાં લાકડાના નકશીવાળા કંદોરાનો રિવાજ છે, હવે એ જાતનાં ઘર બંધાતાં નથી એટલે ગૂજરાતના પ્રાચીન કલાના શોખીનોએ એવાં ઘરના નમૂના સચવાઈ રહે એવું કાંઈ કરવું જોઈએ.

## વરંડિકા–વરંડા

ગૂજરાતી ઘરના સ્થાપત્યનો વિચાર કરતી વખતે વરંડિકા શબ્દનો વિચાર ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં એક રસમય સૂચન કરે છે. આજે અંગ્રેજી ઇજિનેરોના જમાનામાં "વરંડા" શબ્દ ઘેરઘેર

૬૧. ગુજરાતનું લાકડકામ ખૂબ પ્રસિદ્ધ છે. પાટણ વગેરે જગ્યાઓમાં મંદિરોના મોટા ઘૂમટો પણ લાકડાના મળી આવે છે. એમાં મૂર્તિવિધાન ઉત્તમ છે. પાટણ અને અમદાવાદના લાકડકામના નમૂના માટે અમદાવાદનો ઇતિહાસ અને જૈનચિત્રકલ્પદ્રુમનાં ચિત્રો જુઓ.

જાણીતો થયો છે, અને ઓટલો શબ્દ હવે ભણેલા તો વાપરતા જ નથી. સંસ્કૃત કોશોમાં વરંડ, વરંડક, અને વરંડા શબ્દ મળે છે અને એના ભિન્ન ભિન્ન અર્થો આપેલા છે. એમાં એક અર્થ આંગણાની દીવાલ એવો પણ થાય છે. પરંતુ પંદરમી સદીમાં સંગ્રહાયેલા લેખો–દસ્તાવેજોમાં ઘર ઘરેણે મૂકવાનો લેખ છે. એવાં ઘરના વર્ણનમાં चतुर्दिक्षु वरंडिकावृत्तं એવા શબ્દો છે. એનો અર્થ એ લેખસંગ્રહના વિદ્વાન સંપાદક સ્વ. શ્રી ચિમનલાલ દલાલ "Surrounded by a verndah" ચારે બાજૂ વરંડા–ઓટલાવાળું એવો કરે છે. કેટલાક વિદ્વાનો એનો અર્થ ચારે બાજૂ આંગણાની દીવાલ Compound-wall એવો પણ કરે છે. પ્રાકૃત કોશ અને હેમચંદ્રાચાર્ય પણ આ શબ્દ આપે છે. અને સંસ્કૃત કોશોમાં દાખલ થયેલા છતાં એ દેશ્ય શબ્દ છે એમ માને છે. એવા ઘણા દેશ્ય શબ્દો સંસ્કૃતમાં દાખલ થયા છે. અંગ્રેજી શબ્દકોષો વરંડા–Verandeh અગર Verandah શબ્દને સ્પેનમાંથી અંગ્રેજીમાં આવ્યો એમ ગણીને મૂળ બહારથી, કદાચ હિંદથી આવ્યો હોય એમ ગણે છે. આપણા પ્રાચીન સમયમાં ઓટલાના અર્થમાં એ શબ્દ વપરાયો હોય એવો સ્પષ્ટ આધાર જો કે મળતો નથી, પરંતુ લેખોમાં વરંડિકા શબ્દ આવે છે તેનો અર્થ શ્રી. દલાલ કરે છે તેવો ઓટલાના અર્થમાં લઈ શકાય. એ જ લેખમાં ઘરની ચારે બાજૂની દિશાઓનાં સ્થળોનું વર્ણન રિવાજ મુજબ આપે છે તેમાં પૂર્વમાં એક "દેવમંદિરની વરંડિકામાં સીમા" એમ લખે છે. જ્યારે પશ્ચિમ દિશામાં રાજભવન "કોટડી"ની મર્યાદા એમ "કોટડી" શબ્દથી રાજભવનના કોટનો સ્પષ્ટ જુદો ઉલ્લેખ છે. એટલે વરંડિકાનો અર્થ ઓટલો કરવો કે મોટા કોટને માટે કોટડી અને નાનાને માટે વરંડિકા એવો કરવો તે સ્પષ્ટ થતું નથી. આજે ગુજરાતીમાં વંડો શબ્દ કોટ વાળી લીધેલા આંગણામાં આવેલા મકાનોના સમૂહ માટે વપરાય છે. કોટ કરી લેવાય તો વંડો વાળી લીધો એમ પણ કહે છે. વંડો એટલે ઘરની બાજૂમાં કે આગળ ખુલ્લું પણ ઉપર છાયાવાળું નાનું મકાન એવો અર્થ પણ

રૂઢ ભાષામાં ફલિત થાય છે. આ શબ્દ દેશ્ય છે અને તે લેખમાં જે રીતે વપરાયો છે તે જોતાં કદાચ મૂળ ગૂજરાતી હોય અને ફિરંગીઓની મારફતે યુરોપમાં ગયો હોય એમ લાગે છે અને છેવટે ઢાંકેલા ઓટલાના અર્થમાં વપરાવા લાગ્યો હોય એમ સંભવે. આ ભાષાશાસ્ત્રનો વિષય છે અને જો વરંડિકા મૂળ આપણો શબ્દ ઠરે અને તે અંગ્રેજી મારફતે પાછો આપણે વાપરતા થયા હોઈએ તો ગૂજરાતી સ્થાપત્યને માટે એક મહત્ત્વની વાત ગણાય.

## ગૂજરાતનાં ટાંકાં

ગૂજરાતના ઘરની એક બીજે ક્યાંય ન જડતી વિશેષતા એ ટાંકાં છે. કૂવા તળાવની શોખીન પ્રજા ટાંકાંમાં પણ સગવડ અને સૌંદર્ય મેળવવામાં ચૂકી નથી. પરંતુ ઘરનાં ટાંકાં ઘરની નીચે પોલાણમાં હોવાથી એમાં કાંઈ નકશીને સ્થાન નથી. માત્ર ઘરના આભૂષણરૂપ પાણિયારામાં એક ખૂણે સુંદર ગોળ કે અષ્ટકોણ ટાંકાનું મુખ કાંઈક નકશીવાળું બનાવવામાં આવે છે. મોટાં ઘરમાં ભોંયરાં હોય છે. તે સંકટ સમયે જોખમ મૂકવા માટે બનાવે છે, પરંતુ એમાં હવા અજવાળું લાવીને ગરમીની મોસમમાં ઠંડક મેળવવાનો ઉપયોગ પણ કરાય છે. આવા ભોંયરાં ને ટાંકાં એક સાથે પણ બહુ મોટાં મકાનોમાં જૂના વખતમાં થતાં હતાં. મસ્જિદ, મંદિર, કે રોજા જેવી જાહેર જગ્યાઓમાં તો આવાં વિશાળ ટાંકાં હોય છે.[૬૨] એમાં અંદર અજવાળું આવે અને આસપાસ બેઠકો હોય એવી સગવડ પણ કરાય છે. અમદાવાદમાં આવાં મોટાં ટાંકાં ઘણી જગ્યાઓએ છે એનું વર્ણન યથાસ્થાને કરીશું. મોટા કિલ્લાઓના કોઠારોમાં પણ ટાંકાં થયેલાં હોય છે. પાવાગઢ ઉપરના મકાઈ અને નવલખા કોઠારમાં એવાં ટાંકાં છે. ટાંકાંનો ઉપયોગ ભોંયરા સાથે હોય તો ઠંડક મેળવવા ઉપરાંત ચોમાસાનું મીઠું પાણી ભરી આખું વર્ષ ઉપયોગમાં લેવાય તે માટે કરાય છે. ઘરનાં ટાંકાં

૬૨. મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૩૦૯.

તો ખાસ પાણી પૂરું પાડવા માટે જ હોય છે. પહેલાંના સમયમાં કોઈ જગ્યામાં પાણી મોળું કે ખારું હોય ત્યાં ટાંકાં મીઠું પાણી આખું વર્ષ પૂરું પાડે છે. મોટાં શહેરોમાં ખાળકૂવાના રિવાજને લીધે મીઠું પાણી પણ ખારું થઈ જાય છે ત્યાં ટાંકાં એ જ મીઠા પાણીનું સાધન બની રહે છે. આમ ટાંકું પણ ગૂજરાતી સ્વભાવની એક વિશેષતા છે અને ઘરના સ્થાપત્યની પણ એક વિશિષ્ટતા છે. દુષ્કાળ યુદ્ધ કે સંકટ સમયે આકાશ સામું ન જોવું પડે અને દરેક ઘર પાણીની સગવડથી ને સંગ્રહથી પૂર્ણ રહે એ ગૂજરાતીની પ્રકૃતિનું એક ઉદાહરણ ગણી શકાય, અને એ સ્વભાવનાં આવાં નાનાં મોટાં લક્ષણો સાંસ્કૃતિક ઇતિહાસમાં અગત્યનું સ્થાન લઈ શકે.

## ગૂજરાતના કિલ્લા-દુર્ગ

કિલ્લાનું વર્ણન સ્થાપત્યના વર્ણનમાં આવવું જોઈએ. ગૂજરાતમાં કિલ્લાની ખાસ કાંઈ વિશેષતા હોય–ઉપર જોઈ એવી વિશેષતાઓ જેવી–એવું જણાયું નથી. ગૂજરાતમાં મોટા ડુંગરો નથી અને પથ્થરો ઘણે દૂરથી લાવવા પડે છે, એટલે બહુ મોટાં શહેરો ને રાજગઢ પૂરતા કિલ્લા બાંધવામાં આવતા અને શહેરના વસ્તીના બીજા ભાગોને સાદા કોટથી રક્ષણ કરાતું. રાજધાનીઓમાં નાનાં મોટાં શહેરોમાં નાના કિલ્લા થતા અને રાજ્યમાં જ્યાં જ્યાં મોટાં થાણાં લશ્કરને માટે યોજાતાં ત્યાં પણ કિલ્લા થતા હતા. પાટણ, અમદાવાદ વગેરે મોટાં શહેરોને ઉપર કહ્યું તેમ રાજગઢનો મજબૂત કિલ્લો ને શહેરને સાદો કોટ હતો. ચાંપાનેરને પણ એ જ પ્રમાણે હતું. પરંતુ એ શહેરને પાવાગઢનો મજબૂત કિલ્લો બાજુમાં જ હતો. ગૂજરાતમાં આબુ ઉપર અચલગઢનો ડુંગરી કિલ્લો અને પાવાગઢ ઉપર ડુંગરી કિલ્લો હતો. સૌરાષ્ટ્રમાં ગિરનારનો ઉપરકોટ નામનો કિલ્લો પણ ડુંગરી કિલ્લો હતો. આપણા સ્થાપત્યમાં કિલ્લાની રચના માટે ત્રણ પ્રકાર કહેલા છે : જલદુર્ગ, સ્થલદુર્ગ અને ગિરિદુર્ગ. ગિરનાર, અચલગઢ અને

પાવાગઢ એ ગિરિદુર્ગનાં ઉદાહરણો છે.[૬૩] ઇડરનો ગઢ નાના ડુંગરા ઉપર છે. પણ ગૂજરાતીઓ કન્યા પરણી લાવવા જેવા કાર્યને મહાન (11) કાર્ય સમજીને "ઇડરિયો ગઢ જીત્યા રે" એવું ગાય છે એમાં કાંઈ મહત્ત્વ જેવું દેખાતું નથી. ઇડરના ગઢ જેવા કિલ્લા કરતાં તો ઉપર કહ્યા તે કિલ્લા વધારે દુર્ગમ છે. શું ગુજરાતીઓ કન્યા પરણવા જેવા કાર્યને ગઢ જીતવા જેવા કાર્ય સાથે સરખાવે એવા છે? આ પણ ગૂજરાતી સ્વભાવની એક વિચિત્રતા કેમ ન ગણી શકાય? ગિરિદુર્ગોમાં નાના ડુંગરાઓ ઉપર કેટલાક કિલ્લાઓ રજપુતાનામાં છે તેમાં ચિતોડગઢની ખ્યાતિ મોટી છે, પરંતુ ગૂજરાત સૌરાષ્ટ્ર અને મારવાડ–મેવાડ સાથે લેતાં પાવાગઢ જેવો મજબૂત કિલ્લો એકે નથી. પાવાગઢના કિલ્લાનું વર્ણન જુદું કરીશું. એ કિલ્લો હિંદુ રજપૂત સમયમાં હતો તેને મુસલમાનોએ સુધરાવ્યો અને વધારે મજબૂત બનાવ્યો. તવારીખકારો કહે છે કે એ કિલ્લા ઉપરથી એક હોશી પથ્થર ગગડાવે તો સેંકડો માણસોને મારી શકે. ગિરિદુર્ગ તો ગૂજરાતમાં આટલા થોડા પણ છે, પણ જલદુર્ગ ખાસ નથી. દીવસનો કિલ્લો મોટો જલદુર્ગ કહેવાતો હતો. સ્થલદુર્ગ ગૂજરાતમાં ઘણા છે. પાટણથી રાજધાની બદલાયા પછી અમદાવાદ અને ચાંપાનેર શહેરના કિલ્લા સારા હતા. અમદાવાદનો ભદ્રનો કિલ્લો સારા કિલ્લાઓમાં ગણાતો હતો. ચાંપાનેરનો રાજગઢ પણ ઉત્તમ બાંધણીનો છે. આ સિવાય ગૂજરાતમાં અહમદશાહે અહમદનગરનો કિલ્લો બાંધેલો એ આજે હિંમતનગર કહેવાય છે. કોટવાલી થાણાં માટે નાના કિલ્લા પણ ગૂજરાતમાં ઘણા છે, પરંતુ કિલ્લાના સ્થાપત્યમાં ઉપરના એ ત્રણ ગિરિદુર્ગો સિવાય ગૂજરાતના કિલ્લાઓ દક્ષિણ હિંદના કિલ્લાઓ જેવા મજબુત નથી અને ગૂજરાતમાં કિલ્લાની દીવાલની આસપાસ પાણીની ખાઈ કરવાનો રિવાજ ખાસ દેખાતો નથી. કિલ્લાઓના

૬૩. રાજવલ્લભ આદિ સ્થાપત્યના ગ્રંથોમાં આ ભેદ આપેલા છે. આજે મળતા દુર્ગોના અવશેષોમાં હિંદુમુસલમાન સ્થાપત્યનું મિશ્રણ થયેલું છે.

દરવાજા સવ્ય અપસવ્ય રીતે બાંધવાનો રિવાજ છે. એટલે પહેલા દરવાજામાં પેસી પછી ડાબા અગર જમણા વળીને બીજા દરવાજામાંથી બહાર નીકળવાનું હોય છે. ગૂજરાતમાં અમદાવાદના ભદ્રના કિલ્લાનો દરવાજો એ જાતનો છે. પણ એનો ખરો ખ્યાલ તો ચાંપાનેર અને પાવાગઢના દરવાજાઓને જોઈને જ આવે છે. એ રચનાથી ઘેરાયેલું લશ્કર બચાવ સારી રીતે કરી શકે છે. આમ કિલ્લાઓના સ્થાપત્યમાં પાવાગઢનો કિલ્લો બાદ કરતાં ગૂજરાતની કોઈ ખાસ વિશેષતા દેખાઈ આવતી નથી.[૬૪] હિંદુ અને મુસલમાન સમયના કિલ્લાના દરવાજામાં કમાન અને કોતરણી સિવાય બીજો બાંધણીનો ભેદ નથી.

## મુસલમાન સમયના ગૂજરાતનું મૂર્તિવિધાન

હવે મૂર્તિવિધાન બાબત ટૂંકામાં જોઈએ. હિંદુ સ્થાપત્ય તો મૂર્તિઓની વિપુલતાવાળું જ હતું. જૈન સ્થાપત્યમાં મૂર્તિઓને સ્થાન છે, પણ જૈનોની મૂર્તિઓમાં ખાસ વૈવિધ્ય ન હોવાથી જૈન સ્થાપત્યમાં મૂર્તિવિધાનની કલા ઉત્તમ કક્ષાએ ન પહોંચી. હિંદુ પુરાણોમાં અનેક દેવોની અનેક કથાઓ ખૂબ રસમય હોવાથી એ દરેકને મંદિરોમાં મૂર્તિમંત કરવામાં શિલ્પીઓએ પોતાનો હાથ ઉત્તમ રીતે બતાવ્યો. એવી કેટલીક મૂર્તિઓ ગૂજરાતમાંથી તો ઘણે ભાગે નાશ પામી છે અને છૂટીછવાઈ મળી આવે છે. મોઢેરા જેવા અવશેષોમાંથી એનો કાંઈક ખ્યાલ આવે છે. એટલે દક્ષિણ હિંદમાં બેલૂર, હલેબીડ, સોમનાથપુર જેવું કે મદુરા રામેશ્વર જેવું મૂર્તિવિધાન ગૂજરાતમાં આજે તો દેખાતું નથી. મુસલમાનોએ તો મૂર્તિને બદલે ફૂલવેલ જ અપનાવી એટલે મૂર્તિવિધાનની કલા ગૂજરાતમાં એ સમયમાં ફૂલી કે ફાલી નહિ.[૬૫]

---

૬૪. ભદ્રના કિલ્લાનાં વખાણ એક મુસાફર લખે છે, પણ આજનો કિલ્લો જોતાં એવું કાંઈ દેખાતું નથી.

૬૫. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૩૧૧-૧૨.

આમ ગૂજરાતનું હિંદુ અને મુસલમાન સમયનું સ્થાપત્ય ગૂજરાતીઓના સ્વભાવનું અને સંસ્કારિતાનું ખરું પ્રતિબિંબ પાડે છે. એનાં અંગઉપાંગ માટે કલાવિવેચકોમાં મતભેદ હોય, કેટલીક વિશેષતાઓમાં લોકો એકમત છે એ ઉપર જોયું. પ્રાશ્ચાત્ય વિવેચકોની કેટલીક ટીકાઓ તો એ લોકો હિંદી માનસ બરોબર ન સમજી શકે તેથી પણ થયેલી હોય છે. એ ટીકાઓ કેટલીક તટસ્થ રીતે થયેલી અને સાચી પણ છે, પણ એ લોકો આપણા કેટલાક સૂક્ષ્મભેદ ન સમજી શકે કે કોમળ લાગણી ન સમજી શકે તે બનવાજોગ છે. કાકી, મામી, માશી અને ફોઈને માટે એક જ શબ્દ "આન્ટ" (Aunt) વાપરનારા, અને સાળા તથા બનેવીને માટે એક જ શબ્દ Brother-in-Law (કાયદા પ્રમાણે ભાઈ ! દિલની લાગણી પ્રમાણે નહિ ?) વાપરનારા લોકો આપણા સામાજિક ભેદની પેઠે સ્થાપત્યના સૂક્ષ્મ ભેદ ન સમજી શકે એ બનવા જોગ છે.

## નગરરચના

હવે ગૂજરાતની નગરરચના ઉપર થોડો વિચાર કરીએ. આપણાં શિલ્પશાસ્ત્રોમાં નગરરચના માટે ખૂબ વિગતો આપેલી છે, પરંતુ ગૂજરાતમાં આજનાં નગરો જોતાં શિલ્પશાસ્ત્રાનુસાર એ કઈ બાંધણીનું નગર હશે એ કહેવું મુશ્કેલ છે. એમાં ઐતિહાસિક કારણોએ ભાગ ભજવ્યો એમ માની શકાય. હિંદુ સમયમાં શુદ્ધ નગરરચના શિલ્પશાસ્ત્ર પ્રમાણે થતી હશે. મુસલમાન સમયમાં એવા વસવાટને લગતા કોઈ ફેરફાર થયા હોય એ સિવાય કાંઈ વધુ બદલાયું હોય એમ લાગતું નથી. ગૂજરાતના સ્વતંત્ર સુલતાનોએ તો હિંદુ સમયની લગભગ બધી જ રીતિઓ કાયમી રાખી હોય એમ સમજાય છે. વસવાટને લગતા ફેરફારમાં શિલ્પશાસ્ત્ર પ્રમાણે જે જગ્યાએ હિંદુઓના અનુક ઉચ્ચ વર્ણોને વસાવવાનો આદેશ કર્યો હોય ત્યાં એમણે ઉચ્ચ મુસલમાન અમીરોને વસાવ્યા હોય એમ બની શકે. પરંતુ મોગલાઈમાં ગૂજરાતમાં તો નવાં

શહેરો વસાવાયાં નથી એટલે ખાસ ફેર જૂનાં શહેરોમાં નહિ થયો હોય. તે પછી મરાઠા સમયમાં શહેરોની તોડફોડ અને વસતીની વધઘટ થયા કરી છે અને એ સમયમાં મોટાં શહેરોમાં કોઈ નિયમો ન રહેવાથી જૂની રચનાની ખૂબ અવગણના કરી ગમે તેમ નવાં બાંધકામો થવાથી જૂના શહેરોના દેદાર છેક જ બદલાઈ ગયા છે. આજનું પાટણ કે આજનું અમદાવાદ જોઈ એ જ શહેરો પ્રાચીન કાળમાં કેવાં હશે એમ કોઈ કહી શકે નહિ.[૬૬]

પરંતુ ગૂજરાતના સુલતાનોએ જે જે નવાં શહેરો વસાવ્યાં એમાં પાટણની નકલ કરી હોય એમ માનવાને કારણ છે. અહમદશાહ અને મહમૂદશાહ બેગડો એ બે ગૂજરાતના શહેરો બાંધનાર બાદશાહો કહેવાય છે. એકે અમદાવાદ અને અહમદનગર (ઇડર પાસેનું) વસાવ્યું અને બીજાએ મહમૂદાબાદ (મહેમદાવાદ) નવું વસાવ્યું અને પ્રાચીન જૂનાગઢ અને ચાંપાનેરની નજીક નવા કિલ્લા અને વસવાટ કરીને તેમનાં નામ બદલ્યાં. અહમદશાહે પણ ખરી રીતે તો અમદાવાદ આશાવલની ઉત્તરે અડોઅડ બાંધી નવા વસવાટનું નામ માત્ર બદલ્યું એમ કહી શકાય.[૬૭]

મુસલમાન સમયના આ બાંધકામમાં નગરરચનાનું સ્વરૂપ ખાસ બદલાયું નહિ, પણ હિંદુની જગ્યાએ મુસલમાન અમીરોને વસાવ્યા. આજે હિંદુ નગરરચના પ્રમાણે ખરાં નગરો તો દક્ષિણમાં દ્રાવિડ

---

૬૬. જુઓ અમદાવાદના ઇતિહાસમાં નગરરચનાનું પ્રકરણ; વળી જુઓ : Havel : History of Aryan Rule in India : P. 341. "Ahmed Shah, however, is more entitled to be remembered as a great Rajput City Builder than as a Musalman Sultan."

૬૭. મહેમદાવાદ અને અહમદનગર નવાં શહેરો વસાવ્યાં, જ્યારે અમદાવાદ અને ચાંપાનેર જૂનાં શહેરો પાસે માત્ર કિલ્લા બાંધી પછી ધીમે ધીમે વધ્યાં.

દેશમાં જ દેખાય છે. ત્યાં મધ્યમાં નગરના પ્રધાન દેવનું મંદિર, મંદિરની ચારે બાજુએ રસ્તાઓ અને બજારો, ચારે દિશાઓમાંથી મંદિર તરફ આવતા રસ્તા, મંદિરની નજીકમાં બ્રાહ્મણોનો અગ્રહાર, બીજા વર્ણો ક્રમવાર છેટે વસે, આ રીતે રચના હતી. રાજાનો મહેલ અને પાસે તળાવ કે સરોવર રહેતું, અને મંદિરની એક બાજૂના રસ્તાથી મહેલ તરફ જવાતું. આ નગરરચના હિંદમાં ઘણુંખરું દેખાતી અને દક્ષિણ હિંદમાં હિંદુ સંસ્કૃતિ, ખાસ પ્રહારો ન થવાથી, ચાલુ રહી, ઉત્તરમાં એવું ન રહ્યું.[૬૮]

હિંદુ સ્થાપત્યના ગ્રંથોમાં રાજવલ્લભ ગૂજરાતના હિંદુ શિલ્પ–સ્થાપત્ય માટે અગત્યનો ગ્રંથ છે, અને વેપાર એ ગૂજરાતી સંસ્કારિતા-નું મુખ્ય લક્ષણ હોવાથી એમાં સ્પષ્ટ આદેશ છે કે વેપારીઓને શહેરની મધ્યમાં વસાવવા. બહારની ચડાઈઓને વખતે વેપારનું રક્ષણ થઈ શકે એ ઇરાદાથી આ ગોઠવણ કરાઈ હશે. દક્ષિણમાં મંદિરની પાસે–મધ્યમાં રહી શકાય એવી રીતે–બ્રાહ્મણોને વસાવે છે એટલો ભેદ કહી શકાય.[૬૯]

### શિલ્પશાસ્ત્ર પ્રમાણે નગરરચના

રાજવલ્લભમાં નગરોનાં માપ અને તેના પ્રકાર વર્ણવ્યા છે. એમાં વિગતમાં ઊતરવાની અહીં જરૂર નથી. એ જોતાં અમદાવાદ 'સર્વતોભદ્ર' જાતનું નગર હોય એમ જણાય છે. એ પાટણની નકલ હોય તો પાટણ એવું નગર હશે. 'સર્વતોભદ્ર' એ લંબચોરસ કાટ-

૬૮. દ્રાવિડ દેશમાં મદ્રાસ અંગ્રેજોએ વસાવેલું છે પણ મદુરા વગેરે શહેરોમાં આ પ્રાચીન બાંધણી છે.

૬૯. મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૩૧૮–૩૨૦.

વળી જુઓ : E. B. Havel : A Hand-Book of Indian Art : P. 120. "Ahmedabad was planned after the ancient Indo-Aryan tradition of a Royal Capital.

ખૂણાઓવાળું નગર છે, જો કે આજનું અમદાવાદ જોતાં એ રચનામાં થોડો વાંધો જણાઈ આવે. અહમદશાહે પોતે તો માત્ર ભદ્રનો કિલ્લો જ બાંધેલો અને એની બાંધણી આ જાતની થઈ શકે. શહેરની એક બાજૂએ રાજગઢ થાય તે ભદ્રનો કિલ્લો. ચાંપાનેરમાં પણ એ જાતની રચના મહમૂદ બેગડાએ કરી અને નામ મૂહમ્મદાબાદ પાડ્યું. રાજગઢમાં રાજકુટુંબ માટે મંદિરની પેઠે મુસલમાન બાદશાહોએ જુદી મસ્જિદ કરી. રાજગઢ પછી મોટું મેદાન અને એ પછી શહેરની મધ્યમાં ગણાઈ શકે એવું સાર્વજનિક મંદિર થતું. એ મુજબ મુસલમાન અમદાવાદમાં ભદ્રની આગળ મેદાનેશાહની પછી ત્રણ દરવાજા મૂકીને શહેરની મધ્યમાં ગણી શકાય એવી જુમા મસ્જિદ. જુમામસ્જિદની પૂર્વે સ્થાપક અહમદશાહનો પોતાનો રોજો. આ રોજો એ અમદાવાદ શહેરનું મધ્ય-બિંદુ છે. મસ્જિદ અને રોજાની આસપાસ શહેરનાં મુખ્ય બજારો આવે. અમદાવાદમાં માણેકચોક એ ચૌટું છે, અને નગરરચનાના નિયમ પ્રમાણે ચારે તરફથી રસ્તા મળતા હોય તે ચોવટું કહેવાતું. એવા મધ્ય ભાગમાં બજાર થાય એટલે એ ચૌટું કહેવાતું. ગૂજરાતની પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે નાણાવટાનો ધંધો મુખ્ય ગણાતો અને એનું બજાર તે ચૌટું કહેવાતું. એટલે નગરના મધ્યમાં ચૌટું હોય. અને માણેકચોક અમદાવાદમાં એવો છે એ સિદ્ધ છે અને નગર-રચનાના સિદ્ધાંત પ્રમાણે છે.[૭૦] આ રીત મુજબ જો માણેકચોકમાં

---

૭૦, જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ. નગરરચનાનું પ્રકરણ. પૃ. ૩૧૩–૨૧. એમાં પૃ. ૩૧૯ માં રાજવલ્લભ પ્રમાણે નગરોની ચર્ચા કરી છે. પૃ. ૩૧૪ માં હેવલનો મત આપ્યો છે. કેટલાક વિવેચકો અમદાવાદને સર્વ-તોભદ્ર જાતનું ગણવા ના પાડે છે. એક વાત સાચી છે કે આજના અમદાવાદ ઉપરથી એને સ્વસ્તિક કે સર્વતોભદ્ર કહેવું તે બરોબર તો નથી જ. એ માટે પ્રાચીન અમદાવાદની કલ્પના માત્ર જ કરવી પડે. ઉપર્યુક્ત પ્રકરણમાં એવી કલ્પના પણ કરી છે, અને સારંગપુર જે અમદાવાદનો પૂર્વ તરફનો મુખ્ય દરવાજો છે અને જ્યાંથી મલિક શાબાનના બાગ સુધી ઝાડની ઘટાવાળો મોટો

આવેલી મહૂરત (મુહૂર્ત) પોળ પહેલી પોળ હોય તો વેપારીને અહમદશાહે મધ્યમાં વસાવ્યા એમ કહી શકાય.[૭૧] આ રીતે અહમદીનો લેખક સ્પષ્ટ લખે છે કે પાટણના કિલ્લાને ભદ્ર કહેતા હતા એ મુજબ અહમદનગર, અમદાવાદ અને ચાંપાનેરના મુસલમાન કિલ્લાને પણ ભદ્ર જ કહે છે. એટલે આ બધાં નગરો પાટણની નકલ છે એમ સમજાય છે.[૭૨]

આમ અમદાવાદ "સર્વતોભદ્ર" જાતનું શહેર લાગે છે, પરંતુ હેવલ અમદાવાદનું જે વર્ણન કરે છે તે ઉપરથી એ "સ્વસ્તિક" જાતનું નગર હોય એમ સમજાય છે. હેવલે પોતે હિંદુ નગરોના

---

સીધો રસ્તો રખિયાલ જતો હતો, એ દરવાજાથી શહેરના મધ્યભાગ માણેકચોકમાં આવવાનો સીધો મોટો રસ્તો હતો. આજે એ ક્યાં હશે તે પણ જાણી શકાતું નથી. એ રસ્તાનો નિર્ણય કરવાની ચર્ચા પણ ઉપર્યુક્ત પ્રકરણમાં કરી છે. અહીં એક બીજી વાત પણ ધ્યાનમાં લેવાની છે; તે એ કે અહમદશાહે શહેર વસાવી કિલ્લો અને જુમા મસ્જિદ બાંધ્યાં. એ પછી એના પૌત્ર મહમૂદ બેગડાએ ચોરીનો ઉપદ્રવ વધવાથી આજનો શહેરકોટ બાંધ્યો અને દરવાજાઓને પોતાના અમીરોનાં નામો આપ્યાં. એટલે પહેલેથી યોજના પ્રમાણે તો બહારનું શહેર નહિ વધ્યું હોય, પરંતુ ચાર દિશાના ચાર મુખ્ય રસ્તાઓ થયા હશે અને પછી દરેક દરવાજાના ચકલાને મધ્યમાં રાખીને એક નાના ગામની પેઠે લત્તાઓ વધ્યા હશે. એ રીતે દરેક ચકલું નાની નગરરચનાના સિદ્ધાંત મુજબ વધ્યું હશે અને પછી શહેર સાથે જોડાઈ ગયું હશે. શહેરનો કોટ નિયમથી બંધાયો નથી એ પણ સૂચક છે. એટલે મહમૂદ બેગડાના સમયનું અમદાવાદ—હિંદુ બાંધણીનાં નાનાં નાનાં ગામોના સમૂહ જેવું મુખ્ય કેન્દ્ર માણેકચોકની સાથે જોડાઈને હિંદુ સિદ્ધાંતને ધ્યાનમાં રાખી આખું શહેર થયું લાગે છે. એને સ્થાપત્ય પ્રમાણે એક ખાસ નામ આપવું તે યોગ્ય લાગતું નથી.

૭૧. માણેકચોકમાં મુહૂર્ત–મહૂરત–પોળ પહેલી સ્થાપી હશે એ સયુક્તિક લાગે છે, પરંતુ મગનલાલ વખતચંદના ઇતિહાસ ઉપરથી શંકાને સ્થાન છે. અમદાવાદનાં ઇતિહાસમાં એ બાબત ઉલ્લેખ કર્યો છે,

૭૨. મિરાતે અકબરી ગુ. ભા.

પ્રકારો કહ્યા છે, પણ અમદાવાદ હિંદુ બાંધણીનું છે એટલું માત્ર કહી તેનો પ્રકાર કયો ને કેવો ગણવો તે લખ્યું નથી.[૭૩] અમદાવાદ મહમૂદ બેગડાના સમયમાં વધ્યું તે જોતાં એને મિશ્ર બાંધણીનું કહેવું તે ઠીક છે.

## ૨

## સુલતાન અહમદશાહના સમયનાં બાંધકામ

સ્થાપત્ય એ પ્રજાની પ્રકૃતિનું પ્રતિબિંબ છે અને હિંદુની પેઠે મુસલમાન સમયનું ગૂજરાતનું સ્થાપત્ય પણ ગૂજરાતનાં સંસ્કારિતા અને સ્વભાવનું પ્રતિબિંબ પાડે એવું છે એની સામાન્ય અને અપારિભાષિક રીતે પાછળ ચર્ચા કરી. હવે ગૂજરાતના પાટનગર અને ગૂજરાતી સ્થાપત્યના કેન્દ્રરૂપ અમદાવાદ વગેરે સ્થળોમાં એના સ્થાપક અહમદશાહના સમયમાં જે સ્થાપત્યની રચના થઈ તે ટૂંકામાં જોઈએ.

### ભદ્રનો કિલ્લો

અહમદશાહે આશાવલ અગર કર્ણાવતી શહેરને અડોઅડ સાબરમતી અગર શ્વભ્રવતી નદીને કાંઠે ઊંચી અને સપાટ ભૂમિ પસંદ કરી ત્યાં સર્વથી પહેલો ભદ્રના કિલ્લાનો પાયો નાંખ્યો. મુસલમાન તવારીખો એને અરકનો કિલ્લો કહે છે, અને પાટણના ભદ્રની એ નકલ છે એમ કબૂલ કરે છે. એ કિલ્લાનો પાયો ઇસ્લામની પરંપરા પ્રમાણે જેમનાં જીવન પવિત્ર હોય એવા ચાર અહમદ નામના પુરુષોને હાથે નંખાયો અને કિલ્લાની નૈઋત્યે માણેક બુરજમાં પહેલી ઈંટ મુકાઈ.

---

૭૩. અમદાવાદના ઇતિહાસમાં ઉપર્યુક્ત પ્રકરણમાં ચર્ચા કરી છે. સર્વતોભદ્ર એ સ્થાપત્યમાં એવી જાતનાં મકાનો માટે વપરાય છે કે જેને ચારે બાજૂથી જોતાં સરખું દેખાય. જૈનોમાં જેને ચોમુખજી કહે છે તે કેટલેક અંશે આ જાતનું મંદિર ગણાય છે. (જુઓ એન્સાઇક્લોપીડિયા ઑફ આર્કિટેક્ચર-સર્વતોભદ્ર શબ્દ).

એ ચાર પવિત્ર અહમદમાં એક બાદશાહ પોતે જ હતો.[1]

આ કિલ્લો અહમદશાહે બાંધ્યો ત્યારે એનાં રૂપરંગ કેવાં હશે એની કલ્પના થવી પણ આજે તો મુશ્કેલ છે. આજના ભદ્રની સામે ઊભા રહીએ ત્યારે જે બે મોટા બુરજો અને એની વચ્ચે ઘડિયાળનો ટાવર દેખાય છે એટલું જ માત્ર પ્રાચીન હોવાનો સંભવ છે. અંદરનાં મકાનોમાં રાજકુટુંબની મસ્જિદ સિવાય આજે તો કાંઈ રહ્યું નથી, પરંતુ ગૂજરાત સલ્તનતના અંત સમયે મોગલ રાજ્યની શરૂઆત થઈ ત્યારે પણ અંદરનું ઘણુંખરું બાંધકામ જીર્ણ થઈ પડી ભાંગ્યું હતું એવા ઉલ્લેખો મળે છે.[2] મોગલાઈમાં આવેલા યુરોપીય મુસાફરો, ઓજીલ્બી, મેન્ડેલ્સ્લો અને થેવેનોટ એનાં જે વખાણ કરે છે એમાંનું આજે કાંઈ કલ્પી પણ શકાતું નથી. ઓજીલ્બી (૧૬૮૦) ભદ્રના કિલ્લાને મોગલ સામ્રાજ્યમાં માત્ર કાબુલ અને કંદહારના કિલ્લાથી ઊતરતો કહે છે, અને એના ઉપર ૧૮ તોપો રહેતી હતી એમ લખે છે. મેન્ડેલ્સ્લો એ કિલ્લો પથ્થરનો હતો એમ લખે છે. થેવેનોટ કહે છે કે કિલ્લો એક નાના શહેર જેવો હતો.[3] આ બધાં વર્ણન જૂનો બાદશાહી કિલ્લો બંધાયા પછી બસો વર્ષ પછીનાં છે, એટલે એ સમયે મહેલો જ પડી ગયા હતા તો કિલ્લાની રચનામાં પણ ફેરફાર થયા હોવા જોઈએ, અને એવા ઉલ્લેખો પણ મળે છે. મોગલાઈ પછી પેશ્વાઈમાં મરાઠા સૂબાની હવેલીના ઉલ્લેખો મળે છે તેની એક ઈંટ પણ દેખાતી નથી. એકસો વર્ષમાં પેશ્વાઈનાં ચિહ્નો નાશ પામ્યાં ને અદૃશ્ય થયાં તો બસો વર્ષમાં સુલતાનોનું કેટલું રહ્યું હશે તે કલ્પી

---

૧. જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ, પ્ર. ૩–પૃ. ૩૦.

૨. ઉપર મુજબ, પૃ. ૫૦૯–૫૭૧

૩. ઉપર મુજબ, પૃ. ૫૬૯ અને પ્રો. કોમિસેરિયેટનો અંગ્રેજીમાં લખાયેલો ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૯૩–૯૬; ભદ્રના કિલ્લા માટે વિગતવાર માહિતીની જરૂર હોય તેમને આ બે ગ્રંથો જોવા વિનંતિ છે.

શકાય. અને જહાંગીરના સમયમાં જ નવો મહેલ કરવો પડ્યો અને જૂનાની મરામત થઈ એવો ઉલ્લેખ છે.[૪]

આજે ભદ્રકાળીના મંદિર આગળ ઊભા રહી કિલ્લા તરફ નજર કરીશું તો ઊંચા ટાવર સિવાય આગલો દરવાજો તથા એક વાર પોસ્ટ ઑફિસ અને હાલ કચેરી થઈ છે એ ભાગ મોગલાઈમાં આજમખાન સૂબાના સમયમાં કિલ્લાની દીવાલનો એક ભાગ તોડીને થયેલો છે અને એની મોગલાઈ બાંધણી જુદી પડે છે. કિલ્લાને જૂના બુરજો અને દરવાજા હતા તેમાં પણ મોગલાઈમાં ફેરફાર થયેલા છે, એટલે સુલતાન અહમદશાહે બાંધેલા કિલ્લાનું એ સમયનું બાંધકામ તો એનો પૂર્વાભિમુખી મોટો બુરજ જોઈને સંતોષ માનવો પડે.

આ કિલ્લાની પૂર્વે મોટું મેદાન છે એ કારંજને નામે ઓળખાય છે. એને પહેલાં "મૈદાને શાહ" કહેતા હતા. આ મેદાનની પણ પહેલાંની સ્થિતિ કલ્પવી આજે તો મુશ્કેલ છે. એનું માપ કોઈ ૧૬૦૦×૮૦૦ ફૂટ કહે છે, ત્યારે કોઈ ૨૧૦૦×૧૨૦૦ ફૂટ કહે છે. આર્કિયોલૉજિકલ સર્વે વખતે એનું માપ ઉત્તર દક્ષિણ ૬૨૦ વાર અને પૂર્વ પશ્ચિમ ૩૩૦ વાર નક્કી થયું હતું. એ મેદાનની ચારે બાજૂ દરવાજા હતા એમાં પશ્ચિમનો દરવાજો તો ભદ્રનો મુખ્ય દરવાજો અને પૂર્વનો તે ત્રણ દરવાજાવાળો ગણાતો. ઉત્તર દક્ષિણના દરવાજા ક્યાં હતા તે કલ્પના કરવાનું કાંઈ સાધન નથી. એટલે આજે કારંજમાં જે જે મકાનો દેખાય છે તે કાંઈ પણ નહિ હોય અને વચ્ચે માત્ર એક ફુવારો હશે એવું માની શકાય. આ મેદાનમાં "મૈદાન" (Polo) નામની રમત રમાતી અને લશ્કર તથા હાથી-

---

૪. અહમદશાહથી અકબર સુધીનાં પોણા બસો વર્ષમાં મહેલો જીર્ણ થઈ ગયા હતા, જહાંગીરના સમયમાં છેક ખરાબ થયા હોય કે જેથી શાહજહાંએ ખાનપુરમાં મહેલ બાંધ્યો જેના અવશેષ આજે ચાંદા સુરજના મહેલમાં છે. શાહજહાંએ શાહીબાગમાં બીજો મહેલ પણ બાંધ્યો. પેશ્વાસમયની હવેલી વગેરેના વર્ણન માટે અમદાવાદનો મારો ઇતિહાસ જુઓ.

ઓની સલામી લેવાતી એવા ઉલ્લેખો છે એ ઉપરથી એની વિશાળતાનો ખ્યાલ આવશે.[૫]

### અમદાવાદમાં અહમદશાહે બાંધેલાં મકાનોનું કલ્પના ચિત્ર

અહીં ગૂજરાતના પાટનગરના રાજગઢથી એના સ્થાપકની દરગાહ, જે શહેરનું મધ્યબિંદુ છે, ત્યાંસુધીની તે સમયની ભવ્યતાની જરા કલ્પના કરી લઈએ, કારણ આજે બેચાર હાડકાં ઉપરથી શરીરની કલ્પના કરીએ એવું જ રહ્યું છે. ભદ્રનો ઊંચો બુલંદ બુરજ અને એ સમયે કાંગરાવાળો પથ્થરનો કિલ્લો તથા દીવાલો હશે. ભદ્રકાળીમાતા અને એ જ રેખામાં આવેલો મોગલાઈ દરવાજો તથા મહેલ તથા ડિસ્ટ્રિક્ટ કોર્ટનું મોગલાઈનું મકાન હતું નહિ એમ કલ્પવાનું. એ પછી કિલ્લાના દરવાજા અને ત્રણ દરવાજા વચ્ચે ફુવારો કલ્પવાનો. ત્રણ દરવાજાની પૂર્વમાં અને જુમામસ્જિદની પશ્ચિમે કેવાં બાંધકામ હશે કે ખુલ્લું હશે તે કલ્પવું મુશ્કેલ છે, પરંતુ હાલ કરતાં વધારે પહોળો રસ્તો અને શોભે એવાં મકાનો હોઈ શકે. એ પછી દિલ્હી દરવાજાથી જમાલપુર જતો રસ્તો વટાવી તુરત જ જુમામસ્જિદનું ભવ્ય મકાન શરૂ થાય છે અને એની ચારે બાજૂ મોટા પહોળા રસ્તા અને બજારો હોય એમ સમજાય છે. આજનો ગાંધીરોડ ( રીચીરોડ )તો અંગ્રેજોના સમયનો છે, પરંતુ એ પ્રાચીન સમયે બીજા દરવાજાઓથી માણેક-ચોકમાં રસ્તાઓ જુમામસ્જિદ આગળ આવીને મળતા હશે. જુમા-મસ્જિદના માણેકચોક તરફના દરવાજાની પૂર્વે અહમદશાહનો પોતાનો રોજો અને વચ્ચે રસ્તો વટાવી પૂર્વે એની રાણીઓનો રોજો છે આ બધું તે સમયના માણેકચોકમાં છે અને આજે પણ ગંદાં ઘરોથી

---

૫. જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ. પૃ. ૫૮૧–૫૭૩. કારંજના ફુવારામાં ભદ્રના એક કિલ્લામાંથી પાણી આવતું. આ મેદાનમાં શુક્રવારે બજાર ભરાતું એ જોવા બાદશાહ બેસતા. મેદાનેશાહમાં પોલો ( ચોગાન )ની રમત રમતાં જુઝીરખાન હબસીને હાથે ચંગીસખાનનું ખૂન થયું હતું. આ બન્ને ગૂજરાતમાં એક સમયે ખૂબ સત્તાધીશ અને મોટા અમીરો હતા.

ઘેરાઈ ગયેલા માણેકચોકમાં છે. આ બધાં બાદશાહી મકાનો આસપાસ ચાર મોટા રસ્તા અને ચાર દિશાઓમાંથી આવતા દરવાજાના રસ્તા કલ્પીને તેમાં મુખ્ય બજારોની દુકાનો કલ્પવાની. આટલું કિલ્લાની બહાર ધારીને તેના અંદરના ભાગમાં ગૂજરાત કલબની સામે અહમદશાહની મસ્જિદ અને એની ઉત્તરે નદીકિનારે બાદશાહી મહેલો, હમામખાનાં, બગીચો વગેરે ધારી લેવાનું. આ કલ્પના કરવામાં ચાંપાનેરના હાલના ભગ્નાવશેષ કિલ્લામાં ભદ્રનો મોટો બુરજ અને બહાર ત્રણ દરવાજા ઉમેરીએ તો કેવું લાગે એ વિચાર કરવાથી કાંઈક ખ્યાલ આવશે; જો કે પૂર્વે રાણીના હજીરાથી પશ્ચિમે કિલ્લો અને અંદરના મહેલોને સરખાવતાં અમદાવાદનો આટલો ભાગ ચાંપાનેર કરતાં વધારે વિશાળ અને વધારે આકર્ષક હોવો જોઈએ એવું કોઈ રસિક કલ્પના કરનારને લાગ્યા વિના રહેશે નહિ. મોગલાઈમાં બંધાયેલા શાહજહાંઆબાદ–દિલ્હીને બસો વર્ષના સમયના ભેદે કરીને ન સરખાવીએ તો એ દિલ્હીના પૂર્વાવતાર–તઘલખાબાદ દિલ્હી કરતાં અમદાવાદનો આટલો દેખાવ વધારે આકર્ષક હશે એટલું તો દિલ્હીના પુરાતન અવશેષો જોતાં સહેજે જણાઈ આવે છે, અને એ સમયે કદાચ હિંદના મુસ્લિમ અમલ નીચેનાં પાટનગરોમાં અહમદશાહનું અમદાવાદ વધારે મનોહર કહી શકાય એવું હશે એમાં શંકા નથી.[૬]

૬. પ્રો. કૉમિસેરિયેટે એમના ગુજરાતના ઇતિહાસમાં પૃ. ૧૦૨–૧૦૩માં હફ્ત ઈકલીમ નામના ભૌગોલિક અને ચરિત્રોના ફારસી પુસ્તકમાંથી (ઇ. સ. ૧૯૫૩) અમદાવાદની તારીફનો ઉતારો આપ્યો છે અને અબુલ ફઝલનો અભિપ્રાય પણ આપ્યો છે. આ બન્ને અભિપ્રાયો ગૂજરાત સલ્તનતના સમયના અમદાવાદના છે એટલે ઉપલું વર્ણન યથાર્થ છે એમ એ વાંચીને લાગે તેવું છે. હફ્ત ઈકલીમ અમદાવાદને એ સમયનાં આખી દુનિયાનાં શહેરોમાં સર્વથી સુંદર કહે છે અને એનાં બજારો ને દુકાનોની બાંધણીનાં વખાણ કરે છે. અબુલ ફઝલના વર્ણનમાં કાંઈક અતિશયોક્તિ દેખાય છે, પરંતુ એ સમયનાં દિલ્હી આગ્રા કરતાં અમદાવાદ ઘણુ સુંદર હતું એ ખરી વાત છે. તે સાથે દિલ્હી આગ્રા મોગલાઈમાં વધ્યાં એ પણ ભૂલવું ન જોઈએ.

## અહમદશાહની મસ્જિદ

હવે મકાનોના આ સમૂહમાં આવેલાં બાંધકામનું વર્ણન ટૂંકામાં કરીએ. અહમદશાહે સર્વથી પહેલો કિલ્લો બાંધવો શરૂ કર્યો અને તે સાથે જ રાજકુટુંબની મસ્જિદ શરૂ કરી. તે પછી ત્રણ દરવાજા અને જુમા મસ્જિદનું કામ તુરત શરૂ કર્યું. એટલે પહેલી અહમદશાહની મસ્જિદનું વર્ણન કરીએ. અમદાવાદ શહેરનો પાયો ઈ. સ. ૧૪૧૧ માં નંખાયો એ સાથે આ મસ્જિદ શરૂ થઈ અને ઈ. સ. ૧૪૧૪ના ડિસેંબરમાં એનું કામ પૂરું થઈ ગયું. આ મસ્જિદમાં ખાસ મહત્ત્વનું બાંધણીની દૃષ્ટિએ કાંઈ નથી, પરંતુ ઇતિહાસની દૃષ્ટિએ એનું ખાસ મહત્ત્વ છે. અહમદશાહે ગૂજરાતના પાટનગરમાં સર્વથી પહેલું બાંધેલું આ મકાન એના મિનારા સિવાય લગભગ આજે પણ અણીશુદ્ધ ઊભું છે. ઉપર મસ્જિદની બાંધણીનું જે સામાન્ય વર્ણન કર્યું તેવી જ આની બાંધણી છે. પહેલી મસ્જિદ હોવાથી હિંદુ મંદિરોની સામગ્રી ખાસ સુધરાવ્યા વગર જ કામમાં લીધેલી જણાય છે. થાંભલા એકસરખા નથી પણ જુદી જુદી જાતના છે અને કેટલાક ઉપર હિંદુ દેવોની મૂર્તિઓ સ્પષ્ટ જોઈ શકાય છે. એક ઉપર તો શિવલિંગ પણ દેખાય છે, અને બીજા એક થાંભલા ઉપર વિ. સં. ૧૩૦૭ (ઈ. સ. ૧૨૫૦) નો મહારાજા વિશલદેવના સમયનો એક ખંડિત લેખ પણ છે, અને એ સ્પષ્ટ વંચાય તેવો નથી. લિવાનના વાયવ્ય ખૂણામાં બેગમોને પ્રાર્થના કરવા માટે ખાસ બાંધેલું મુલુકખાનું છે. એની નીચેના થાંભલા એકસરખા એક જ સ્થળેથી લીધા હોય તેવા છે. એટલે આ મસ્જિદ આશાવલના જ કોઈ મંદિરની સામગ્રીથી બંધાઈ હોય એમ લાગે છે. એમાં એક સુંદર મહેરાબની પાસે એક સુંદર છત્રીવાળી જરા ઊંચી વેદી જેવી બેઠક છે એના ઉપર અહમદશાહ પોતે નિમાઝ પઢવા આવતા એમ કહેવાય છે. છત્રી પાછળથી કોઈએ કાઢી નાખેલી છે. આ મસ્જિદમાં મરાઠા સમયમાં ઘાસ અને લાકડાંની વખાર તરીકે ઉપયોગ થયો હતો. આ મસ્જિદની

કમાનો અમદાવાદની બીજી મસ્જિદોની કમાનો કરતાં જરા વધારે અણીવાળી છે, એટલે એમાં દિલ્હીના ખીલજી સ્થાપત્યની તાજી અસર હોય એમ લાગે છે. મસ્જિદમાં આ પ્રમાણે અરબીમાં લેખ છે: "આ મોટું મકાન–વિશાળ મસ્જિદ–અલ્લાહની દયાનું શરણ લેનાર નોકરે–જે અલ્લાહને મસ્જિદમાં ભજવામાં આવે છે–અને કુરાને શરીફ પ્રમાણે 'મસ્જિદ અલ્લાહની છે અને એની સાથે બીજા કોઈને ભજશો નહિ'–એ અલ્લાહની મદદમાં વિશ્વાસ રાખનાર નોકરે–મુઝફ્ફરશાહના પુત્ર મુહમ્મદશાહના પુત્ર અહમદશાહ–સુલતાને બંધાવી છે. એ પૂરી થયાની તારીખ ૪ શવાલ. હિ. સં. ૮૧૭ છે." (૧૭–ડિસેંબર ૧૪૧૪)[૭]

## હૈબતખાનની મસ્જિદ

અહમદશાહના સમયનું બીજું મકાન જમાલપુર દરવાજે આવેલી હૈબતખાનની મસ્જિદ છે. હૈબતખાન ઉર્ફે મસ્તીખાન અહમદશાહનો કાકો હતો અને એની દરગાહ કાળુપુર દરવાજા બહાર સરસપુરને રસ્તે એણે વસાવેલા હૈબતપુરમાં છે.[૮] ત્યાં પણ એક મસ્જિદ હતી. એટલે આ મસ્જિદ હૈબતખાને કોને માટે અને શા કારણે બાંધેલી તે લેખનો પત્તો ન લાગવાથી નક્કી થઈ શકતું નથી. સામાન્ય રીત પ્રમાણે તો મસ્જિદ પાસે જ તેના બાંધનારનો રોજો હોય છે એવું અહીં નથી. આ મસ્જિદ કોઈ આખાયે હિંદુ મંદિરને ફેરવીને કરી હોય એમ જણાય છે. થાંભલા જુદી જુદી જાતના છે અને કોતરણીવાળો આખોયે ઘુમટ કોઈ જૈન મંદિરમાંથી ઉપાડેલો લાગી આવે છે. બાંધણીના ઇતિહાસના ક્રમમાં આ મકાનનું મહત્ત્વ છે.

---

૭. આ મસ્જિદનું સવિસ્તર વર્ણન અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૫૭૪–૭૬ માં આપ્યું છે.

૮. હૈબતપુર એ છે. બીજું અમદાવાદથી પાંચેક માઈલ છેટું છે. આ બીજું કોણે વસાવેલું તે નક્કી થતું નથી.

## ત્રણ દરવાજા

અહમદશાહના સમયનું ત્રીજું બાંધકામ એ ત્રણ દરવાજા છે. આ ધાર્મિક બાંધકામ ન હોવાથી અને મોટા મેદાનની વચ્ચે એક વીંટીમાં નંગ હોય એવું હોવાથી એની મનોહરતા ખૂબ જ છે. પાછળ જે કલ્પના ચિત્ર દોર્યું તેમાં એનું સ્થાન કલ્પવાથી આ વાત સમજાશે. ત્રણ દરવાજા એ પહેલાંની પેઠે આજના અમદાવાદની પણ શોભા છે. એની કમાનો ઘાટીલી અને સુંદર છે. ઉપર અગાશીમાં ઝરુખા કરેલા છે અને વચલા દરવાજાની બન્ને બાજૂ મિનારાની બાંધણી જેવા સુંદર ગોખવાળા બુરજો છે. પરસી બ્રાઉન ગૂજરાતની મસ્જિદોની કમાનોની પ્રશંસા કરતાં ત્રણે દરવાજાની કમાનો અને એની બાંધણી સૌથી સારી છે એમ કહીને યુરોપની કૉન્સ્ટેન્ટાઇન વગેરેની કમાનોની ઉંચાઈ આગળ ત્રણ દરવાજાની ભૂલ કાઢે છે. એ ટીકા જરા વિચિત્ર લાગે છે. આ કલાવિવેચકને ખબર નથી કે હિંદમાં કમાનો ને દરવાજાની ઉંચાઈનો આધાર મોટામાં મોટો દરબારી હાથી અંબાડી સાથે જઈ શકે એ ઉપર જ છે. એટલે એમની સરખામણી યૂરોપની ૮૦ ફીટ ઊંચી કમાનો સાથે યોગ્ય નથી.[૯]

અહમદશાહના સમયનું ચોથું મકાન તે ખાનપુરમાં આવેલી

---

૯. Percy Brown : Indian Architecture : Islamic. P. 50. "The chief attraction of this structure as a whole are the bold yet graceful shapes of its arches, the skillful arrangement of its parapet relieved by the three elegant oriel windows on brackets, and the form and rich carving of the buttresses...But it owes much of its refined aesthetic appearance to the contours of its arches, there being few pointed arches throughout the whole ange of Indian Architecture equal to those in the buildings of Gujarat, and in Tin Daraza these are seen at their best."

સૈયદ આલમની મસ્જિદ છે. અહમદશાહની મસ્જિદ કરતાં એની બાંધણી સહેજ સુધારેલી જણાય છે. મસ્જિદમાં હિ. સ. ૮૧૫ ની રજબ માસની પૂર્ણિમાનો લેખ છે.[૧૦]

## જુમા મસ્જિદ

હવે ગૂજરાતના પાટનગરની શોભારૂપ અને હિંદુસ્તાનના મુસલમાન સ્થાપત્યમાં પ્રથમ પંક્તિમાં બેસી શકે એવી અમદાવાદની જુમા મસ્જિદનું ટૂંકું વર્ણન કરીએ. પા૰૭૦ આપેલા કલ્પનાચિત્રમાં આનું સ્થાન સમજી શકાય તેવું છે. આ સુંદર મસ્જિદની આસપાસ આજે ગંદાં નાનાં જોવાં ન ગમે તેવાં ઘરો ને દુકાનો આવી ગઈ છે. એનું મુખ્ય દ્વાર દક્ષિણ તરફ શાકબજારમાં હોય એમ લાગે છે કારણ કે એ પ્રવેશ બીજાં બે પ્રવેશદ્વારો કરતાં વધારે ભવ્ય છે. આ દક્ષિણના પ્રવેશદ્વારમાં પેસવાનો એક સુંદર મંડપ છે અને જુમા મસ્જિદની બધી સામગ્રી નવી બનાવેલી હોવા છતાં આ મંડપ કોઈ હિંદુ મંદિરમાંથી આખોય ઉઠાવી લાવીને ગોઠવી દીધો છે એ એના થાંભલામાંથી ઘસીને સાફ કરેલી મૂર્તિઓ ઉપરથી જણાઈ આવે છે. એનું ઉત્તર તરફનું દ્વાર આજના અમદાવાદના મુખ્ય મહામાર્ગમાં હોવાથી આજે મુખ્ય હોય એવું લાગે છે પરંતુ એ ગૌણ છે. બીજું પ્રવેશદ્વાર મસ્જિદના વિશાળ ચોકની પૂર્વે અહમદશાહના રોજાના આંગણામાં પડે છે અને એ પણ સાદું જ છે. રિવાજ પ્રમાણે એને મુખ્ય દ્વાર કહી શકાય.

ગમે તે બાજૂથી પ્રવેશતાં મસ્જિદના ભવ્ય અને વિશાળ ચોકમાં આવીએ છીએ. એની પશ્ચિમે લિવાનનો ભવ્ય અને સુંદર મ્હોરો આવેલો છે. દિલ્હીની જુમા મસ્જિદનો બહારનો દેખાવ સુંદર અને ભવ્ય છે. પણ એ મસ્જિદ અમદાવાદની જુમા મસ્જિદ કરતાં બસો વર્ષ પછી બંધાયેલી છે, એટલે એની સરખામણી કરવા યોગ્ય નથી. પરંતુ મુસલમાન સ્થાપત્યની ઐતિહાસિક પ્રગતિની દૃષ્ટિએ અમદાવાદની

૧૦. જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૫૭૭-૭૮.

જુમા મસ્જિદનું મહત્ત્વ વધારે છે. બહારથી આજે એને નીહાળી શકવાનું બને તેમ નથી. મેલા કોથળામાં ઘાલેલા રત્ન જેવી આજે એની સ્થિતિ છે. એના મિનારા ઈ. સ. ૧૮૧૯ ના મોટા ભૂકંપમાં પડી ગયા. એટલે શાકબજાર સિવાય બીજી કોઈ બાજૂથી જોતાં મુસ્લીમ હિંદનું એક ભવ્ય અને સુંદર મકાન અહીં છે,[૧૧] એમ પણ ખબર ન પડે. માણેકચોકમાં બાદશાહ અને રાણીના હજીરાના આકર્ષક દૃશ્ય આગળ પણ મસ્જિદ ઢંકાયેલી લાગે છે.

આ મસ્જિદની બાંધણી એટલું તો સિદ્ધ કરે છે કે ગુજરાતીઓ ટૂંકા સમયમાં જ મસ્જિદની બાંધણીના મુસલમાન સ્થાપત્યમાં નિષ્ણાત બની ગયા હતા, અને અહમદશાહની પછીનાં બાંધકામોમાં એની ઉત્તરોત્તર પ્રગતિ સધાઈ હતી, અમદાવાદની જુમા મસ્જિદમાં અંદર અને બહારના દેખાવમાં મુસલમાન બાંધણીના સિદ્ધાંતોને હિંદુ મંદિરની બાંધણીની કલા સાથે એવી તો સુંદર રીતે મેળવી દીધી હતી કે અંદર જાણે મંદિરોના મંડપોની માત્ર પુનર્રચના જ કરી હોય અને બહાર કમાનો અને મિનારા માત્ર ગોઠવ્યા હોય એવું લાગે. મ્હોરાની મુખ્ય કમાન. પાછળ ચર્ચી એ રીતની કલાથી ઊંચી લઈ ઉપર માળ કરવાથી વૈવિધ્ય ઉપજ્યું છે. તે સાથે થાંભલા ખેવડાવીને વચલા કમાનની મધ્યના થાંભલા ઉપર હિંદુ મંદિરનું તોરણ મૂકી શોભામાં ખૂબ જ આકર્ષણ ઉમેર્યું છે. કમાનોનાં વર્તુલો આકર્ષક બનાવ્યાં અને છે; થાંભલાની રચના મદુરાના મંદિરના હજાર થાંભલાના મંડપ કરતાં વધારે રમ્ય અને જોવી ગમે તેવી થઈ છે. સર જૉન માર્શલ જેવા કડક ટીકાકાર પણ, મિનારાની રચનાનો અણગમો નોંધવા છતાં કહે છે કે એકંદરે આ મસ્જિદ એ જાતનાં આખી

---

૧૧. "The Jami Masjid of Ahmedabad...is generally considered the high water-mark of mosque in Western India." Percy Brown : Indian Arch. Islamic.-P. 48.

દુનિયાના મકાનોની સરખામણીમાં ઉત્તમ કહી શકાય,[૧૨] અને બંગાળની અદીના મસ્જિદની બાંધણીની પેઠે Dull monotomy નીરસ એકસરખાપણાની ભાવના આને જોઈને ઉત્પન્ન થતી નથી.[૧૩] માળ બાંધીને વૈવિધ્ય લાવવાની, પાછળ ચર્ચેલી રીતને, પણ સર જાન ઉત્તમ કહે છે અને પાછળ જોયું તેમ, પરસી બ્રાઉન પણ આ મસ્જિદમાં મુસલમાન બાંધણીની સુધારેલી સુંદર કમાનો, માળ કરવાની રીતથી આવતું વૈવિધ્ય, વાવ–મંદિર અને મસ્જિદની બાંધણી એનો સુમેળ થવાથી આ જાતનાં મકાનોમાં અપૂર્વ કહે છે. દિલ્હીની જુમા મસ્જિદ આપણને સારાં કપડાં પહેરાવેલી પરદેશી સ્ત્રી જેવા લાગે છે, જ્યારે અમદાવાદની જુમા મસ્જીદ. એની આજની સ્થિતિમાં પણ કપડાંની સાદાઈમાં રીતસરના અલંકારથી જેના લાવણ્યમાં ઉમેરો થયો છે એવી સુંદર હિંદી સ્ત્રી જેવી શોભે છે.[૧૪] આખા હિંદભરની જુમા મસ્જિદોમાં આટલું વૈવિધ્ય નથી, અને સાચા હિંદી કલાકારને તો આ સત્ય તરત સમજાય એવું છે. જોતાં એમ લાગે છે કે આ એક પથ્થરોનો ઢગલો માત્ર નથી પણ એ પથ્થરોમાં, એની ગોઠવણીમાં, એની કોતરણીમાં એને બાંધનાર અને બંધાવનારની સ્વભાવગત રસિકતા, અને જીવતા હૃદયના ધબકારા આજે પણ

---

૧૨. Marsball : Cambridge His. India III. P. 610. "As it now stands, it is one of the most superb, as it is also one of the most imposing structures of its class in the World." પ્રકાશ બદલાવવાની રીતને સર જોન ગૂજરાતની વિશેષતા છે એમ કહી બીજે એ કેમ નથી એવો પ્રશ્ન પૂછે છે, પરંતુ એ તો મેઘનાદ મંડપની નકલ છે તે જોયું છે.

૧૩. ઉપર મુજબ પૃ. ૬૧૦.

૧૪. મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૫૭૮.

જણાઈ આવે છે.[૧૫]

આ મસ્જિદ અહમદશાહે અમદાવાદ વસાવ્યું તેના બીજા વર્ષમાં એટલે ૧૪૧૨ માં બંધાવાની શરૂ કરી અને ૧૪૨૪ માં પૂરી થઈ. એને બંધાતાં ૧૨ વર્ષ થયાં. એની લંબાઈ પહોળાઈ વગેરે સ્થાપત્યની વિગતમાં અહીં ઊતરવાની જરૂર નથી. એના મિનારા હાલતા હતા એનું સવિસ્તર વર્ણન પાછળ કર્યું છે, લિવાનના વાયવ્ય ખૂણામાં સ્ત્રીઓને માટે નાના થાંભલા ઉપર માળ જેવું કરી જાળીવાળું મુલુકખાનું, અહમદશાહની મસ્જિદની પેઠે કરેલું છે. જે મસ્જિદો રાજકુટુંબ બંધાવે તેમાં જ મુલુકખાનું કરવાનો રિવાજ હતો અને ગૂજરાતની મસ્જિદોની એ એક વિશેષતા છે.[૧૬] વચલા મહેરાબ ઉપર અરબીમાં આ પ્રમાણે લેખ છે:

……આ મોટી મસ્જિદ ખુદામાં અને એની મદદમાં વિશ્વાસ રાખનાર સેવક, નસીરઉદ્દુનિયા વઉદ્દીન અબુલફતહ અહમદશાહ, બીન

---

૧૫. Percy Brown :— Indian Archi. Islamic. P. 48–50 "...As proved by this fine monument, the building art takes a decisive step forward, it rises to a higher plain... from experiment to something approaching a complete and perfect realization of the ideal." His (architectural genius) work deverloped into something more than an orderly pile of moulded masonry, and became a thing of the spirit. For this building speaks of that 'silent flowering in stone of souls of men, whose ways of life and thought had flowed into things made by their hands'." મ્હોરાને માટે લખે છે કે " As a composition of solids and voids this facade is superb, with its three main openings well balanced and in excellent proportions."

૧૬. મારો અમદાવાદનો ઇતિહાસ.

મુહમ્મદશાહ, મુઝફ્ફરશાહ, સુલતાને બંધાવી. બંધાયાની તારીખ પયગંબર સાહેબની (એમના ઉપર અલ્લાહના આશીર્વાદ હો) હીજરી સંવત ૮૨૭ના સફર માસ (એ મહિનો વિજયી અને સફળ નીવડો) નો પહેલો દિવસ છે. (તા. ૪ જાન્યુઆરી ઈ. સ. ૧૪૨૪) આ લેખમાં પહેલાંનાં વાક્યો અહમદશાહની મસ્જિદના લેખ જેવાં છે. એટલે છોડી દીધાં છે. આમાં સુલતાન અહમદશાહનો પૂરો બાદશાહી ઇલ્કાબ આપેલો છે.[૧૭]

### બાદશાહ અને રાણીના રોજા

અહમદશાહે બંધાવેલાં મકાનોમાં એનો પોતાનો રોજો અને તેની સામે એની રાણીઓનો રોજો મુખ્ય ગણાવી શકાય. મુસલમાનોની સામાન્ય રીત પ્રમાણે બાદશાહો પોતાની પસંદગી પ્રમાણે મરણ પછી પોતાને સૂવાની જગ્યા પોતાની હયાતી દરમ્યાન બંધાવે છે, જ્યારે સંતો એવી વાતમાં પોતાની ઇચ્છા વ્યક્ત કરતા નથી, પરંતુ એમના શિષ્યો એમના મરણ પછી ભવ્ય દરગાહો બાંધે છે. આ બન્ને રીતોમાં મરણ પછીની ભાવનાઓ અને માણસના હૃદયની ઊંચી લાગણીઓ સમાયેલી છે. એક મરણથી ડર્યા વગર મરણ પછીનું સ્થાન નક્કી કરવામાં આનંદ માને છે, બીજું મરણની કે એના સ્થાનની દરકાર જ કરતું નથી. ગૂજરાતના મુસલમાન અમીરો અને બાદશાહોએ ઘણે ભાગે મસ્જિદોની પાસે જ પોતાની જગ્યા રાખવાનો રિવાજ રાખે છે. અહમદશાહે એ પ્રમાણે શહેરની મુખ્ય મસ્જિદની સામે જ પોતાની જગ્યા નક્કી કરી. જુમા મસ્જિદના પૂર્વના દ્વારની બહાર સુલતાનનો રોજો આવેલો છે. એક વિશાળ ઘુમટમાં વચ્ચે આરસની સુંદર કોતરણીવાળી સુલતાનની પોતાની કબર છે. અને બીજી એના પુત્ર મુહમ્મદશાહની અને ત્રીજી એના પૌત્ર કુતુબુદ્દીન અહમદશાહની

૧૭. મારો અમદાવાદનો ઇતિહાસ જુમા મસ્જિદનું વર્ણન. બર્જેસ, મુસલમાન આર્કિટેક્ચર—અમદાવાદ-૧.

કબરો છે. આમ આ રોજામાં ગુજરાતના ત્રણ સુલતાનો સૂતેલા છે. એટલા ઉપર એનાં સગાંની કબરો છે. સુલતાન અહમદ ત્રીજો પણ આ રોજામાં દટાયો છે એવું તવારીખ કહે છે. પણ એની કબર કયી તે કહેવું મુશ્કેલ છે. આ રોજો એની જાળીઓને લીધે સુંદર લાગે છે. પરંતુ અહમદશાહે પોતે બાંધ્યો હશે ત્યારે કર્યો હશે એ આજે કહેવું મુશ્કેલ છે કારણ કે એના મુખ્ય દ્વાર ઉપર જે લેખ છે એમાં તો ઈ. સ. ૧૫૩૭–૩૮માં ફરહત ઉલ્મુલ્કે એ રોજાની મરામત કરાવી અને અહમદ છજ્જુએ લેખ લખ્યો એમ લખેલું છે. લેખની તારીખ "ફરહત ઉલ્મુલ્ક" એ શબ્દો ઉપરથી અબ્જદ પદ્ધતિ પ્રમાણે નીકળે છે. એટલે આજે ઊભેલા રોજાની બાંધણી ગુજરાત સલ્તનતના છેવટના ભાગનાં મકાનો જેવી ગણી શકાય. રોજાની બહાર ભવ્ય દરવાજો છે તે માણેકચોકમાં પડે છે. એના ઉપર ચાર પહોરનું ટકોરખાનું આજ સુધી વાગે છે, અને એની બાજૂમાં લંગરખાનું છે એમાં રોજ ગરીબોને ખીચડી અપાય છે. અહમદશાહ એક પવિત્ર–પીર–બાદશાહ ગણાય છે અને એનો ઉરસ ઉજવાય છે. આજ ચાર ચાર રાજસત્તાઓ બદલાયા છતાં ટકોરખાનાં અને ગરીબોને અપાતું દાન હિંદભરના બાદશાહોમાં માત્ર ગુજરાતના પાટનગરના સ્થાપક અહમદશાહને મળે છે અને ઔરંગાબાદમાં ઔરંગઝેબને મળે છે. પરંતુ એની દરગાહ નિઝામના રાજ્યમાં હોવાથી એમાં નવાઈ નથી. પણ અહમદશાહને મળતું માન સરકારી તીજોરીમાં આજ સુધી અપાય છે તે ચાર ભિન્ન સરકારો બદલાયા છતાં ચાલુ છે એ વાત ખરેખર ગર્વ કરવા જેવી છે.[૧૮]

માણેકચોકમાં આ રોજો જે બાદશાહના હજીરાને[૧૯] નામે

---

૧૮. મારો અમદાવાદનો ઇતિહાસ પૃ. ૫૮૩–૮૪.

૧૯. ગૂજરાતમાં કબર માટેના મકાનને હજીરો કહે છે. ત્યાં ગરીબોને ખાવાનું અપાય છે તેથી હાજરી શબ્દ ઉપરથી એ શબ્દ આવ્યો હશે એમ મનાય છે અને પ્રો. કોમિસેરિયેટ એમના ઇતિહાસમાં (પૃ. ૧૧૧) એ જ અર્થ

વિખ્યાત છે તેની સામે સુલતાનના જમાનાની સ્ત્રીઓનો રોજો છે તે રાણીના હજીરાને નામે ઓળખાય છે. આ રોજાની બાંધણી સામાન્ય કરતાં જુદી જાતની છે. દસ ફૂટ ઊંચા એક વિશાળ સમચોરસ ઓટલા ઉપર સુંદર ભીંતો અને મનોહર કોતરણીવાળાં દ્વારોની વચ્ચે ખુલ્લા ચોકમાં આ કબરો કરેલી છે. કબરો ધોળા અને કાળા આરસમાં ખૂબ જ સુંદર કારીગીરીથી બનાવી છે. આ કબરો કોની રાણીઓની છે હજી એ સ્પષ્ટ થયું નથી. ડૉ. બર્જેસ એને મહમૂદ બેગડાની મા મુગલાઈ બીબી અને એની બહેન–શાહઆલમ સાહેબની સ્ત્રી મુરકી બીબીની છે એમ કહે છે. એમની આ માન્યતાને હજી વધારે આધારની જરૂર છે. મિરાતે અહમદી લખે છે કે મુરકી બીબીની કબર એમના પુત્ર શાહ ભીખનની દરગાહમાં જમાલપુર દરવાજા બહાર છે. ડૉ, બર્જેસની માન્યતાની ચર્ચામાં અહીં ઊતરવાની જરૂર નથી. પરંતુ રોજાનું સ્થળ, જોતાં રોજો અહમદશાહે બાંધ્યો છે એમ સમજાય છે એટલે એમાં એની રાણીઓની કબરો જ હોવાનો સંભવ છે. જો બર્જેસનો મત ખરો હોય તો એ રોજો અહમદશાહના પૌત્ર કુતુબુદ્દીને કે મહમૂદ બેગડાએ બંધાવ્યો એમ માનવું પડે. એટલું તો ખરું જ કે રાણીઓનો રોજો ગૂજરાતના રોજાઓની બાંધણીમાં એક જુદી જ ભાત પાડે એવો છે અને સુંદર કારીગિરીવાળો હોવાથી ગૂજરાતના પાટનગરનું આકર્ષણ કહી શકાય એવો છે.[૨૦]

આમ સુલતાન અહમદશાહે બંધાવેલાં મકાનોના સમુહનું વર્ણન

---

આપે છે, પરંતુ પરસી બ્રાઉન (પૃ. ૪)માં લખે છે કે કબરના ઓરડાને હુઝરા Huzrah કહે છે તે ઉપરથી કદાચ હજીરો શબ્દ આવ્યો હોય એ મને તો ઠીક જણાય છે. આંગણા સાથે આખાયે મકાનને મદીનાના બગીચા સાથેના મકાનને અર્‌રોઝા કહે છે તે ઉપરથી રોજો કહે છે એમ પરસી બ્રાઉન માને છે. (ar-rauza). આ અર્થ ખરો લાગે છે.

૨૦. આ બધું વર્ણન અને કબરોની બર્જેસ અને પ્રો. કોમિસેરિયેટના લખાણની ચર્ચા અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૫૮૪–૮૭ માં વિસ્તારથી કરેલી છે.

એના સ્થાપત્યની પરિભાષામાં ઊતર્યા વગર કલાની દષ્ટિએ જોયું. ફરી યાદ કરવાનું કે ભદ્રના કિલ્લાથી માણેકચોકમાં આવેલા આ બે સુંદર રોજાઓ સાથે આખાયે સ્થાપત્યના સમુહનું કલ્પનાચિત્ર અપૂર્વ મનોહરતાવાળું થઈ શકે. આજનાં ગંદાં મકાનો નથી એમ ધારી લઈ વિમાનમાંથી જોઈએ એવી કલ્પના ઘણી જ સુંદર લાગે.

ઉપર જોયાં એટલાં મકાનોનો સમુહ આજે કાંઈક સારી કહી શકાય એવી સ્થિતિમાં ગૂજરાતના પાટનગર અમદાવાદમાં આજે ઊભો છે. એ સિવાય બીજાં હશે એનો પત્તો આજે નથી લાગતો. પરંતુ અમદાવાદ પહેલાંના ગૂજરાતના પાટનગર અણહિલવાડ પાટણ જેને મુસલમાનો નહરવાલા નામથી ઓળખે છે, એ શહેરમાં ઈ. સ. ૧૪૧૯નો એકલેખ જડ્યો છે. એમાં પાટણના કોટવાલ અબ્દુલ્લા સુલતાનીએ એ શહેરમાં એક કૂવો બંધાવ્યો એવો ઉલ્લેખ મળ્યો છે. એ લેખમાં અહમદશાહને માટે રિવાજ મુજબ વિશેષણો લગાડી પછી લખે છે કે: "એ કચેરીનો નિમકહલાલ ગુલામ અબ્દુલ્લા ઉસ્સુલતાની નહરવાલા શહેરનો કોટવાલ, એણે આ બાંધણી (કુવો)નો પાયો નાખ્યો જેથી પરમેશ્વર કે જેને બલ અને કીર્તિ વરેલી છે, અને કુરાનના વાક્ય પ્રમાણે" પાણી આપવા સાથે જિંદગીનું સર્વસ્વ અપાય છે':—એના (ખુદાના) નોકરો આ જગ્યાનો લાભ લઈ શકે, સુખ મેળવી શકે અને આ બાંધનારને પ્રાર્થના સાથે યાદ કરે, કે જેથી એને માફી (પાપની) મળે, અને એની શ્રદ્ધા દૃઢ રહે. બધી પ્રશંસા આ સૃષ્ટિના નાથ અલ્લાહની જ છે. હિજરી ૮૨૧ ના જીલહિજ માસનો બીજો શુક્રવાર (તા. ૬ જાન્યુઆરી ૧૪૪૯).[૨૧]

આ લેખ ઉપરથી વાવ કુવા બંધાવાની પ્રણાલિકા અને પુણ્યની ભાવના જે હિંદુઓમાં હતી તેવી જ મુસલમાનોમાં પણ હતી એમ જણાય છે, એ મહત્ત્વની વાત છે.

---

૨૧. આ લેખ પ્રો. કોમિસેરિયેટ એમના ગૂજરાતના અંગ્રેજી ઈતિહાસમાં પૃ. ૧૨૨ માં આપેલો છે.

અહમદશાહના સમયમાં સૌરાષ્ટ્રમાં મહુઆ ગામમાં મલીક અસર ઉલ મુલ્ક બીન મલીક જૌહરે ઈ. સ. ૧૪૨૫ માં એક મસ્જિદ બંધાવી હતી એવો અરબી લેખ મળ્યો છે. સૌરાષ્ટ્રમાં વઢવાણમાં બે ફારસી લેખ મળ્યા છે. એમાં ઈ. સ. ૧૪૩૯ માં કોઈ મલીક મુહમ્મદ બીન મલીક મુસાએ મસ્જિદ બંધાવ્યાનો ઉલ્લેખ છે. બીજા લેખમાં મસ્જિદ અહમદશાહના રાજ્યકાળમાં બંધાવી એટલું જ લખે છે. ત્યાં જ એક ત્રીજો લેખ ઈ. સ. ૧૪૪૮ નો સુલતાન મુહમ્મદશાહ બીજાના સમયનો ( અહમદશાહનો પુત્ર) છે.[૨૨] આ લેખો વિશે વધારે માહિતી મળી નથી. બંધાવનારનાં નામ છે પણ એ કોણ અધિકારી હતો તે પણ સમજી શકાય એવું નથી. સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં સુલતાનોની સત્તા હતી એટલું આ ઉપરથી સમજાય છે. પશ્ચિમનો ભાગ મહમૂદ બેગડાએ જીત્યો હતો.

## ૩

## ગૂજરાતના મુસલમાન સ્થાપત્ય માટે પાશ્ચાત્ય કલાવિવેચકોના અભિપ્રાયો

Ferguson : Architecture of Ahmedàbad (P. 69)

" Their architecture so far as we know it, was always singularly chaste and elegant." જૈનોએ સ્થાપત્ય કલાને ખૂબ ઉત્તેજન આપ્યું છે તે માટે લખતાં ફરગ્યુસન આ પ્રમાણે લખે છે: "Of the Indian forms of religion it is, ( જૈનધર્મ ), on the whole, perhaps the purest and the best. It is quite free from the gross and degrading superstition. It is not overlaid by a monstrous priestly asceticism as Buddism. It

૨૨. પ્રો. કોમિસેરિયેટનો ગૂજરાતનો અંગ્રેજી ઇતિહાસ, પૃ. ૧૨૩.

cannot, of course compare with the Vedantic Brahmanism, but of indigenous growths there seems none other so elegant or so pure." પછી લખે છે કે "The Mahomedan architecture of Ahmedabd is so essentially derived from the local Jain forms which it replaced......" ગૂજરાતના પાટનગર માટેનું આ લખાણુ આખાયે ગૂજરાતના સ્થાપત્ય માટે ખરું છે. ધર્મને માટે તો પરદેશીનો અભિપ્રાય ગાળીને જ લેવાનો. સ્થાપત્યને માટે ખરો છે. એ જ ગ્રંથના પૃ. ૬૯ માં હોપ અને ફરગ્યુસન લખે છે કે: "While the elements of which it (ગૂજરાતનું સ્થાપત્ય) is composed are of even a better and a higher class than are to be found in any part of the Bengal presidency." એ જ ગ્રંથના પૃ. ૭૬–૭૭ માં ફરગ્યુસન આ પ્રમાણે લખે છે: "The problem which the Mahomedan dynasty and its newly converted adherants set themselves to solve was extremely similar to that presented to the Christians in Italy some ten centuries earlier. In both cases the object was to convert a Pagan style of architecture to the purposes of a religion abominatingly idolatry...... Perhaps the essential differences between the Jain and Moslem forms were even greater than between those of Pagan and Christian Rome. * *...Though, therefore, the Indian problem may in its condition have been the more difficult of the two, it was far more satisfactorily solved in so far as Ahmedabad (અહીં ગૂજરાત) was concerned, and in

a far shorter time. It was undertaken in 1412 (અમદાવાદની સ્થાપના પછી) and completed before the death of Ahmed Shah in 1443." ફરગ્યુસન: History of Indian and Eastern Architectuae P. 229 માં આ પ્રમાણે લખે છે; Of the various forms which the Saracenic Architecture assumed in India, that of Ahmedabad (અહીં ગૂજરાત) may probably be considered as the most characteristic of all. No other form is so essentially Indian, and no one tells its tale with the same unmistakable distinctness." એ જ ગ્રંથમાં પૃ. ૫૨૭ માં લખે છે કે: In Ahmedabad (ગૂજરાત) itself, however, the Hindu influence continued to be felt throughout. Even the mosques are Hindu or Jaina in every detail; only here and there an arch is inserted, not because it was wanted, constructively, but because it was a symbol of faith; while in their tombs and palaces even this is generally wanting." પછી ગુજરાતીઓને મકાન બાંધનારી પ્રજા કહીને કહે છે કે: The Chalukyas (અહીં ગુજરાતીઓ) conquered their conquerors, and forced them to adopt forms and ornaments, which were superior to any the invader could have introduced. આ પ્રમાણે ફરગ્યુસનના અભિપ્રાયો છે. ફરગ્યુસન હિંદના સમગ્ર સ્થાપત્યને માટે લગભગ પહેલો પદ્ધતિસરનો અભ્યાસી છે. એણે આખાયે પૂર્વના સ્થાપત્યનો ઇતિહાસ લખ્યો છે અને સ્થાપત્ય વિવેચકમાં એનું સ્થાન બહુ ઊંચું ગણાય છે.

બર્જેસ અને કઝિન્સ હિંદ સરકારના આર્કિટેક્ચર અને

આર્કિયોલોજીના મોટા અધિકારીઓ હતા અને એમણે સ્થાપત્ય ઉપર પ્રમાણભૂત ગણાય એવા ગ્રંથો લખ્યા છે. એમના મત સુપ્રસિદ્ધ છે એટલે એમાંથી અવતરણો લઈ લંબાણ કરવાની જરૂર નથી. બનતા સુધી અપ્રાપ્ય જેવા ગણાતા ગ્રંથોના અભિપ્રાયો અહીં જોઈશું. ઈ. બી. હેવલના ગ્રંથો અપ્રાપ્ય નથી, પરંતુ એ એક સહૃદય વિવેચક છે. એમને હિંદનું બધું જ સારું લાગે છે. એ બધી કલાઓના પણ વિવેચક છે એટલે એમના કેટલાક અભિપ્રાય જોઈશું :—

E. B. Havell :—A Handbook of Indian Art : P. 70 and 150. "The Muhammadan Architecture of Gujarat is "Saracanic" only in the sense that it is Indo-Aryan architeture adopted to the rituals of Islam." "The Muhammadan Architecure of Gujarat is in every detail even more distinctly than in other places derived from the local building traditions." "This purely Indian school of building which originated some of the most beautiful mosques and tombs of India." મિ. હેવલને તો ગૂજરાતના સ્થાપત્યને માટે ફરગ્યુસન "મુસલમાન સ્થાપત્ય" એવો શબ્દ માત્ર વાપરે છે તે પણ ખૂંચે છે. (જુઓ Haveli's Indian Architecture P. 69 અને His. of Aryan rule in India P. 341-42.)

ઇતિહાસના લેખકોમાં દુનિયામાં અગ્ર પંક્તિમાં ગણાતા, ઓક્સફર્ડ હિસ્ટ્રી ઑફ ઇંડિયાના લેખક Vincent A. Smith : Oxford History of India P. 271 માં લખે છે કે : Ahmedabad (અહીં ગૂજરાત) is particuarly rich in noble buildings; and during the time of its glory, extending from its foundation to the eighteenth century—a period

about three centuries—undoubtedly was one of the handsomest cities in the world."

Elphinston : History of India P. 675: Ahemdabad is still one of the greatest cities in India both from the number of the inhabitants and the magnificence of the buildings."

J. Forbes : Oriental Memoirs Vol. II P. 199. આ યુરોપીય ગૃહસ્થ અઢારમી સદીના ઉત્તરાર્ધમાં ગૂજરાતમાં આવેલા. અમદાવાદનાં મકાનો જોઈ એમને એમ લાગેલું કે અરેબિયન નાઈટ્સની વાતોમાં લખેલા વૈભવો ખરા હશે. ફોર્બ્સ મોગલાઈની પડતી પછી મરાઠા યુગમાં થયેલી ભગ્નદશા વખતે આવેલા છતાં આવી લાગણી થઈ એ નોંધપાત્ર છે.

અંગ્રેજ કવિ–Light of Asia નો કર્તા Edwin Arnold: India Revisited : P. 117–124 માં અમદાવાદ માટે આ પ્રમાણે લખે છે : Lovliest little buildings in the world. Briefly, words fail to describe the dainty loveliness of many among these Muhammadan memorials, dusty and decayed as they are at present. ( 1886 )

Briggs:—Cities of Gurjarashtra: " The spirit which characterised the French lady who could not read her prayers unless the volume was handsomely bound was doubtless the spirit of early Muhammadans, they could not pray but in temples worthy of the deity of their worship. " " Here is the land for poets' conju-

gations and painter's canvas; here too should the youthful student linger a while, and draw from such resources that contemplation which should leave him a wiser if not a better man." બ્રિગ્સે ગૂજરાતની મુસાફરી મરાઠાઓની ચડાઈઓથી દેશ ઉજ્જડ થયા પછી કરેલી અને ગઈ સદીના પૂર્વાર્ધમાં એ સ્થિતિ હતી. એ સમયના આ ઉદ્ગારો નોંધપાત્ર ગણી શકાય. બ્રિગ્સ અહીં ભૂલી જાય છે કે એની પ્રેરણા તો હિંદુ મકાનોમાંથી મળી હતી.

G. W. Forrest:-Cities of India, P. 62: "To the traveller, Ahmedabd, the capital of Gujarat, will always be a city of interest as containing some of the most characteristic forms which Saracenic Architecture assumed in India."

John Griffiths: In Journal of Indian Art, No. 46: "Ahmedabad is one of the most interesting cities in India, and its architectural buildings both in stone, and in wood, are as beautiful as they are picturesque."

James Dauglas: Western India, P. 508–513. આ લેખકે અમદાવાદનાં મકાનો જોઈ તેનાથી મોહિત થઈ એમ ધાર્યું કે શાહજહાં અમદાવાદમાં હતો ત્યારે એને શાહજહાંબાદ–દિલ્હીનાં મકાનો બાંધવાની પ્રેરણા થઈ હશે. આ વાતને ઐતિહાસિક ટેકો નથી. પણ એ સમયે અમદાવાદ આગ્રા, દિલ્હીથી સુંદર શહેર હતું એટલે શાહજહાંને પ્રેરણા મળી હોય તો નવાઈ જેવું નથી. એ આ પ્રમાણે લખે છે: "Shah Jahan! It is not for nothing thou art in Ahmedabad......Thy God is

Architecture. For, as sure, as people say, the Devil is to be seen in Darya's Tomb (દરિયાખાનનો ઘૂમટ), Shah Jhan is up, at each rising of the sun, golden glory, fretted windows, tracery and arabesqe watching the flecked light as it fell on pavement of marble or alabaster; alone and silent, observing measuring, comparing, digesting, perhaps coping, drinking in all wisdom, deftness of hand, cunning craft and workmanship, beauty of colour, harmony of form. For the city had already a history for a hundred and fifty years. Ten of her mosquse which we can see even to-day, were built before Columbus discovered America. They existed before Mahmud's vast dome at Bijapur, long before Babar swam the Ganges. Is it too much to suppose, that it was here the master-builder drank in the elements of his taste, which was to display such glorious results elsewhere—the bud was laid here: the blossom and fruit to be in Agra? Everything has a beginning, Greece before Rome, Damasces before Cairo, Agra follows Ahmedabad." કેટલુંક છોડી દીધા છતાં અવતરણ લાંબું છે પણ તે કવિત્વથી પ્રેરાયેલું છે.

Banister Fletcher નામના લંડનના સ્થાપત્યના પ્રોફેસર એમના History of Architecture on Comparative Methods નામના પુસ્તકમાં લખે છે કે મુસલમાનો અરબસ્તાનની સખત સાદાઈવાળા વાતાવરણમાંથી જે જે દેશમાં ગયા ત્યાંના રંગ અને ગુણો એમના સ્થાપત્યમાં ભળ્યા.

Percy Brown : Indian Architecture (Islamic Period). પરસી બ્રાઉન કલકત્તાના જાણીતા કલાવિવેચક અને ત્યાંની કલાશાલા–સ્કૂલ ઑફ આર્ટના અધ્યક્ષ હતા. એમણે હિંદના સ્થાપત્ય કલાના બે ઉપયોગી ગ્રંથો નવી પદ્ધતિનાં ચિત્રો સાથે બહાર પાડ્યા છે. ગૂજરાતનાં મુસલમાન મકાન માટે એ આ પ્રમાણે લખે છે: " By far the largest and most important of the Provincial styles was that of Gujarat. " આમ થવાનાં બે કારણો આપે છે તેમાં એક કારણ સુલતાનોનો શોખ, અને બીજું કારણ આપતાં આ પ્રમાણે લખે છે: " and the other to the profund artistic traditions of the inhabitants." એ પછી સુલતાનો ખાસ સંસ્કારવાળા નહોતા તેમ વિદ્યાવાળા પણ નહોતા પણ પોતાની સમૃદ્ધિ બતાવવાના શોખવાળા હતા એમ લખે છે. પરસી બ્રાઉન એમ માને છે કે મુસલમાનોથી જિતાઈને પરતંત્ર થયા તોપણ ગૂજરાતના કારીગરો સ્વતંત્ર હતા ત્યારે પોતાનાં શાસ્ત્રોની પરંપરાથી બંધાયેલા હોવાથી ઉત્તમ કલા બતાવી શક્યા નહોતા તે પરતંત્રતામાં બતાવી શક્યા. " In such circumstances it is not remarkable that of all the provincial styles which emerged under Islamic rule, that which flourished in Gujarat is the most indigenously Indian. Although in every intension strictly Islamic, the pattern of these building, or what may be called the undertones, are in the idiom of the country." પછી ઇસ્લામે જીતેલા બીજા દેશો સાથે સરખાવતાં કારીગરો માટે લખે છે કે: The artizans were probably more resourceful more fertile, and more vitally artistic than elsewhere." એ જ લેખક ચાંપાનેરની મસ્જિદનું વર્ણન કરી છેવટે લખે

છે કે : Those who designed such buildings were not only accomplished architects but students of human nature as well." P. 56.

આ પ્રમાણે ગૂજરાતના મુસલમાન સ્થાપત્યને માટે યુરોપીય કલાસ્થાપત્યના વિદ્વાન વિવેચકોના અભિપ્રાય છે. ગૂજરાતના આ સમયના સ્થાપત્યનું ખરું કેન્દ્રસ્થાન અમદાવાદ છે અને ગૂજરાતનું પાટનગર હોવાથી ગૂજરાતી કલાનું પ્રતિનિધિત્વ પણ ધરાવે છે એટલે અમદાવાદ માટેના આ ઉલ્લેખો ગૂજરાતના જ સમજવાના છે.

હવે ગૂજરાતનાં મકાનોની જાળીઓ ને ગોખની કારીગરીના ઉલ્લેખો જોઈએ.

Fergusson : Ahmedabad Architecture p. 88.

" We in Europe are proud of the walls of glass that enclose the naves of onr cathedrals. Are they more beautiful than the wall of trallis-work, which enclose the tomb of the Saint ? Considering the enormous variety of design involved in such a screen as this, the beauty of the patterns, and the effect of the subdued light which they shed internally there is something in all this which it would not be easy to match in any part of the world."

Havell : Indian Architecture. P. 140 : " In this class of window tracery India stands alone, it is purely Indian development, of sculptor's craft having its origin in the Hindu temple tradition. It owed nothing to Hersian Art."

Douglas : Western India, P. 389: " For as Michael Angelo said of Ghibertis Gates some of the screens and windows of Ahmedabad were worthy to adorn the Gates of Paradise."

Forrest : Cities of India, P. 72 : The windows and tracery of the minarets show how the Hindu sculptor could use his chisel with as free and delicate hand as Raphaeal could his pencil."

અમદાવાદની જગપ્રસિદ્ધ સીદી સઇદની જાળીઓની ખૂબ તારીફ થયેલી છે તે એના વર્ણનમાં ટૂંકમાં આગળ જોઈશું. વાવ તળાવ જેવી લોકોપયોગી વસ્તુઓમાં કલા છૂટે હાથે વેરનાર ગૂજરાતી શિલ્પીઓ ઉપર પ્રસન્ન થયેલા વિવેચકોના કેટલાક મત આગળ જોયા. પરસી બ્રાઉનનો મત ખાસ ઉપયોગી હોવાથી અહીં જોઈએ :—

Percy Brown : Ind. Arch. ( Islamic ), P. 57, " During a period of such universal aestheti appreciation as appears to have existed in Gujarat, it is only in nature of things that the most utilitarin object should be treated artisticallay."

એ પછી કાંકરિયા તળાવની ગળણી અને પાણી લાવવાના ગરનાળાંનો ઉલ્લેખ કરી લખે છે કે : " Such accessories, ordinarily relegated to the background and regarded merely as a means to an end, in the hands of Gujarat Craftmen were made into attractive works of Art taking their place as an integral part of their economic environment." વાવ માટે હવે આ પ્રમાણે લખે છે :— " No ulititarian

structure in Gujarat, however, illustrates more expressively the artistic atmosphere of the period than the architectural treatment accorded to the step–wells or Vavs, a common feature in the towns of Western India."

મિ. બ્રાઉન કહે છે કે વાવને કલામય બનાવવાની રીત હિંદુ સમયની હતી છતાં મુસલમાન સમયમાં એની પ્રગતિ થઈ. આ અભિપ્રાય મને ખરો લાગતો નથી. વાવના સ્થાપત્યમાં ખાસ ફેર પડ્યો નથી; માત્ર મૂર્તિઓને બદલે ફૂલવેલ થઈ એટલો જ ફેર છે. મિ. બ્રાઉન લખે છે કે આવી રોજની ઉપયોગી વસ્તુઓને સુંદર કલાના નમૂના બનાવવાની રીત હિંદના બીજા કોઈ ભાગમાં તો નથી ખીલી પણ દુનિયાના બીજા કોઈ દેશમાં પણ ખીલી નથી. માત્ર ઇટાલીમાં ફ્લોરેન્ટાઇન કૂવામાં દેખાય છે–પરંતુ; "But even the Florentine well–heads, although conceptions of rare elegance, are comparatively insignificant by the side of Vavs of Gujarat." આટલું વર્ણન કરી ગૂજરાતની શિલ્પકલા બાજૂના પ્રાંત મારવાડમાં ગઈ એ માટે લખે છે. આપણે તો જાણીએ છીએ કે સંસ્કારિતામાં ગૂજરાત મારવાડ એક જ પ્રાંત છે, છતાં આ શબ્દો જોવા જેવા છે: "Such a virile manifesation of an architectural style as that which flourished in Gujarrt, naturally penetrated into the surrounding territory...No feature of Gujarati style was more distinctive than these stone lattices." આટલું લખીને ગૂજરાતને artistic province કહે છે અને એના સંબંધમાં આવનાર પ્રાંત ઉપર એણે અસર કરી એમ માને છે.

# પ્રકરણ ૨૪ મું

## ગિયાસુદ્દીન મુહમ્મદશાહ અને કુતુબુદ્દીન અહમદશાહ (બીજો)

અહમદશાહના મરણનો શોક ત્રણ દિવસ પાળ્યા પછી અમીરો અને શહેરના આગેવાન લોકોએ, એના પુત્ર મુહમ્મદખાનને 'ગિયાસુદ્દુનિયા વ ઉદ્દીન મુહમ્મદશાહ' એ નામથી ગૂજરાતની ગાદીએ હિ. સ. ૮૪૬ ના રબી ઉલ આખર માસની સાતમી તારીખે બેસાડ્યો[1] (૧૨ આગસ્ટ ૧૪૪૨). રાજ્યના શિરસ્તા પ્રમાણે અમીરોને માન ઇલ્કાબ અપાયાં અને ધાર્મિક ક્રિયાઓ થઈ; યોગ્ય પુરુષોને ભેટ વગેરે પણ આપવામાં આવ્યાં. આમ થોડો વખત ગયા પછી હિ. સ. ૮૪૯ ના રમજાન માસની ૨૦ મી તારીખે (ઈ. સ. ૧૪૪૫) સુલતાન મુહમ્મદને ત્યાં એક પ્રતાપી પુત્રનો જન્મ થયો. અને એનું નામ ફતેહખાન રાખવામાં આવ્યું. એ આગળ ઉપર ગૂજરાતનો સર્વથી પ્રસિદ્ધ બાદશાહ મહમૂદ બેગડો થયો.[2]

### ઈડર અને વાગડ ઉપર ચડાઈ

પુત્રજન્મની ખુશાલી થઈ રહ્યા પછી, એ જ વર્ષમાં ઈડર તરફ

---

૧. 'તબકાતે અકબરી' બ્રિજેન્દ્રનાથ દેનો તરજૂમો પૃ. ૨૩૩; મિરાતે સિકંદરીમાં હિ. સ. ૮૪૫ નું વર્ષ આપેલું છે તે ભૂલ જણાય છે, કારણ ૮૪૬ સુધી અહમદશાહના સિક્કા મળે છે. અને ત્રીજી રબી ઉલ આખરની તારીખ આપેલી છે. ત્રણ દિવસ શોકના ઉમેરી તબકાતે તારીખ આપેલી જણાય છે. સર કલાઇવ બેલી આ તારીખની અંગ્રેજી તારીખ ૧૧ ઑગસ્ટ ઈ. સ. ૧૪૪૨ આપે છે. જ્યારે બ્રિજેન્દ્રનાથ દે ૭ જુલાઈ ૧૪૪૩ લખે છે. બેલીની તારીખ ખરી લાગે છે.

૨. તબકાતમાં મહમૂદખાન નામ આપેલું છે. સિકંદરીમાં ફતેહખાન નામ છે અને એ તેનું નાનપણનું ખરું નામ છે.

ચડાઇ કરી એ મુલકને તારાજ કરવા માંડ્યો. ઇડરના રાજા રાયપૂંજાનો પુત્ર હરરાય તાબે થઈ શરણે આવ્યો અને પોતાની પુત્રી સુલતાનના જનાનામાં અર્પણ કરવાની ઇચ્છા જણાવી. ઇડરની આ કન્યાના અપૂર્વ સૌંદર્યથી સુલતાન એને વશ થયો, અને એ કન્યાએ સુલતાનને સમજાવીને પોતાના બાપનું રાજ્ય પાછું અપાવ્યું.[3] ઈડરથી સુલતાને વાગડના પ્રદેશ ઉપર ચડાઈ કરી. ડુંગરપુરનો રાજા ગણેશ એ જોઈને નાસી ગયો, પણ પોતાના મુલકને તારાજ થતો જોઈ સુલતાનને તાબે થયો, અને ખંડણી આપી. ખાનજહાન મલીક મીર સુલતાનીની લાગવગથી પોતાનો મુલક પાછો મેળવી શક્યો.[4] એ પછી સુલતાન અમદાવાદ પાછો ફર્યો.

## ચાંપાનેર ઉપર ચડાઇ

હિ. સ. ૮૫૪ (ઈ. સ. ૧૪૪૯) માં મુહમ્મદશાહે ચાંપાનેર ઉપર ચડાઈ કરી. ચાંપાનેરનો રાજા ગંગાદાસ બહાદુરીથી લડ્યો,[5] પણ ફાવ્યો નહિ તેથી પાવાગઢના કિલ્લામાં ભરાયો, અને અમદાવાદના લશ્કરે કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ વખતે રાજા ગંગાદાસે માળવાના સુલતાન મહમૂદ ખલજીને કહેવડાવ્યુ કે જો આ યુદ્ધમાં તમે મદદે

૩. કેમ્બ્રિજ હિસ્ટ્રીમાં રાજા બીર અને હરિરાય નામ આપ્યું છે તે ભૂલ છે. ઈડરના રાજાએ પોતાની પુત્રી આપી તે માટે કોઈ હિંદુ આધાર જડ્યો નથી; અહમદશાહ સાથે જીવનભર લડનાર રાજ્ય પુત્રી આપે એ વિચિત્રતા લાગે છે.

૪. સિકંદરીમાં વાગડની ચડાઈનું લખ્યું છે, પણ ડુંગરપુરનું નામ નથી. એ નામ માત્ર તબકાતમાં જ છે. કેમ્બ્રિજ હિસ્ટ્રીમાં ડુંગરપુરના ગણેશને રાણા કુંભા સાથે ગૂંચવીને ગોટાળો કરેલો છે.

૫. સિકંદરી હિ. સ. ૮૫૫ લખે છે. પણ તબકાત ૮૫૩ લખે છે ત્યારે ફિરિસ્તા ૮૫૮ લખે છે તે ખરી લાગે છે. તબકાતના ફારસી લખાણમાં ગંગાદાસને બદલે કંકદાસ લખેલું છે તેથી બ્રિજેન્દ્રનાથ કે કંકદાસ અને ગંગાદાસ ઉપર ખાલી શંકા કરી ચર્ચા કરે છે.

આવશે તો દરરોજની મજલના એક લાખ ટંકા ખર્ચના આપવામાં આવશે. મહમૂદ ખલજી આથી લોભાઈને મોટું લશ્કર[૬] લઈને ગૂજરાત ઉપર ચડ્યો અને દાહોદ આવીને પડાવ નાંખ્યો. આ સમાચાર સાંભળીને સુલતાને ઘેરો ઉઠાવી લેવાનો વિચાર કર્યો. એના લશ્કરનાં ભાર ઉપાડનારાં ઘોડાં પોઠો વગેરે મરી જવાથી એણે પોતાના તંબુઓ વગેરે સરંજામને બાળી મૂકયો. ચાંપાનેરથી સુલતાને પાછા હઠીને સાવલી પરગણામાં આવેલા કોઠડા ગામ[૭] પાસે આવીને મુકામ કર્યો, અને આખરે એક વાણિયાની સલાહથી અમદાવાદ જઈને ત્યાંથી દીવ તરફ જઈ સહીસલામત જગ્યાએ રહેવાનો વિચાર કર્યો. પરંતુ અમીરોને આ વાત પસંદ નહોતી. આખરે હિ. સ. ૫૮૮ ના મુહર્રમ માસની દસમી તારીખ (૧૨ ફેબ્રુઆરી ૧૪૫૧) ને રોજ રસ્તામાં એનું મરણ થયું. એને અમદાવાદમાં એના બાપના રોજામાં

૬. ફિરિસ્તા એક લાખનું લશ્કર કહે છે તે અતિશયોક્તિ લાગે છે.

૭. સિકંદરીના બેલીના અંગ્રેજી તરજૂમામાં Kothrah કોથ્રા નામ લખેલું છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી એને ગોધ્રા કહે છે અને સુલતાન માંદો માંદો પણ ગોધરા સુધી આગળ વધ્યો એમ લખે છે. સિકંદરી અંગ્રેજી તરજૂમામાં સાનૌલી પરગણાનું કોથરા એમ લખે છે, જ્યારે ગૂજરાતી તરજૂમામાં સાવલી પરગણાનું કોઠડા ગામ લખે છે. દાહોદમાં રહેલા માળવી સુલતાનની સામે થવા જાય તો જ ગોધરા બાજૂ જઈ શકે, પણ સુલતાન અમદાવાદ બાજૂ પાછો હઠતો હતો, એટલે ચાંપાનેરથી ઉત્તરે ગોધરા જાય એ સંભવતું નથી. બન્ને ગ્રંથો એને ગામડું કહે છે તેથી તે ગોધરા તો નથી જ. આ કોઠડા ગામ એને ભળતા અવાજવાળું સાવલી પાસેનું ગામ હોય અગર તો મહી નદીને કાંઠે સરનાલને સામે કિનારે કોથરા ગામ છે તે હોય. અમદાવાદથી ચાંપાનેરનો જૂનો રસ્તો ઠાસરા–સરનાલ થઇને જતો હતો એટલે એ કોથરા ગામ હોવાનો સંભવ વધારે છે.

૮. આ વાત માત્ર સિકંદરીના બન્ને તરજૂમામાં છે, બીજા ગ્રંથોમાં નથી વાણિયાએ સુલતાનને નાસીને સમુદ્રમાં જઈને વહાણ ઉપર મોજ કરવાની સલાહ આપી અને અમીરોને એ રુચી નહિ તેથી સુલતાનને ઝેર આપ્યું એમ સિકંદરી કહે છે, તે આગળ જોઈશું. આ વાતને ખાસ આધાર નથી.

દફન કરવામાં આવ્યો.[૯]

### શેખ અહમદ ખટ્ટુનું મરણ

જે વર્ષમાં સુલતાન મુહમ્મદે ઈડર ઉપર ચડાઈ કરી અને જે વર્ષમાં શાહજાદા ફતેહખાન (મહમૂદ બેગડો) નો જન્મ થયો તે વર્ષમાં અમદાવાદની સ્થાપનામાં મુખ્ય ભાગ લેનાર શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબ સ્વર્ગવાસ પામ્યા. એમનું ચારિત્ર આગળ જોઈ ગયા છીએ. એમની દરગાહ અને એની આસપાસનાં મકાનો અમદાવાદ પાસે સરખેજ ગામમાં આવેલાં છે તેનું વર્ણન આગળ કરીશું.[૧૦]

સુલતાન મુહમ્મદ મોજીલો અને બેદરકાર રાજ્યકર્તા હતો. એના મહાન પિતા અહમદશાહ જેવું એનું જીવન શુદ્ધ નહોતું અને એનું મન દૃઢ નહોતું. રાજ્યકર્તાને લાયક ગુણ એનામાં નહોતા, અને રાજ્ય ચલાવવાની કુનેહ, હોશિયારી અને આવડત પણ એનામાં નહોતાં. રાજ્યકાર્ય ઉપર ધ્યાન આપવાને બદલે એણે મોજમજાહમાં સમય ગાળ્યો. એમ કહેવાય છે કે એ બહુ ઉદાર હતો તે એટલી હદ સુધી

---

૯. ચાંપાનેર ઉપરની ચડાઈની સાલમાં મતભેદ છતાં મરણની સાલમાં મતભેદ નથી. એનું મરણ અહીં રસ્તામાં થયું કે અમદાવાદ પહોંચીને થયું એમાં પણ મતભેદ છે, પણ રસ્તામાં માંદો પડ્યો એમ સિકંદરી સુદ્ધાં બધા ગ્રંથો માને છે. જ્યારે સિકંદરીમાં ગૂજરાતના લોકો કહે છે એમ કહી ઝેર આપ્યાનો મત પાછળથી લખ્યો છે. ફિરિસ્તા અમીરોએ રાણીઓને કહીને ઝેર અપાવ્યું એમ લખીને વાતને ટેકો આપે છે. તબકાત અને સિકંદરીમાં તારીખે બહાદુરશાહીનો મત માંદો પડ્યાનું લખે છે. ફિરિસ્તા દીવ જવાની વાત લખે છે, પણ વાણિયાની સલાહની વાત માત્ર સિકંદરી જ લખે છે. સુલતાન નાસી જવાની તૈયારીમાં હતો, પણ અલાઉલ્લાહ નામના અમીરને આ વાતની ખબર પડતાં વાણિયાને ધમકાવ્યો અને શાહજાદા કુતુબુદ્દીનને ગાદી આપવાની ગોઠવણ કરી સુલતાનને ઝેર અપાવ્યું. કુતુબુદ્દીને દુશ્મન સામે લડવાનું વચન આપેલું.

૧૦. મિરાતે સિકંદરી અં. તરજૂમો, પૃ. ૧૩૦

કે બહુ ખર્ચ કરવા માટે એને લોકો 'ઝરબક્ષ' કહેતા,[૧૧] અને મરણ પછી એને 'ખુદાયગાને કરીમ' કહેતા. એના સમયમાં એક બાબા કમાલ માળવી નામે સંત પુરુષ અમદાવાદમાં રહેતા હતા. એમની સાથે સુલતાનને ઝઘડો થયો, અને માળવાના સુલતાન મહમૂદ ખલજીની ચડાઈનું કારણ કેટલેક અંશે એ જ ઝઘડાથી ઊભું થયું હતું એમ સિકંદરી કહે છે.[૧૨] શેખ કમાલ કુતુબુદ્દીનના વખતમાં ગુજરી ગયા છતાં તેમનું જીવન મુહમ્મદના રાજ્યને લગતું હોવાથી અહીં જોઈએ.

## શેખ કમાલ માળવી

સુલતાન મુહમ્મદને માળવાના સુલતાન મહમૂદ ખલજી સાથે લડાઈ થઈ તેનું કારણ મિરાતે સિકંદરી પીર કમાલ માળવી સાથે ઝઘડાનું માને છે. સુલતાન મહમૂદ ખલજી માળવાના સુલતાન હોશંગશાહના વજીર અને સગા ખાનજહાન ખલજી (જેને મલીક મુઘીસ અને આઝમ હુમાયૂં પણ કહેતા હતા) તેનો પુત્ર હતો. એ હોશંગશાહના નબળા પુત્રને મારી નાંખી ઈ. સ. ૧૪૩૬ માં માળવાની ગાદીએ બેઠો હતો. એ ડાહ્યો રાજ્યકર્તા અને બહાદુર લડવૈયો હતો. એના લાંબા સમયના રાજ્યકાળમાં (૧૪૩૬ થી ૧૪૭૫) માળવાના રાજ્યનું જોર ઘણું વધ્યું, અને માળવાને ગૂજરાત સાથે હમેશ ઝઘડા થયા કર્યા. એમ કહેવાય છે કે સુલતાન મહમૂદ ખલજીને શેખ કમાલ સાથે જૂના વખતનો સારો સંબંધ હતો. શેખ કમાલ આ વખતે અમદાવાદમાં રહેતા હતા, અને મહમૂદે એમને વિનંતિ કરી કે આપ જો આપની પ્રાર્થના અને તપોબળ વડે ગૂજરાતની ગાદી મને અપાવશો તો શેખ અહમદ ખટ્ટુના રોજા પાછળ જે ત્રણ કરોડ ગૂજરાતી ટંકાનો મોટો ખર્ચ થાય છે તે હું આપને આપીશ. એણે પાંચસો

૧૧. મિરાતે સિકંદરી, પૃ. ૧૨૯.

૧૨. ઉપર મુજબ પૃ. ૧૩૧-૩૨. આ પીર કમાલના ઝઘડાની વાત માત્ર સિકંદરી અને અહમદી કહે છે, તબકાત કે ફિરિશ્તામાં નથી.

સોનાના ટંકા શેખ કમાલને મોકલી આપ્યા.[૧૩]

આ સમાચાર ગૂજરાતના સુલતાન મુહમ્મદને કોઈએ કહ્યા અને શેખ કમાલની વિરુદ્ધ ભરાવ્યું. મુહમ્મદને પણ શેખ સાથે સારો સંબંધ હતો પણ તે ભૂલીને એણે ઊલટો રસ્તો લીધો અને શેખના પૈસા પડાવી લીધા. આ કારણથી શેખે હમેશાં મુહમ્મદની વિરુદ્ધ પ્રાર્થના કરવા માંડી. શેખ કમાલે માળવાના સુલતાનને આ વાત લખી અને ગૂજરાતની ગાદી એને મળશે એવું પરમેશ્વરના દરબારમાં નક્કી થયું છે માટે લશ્કર લઈને ગૂજરાત ઉપર આવવું એમ પણ લખ્યું.[૧૪] આ અરસામાં સુલતાન મુહમ્મદ જે ડરીને સમુદ્રની સફર કરવા નાસી જતો હતો તે મરણ પામ્યો એ આગળ જોઈ ગયા. એની પછી અમીરોએ એના પુત્ર કુતુબુદ્દીન અહમદ-શાહને ગાદીએ બેસાડયો, અને એ માળવાના સુલતાનની સામે લડયો. એમ કહેવાય છે કે સુલતાન કુતુબુદ્દીનની વિનંતિથી પ્રસિદ્ધ શાહ-આલમ સાહેબ શેખ કમાલને સમજાવવા ગયા અને બે સાધુપુરુષોને બોલાબોલી થઈ જેમાં શેખ કમાલ અજાયબ રીતે એકાએક મરણ પામ્યા, અને માળવી સુલતાન આખરે પાછો ગયો. આ શેખ કમાલની કબ્ર અમદાવાદના શાહઆલમના રોજા પાસે અલીમપુરામાં ખુદાવંદ-ખાન મલીક અલીમની મસ્જિદ પાછળ આજે પણ છે.[૧૫] આ

---

૧૩. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૪૬–૪૭. અંગ્રેજી ભાષાંતરમાં પણ આ વર્ણન છે.

૧૪. ઉપર મુજબ. પૃ. ૪૭.

૧૫. મિરાતે અહમદી. ગૂ. ભા. (પુરવણી ભા. ૨) સૈયદ નિઝામુદ્દીન કૃત પૃ. ૯૯–૧૦૧. અહમદી, સિકંદરી અને જફરૂલ વાલીહ–અરબી ઇતિહાસમાં આ દરગાહનો ઉલ્લેખ છે. અને અમદાવાદમાં આજે પણ એમ જ મનાય છે. પરંતુ એ જ સિકંદરીમાં મુજફ્ફર માળવામાં ગયો ત્યારે ધાર પાસે એક કમાલ પીરની દરગાહનો ઉલ્લેખ છે. આ ગોટાળો ઉત્પન્ન કરે તેવું છે. એ કમાલ બીજા કે તવારીખની ભૂલ તે નક્કી થઈ શકતું નથી. કદાચ માળવામાં એમના નિવાસનું સ્થાનક હશે.

ગૂજરાત અને માળવાના ઝઘડામાં શેખ કમાલે જે ભાગ ભજવવાનું તવારીખમાં લખ્યું છે તેમાં કેટલું સત્ય હશે તે કહેવું મુશ્કેલ છે અને બીજી તવારીખો આ ઉલ્લેખ કરતી નથી એ જોયું, પરંતુ ધાર્મિક સાધુઓ રાજ્યખટપટમાં ભાગ લેતા એવા ઘણા દાખલા ઇતિહાસમાં નોંધાયેલા છે એટલે આ શેખ માળવાના હતા અને માળવી સુલતાન તરફ વલણ બતાવ્યું હોય એમ બનવા જોગ છે.[૧૬]

## મુહમ્મદશાહનું મરણ

માળવી સુલતાન સાથેની લડાઇમાંથી પાછા ફરતાં મુહમ્મદશાહની તબિયત બગડી અને અમદાવાદમાં, ૨૮ વર્ષની નાની ઉમરે, ઈ. સ. ૧૪૫૧ માં એનું અવસાન થયું. એની કબર એના બાપના માણેકચોકમાં આવેલા ભવ્ય રોજામાં છે. એની બેગમોમાં એક સિંધના જામ ફિરોઝની પુત્રી બીબી મુગલી હતી. એમાંથી એને ફતેહખાન નામે પુત્ર થયો જે ભવિષ્યમાં મહમૂદ બેગડાના નામથી ગૂજરાતનો સર્વથી મોટો સુલતાન થયો. આ સિંધની બે કન્યાઓની બાબતમાં મુહમ્મદશાહના પુત્ર સુલતાન કુતુબુદ્દીનના સમયમાં જે બનાવો બન્યા તેનું વર્ણન આગળ કરીશું.

## સુલતાન કુતુબુદ્દીન અહમદશાહ (બીજો)

સુલતાન મુહમ્મદશાહના મરણ પછી એનો મોટો પુત્ર જલાલખાન કુતુબુદ્દુનિયા વઉદ્દીન અહમદશાહ (બીજો) નામ ધારણ કરીને તા. ૧૩ ફેબ્રુઆરી ૧૪૫૧ ને રોજ તખ્તનશીન થયો. એ વખતે એની ઉમર માત્ર વીસ વર્ષની હતી.[૧૭]

---

૧૬. હિંદુઓમાં હેમચંદ્રાચાર્ય, વિદ્યારણ્ય સ્વામી વગેરે અને મુસલમાનોમાં શેખ અહમદ ખટ્ટુ સાહેબ, શાહ આલમ વગેરે ઘણા દાખલા બનેલા છે. આવા સંતો રાજ્યને સારી સલાહ પણ ઘણી વાર આપે છે.

૧૭. તા. ૧૧ મુહર્રમ હિ. સ. ૮૫૫. મિરાતે સિકંદરી અને તબકાતે અકબરી.

## કપડવણજની લડાઈ

ગાદીએ આવતાં જ કુતુબુદ્દીનને પોતાના પિતાએ અધૂરી મૂકેલી માળવાના મહમૂદ ખલજી સાથેની લડાઈમાં ઊતરવું પડ્યું. માળવી સુલતાન ગૂજરાતની સરહદ ઉપર સુલતાનપુરનો[૧૮] કિલ્લો લઈ ભરૂચ તરફ આવતો હતો. એણે ભરૂચના કિલ્લેદારને પોતાના પક્ષમાં આવી તાબે થવા અને ભરૂચના વેપારીઓ પણ સાથે લાવી સહકાર કરાવવા કહેવડાવ્યું પણ એમાં એ ફાવ્યો નહિ,[૧૯] અને એનું લશ્કર આગળ વધતું વડોદરા આવ્યું ને ત્યાં મુકામ કર્યો. મિરાતે સિંકદરી લખે છે કે ત્યાંથી એનો એક ગાંડો હાથી નાઠો અને નડિયાદના બ્રાહ્મણોએ એને ટુકડા કરીને મારી નાખ્યો. આ વાત મહમૂદના જાણવામાં આવી ત્યારે એને થયું કે ગૂજરાતની આબોહવાથી બ્રાહ્મણો પણ બહાદુરીનાં કાર્ય કરી શકે છે![૨૦] એ પછી એ વડોદરા શહેર તારાજ કરી અમદાવાદ તરફ આવવા આગળ વધ્યો ત્યારે એને ખબર પડી કે ગૂજરાતી સુલતાન કુતુબુદ્દીન લશ્કર લઈ આવે છે અને એણે મહી નદી ઉપર આવેલા ખાનપુર-વાંકાનેર ગામે પડાવ નાખ્યો છે. છેવટે બન્ને લશ્કરો કપડવંજ આગળ મળ્યાં અને મોટી લડાઈ થઈ, એમાં ગૂજરાતી લશ્કરની એક પાંખની ખુવારી થવા

---

૧૮. સિકંદરી સુલતાનપુર કહે છે, પણ કેમ્બ્રિજ હિસ્ટ્રીમાં નંદરબાર લખ્યું છે. નંદરબાર એ સમયે ગૂજરાતમાં હતું. તબકાત સુલતાનપુર લખે છે. ત્યાંનો થાણદાર અલ્લાઉદ્દીન સોહરાબ સુલતાનને શરણે ગયો અને આ લડાઈ-માં એને કપડવંજ સુધી લાવ્યો, પણ છેવટે કુતુબુદ્દીનને શરણે આવ્યો.

૧૯. મિરાતે સિકંદરી. પૃ. ૪૯-૫૦. કેમ્બ્રિજ હિસ્ટ્રીમાં આ વાત નોંધેલી છે અને ભરૂચના હાકેમનું નામ મરજા આપેલું છે. સિકંદરી મલીક મીરજાં લખે છે.

૨૦. ઉપર મુજબ પૃ. ૫૦. આ બ્રાહ્મણો ખેડાવાળ હતા એમ મનાય છે. કોઈ એમને નાગર માને છે. સિકંદરી સિવાય કોઈ તવારીખમાં આ વર્ણન નથી. બ્રાહ્મણો પરાક્રમી ન હોઈ શકે એવી માન્યતાની સામે સિકંદરીના લેખકનું આ લખાણ રસમય હોવાથી અહીં લીધું છે.

છતાં છેવટે વિજય થયો અને માળવી સુલતાન પરાજય પામી પાછો જતાં એ તરફના કોળીઓએ એના લશ્કરને ખૂબ હેરાન કર્યું અને એને ભારે ખુવારી ખમવી પડી.[21] આ લડાઈમાં ચાંપાનેરનો રાજા ગંગાદાસ માળવી સુલતાનને સહાય કરતો હતો તે વડોદરા આવી લશ્કરને મળ્યો હતો.[22] એમ કહેવાય છે કે કુતુબુદ્દીને આ લડાઈ વખતે એક વાણિયાની સલાહ લીધેલી અને એણે ખજાનો લઈ સોરઠ તરફ જઈ દરિયાઈ સફરે જવાની સલાહ આપેલી. વસ્તુપાળ જેવા વાણિયાની સાથે સરખાવતાં આ સલાહ જરા વિચિત્ર અને વાણિયાની વ્યવહારબુદ્ધિને ન શોભે એવી છે.[23]

**અમદાવાવાદના બુખારી સંતોએ આ લડાઈમાં લીધેલો ભાગ**

આ લડાઈમાં ગૂજરાતના સુલતાનને અમદાવાદના સુપ્રસિદ્ધ બુખારી સૈયદોના વડા સંત કુતુબે આલમ તથા એમના પુત્ર શાહઆલમ સાહેબની ખૂબ મદદ હતી અને મિરાતે સિકંદરીમાં આ ધાર્મિક પુરુષોએ લીધેલો ભાગ અને ચમત્કારોનું લંબાણથી વર્ણન કર્યું છે. એ વર્ણનને ઇતિહાસ સાથે સંબંધ ન હોઈ શકે, પરંતુ એ જમાનાની ધાર્મિક અને સામાજિક સ્થિતિ ધ્યાનમાં લેતાં બધે

---

૨૧. તબકાતે અકબરી, પૃ. ૨૨૯.

૨૨. મિરાતે સિકંદરી ગૂ. ભા. પૃ. ૫૬. રાજા ગંગાદાસ માળવી સુલતાનનો ભોમિયો બન્યો હતો અને મહી નદી ઉપર ખાનપુર પાસે કુતુબુદ્દીને પડાવ નાંખેલો તેથી કપડવંજ પાસેથી અમદાવાદ ઉપર ચડવા એણે સલાહ આપી હતી. કેમ્બ્રિજ હિસ્ટ્રીએ પણ આ વાત નોંધેલી છે.

૨૩. તબકાતે અકબરી, પૃ. ૨૨૭–૨૨૮. સિકંદરીએ આ વાત ગત સુલતાન મુહમ્મદની બાબતમાં નોંધી છે. તબકાત કહે છે કે આ સલાહ સાંભળી સુલતાનના અમીરો ગુસ્સે થયા ને વાણિયાને મારવા લીધો ત્યારે એણે વાણિયા જેવો જ ઉત્તર દીધો કે "સુલતાનને જો લડવું હોત તો એ મારા જેવાની સલાહ શું કામ પૂછત? તમારી જ સલાહ લેત. સુલતાનની ઇચ્છા નાસી જવાની હતી તેથી એણે મને પૂછ્યું." આ હાજરજવાબીથી વાણિયો બચી ગયો.

એવું બનતું હતું. અને સિકંદરીના લેખકે એ બે સંતોના મુખમાં જે શબ્દો મૂક્યા છે તે સાધુપુરુષને શોભે એવા છે અને વર્ણન એ દૃષ્ટિએ રસિક છે.[૨૪]

---

૨૪. મિરાતે સિકંદરી ગૂ. ભા. પૃ. ૫૦ થી ૬૦ સુધીમાં આ બાબતમાં ઘણા ચમત્કારોનું અને લડાઇમાં દૈવી મદદ મળવાનું તથા મુહમ્મદશાહના વર્ણનમાં શેખ કમાલ માળવીના વર્ણનમાં જોયું તે વર્ણનનું ખૂબ લંબાણથી વર્ણન કર્યું છે. સુલતાન કુતુબુદ્દીને આ લડાઈ જીતે તો મોટી રકમ ખેરાત કરવાની બાધા રાખેલી, પણ તે પ્રમાણે તેણે કર્યું નહિ. એવું પણ વર્ણન કર્યું છે. બુખારી સૈયદો માટે સિકંદરીના લેખકને ખૂબ માન અને પક્ષપાત છે. એણે તારીખે બહાદુરશાહીના લેખકની આ લડાઈ માટેની માન્યતા જે ઈતિહાસને શોભે એવી છે તે માન્ય નથી રાખી (પૃ. ૫૦) અને લડાઈ આ સંતોના આશીર્વાદો અને મદદથી જિતાઈ એમ લખ્યું છે. આ બધું આજની દૃષ્ટિથી જોવાની જરૂર નથી. અંગ્રેજોના આવ્યા પહેલાં આપણે ત્યાં આવી શ્રદ્ધાએ દરેક મોટાં કાર્યોમાં ભાગ ભજવ્યો છે અને સંતો ઉપરથી શ્રદ્ધા એ આપણા સમાજજીવનનું એક અંગ હતું એ વાત સામાજિક ઇતિહાસમાં ભૂલવી ન જોઇએ. બીજી તવારીખો આવા ચમત્કારોનું વર્ણન કરતી નથી.

તબકાતે અકબરી આ લડાઇમાં માળવી સુલતાનનું ખૂબ જોર હતું એનું વર્ણન કરે છે અને એણે કુતુબુદ્દીનને લડાઈ માટે એક બેત લખીને મોકલી અને કુતુબુદ્દીને તેનો જવાબ લખીને મોકલ્યો તે આ પ્રમાણે છે : માળવી સુલતાનની બેત :

"સાંભળ્યું છે કે તમે ચોગાન વગર તમારા ઘરમાં દડાથી રમો છો !
જો તમે બીડું ઝડપો તો અહીં દડો યે છે ને મેદાન પણ છે."

કુતુબુદ્દીનનો જવાબ.

"જો હું ચોગાન મારા હાથમાં લઉં તો તમારું માથું દડાની પેઠે રગડાવું, પણ હું કેદીને એ પ્રમાણે હેરાન કરવામાં શરમ માનું છું."

આમાં માળવી સુલતાનના પહેલાંના સુલતાન અને મુરબ્બી સુલતાન હોશંગને ગૂજરાતી સુલતાન મુઝફ્ફરશાહે કેદ કરેલો તેનો ઉલ્લેખ છે.

ચોગાન એ Polo ની રમત છે. અમદાવાદમાં મેદાને શાહમાં એ રમાતી હતી. તબકાતે અકબરી, પૃ. ૨૨૯.

## મેવાડના કુંભારાણા સાથે લડાઈ

આ વખતે મેવાડમાં સુપ્રસિદ્ધ રાણા કુંભકર્ણ–કુંભાની સત્તા હતી અને એ બળવાન પાડોશીથી ગૂજરાત અને માળવાના સુલતાનોને શાંતિ રહેતી નહોતી. એ સમયે મારવાડના નાગોર પ્રદેશમાં મુસલમાન સત્તા હતી. ત્યાં શમ્સખાન દંદાણીનો પુત્ર ફિરોઝખાન ઈ. સ. ૧૪૫૩માં મરણ પામ્યો. ફિરોઝખાનને ગાદીએથી ઉઠાડી મૂકી એના કાકા મુજાહીદખાને નાગોરની ગાદી પડાવી લીધી.[૨૫] સમ્સખાન સુલતાન કુતુબુદ્દીનનો સગો થતો હતો અને એણે પોતાની પુત્રી સુલતાનને પરણાવી હતી. આ વખતે શમ્સખાન મેવાડના રાણા કુંભાની સહાય માગવા ગયો અને રાણાએ એવી શરતે સહાય કરવાની હા પાડી કે નાગોરની ગાદી અપાવે તો શમ્સખાને નાગોરના કિલ્લાના ત્રણ બુરજો તોડી પાડી માત્ર એક બુરજ રાખવો.[૨૬] આ વિચિત્ર શરતનું કારણ એ હતું કે પહેલાં રાણાના પિતા રાણા મુકુલને ફિરોઝખાને હરાવેલો અને એ લડાઈમાં ઘણા રજપૂતો માર્યા ગયેલા. રાણા કુંભાએ પિતાનું વેર આ રીતે લઈને કીર્તિ મેળવવાની ઇચ્છા કરી.[૨૭] શમ્સખાને એ વાત કબૂલ કરી અને નાગોરનો કિલ્લો મળ્યા પછી શરત પાળી નહિ.[૨૮] આ કારણથી રાણા કુંભાએ ફરીથી નાગોર ઉપર ચડાઈ કરી અને શમ્સખાન કુતુબુદ્દીનને શરણે આવ્યો. કુતુબુદ્દીને લશ્કર લઈને રાય રાયચંદ નાયક અને મલીક ગદાઈને

---

૨૫. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૬૧.

૨૬. તબકાતે અકબરી, પૃ ૨૩૦. સિકંદરીએ આ ઉલ્લેખ કર્યો નથી.

૨૭. ઉપર મુજબ પૃ. ૨૩૦. ગૌ. હી. ઓઝા આ બાબત સામાન્ય ઉલ્લેખ કરે છે. તબકાત રાણાના પિતાનું નામ મુકુલ લખે છે. ઓઝાજી મોકલ લખે છે.

૨૮. તબકાતે અકબરીમાં આ માટે લખે છે કે શમ્સખાનના અમીરોએ એને શરમાવ્યો કે એના કરતાં તો ફિરોઝખાનને છોકરી જન્મી હોત તો ઠીક હતું જેથી એ આબરૂ ગુમાવત નહિ. આ વચનથી શરમાઈને શમ્સખાને રાણા સાથે કરેલા કરાર પાળ્યા નહિ. બીજી તવારીખમાં આ વાત નથી.

નાગોર મોકલ્યા[૨૯] અને લડાઈ થઈ એમાં કુતુબુદ્દીનનું લશ્કર હાર્યું અને રાણો એ પ્રદેશ લૂંટીને ચિત્તોડ ગયો.

### કુતુબુદ્દીનની મેવાડ-ચડાઈ અને મલીક શાબાનની હાર

આ સમાચાર મળ્યા પછી ઈ. સ. ૧૪૫૬માં વેર લેવાના ઇરાદાથી સુલતાન કુતુબુદ્દીને નાગોર ઉપર ચડાઇ કરી. અમદાવાદનાં પ્રસિદ્ધ ઇમાદુલ્કમુલ્ક મલીક શાબાનને લશ્કર સાથે આગળ મોકલ્યો. રસ્તામાં શિરોહી પાસે ત્યાંનો દેવડા રાજા ખેતા સુલતાતને મળવા આવ્યો અને આબુનો કિલ્લો રાણા કુંભાએ લઈ લીધો છે તે પાછો અપાવવા અરજ કરી. પરંતુ પહાડી મુલકમાં લડવામાં ન ટેવાયેલા મલીક શાબાનને આબુની નીચેના ભાગમાં મોટી ખુવારી સાથે હાર ખાવી પડી.[૩૦] આ વખતે રાણો કુંભો કુંભમેરના કિલ્લામાં હતો. સુલતાને આસપાસનો મુલક તારાજ કરવા માંડ્યો અને છેવટે રાણા કુંભાને હરાવવામાં કે કુંભલમેરનો કિલ્લો લેવામાં સુલતાનને સફળતા ન

---

૨૯. સિકંદરી અને તબકાતે અકબરીમાં આ નામોમાં થોડો ફેર છે. તબકાત ઉપર મુજબ નામ આપે છે, જ્યારે સિકંદરી રાય અમીચંદ માણેક એવું નામ આપે છે. ઓઝાજી રાય રામચંદ્ર નામ આપી કૌંસમાં અમીચંદ નામ લખે છે. કુતુબુદ્દીનના લશ્કરમાં આ હિંદુ મોટી પદવી ઉપર હશે એ આ ઉપરથી સાબિત થાય છે.

૩૦. તબકાતે અકબરી, પૃ. ૨૩૧. સિકંદરી પૃ. ૬૨. બન્ને લેખકો આ હાર કબૂલ કરે છે. શિરોહીના દેવડા રાજાના નામ માટે મતભેદ છે. સિકંદરી, ગૂ ભા. કંથદેવ લખે છે. દેવ તે દેવડાનું ટૂંકું કર્યું હોય એમ લાગે છે. તબકાત ગીતા દેવરા એવું નામ આપે છે, ઓઝાજી ખેતા નામ આપે છે, પણ આ બધાં નામો ભૂલવાળાં છે એમ પણ કહે છે.

૩૧. રાણાએ નાગોર (નાગપુર)માં મસ્જિદો તોડી, ગાયોને છોડાવીને શહેરને ગોચર કર્યું, યવનીઓને પકડી, યવનો પાસેથી દંડ લીધો વગેરે પ્રશસ્તિના કેટલાક શ્લોકો રસમય હોવાથી ઉપર આપ્યા છે. (જુઓ. ગૌ. હી. ઓઝાનો ઉદયપુર રાજ્યકા ઇતિહાસ પૃ. ૩૦૨-૩૦૩. ઓઝાજીએ પૃ. ૩૦૧ થી ૩૦૬ માં આ બધી લડાઇઓની ચર્ચા ને વર્ણન કરેલાં છે.)

મળવાથી એ પાછો ગયો. નાગોર રાણાએ લઈ લીધું અને ત્યાંની મસ્જિદો તોડી નાંખી.

शकाधिपानां प्रजतामधस्तादद‍र्शयन्नागपुरस्य मार्गम् ।
प्रज्वाल्य पेरोजमशीतिमुच्चां निपात्य तन्नागपुरं प्रवीरः ॥
निपात्य दुर्गं परिखां प्रपूर्य गजान्गृहीत्वा यवनीश्च बध्वा ।
अदंडयद्यो यवनाननन्तान् विडंबयन्गुर्जरभूमिभर्तुः ॥
लक्षाणि च द्वादशयोमतल्लरमोचयद् दुर्यवनानलेभ्यः ॥
तं गोचरं नागपुरं विधाय चिराय यो ब्रह्मगसादकार्षीत् ॥
अग्रहीदमितरत्नसचयं कोशतः समसखानभूपतेः ।
जांगलस्थलमगाहमाहवे कुंभकर्णधरणीपुरंदरः ॥

પેરોજમશીતિમુચ્ચાં=ફિરોઝશાહે બાંધેલી ઊંચી મસીદ. નાગપુર=નાગોર પરિખાં પ્રપૂર્ય=ખાઈ પૂરી નાંખી. સમસખાનભૂપતેઃ=શમ્સખાનની. કુંભકર્ણ= કુંભોરાણો.

બીજા શ્લોકો જોવાની ઈચ્છા હોય તેમણે ઓઝાજીનો ઇતિહાસ જોવો. અહીં માત્ર જરૂરી શ્લોકો લીધા છે.

## ગૂજરાત માળવાના મેવાડ સામે ભેગા કરાર

માળવાના સુલતાનને મેવાડ સાથે લડાઈઓ થયા કરતી હતી. અને આ બળવાન હિંદુ રાજાનું તેજ ન ખમાવાથી છેવટે માળવાના સુલતાને ગૂજરાતના સુલતાનને મેવાડ ઉપર ભેગા ચડાઈ કરવાનું તાજખાન નામના અમીર સાથે કહેવડાવ્યું. ચાંપાનેરમાં[૩૨] બન્ને મુસલમાન રાજ્યો સાથે આ બાબતમાં કરાર થયા અને મેવાડના મુલક ઉપર દક્ષિણ પૂર્વમાંથી માળવાનો સુલતાન અને દક્ષિણ–

---

૩૨. સિકંદરી, તબકાત અને ઓઝાજી આ ઉલ્લેખ કરે છે. ચાંપાનેરના હિંદુ રાજાએ એની હદમાં આ કરાર કેમ થવા દીધા એ જરા નવાઈ જેવું છે. માળવા અને ગૂજરાતની હદ ઉપર આવેલા રાજાએ ડરથી એમ કર્યું હશે.

પશ્ચિમમાંથી ગૂજરાતનો સુલતાન ચડાઈ કરે અને જીત્યા પછી મેવાડનું રાજ્ય બન્ને વચ્ચે વહેંચી લેવું એવા પણ કરાર થયા.[33]આ કરાર પ્રમાણે બન્ને સુલતાનોએ એક સાથે મેવાડ ઉપર ચડાઈ કરી. ગૂજરાતનો સુલતાન પહેલો પહોંચવાથી રાણા કુંભાએ પહેલું એની સાથે લડવાનું ધાર્યું. આ લડાઈમાં કોઈ પણ પક્ષે ખાસ ભારે વિજય મેળવ્યો હોય એમ લાગતું નથી.

## રાણા ઉપર ફરી ચડાઈ

આ લડાઈઓ પછી ત્રણ માસ પછી જ રાણાએ ફરી નાગોર ઉપર ચડાઈ કરી અને આ સમાચાર સુલતાનને આપવા મલીક શાબાન રાત્રે મહેલમાં ગયો ત્યારે સુલતાન દારૂના નશામાં ચકચૂર હતો. શાબાનના મનમાં હતું કે સુલતાન લશ્કર લઈને આવે છે એમ સાંભળતાં જ રાણો ચડાઈ નહિ કરે. સુલતાનને નશામાં જ પાલખીમાં નાખીને શાબાને લશ્કરનો ડંકો વગાડાવી કૂચ કરી.[34]અને તૈયારીમાં રસ્તામાં મહીનો ગાળ્યો. આ વખતે રાણો નાગોર ફરી જીતીને ચિતોડ ગયો હતો તેથી કુતુબુદ્દીન અમદાવાદ પાછો આવ્યો. વર્ષના અંતે (ઈ. સ. ૧૪૫૮) કુતુબુદ્દીને કુંભલમેર ઉપર ફરીથી ચડાઈ કરી એમાં પણ મુલક તારાજ કરવા સિવાય કાંઈ ખાસ પરિણામ ન આવ્યું.[35]

## મેવાડ સાથેની લડાઈઓનો સાર

આ લડાઈઓનું વર્ણન મુસલમાન તવારીખકારો, સિકંદરી ફિરિસ્તા અને તબકાતે અકબરી વિગતવાર કહે છે, અને દરેક વખતે

---

૩૩. બન્ને તવારીખ ગ્રંથોમાં અને ફિરિસ્તામાં આ ઉલ્લેખ છે. પશ્ચિમ દક્ષિણ મેવાડ ગૂજરાતમાં જાય અને પૂર્વ દક્ષિણ માળવામાં જાય એવી વહેંચણી કરારમાં કરેલી હતી, પણ એ વાત બની નહિ.

૩૪. મિરાતે સિકંદરી ગૂ. ભા. પૃ. ૬૩–૬૪. તબકાતે પણ આ ઉલ્લેખ કરેલો છે, પરંતુ સિકંદરી જેટલું વર્ણન એમાં કરેલું નથી.

૩૫. સિકંદરી ગૂ. ભા. પૃ. ૬૩–૬૪. તબકાતે અકબરી પૃ. ૨૩૩.

રાણાએ મુસલમાનોને ખુશી કરી પાછા મોકલ્યા તથા એક વાર તો ચૌદ મણ સોનું આપ્યું એવા ઉલ્લેખો કરે છે,[૩૬] જ્યારે પંડિત ગૌરીશંકર ઓઝાજી આ વાત સ્વીકારતા નથી. રાણો હાર્યો નથી એમ એ લખે છે, પરંતુ પ્રશસ્તિ સિવાય બીજો આધાર એમણે આપ્યો નથી. મુસલમાન તવારીખોનું લખાણ જેમ મુસલમાનોના બળની અતિશયોક્તિ કરે છે તેમ પ્રશસ્તિઓ પણ રાજાઓ માટે અતિશયોક્તિ કરે છે, એટલે આ લડાઈઓમાં શું બનેલું તે સમજવું મુશ્કેલ છે. આમ છતાં એટલું તો સત્ય લાગે છે કે માળવા અને ગૂજરાતના બન્ને સુલતાનો મળીને પણ રાણાને હરાવી નહોતા શક્યા. દિલ્હી અને ગૂજરાતના સુલતાનો તરફથી રાણાને 'હિંદુ સુરત્રાણ'નું બિરુદ મળ્યું હતું. આ બધું જોતાં મુસલમાન તવારીખકારોમાં અતિશયોક્તિનું પ્રમાણ કાંઈ વધારે હોય એમ જણાય છે. ઉત્તરમાં દિલ્હીનું મુસલમાન રાજ્ય અને દક્ષિણમાં ગૂજરાત માળવાનાં રાજ્યોની વચ્ચે રહેલું મેવાડ મુસલમાનો લઈ નથી શક્યા તે સાથે રાણો ઘણો બળવાન છતાં ગૂજરાત કે માળવાના મુલકને કે દિલ્હીને જીતી નથી શક્યો. એણે જે વિજયો કર્યા છે તે રજપૂતાના અને વાગડનાં નાનાં રાજ્યો ઉપર કરેલા છે. આ ઉપરથી આ બધાં રાજ્યો એ સમયે સરખાં

---

૩૬. આ વર્ણનોમાં તવારીખકારો અતિશયોક્તિ કરે છે. સિકંદરી કહે છે કે સુલતાને રાણાના મુલકને એટલો તારાજ કર્યો કે હિંદુઓના ઘરમાં એક ઢોર રહ્યું નહિ અને અસંખ્ય ગુલામો પકડ્યા. આગળ વળી લખે છે કે રાણાએ સુલતાનની હજાર વાર માફી માંગી ખંડણી આપવા કબૂલ્યું. તબકાત ચૌદ મણ સોનાને બદલે ચાર મણ સોનું લખે છે. ઓઝાજી ફિરિસ્તાને આધારે ચૌદ મણ લખે છે, પણ એ તો રાણો જ જીત્યો હતો એમ માને છે. તબકાતના લખાણનો સાર એવો નીકળે છે કે લડાઈનું ખાસ પરિણામ આવ્યું નથી અને બન્ને પાછા ફર્યા એ છે. (પૃ. ૨૩૩) ઓઝાજી 'વીરવિનોદ' નામના ગ્રંથને આધારે લખે છે કે નાગોરના મુસલમાનોએ ફરી ગોવધ શરૂ કર્યાથી આ ફરી લડાઈ થઈ હતી અને એમાં હજારો મુસલમાનો માર્યા ગયા હતા. ઓઝાજી આ વાત માન્ય રાખે છે. (ઉદયપુર રાજ્યકા ઇતિહાસ. પૃ. ૩૦૬)

બળવાળાં હતાં અને લડાઈઓ થવા છતાં કોઈ કોઈને જીતી નથી શક્યું. માત્ર દિલ્હીનું રાજ્ય એ સમયે બહુ બળવાન નહોતું. કુંભલમેરનો કિલ્લો જીતવા સુલતાન કુતુબુદ્દીને ખૂબ પ્રયત્ન કરવા છતાં એ એના હાથમાં આવ્યો નથી. તેમ જ રાણો કુંભો પણ આબુની દક્ષિણે ગૂજરાતની હદમાં પેઠો નથી એ અગત્યની વાત છે. બન્ને પક્ષની ખુવારીઓ પણ ખૂબ થઈ છે એટલું તો તવારીખો ઉપરથી પણ સમજાય છે.

## કુતુબુદ્દીનનું ચારિત્ર્ય

ઈ. સ. ૧૪૫૮માં સુલતાન માંદો પડ્યો અને તા. ૧૮ મી મેના રોજ (૨૩ રજબ હિ. સ. ૮૬૩) મરણ પામ્યો. સુલતાનને એની રાણી જે નાગોરના શમ્સખાનની પુત્રી થતી હતી તેણે ઝેર આપ્યું હતું એવો વહેમ પડવાથી સુલતાનની માએ એ રાણીના પોતાની દાસીઓ પાસે ટુકડા કરાવી નંખાવ્યા.[૩૭] આમ આ સુલતાન

---

૩૭. સિકંદરી, ગૂ. ભા. પૃ. ७૦. તબકાતે અકબરી, પૃ. ૨૩૪–૩૫. સિકંદરીએ આ હકીકત તારીખે બહાદુરશાહીમાંથી લીધી છે, અને તબકાતના લેખકે નોંધી તે પણ એ જ આધારે લીધી હશે. પરંતુ સિકંદરીનો લેખક બહાદુરશાહીની ઇતિહાસમાન્ય હકીકત સ્વીકારતો નથી. સુલતાન કુતુબુદ્દીનના મરણ માટે પણ બુખારી સૈયદોના ચમત્કારની વાતો લખે છે. સંત શાહઆલમ સાહેબ સાથે સુલતાને વેર બાંધ્યું હતું એ આગળ જોઈશું. પરંતુ સિકંદરીનો લેખક એ કારણ મુખ્ય માને છે. એ સંતે આપેલી તલવાર સુલતાનને પોતાને વાગી. કહે છે કે એક ઊંટને મારવા જતાં તલવાર પોતાની જાંગમાં વાગી. કારણ એ ઊંટ નહોતું પણ ફિરિસ્તો હતો. બીજું કારણ એવું આપે છે કે બેગમોને શહેર બતાવવા એ શેરીએ શેરીએ ફરવા નીકળ્યો ત્યારે પુરુષ જાતે બહાર ન આવવું એવો હુકમ કરેલો. એવામાં એક પુરુષને જોઈ એને તલવાર મારી તે પોતાને વાગી અને માણસ અદૃશ્ય થઈ ગયો. આ વાતો કરતાં બહાદુરશાહીના લેખકનું કારણ ખરું હોઈ શકે. તબકાત તો એ જ કારણ માત્ર લખે છે અને માંદગીનું કારણ પણ લખે છે.

ભરયુવાનીમાં મરણ પામ્યો. એ બહાદુર હતો, પણ દારૂના નશામાં ભાન રહેતું નહિ અને ઘણાં ક્રૂર કાર્યો કરતો હતો.[૩૮] એને એના દાદા અહમદશાહના રોજામાં દફનાવામાં આવ્યો.

### સુલતાન દાઉદખાન

સુલતાન કુતબુદ્દીનના મરણ પછી અમીરોએ ગત સુલતાનના કાકા અને અહમદશાહ પહેલાના પુત્ર દાઉદખાનને ગાદીએ બેસાડયો. તવારીખકારો કહે છે કે આ સુલતાને સત્તા પૂરેપૂરી મળ્યા પહેલાં જ હલકી મનોવૃત્તિ બતાવવા માંડી અને ખર્ચમાં અણઘટતી કાપકૂપ કરવા માંડી.[૩૯] ગત સુલતાન મુઝફ્ફરશાહની બેગમોનાં ઘરેણાં લઈ લીધાં[૪૦] અને પોતાના જૂના પાડોશી એક ફરાસને ઈમાદુલ્મુલ્કનો મોટો ઈલ્કાબ આપવાની ઈચ્છા જાહેર કરી.[૪૧] સિકંદરીનો લેખક કહે છે કે દીવાબત્તીના તેલમાં અને કબૂતરોને દાણા નંખાતા તેમાં પણ કરકસર કરવા માંડી.[૪૧અ] આવાં કારણોથી અમીરોને લાગ્યું કે

૩૮. તબકાતે અકબરી પૃ. ૨૩૫.

૩૯. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૭૧-૭૨. તબકાતે અકબરી, પૃ. ૨૩૬.

૪૦. આ હકીકત માત્ર સિકંદરીમાં છે, તબકાતમાં નથી.

૪૧. ઉપર મુજબ, પૃ. ૭૧ અને તબકાત પૃ. ૨૩૬. સિકંદરી લખે છે કે ઇમાદુલ્મુલ્કનો ઇલ્કાબ ધરાવનાર તે વખતે હયાત હતો. ફિરિસ્તા ઇલ્કાબ આપ્યો એમ લખે છે, પણ એ ભૂલ છે. ઉપરની બન્ને તવારીખોની વાત ખરી છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી માત્ર હલકા માણસોને મોટા ઇલ્કાબ આપ્યા એમ અદ્ધર લખે છે. ફરાસ શબ્દનો તરજૂમો કરનાર બ્રીગ્સ એનો અર્થ ઝાડુ કાઢનાર એવો કરે છે તે પણ ભૂલ છે. ગૂજરાતમાં ફરાસ લોકોની એક કોમ થઈ છે એ સામાજિક ઇતિહાસમાં મહત્ત્વની વાત છે. એ જાતિએ રાજાઓના મહેલોની ખટપટમાં મોટો ભાગ ભજવેલો છે.

૪૧અ. આ વાત માત્ર મિરાતે સિકંદરીએ નોંધેલી છે અને એ ગૂજરાતની ખાસિયત હોવાથી ખરી લાગે છે. રાજકીય કરતાં સામાજિક ઇતિહાસ માટે સિકંદરીનો લેખક પોતે ગૂજરાતી અને અમદાવાદનો વતની હોવાથી કેટલીક ઉપયોગી નોંધ કરે છે.

આ બાદશાહ થવાને લાયક પુરુષ નથી. કબૂતરોને દાણા નાંખવાની ગૂજરાતી પ્રજાની પ્રસિદ્ધ રીત મુસલમાન બાદશાહોએ પણ ચાલુ રાખી હતી એ સાંસ્કૃતિક દૃષ્ટિએ ખૂબ સૂચક વાત ગણી શકાય.

અમીરોએ આ માણસને બાદશાહીને માટે નાલાયક ગણીને કુતુબુદ્દીનના નાના ભાઈ ફતેહખાનને ગાદી આપવાનો નિર્ણય કરી ઈમાદુલ્મુલ્કને એને લઈ આવવા મોકલ્યો. ફતેહખાન એ સમયે એની માતા મુગલીબીબી સાથે શાહઆલમ સાહેબને ત્યાં રહેતો હતો. અમીરે માને સમજાવી, પણ ફતેહખાનની વય એ વખતે માત્ર તેર વર્ષની હતી એટલે રાજ્યનો ભાર એ ન ઉપાડી શકે એમ કહી આનાકાની કરી. છેવટે ઈમાદુલ્મુલ્ક ખૂબ આગ્રહથી એને સમજાવીને ઘોડા ઉપર બેસાડી ભદ્રના મહેલમાં લઈ આવ્યો.[૪૨] અમીરોએ એ વખતે નોબત વગડાવી અને સુલતાન દાઉદખાન એનો અવાજ સાંભળી કારણ જાણ્યા પછી સાબરમતીની બારીમાંથી નાસી ગયો. તવારીખકાર કહે છે કે દાઉદખાન તે પછી શેખ આધન રૂમીનો શિષ્ય થઈને જ્ઞાનમાર્ગમાં વળ્યો અને થોડા સમય પછી મરણ પામ્યો. એણે માત્ર સાત જ દિવસ ગાદી ભોગવી.[૪૩]

## પીરાણાનો સતપંથ

આ પંદરમી સદીની મધ્યમાં ગૂજરાતી હિંદુ-મુસલમાન સમાજનો

૪૨. એક તવારીખ સોહરાબના પુત્ર અલાઉલ્લાને ગત સુલતાનની માને સમજાવવા મોકલ્યો એમ લખે છે, પણ ઇમાદુલ્મુલ્ક વધારે બંધ બેસે છે. એ સર્વશ્રેષ્ઠ અમીર હતો. તબકાત લખે છે કે એ બાઈ હિંદના સુલતાનની પુત્રી હતી અને મખદૂમ જહાનના મહેલમાં રહેતી હતી, એ ભૂલ છે. સિંધને બદલે હિંદ લખ્યું લાગે છે અને એ શાહઆલમ સાહેબના ઘરમાં રહેતી હતી. તબકાત લખે છે કે માએ ચોખ્ખી ના પાડયા છતાં અલાઉલ્લા ફતેહખાનને ઘોડા ઉપર નાંખી લઈ આવ્યો.

૪૩. સિકંદરી અને તબકાત સાત દિવસ લખે છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી ૨૭ દિવસ લખે છે તે ભૂલ છે. દાઉદખાન નાસી ગયો અને જ્ઞાનમાર્ગમાં જોડાયો એ વાત સિકંદરીએ નોંધી છે.

ઇતિહાસમાં એક અગત્યનો ગણી શકાય એવો બનાવ બન્યો. ઈરાનમાં શિયાપંથી મુસલમાનોનો ઈસ્માઈલિ સંપ્રદાય ચાલતો હતો અને એના સંચાલકો ઈસ્માઈલી ઈમામ કહેવાતા હતા. એમણે તેરમી સદીથી એ સંપ્રદાયનો હિંદમાં પ્રચાર કરવા માંડ્યો હતો અને સિંધમાં ઊચ્છમાં થાણું નાંખ્યું હતું. હિંદમાં એ પંથને "સતપંથ" એવું નામ અપાયું હતું.[૪૪] ઊચ્છમાં એ સંપ્રદાયના મોટા પીર સદરઉદ્દીન હતા અને ધાર્મિક પ્રચાર ત્યાંથી કરતા હતા. એમના વંશના પીર હસનકબીરઉદ્દીનને ત્યાં ઊચ્છ ગામમાં ઈ. સ. ૧૪૫૨ માં ઈમામશાહનો જન્મ થયો, અને પિતાના મરણ પછી એ ઈરાન જઈને પોતાના સંપ્રદાયના મુખ્ય સંચાલકોને મળી ગૂજરાત બાજૂ ધર્મનો પ્રચાર કરવાની પરવાનગી લઈ આવ્યા. ગૂજરાતમાં આવીને અમદાવાદથી નવ માઈલ દૂર આવેલા ગિરમઠા ગામમાં પોતાનો નિવાસ કરીને પ્રચાર કરવા માંડ્યો. આ પ્રચારની અસર ગામડાંની અભણ પ્રજા ઉપર ખૂબ થઈ અને ગૂજરાતમાં 'પિરાણાના પંથ' તરીકે આજ સુધી એ સંપ્રદાય મશહૂર છે. ગામડાંની ખેડૂત પ્રજા અને ખાસ કરીને લેઉવા અને કડવા કણબીઓ એ પંથમાં જોડાયા. ગૂજરાતના મોમના અને મતિયા લોકો એ પંથના પ્રચારથી થયા. કહે છે કે ઈમામશાહના ચમત્કારોથી લોકો એમના તરફ આકર્ષાયા અને સુલતાન મહમૂદ બેગડાના અમલમાં તો એમની અને એમના ચમત્કારોની ખ્યાતિ ખૂબ વધી ગઈ. ગિરમઠા ગામ પાસે જ્યાં એ વસ્યા ત્યાં પિરાણા નામે એક સ્થળ પ્રસિદ્ધ થયું. પીરોનું સ્થાન એટલે પિરાણા. ઈ. સ. ૧૫૨૦ માં ઇમામશાહ એ જ સ્થળે મરણ

---

૪૪. પ્રો. કોમિસેરિયેટે આ પંથનું લંબાણથી વર્ણન એમના ઇતિહાસમાં પૃ. ૧૩૩ થી ૧૪૦ માં કર્યું છે. અહીં ઇતિહાસને લગતી વાત નોંધી સમાજને લગતી આગળ જોઇશું. લોકો ગુજરાતમાં ઇમામશાહનું આગમન ઈ. સ. ૧૪૯૫માં માને છે, પરંતુ એમનો જન્મ ૧૪૫૨ માં થયો છે.

પામ્યા અને એક વિશાળ રોજામાં એમને દફન કરવામાં આવ્યા.[૪૫]

## નૂરમુહમ્મદશાહ

એમના પુત્ર નૂરમુહમ્મદશાહ ઈ. સ. ૧૪૭૦ માં જન્મ્યા હતા અને પિતાના મરણ પછી સંપ્રદાયની ગાદીએ આવ્યા. એ ઈમામે ગૂજરાતના સતપંથમાં અગત્યના સુધારા કર્યા. દસોંદ અથવા આવકનો દસમો ભાગ જે એમના અનુયાયીઓ પાસેથી ભેગો થતો તે ઇરાનની મુખ્ય ગાદીએ મોકલવો બંધ કર્યો. એમના સમયથી ગૂજરાતનો પિરાણાનો પંથ બીજા ઇસ્માઈલી પંથોથી જુદો પડી ગયો.[૪૬] અહીં એ પંથના સ્થાપકો અને ખાસ વ્યક્તિઓનું વર્ણન કરી સંપ્રદાયની વિશેષતાઓ આગળ સમાજના પ્રકરણમાં વર્ણવીશું. નૂરમુહમ્મદશાહે એમના પંથનો એક ગ્રંથ સિંધી ભાષામાં લખ્યો છે. એનું નામ "સત વેણી જી વેલ" (સાચા ધર્મની વેલ) છે. સંપ્રદાયના અને હિંદુ-મુસલમાન સમાજના ઇતિહાસ માટે એની અગત્ય છે. નૂરમુહમ્મદશાહ ઈ. સ. ૧૫૩૩–૩૪ માં ગુજરી ગયા એમ એ પંથના ફારસી ભાષામાં લખાયેલા ઇતિહાસ ઉપરથી સમજાય છે. એમને એમના પિતા ઈમામશાહની સાથે એ જ રોજામાં દફનાવવામાં આવ્યા. પિરાણાના મુખ્ય રોજાની પાસે એ પંથની બીજી મુખ્ય વ્યક્તિઓની દરગાહો પણ છે. નૂરશાહ,

---

૪૫. પ્રો. કૉમિસેરિયેટનો ઇતિહાસ. આ ઉપરાંત આ પંથની હકીકત અમદાવાદ ગેઝેટિયર, ગ્રં. ૯ ભાગ–૨ મુસલમાન વસ્તી તેમજ મિરાતે અહમદી-માં આપેલી છે. પરંતુ મિ. ઈવેનોએ મુંબઇની એશિયાટિક સોસાયટીના જર્નલમાં આ પંથનો એક અભ્યાસપૂર્ણ બૃહત્ નિબંધ લખ્યો છે. પ્રો. કૉમિ-સેરિયેટે એમાંથી ઘણી હકીકતો લીધી છે અને તે વિશ્વસનીય ગણી શકાય એવી છે. અહીં પ્રો. કૉમિસેરિયેટના ગ્રંથમાંથી સાર લીધો છે.

૪૬. પંથ જુદો પડવાથી ઈરાની સંસ્કૃતિની અસર રહી નહી તેથી પંથને નુકસાન થયું એમ મિ. ઇવેનો માને છે. કૉમિસેરિયેટે એમના મતનો મોટો ઉતારો કર્યો છે. આ વિષય સામાજિક ઇતિહાસને લગતો છે તેથી આગળ જોઈશું.

સૂરભાઈ, બાલમુહમ્મદ, બાકીરઅલી વગેરેની દરગાહો ત્યાં છે અને વ્યક્તિઓના ખાસ અનુયાયીઓ મુખ્ય દરગાહ ઉપરાંત એમને ખાસ માને છે.[૪૭]

## કાકાઓ

આ સંપ્રદાયમાં ગૂજરાતમાં કાકાઓની સંસ્થા ઊભી થઈ. પીર સૈયદોએ વટલાયેલા હિંદુઓના મુખ્ય પુરુષને અનુયાયીઓને અંદર અંદરના ઝઘડા પતવવા માટે તથા ભેટ ઉઘરાવવા માટે પોતાના પ્રતિનિધિ તરીકે નીમ્યા, એમને કાકા કહે છે. કાકાની નિમણૂક પીર કરે ત્યારે એમને જન્મભર અપરિણીત રહેવાનું અને ખાવાનું તથા કપડાં સિવાય કાંઈ ન લેવાનું વ્રત લેવું પડે છે. આ કાકાઓની સત્તા વખત જતાં એટલી વધી ગઈ કે પાછળથી એ લોકો ઈમામશાહના વંશજોની સત્તાને ગણકારતા નહિ. એમણે કેટલીક મિલકત પણ ભેગી કરી અને ઈમામોના અંદર અંદરના ઝઘડાઓમાં ખૂબ ભાગ લીધો અને નાણાંની વ્યવસ્થા પણ પોતાના હાથમાં લીધી.[૪૮]

આ ઈમામશાહી પંથમાં આઠિયા, સાતિયા, અને પાંચિયા એવા મોટા પંથો વખત જતાં પડી ગયા અને તે દરેક પંથના અનુયાયીઓ પણ થયા, તથા પંથમાં હરીફાઈ વધી. નૂરમુહમ્મદશાહના નાના પુત્ર સૈયદખાને મોટાભાઈથી જુદા પડીને પોતાના અનુયાયીઓને 'આઠિયા' કહ્યા, કારણ કે એમાં આઠ જ્ઞાતિઓ ભેગી થઈ હતી. એ પ્રમાણે પાછળથી સાતિયા અને પાંચિયા પણ થયા. જૂના પંથના અયુયાયીઓ પણ ખાસ નામ વગર ચાલુ રહ્યા હતા. આમ ગુજરાતની જ્ઞાતિઓમાં બન્યું છે એવું અહીં પણ બન્યું. આ સતપંથના અનુયાયીઓ મધ્ય ગૂજરાત, ચરોતર અને દક્ષિણ ગુજરાત તથા ખાનદેશ સુધી છે, અને કચ્છ તથા સૌરાષ્ટ્રમાં પણ છે. નવસારીમાં એક સતગુરુ

૪૭. પ્રો. કોમિસેરિયેટનો ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૧૩૬.

૪૮. ઉપર મુજબ, પૃ. ૧૩૭.

નૂરની દરગાહ છે; એ પણ ઇમામશાહના સમકાલીન હતા એમ કહેવાય છે,[૪૯] પણ એમની તારીખ મળી નથી. ઇમામશાહી અનુયાયીઓ ઉપરાંત બીજી જ્ઞાતિઓ પણ એમને માને છે. આ બધા પંથોનું વિશેષ વર્ણન સમાજના પ્રકરણમાં કરીશું.

## બીબીમીરકી અને બીબીમુગલી

અહીં સુલતાન મુહમ્મદ અને કુતુબુદ્દીનની રાણીઓ માટે થોડું વર્ણન કરવું ઇષ્ટ છે. સુલતાન મુહમ્મદને બીજી રાણીઓ ઉપરાંત સિંધના જામ ફિરોઝની પુત્રી મુગલીબીબી નામની રાણી હતી. જામને મુગલીબીબી અને મીરકીબીબી નામે બે પુત્રીઓ હતી. એ બન્ને માટે એણે ગૂજરાતના સુલતાનનું અને સંતશિરોમણી શાહઆલમ સાહેબનું માગું કરેલું. મુગલીબીબીનું શાહઆલમ સાથે અને મીરકીનું મુહમ્મદશાહ સાથે સગપણ કરવાનું નક્કી કરીને સિંધથી અમીરોને મોકલેલા. મીરકી કરતાં મુગલીબીબી વધારે સ્વરૂપવાન હોવાથી મુહમ્મદશાહે કાંઇક બળ અને કાંઈ પૈસાથી એ અમીરોને સમજાવીને આ સગપણમાં ફેર કરાવ્યો અને મુગલીબીબીને પોતે પરણ્યો. મીરકીનું લગ્ન શાહઆલમ સાથે થયું. શાહઆલમને આ વાત ન રુચી તેથી એમણે પોતાના પિતા સુપ્રસિદ્ધ સંત કુતુબેઆલમ સાહેબને ફરિયાદ કરી. એમણે જવાબ દીધો કે "બેટા, ફિકર કરીશ નહિ, બન્ને તારા નસીબમાં જ છે." આ ભવિષ્યવાણી ખરી પડી અને સુલતાન મુહમ્મદશાહના મરણ પછી મુગલીબીબીને શાહઆલમ સાહેબને શરણે જવાનો સમય આવ્યો. ગૂજરાત સલ્તનતનો સર્વથી શ્રેષ્ઠ બાદશાહ મહ્મદ બેગડો, જેનું નામ ફતેહખાન હતું, એ મુહમ્મદશાહનો મુગલીબીબીને થયેલો પુત્ર હતો. સુલતાન કુતુબુદ્દીનને આ વાત પસંદ નહોતી અને ફતેહખાનને પકડી હેરાન કરવાની ઇચ્છા હતી તેથી માતા પુત્ર બન્ને શાહઆલમ સાથે રહેતાં અને

૪૯. પ્રો. કોમિસેરિયેટનો ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૧૩૮.

મુગલીબીબી સાથે છેવટે શાહઆલમ સાહેબે લગ્ન કર્યું. એમ કહેવાય છે કે શાહઆલમને પહેલાંની સગાઈ થઈ તે સમયના પ્રસંગો યાદ છતાં પરણવા માટે શિષ્ટાચાર ખાતર ના પાડતા હતા, પરંતુ મુગલીબીબીએ કહ્યુ કે મુહમ્મદશાહ સાથે પોતાની સાદી થઈ તે પહેલાં પોતે મનથી શાહઆલમ સાહેબને વરી ચૂકી હતી અને પિતા સિંધના જામની પણ એ જ ઇચ્છા હતી. આ સાંભળીને શાહઆલમે એની સાથે ફરી સાદી કરવા હા પાડી, અને મુગલીબીબીએ આ સંતપુરુષની પુષ્કળ સેવા જિંદગી ભર કરી એમ તવારીખકાર લખે છે. વળી એમ પણ કહેવાય છે કે એમની બહેન મીરકીબીબીનું અવસાન પહેલું થયેલું ત્યારે સાદી પહેલાં ફતેહખાન સાથે મુગલીબીબી સંતના આશ્રમમાં રહેતી હતી. લોકાપવાદ દૂર કરવાના હેતુથી શાહઆલમે મુગલીબીબીને કહ્યું કે સગાઈના હકથી તમે તમારાં બહેનના ઘરમાં રહેતાં હતાં; હવે બહેન નથી એટલે અલગ રહેવાની વ્યવસ્થા કરો. આ સાંભળી મુગલીબીબીએ જૂની વાત યાદ આપી ફરી સાદી કરી. મીરકીબીબી એમના પુત્ર શાહભીખનની કબર પાસે આશાવલમાં દફન થઈ, અને મુગલીબીબી માણેકચોકના પ્રસિદ્ધ રાણીના હજીરામાં દફન થઈ. શાહઆલમે પોતાની સાવકી મા મુગલીબીબી સાથે સાદી કરી અને એને તથા સાવકા ભાઈ ફતેહખાનને આશ્રય આપ્યો તે માટે સુલતાન કુતુબદ્દીન ઘણો ગુસ્સે થયો અને સંતને હેરાન કરવા પ્રયત્ન કરવા લાગ્યો, એ બધી વાતોનું ચમત્કારિક વર્ણન મિરાતે સિકંદરીએ કર્યું છે.[૫૦]

---

૫૦. મિરાતે સિકંદરી જ આ વર્ણન અને શાહઆલમ સાહેબના ચમત્કારોની વાત ખૂબ ઝીણી વિગતથી આપે છે. પ્રો. કૉમિસેરિયેટ એમના ઇતિહાસના પૃ. ૧૩૦ માં થોડી હકીકત લીધી છે, પરંતુ આર્કિયોલૉજિકલ સર્વેના ગ્રંથના લખાણ ઉપરથી બન્ને બીબીઓની કબરો રાણીના હજીરામાં છે એમ લખે છે. મને એ ભૂલ લાગે છે, કારણ મીરકીબીબી શાહભીખનના રોજામાં દટાઈ છે એમ તવારીખકાર કહે છે. મુગલીબીબી પોતાની માતા હોવાથી મહમૂદ બેગડાએ રાણીના મુખ્ય હજીરામાં એની કબર કરાવી હોય એ બનવાજોગ છે.

## રાણી રૂપમંજરી

હવે સુલતાન કુતુબુદ્દીનને પોતાને જે રાણીઓ હતી તેમાં એક નાગોરના શમ્સખાનની પુત્રી હતી અને એના જે બૂરા હાલ થયા તે આગળ જોઈ ગયા. બીજી એક રૂપમંજરી નામે રાણી હતી એનો ઇતિહાસ જરા રસમય છે. એ રાણી સ્વરૂપવાન અને હોશિયાર હતી. સિકંદરી લખે છે કે શાહજાદા ફતેહખાનને પકડી લાવવા માટે એને કુતુબુદ્દીને શાહઆલમને ત્યાં મોકલી. ફતેહખાન જુદે જુદે વેશે એમના ઘરમાં રહેતો હતો. રૂપમંજરીએ એને ઓળખી કાઢ્યો અને દાસીઓ પાસે ઉપડાવીને લઈ જવા માટે એનો હાથ ખેંચવા માંડ્યો. આ ફરિયાદ શાહઆલમ પાસે ગઈ ત્યારે એમણે કહ્યું કે કાંઈ નહિ, આજ એ ફતેહખાનનો હાથ ખેંચે છે, પણ ભવિષ્યમાં ફતેહખાન એનો હાથ ખેંચશે. આ શબ્દો સાંભળી રૂપમંજરી શરમાઈ ગઈ. સિકંદરી લખે છે કે આ વાણી સત્ય થઈ અને રૂપમંજરી કુતુબુદ્દીનના મરણ પછી ફતેહખાન–સુલતાન મહમૂદ બેગડા–ને પરણી.[૫૧]

આ રાણી રૂપમંજરી એ કોણ? અમદાવાદમાં આજે ઊભેલી સુંદર ગણાતી જે થોડી મસ્જિદો છે એમાંની એક મિરજાપુરમાં આવેલી રાણી રૂપમતીની મસ્જિદને નામે ઓળખાતી મનોહર મસ્જિદની બાંધનાર? બંધાવનારના નામ જેવી જ મસ્જિદ સુંદર છે. મિરાતે અહમદીમાં રૂપવતી અને રૂપમોહિની એવાં એનાં નામો આપેલાં છે. સિકંદરી રૂપમંજરી નામ આપે છે, પણ એની કબર માણેકચોકમાં મુખ્ય રોજામાં છે એમ લખે છે, જ્યારે રિવાજ મુજબ મસ્જિદની બાજૂના જ રોજામાં એની કબર હોવી જોઈએ. રા. મગનલાલ વખતચંદના વર્ણન ઉપરથી ગઈ સદીમાં એની મસ્જિદનું નામ "રૂપમંતજન્મતી" અગર "રૂપમહી" કહેવાતું હતું એમ સમજાય છે.

---

૫૧. મિરાતે સિકંદરીમાં આ વર્ણન આપેલું છે. મારા અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૬૦૧ થી ૬૦૪ જુઓ. એમાં રૂપમતી માટે વિસ્તૃત ચર્ચા કરેલી છે.

તવારીખોમાં બીજી કોઈ આ જાતનાં નામોવાળી બાઈ નથી અને સિકંદરી સિવાય કોઈ પણ તવારીખ કે આધાર એની કબર માણેકચોકમાં છે એમ પણ કહેતા નથી, એટલે આ રૂપમંજરી એ જ રૂપમતીની મસ્જિદવાળી રાણી હોવી જોઈએ એમ માનવામાં કાંઈ વાંધો નથી. સ્થાપત્યના વિવેચકોની આ મસ્જિદ અને રાણીની બાબતની ચર્ચા મસ્જિદના વર્ણનમાં આગળ કરીશું, પરંતુ હિંદ બહારની દુનિયાના કલાશોખીનોને જે સુંદર મસ્જિદનું લાકડાનું પ્રતીક કરાવી મ્યુઝિયમ માટે લઈ જવાનું મન થાય એવું મનોહર મકાન બંધાવનાર વ્યક્તિ માટે આટલી ઐતિહાસિક નોંધ અહીં કરવાની જરૂર છે.[૫૨] કબર ઉપર અને મસ્જિદના મહેરાબ ઉપરનો લેખ ઊખડી જવાથી પત્તો લાગતો નથી. એટલે રાણીની ચોક્કસ હકીકત મળી શકતી નથી. સુલતાન મહમૂદ બેગડાની બેગમ તરીકે, અને એ સુલતાનના સમયમાં બંધાયેલાં સુંદર મકાનોની સરખામણી કરતાં, રાણી રૂપમતી જ એવી મસ્જિદ બંધાવી શકે અને એ જ રૂપમંજરી છે એમ માનવાને કાંઈ વાંધો નથી.[૫૩]

## મલીક શાબાન

સુલતાન મુહમ્મદશાહ અને કુતુબુદ્દીનના સમયમાં ગુજરી ગયેલા પણ જેમના જીવનની મુખ્ય પ્રવૃત્તિ સુલતાન અહમદશાહ પહેલાના સમયમાં થયેલી એવા સંતો વિષે પણ એ સુલતાનના વર્ણનમાં કહી ગયા. હવે આ સમયમાં થયેલા અમીરોમાં આજે પણ જેનું સ્થાન પ્રસિદ્ધ

---

૫૨. જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ પૃ ૬૦૧ થી ૬૦૪. એમાં વિસ્તૃત ચર્ચા કરી છે. અકબરની પેઠે એ પૂર્વે અહમદશાહ અને એના વંશજોએ હિંદુ રાણીઓ પરણવાનું રાખેલું એ સામાજિક દૃષ્ટિએ મહત્ત્વનું છે.

૫૩. ઉપર મુજબ, પૃ. ૬૦૨-૩. પ્રો. કોમિસેરિયેટે પોતાના ઇતિહાસ પૃ. ૨૭૭માં આ મસ્જિદનું વર્ણન કર્યું છે. આપણે તે આગળ કરીશું, પરંતુ આ રાણી કોણ તે માટે બર્જેસ આદિથી દોરવાઈ એમણે કાંઈ પ્રકાશ પાડયો નથી.

છે એવા મલીક શાબાનનું ટૂંકું વૃત્તાંત જોઈએ. મલીક શાબાન સુલતાન કુતુબુદ્દીનના સમયનો સર્વથી મોટો, વજીરની પદવી ઉપર ચડેલો અમીર હતો. એ ડાહ્યો અને રાજદ્વારી કુનેહવાળો હતો. એમ કહેવાય છે કે એના શાંત સ્વભાવને લીધે લોકોને એના અમલથી સંતોષ હતો. કુતુબુદ્દીન પછી મહમૂદ બેગડાના સમયમાં એ વૃદ્ધ થયો હતો છતાં ઊંચી પાયરી ઉપર ચડ્યો હતો, અને સુલતાન મહમૂદનો ખૂબ આગ્રહ છતાં ઊંચી પદવી છોડી નિવૃત્ત થયો. વૃદ્ધાવસ્થાના દિવસો એણે એકાંત અને ખુદાની બંદગીમાં પસાર કર્યા હતા. એ લશ્કરનો સેનાપતિ પણ થયો હતો, પણ મેવાડ ઉપરની ચડાઈના વર્ણનમાં જોયું તેમ એ કુશળ લડવૈયો હોય એમ લાગતું નથી અને શિરોહી આગળ એના લશ્કરે ભારે હાર ખાધી હતી. ઈ. સ. ૧૪૬૧ માં નિવૃત્ત થઈને અમદાવાદની પૂર્વે રખિયાલ ગામ પાસે પોતે બંધાવેલા સુંદર બગીચામાં એનું મરણ થયું. એનો ઉરસ તા. ૨ જી જમાદીઉલ્ અવલ માસમાં ભરાય છે.[૫૪]

## મલિક શાબાનનો રોજો અને મસ્જિદ

રખિયાલ ગામ પાસે મલીક શાબાને એક સુંદર તળાવ પણ બંધાવ્યું હતું અને બગીચો તથા મસ્જિદ બંધાવી પોતાને માટે રોજો પણ બંધાવ્યો હતો. રોજો આજે પણ સારી હાલતમાં છે. એ રોજાને માટે સુલતાન કુતુબુદ્દીને ૭ હળ જમીન મલીકને આપેલી તેનું ફરમાન આરસમાં કોતરેલું અરબી શબ્દો મિશ્રિત ફારસી ભાષામાં લખેલું આજે પણ રોજામાં જડેલું મળે છે. એમાં કુતુબુદ્દીનના ઇલકાબો અને શાબાનના પૂરેપૂરા ઇલકાબો લખેલા છે. ૭ હળ જમીન મહાન અને પ્રસિદ્ધ શહેર અમદાવાદની પાસે આવેલા મોજે રખિયાલમાં રાજનું ખાસ હિત ચાહનાર અને નિમકહલાલ નોકર મલીક શાબાનને

૫૪. અમદાવાદનો ઇતિહાસ પૃ ૭૧૬-૧૭ અને પૃ. ૪૩૮—ઉરસ સંત જેવા પુરુષોનો જ થાય છે.

વંશપરંપરા ભોગવટાથી સુલતાને આપી અને તે ભોગવવામાં કોઈએ હરકત કરવી નહિ એવું ફરમાનમાં લખેલું છે. મલીકના ઇલ્કાબો આ પ્રમાણે છે : મલીક ઉશ્શર્ક, ઇમાદુલ્મુલ્ક, અઝીઝઉલ્મુલ્ક, તાજઉલ્મુલ્ક, તે મલીક તુફા સુલતાનનીનો પુત્ર, એમ ફરમાનમાં છે. આ ફરમાનમાં ફેર કરનારને માટે સારું નહિ થાય એવું કુરાન શરીફનું વાક્ય પણ લખેલું છે. ફરમાનની તારીખ જમાદીઉલ્ અવલની તા. ૨ જી હિ.સ. ૮૫૬ (તા. ૨૧ મે ૧૪૫૨) છે. મલીક શાબાને આ બગીચામાં રોજો અને મસ્જિદ બંધાવેલાં તે ઉપરાંત ભદ્રના મેદાનેશાહમાં સહેજ ઉત્તર તરફ સલાપોસ રસ્તામાં પેસતાં ડાબી બાજૂ એક મસ્જિદ, ઉપરની મસ્જિદની તારીખે જ બંધાવી છે. આ જગ્યાએ ઉપરની મસ્જિદ બંધાવવાનું કારણ સમજાય એવું નથી અને મોટી લાગવગવાળા અમીરોએ મેદાનની શોભા બગડે તોપણ મસ્જિદ બાંધવાનું ધાર્યું હોય અને બાદશાહોનું એમાં ચાલ્યું ન હોય એમ માની શકાય. આ મસ્જિદ બીજી મસ્જિદો કરતાં જુદી બાંધણીની અને કોઈ હિંદુ મંદિરનો મંડપ ઊભો કર્યો હોય એવી દેખાય છે. એ આજે હજૂરી-શાહની મસ્જિદને નામે ઓળખાય છે. એમાં લેખ છે અને શાબાનના ઇલ્કાબોમાં ફક્ત ઇમાદુલ્મુલ્ક જ લખેલો છે. લેખમાં બીજું બધું એક સરખું છે. મસ્જિદ ખાસ જોવાલાયક ગણાય એવી નથી.[૫૫]

### બાગેશાબાન અને એનું તળાવ

આજે અમદાવાદમાં રખિયાલ બાજૂ નૃસિંહનું મંદિર છે તે 'મલીક શાબાનના નરસિંહજી'ના નામથી ઓળખાય છે. એણે બંધાવેલો બાગ મોગલાઈના પહેલા ભાગ સુધી આબાદ હતો, પરંતુ પાછળથી રખિયાલની જાગીરમાં બાગની જમીન લેવાઈ ગઈ હતી. તળાવ અષ્ટકોણ આકૃતિનું પથ્થરથી બાંધેલું કાંકરિયાની નાની નકલ હોય એવું હતું અને એનો વિસ્તાર ૩૫ એકર જેટલો હતો. ગઈ સદીમાં એની સ્થિતિ

---

૫૫. અમદાવાદનો ઇતિહાસ અને પ્રો. કોમિસેરિયેટનો ઇતિહાસ, પૃ. ૧૫૦-૫૨.

વેરાન થઈ ગઈ હતી અને પાણી ન રહેવાથી એમાં બાવળિયા ઊગ્યા હતા. સત્તરમી સદીમાં બાગે શાબાન અને તળાવનું વર્ણન યુરોપીય મુસાફરો ઓજિલ્બી અને મેન્ડેલ્સ્લોએ કરેલું છે. એમાં બગીચનાં ઝાડ અને રસ્તાની સુંદરતાનું વર્ણન અને ઠંડકનાં વખાણ કરેલાં છે, અને અમદાવાદ શહેરથી બાગેશાબાન સુધી બન્ને બાજૂ ઝાડની ઘટાવાળો ૭ લીગ લાંબો સુંદર રસ્તો હતો એમ એ મુસાફરો લખે છે. (૧૬૩૮ માં) અમદાવાદની પૂર્વમાં આ એક સુંદર સ્થળ છે અને આજની સરકારને ખર્ચવાના પૈસા મળશે ત્યારે આ તળાવ અને બાગ સુધરાવી ત્યાં ઉપવન જેવું કરવાનો સરકારનો ઇરાદો છે. તે થાય તો આજે ધૂળિયા અમદાવાદનું સદ્‌ભાગ્ય ગણાશે.[૫૬]

## હોજેકુતુબ અથવા કાંકરિયું તળાવ

હવે સુલતાન કુતુબુદ્દીનનું નામ અમર રાખનાર અને પાટણના સહસ્રલિંગ તળાવથી બીજી પંક્તિનું પણ આજે ગૂજરાતનાં અગર બાંધેલા તળાવોમાં કહીએ તો હિંદનાં તળાવોમાં ઉત્તમ પંક્તિમાં બેસી શકે એવા હોજેકુતુબ અથવા અમદાવાદના શણગારરૂપ કાંકરિયા તળાવનું વર્ણન કરીએ. વાવની પેઠે તળાવો એ પણ ગૂજરાતની સંસ્કારિતાનું એક વિશિષ્ટ લક્ષણ છે; અને ગૂજરાતી કારીગરોએ આ સામાન્ય બાંધકામમાં પણ ખૂબ સુંદર કારીગરી વાપરી છે તે આગળ જોઈ ગયા. કાંકરિયું તળાવ એ આજે ગૂજરાતના પાટનગરનું આનંદનું ધામ છે. આજ ચાર સદીઓથી અમદાવાદના લોકોએ ત્યાં આનંદ કર્યો છે. સુલતાન કુતુબુદ્દીને એના પિતાના અમલ દરમ્યાન આ તળાવ બાંધવું શરૂ કરેલું અને ઈ. સ. ૧૪૫૧ માં એ પૂરું કર્યું. આ તળાવ એક સરખા ચોત્રીસ કોણનું છે અને દરેક બાજૂની લંબાઈ ૧૯૦ ફૂટની છે. એનો ઘેરાવો ૨૧૫૩ વાર એટલે આશરે સવા

૫૬. અમદાવાદનો ઇતિહાસ પૃ. ૨૩૫-૩૬, ૫૮૬, અને ૭૧૬-૧૭. પ્રો. કોમિસેરિયેટનો ઇતિહાસ, પૃ. ૧૫૩.

આધલનો છે. તળાવનું ક્ષેત્રફળ ૭૬ એકર થાય છે. એની બધી બાજૂઓ પથ્થરનાં પગથિયાંથી સારી રીતે બનાવેલી છે, અને વચ્ચે વચ્ચે કિનારા ઉપર બાર થાંભલા ઉપર સુંદર મંડપો બનાવ્યા છે એ તળાવના કિનારાની શોભામાં ખૂબ ઉમેરો કરે છે. તળાવમાં પાણી લાવવાની ગળણી, આગળ સ્થાપત્યના પ્રકરણમાં જોયું તેમ, ખૂબ સુંદર કારીગરીવાળી બનાવી છે અને એ ગળણીની બન્ને બાજૂ મિનારાની પેઠે સુંદર કોતરણીવાળા બુરજ કરેલા છે. ગળણી ૭ ફૂટની જાડાઈની અને ત્રણ મોટાં કાણાંવાળી છે. બધી બાજૂએ બાંધેલું આ જાતનું મોટું તળાવ હિંદમાં આ એક જ છે એમ કહેવાય છે.[૫૭] આ તળાવમાં તળાવોના સ્થાપત્યમાં કહેલું બકસ્થલ છે. એમાં એક નાના મહેલ જેવું મકાન સુલતાને બાંધેલું. એની આસપાસ નાનો પણ સુંદર બગીચો કરેલો અને તળાવની એક બાજૂથી એ બગીચામાં જવાનો પુલ કરેલો. આ બગીચાનું નામ બાગેનગીના છે. આજે પણ એ નગીનાવાડીને નામે ઓળખાય છે. એક વીંટીમાં જડેલા નંગ જેવું તળાવના ભૂરા પાણીની વચ્ચે સુંદર નંગ હોય એવું આ બાગનું મકાન શોભે છે. બાદશાહ જહાંગીરના સમયમાં તળાવ અને બાગની મરામત થઈ હતી અને અમદાવાદને ગાળો દેતાં દેતાં પણ આ તળાવમાં ખૂબ આનંદ કરી જહાંગીર બાદશાહે એની તારીફ કરેલી છે.[૫૮] ઈ. સ. ૧૭૮૧ માં જેમ્સ ફોબ્સે તળાવ જોયું ત્યારે એ ઉજ્જડ જેવું થયું હતું. બગીચો દરકાર લીધા વગરનો બગડી ગયો હતો અને પુલનો કેટલોક ભાગ પડી ગયો હતો. ફોબ્સે આ બાગમાં તાડનું ઝાડ જોયેલું જે ખૂબ ઊંચું

---

૫૭. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૫૮૯ થી ૫૯૨—અને નગીનાબાગ માટે પૃ. ૨૩૨–૨૦૩. પ્રો. કોમિસેરિયેટે એમના ઇતિહાસના પૃ. ૧૪૭ થી ૧૫૦ માં પણ વર્ણન કરેલું છે.

૫૮. તુઝુકે જહાંગીરીમાં બાદશાહે પોતે કરેલા આનંદની નોંધ લીધી છે. શાહીબાગ બંધાતા પહેલાંની આ નોંધ છે. શાહીબાગ બંધાયા છતાં પણ કાંકરિયું અમદાવાદનું આનંદ ને સહેલગાહનું મુખ્ય સ્થાન જ રહ્યું છે.

વધ્યા પછી એનાં ચાળીસ જેટલાં ડાળાં ફૂટેલાં છે અને તે દરેકને છેડે ઝૂમખાં જેવાં પાંદડાં છે. ફોબ્સની પેઠે દરેક મુસાફરોએ આવું વૃક્ષ કોઈ સ્થળે જોયું નથી એવું વર્ણન કરેલું છે. મરાઠા સમયમાં આ તળાવની એક વખત મરામત થયેલી અને એની છેલ્લી મરામત અંગ્રેજી અમલમાં બોરેડેલે કરેલી. આજની નગીનાવાડી એ સમયની છે. વચ્ચેનું મકાન પહેલાં કેવું હશે એનો ખ્યાલ એથી આવી શકતો નથી. મિરાતે સિકંદરીનો લેખક જહાંગીરના રાજ્યમાં સત્તરમી સદીની શરૂઆતમાં લખે છે કે આ તળાવ અને નગીનાબાગ તથા એને કિનારે બાંધેલા ઘટામંડળના મહેલો મેં નજરે જોયેલા તે સ્વર્ગના ઉદ્યાન જેવા હતા. પણ આજે (એના સમયમાં) માત્ર તળાવને બાગ છે, પણ મહેલો નાશ પામ્યા છે.

## કાંકરિયાની તારીફ

યુરોપીય મુસાફરો આ તળાવનાં મુક્ત કંઠે વખાણ કરે છે. ડીલા વાલે (Della Valle) નામનો મુસાફર ઈ. સ. ૧૬૨૩ માં લખે છે કે "આ તળાવ દુનિયાનું એક સુંદર દૃશ્ય છે." ઈ. સ. ૧૬૩૮ માં મુસાફર મેન્ડેલ્સ્લોએ આ તળાવનું વર્ણન કરેલું છે, પરંતુ એ વર્ણનમાં શાહીબાગ સાથે મેળવી દઈને કાંઈક ગૂંચવાડો કર્યો હોય એમ લાગે છે અને વર્ણન તળાવને બંધબેસતું નથી.[૫૯] ઈ. સ. ૧૬૬૬ માં મુસાફર થેવેનોટે પણ તળાવની તારીફ કરેલી છે. બાદશાહ જહાંગીર પોતાની રોજનીશીમાં લખે છે: "આ સ્થળ ખૂબ આનંદદાયક અને મનોહર છે. મને એ ખૂબ જ ગમ્યું છે." આ શબ્દો અમદાવાદને નરક–જહાનમાબાદ કહેનારના છે તે ધ્યાનમાં લેવા

૫૯. અમદાવાદનો ઇતિહાસ પૃ. ૫૯૦. પ્રો. કોમિસેરિયેટે એમના ઇતિહાસના પૃ. ૧૪૮–૪૯ માં મેન્ડેલ્સ્લોના વર્ણનનો લાંબો ઉતારો લીધો છે જેનો કાંઈ અર્થ દેખાતો નથી. મુસાફરના વર્ણનનો ગોટાળો એ જોઈ શક્યા હોય એમ લાગતું નથી.

જેવી વાત છે. બાદશાહી વખતમાં આ તળાવમાં અને એની આસપાસ દીવાની રોશની કરીને રાજપુરુષોએ આનંદ લૂંટેલો છે. બ્રિટિશના સમયમાં રશિયાના ઝાર અમદાવાદ આવેલા ત્યારે કાંકરિયા તળાવમાં રોશની થઈ હતી.[૬૦]

## કાંકરિયું નામ શાથી ?

આ કાંકરિયા તળાવનું ઐતિહાસિક નામ તો હોજેકુતુબ છે, પરંતુ એ કાંકરિયા નામથી જ મશહૂર છે. એ નામ શાથી પડ્યું એ માટે જુદી જુદી વાતો કહેવામાં આવે છે. એક લોકવાયકા એવી છે કે કર્ણદેવ સોલંકીએ કર્ણાવતી અને કર્ણસાગરની સ્થાપના કરી તે તળાવ કાંકરિયું કહેવાયું. આ દંતકથા ખોટી અને નિરાધાર છે. કર્ણસાગર રુપેણ નદી વાળીને ઉત્તર ગૂજરાતમાં બાંધેલું અને તે હાલ કર્ણસાગર નામના ગામ પાસે ઉજ્જડ સ્થિતિમાં છે. કાંકરિયાને એ સાથે કાંઈ સંબંધ નથી. બીજી વાત એમ કહેવાય છે કે એમાં ચૂનો કરવાનો કાંકરો ખૂબ હતો તેથી એ નામ પડ્યું. ત્રીજી વાત એવી છે કે સુલતાન કુતુબુદ્દીને સંત શાહઆલમ સાહેબને તળાવ માટે જગ્યા પસંદ કરવા વિનંતિ કરી ત્યારે એમણે એ જગ્યા લખોટીઓ નાંખીને પસંદ કરેલી તેથી એ નામ પડ્યું. વળી બીજી વાત એવી છે કે જ્યારે તળાવ ખોદાઈ રહ્યું હતું ત્યારે શાહઆલમ સાહેબ જોવા આવેલા અને એમના પગમાં એક કાંકરો વાગ્યો અને એ બોલી ઊઠ્યા કે "આ કેવો કાંકરો" તે ઉપરથી 'કાંકરિયા' નામ પડ્યું. આ એકે ખુલાસો બરોબર લાગતો નથી. ચૂનાનો કાંકરો એ જગ્યાએ બહુ હોય એ ખુલાસો કાંઈક ઠીક દેખાય છે.[૬૧]

૬૦. અમદાવાદનો ઇતિહાસ પૃ. ૫૯૦. રશિયાના ઝારની હિંદની મુસાફરીનો મોટો ગ્રંથ છપાયેલો છે.

૬૧. અમદાવાદનો ઈતિહાસ પૃ. ૫૯૧. ગૂજરાતના બીજા ભાગોમાં કાંકરાવાળી જમીનને કાંકરિયું કે કાંકરિયા જમીન આજે પણ કહે છે, એટલે કાંકરાવાળી જમીનને લીધે એ નામ પડ્યું એ માનવા જેવું છે.

### "કાંકરિયું" કહેવાય

અહીં એક વાતની નોંધ લેવી જોઈએ. ગૂજરાતીમાં કોઈ દેવું કરે તો કહેવત પડી ગઈ છે કે "કાંકરિયું કર્યું." આ કહેવત અમદાવાદની આસપાસના ભાગમાં ખાસ વપરાય છે. દેવાને માટે આ શબ્દ કેમ વપરાયો તે પણ સમજાય તેવું નથી, પરંતુ સુલતાન કુતુબુદ્દીનને મકાનો બાંધવાનો શોખ જ હતો, અને એના ટૂંકા રાજ્યકાળના પ્રમાણમાં એણે વધારે મકાનો બંધાવ્યાં છે જેનું વર્ણન ટૂંકામાં કરીશું. એના સમયમાં ગૂજરાતનું મુસલમાન રાજ્ય પણ એના ભાઈ મહમદના સમય જેટલું વધ્યું નહોતું, એટલે આ તળાવ અને બીજાં મકાનો તથા મહેલોમાં ખૂબ ખર્ચ થયું હોય અને તેથી સુલતાનની તિજોરીનું તળિયું દેખાયું હોય. આ કારણથી દેવું થાય તેને "કાંકરિયું થયું" એવી લોકોક્તિ થઈ હોય એ સંભવિત છે.[૬૨]

### ઘટામંડળના મહેલ

સુલતાન કુતુબુદ્દીને કાંકરિયા તળાવના બકસ્થલમાં નગીના બાગની અંદર મહેલ બાંધેલો તે મિજલસ કે સહેલગાહ માટે હોય એટલે નાનો હતો, પણ એણે તળાવની બાજૂમાં ઘટામંડળ નામે મહેલો બાંધ્યા એમ તવારીખકાર લખે છે. આ મહેલ, ઉપર જોયું તેમ, સત્તરમી સદીની શરૂઆતમાં નાશ પામ્યા હતા. એટલે ગૂજરાત સલ્તનતના અંતભાગમાં થયેલી અવ્યવસ્થામાં એનો નાશ થયો હશે એમ સમજાય છે. ઘણીવાર બાદશાહો ભદ્રના મહેલને બદલે આ મહેલમાં રહેવાનું પસંદ કરતા. તવારીખનાં વર્ણનો ઉપરથી કાંકરિયું તળાવ અને આ મહેલો એ બધું એક રમણીય મહેલોના સમૂહ જેવું

---

૬૨. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૫૯૨ : આ નોંધ સામાજિક ઇતિહાસ માટે કામની છે.

અને વૃક્ષોની ઘટાથી લીલું લાગતું હતું એવું સમજાય છે. તવારીખોમાં આ મહેલોને ઘટામંડળ, ઘાટમંડળ, ખામંદરોળ વગેરે નામ આપેલાં છે. સુધખામંદરોલ નામના ગામ પાસે હોવાથી એને "ખામંદરોલના મહેલો" પણ કહેલા છે. ફારસી તવારીખમાં ખામંદરોલનું કહમદ્રોલ અને ઘટમંડોળ નામ પણ લખ્યું છે. ખામંદરોલ ગામ જાણીતું છે અને એને આજે દાણીલીમડા કહે છે. એટલે ઘટામંડળ એ ખામંદ્રોલનું ભ્રષ્ટ રૂપ થઈ એને સંસ્કૃત જેવું બતાવવાનો પ્રયત્ન થયો હોય એમ લાગે છે. કાંકરિયા પાસે આવેલા દાણીલીમડા ગામ પાસે આ મહેલો હશે એનું આજે તો નામનિશાન નથી.[૬૩]

## આ સમયનાં બીજા મકાનો

મહેલો અને તળાવ ઉપરાંત મસ્જિદોમાં પણ આ સુલતાનોએ ખૂબ પૈસા ખર્ચ્યા હોય એમ જણાય છે. સરખેજનાં સુંદર મકાનોના સમૂહની શરૂઆત આ સમયમાં થઈ. જો કે આ બે સુલતાનોએ માત્ર શેખ અહમદખટ્ટુનો રોજો અને મસ્જિદ બંધાવ્યાં, પરંતુ એક મનોહર સમૂહ તરીકે સરખેજનાં મકાનોનું મહત્ત્વ આ સમયને બદલે હવે પછી મહમુદ બેગડાના સમયમાં ગણાવું જોઈએ એટલે એ આગળ જોઈશું. એ જ પ્રમાણે સૈયદ ઉસમાનની મસ્જિદ અને વટવાના રોજાને પણ આ સમયમાં ગણવામાં આવે છે તે પણ આગળ યથાસ્થાને જોઈશું. એટલે અહીં કુતુબુદ્દીનનું નામ જે મકાનો સાથે જોડાયેલું હોવા ઉપરાંત બાંધણીની પ્રગતિના ઇતિહાસની દૃષ્ટિએ પણ એના જ સમયમાં ગણી શકાય એવાં, અને આજ સુધી

---

૬૩. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૫૯૧-૫૯૨. આ મહેલો મોગલાઈ પહેલાં અમદાવાદમાં મહત્ત્વનું સ્થાન ધરાવતા હતા. પ્રો. કોમિસેરિયેટે આ બાબત કાંઇ ઉલ્લેખ કર્યો નથી. સુલતાન મુઝફ્ફર બીજાને ભદ્ર કરતાં આ મહેલો વધારે પ્રિય હતા.

અમદાવાદમાં ઊભાં રહેલાં મકાનોનું વર્ણન ટૂંકમાં જોઈશું.[૬૪]

### કુતુબુદ્દીનની મસ્જિદ

આમાં સૌથી પહેલી અમદાવાદમાં દિલ્હી ચકલામાં આવેલી કુતુબુદ્દીનની મસ્જિદના નામથી ઓળખાતી મસ્જિદ પહેલી આવી શકે. આ મસ્જિદ મોટી છે અને એની બાંધણી અહમદશાહનાં મકાનો પછી તુરતની અને જાડી તથા આંખને કોમળ ન લાગે એવી છે. સર જૉન માર્શલ આ મસ્જિદને જીવ વગરની અને ખાસ જોવાનું મન ન થાય એવી ગણે છે. આ મસ્જિદ કુતુબુદ્દીનના પિતા મુહમ્મદ-શાહના અમલ વખતે બંધાઈ છે, અને એમાં લેખ છે તેમાં બંધાયાની સાલ ઑક્ટોબર ૧૪૪૯ આપેલી છે. સુલતાન મુહમ્મદ-શાહના સમયમાં કોઈ હલ્લાલ ઉસ્સુલતાનીના પુત્ર નિઝામે બંધાવી એમ લખેલું છે, પરંતુ આ લેખ એ જ મસ્જિદનો છે કે બીજેથી લાવીને નાંખેલો છે એ નક્કી થતું નથી. કુતુબુદ્દીનને નામે આ મસ્જિદ મશહૂર છે એનું કારણ એ સુલતાને પૈસાની મદદ કરી હશે એટલું જ માની શકાય; પરંતુ બાંધણીની દૃષ્ટિએ એના સમયની જ છે એમાં શંકા નથી.

---

૬૪. આ કારણથી કુતુબુદ્દીન શાહજહાંની પેઠે ગૂજરાતના ઇતિહાસમાં મકાનો બાંધનાર અને મોજી સુલતાન તરીકે સુપ્રસિદ્ધ થયો છે. આ બધાં મકાનોના સમૂહને પ્રો. કૉમિસેરિયેટ કુતુબુદ્દીનના સમયમાં વર્ણવે છે એ એક રીતે ઠીક નથી. અહમદ ખટ્ટુ અહમદશાહના સમયમાં હતા, પણ મુહમ્મદ-શાહના સમયમાં માત્ર મરણ પામ્યા અને એમનો રોજો એ સુલતાને બંધાવવા માંડયો તે કુતુબુદ્દીને પૂરો કર્યો. પરંતુ સરખેજના સમૂહનું મહત્ત્વ એનાં તળાવ, મહેલ વગેરેની સમગ્રતામાં છે એટલે એ સમૂહને મહમૂદ બેગડાના સમયમાં વર્ણવી શકાય. એ જ રીતે વટવાના રોજાનું વર્ણન એની બાંધણીની દૃષ્ટિએ સલ્તનતના પાછલા ભાગમાં થઈ શકે. વટવાનો હાલ છે તે રોજો કુતુબુદ્દીનના સમયમાં બંધાયો નથી. કુતુબે આલમ સાહેબ એ સમયમાં મરણ પામ્યા, પણ એમનું જીવન અહમદશાહના સમયમાં ખાસ રીતે હતું.

૬૫. અમદાવાદનો ઇતિહાસ પૃ. ૫૮૮.

## સારંગપુરની રાણીની મસ્જિદ

હવે એવી જ બાંધણીની બીજી મસ્જિદ સારંગપુર ચકલામાં આવેલી છે અને દિલ્હી ચકલાવાળી ઉપર જોઈ તે મસ્જિદ કરતાં એનું બાંધકામ ચડિયાતું છે. આ મસ્જિદમાં લેખ નથી અને આર્કિયોલોજિકલ સર્વેના લેખકોમાં એને બંધાવનાર માટે મતભેદ છે- ડો. બર્જેસ એની બાંધણી ભારે છે છતાં સુલતાન મુજફ્ફર બીજાના સમયમાં મલીક સારંગે બંધાવી એમ ધારે છે એમાં એમની ભૂલ જ છે. એમ પચાસ વર્ષ ઉપર એને પાછળ મૂકવામાં બાંધણીના ઇતિહાસનો બંધ બેસતો નથી. મુજફ્ફરના પિતા મહમૂદ બેગડાના સમયની મસ્જિદોની બાંધણી પણ સાથે એનો મેળ બેસતો નથી. સારંગપુરની મધ્યમાં બંધાઈ માટે મલીક સારંગની હોય એ તો બર્જેસની ધારણા જણાય છે, પણ તે ભૂલભરેલી છે. આ મસ્જિદ લોકોમાં રાણી બીબીની મસ્જિદને ઓળખાય છે અને એ વાત પોતે નોંધી છે છતાં એ રાણી બીબીને ડૉ. બર્જેસ મલીક સારંગની સ્ત્રી કહે છે એ માટે કોઈ આધાર મળતો નથી. સુલતાન કુતુબુદ્દીનના સમયની એની બાંધણી હોવા ઉપરાંત એ સમયમાં બંધાયેલી રાજપુરની મસ્જિદ અને મોટી જુમા મસ્જિદની કેટલીક વિગતો આમાં પણ દેખાય છે. એટલે સુલતાન મુહંમ્મદશાહ કે કુતુબુદ્દીનના જમાનાની કોઈ માનીતી સ્ત્રી માટે આ મસ્જિદ બંધાયેલી હોવાનો સંભવ છે.[૬૬]

## રાજપુરની મસ્જિદ

હવે આ સમયની અને કુતુબુદ્દીનના નામવાળી સર્વથી સુંદર મસ્જિદ અમદાવાદની પૂર્વમાં આવેલા રાજપુર હીરપુર નામના પરામાં આવેલી છે અને બાંધણીના સ્થાપત્યના ઇતિહાસમાં મહત્ત્વની છે. આ મસ્જિદ ગઈ સદીમાં ખેતરોમાં પડેલી હોવાથી મોટા કલાતત્ત્વ-

૬૬. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૫૯૨ થી ૫૯૪:—બાંધણીના ઇતિહાસમાં ઉપર કહેલી મસ્જિદ કરતાં આ વધારે મહત્ત્વની છે, આંનો ઉલ્લેખ પ્રો. કોમિસેરિયેટ કર્યો નથી.

વિવેચકોની દૃષ્ટિએ ચડી હોય એમ લાગતું નથી, પરંતુ પાછળથી એનાં વર્ણનો મળી આવે છે. અમદાવાદમાં આજે એ "હાલતા મિનારાની મસ્જિદ"ના નામે પ્રસિદ્ધ છે. આ મસ્જિદ સુલતાન કુતુબુદ્દીનના નામથી બંધાઈ હોવાથી એમાં રાજ્યની મસ્જિદોના રિવાજ મુજબ બેમ્બો માટે મુલુકખાનું બાંધેલું છે, અને લેખમાં એને જુમા મસ્જિદ કહેલી છે, લેખ આ પ્રમાણે છે: "ઉમદા જુમા મસ્જિદ દુનિયાની સ્ત્રી (મખદુમતજહાન) સુલતાન અબુલ મુજફ્ફર કુતુબુદ્દુનિયા વ ઉદ્દીન અહમદશાહે (બીજો) હિ. સ. ૮૫૮ના રબીઉલ આખર માસમાં બાંધી (એપ્રિલ ૧૪૫૪)" ૬૭

આમ સુલતાને પોતાને ખર્ચે બંધાવી એટલે એનું નામ આપેલું છે, પરંતુ ખરી રીતે એણે આ સુંદર મસ્જિદ બીજાને માટે બંધાવેલી છે. ઇરાનના ઉરેઝી સૈયદોમાં નામાંકિત એવા સૈયદ ખુદમીર બીન સૈયદ બડા બીન સૈયદ યાકૂબની માતાએ આ મસ્જિદ બંધાવી એમ તવારીખકાર કહે છે. સૈયદ ખુદમીર બાર વર્ષના હતા ત્યારે પાટણથી એમના માતા બીબીજી અમદાવાદમાં આવ્યાં અને વટવાના કુતુબે આલમ સાહેબ પાસે સૂફી જ્ઞાન મેળવવા પોતાના પુત્રને સોંપ્યો. બીબીજી સંસ્કારી હતાં અને રોજ ઈશ્વરને પ્રાર્થના કરતાં કે જો મારો પુત્ર જ્ઞાની થાય તો જ જિવાડજો. આ સૈયદ જ્ઞાની તરીકે નામાંકિત થયા અને ઉપર જોયું તે કુતુબુદ્દીનનો વજીર મલીક શાબાન એમનો ભક્ત હતો. મિરાતે અહમદી કહે છે કે મલીક શાબાનના પુત્ર (કે જમાઈ) મલીક ખુશબાશને એમણે સૈયદની તહેનાતમાં રાખેલા. બીબીજીએ એકવાર શાબાન પાસે એમના રખિયાલના બાગની પાસે

---

૬૭. અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૫૯૪ થી ૫૯૬ માં વર્ણન કરેલું છે. પ્રો. કોમિસેરિયેટે આ મસ્જિદનું વર્ણન કર્યું છે, પરંતુ ડૉ. બર્જેસ વગેરેને આધારે સૈયદ ખુન્દમીરની માતાની મસ્જિદ છે એમ માને છે. અમદાવાદના ઇતિહાસમાં સૈયદ ખુન્દમીર અને બીબીજીની હકીકત મિરાતે અહમદીની પુરવણીના સંતોના પ્રકરણ ઉપરથી મેં લીધેલી છે.

પોતાને માટે જમીન માગેલી ત્યારે મલીક ખુશબાશે પોતાને માટે બંધાવેલો રોજો એમને તથા સૈયદને આપવાની ઇચ્છા બતાવી. કહે છે કે બીબીજીએ કહ્યું કે "આપણામાંથી જે પહેલું ગુજરી જાય તે એમાં દફન થાય. મલીક ખુશબાશ પહેલા ગુજરી ગયા એટલે ત્યાં દટાયા અને બીબીજી તથા સૈયદ અસારવા પાસે બીબીપુરામાં દફન થયાં છે. બીબીજીએ અસારવા પાસે બીબીપુર વસાવેલું એમાં હિંદુ-ઓની સારી વસ્તી હતી. રોજામાં વચલી કબરની બાજૂમાં આરસની એક મોટી કબર છે એના ઉપર હિ. સ. ૮૬૧ ની સાલ અને ધુલ કદહ, મરણ પામ્યા એમ લખ્યું છે એટલે સૈયદ ખુન્દમીરના મરણ પહેલાં રોજામાં કબરો થઈ હશે એમ જણાય છે. સુલતાન કુતુબુદ્દીને મલીક શાબાનની લાગવગથી મસ્જિદ બંધાવી એમ માનવું પડે.[૬૮] આ રાજપુરની મસ્જિદ અમદાવાદ બહારનાં પરાંઓમાં આવેલી મસ્જિદોમાં મોટી અને સૌથી સુંદર કહી શકાય. એનો એક મિનારો વીજળી પડવાથી પડી ગયો હતો. બન્ને મિનારા સ્થાપત્યના પ્રકરણમાં જોયું તેમ હાલતા હતા.

## ગૂજરાતની હિંદુ મુસલમાન સત્તાઓની સરખામણી

ગૂજરાતના હિંદુ સત્તાના સમયમાં મૂળરાજથી કર્ણદેવ સોલંકી સુધીનો સમય રાજ્યને વધારીને સ્થિર કરવામાં ગયો અને તે માટે કર્ણદેવે પાટણથી કામચલાઉ રાજધાની આશાવલમાં કરેલી એ આગળ જોઈ ગયા. તેવી જ રીતે મુસલમાન સલ્તનતમાં મુજફ્ફરશાહથી અહ-મદશાહ અને કુતુબુદ્દીન સુધીનો સમય રાજ્યને વધારી, બળવા શમાવી, તે સ્થિર કરવામાં ગયો. હિંદુ સમયમાં સિદ્ધરાજ અને કુમારપાલનો

૬૮. મલીક ખુશબાશ મલીક શાબાનનો પુત્ર કે જમાઈ એનો ખુલાસો મળતો નથી અને બાદશાહી મસ્જિદની બાંધણીની આ મસ્જિદ ખુશબાશે કેમ બંધાવી એનો ખુલાસો તવારીખમાંથી મળતો નથી. પ્રો. કોમિસેરિયેટ આ બિનાનો ઉલ્લેખ કર્યો નથી.

સમય મધ્યાહ્ન જેવો હતો અને દેશની સમૃદ્ધિ ખૂબ વધી. સલ્તનતમાં કુતુબુદ્દીન પછી મહમૂદ બેગડો અને તેનો પુત્ર મુઝફ્ફર બીજો તથા કાંઈક બહાદુરશાહના અમલ સુધી દેશની સમૃદ્ધિ ખૂબ વધી અને રાજ્યની હદ પણ ગૂજરાતની સામાન્ય સરહદ કરતાં વધી, એટલે એ સમય સલ્તનતનો મધ્યાહ્ન હતો. કુમારપાલ પછી જેમ ધીમે ધીમે પડતી થઈ તેમ બહાદુરશાહના અમલના પાછલા ભાગમાં શરૂ થયેલી પડતી સલ્તનતના અંત સુધી ચાલી. કર્ણદેવ વાઘેલાની પેઠે છેલ્લો સુલતાન મુજફ્ફર ત્રીજો રખડીને મરણ પામ્યો. અલ્લાઉદ્દીનની સામે કર્ણદેવની પેઠે જ લાંબા સમય સુધી એણે અકબરની સામે લડાઈઓ કરી. બન્નેનું નસીબ સરખું હતું સિદ્ધરાજ કુમારપાલના સમયમાં કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય જેવા સાધુપુરુષોનું રાજદરબારમાં જેવું માન હતું તેવું જ ગૂજરાત સલ્તનતમાં બુખારી સૈયદોનું માન હતું, અને શાહઆલમ સાહેબનું માન મહમૂદ બેગડાના દરબારમાં હેમચંદ્રાચાર્યનું સિદ્ધરાજ કુમારપાલની પાસે હતું એવું જ માન હતું. આમ બળ, લડાઈઓ, સમૃદ્ધિ, ચડતી અને પડતી, સંત સમાગમ અને ધર્મ એ બધામાં આ હિંદુ મુસલમાન મહાસત્તાઓનું સામ્ય હતું. ફેર માત્ર એટલો જ હતો કે સિદ્ધરાજ કુમારપાલના સમયમાં હિંદુ ને જૈન ધર્મને ઉત્તેજન મળ્યું તે સાથે અન્ય વિધર્મીઓ—મુસલમાન પારસી વગેરેને કાંઈ પણ હેરાનગતિ થઈ નથી, જ્યારે મુસલમાન સત્તામાં ઇસ્લામને ખૂબ ઉત્તેજન મળ્યું તે સાથે હિંદુ અને જૈન ધર્મને હેરાનગતિ થઈ, અને પરિણામે સુંદર મંદિરોથી ઊભરાતો દેશ ધાર્મિક મકાનોની બાબતમાં અરધો ઉજ્જડ જેવો થયો. જે કાંઈ રહ્યું તે સત્તાધારીઓને પૈસા કે બીજી રીતે ખુશ રાખીને જ રહ્યું. આ બાબતમાં બ્રાહ્મણ ધર્મનાં મકાનો કરતાં જૈન કોમનાં મકાનો, એ લોકો વધારે સમૃદ્ધ હોવાથી, વધારે પ્રમાણમાં ટકી રહ્યાં એમ જણાય છે.

આ બન્ને સમયોમાં સામાન્ય જનસમુદાયની શી સ્થિતિ હતી તે જાણવાનાં ખાસ સાધનો નથી. છૂટાછવાયા સાહિત્યના ઉલ્લેખો

ઉપરથી માત્ર તારવણી કરવી પડે. પરંતુ આપણા પ્રાંતની સંસ્કારિતાનું મુખ્ય કેંદ્ર વેપાર છે અને એ પ્રવૃત્તિ આ બન્ને સત્તાઓમાં ચાલુ રહી હતી એટલા ઉપરથી સામાન્ય લોકમાં ખાસ મોટા ઉત્પાતો નહિ થયા હોય એમ લાગે છે. આ બધી પ્રવૃત્તિઓનું સામાજિક પ્રકરણોમાં સવિસ્તર વર્ણન કરીશું ગૂજરાતની મુસલમાન સલ્તનતના બાદશાહો, એક મુઝફ્ફર બીજાના અપવાદ સિવાય, અભણ જેવા જ હતા, અને બીજાં રાજ્યો કે મોગલાઈની પેઠે મોટા કવિઓએ એમના દરબાર સેવ્યા હોય એમ જણાતું નથી. મુસલમાન સમાજના નેતાઓ ધાર્મિક બાબતો અને લશ્કર તથા અમીરીમાં મગ્ન હતા. હિંદુ સમાજના લોકો વેપાર અને ખેતીમાં હતા. બ્રાહ્મણોએ પોતાનું જીવન સંકુચિત કરી આચારવિચાર જાળવવામાં બધી શક્તિ કેન્દ્રિત કરી, એટલે સાહિત્યવૃદ્ધિમાં મન ઓછું રહ્યું. જૈનોએ પૈસાથી વિદ્યાસંસ્કાર પોષ્યા. વસંતવિલાસ જેવું શૃંગારનું સચિત્ર કાવ્ય આ સમયમાં રચાયું. [૬૯] સાહિત્યના ક્ષેત્રમાં જૈન અને હિંદુઓની પ્રવૃત્તિઓ સાહિત્યના ખાસ પ્રકરણમાં જોઈશું. સાંસ્કૃતિક ઇતિહાસમાં સ્થાપત્યના જેટલું જ મહત્ત્વનું સ્થાન સાહિત્યનું છે. જો કે ગૂજરાતી સમાજની મુખ્ય પ્રવૃત્તિ વેપાર હોઈ સાહિત્યને અગ્રસ્થાન મળ્યું નથી. માત્ર પૈસાથી ઉત્તેજન મળ્યું છે.



૬૯. સુલતાન કુતુબુદ્દીન અહમદશાહના રાજ્યકાલમાં લખાયેલું આ કાવ્ય સચિત્ર છે અને સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે અને પછીથી પ્રો. કાંતિલાલ બ. વ્યાસે એનું સંપાદન કર્યું છે. સાહિત્ય અને ચિત્રકલાનાં પ્રકરણોમાં એનું યોગ્ય વર્ણન કરીશું.

# પ્રકરણ ૨૫ મું

## નસીરુદ્દીન મહમૂદશાહ (પહેલો)—મશાહૂર–બેગડો ગૂજરાતની મુસલમાન સલ્તનતનો સુવર્ણયુગ

### એનાં સિદ્ધિઓ અને ચારિત્ર્ય

સુલતાન કુતુબુદ્દીનનો નાનો ભાઈ અને મુહમ્મદશાહનો પુત્ર ફતેહખાન નસીરુદ્દુનિયા વ ઉદ્દીન અબુલફતહ મહમૂદશાહ નામ ધારણ કરીને માત્ર તેર વર્ષ બે માસ અને ત્રણ દિવસની નાની કિશોરાવસ્થામાં ગૂજરાતની ગાદીએ આવ્યો. તે ઈ. સ. ૧૪૫૮ ના મે માસની ૨૫ મી તારીખે તખ્તનશીન થયો, અને ૫૪ વર્ષ સુધી–અડધી સદી સુધી- નિર્વિઘ્ને રાજ્ય કર્યું, અને ગૂજરાત સલ્તનતની આબાદીએ એક સરખી પ્રગતિ કરી. હિંદુ રાજાઓની સરખામણીમાં એને મુસલમાનોનો સિદ્ધરાજ કહે છે.[૧] અને કેટલાક મોગલાઈની સરખામણીમાં એને અકબર જેવો કહે છે. વિજયો મેળવવામાં કદાચ એ સરખામણી ખરી હશે, પરંતુ એ બન્ને મહાન રાજાઓએ ધાર્મિક સહિષ્ણુતા અને મોટું મન બતાવ્યું હતું તે મહમૂદ બતાવી શક્યો નહિ, અને વિદ્યાસંસ્કારની અભિવૃદ્ધિમાં એ બે રાજાઓ જેટલો એને રસ હોય એવું તવારીખો ઉપરથી જણાતું નથી. મહમૂદ અને અકબર બન્ને અભણ હતા, પરંતુ અકબરે વિદ્યાસંસ્કારને પુષ્કળ ઉત્તેજન આપ્યું છે. ઈસ્લામને મહમૂદના રાજ્યમાં સારું ઉત્તેજન મળ્યું છે એ ખરું છે અને તે પણ ધર્મના ચુસ્ત રિવાજો પ્રમાણે, પરંતુ ફારસી કે અરબીના કોઈ વિખ્યાત પંડિતો એના દરબારમાં થયા હોય કે

---

૧. સિદ્ધરાજની પેઠે એના ચારિત્ર્ય માટે વિચિત્ર વાતો યોજાઈ છે, અને મકાનોનાં બાંધકામ માટે પણ બન્ને સરખા મશહૂર છે; પરંતુ સિદ્ધરાજ ધર્માંધ નહોતો : એણે મુસ્લિમોની ધાર્મિક પ્રવૃત્તિને પણ ન્યાય કર્યો છે.

તેમણે તેવા કોઈ ચિરંજીવ ગ્રંથો મૂકયા હોય એવું જાણવામાં આવ્યું નથી. ચુસ્ત ધાર્મિક દૃષ્ટિએ વિદ્વાન કહી શકાય એવા પુરુષો સંતો તથા દરવીશો એના રાજ્યમાં સારા પ્રમાણમાં થયા છે.

## અમીરોની ખટપટ

સુલતાન મહમૂદને નાની ઉમરમાં ગાદીએ આવતાંની સાથે જ એક ભારે મુશ્કેલી આવી. એ વખતે ગત સુલતાનનો વઝીર મલીક શાબાન જ પ્રધાન હતો.[૨] એની સામે રાજ્યના ચાર મોટા અમીરોને વેર હતું એટલે એમણે સુલતાનને શાબાનની વિરુદ્ધ ચડાવ્યો, અને કહ્યું કે શાબાનની દાનત પોતાના પુત્ર શાહબુદ્દીનને ગાદીએ બેસાડવાની છે. સુલતાને આ વાત પહેલાં માની અને એ અમીરોને શાબાનને પકડી કેદ કરવાનો હુકમ આપ્યો. અમીરોએ એને પકડીને બેડી નાંખીને ભદ્રના દરવાજાના ઉપરના માળમાં કેદ કરીને પોતાના પહેરેગીરો મૂકયા.[૩] આમ બન્યા પછી રાત્રે હાથીખાનાનો ઉપરી અબ્દુલ્લા જે સુલતાનને વફાદાર હતો તે સુલતાન પાસે આવ્યો અને ખરી વાતની ખબર આપી કહ્યું કે આ અમીરોએ સુલતાનના કાકા હબીબખાનને નામનો સુલતાન બનાવવા પોતાના ઘરમાં રાખી મૂક્યો છે અને બળવો કરી સત્તા લેવા માંગે છે. આ બનાવથી રાજ્યના મોટા અમીરો જે શાબાનના મિત્રો હતા તે દેશ છોડીને જવા ધારે છે. સુલતાન મુંઝાયો અને પોતાની મા સાથે આ

---

૨. મિરાતે સિકંદરી, પૃ. ૭૪ (ગૂ. ભા.). તબકાતે અકબરી પૃ. ૨૩૮.

૩. સિકંદરી, પૃ. ૭૪ ૭૫. તબકાત પૃ. ૨૩૮-૩૯. શાબાન જેવા વૃદ્ધ અને મુખ્ય વઝીરને હાથપગ ને ગળામાં બેડી ને સાંકળ નાંખી એમ તવારીખ લખે છે.

૪. સિકંદરી હબીબખાન લખે છે અને તબકાત તથા ફિરિસ્તા હસનખાન લખે છે. આ બળવાના આખાયે વર્ણનમાં બધી તવારીખોમાં ખાસ ફેર નથી. માત્ર નામ અને ઝીણી વિગતોમાં કાંઈક ફેર છે. પ્રો. કોમિ૦ આ બધાં નામોની વિગતમાં ઊતર્યા નથી. કેમ્બ્રિજ હિસ્ટ્રીએ હસનખાન નામ લખ્યું છે.

બાબતની મસલત કરી.[૫] અબ્દુલ્લાએ પણ બધી વાત માને કહી. સુલતાને પોતાના ખાસ મિત્રો જેવા અમીરો, હાજી મલીક, મલીક કાલુ, અને મલીક ઇસાનીની સલાહ પણ લીધી[૬] અને ઇમાદુલ્મુલ્ક શાબાનને છોડવાનો નિર્ણય કર્યો, અને સરફુલમુલ્કને શાબાનને કેદ-માંથી બહાર લાવવાનો હુકમ કર્યો. પરંતુ બળવાખોર અમીરોના પહેરે-ગીરોએ એને છોડયો નહિ. આ સાંભળીને સુલતાન પોતે ભદ્રના કિલ્લા ઉપર ચડયો અને મોટો ધાંટો કાઢીને બોલ્યો કે " શાબાનને બહાર લાવો એટલે હું એ હરામખોરને સજા કરું." આ શબ્દો સાંભળીને ચોકીદારોએ એને બહાર કાઢ્યો. સુલતાને એની બેડીઓ કાઢી નંખાવી એટલે ચોકીદારોએ નાસીને એ વાત અમીરોને કહી અને કેટલાક સુલતાનને શરણે આવ્યા.

### બળવો સમાવી દીધો

બીજે દિવસે સવારે સુલતાને ભદ્રમાં દરબાર ભર્યો ત્યારે અમીરો

૫. સુલતાનની મા બીબીમુગલી ગત સુલતાનની અને પછી શાહઆલમની બેગમ હોવાથી રાજ્યની ખટપટથી જાણીતી હતી.

૬. હાજી મલીક અમદાવાદમાં ઉત્તરમાં હાજીપુર વસાવનાર અને કાલુ મલીક કાલુપુર વસાવનાર જે આજે પણ પ્રસિદ્ધ છે. મલીક ઈસાનું નામ તબકાત ઐનુદ્દીન લખે છે અને સિકંદરી બીજી જગ્યાએ ઈમાદુલ્મુલ્ક અસસ લખે છે. આ અમીર અમદાવાદ અને વટવાની વચ્ચે આવેલા ઈસનપુર અને તેની સુપ્રસિદ્ધ મસ્જિદને માટે આજે પણ પ્રસિદ્ધ છે.

૭. સુલતાનની ઉમર જોતાં આ કુશળતા અને હિંમત માટે તવારીખોના તરજૂમા કરનાર વિદ્વાનો ચર્ચા કરે છે. તબકાતના પૃ. ૨૪૦ ની નોંધ ૧ જુઓ. એમાં કેમ્બ્રિજ હિસ્ટ્રીની ટીકા ખરી લાગે છે. એ લખે છે કે ઉમ્મર જોતાં સુલતાને બળવાખોરોનું પ્રથમ માન્યું હોય અને પછી મા અને બીજા વિશ્વાસુઓની સલાહથી ઉપર મુજબ હિંમત બતાવી હોય.

૮. સિકંદરી સૌ સૌને ઘેર ગયા એમ લખે છે, બીજી તવારીખો શરણે આવ્યા એમ લખે છે.

લશ્કર લઈ લડવાના ઇરાદાથી આવ્યા. સુલતાને હાથીઓ તૈયાર કરાવ્યા. થોડા અમીરો ને જે માણસો હતાં તેમને લઈને બહાર નીકળ્યો અને ત્રણ દરવાજામાંથી બહાર નીકળી હાથીઓના હુમલાથી નાસતા અમીરોની પાછળ પડયો. અમીરો શહેરની ગલીઓ તરફ નાઠા અને છેવટે હારીને શહેર છોડીને નાસી ગયા. બળવાખોર અમીરોમાંથી હિસામુલ્મુલ્ક પાટણ પોતાનો ભાઈ કોટવાલ હતો તેની પાસે નાઠો; બીજો કબીરુદ્દીન અઝદુલ્મુલ્ક સાબરકાંઠાના ગરાસિયા પાસે ગયો. ત્યાં એક રજપૂતને એણે મારી નાંખેલો એના ભાઈએ એનું ખૂન કર્યું, અને એનું માથું સુલતાનને ભેટ મોકલ્યું તે દરવાજા ઉપર લટકાવવામાં આવ્યું.[૯] ત્રીજો બુરહાનુલ્મુલ્ક ખૂબ જાડો હતો તે દોડી શકતો નહોતો. એ સરખેજ જતાં ફતેહપુર પાસે સંતાઈ રહેલો પકડાયો અને એને હાથીના પગ તળે મારી નાંખવામાં આવ્યો.[૧૦] ચોથા સફીઉલ્મુલ્કને દીવ મોકલી કેદ કરવાનો હુકમ કર્યો, પણ એ શાબાનનો મિત્ર હોવાથી પાછળથી છૂટી ગયો. આમ નાની ઉમરમાં મહમૂદે અસાધારણ હિંમત અને ચાલાકી બતાવી બળવો શમાવી દીધો.[૧૧] આ બનાવ પછી સુલતાતને ઘરઆંગણે કોઈ મોટી મુશ્કેલી આવી નથી. હવે પછીનાં વર્ષો એણે બહાર લડાઈઓ કરવામાં ગાળ્યાં. એનું વર્ણન આગળ કરીશું. અહીં સુલતાનના અડધી સદીના રાજ્યકાલમાં દેશની ચડતી થઈ અને આબાદી વધી તે જોઈએ. મલીક શાબાન આ પછી નિવૃત્ત થયો.

---

૯. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૭૬.

૧૦. સિકંદરી, ગુ. ભા. પૃ. ૭૬-૭૭. આ વર્ણન કર્યા પછી સિકંદરી બીજા અમીરોને નવા ઈલ્કાબો આપવાનું વર્ણન કરે છે. (પૃ. ૭૭). એમાં મલીક સારંગને મુખલીસુલ્મુલ્ક, ઈસાને નિઝામુલ્મુલ્ક, અને કાલુને ઇમાદુલ્મુલ્કનો ઈલ્કાબ આપ્યો અને સારંગને વધારામાં કિવામુલ્મુલ્કનો આપ્યો.

૧૧. ઉપર મુજબ, પૃ. ૮૦-૮૧ અને ૮૯.

## લશ્કર

સુલતાન મહમૂદના સમયમાં ગૂજરાતનું લશ્કર ખૂબ બળવાન હતું અને કુતુબુદ્દીનના સમય કરતાં બેવડું મોટું હતું. લશ્કરના સિપાઈઓને સંતુષ્ટ રાખવામાં સુલતાન ખૂબ જ કાળજી રાખતો. કોઈ અમીર કે સિપાઈ લડાઈમાં મરી જાય તો એની જાગીર કે મિલકત એને છોકરો હોય તો તેને તુરત મળતી અને છોકરો ન હોય તો છોકરીને અરધી મળતી. છોકરી પણ ન હોય તો એનાં સગાંને ભરણપોષણ મળતું. આ કારણથી લશ્કરી નોકરી કરનારાઓમાં ભવિષ્ય માટે ચિંતા નહોતી અને સંતોષ હતો. સુલતાને લશ્કરી ધીરધાર માટે એક બેંક જેવું ખાતું રાખ્યું હતું અને લશ્કરના સિપાઈને વ્યાજે પૈસા લેવાની મનાઈ કરી હતી. મહેસૂલનો અમુક ભાગ લશ્કરી ધીરધાર માટે અલગ રાખી, ધીરેલી રકમ વસૂલ કરવા માટે પણ કાયદા કર્યા હતા. મિરાતે સિકંદરી લખે છે કે "આ કારણથી વ્યાજખોરિયા લોકો સંકટમાં આવી પડ્યા, અને લોકો તેમને કૂતરા જેવા ગણવા લાગ્યા. સુલતાન વારંવાર કહેતો કે જો મુસલમાન વ્યાજે પૈસા લે તો તેમનાથી ધર્મસંગ્રામ કેવી રીતે લડી શકાય? આ કારણથી પરમેશ્વર એમને હંમેશાં વિજય આપતો."[11] સિકંદરી આગળ લખે છે કે સૌરાષ્ટ્રમાં જૂનાગઢ અને દ્વારકા જીત્યા પછી સુલતાન અમદાવાદ આવતાં પહેલાં સરખેજમાં ત્રણ દિવસ રોકાયો અને લડાઈમાં મરણ પામેલાઓનાં સગાં અને વિધવાઓને બોલાવીને ખૂબ આશ્વાસન આપતાં એનું હૃદય શોકથી ભરાઈ ગયું ને આંખમાં આંસુ આવ્યાં. બીજા અમીરોએ એવો શોક ન કરવા સુલતાનને વિનંતી કરી ત્યારે એ બોલ્યો કે "લડાઈમાંથી પોતે સહીસલામત આવ્યો અને જેમણે પોતાનાં વહાલાં સગાં ખોયાં અને જેમણે પોતાના પતિ ખોયા એવી વિધવાઓને એ પોતે ન મળે તો એ રાજા કેવો માણસાઈથી હીન કહેવાય?" અમદાવાદનો કાજી નજમુદ્દીન સુલતાનને મુબારકબાદી આપવા આવ્યો ત્યારે એણે કાજીને કહ્યું કે

"મને તો ઠીક પણ જેમના છોકરા કે ભાઈઓના જીવ ગયા તેમનું શું? જો આ પાંચ વર્ષ બધા ઘેર જ રહ્યા હોત તો વસ્તી કેટલી વધત!"[૧૨] લશ્કરીઓને માટે આવી હમદર્દી બતાવનાર રાજાનું લશ્કર સારું હોય એમાં શંકા નથી. સિકંદરી આગળ એમ પણ લખે છે કે જ્યારે સુલતાન મહમૂદ દક્ષિણના નિઝામશાહની મદદે બુરહાનપુર તરફ મોટું લશ્કર લઈને ગયો ત્યારે એવું સુસજ્જ લશ્કર એ સમયના કોઈ પણ બાદશાહ પાસે નહોતું. સુલતાને પોતાના ખીસાખર્ચના અને પૂર્વના સુલતાનોએ સંગ્રહ કરેલા ખજાનાનો મોટો ભાગ લશ્કરને ઈનામો આપવામાં ખરચી નાંખ્યો. લશ્કરની આ બધી વિગતો મુસલમાન તવારીખકારો આપે છે, પરંતુ એમાં હિંદુ સિપાઈઓની સ્થિતિ શી હતી તે માટે સ્પષ્ટ લખેલું નથી. અકબરના સમયની પેઠે મોટા હિંદુઓનાં નામ ભાગ્યે જ જણાય છે. પરંતુ જે ઉલ્લેખો મળે છે તે ઉપરથી હિંદુઓ લશ્કરમાં સામાન્ય નાની નોકરીઓ ઉપર તો નિમાતા અને કોઈ વાર હિંદુ અધિકારીઓનાં નામ પણ મળે છે, પરંતુ એમના ઉપરી તો મુસલમાન જ રહેતા. સલ્તનતના તવારીખકારો અકબરના તવારીખલેખકો જેટલા આ બાબતમાં સ્પષ્ટ નથી.

## આબાદી અને વ્યવસ્થા

તવારીખકાર કહે છે કે આ સુલતાનના સમયમાં "ગૂજરાત દેશને નવી તેજી આવી. એવી તેજી કોઈ પણ દિવસ આવી નથી." સિપાઈની સ્થિતિ સારી હતી અને રૈયતને કોઈ જાતનો ઉપદ્રવ નહોતો. સાધુ સંતો સ્થિર ચિત્તથી પ્રાર્થનામાં મશગૂલ રહેતા, વેપારી-

---

૧૨. સિકંદરી, પૃ. ૧૧૦. છોકરાઓને બાપની મનસબ પણ આપી આમાં એમ લખે છે. સિકદરી આ બાબતમાં એક કવિતા લખે છે:—"તું જો બીજા માણસના દુઃખથી ગમગીન ન થાય તો તને મનુષ્ય નામ આપવું લાઝમ નથી."

ઓ પોતાના નફાથી ખુશહાલ હતા, દેશમાં સહીસલામતી હતી તથા ચોરોનો ભય નહોતો. વેપારીઓના રસ્તા ભય વગરના હતા અને લૂંટારાઓનો ભય નાબૂદ કરવા માટે રસ્તાઓમાં સહીસલામતીનાં પગલાં લીધેલાં હતાં. પ્રવાસીઓ માટે મોટી મોટી ધર્મશાળાઓ બંધાવી હતી, તથા પાઠશાળાઓ-મદ્રેસા અને મસ્જિદો પણ બંધાવી હતી. મોટા ગુનાહ સિવાય કોઈની જાગીર પાછી લઈ લેવામાં આવતી નહિ, સરકારનું મહેસૂલ જે ઠરાવેલું હોય તે જ લેવામાં આવતું. સુલતાન પોતે સાધુઓનો શિષ્ય હતો એટલે સંતોની જાગીરોમાં તો વધારો કરતો હતો.[૧૩] એમ કહેવાય છે કે એક અમીર મરણ પામ્યો ત્યારે એનો છોકરો જાગીરને લાયક નહોતો. અમીરોએ એને જાગીર ન આપવાની સલાહ આપી કહ્યું કે એ પદવીને લાયક નથી. ત્યારે સુલતાન બોલ્યો કે "એને જાગીર આપીશું તો એને માથે પડેલી જોખમદારી એને પદવીને લાયક બનાવશે."[૧૪] સુલતાન મહમૂદના રાજ્યમાં કોઈ પણ માણસ બીજાને ઈજા કરવાની શક્તિ ધરાવતો નહિ. સિકંદરીનો લેખક એ માટે એક બેત આ પ્રમાણે કહે છે: "જુલમગારોમાં તારા રોફને લીધે એવી તો બીક પેસી ગઈ છે કે એક કબૂતર પર પણ કોઈ બાજ પક્ષી છોડી શકતું નથી."[૧૫] મિરાતે સિકંદરી લખે છે કે એના સમયમાં અનાજ કદી મોંઘું થયું નથી અને સોંઘવારી હંમેશ રહી છે.

---

૧૩. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૭૮

૧૪. ઉપર મુજબ, પૃ. ૭૮. ડૉ. બર્ડે ઈ. સ. ૧૮૪૬ માં મિરાતે અહમદીના ભાષાંતર રૂપે ગૂજરાતનો ઇતિહાસ લખ્યો છે. એમાં મહમૂદના આ વાક્ય ઉપર લખે છે કે: This anecdote deserves the notice of our Indian legislators, who, to better the Indian character, must give the people more places of trust." એ સમયમાં (ગઈ સદીની મધ્યમાં) બ્રિટિશોને માટે આ લખવું એ નોંધપાત્ર ગણાય.

૧૫. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૭૯.

### ન્યાય

સુલતાનના ન્યાય માટે પણ તવારીખકાર એવી જ તારીફ કરે છે. એ લખે છે કે "નાના મોટા વર્ગના માણસો એકમતે કહે છે કે સુલતાન મહમૂદ જેવો ન્યાયી પાદશાહ ગૂજરાતમાં એના પહેલાં કે પછી કોઈ થયો નથી. સિકંદરી લખે છે કે એકવાર બહાઉદ્દીન નામના લશ્કરી અમલદાર બીજા એકનું ખૂન કરીને નાસી ગયો. એ જ્યારે પકડાયો ત્યારે પોતાના લશ્કરના બે માણસોને ઊભા કરી પોતે ગુનો કર્યો છે એમ કબૂલ કરાવ્યું અને પાછળથી બહાઉદ્દીન લાગવગ વાપરી એમને છોડાવશે આશા આપી. સુલતાને એ બન્નેને મારી નંખાવ્યા. જ્યારે થોડા દિવસ પછી ખરી વાતની ખબર પડી ત્યારે સુલતાને બહાઉદ્દીન વગવાળો હોવા છતાં એને પણ મારી નંખાવ્યો. તવારીખકાર કહે છે કે "આ શિક્ષા થયા પછી સુલતાનના રાજ્યમાં બીજું નાહક ખૂન થયું નથી." તવારીખોના આ કથનને સુલતાનના સમયના હિંદુ દસ્તાવેજો પણ ટેકો આપે છે અને બાદશાહને લગાડેલાં વિશેષણોમાં એને अन्याय वृक्षोन्मूलनमत्तद्विप, अन्यायान्धकार मार्तण्ड, न्यायैक निजमंदिर, કહ્યો છે. દસ્તાવેજમાં રાજ્યકર્તાને એવાં વિશેષણો લાગે એમાં જો કે નવાઈ જેવું નથી. દસ્તાવેજ અને પ્રશસ્તિઓ એ બાબતમાં લગભગ સરખાં જ ગણી શકાય. પરંતુ આ એક જ દસ્તાવેજમાં બીજાં વિશેષણોની સાથે ન્યાયને લગતાં એક સાથે આટલાં વિશેષણો ખાસ ધ્યાન ખેંચે તેવાં ગણીએ તો વાંધો નહિ. ગૂજરાત સલ્તનતના બીજા સુલતાનોના દસ્તાવેજોમાં આટલાં ન્યાય માટેનાં વિશેષણો દેખાતાં નથી એ મહમૂદના ચારિત્ર્યનું એક ખાસ લક્ષણ ગણી શકાય.[૧૬]

---

૧૬. મિરાતે સિકંદરી, પૃ. ૭૮–૭૯ અને ૯૭, જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ, એમાં મહમૂદના ચારિત્ર્યના વર્ણનમાં આ દસ્તાવેજના ઉલ્લેખો આપેલા છે. પૃ. ૭૦૭.

## લોકસ્થિતિ

દેશની આબાદી માટે સુલતાન ખાસ કાળજી રાખતો. એ બહાર નીકળતો ત્યારે શહેર કે કસ્બામાં કોઈની દુકાન કે ઘર ખાલી દેખતો તો ત્યાંના અધિકારીઓને બોલાવી તેનું કારણ પૂછતો, અને એ માણસને કોઈ વાતની જરૂર હોય તો તે પૂરી પાડવા હુકમ કરતો. સિકંદર લખે છે કે "કુરાને શરીફની આયત છે કે જે દાખલ થાય છે તે સહીસલામત છે" એ પ્રમાણે ગુજરાતની સ્થિતિ છે,[૧૭] એટલે કે ગૂજરાતના લોકો સુખી છે. આ કથન જોતાં હિંદુ મુસલમાન પ્રજા સુખી હોવી જોઈએ. અમદાવાદના લોકોમાં એવું કહેવાતું કે મુસલમાન સલ્તનતના સમયમાં હિંદુ લોકો પરાંમાં રહી શકતા, શહેરમાં એમને રહેવા દેવામાં આવતા નહિ. આ કથન દસ્તાવેજમાં હિંદુનાં ઘર શહેરની વચ્ચે હતાં એવો પુરાવો મળવાથી ખોટું ઠરે છે.[૧૮] એટલે ધાર્મિક બાબતો સિવાય પ્રજાને બીજું દુઃખ નહિ હોય એમ સમજાય છે. ધાર્મિક બાબતમાં પણ નવાં મંદિરો બાંધવાનો પ્રતિબંધ હશે અને જાહેરમાં તહેવારોની ઉજવણી નહિ થઈ શકતી હોય.[૧૯] જો કે આવા ઉલ્લેખ પણ ગૂજરાત સલ્તનતના પાછલા ભાગમાં એક જ વખત દેખાય છે. દિલ્હીના સુલતાનોએ જજિયા વેરો નાંખેલો. એવો વેરો કે ઔરંગઝેબના સમયમાં વેપારી બાબતમાં હિંદુ મુસલમાનમાં ફેર ગણવામાં આવતો એવું કાંઈ સલ્તનતના સમયમાં થયું હોય એમ તવારીખો ઉપરથી તો લાગતું નથી. આવી જાતના જુલમ ગૂજરાત સલ્તનતના પાછલા ભાગમાં જ્યારે અમીરોનું જોર સુલતાન મહમૂદ બીજા ( શહીદ )ના વખતમાં વધેલું ત્યારે દેખાય છે. વહીવટની બાબતમાં પણ ગૂજરાત સલ્તનતમાં ખાસ ફેરફાર થયા હોય એમ

૧૭. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૭૮, અને ૮૧.

૧૮. અમદાવાદમાં ઢીંકવા લત્તામાં હાજાપટેલની પોળના એક હિંદુના ઘરનો દસ્તાવેજ છે. જુઓ લેખપદ્ધતિ.

૧૯. પ્રો. બેનીપ્રસાદનો "હિંદુ મુસ્લિમ પ્રશ્ન" નામનો અંગ્રેજી ગ્રંથ.

દેખાતું નથી અને ગામડાંમાં તો પ્રાચીન પ્રણાલિકાઓ દરેક ક્ષેત્રમાં ચાલુ રહેલી હોય એમ સમજાય છે.[૨૦] જે કાંઈ ફેરફાર થયા તે મોટાં શહેરોમાં જ થયા હોય એમ લાગે છે. કચેરીઓમાં મોગલાઈની પેઠે ફારસી કે અંગ્રેજોની પેઠે અંગ્રેજી ભાષા ગૂજરાતના સુલતાનોએ દાખલ કરી હોય એવા પુરાવા મળતા નથી. દસ્તાવેજો જૂની રીત પ્રમાણે અર્ધસંસ્કૃત અર્ધગૂજરાતીમાં મળે છે. ફારસીને કચેરીની ભાષા તરીકે અકબરના હિંદુ પ્રધાન રાજા ટોડરમલે જ દાખલ કરી.

### વૃક્ષારોપણ અને બગીચાનો શોખ

સુલતાન મહમૂદને ઝાડો ઉછેરવાનો તથા બગીચાનો ખૂબ શોખ હતો. સિકંદર લખે છે કે આંબા, દાડમ, રાયણ, જાંબુ, નારિયેળ, બેલ, મહુડા વગેરે ઝાડ જે ગૂજરાતમાં ખૂબ ઊગે છે તે આ સુલતાનની મહેનતને લીધે છે. રૈયતનો જે માણસ પોતાની જમીનમાં ઝાડ વાવતો એને સુલતાન ઉત્તેજન આપતો. એ કારણથી ઝાડ ઉછેરીને બાગ-બગીચા બનાવવામાં લોકોને ખૂબ રસ પડવા લાગ્યો. કહે છે કે સુલ-તાન ફરવા નીકળતો ત્યારે કોઈ ગરીબની ઝૂંપડી પાસે કોઈ ઝાડ ઉછેરતું દેખાય તો ઘોડો ઊભો રાખીને પૂછતો કે પાણી ક્યાંથી લાવીને પાય છે. જો એ માણસ એમ કહેતો કે પાણી દૂરથી લાવવું પડે છે અને રસ્તામાં મુશ્કેલી છે તો પાસે કૂવો ખોદાવી આપતો. અમુક ઝાડ ઉછેરવા માટે ઇનામ આપવાનું પણ કહેતો.[૨૧]

### બાગેફિરદોસ

અમદાવાદ શહેરના અગ્નિ ખૂણામાં વસ્ત્રાલ ગામની પાસે બાગે-ફિરદોસ નામે એક મોટો બાગ પાંચ કોસ લાંબો અને એક કોસ પહોળો આ સુલતાને કરાવ્યો હતો. એમાં આંબા, હરડે વગેરે ઝાડ

---

૨૦. દસ્તાવેજોમાં પંચકુલની પ્રાચીન હિંદુ પ્રણાલિકા માત્ર મુસલમાન અધિકારીઓનાં નામ સાથે ચાલુ રહી હોય એમ દેખાય છે.

૨૧. મિરાતે સિકંદરી, પૃ. ૮૧.

રોપાવેલાં. આ બાગમાં એટલાં બધાં ઝાડ હતાં કે એને નવલખો બાગ પણ કહેતા હતા. શહેરની પૂર્વમાં બાગેશાબાન આ સુલતાનના સમયમાં પૂરો થયો એમ કહી શકાય અને અગ્નિખૂણામાં આ મોટો બાગ થવાથી અને દક્ષિણમાં કાંકરિયું, નગીના બાગ તથા ઘટામંડળના મહેલો વગેરે હોવાથી અમદાવાદ શહેરની પૂર્વ અને દક્ષિણ દિશાઓ તળાવો અને ઉદ્યાનોથી છવાઇ ગઈ હશે અને શહેરમાં એને લીધે ઠંડક પણ રહેતી હશે. બાગેફિરદોશ મિરાતે અહમદી લખાઈ (૧૭૬૦) ત્યારે નાશ પામ્યો હતો. એને મહમૂદના સમયમાં બુરજોવાળો કોટ હતો તે અઢારમી સદીમાં પડી ગયો હતો અને માત્ર બુરજો તથા દરવાજો રહ્યાં હતાં. એ વખતે એને "રાણાનો બાગ" પણ કહેતા હતા. વખત જતાં બાગ નાશ પામ્યો અને "બાગફરદોસ" નામે ગામડું હવેલી પરગણા (દસક્રોઈ)માં ગણાવા લાગ્યું. બાગેફિરદોશ એટલે સ્વર્ગનો બાગ. મરાઠા સમયમાં શહેર વેરાન થયું ત્યારે શહેર બહાર તો ખેતરો અને ખંડેરો જ હતાં. બ્રિટિશ સમયમાં આ "સ્વર્ગ બાગ"માં અમદાવાદની શહેર સુધરાઈ શહેરનો મળ ઠાલવે છે.[૨૨]

અમદાવાદ ઉપરાંત સુલતાન મહમૂદે ચાંપાનેર જીતીને ત્યાં કામચલાઉ રાજધાની કરી ત્યારે ચાંપાનેરથી ત્રણ માઇલ દૂર આવેલા હાલોલ ગામ પાસે બાગેહાલુલ નામે એક નવી રીતનો બાગ કરાવેલો.[૨૩] એનું વર્ણન યથાસ્થાને કરીશું. આમ આ સુલતાન ગૂજરાતમાં મકાનો બાંધનાર ઉપરાંત બાગ બનાવી વનસ્પતિ વધારનાર તરીકે પ્રસિદ્ધ છે. આજે આખા દેશને ઝાડ ઉગાડવાની જરૂર માટે મધ્યસ્થ સરકારના અન્નસચિવને વનમહોત્સવ ઉજવવાની પ્રેરણા થઈ છે તે યોગ્ય જ છે,

૨૨. સિકંદરીમાં પૃ. ૮૧ માં આ બાગનો સામાન્ય ઉલ્લેખ છે, પણ મિરાતે અહમદીની પુરવણીમાં બગીચાઓનાં વર્ણનમાં એની વિસ્તારથી હકીકત આપેલી છે. અમદાવાદના ઇતિહાસમાં ઉદ્યાનોના પ્રકરણમાં આ મેં આપેલી છે.

૨૩. ઉપર મુજબ, પૃ. ૧૧૭-૧૧૮. એ બાગ બનાવનારો ખુરાસાનનો બગીચાનિષ્ણાત હતો.

પરંતુ આશરે પાંચ સદીઓ પૂર્વે આ સુલતાનને પણ આ ખ્યાલ આવ્યો હતો. હિંદમાં વૃક્ષો વધારવાની જરૂર બીજા કોઈ પણ પ્રાંત કરતાં ગૂજરાતને વધારે છે એ વાત આજની પેઠે એ સમયે પણ સત્ય હતી એટલું સમજાય છે. મહમૂદને મુખ્ય રસ્તાઓની બન્ને બાજૂ પણ છાયાવાળાં ઘટાદાર વૃક્ષો રોપવાનો શોખ હતો. સિકંદરી લખે છે કે આ સુલતાનના અમીર ખુદાવંદખાન મલીક અલીમે દક્ષિણથી અંજીર અને ખસખસનાં બી મંગાવી ગૂજરાતમાં એ વાવવાનું શરૂ કર્યું.[૨૪] ગૂજરાત સલ્તનતના છેવટના ભાગમાં લડાઈઓ અને અવ્યવસ્થાથી દેશ અડધો વેરાન જેવો બન્યો હતો એવા સમયમાં પણ અકબરના સમયના ઇતિહાસકાર અબુલફઝલને ગૂજરાત લીલો લાગ્યો હતો અને અમદાવાદથી પાટણ સુધીનો રસ્તો સુંદર વૃક્ષોથી ભરેલો હતો એવો એ ઉલ્લેખ કરે છે. આજના સૂકા અને ધૂળિયા ગૂજરાતને જોતાં આ વર્ણનો વાંચી સુલતાન મહમૂદના શોખ માટે તથા સામાન્ય લોકને સુખી કરવાના એના પ્રયત્નો માટે માન ઉપજે એવું છે.

### શહેરો વસાવ્યાં

સુલતાન મહમૂદે બગીચા, મકાનો અને મસ્જિદો બંધાવ્યાં એમ એણે શહેરો પણ વસાવ્યાં છે. વાત્રક નદીનું પાણી એને ઉત્તમ લાગવાથી એને કાંઠે પોતાને નામે મહમુદાબાદ નામનું શહેર વસાવ્યું અને વાત્રકને કાંઠે મહેલો બંધાવ્યા. એનાં ખંડેરો આજે પણ દેખાય છે.[૨૫] સલ્તનતના સમયમાં અમદાવાદ શહેરના આ દક્ષિણ તરફના વિભાગોની આબાદી એટલી સારી હતી કે અમદાવાદથી મહેમદાવાદ સુધી જાણે વસ્તીમાં ફરતા હોઈએ એવું લાગતું હતું. અહીં એક

---

૨૪. સિકંદરી, પૃ. ૧૪૬.

૨૫. ઉપર મુજબ, પૃ. ૧૧૨. સિકંદરીનો લેખક વાત્રકના પાણી અને ત્યાંનાં આબોહવાનાં ખૂબ અતિશયોક્તિ ભરેલાં વખાણ કરે છે તે સુલતાન મહમૂદ ત્રીજાના સમયના વર્ણનમાં આગળ જોઈશું.

વાતની ખાસ નોંધ લેવાની જરૂર છે. ખુદ અમદાવાદ શહેરને ફરતો મોટો કોટ આ સુલતાને બાંધ્યો છે. અહમદશાહે તો શહેર વસાવી માત્ર ભદ્રનો કિલ્લો તથા મસ્જિદો બાંધી એ પાછળ જોઈ ગયા. એ પછી શહેર વધ્યાથી મહમૂદને વધુ સલામતી માટે શહેરનો કોટ બાંધવાની ઇચ્છા થઈ અને ઇ.સ. ૧૪૯૬ ( હિજરી ૮૯૨ )માં શહેરનો કોટ તૈયાર થયો એનું વર્ષ અબ્જદ પદ્ધતિ પ્રમાણે "મનદખલ હુ કાન આમેન—જે અંદર છે તે સહિસલામત છે," એ વાક્યના શબ્દો ઉપરથી નીકળે છે. અમદાવાદના દરવાજાનાં નામો દરિયાપુર, કાલુપુર, સારંગપુર, જમાલપુર, વગેરે સુલતાન મહમૂદના ખાસ મિત્ર જેવા અમીરોનાં નામ ઉપરથી પડેલાં છે. અમદાવાદમાં અહમદશાહનો બાંધેલો પવિત્ર કોટ ના પાડવો જોઈએ એ માટે જે વિરોધ થયેલો એ આ રીતે અર્થહીન હતો. કોટનો વિચિત્ર આકાર, બંધાવાની ચર્ચા અમદાવાદના ઇતિહાસમાં એક ખાસ પ્રકરણમાં મેં કરી છે. આ સુલતાને જૂનાગઢ જીત્યું ત્યારે ત્યાં નવું શહેર બાંધ્યું તેનું નામ મુસ્તફાબાદ રાખ્યું અને ચાંપાનેર જીત્યું ત્યાં નવું શહેર બાંધ્યું તેનું નામ મુહમ્મદાબાદ રાખ્યું એના ઉલ્લેખ યથાસ્થાને કરીશું. આમ આ સુલતાન શહેરો વસાવવા માટે પણ પ્રસિદ્ધ છે.

## એની ભક્તિ

સુલતાન ઇસ્લામ ધર્મ પ્રમાણે ચુસ્ત અને નિષ્ઠાવાળો પુરુષ હતો. મિરાતે સિકંદરીનો લેખક એના ધાર્મિક વલણનું વર્ણન કરતાં લખે છે કે વૃદ્ધાવસ્થામાં સુલતાન મહમૂદ ઇશ્વરભક્તિમાં જ્યારે બેસતો ત્યારે એકાંતમાં એની આંખમાં અશ્રુ આવતાં અને રુદન કરતો. મલીક સારંગે એને આ બાબતનું કારણ પૂછ્યું ત્યારે એણે ઉત્તર દીધો કે, "મારા મુરબ્બી હજરત શાહઆલમ કહેતા કે મહમૂદ આખરે ( જ્ઞાની ) થશે, પરંતુ મારામાં એવું કાંઈ દેખાતું નથી, અને હું ઇશ્વરને ઓળખી શક્યો નથી તેથી મને શોક થાય છે." સિકંદર

લખે છે કે એવા જ્ઞાનની પ્રાપ્તિ માટે એણે હજરત કુતુબે આલમ સાહેબના શિષ્ય શેખ અલી ખતીબના શિષ્ય શેખ સિરાજુદ્દીનનો સેવક અને શિષ્ય થવાની ઇચ્છા કરેલી અને પોતાના એક મિત્ર અમીનુલ્મુલ્કની મારફતે એ સાધુપુરુષનો સત્સંગ સાધ્યો. કહે છે કે સુલતાને મનની બધી વાત શેખને કહી અને શેખે દુનિયાની ઉપાધિનો ત્યાગ કરવાનું કહ્યું ત્યારે સુલતાને એ પણ કબૂલ કર્યું, પરંતુ બધાના આશ્ચર્યની વચ્ચે શેખે સુલતાનના હિસાબી ખાતામાં નોકરી માંગી અને પોતાની ઝૂંપડી જે સાબરમતીને સામે કાંઠે હતી તે છોડી શહેરમાં રહેવા આવ્યા. આ નોકરી દરમ્યાન શેખે સુલતાનને એવું બતાવ્યું કે સંસારમાં રહેવા છતાં જ્ઞાન અને વિરક્તિ સાધી શકાય છે. અને સુલતાનને એ જ્ઞાનથી શાંતિ તથા સંતોષ થયો કે તુરત જ શેખ નોકરી ને સંસારી વેશ છોડી પાછા પોતાની ઝૂંપડીમાં ગયા. શેખે જ્યારે નોકરી લીધેલી ત્યારે આશ્ચર્યથી એમના ઘણા જૂના શિષ્યોને એ ઢોંગી લાગેલા અને બધા એમને છોડી ચાલ્યા ગયેલા, પણ પાછળથી બધાને સત્ય સમજાયું. એમ કહેવાય છે કે સુલતાને જ્યારે જ્ઞાનપ્રાપ્તિ માટે રાજ્ય છોડવા કહ્યું ત્યારે શેખે કહ્યું કે "પાદશાહી જો ન્યાયથી ચલાવવામાં આવે તો એમાં કાંઈ વાંધો નથી. રાજા માટે તો ન્યાયની એક ક્ષણ પણ સો વર્ષની પવિત્રતા અને તપશ્ચર્યાની બરોબર છે. સાધુની ટોપી પહેરવાથી કાંઈ સાધુતા દેખાતી નથી. સાધુનું આચરણ રાખીને ભલે માણસ બાદશાહી ટોપી પહેરે." સિકંદર આ વાતમાં કવિ ખાકાનીની બેત ટાંકે છે:—કે ત્રીસ વર્ષે ખાકાનીને આ ધર્મ સમજાયો કે સાધુ રાજા છે અને રાજા સાધુ છે.[૨૬] સિકંદર આગળ લખે છે કે સુલતાને શિક્ષણ લીધું નહોતું છતાં

---

૨૬. સિકંદરી પૃ. ૮૨ થી ૮૬. આ વર્ણન સિકંદરે ખૂબ લંબાણથી આપ્યું છે. સુલતાનના ચારિત્ર્ય માટે ઉપયોગી હોવાથી અહીં એનો ટૂંક સાર આપ્યો છે.

અનુભવથી કવિઓ, વિદ્વાનો અને પંડિતો સાથે સમય ગાળી શકતો.[૨૭]

### બેગડો ઉપનામનો અર્થ

આ સુલતાન મહમૂદ બેગડાની કેટલીક અંગત વાતો પણ રસમય છે અને એને લીધે એ યુરોપના દેશોમાં પ્રસિદ્ધ થયો હતો. એ દૃષ્ટિએ ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં એ વાતોને સ્થાન છે. ગૂજરાતના ઇતિહાસમાં આ સુલતાન "બેગડા"ના નામથી પ્રસિદ્ધ છે. આ બેગડા શબ્દ માટે ખરા અર્થનો નિર્ણય હજી થયો નથી. ઇ, સ. ૧૬૧૧ માં લખાયેલી મિરાતે સિકંદરી પણ એ શબ્દને માટે બે જાતના અર્થ કરે છે. લોકવાયકામાં "બેગડો" એટલે બે ગઢ, જૂનાગઢ અને ચાંપાનેરના બે ગઢ કિલ્લાઓ—જીતનારો માટે "બેગઢો" અને તે ઉપરથી "બેગડો" કહેવાયો એમ લખે છે. આ ભાટ લોકોની રીત પ્રમાણે શબ્દોની રમત કરી ઉપજાવેલી રીત દેખાય છે. સિકંદરી બીજા અર્થ માટે વળતાં કહે છે કે ગૂજરાતી ભાષામાં બે હાથ પહોળા કરીને ઊંચા કરીએ ને જે દેખાવ થાય એવાં મોટાં પહોળાં વાંકાડિયાં શિંગડાંવાળા બળદને "વેગડો" કહે છે. સુલતાનની મૂછો મોટી અને એવા આકારની હતી તેથી એને 'બેગડો' કહેતા હશે.[૨૮] સિકંદરીની આ માન્યતા ખરી હોય એમ લાગે છે. જૂની

---

૨૭. કવિઓ, પંડિતો અને એમની સાથેની વાતોમાં સુલતાન માર્મિક ખુલાસા પણ કરતો એવા દાખલા સિકંદરીમાં પૃ. ૮૬–૮૭ માં આપ્યા છે, પરંતુ એમાં ખાસ મહત્ત્વ નથી દેખાતું.

૨૮. સિકંદરી. ગૂ. ભા. પૃ. ૭૩. શાહેનશાહ જહાંગીર પોતાની રોજનીશીમાં મહમૂદના "બેગડા" નામની બાબતમાં લખે છે કે બેગડા શબ્દનો અર્થ ગૂજરાતી ભાષામાં 'વાંકડી મૂછો' એવો થાય છે. બે ગઢ જીત્યાની વાત જહાંગીરે નોંધી નથી, એટલે શિગડાંના આકારની વાતને ટેકો મળે છે. ફિરિસ્તા બન્ને અર્થોની નોંધ લે છે. પણ બન્ને અર્થ લખીને ખરુંખોટું ઈશ્વર જાણે એમ લખે છે. સિકંદરીનો અને જહાંગીરના ઉલ્લેખનો સમય એક જ છે. 'વેગડો' અથવા 'બેગડો' શબ્દ બળદના અર્થમાં ગૂજરાતી સાહિત્યમાં પણ

ગુજરાતીમાં વહાણના પ્રકારોમાં એક "વેગડો" નામનું વહાણ છે અને એનો આકાર પણ વેગડા બળદના શિંગડા જેવો જ હોય છે.[૨૯] એ જોતાં એ અર્થ ખરો હોય એમ સમજાય છે. ગૂજરાતીઓને શારીરિક વિચિત્રતાઓ ઉપરથી ઉપનામો પાડવાની ટેવ હતી એવા ઘણા દાખલા મળી આવે છે.[૩૦]

યુરોપના દેશોમાં આપણા દેશના રાજાઓ અને બાદશાહોમાં આ સુલતાન મહમૂદ જેટલું એ સમયમાં કોઈ પ્રસિદ્ધ નહોતું. સોળમી સદીની શરૂઆતમાં હિંદમાં આવેલા યુરોપીય મુસાફરો લ્યુડોવિકો ડી વરથેમા અને પોર્ચુગીઝ મુસાફર બારબોસા ગૂજરાતમાં આવેલા. એ લોકોએ પોતાની મુસાફરીનાં વર્ણનો લખેલાં છે. એમાં મહમૂદની ટેવો અને શરીરનું વર્ણન વિચિત્ર રીતે કરેલું છે. વરથેમા લખે છે કે "સુલતાનની મૂછો એટલી તો લાંબી હતી કે બૈરાં અંબોડો વાળે

---

વપરાયેલો છે અને બીજોમાં એવું નામ પણ મળી આવે છે. પ્રો. કોમિસેરિયેટ એમના ઇતિહાસમાં નોંધમાં ટાઈમ્સ ઑફ ઇંડિયામાં આવેલા દુનિયામાં લાંબામાં લાંબી મૂછોવાળા માણસના ઉલ્લેખનો ઉતારો આપે છે. એમાં લખેલું છે કે સિંગાપુરમાં રહેતા એક માલતંગી નામના મદ્રાસી ગૃહસ્થની મૂછો પાંચ ફૂટ ચાર ઈંચ લાંબી હતી. એટલે લાંબી મૂછો એ અતિશયોક્તિ ન હોય, પરંતુ મહમૂદ પોતાની મૂછોની ગાંઠ પાછળ બાંધતો હતો એ ખરું હોય તો એને "બેગડો" ઉપનામ યોગ્ય લાગે નહિ. એ ઉપનામ ઉપરથી તો લાંબી પણ એના છેડા મુખ ઉપર જ શિંગડાની પેઠે વાળેલા દેખાય અને એવી મૂછોને તાલ દઈ શકાય એમ જ સમજાય છે. મુસાફરોના વર્ણનમાં આટલી લાંબી મૂછોનું વર્ણન તે–એ લોકની બધી અતિશયોક્તિ જેવું જ મને લાગે છે. માત્ર સિકંદરી કહે છે તેમ બળદનાં શિંગડાં જેવી વાંકડી મૂછો હશે એટલું ખરું લાગે છે.

૨૯. જુઓ મારો વહાણવટાનો નિબંધ, વસંત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ. આ જાતના વહાણનો દેખાવ બીજના ચંદ્ર જેવો બે છેડા ઊંચા હોય એવો હોય છે. વહાણવટાંના પ્રકરણમાં એનું વર્ણન કરીશું. બળદનાં શિંગડાંનો અર્થ એ વહાણના આકારને બંધ બેસે છે.

૩૦. જેવી રીતે જાડા માણસને બંબ કે પીપ કહે છે.

છે એમ એ બે છેડાને પાછળ લઈ ગાંઠ વાળી શકતો. એની દાઢી એની કમર સુધી પહોંચે એટલી લાંબી હતી, એ રોજ વિષ ખાતો એનો અર્થ એવો નથી કે એ ઝેરથી પેટ ભરતો પણ અમુક પ્રમાણમાં ખાતો. કોઈને મારી નાખવાની એની ઇચ્છા થાય ત્યારે એ પાન સાથે જાયફળ ચાવીને એ માણસનાં કપડાં કઢાવી નાંખીને એના ઉપર પાનની પિચકારી મારતો એટલે એના થૂંકના ઝેરથી એ બિચારો માણસ અરધા કલાકમાં જ મરણને શરણ થતો. એ જ્યારે જ્યારે એનું પહેરણ કાઢતો ત્યારે એને કોઈ પણ અડી શકતું નહિ. મારા એક સાથીએ પૂછ્યું કે સુલતાન આ ઝેર શી રીતે ખાઈ શકતો? ઉત્તરમાં સુલતાનથી મોટી ઉમરના વેપારીઓએ કહ્યું કે સુલતાનના બાપે એને નાનપણથી ઝેર ખવડાવીને ઉછેર્યો હતો."[31]

## પરદેશીઓની વિચિત્ર વાતો

બારબોસા પણ લખે છે કે "એ શાહજાદો હતો ત્યારે બચપણથી એને ઝેર આપીને ઉછેરવામાં આવેલો હતો. બચપણમાં બહુ થોડા પ્રમાણમાં ઝેર આપવામાં આવતું અને પાછળથી ધીમે ધીમે વધારતા જઈ મોટા પ્રમાણમાં અપાતું હતું. આ કારણથી એનું શરીર એટલું બધું ઝેરી થઈ ગયું હતું કે એના શરીર ઉપર માંખ બેસતી તો તે ફૂલીને મરણ પામતી. ઉમરલાયક થતાં આ ઝેર ખાવાનું એનાથી છોડી શકાતું નહિ, કારણ કે છોડી દે તો કદાચ પોતે મરી જાય એવી એને બીક હતી."[32] આ બન્ને મુસાફરોનાં વર્ણનોનાં

---

૩૧. પ્રો. કોમિસેરિયેટે પૃ. ૨૩૦ માં આ આખો ઉતારો આપેલો છે.

૩૨. મારો અમદાવાદનો ઇતિહાસ. પૃ. ૭૦૮. પ્રો. કોમિસેરિયેટે પણ આ વર્ણન કરેલું છે, Nursery tales of the Blue Beard નામના વાર્તાના પુસ્તકમાં વર્ણન છે. બ્લુબીઅર્ડ—Bluebeard–એ અંગ્રેજીમાં અદ્ભુત વાર્તાઓનો નાયક છે, અને એ અનેક સ્ત્રીઓને મારી નાખવા માટે જાણીતો થયો હતો. મહમૂદને માટે વિદેશી મુસાફરોએ એવી વાતો ચલાવી હતી, તેથી એને હિંદના ઇતિહાસનો બ્લુબીઅર્ડ કહેતા હતા. પણ એ બધું ગપાટા જેવું જ હતું.

પુસ્તકોનાં ભાષાંતરો યુરોપની ઘણીખરી ભાષાઓમાં થયાં અને એ કારણથી મહમૂદની આ જાતની ખ્યાતિ યુરોપમાં એટલી વધી કે વાર્તાઓ અને સાહિત્યમાં એને સ્થાન મળ્યું, અને એને 'હિંદના ઇતિહાસનો ભૂરી દાઢીવાળો" કહેતા.[33] સત્તરમી સદીમાં થયેલા અંગ્રેજ કટાક્ષલેખક કવિ સેમ્યુઅલ બટલરે હુડીબ્રાસમાં આ સુલતાનને માટે આ પ્રમાણે લીટીઓ લખેલી છે: એમાં સુલતાનને ખંભાતનો રાજા કહ્યો છે તે ચૂક છે;[33]

"The Prince of Cambay's daily food
is asp and basilisk and toad."

એનો અર્થ એવો છે કે ખંભાતના રાજાનો નિત્યનો ખોરાક ઝેરી સાપ, ઘો, અને ઝેરી મોટાં દેડકાં એવો હતો. સુલતાનનો આહાર અસાધારણ હતો એ આગળ જોઈશું. પરંતુ આ બધી વાતો ટાઢા પહોરના ગપાટા છે એટલું કહ્યા વગર ચાલે તેવું નથી. ઝેરની ચર્ચા પણ આગળ કરીશું.

## સુલતાનનો વિચિત્ર ખોરાક

હવે સુલતાનના ખોરાકની વાત કરીએ. મિરાતે સિકંદરીનો લેખક કહે છે કે મહમૂદનો ખોરાક રોજ એક ગૂજરાતી મણ જેટલો હતો. જમી રહ્યા પછી એ પાંચ શેર મમરા ખાઈ જતો. એ રાત્રે સૂઈ જતો ત્યારે પલંગની બન્ને બાજૂએ સામોસાની રકાબીઓ ભરીને મુકાવતો કે જેથી રાત્રે જે પડખે જાગી ઊઠે તે પડખેથી હાથ લંબાવીને ખાઈ શકે અને ફરી ઊંઘી જાય, પ્રભાતની નમાઝ પછી નાસ્તામાં એ એક પ્યાલો મક્કાનું મધ અને પ્યાલો ઘી પી

33. સેમ્યુઅલ બટલરની આ લીટીઓ લગભગ દરેક ઇતિહાસલેખક ટાંકે છે. Basilisk ને અંગ્રેજીમાં એક પ્રકારનું પૌરાણિક ગરોળી જેવું ઝેરી પ્રાણી કહે છે. આપણે જેને ઘો કહીએ છીએ તેને પણ અંગ્રેજીમાં એ શબ્દ લગાડે છે. આપણામાં વિષકન્યાનો પ્રયોગ જાણીતો છે તે સૂચક છે.

જતો, અને દોઢસો સોનેરી કેળાં ખાઈ જતો.[૩૪] સુલતાન એમ બોલતો કે "ખુદાએ મને બાદશાહ ન બનાવ્યો હોત તો મારું પેટ કોણ ભરત?" એમ કહેવાય છે કે જૂનાગઢ અને ચાંપાનેર આગળ નવાં શહેરો બાંધ્યા છતાં અને ગિરનાર અગર પાવાગઢ ઉપરના મહેલોમાં ગ્રીષ્મમાં ગરમી ઓછી લાગે એમ છતાં સુલતાન ઉનાળામાં અમદાવાદમાં રહેવા આવતો. એનું કારણ એ હતું કે એને અમદાવાદનાં ટેટી અને તડબૂચ ખૂબ ભાવતાં હતાં.[૩૫]

હવે આ બધી વાતોની જરા ચર્ચા કરવી જરૂરની છે. સુલતાનના ઝેરના ખોરાકની વાતો અતિશયોક્તિવાળી જ કહી શકાય અને ઝેરી જનાવરો એ રોજ ખાતો એ વાતો મુસાફરોનાં વર્ણન ઉપરથી નાનાં છોકરાંઓને માટે યોજાયેલી વાતો તરીકે જ ગણવી પડે. આ વાતમાં એક જ સત્ય હોઈ શકે. સુલતાન કુતુબુદ્દીન, મહમૂદ જ્યારે ફતેહખાન નામથી નાનો હતો, ત્યારે એને પકડીને મારી નાંખવાનો ખૂબ પ્રયત્નો કરતો હતો. મિરાતે સિંકદરીમાં એ જ્યારે એની મા સાથે શાહઆલમ સાહેબના આશ્રયે રહેતો હતો ત્યારે એને પકડવાના

---

૩૪. આ વર્ણનમાં કદાચ અતિશયોક્તિ હોય, પણ વાત છેક અશક્ય નથી. મથુરાના ચોબાઓમાં આટલો ખોરાક લેનારા હોય છે એમ કહેવાય છે. પૃથુરાજ રાસામાં ચામુંડરાયના ખોરાકનું આવું વર્ણન છે, પણ એ ચોખ્ખી અતિશયોક્તિ છે. દેશી વૈદ્યકમાં વાજીકરણ પ્રયોગોમાં કાંઈક આવું જોવામાં આવે છે. સિકંદરી સ્પષ્ટ લખે છે કે મહમૂદનો કામ ખૂબ પ્રબળ હતો એ આ વાતને ટેકો આપે છે. કર્ણદેવનું વર્ણન કાન્હડદે પ્રબંધમાં આપેલું છે એમાં પણ આવી જ વાત છે. પ્રો. કૉમિસેરિયેટને આ બધાં વર્ણનમાં અતિશયોક્તિ નથી લાગતી એ જરા નવાઈ જેવી વાત લાગે છે.

૩૫. પ્રો. કૉમિસેરિયેટે પૃ. ૨૩૨ માં સુલતાનને અમદાવાદ તરફ પક્ષપાત હતો એવા મથાળા નીચે આ ટેવ ઉપર ખાસ ટીકા કરી છે. ટેટી તડબૂચ માટે અમદાવાદમાં ઉનાળામાં રહેવા આવે એવો આ સુલતાનને ગાંડો માનવા જેવું એના ચારિત્ર્યમાં કાંઈ દેખાતું નથી. એવું હોત તો નવું ચાંપાનેર ન વસાવત.

કેટલાક કિસ્સા લખેલા છે અને શાહઆલમ સાહેબના ચમત્કારની અને ફતેહખાન કેવી રીતે બચી ગયો એ બધી વાતો લખેલી છે.[૩૬] એ વાતો પણ નાના છોકરાંની વાતો જેવી જ લાગે છે. પરંતુ રાજદરબારની ખટપટના જાણીતા લોકો કહે છે કે એવી ખટપટો ચાલતી હોય ત્યારે કુંવરને કોઈ ઝેર આપીને મારી ન નાંખે એટલા માટે ખૂબ નાની માત્રામાં બચપણથી એને ઝેર આપવામાં આવતું.[૩૭] આમ કરવાથી એનું શરીર ઝેરી થતું ગયું અને ઝેરની એના ઉપર અસર થતી નહિ. આવા પ્રયોગોમાં ખોરાક અને ઘી, દૂધ, મધ વગેરે ખૂબ ખાવું પડે છે અને પ્રમાણમાં પાચનશક્તિ પણ વધે છે. એટલે અતિશયોક્તિ બાદ કરીએ તો સુલતાનનો ખોરાક વધારે હતો અને પાચનશક્તિ સારી હતી એટલું માનવામાં વાંધો નથી; અને ઝેરનો પ્રયોગ પણ ઉપર જોયું એ કારણથી થતો. કર્ણદેવ વાઘેલાના વર્ણનમાં એ નિત્ય વછનાગ ખાતો એ વાત જોઈ ગયા છીએ. એ જ પ્રમાણે ટેટી ને તડબૂચ માટે સુલતાન અમદાવાદમાં ગરમીની મોસમ ગાળે એ પણ માનવા જેવું નથી. કોઈ મોસમમાં રાજકાર્ય કે અકસ્માતથી ઉનાળો અમદાવાદમાં ગાળ્યો હોય એમ બને. સમૃદ્ધ સુલતાન ટેટી અને તડબૂચ ચાંપાનેર બેઠે પણ મંગાવી શકે એ સામાન્ય બુદ્ધિની વાત છે. ઉપર લખેલી બધીયે અતિશયોક્તિ ભરેલી વાતોનું એક જ નિરાકરણ થઈ શકે કે આપણા સમાજમાં ભાટચારણોની વાતોને લીધે અને દરેક વ્યવહારની ભાષામાં પણ અતિશયોક્તિ

---

૩૬. મિરાતે સિકંદરીમાં કુત્બુદ્દીનના વર્ણનમાં ખૂબ ચમત્કારિક વાતો આ માટે લખેલી છે. એમાં એક વખત છોકરાની છોકરી થઈને દેખાયો અને એક વખત એના હાથના પંજા વાઘ જેવા દેખાયા એવી એવી વાતો લખી છે.

૩૭. સુલતાનના ખોરાકની વાત સિકંદરી લખે છે, તબકાત લખતી નથી. એ વાતો લોકો પાસેથી સાંભળીને માત્ર પરદેશીઓએ જ ફેલાવેલી છે. અને લોકવાયકામાં ઉપર જણાવ્યું એટલું થોડું સત્ય કદાચ હેય, પણ વધારે ભાગ ગપાટા જ છે.

કરવાની સામાન્ય ટેવને લીધે સમાજમાં આવી વાતો પ્રસરેલી હોય છે અને પરદેશી મુસાફરો કોઈ સુલતાનના સંપર્કમાં જાતે આવી શકતા નથી એટલે વેપારીઓ પાસેથી સાંભળી રસ ઉમેરવા ખાતર પોતાનાં વર્ણનોમાં આવી વાતો લખે છે. આ જાતનાં ઉદાહરણો મળે છે.[૩૮]

## "મહમૂદી" સિક્કા

સુલતાન મહમૂદની અનેક સિદ્ધિઓની પેઠે એના સમયના સિક્કાઓની વિશિષ્ટતા જરા જોવા જેવી છે. ગૂજરાતના સોલંકી સમય જેવા સુવર્ણયુગના સિક્કા આપણને પ્રાપ્ત થતા નથી. એકાદ બે સામાન્ય ઉલ્લેખોથી એ સમયમાં સિક્કા હશે એટલું માત્ર અનુમાન થઈ શકે છે, પરંતુ મુસલમાન સલ્તનતના રીતસરના સિક્કાઓ મળે છે એનું વર્ણન આગળ કરીશું. પરંતુ મહમૂદના ચારિત્ર્યની જે મહત્તા અને એના લાંબા રાજ્યકાળની જે સમૃદ્ધિ જોઈ તે પ્રમાણે એના સિક્કાની પણ લોકપ્રિયતા અને વિશેષતા છે ગૂજરાતમાં આ સુલતાનના સિક્કા વધુમાં વધુ મળી આવે છે, પરંતુ સિક્કાને રાજાનું જ નામ મળે એવું ભાગ્યે જ બન્યું છે. ગમે તે રાજાના સિક્કા હોય, પણ તે બધા ટંકા, દ્રમ્મ, કે રૂપિયા કહેવાય. પરંતુ મહમૂદના રૂપિયા "મહમૂદી" કહેવાય છે. અને મહમૂદીની લોકપ્રિયતા સુલતાનની પછી પણ રહી છે. નાણાંની લેવડ-દેવડના વ્યવહારમાં એનું સ્થાન ઊંચું રહ્યું છે. મિરાતે અહમદી પણ રાજ્યની આવકના ઉલ્લેખોમાં મહમૂદીનો ખાસ ઉલ્લેખ કરે છે. પ્રો. કોમિસેરિયેટ લખે છે કે આવું રાજાનું નામ સિક્કાને મળ્યું હોય એવો એક જ દાખલો યુરોપમાં "નેપોલિયન"નો છે. પરંતુ ગૂજરાતના હિંદુ સમયમાં મહારાજા વિસલદેવના સિક્કા એવા જ વ્યવહારમાં

૩૮. વીર વિક્રમ અને સિદ્ધરાજ માટે પણ વિચિત્ર વાતો યોજાયેલી છે. અને આજના વિજ્ઞાનના જમાનામાં પણ છાપાંમાં રોજ આવું કાંઈને કાંઈ દેખાય છે.

લોકપ્રિય ગણાતા અને એને માટે દસ્તાવેજોમાં विश्वमल्लप्रिय द्रम्म અને विशलप्रिय द्रम्म એવા શબ્દો વપરાયેલા છે. વિશ્વમલ્લ એ વિશલદેવનું બિરુદ હતું.[૩૯] એટલે સિક્કાની લોકપ્રિયતાની દૃષ્ટિએ પણ "મહમૂદી"નું અને એને નામ આપનાર સુલતાન મહમૂદનું મહત્ત્વ પણ ખૂબ જ છે.

આમ ગૂજરાત ઉપર અરધી સદી સુધી સત્તા ભોગવી ગયેલા સુલતાન માટે વાર્તાસાહિત્યમાં શોભે એવી વાતો ચાલે છે. એ પરાક્રમી હતો, ભલો પણ હતો, શૂરવીર અને ન્યાયી પણ હતો,[૪૦] અને મુસલમાન માન્યતા પ્રમાણે ધાર્મિક પણ હતો. એનો સમય ગૂજરાતનો સુવર્ણયુગ હતો. સુલતાન બહાદુરશાહે ગૂજરાતની સીમાઓ મહમૂદના સમય કરતાં પણ આગળ વધારી, પરંતુ મહમૂદના જેટલો દેશ સુખી કે આબાદ નહોતો. ગૂજરાતની મુસલમાન સલ્તનતનો એ આ રીતે સર્વથી મોટો અને મહાન બાદશાહ હતો.



---

૩૯. લેખપદ્ધતિ : પૃ. ૨૦ અને પૃ. ૪૨. નાણાં અને સિક્કા તથા ટંકશાળોના વર્ણનમાં આ બાબત વધારે માહિતી આપીશું.

૪૦. તબકાતે અકબરી, પૃ. ૨૯૧. અમદાવાદનો ઇતિહાસ. પૃ. ૭૦૬-૭. James Douglas મહમૂદનું વર્ણન રસમય આપે છે : "He is the most ugly and interesting man in Gujarat History. Like the sky terriers his beauty consists in his ugliness. He is attractive and repulsive. As was said of Landerdale by his wife : "The brute is an elephant, but it has an ivory tusk,' This is Bigarah." (અમદાવાદના ઇતિહાસમાં પૃ. ૭૦૯ની નોંધ ૧ માં મેં ડગલાસનો આ ઉલ્લેખ આપ્યો છે.)

# પ્રકરણ ૨૯ મું

## સુલતાન મહમૂદ બેગડો—ચાલુ—સૌરાષ્ટ્રમાં લડાઈઓ.

### જૂનાગઢ, ઐતિહાસિક ગૂજરાતનું પહેલું પાટનગર; દક્ષિણના નિઝામશાહને મદદ

સુલતાન મહમૂદ બેગડાએ ૧૪ વર્ષની નાની વયમાં ગાદીએ આવતાંની સાથે અમીરોનો બળવો હિંમતથી દબાવી દીધો એ જોયું. એ પછી બીજા જ વર્ષથી એણે વિજયો માટે ચારે તરફ નજર દોડાવવા માંડી. શરૂઆતમાં થોડો સમય વ્યવસ્થામાં અને કપડવંજ તરફ જઈ માળવાની સરહદ સુધી શિકારમાં ગાળ્યો. એવામાં ઈ. સ. ૧૪૬૨ માં દક્ષિણના નિઝામશાહ તરફથી મહમૂદને પત્ર મળ્યો કે માળવાનો સુલતાન મોટું લશ્કર લઈ દક્ષિણ તરફ ચડી આવે છે અને એમાં ગૂજરાતના બાદશાહને સહાય માટે આગ્રહભરી વિનંતિ કરી હતી.[1] મહમૂદને તો પત્ર વાંચી દક્ષિણના સુલતાનની મદદે જવાનું મન થયું અને પોતાના અમીરોએ ગાદી ઉપર બેઠા પછી ટૂંકા સમયમાં એટલે છેટે લડાઈ કરવા જવાની ના પાડી[2] છતાં મોટું લશ્કર લઈ સુલતાને કૂચ કરી અને નંદરબાર

---

૧. દક્ષિણ તરફની આ ચડાઈનું વર્ણન સિકંદરી, તબકાતે અકબરી, ફિરિશ્તા વગેરે તવારીખ ગ્રંથો લંબાણથી કરે છે. ગૂજરાતની અંદરના વહીવટ માટે આ વર્ણન ખાસ જરૂરી નથી. સુલતાનનું વય જોતાં સરહદની બહાર જઈ બીજાને મદદ કરવાનું કાર્ય જરા વિચિત્ર લાગે છે. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૮૭–૮૮. તબકાતે અકબરી પૃ. ૨૪૩–૪૪. આ લડાઈમાં કાં તો માળવાને દબાવવાનું કે ખોટી મોટાઈ લેવાનું કારણ જણાય છે.

૨. તારીખે ફિરિશ્તા લખે છે કે સુલતાનનો કાકો અડવાડિયા સુધી ગાદી ઉપર આવ્યો હતો તે ગાદી પાછી મેળવવાની ખટપટ કરે છે માટે સુલતાન દૂર ચડાઇ કરે છે તે યોગ્ય નથી.

જઈ પડાવ નાખ્યો. આ સમાચાર સાંભળી માલવી સુલતાન દક્ષિણનો મુલક લૂંટી લડાઈ કર્યા વગર પાછો ફર્યો. તવારીખકારો કહે છે કે આ ચડાઈમાં ગૂજરાતી લશ્કર ખૂબ મોટું હતું અને એ સમયમાં કોઈ બાદશાહ પાસે એવડું મોટું અને એટલું સુસજ્જ લશ્કર નહોતું. ગૂજરાતનાં લગભગ બધાં ગામડાં લશ્કરી નોકરી માટે જાગીર તરીકે આપી દેવાયાં હતાં અને ખાલસામાં કાંઈ રહ્યું નહોતું.[3] નંદરબારમાં નિઝામશાહ તરફથી માળવી ચડાઈનું વર્ણન કરતો બીજો પત્ર મહમૂદને મળ્યો અને એણે અમદાવાદ પાછો ફરવાનો વિચાર કર્યો. સુલતાન અમદાવાદ તરફ થોડે છેટે સુધી ગયો એટલે ખૂબ મોટું લશ્કર લઈ મહમૂદ ખલજીએ માળવાથી પાછો દક્ષિણ તરફ ચડી દેવગઢ સુધીનો મુલક ઉજ્જડ કર્યો,' ત્યારે સુલતાને ફરી નંદરબાર આવીને મુસલમાન બાદશાહોએ એક બીજા સાથે ન લડવું જોઈએ એમ માળવાના સુલતાનને લખ્યું અને એ પાછો ફર્યો. સુલતાન મહમૂદે પણ અમદાવાદ પાછા ફરતાં રસ્તામાં દરિયાની નજીકમાં આવેલા એક પહાડી કિલ્લાને જીતી લીધો. એનું કારણ એમ કહેવાય છે કે ત્યાંના લોકો વહાણોની અવરજવરને જોખમરૂપ હતા. એનું વર્ણન આગળ કરીશું. તવારીખકારો આ દક્ષિણની ચડાઈની ખૂબ લાંબી વિગતો આપે છે, પરંતુ એમાં ઊતરવાની અહીં જરૂર નથી.

આ અર્થ વગરની લડાઈઓ અને કૂચોમાંથી પાછો ફરી થોડાં વર્ષ અમદાવાદમાં પસાર કરી ઈ. સ. ૧૪૬૭ માં, એટલે કે પોતે ઉંમરલાયક થયો તેને બીજે જ વર્ષે, મહમૂદે સૌરાષ્ટ્ર તરફ ચડાઈ

---

૩. સિકંદરી પૃ. ૮૯. તબકાતે અકબરી પૃ. ૨૪૫. સિત્તેર હજાર ઘોડેસવાર અને પાંચસો હાથી આ લશ્કરમાં હતા એવું વર્ણન જરા અતિશયોક્તિભરેલું લાગે છે. દરેક મનસબદાર પોતાની જાગીરમાં ઘોડા રાખે અને લડાઈ વખતે ભેગા થાય તો જ આ શક્ય બને.

૪. સિકંદરી, પૃ. ૯૦

કરવાનો નિશ્ચય કરી જૂનાગઢનો વિજય કરવા માટે કૂચ કરી. એ સમયે ચુડાસમા વંશનો પ્રસિદ્ધ રા'મંડલિક જૂનાગઢનો રાજા હતો.

### સિકંદરીએ કરેલું સૌરાષ્ટ્રનું વર્ણન

સૌરાષ્ટ્ર કે સુરાષ્ટ્ર એ એના નામ પ્રમાણે દરેક રીતે સુંદર પ્રદેશ હતો. સુલતાન મહમૂદ ગઝનવીએ સોમનાથનાં મહિમા અને અને સંપત્તિથી આકર્ષાઈને સૌરાષ્ટ્ર ઉપર ચડાઈ કરી હતી એ પાછળ જોઈ ગયા. દિલ્હીના સુલતાનોના સમયમાં પણ સોરઠ ઉપર ચડાઈ થયેલી અને મુહમ્મદ તઘલકે સોરઠમાં નિવાસ કરેલો એ પણ જોઈ ગયા. મિરાંતે સિકંદરી સોરઠની પ્રશંસા કરે છે એ અહીં જોવા જેવી છે: "ગિરનારનો રાજા કોઈ બાદશાહની બીક રાખતો નહિ, કારણ એનો કિલ્લો આકાશ જેટલો ઊંચો હતો અને ત્યાં સુધી કોઈનો પાશ પહોંચ્યો નથી. જૂનાગઢના કિલ્લામાં એનું રહેઠાણ હતું અને એ કિલ્લાની દીવાલો સિકંદરના કિલ્લા જેવી હતી. સોરઠ જેવા દેશનો રાજા ધણી હતો. સોરઠ દેશ એવો સરસ છે કે જાણે પરમેશ્વરે પોતે માળવા, ખાનદેશ અને ગૂજરાતમાંથી તરવ ચૂંટી કાઢી દુનિયાના લોકોને બતાવવાને માટે બનાવ્યો હતો. અથવા તો જાણે કુદરતના નાણાવટીએ આ ત્રણે દેશોની કસોટીરૂપ બનાવ્યો હતો. એનાં બંદરો બીજા દેશનાં બંદરો કરતાં ચડિયાતાં હતાં, કારણ કે આ ત્રણે દેશોમાં જે અનાજ ફળ આવતાં એ એ દેશનાં બંદરોમાં થઈને આવતાં અને બીજો માલ પણ એ દેશનાં બંદરોમાં થઈને આવતો."[૫]

સોરઠના લૂંટારાઓ હમેશાં ગૂજરાતની સીમ ઉપર લૂંટ ચલાવતા. સુલતાન અહમદશાહે સોરઠ ઉપર ચડાઈ કરેલી, પણ એમાં એને ખાસ વિજય પ્રાપ્ત થયેલો નહિ, અને માત્ર મુલક તારાજ કરી

---

૫. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૯૧. આ પછી સિકંદર પોતાના સમયમાં સોરઠનું વર્ણન કરે છે. તે યથાસ્થાને જોઈશું.

લોકોને ત્રાસ આપી પાછો ફરેલો. સુલતાન મહમૂદને સોરઠ જીતવાનું મન ઘણા સમયથી હતું, પરંતુ સોરઠના કિલ્લાઓની મજબૂતી અને એ જીતવા માટે જે સામગ્રી જોઈએ એ બધી તૈયાર કરવાની મુશ્કેલી-ઓથી વિલંબ થતો હતો. છેવટે હિ. સ. ૮૭૧ (ઈ સ. ૧૪૬૭) માં તૈયારી કરી સુલતાને જૂનાગઢ ઉપર સવારી કરી.[૬]

## ઐતિહાસિક યુગનું પહેલુ પાટનગર

ઐતિહાસિક યુગની શરૂઆતથી જ જૂનાગઢ સૌરાષ્ટ્રનું પાટનગર હતું. આખા મહાગૂજરાતનું પહેલું ઐતિહાસિક પાટનગર જૂનાગઢને ગણી શકાય. એ પહેલાંનું આપણા પ્રદેશનું પાટનગર દ્વારકા હતું, પરંતુ એ પ્રાગૈતિહાસિક યુગમાં ગણાય. ભારતના સમ્રાટ અશોકના સમયના સુદર્શન સરોવરના લેખને લીધે જૂનાગઢનું ઐતિહાસિક મહત્ત્વ સમસ્ત ભારતના ઇતિહાસમાં બહુ જ છે એ વાતનો સામાન્ય ઉલ્લેખ પહેલા ભાગમાં આપણે કરી ગયા છીએ. જૂનાગઢનું પ્રાચીન ઐતિહાસિક નામ ગિરિનગર છે. આ શહેરે લગભગ સાતસો વર્ષ સુધી આપણા ભૂમિવિભાગના પાટનગરનું સ્થાન ભોગવ્યું છે. એટલો લાંબો સમય અવિચ્છિન્ન પાટનગર રહ્યું હોય એવું બીજું કોઈ શહેર ભારતમાં ભાગ્યે જ જડશે.[૭]

ગિરનારની આસપાસના સ્થળને પુરાણોમાં વસ્ત્રાપથ ક્ષેત્ર કહ્યું છે. એને રૈવતક ક્ષેત્ર પણ કહે છે. સ્કંદપુરાણમાં એ ક્ષેત્રનું માહાત્મ્ય તથા ભૂગોળ આપેલાં છે. મહાભારતમાં પણ એ ક્ષેત્રનો ઉલ્લેખ છે. એમાં ઘણાં તીર્થો છે, પણ ત્રણ મુખ્ય છે.[૮] 'વસ્ત્રાપથમાં દેવવર ભવ (શિવ)

૬. સિકંદરી પૃ. ૯૨.

૭. ચંદ્રગુપ્ત મૌર્ય અને અશોકના સમયથી ગુપ્ત સમ્રાટોના સમય સુધી ગિરિનગર પાટનગર તરીકે રહ્યું છે.

૮. સ્કંદપુરાણ પ્રભાસખંડ, વસ્ત્રાપથ માહાત્મ્ય. વળી શ્રી. ઉમાશંકરના 'પુરાણોમાં ગુજરાત' એ ગ્રંથમાં વસ્ત્રાપથ શબ્દ જુઓ. એમાં રૈવતક, ઉજ્જયંત, વગેરે શબ્દો માટે પણ ઉત્તમ ચર્ચા કરી છે.

છે. રૈવતકમાં દામોદર–વિષ્ણુ છે, અને ગિરિની ઉપર શ્રીઅંબિકા છે.[૯] એટલે ગિરનાર–જૂનાગઢનાં આ ત્રણ મહાસ્થાનોથી એનો સ્થળનિર્ણય નિશ્ચિત છે. ભવ એ હાલના ભવનાથ મહાદેવ છે. દામોદર વિષ્ણુ ગિરિતળેટીમાં દામોદર કુંડ સાથે સુપ્રસિદ્ધ છે; અને ગિરનારને મસ્તકે શ્રીઅંબાજીનું સુંદર સ્થાન શોભી રહ્યું છે. ગિરનારનાં નામો ઉજ્જયંત, ઉર્જયંત વગેરે પુરાણોમાં અને શિલાલેખોમાં જુદી જુદી રીતે લખેલાં મળે છે. રૈવત કે રૈવતક એ પ્રાચીન ભૂગોળમાં પર્વત અને પ્રદેશ બન્નેનાં નામ છે.[૧૦] ગિરનાર–ઉજ્જયંત અને રૈવત એ બન્ને નામો આપણા પૌરાણિક સાહિત્યમાં એવી રીતે વપરાયાં છે કે એ બે પર્વતો એક જ કે ભિન્ન એ સમજવાનું જરા મુશ્કેલ બન્યું છે અને વિદ્વાનોમાં ખૂબ મતભેદ ઉત્પન્ન કર્યો છે; ગિરનારની બાજૂના–એના ભાગ જેવા એક ડુંગરને રૈવત કહે છે એમ ઘણે ભાગે માનવું થાય છે. પુરાણોના ઉલ્લેખોની ચર્ચામાં પડવાનું અહીં સ્થાન નથી, પરંતુ બધા ઉલ્લેખો સાથે જોતાં એ બન્ને પર્વતોને એક માનવા કે રૈવતને બીજે સ્થળે ઘણે દૂર માનવો તેના કરતાં બન્નેને ગિરનારના જ ભાગ માનવા એ વધારે સંગત લાગે છે.[૧૧]

---

૯. સ્કંદપુરાણ, પ્રભાસખંડ. વસ્ત્રાપથ માહાત્મ્ય : वस्त्रापथे देववरो भव; स्थितो दामोदरो रैवतके व्यवस्थितः। अंबेति देवीगिरिमूर्ध्नि संस्थिता।

૧૦. વરાહમિહિર બૃહત્સંહિતામાં રૈવતકને પ્રદેશ તરીકે સૌરાષ્ટ્રની સાથે જ ગણાવે છે. પુરાણોમાં એને પર્વત પણ ગણ્યો છે.

૧૧. રૈવતને માટે શ્રી. ઉમાશંકરે ખૂબ ચર્ચા કરી છે. દ્વારકાને હાલની દ્વારકાની જગ્યાએ સિદ્ધ કરવા માટે એમણે જે કારણો આપ્યાં છે તે અહીં અસ્થાને છે. પરંતુ રૈવત દ્વારકાની પાસે જ હતો તે કારણથી રૈવત નામનો કોઈ નાનો ટેકરો દ્વારકાની સાથે સમુદ્રમાં ડૂબી ગયો એમ માનવા લલચાય છે. દુર્ગાશંકર જૂનાગઢને જ દ્વારકા માને છે એટલે ગિરનાર જ રૈવત ઠરે છે. એની વિરુદ્ધ શ્રી. ઉમાશંકર દલીલો કરે છે. ચર્ચા રસમય છે. પરંતુ રૈવત હાલની દ્વારકા પાસે હોય એ સિદ્ધ થઈ શકતું નથી. આપણાં પુરાણોમાં

## પ્રાચીન ગિરિનગર

આમ પુરાણો અને મહાભારતમાં ઉજ્જયંત અને રૈવત એવાં નામો મળવા છતાં જૂનાગઢ પાસેના પર્વતનું નામ ગિરનાર પડ્યું છે તે જોતાં ઐતિહાસિક નામ ગિરિનગર એ બહુ જ મહત્ત્વનું છે. મહાક્ષત્રપ રુદ્રદામાના લેખમાં પર્વતનું નામ ઉર્જયંત છે અને સ્થળનું નામ ગિરિનગર છે, એટલે જૂનાગઢની નજીકની જગ્યાએ જે નગર હશે તેનું જ નામ ગિરિનગર છે. આ નગર ઉજ્જયંત પર્વતમાંથી નીકળતી સુવર્ણરેખા (સોનરેખ) અને પલાશિની નામે નદીઓની પાસે હતું અને એ બન્ને નદીઓનાં પાણીને ત્રણે બાજૂ કુદરતી દીવાલો જેવા ટેકરા હતા અને એક બાજૂ કૃત્રિમ બંધ બાંધી એક સરોવર બનાવ્યું હતું તેનું નામ સુદર્શન તળાવ હતું. એક વખત ખૂબ ભારે વરસાદ અને પવનના તોફાનમાં બન્ને નદીઓ અને બીજાં નાળાંમાં મોટું પૂર આવવાથી નગરનાં અને સરોવર કાંઠાનાં પર્વતશિખરો, ઝાડ, કાંઠાના બંધ, મેડા, અગાસીઓ, દરવાજા તથા વિસામાઓ તૂટી ગયા અને મોટો બંધ પણ તૂટી ગયો.[૧૨] એ મહાક્ષત્રપ રુદ્રદામાના સૂબાએ સમરાવ્યો, એવું એના લેખમાં વર્ણન છે. આ ઉપરથી ગિરિનગર હાલના જૂનાગઢની પાસે પણ ગિરનાર પર્વતની જરા વધારે પાસે હોવું જોઈએ એમ લાગે છે. સમ્રાટ અશોક અને રુદ્રદામાના લેખો ગિરિનગર શહેરમાં જતા આવતા મુખ્ય માર્ગમાં બધાની નજરે ચડે એવી

---

ભૌગોલિક સ્થળોનાં નામો અને ક્રમમાં ખૂબ ગૂંચવાડો છે અને ઘણીવાર એક જ વિભાગના નાના પેટાવિભાગોને એક સાથે જુદા જુદા ગણાવે છે. એટલે સ્થળનિર્ણય બહુ મુશ્કેલ બને છે. સ્થળોનું એકબીજાથી અંતર નક્કી કરવામાં પણ ગૂંચવણ છે. ઉજ્જયંત-ગિરનારને સોમનાથની પાસે મૂક્યો છે!

૧૨. "રુદ્રદામાનો ગિરનારનો લેખ"...(च) माणानुरूपप्रतीकारमपि गिरिशिखरतरुतटाट्टालकोपतल्पद्वारशरणोच्छ्रयविध्वंसिना युगनिधनसदृशपरमघोरवेगेन वायुना ...આ ઉપરથી ગિરિનગરનાં બાંધકામનો ખ્યાલ આવે છે.

રીતે અને સુદર્શન તળાવને કાંઠે જ મોટા ખડક ઉપર કોતરેલા હોવા જોઈએ.[13] ગિરિનગર એટલે પર્વતની છેક પાસે વસેલું નગર અથવા તો હાલનાં પર્વતો ઉપર વસાવેલાં સ્થાનો "હિલસ્ટેશન" જેવું પર્વતના ચઢાવ ઉપર ઊંચીનીચી જગ્યાઓમાં બાંધેલું નગર જ કહી શકાય. આ પ્રાચીન ગિરિનગરનો સ્થળનિર્ણય હજી ચોક્કસ રીતે થયો નથી. રુદ્રદામાના લેખ પછી વરાહમિહિરની બૃહત્સંહિતામાં અને કવિ રાજશેખરની કાવ્યમીમાંસામાં એ નામ મળે છે, એટલે ઈ. સ. ની પાંચમી સદી સુધી ગિરિનગર એ શહેરનું નામ રહ્યું હોય. અને દસમી સદીમાં રાજશેખરે એને પર્વતના નામ તરીકે ગણાવ્યું છે એટલે નગરનું નામ પાસેના ઉજ્જયંતને અપાયું અને તે સમયથી એ પર્વતનાં પૌરાણિક નામો પ્રશસ્તિઓ વગેરેમાં જ રહ્યાં, પણ લોકપ્રિય નામ તો "ગિરનાર" પડી ગયું, અને તે આજ સુધી ચાલુ છે.[14] સુદર્શન તળાવનો બંધ ત્રણ વખત તૂટયાના ઉલ્લેખ છે. છેલ્લો ક્યારે તૂટ્યો અને જંગલ ક્યારે વધ્યું તેનો સમય નક્કી થઈ શકતો નથી. આમ

---

૧૩. લેખ જે ખડક ઉપર કોતરેલો છે તે સ્થળ ગિરિનગરનું મુખ્ય સ્થળ હશે, જ્યાંથી પશ્ચિમમાં કાંઇક સીધી લીટી દોરવામાં આવે તો ઉત્તરનો નીચાણવાળો ભાગ સુદર્શન તળાવનો અને દક્ષિણનો ઊંચો ઢોળાવ લેતો ભાગ ગિરિનગરના વિસ્તારનો હોવા સંભવ છે, જે લગભગ કાળવા દરવાજા સુધી પહોંચે.

૧૪ વરાહમિહિર ગિરિનગર નામ દક્ષિણમાં મૂકીને ગોટાળો ઉત્પન્ન કરે છે. એ મહાન પંડિત સ્થળો આપવામાં પુરાણો કરતાં કાંઈક વધારે ચોક્કસ છે છતાં આવી દિશાની ભૂલો પણ એણે કેટલીક કરી છે. ગિરિનગર દક્ષિણમાં કોઈ બીજું હોય એમ ધારવાનું કાંઈ કારણ નથી. પાંચથી દસમી સદી સુધીમાં ખાસ ઉલ્લેખો મળતા નથી અને એટલા સમયમાં શહેરનું નામ પર્વતને મળ્યું એ ઇતિહાસમાં એક વિચિત્ર ઘટના પણ કહી શકાય. રાજશેખર પણ મોટા પર્વતો વગરના આપણા પ્રાંતના પર્વતોમાં ગોવર્ધન પછી ગિરિનગર અને પછી દેવસભ લખે છે. એ ઉપરથી આપણા પ્રાચીન લેખકોની ક્રમ અને દિશાની માન્યતા સમજાશે.

એક સમયનું મોટું અને સુંદર શહેર ગિરિનગર પણ જંગલ થઈ ગયું અને વસ્ત્રાપથક્ષેત્ર ઉપર રાજ્ય કરનારા ચુડાસમાઓએ વંથળી–વામન-સ્થલીમાં રાજધાની કરી.

### જૂનાગઢ નામ પાડવાનું કારણ

આ પ્રાચીન મહાસ્થાનનું નામ પાસેના પર્વતને મળી ગયું ત્યારે જૂનાગઢ નામ શી રીતે પડયું તે જોઈએ. મિરાતે સિકંદરીમાં એનું સયુક્તિક ગણી શકાય એવું કારણ આપેલું છે, અને તે એના લેખકના સમયમાં સોરઠના લોકોમાં મનાતું હતું એ ઉપરથી લખેલું છે. એમ કહેવાય છે કે વંથળીમાં રાજધાની હતી ત્યારે ગિરનાર અને વંથળીની વચ્ચે એક ગાઢ જંગલ હતું, અને એમાં માણુસ કે ઘોડો દાખલ થઈ શકતાં નહિ. એક વખત એક કઠિયારો જંગલમાં ઊંડો ચાલ્યો ગયો અને એની નજરે એક જૂનો કિલ્લો દેખાયો, તથા તેનો દરવાજો પણ નજરે પડયો. કઠિયારાએ વંથળી આવીને રાજાને વાત કહી. રાજાએ ઘણા કઠિયારાઓ મોકલી જંગલ કપાવી નંખાવ્યું અને કિલ્લો ખુલ્લો થયો. રાજાએ જૂનો ઇતિહાસ જાણનારા પુરુષોને આ કિલ્લો કોણે બાંધેલો અને કયારે બાંધ્યો વગેરે હકીકત પૂછી, પણ કોઈએ એ વાતનો ખુલાસો કર્યો નહિ. એટલે જેના બાંધનારનું નામ અને બંધાયાના સમયનો પત્તો ન લાગ્યો એવા કિલ્લાનું નામ જૂનો કિલ્લો એટલે 'જૂનોગઢ' પડયું.[૧૫] જીર્ણદુર્ગ વગેરે નામ "જૂના ગઢ" ઉપરથી થયેલાં છે.[૧૬] સુલતાન મહમૂદે જ્યારે જૂનાગઢ ઉપર ચડાઈ કરી ત્યારે રા'મંડલિકની સત્તા નીચે કિલ્લો ઘણો મજબૂત ગણાતો હતો. એ સમયે કિલ્લો કેવો ગણાતો હતો એનું વર્ણન સિકંદરીમાં ફારસી કાવ્યોની અતિશયોક્તિથી કર્યું છે. એમાં લખે છે કે "આ કિલ્લો એવો છે કે એનું મસ્તક આકાશ સુધી પહોંચેલું છે અને એનું શિખર સૂર્યચંદ્રને

---

૧૫. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૯૩-૯૪,

૧૬ જીર્ણદુર્ગ-યવનગઢ વગેરે જૂનાગઢ ઉપરથી બનાવેલાં નામો છે.

મુકામ કરવાની જગ્યા છે. કિલ્લાનો રંગ નીલો છે અને એના રખેવાળ શનિને ડરાવે એવા છે. એનો દેખાવ રાત્રિથી પણ વધારે અંધારો છે. અને એના રસ્તાઓ વાવથી પણ વધારે સાંકડા છે. આકાશનાં ચાર રાશિમંડળોની બરોબરી કરે એવો એનો એક બુરજ છે."[૧૭] આ વર્ણન ગિરનારના ઉપરકોટનું છે કે જૂનાગઢના ઉપરકોટનું છે એ સમજાય નહિ એવું છે. સિકંદરી લખે છે કે ગિરનારની દક્ષિણ બાજૂ ડુંગરા બહુ મોટા નથી અને ઘાડું જંગલ છે તેમાં વનચર પ્રાણીઓ રહે છે. એ જંગલમાં ખાનત નામની એક જંગલી પશુઓ જેવી હિંદુઓની જાતિ પહાડની તળેટીમાં ઘર બનાવીને રહે છે અને એમને પકડવા લશ્કર મોકલો તોપણ પકડાતા નથી.[૧૮] આ જંગલમાં થતાં ઝાડનું વર્ણન પણ કર્યું છે અને કેટલાંક ઝાડ એવાં થાય છે કે જેમનાં નામ પણ કોઈ જાણતું નથી. મિરાતે અહમદી આવાં કેટલાંક ઝાડનું વર્ણન ચમત્કાર જેવું કરે છે.[૧૯] સિકંદરી આગળ લખે છે કે એ પહાડની પશ્ચિમે ચાર તીરવા છેટે એક પથ્થરની ટેકરી છે અને તેના ઉપર એક કિલ્લો બાંધેલો છે તેનું નામ 'જૂનાગઢ' છે. એને ત્રણ દરવાજા છે. આ વર્ણન એ સમયના ઉપરકોટનું છે.[૨૦] ઉપરકોટ કોણે બંધાવ્યો એનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી, પરંતુ ચુડાસમા ગ્રહરિપુએ બંધાવ્યો હોય એમ મનાય છે. જૂનાગઢનો આ કિલ્લો મજબૂત છે અને એની આસપાસ પથ્થરમાંથી ખોદી કાઢેલી ખાઈ છે. દસમી સદીમાં વંથળીથી ગ્રહરિપુ અને એના વંશજો જૂનાગઢને રાજધાની બનાવીને રહ્યા હોય એમ

૧૭. સિકંદરી, પૃ. ૯૨-૯૩.

૧૮. સિકંદરીના ભાષાંતરકાર 'ખાનત'ને કાઠી કહે છે, પરંતુ એ પથ્થર ફોડીને ખાણ ખોદનારા હોય.

૧૯. અહમદીની પુરવણી, પૃ. ૨૫૦-૫૨. એમાં ચમત્કારિક વર્ણન આપેલાં છે.

૨૦. સિકંદરી. પૃ. ૯૩. તીરવા એટલે ચાર ધનુષ દૂર. પુરાણોમાં ધનુષથી અંતર માપેલાં છે.

લાગે છે. આજનો ઉપરકોટ તો મુસલમાની સમયમાં સુધારાવધારા કરીને સમરાવ્યો હોય એવો છે, પરંતુ રજપૂત સમયના અવશેષો એમાં મળી આવે છે. ચુડાસમાઓના પહેલાં ગિરિનગર શહેરને આ કિલ્લો હતો કે નહિ તે જાણવાનું આજે કાંઈ સાધન નથી. પરંતુ ગિરનાર ઉપર બૌદ્ધ વિહાર હતા[૨૧] અને ચીનો મુસાફર હુએનસેન એના ઉલ્લેખ કરે છે તે ઉપરથી ત્યાં થોડી ઘણી પણ વસ્તી હશે એમ સમજાય છે. ઉપરકોટમાં રા'નવઘણનો કૂવો ખાસ જોવાલાયક છે અને એમાં ઊતરવાનાં ૨૩૫ પગથિયાં છે.[૨૨] અડીકડીની વાવ પણ જોવાલાયક છે. મુસલમાનોએ જીત્યા પછી એમાં રા'મંડલિકના મહેલ કહેવાતા કોઈ મકાનને જુમામસ્જિદમાં ફેરવી નાંખેલી પણ જણાય છે. અને ૧૬ મી સદીમાં ઇજિપ્તમાં ઢાળેલી એક મોટી તોપ છે, તેનો ઉલ્લેખ આગળ કરીશું. બીજી રીતે ઉપરકોટ આજે વેરાન દશામાં છે.

## જૂનાગઢ પર પહેલી ચડાઈ

સુલતાન મહમૂદે જૂનાગઢ ઉપર પહેલી ચડાઈ ઈ. સ. ૧૪૬૭ માં કરી. એણે આ ચડાઈ કરતી વખતે કરેલી લશ્કરી તૈયારીનું અને એ માટે ભેગાં કરેલાં કીમતી હથિયારોનું વર્ણન તવારીખમાં આપેલું છે. મહમૂદ જ્યારે જૂનાગઢના કિલ્લા પાસે પહોંચ્યો ત્યારે ત્યાંના હિંદુઓ

---

૨૧. જૂનાગઢ અને ગિરનાર તથા ઉપરકોટમાં એવી ગુફાઓ છે અને લોકો અજ્ઞાનથી ખાપરાકોડિયાની ગુફાઓ એવાં નામો આપે છે.

૨૨. આ માટે એક દોહરો પ્રસિદ્ધ છે :

અડી કડી વાવ ને નવઘણ કૂવો
જેણે ન જોયો તે જીવતો મૂઓ.

આ બે વડારણો હતી એમ કહેવાય છે.

પોતાનાં મિલકત અને કુટુંબોને 'મહાબિલા'[૨૩] નામની એક પહાડી ખોમાં સલામતીની જગ્યાએ લઈ ગયા. એમ કહેવાય છે કે આ ખોમાં દુશ્મન જઈ શકે એવું હતું નહિ અને એમાં જવાનો રસ્તો સુરક્ષિત હતો. સિંધનો શાહજાદો અને સુલતાનનો મામો તઘલકશાહ આ બધી વિગતના સમાચાર લઈને સુલતાન પાસે આવ્યો, અને બીજે દિવસે એક નાની ટુકડી સાથે જઈને મહમૂદે હિંદુઓના સરંજામની લૂંટ ચલાવી. રક્ષકોએ બચાવ કર્યો પણ એમની ખુવારી થઈ. તવારીખકારો કહે છે રા'મંડલિકે તાબેદારી સ્વીકારી ને ખંડણી આપી એટલે ઘેરો ઉઠાવી લઈ સુલતાન અમદાવાદ ગયો. આ વર્ણનમાં તવારીખકારોના શબ્દો જોતાં એમ લાગે છે કે ગિરનારનો કિલ્લો જીતવો સહેલો નથી એમ સુલતાનને લાગ્યું હોય અને ભવિષ્યમાં વધારે તૈયારી કરીને બીજી ચડાઈ કરવાનું મુલતવી રાખવું એમ સુલતાનને લાગ્યું હોય અને ભવિષ્યમાં વધારે તૈયારી કરીને બીજી ચડાઈ કરવાનું ધારી પાછો ગયો હોય. "સમય જોતાં એ વર્ષને માટે કિલ્લો જીતવાનું મુલતવી રાખવું એમ સુલતાનને લાગવાથી ખંડણી લઈ પાછો ગયો."[૨૪] એ શબ્દો જોતાં એમ સમજાય છે કે

૨૩. મિરાતે સિકંદરીમાં મહામિલા ખો લખે છે, બીજી તવારીખોમાં મહાબિલા અને મહાબલા લખે છે. શબ્દ સંસ્કૃત જેવો દેખાય છે, પરંતુ આ નામનો કાંઈ પણ પત્તો આજે લાગતો નથી. ફારસી તવારીખોએ આ શબ્દ ક્યાંથી કાઢ્યો તે સમજાય તેવું નથી. ભવનાથથી ગિરનાર ઉપર જવાના કોઈ સાંકડા રસ્તાને એ જમાનામાં એવું નામ આપવામાં આવ્યું હોય અને પાછળથી એ ભુલાઈ જવાયું હોય એમ બને. આ લખતી વખતે પણ આ બાબત તપાસ કરાવેલી, પણ પત્તો લાગ્યો નથી. રાસમાળા મોહઅીલ લખે છે, કેમ્બ્રિજ હિસ્ટ્રીમાં આ નામ નથી.

૨૪. તબકાતે અકબરી, પૃ. ૨૫૦. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૯૬. તારીખે ફિરિસ્તા કહે છે કે ગરમીની મોસમને લીધે સુલતાનને લડવું ઠીક ન લાગ્યું. ગમે તેમ પણ મહમૂદ લડી શક્યો નહિ. મહામિલા ખોના રક્ષકો જેને ફિરિસ્તા બરાઓ ( Baraos ) લખે છે તે સમજાય તેવું નથી, જ્યારે તબકાત પ્રધાનો લખે છે.

પહેલી ચડાઈમાં સુલતાન ફાવ્યો નથી. જો કદાચ રા'મંડલિકે ખંડણી આપવાનું કહેવડાવ્યું હોય તોપણ મુસલમાન લશ્કર આસપાસની વસ્તીને લૂંટી મુલકને ઉજ્જડ કરતું હતું તે અટકાવવાના હેતુથી સમાધાન કર્યું હોય એમ જણાય છે.

## બીજી ચડાઇ

બીજે જ વર્ષે ઈ. સ. ૧૪૬૮ માં મહમૂદને સમાચાર મળ્યા કે રા'મંડલિક સોનેરી છત્ર ધારણ કરીને ભભકાથી મૂર્તિપૂજા કરવા જાય છે.[૨૫] આ સાંભળીને સુલતાનના મનમાં ઈર્ષ્યા પેદા થઈ. એણે ચાળીસ હજારનું લશ્કર મોકલીને જૂનાગઢના રાજાને તાબે કરી છત્ર ખૂંચવી લેવા ફરમાન કાઢ્યું અને છત્ર ન આપે તો દેશને લૂંટીને વેરાન કરવા ફરમાવ્યું. રા'મંડલિકે આ સમાચાર સાંભળ્યા ત્યારે છત્ર અને બીજી કીમતી ભેટો સુલતાનને મોકલી આપી યુદ્ધ થતું અટકાવ્યું. સુલતાને આ ભેટો અને દ્રવ્ય ગવૈયાઓને વહેંચી દીધું.[૨૬]

## ગિરનારની ચડાઈનું ખરું કારણ

ગિરનારના રા'મંડલિક સાથેની લડાઈઓનું વર્ણન જોતાં એમ સમજાય છે કે રા'મંડલિક મહમૂદને ખંડણી આપીને તેના

---

૨૫. આ મૂર્તિપૂજાનો ઉલ્લેખ ક્યાંનો છે તે સ્પષ્ટ નથી. મહમૂદે લાંબો સમય જૂનાગઢમાં રહીને સોરઠની લડાઇઓ કરી. એમાં તવારીખોમાં સોમનાથનો ઉલ્લેખ એકે વાર નથી. સાગરકાંઠો એ સમયે મુસલમાન સત્તામાં હતો અને દીવમાં ગૂજરાતી નૌકાસૈન્યનું વડું મથક હતું. એટલે સોમનાથના ઉલ્લેખો એ સમયમાં મળતા નથી. શ્રી. મુનશી અને શ્રી. થાપર એમના સોમનાથ આગળના ખોદકામના હેવાલમાં મહમૂદના સમયમાં એક વાર મંદિરનો ધ્વંસ થયો એમ લખે છે. તવારીખોમાં તો એનો ઉલ્લેખ મળતો નથી. મંડલિકની મૂર્તિપૂજાનો ઉલ્લેખ ગિરનાર જૂનાગઢ પૂરતો જ હોવો જોઇએ.

૨૬. એક તવારીખ આ પ્રમાણે લખે છે, જ્યારે બીજી 'ખબર લાવનારને વહેંચી દીધું' એમ લખે છે અને ત્રીજી 'નાચનારીઓને વહેંચી દીધું' એમ લખે છે.

તાબેદાર તરીકે રહેત તો કદાચ એનું રાજ્ય કાયમને માટે જીતી લેવાનો મહમૂદ નિશ્ચય ન કરત. પરંતુ આમાં એક નોંધપાત્ર ઐતિહાસિક કારણ બન્યું તે જોઈએ.[૨૭]

સિંધના ઊછ ગામના મુસલમાન સંત અને ગૂજરાત સલ્તનતના સ્થાપક ને ગૂજરાતની ગાદી માટે આશીર્વાદ આપનાર, અને અમદાવાદ પાસે વટવાના સંતપુરુષ કુતુબેઆલમ સાહેબના દાદા, સૈયદ જલાલ બુખારી મખદૂમ જહાનિયાંના હુકમથી ઇસ્લામના પ્રચાર માટે સૈયદ સિકંદર માંગરોળમાં આવીને રહ્યા હતા.[૨૮] માંગરોળમાં હિ. સ. ૭૮૫ માં જુમા મસ્જિદ બંધાઈ હતી અને ઇસ્લામનો પ્રચાર થયો હતો. ત્યાં વેપાર અર્થે પણ મુસલમાનોની વસ્તી હતી. સુલતાન મહમૂદ બેગડાના સમયમાં સૈયદ રુકનુદ્દીન સૈયદ રાજૂ સૈયદ સિકંદરની ગાદીએ હતા. એમણે અમદાવાદના સુપ્રસિદ્ધ સંત શાહઆલમ સાહેબ ઉપર માંગરોળથી એક પત્ર લખ્યો છે. એ પત્રમાં ગઢ ગિરનારનો હિંદુ રાજા મુસલમાનોને શાંતિથી રહેવા દેતો નથી અને ઇસ્લામનો પ્રચાર ભયમાં આવી પડ્યો છે તે માટે અમદાવાદના સુલતાનની મદદ માગી હતી. શાહઆલમ સાહેબે એ પત્રનો ઉત્તર પણ વાળ્યો હતો. પત્રો ઘણાં જ વિશેષણોથી ભરેલા છે અને એ સમયના મુસલમાન પત્રોનો ઉત્તમ નમૂનો છે. એનો સાર માત્ર અહીં જોઈએ.

---

૨૭. અમદાવાદના આ બે ઐતિહાસિક પત્રો સૈયદ અબુ ઝફર નદવી સાહેબને અસલ હાલતમાં મળેલા. એના ફોટોગ્રાફ એમણે પુરાતત્ત્વ ત્રૈમાસિકમાં પુ. ૫ અંક ૩માં છપાવ્યા છે, અને એ માટે એક ઐતિહાસિક લેખ લખ્યો છે. મૂળ પત્રો અને તેના તરજુમા પણ આપ્યા છે. પત્રો સૈયદ રાજુ અને શાહઆલમ સાહેબના પોતાના જ હસ્તાક્ષરમાં છે એ ખૂબ મહત્ત્વની વાત છે. એ જમાનામાં મુસલમાન મહાપુરુષો કેવા પત્રો લખતા હતા તે જાણવાનું મળે છે.

૨૮. જનાબ નદવી સાહેબે આ આખી ઐતિહાસિક વિગત લંબાણથી ચર્ચી છે. ( જુઓ ઉપર્યુક્ત લેખ. )

## સૈયદ રુકનુદ્દીનના પત્રનો સાર[૨૯]

### માંગરોળના સૈયદ રાજૂનો પત્ર

"લાંબા સમયથી હું આપની ખિદમતમાં હાજર થઈને આપના પવિત્ર કદમો ચૂમું એવી ઇચ્છા મને હતી. બદકિસ્મતને લીધે દુનિયાના વહેવારો અને પાપકર્મમાં હું એવો ડૂબેલો છું કે આપ નામદારની યાત્રા કરી હું ઉન્નત નથી થઈ શક્યો, મને તેથી દુઃખ થાય છે. આપ કૃપા કરી પરવાનગી આપો તો સેવામાં હાજર થાઉં. મારા દાદા સૈયદ સિકંદર મુહમ્મદને આપના પરદાદા હજરત મખદૂમ જહાંનિયાંએ સોરઠમાં વસવાનો હુકમ આપ્યો હતો. એ પછી મારા મર્હૂમ પિતા એમને પગલે ચાલીને લોકસેવા કરતા રહ્યા. પિતાના અવસાન પછી એ કાર્ય જારી રાખવા આ રંક સેવક તૈયાર થયો, પરંતુ મુશ્કેલીઓ એવા પ્રમાણમાં સામે આવીને ઊભી છે કે આગળ કદમ ભરવાનું મુશ્કેલ થઈ ગયું છે. ખાસ કરીને ગઢ ગિરનારના રાજા અને વર્તમાન હાકેમો એટલા પ્રમાણમાં મુસલમાનોની વિરુદ્ધ છે કે હવે આ સ્થળે વસવું મુશ્કેલ થઈ પડયું છે. આ વખત મદદનો છે. આથી કરીને આપ દુઆ ફરમાવો કે ખુદા અમારી મુશ્કેલીઓ દફા કરે અને મદદ કરી અમને આ જુલ્મમાંથી બચાવે."

## હજરત શાહઆલમ સાહેબના ઉત્તરનો સાર[૩૦]

### અમદાવાદના શાહઆલમનો ઉત્તર

"આપ જિનાબનો પત્ર મળ્યો. આપની તન્દુરસ્તીના સમા-

---

૨૯. આ પત્રમાં શાહઆલમ સાહેબનું એ સમયનું લોકપ્રિય નામ મિયાં મંજલા આપેલું છે. સિકંદરી સિવાય બીજા ઇતિહાસોમાં એ નામ મળતું નથી અને જુદી જુદી રીતે સિકંદરીમાં પણ લખેલું છે. આમાં ખરું નામ મળે છે.

૩૦. આ પત્રમાં ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવાનું અને મંત્ર ભણવાનું લખ્યું છે તે નોંધપાત્ર છે. જૂના જમાનામાં રાજ્ય ઉપર લાગવગ ધરાવતા સંતપુરુષો પણ શ્રદ્ધાને ઉત્તેજન આવી રીતે જ આપતા હતા અને હિંદુ સમાજમાં પણ આવી રીતો ખૂબ ચાલુ હતી.

ચારથી ખુશી ઊપજી. આપે અમારી મુલાકાતનો ઇરાદો રાખ્યો તે મુબારક છે. આપ જરૂર જલદી પધારજો. આવવાથી મામલાનો તોડ જલદી આવશે. મુશ્કેલીઓના નિકાલ માટે નેક ફકીરોની રીત મુજબ ખુદા તરફની આપની મશગૂલતા વધારી દ્યો. વળી હર નિમાઝ પછી દશ વાર આ મંત્ર ભણજો:—"**અલ્લાહુમ્મા નસીઇઓ એક અલાતાએતિક**" (ઓ મારા પ્રભુ! તારી આજ્ઞા ઉઠાવતા રહીને અમે તારી મદદ માગીએ છીએ). હું આજે જ સુલતાનના દીવાનને મળીને અરજ કરીશ. મુલાકાતના વખત સુધીમાં પરિણામ જાહેર થઈ જશે. ગઢ ગિરનારના હાકેમની જે ફરિયાદ આપે લખી છે તે બાબત આપ બેફિકર રહો. મઝકૂર હાકેમ ટૂંકા સમયમાં યોગ્ય શિક્ષાને પ્રાપ્ત થશે, દોસ્ત ખુશી થશે અને દુશ્મનનાં મોં કાળાં થશે. અદશ્યને હાજર સમજીને એ વાતની આપ ખાત્રી રાખશો. આપ આપનાં બાળબચ્ચાં અને મજલીસમાં હાજર હોય તે સર્વેને ખાસ કરીને મારી દુઆ જાણજો, અને પત્રવહેવાર જારી રાખજો, કારણ કે કાગળપત્ર પણ મુલાકાતની બરોબર છે. અંતમાં એટલું કહીશ કે ખુદા રહેમ કરે દુનિયાના સૌથી બહેતર આદમી મુહમ્મદ ઉપર, અને એમની તમામ ઓલાદ ઉપર"

આ પત્રો ઉપરથી એમ જણાય છે કે શાહઆલમ સાહેબે આ સૈયદ રાજૂની ફરિયાદ મહમૂદના દરબારમાં કરી. મહમૂદ એ સંતના આશ્રયમાં જ ઊછર્યો હતો અને ગૂજરાતના સુલતાનોના દરબારમાં બુખારી સૈયદોનું અને ખાસ કરીને શાહઆલમ સાહેબનું ખૂબ માન તેમ જ ચલણ હતું એ પાછળ જોઈ ગયા છીએ. એટલે ગિરનાર ઉપર છેવટની ચડાઈ કરી જૂનાગઢ હમેશને માટે જીતી લેવાનો નિશ્ચય કરવામાં આ એક મોટું અને વિશ્વસનીય કારણ ગણી શકાય.

### રા'મંડલિકની પડતીનાં કારણો

કોઈ પણ વંશની પડતીના કારણભૂત થયેલા છેલ્લા રાજાને માટે આપણામાં અનેક વાતો યોજવાનો રિવાજ છે. એ વાતોમાં

સમય જતાં ખૂબ અતિશયોક્તિ થઈને લોકહૃદયમાં એવું તો સ્થાન પ્રાપ્ત થાય છે કે એમાં ખરું કેટલું અને ખોટું કેટલું એ સમજવું ખૂબ મુશ્કેલ બને છે. હિંદુ ગૂજરાતના છેલ્લા રાજા કર્ણદેવ વાઘેલા માટે, પાવાગઢના છેલ્લા રાજા પતાઈ રાવળ માટે અને જૂનાગઢના છેલ્લા રાજા રા'મંડલિક માટે આપણામાં આવી વાતો યોજાઈ છે. એમ કહેવાય છે કે રા'મંડલિક મોજીલો અને ઉદ્ધત હતો અને સાધુસંતોનું સન્માન કરતો નહોતો. ગૂજરાતના ચિરંજીવ સંત કવિ નરસિંહ મહેતાનું એણે અપમાન કર્યું હતું એમ કહેવાય છે.[31] સ્ત્રીઓનો પણ એ શોખીન હતો. એના એક વિશલ નામના વણિક પ્રધાનની મનમોહના નામની એક ખૂબ સુંદર સ્ત્રી હતી.[32] રાજાએ એનાં સ્વરૂપનાં વર્ણન સાંભળ્યાં ત્યારે પ્રધાનને રાજકાર્ય નિમિત્તે બહાર મોકલી પોતે એ સ્ત્રીની મુલાકાત કરવામાં સફળ થયો અને એના સતીત્વનો ભંગ કર્યો.[33] આ વાત જ્યારે એના પતિ પ્રધાનના જાણવામાં આવી ત્યારે એણે વેર લેવાનો નિશ્ચય કરી રાજાને કહ્યું કે 'કિલ્લાના ભંડારોમાં અનાજ ઘણું જૂનું થઈ ગયું છે એટલે કહો તો નવું લાવીએ.' રાજાએ હા પાડી ત્યારે એણે જૂનું અનાજ ખાલી કરાવી મહમૂદને છૂપી રીતે સંદેશો મોકલ્યો કે આ વખતે કિલ્લા ઉપર હુમલો કરશો તો કિલ્લો હાથમાં આવશે. સુલતાને ખુશી થઈને

---

૩૧. આ વાતમાં સત્ય કેટલું તે સમજાતું નથી. નદવી સાહેબે ઉપર્યુક્ત લેખમાં આ વાતની નોંધ લીધી છે.

૩૨. આ નામો સોરઠમાં સારી રીતે પ્રચલિત છે, પણ સિકંદરી પ્રધાનનું નામ તહનલ લખે છે અને એની સ્ત્રીનું નામ મોહિની લખે છે.

૩૩. સિકંદરીએ મોહિનીને માટે આ પ્રમાણે કવિત લખ્યું છે. "(મોહિની) તારા સૂર્ય જેવા ચહેરાથી અને ગુલાબના ફૂલ જેવા શરીરથી ડાહ્યા માણસોની અક્કલને તું રમાડે છે. આશકોના લોહીમાં પંજા બોળી તારી આંગળીઓ તેં ઉનાળાના રંગ જેવી લાલ કરી છે." પૃ. ૯૯.

એ પ્રમાણે કર્યું અને કિલ્લો જીતાયો.[૩૪] તવારીખકાર સિકંદર લખે છે કે આ વાત એણે ગુજરાતના ભરોંસાપાત્ર લોકો પાસેથી સાંભળેલી છે. આ ઉપરથી આપણા લોકોને આવી વાતોનો ખાસ શોખ હોય એમ સમજાય છે. એ જ પ્રમાણે એક બીજી વાત પણ રા' મંડલિકને માટે લોકોમાં કહેવાય છે. જૂનાગઢ જિલ્લાના એક ગામમાં નાગબાઈ નામે એક સુંદર ચારણ સ્ત્રી હતી. એના સ્વરૂપનાં વર્ણન સાંભળી રાજા શિકારને બહાને એ ગામ પાસે જઈ ચારણ સ્ત્રીને મેળવવામાં સફળ થયો, અને એના સૌંદર્યથી ભાન ભૂલીને એની આબરૂ લીધી.[૩૫] એનો એને શાપ લાગ્યો. તારીખે સોરઠમાં લખે છે કે સોરઠમાં ઘણા મુસલમાનો આવીને વસ્યા હતા. એવા વિધર્મી વસવાટ કરનારાઓ પાસેથી એવી બાંયધરી માંગવી શરૂ કરી કે એમણે દાઢી મૂંડાવવી, ગાય ઝબ્બે નહિ કરવી, અને મસ્જિદના મહેરાબમાં શિવલિંગ કોતરાવવું.[૩૬] એમ કહેવાય છે કે સૈયદ રાજૂ જેવા ઓલિયા આવા

---

૩૪. સિકંદરી, પૃ. ૧૦૦. સિકંદર આ લખાણ પછી "ખરું ખોટું ઈશ્વર જાણે" એમ કહે છે. લડાઈનું અને હારનું ઇતિહાસને શોભે એવું વર્ણન તારીખે બહાદુરશાહીમાં આપેલું છે તે પણ સિકંદર વર્ણવે છે, પૃ. ૯૯.

૩૫. નદવી સાહેબનો લેખ. ચારણ સ્ત્રીનું નામ નાકી એવું લખ્યું છે. ગામનું નામ મોજે મોંહ એવું લખ્યું છે. એમણે તારીખે સોરઠની હસ્તપ્રત ઉપરથી આ બધો હેવાલ લીધો છે.

૩૬. તારીખે સોરઠ, દીવાન રણછોડજી કૃત. આ ગ્રંથ હિંદુનો લખેલો છે અને બહુ પ્રાચીન કહેવાય એવો નથી. એમાં સૌરાષ્ટ્રની લોકવાયકાને આધારે આ વાતો લખી હોય એમ લાગે છે. એના ચારિત્ર્ય માટેની વાતો એની પડતી પછી, બધે બને છે એમ, જોડી કઢાઈ હોય એમ લાગે છે. તવારીખોમાં જે વર્ણન છે તે ગાળીને જોવાથી મંડલિક મહમૂદ સાથે હંમેશાં રાજદ્વારી કુનેહથી વર્ત્યો છે. વળી કાઠિયાવાડ ગેઝેટિયર ઉપરથી સમજાય છે કે, મહમૂદ હિંદુ રાજાઓને તાબે કરવાનાં બહાનાં જ શોધતો હતો. અર્થિલાના દૂદા ગોહિલે સુલતાનની હદમાં ધાડ પાડેલી ત્યારે એને શિક્ષા કરવાનું સુલતાને મંડલિકને કહ્યું અને મંડલિકે એનો બરાબર અમલ કરેલો. કાઠિયાવાડ

જુલમોથી કંટાળ્યા હતા. તારીખે સોરઠના આ કથનમાં કેટલું સત્ય હશે એ કહેવું મુશ્કેલ છે, પરંતુ ઉપર જણાવ્યા તે ઐતિહાસિક પત્રો ઉપરથી એટલું તો સમજાય છે કે એવી જાતની ખરી કે ખોટી ફરિયાદો અમદાવાદ પહોંચી હતી અને એ કારણથી સુલતાને જૂનાગઢને હમેશને માટે જીતી લેવાનો નિશ્ચય કર્યો.

### જૂનાગઢ જીત્યું

ઈ. સ. ૧૪૬૯ માં માળવાના સુલતાન મહમૂદ ખલજીના અવસાનના સમાચાર આવ્યા. આ સાંભળી ગૂજરાતના અમીરોએ સુલતાનને કહ્યું કે અહમદશાહના વખતથી માળવા જીતી લેવાના પ્રયત્નો ચાલે છે, પણ તેમાં સફળતા મળી નથી. હાલ એ દેશ જીતી લેવાનો વખત છે. અમીરોની આ સલાહ સુલતાનને ગળે ઊતરી નહિ અને એક મુસલમાન સુલતાન ગુજરી ગયો હોય તેનો લાભ લઈ એનો દેશ જીતી લેવો એ માણસાઈ નથી એવો ઉત્તર દીધો.[૩૭] આ વખતે સોરઠ ઉપર ફરી ચડાઈ કરવાની તૈયારી કરી, બે હજાર તુર્કી ઈરાકી અને અરબી ઘોડા, જેની દરેકની કીમત બાર હજાર ટંકા હતી, પાંચ હજાર રત્નજડિત મૂઠની તલવારો, એક હજાર સોનેરી મૂઠનાં ખંજરો, અને સાતસો રત્નજડિત કમરબંધ ખાસ લશ્કરીઓમાં

---

ગેઝેટિયર રા'મંડલિક શૂરો અને લડાયક કહે છે, પણ એ ડાહ્યો હતો અને ક્ષમાવાન પણ હતો એમ લખે છે. એણે સમય પિછાન્યો હતો અને તે પ્રમાણે ડહાપણથી વર્તતો હતો, પરંતુ સુલતાન ધર્માંધ અને ચડાસીલો હતો એટલે એના બળ આગળ મંડલિક ફાવ્યો નહિ. લડાઈનું ઐતિહાસિક વર્ણન સિકંદરીએ તારીખે બહાદુરશાહી ઉપરથી લીધું છે તે યોગ્ય છે, જ્યારે બીજી વાતો એ જ ગ્રંથમાં લોકો પાસેથી સાંભળેલી લખી છે એમ ગ્રંથકાર કબૂલ કરે છે.

૩૭. મિરાતે સિકંદરી, ગૂ ભા. પૃ. ૯૬-૯૭. તબકાતે અકબરી, પૃ. ૨૫૧-૫૨.

વહેંચ્યાં.[૩૮] સોરઠમાં પ્રવેશ કરીને એણે ચારે તરફનો મુલક લૂંટવા માંડ્યો અને દેશને વેરાન બનાવ્યો. રા'મંડલિકે આ બધું જોઈ તાબે થવાની ઇચ્છા બતાવી, પરંતુ સુલતાને ઉત્તર પાઠવ્યો કે આ વખતે સોરઠ દેશમાં ઇસ્લામનો ધ્વજ ફરકાવી દેશને તાબે કરવો છે.[૩૯] આ ઉત્તર સાંભળીને મંડલિકે કિલ્લા મજબૂત બનાવ્યા અને સુલતાને જૂનાગઢ પાસે આવીને પડાવ નાંખ્યો. ચાર દિવસ સુધી કિલ્લામાંથી રજપૂતો નીચે ઊતરી આવીને મુસલમાન લશ્કર ઉપર તૂટી પડતા અને લડાઈ કરી પાછા કિલ્લામાં જતા. ચોથે દિવસે સુલતાને ઘેરો મજબૂત બનાવ્યો, પરંતુ મુસલમાનોની ખુવારી ભારે થતી હતી. એક લડાઈમાં પ્રસિદ્ધ અમીર આલમ ફારૂકી માર્યો ગયો. આ વખતે ઘેરો કિલ્લાની એટલો તો નજીક હતો કે એના ઉપરથી પથ્થરો ફેંકાતા તે સુલતાનની છાવણીમાં પડતા હતા.[૪૦] મંડલિકે ફરી સુલેહનું કહેણ મોકલ્યું. પણ સુલતાને કિલ્લો જીત્યા સિવાય કાંઈ સાંભળવાની સ્પષ્ટ ના પાડી. સિકંદરી લખે કે મંડલિકના લશ્કરે લડાઈ બંધ કરવાની શરતે કિલ્લો સોંપી દેવા કહેવડાવ્યું તે સુલતાને કબૂલ કર્યું; પરંતુ રજપૂતો નીચેના કિલ્લામાંથી નીકળીને ગિરનારના ઉપરના વધારે મજબૂત કિલ્લામાં જઈ ને ભરાયા. આ ખબર મળતાં સુલતાને રજપૂતો ઉપર હુમલો કરવા લશ્કર મોકલ્યું, પણ એમાં મુસલમાનોની ઘણી ખુવારી થઈ.[૪૧] હિંદુ લશ્કર ઉપરના કિલ્લામાંથી નીકળી રોજ લડાઈ કરી જતું. છેવટે ખોરાકની તંગીથી ખરી મુશ્કેલી ઊભી થઈ અને

---

૩૮. સિકંદરી, પૃ. ૯૪–૯૫, તબકાત પૃ. ૨૫૩. હથિયારોના વર્ણનમાં બન્ને આધારોમાં જરા જરા ફેર છે. ઘોડાની સંખ્યા બે હજારને બદલે બે હજાર પાંચ છે. તબકાતમાં કહે છે કે પાંચ કરોડ સોનાના સિક્કા લશ્કરીઓમાં એક જ દિવસ અને રાતમાં થઈ ને વહેંચવામાં આવ્યા.

૩૯. તબકાતે અકબરી, પૃ. ૨૫૩.

૪૦ ઉપર પ્રમાણે, પૃ. ૨૫૪. સિકંદરી, પૃ. ૯૮.

૪૧. તબકાતે અકબરી, પૃ. ૨૫૪.

રા'મંડલિકે તાબે થઈને સુલતાન જે કહે તે પ્રમાણે કરવાનું વચન આપી દયા માટે વિનંતી કરી[૪૨] મહમૂદે રા'ને મુસલમાન થવાનું કહ્યું અને એ પણ એણે છેવટે કબૂલ કર્યું. એથી ખુશી થઈને સુલતાને રા મંડલિકને "ખાનજહાન"નો ઈલ્કાબ આપ્યો. રા' જ્યારે મહમૂદની સાથે અમદાવાદ ગયો ત્યારે એને જ્યારે જ્યારે પોતાની અસલ સ્થિતિ અને ગિરનાર યાદ આવતો ત્યારે પોતે ખૂબ રોતો હતો.[૪૩] રા' મંડલિકનું મરણ અમદાવાદમાં થયું અને આજે એની કબર અમદાવાદમાં માણેકચોક પાસે કંદોઈ ઓળમાં એક સામાન્ય દુકાનમાં છે.[૪૪] જૂનાગઢના સ્વતંત્ર રાજાઓનો આ રીતે અંત આવ્યો. ઈ. સ. ૧૪૭૦ ના ડિસેંબરની ૪ તારીખે કિલ્લો શરણે આવ્યો.

## જૂનાગઢનું નામ મુસ્તફાબાદ

જૂનાગઢ જીતીને સુલતાને ત્યાં નવું શહેર વસાવ્યું અને એનું નામ મુસ્તફાબાદ પાડયું; અને અમીરોએ પણ મકાનો બંધાવ્યાં તેથી મુસ્તફાબાદ અમદાવાદની નકલ જેવું થઈ ગયું.[૪૫] મોટા કાજીઓ અને સૈયદોને પણ વસાવ્યા. સુલતાને પોતે પણ જૂનાગઢમાં રહેવાનું પસંદ કરી ત્યાં ટંકશાળ કરી મુસ્તફાબાદના સિક્કા પણ પડાવ્યા.[૪૬]

---

૪૨. તબકાતે અકબરી, પૃ. ૨૫૪-૫૫. સિકંદરી અને તબકાત બન્ને લખે છે કે રા'એ મુસલમાન થવાની હા પાડી ત્યારે કહ્યું કે ઊનાના શાહ શમ્સુદીનના ઓળખથી એનું મન ઇસ્લામ તરફ આકર્ષાયું હતું. સિકંદરી એમને બુખારી કહે છે અને તબકાત માત્ર દરવેશ કહે છે. સિકંદરી આગળ એમ પણ લખે છે કે રા'ને અમદાવાદ લઈ ગયા અને ત્યાં શાહઆલમ સાહેબના વચનોથી એ મુસલમાન થયો (સિકંદરી. પૃ. ૧૦૦).

૪૩. સિકંદરી. પૃ. ૯૯.

૪૪. સિકંદરી માણેકચોકથી કાળુપુર જવાના રસ્તામાં લખે છે. હાલ આ કબર એ રસ્તા નજીક જ છે.

૪૫. તબકાતે અકબરી. પૃ. ૨૫૫.

૪૬. પ્રો. કોમિસેરિયટનો ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૧૭૦.

ત્યાં રહી એણે સોરઠ દેશની નવી વ્યવસ્થા કરવા માંડી. આસપાસના હિંદુ રાજાઓએ આવીને સુલતાનની તાબેદારી સ્વીકારી તથા તકાદા વગર ખંડણી આપવી શરૂ કરી અને જૂનાગઢમાં ગૂજરાતના બાદશાહનો સૂબો હમેશ રહેવા લાગ્યો. આમ મુસ્તફાબાદ નામ પાડ્યા છતાં જેમ આશાવલનું કર્ણાવતી નામ ભુલાઈ ગયું, ચાંપાનેરનું મુહમ્મદાબાદ ભુલાયું, તેમ જૂનાગઢનું નામ નવું ભુલાઈ લોકહૃદયમાં વસેલું જૂનાગઢ નામ જ ચાલુ રહ્યું.

## સોરઠનો મુસલમાન થાણદાર

સોરઠના વહીવટ માટે અમદાવાદથી જેની નિમણૂક થતી તેને થાણદાર કહેવામાં આવતા હતા. સુલતાન મહમૂદનો પુત્ર ખલીલખાન જે પાછળથી મુજફ્ફર બીજા તરીકે ગાદીએ આવ્યો તે પણ જૂનાગઢના હાકેમ તરીકે નિમાયો હતો અને એણે વસાવેલું ખલીલપુર આજે પણ જૂનાગઢના પરા તરીકે રહેલું છે.[૪૭] મહમૂદના જ સમયમાં ગુજરાતને મીરે બહર—નૌકાસેનાધિપતિ—મલીક અયાઝ સુલતાની સોરઠનો હાકેમ થયો ત્યારે ફિરંગીઓનું તોફાન સમુદ્રમાં વધતું જતું હતું. એ કારણથી મલીક અયાઝે દીવ બંદરમાં પોતાનું મુખ્ય મથક રાખ્યું હતું અને પોતાના તરફથી એક તાતારખાન ઘોરી નામના અમીરને નાયબ તરીકે જૂનાગઢમાં નીમ્યો હતો. આ તાતારખાન ઘોરી અને એનો પુત્ર અમીરખાન ઘોરી પાછળથી ગૂજરાત સલ્તનતની નબળાઈના વખતમાં અમદાવાદના સુલતાનોની નામની સત્તા માન્ય રાખીને અરધા સ્વતંત્ર જેવા થઈ ગયા હતા.[૪૮]

---

૪૭. કાઠિયાવાડ સર્વસંગ્રહ—કાઠિયાવાડ ગેઝેટિયરનો ગૂજરાતી સાર.

૪૮. ઉપર મુજબ. પ્રો. કોમિસેરિયેટે કા. ગેઝે. માંથી આ હકીકતો લીધી છે અને કા. ગેઝે. કહે છે કે સલ્તનતના સમયના બક્ષિસનામાના દસ્તાવેજ મોગલાઈ જેટલા મળતા નથી એનું કારણ રાયજાદાની સત્તા હતી એ હોવું જોઈએ. રાયજાદા મહેસૂલ ઉઘરાવવામાં સ્વતંત્ર જેવા હતા અને ઘણીવાર સુલતાનને ઈજારાની પેઠે ઠરાવેલી રકમ ભરતા એમ કાઠિયાવાડ સર્વસંગ્રહ લખે છે.

## મંડલિકના વંશનો રાયજાદા

આમ મુસલમાન અધિકારી જૂનાગઢમાં રહેવા છતાં કેટલોક અમત્યનો વહીવટ રા'મંડલિકના પુત્ર ભૂપતના હાથમાં રહ્યો હતો. સુલતાન મહમૂદે એને બગસરા ચોવીસીની જાગીર આપી હતી, અને વંશજોને બીજા ચુડાસમા રજપૂતોથી ભિન્ન ઓળખવા માટે "રાય-જાદા"નો ઇલ્કાબ પણ આપ્યો હતો. એ વંશના રજપૂતો આજે બગસરા અને કેશોદમાં રાયજાદા કહેવાય છે. સોરઠના મુખ્ય રાજવીના વંશના હોવાને કારણે સોરઠની મહેસૂલની વસૂલાતનું કામ પણ એમને જ સોંપાયું હતું અને મુસલમાન થાણદાર માત્ર કિલ્લાના લશ્કરનો ઉપરી અને બાદશાહનો પ્રતિનિધિ જ ગણાતો.[૪૯] સુલતાન મહમૂદે આ રીતે વહીવટી સત્તા રા'મંડલિકના વારસોના જ હાથમાં રાખી હતી એ ડહાપણ અને દૂરંદેશીનું કાર્ય હતું.

## જૂનાગઢ અને ગિરનારના બે જુદા કિલ્લા

જૂનાગઢની આ લડાઈના વર્ણન ઉપરથી એટલું તો સમજાશે કે જૂનાગઢને બે કિલ્લા હતા—એક જૂનાગઢનો ઉપરકોટ અને બીજો ગિરનારનો ઉપરકોટ. નીચેના ઉપરકોટની આસપાસ શહેરને ફરતો કોટ બાંધીને મહમૂદે એનું નામ મુસ્તફાબાદ રાખ્યું. રજપૂત શહેર એ જ જગ્યાએ હતું કે બીજી જગ્યાએ એ આજે કહેવું મુશ્કેલ છે. ઉપરકોટનો વિસ્તાર જોતાં રજપૂત સમયમાં પણ એમાં લશ્કરનું મથક અને કિલ્લો હશે અને રાજાના મહેલો હશે એમ જ જણાય છે. તે

---

૪૯. પ્રો. કોમિ. નો ઇતિહાસ પૃ. ૧૭૦. કા. ગેઝે. ને આધારે. રા'મંડલિક મુસલમાન થયો તે કારણથી એના પુત્રને જાગીર આપી હશે કે રાજદ્વારી કારણથી એ નક્કી થતું નથી. પરંતુ મુસલમાનો જમીનમહેસૂલની આંતરવ્યવસ્થા કરી શકે એ શક્ય જ નહોતું, એટલે મહમૂદે ડહાપણ વાપરીને એ સત્તા જૂના હિંદુ રાજાના વંશમાં રાખી હોવી જોઈએ. કોઈને એ બાબતમાં વાંધો પડે તો મુસલમાન થાણદાર સુધી વાત જતી.

સાથે ગિરનારના ઉપરકોટમાં આજે જૈન મંદિરો છે ત્યાં કિલ્લો ગણી શકાય. પરંતુ રા'મંડલિકના વખતમાં આજે ઊભાં છે તે મંદિરો હતાં, એટલે લશ્કરી કિલ્લો ઉપરના ભાગમાં કઈ જગ્યાએ હશે તે આજે જાણવું મુશ્કેલ છે. જૈન મંદિરોના ભાગને પણ કોટથી સુરક્ષિત કરીને ત્યાંથી લડવામાં આવે તો એ ભાગ નીચે રહેલા દુશ્મનો માટે જીતવો મુશ્કેલ ગણી શકાય એવો છે અને એક ઊભા વિશાળ ખડક ઉપર એ ભાગ આવેલો હોવાથી દુશ્મન લાંબો ઘેરો ઘાલીને અંદરના રક્ષકોને થકવે તો જ જીતી શકે એવી એની કુદરતી રચના છે. પરંતુ એનો વિસ્તાર બહુ તો બે હજાર માણસોથી વધારે લશ્કરીઓને સમાવી ન શકે એટલો જ છે, એટલે લશ્કર સિવાય સામાન્ય વસ્તી એમાં સમાઈ શકે એ શક્ય લાગતું નથી.[૫૦]

## ગિરનારનાં ઉપરકોટનાં જૈન મંદિરો

ગિરનાર ઉપરના આ ઉપરકોટમાં પ્રાચીન જૈન મંદિરો છે. જૈનોના તીર્થંકર શ્રી નેમીનાથ ભગવાન અહીં મોક્ષે ગયા હતા એટલે ગિરનાર જૈનોનું પવિત્ર યાત્રાનું ધામ છે. એમાં બીજાં કેટલાંક મંદિરો છે પણ શ્રી નેમીનાથ ભગવાનનું મંદિર મુખ્ય છે. અહીં ઘણાંખરાં મંદિરો વિક્રમની બારમી સદીની આસપાસ બંધાયાં છે. મંદિરો તો ઘણાં પ્રાચીન હતાં, પરંતુ હાલના સ્વરૂપમાં એમના જીર્ણોદ્ધાર બારમી તેરમી સદીમાં થયા હોય એમ ઉલ્લેખો ઉપરથી જણાય છે. એ બધો ઇતિહાસ બહુ લાંબો હોવાથી અહીં એમાં ઊતરવાની જરૂર

---

૫૦. તવારીખોના વર્ણન ઉપરથી ગિરનારના ઉપરકોટના વિસ્તારમાં મંદિરો ઉપરાંત કિલ્લો હોવો જોઈએ. જો કે જુદા કિલ્લાનાં ચિહ્નો જણાતાં નથી. ઉપર બે હજારથી વધારે માણસો સમાય એવું દેખાતું નથી, એટલે લશ્કરી ઉપયોગ માટે ખાસ સંજોગોમાં જ એ વપરાતો હોય. એનું રક્ષણ બરોબર થાય તો કોઈ શત્રુ એને જીતી ન શકે એવું છે. મહમૂદની જૂનાગઢની ચડાઈ વખતે તોપ વપરાઈ નથી એટલે આ લડાઈ વધારે મુશ્કેલ હતી.

નથી મહારાજા કુમારપાલે તથા વસ્તુપાલ તેજપાલે બંધાવેલાં મંદિરો પણ છે. અને એક તો સંપ્રતિ રાજાએ બંધાવેલું મંદિર કહેવાય છે અને બીજાં પણ જૈન મંદિરો છે. આ મંદિરોના સમૂહથી ઉત્તરે જતાં હાથીપગલાંનું ઝરણ આવે છે ને ઉપર ગૌમુખી પછી શ્રી અંબાજી માતાનું ઊંચું શિખર અને મંદિર આવે છે. અંબાજી માતાનું મંદિર પણ પ્રાચીન છે અને એ દેવી શ્રીનેમીનાથ ભગવાનની શાસન–અધિષ્ઠાયિકા દેવી છે.[૫૧] શ્રી અંબાજીના મંદિરમાંથી નીચેનાં જૈનમંદિરોનો અને આખા ગિરનારનાં જંગલ અને તળેટીનો દેખાવ ખૂબ જ રમણીય લાગે છે. અંબાજી માતાની ટૂંકથી આગળ ગોરખનાથ અને દત્તાત્રેય અને કાલિકાનાં શિખરો તરફ જવાય છે. મુસલમાન સમયમાં આ મંદિરોની શી દશા હશે તેના સ્પષ્ટ ઉલ્લેખો મળતા નથી, પરંતુ જૈનો જેવી રાજ્યમાં લાગવગ ધરાવતી કોમે[૫૨] મંદિરોનો ધ્વંસ બહુ નહિ થવા દીધો હોય એમ સમજાય છે; જો કે એ સમયમાં નવાં મંદિરો નહિ થયાં હોય એટલું તો સ્પષ્ટ છે. સં. ૧૯૩૨ માં સંપ્રતિ રાજાના મંદિરમાંથી એક સુંદર કલાવાળું પરિકર નીકળ્યું છે અને તેના ઉપર વિ. સં. ૧૫૨૩ માં ઉદયવલ્લભસૂરિના ઉપદેશથી શ્રી સંઘે વિમલનાથ દેવ પરિકર સહિત બનાવ્યા અને જ્ઞાનસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી એવો લેખ પણ છે. આ વર્ષ જોતાં ઈ. સ. ૧૪૬૭ આવે છે, એટલે મહમૂદ બેગડાએ ચડાઈ કરી ત્યારે આ પ્રતિષ્ઠા છેલ્લી થઈ હશે એવું સમજાય છે.[૫૩] એ પછી સલ્તનતના

---

૫૧. ભગવાન નેમીનાથનો શ્રીકૃષ્ણ અને યાદવો સાથેનો સંબંધ વગેરે જૈન કથાઓ છે. શ્રીઅંબાજી ગિરનાર ઉપર પ્રાચીન ધામ છે. આ વર્ણન માટે જૈન તીર્થોનો ઇતિહાસ—ગિરનાર શબ્દ જુઓ.

૫૨. હિંદુ બ્રાહ્મણ મંદિરો કરતાં જૈન મંદિરોનો નાશ પ્રમાણમાં ઓછો થયો છે અને એના જીર્ણોદ્ધારની પરવાનગીઓ પણ ત્વરાથી મળી છે તેનું કારણ લાગવગ છે, એ વાત આગળ જોઈશું.

૫૩. જૈન તીર્થોનો ઇતિહાસ—ગિરનાર શબ્દ.

સમયના ઉલ્લેખો મળતા નથી. એ જ મંદિરમાંથી વિ. સં. ૧૨૧૫ અને ૧૪૬૧ ના લેખો મળ્યા છે.

## મુહાફિઝખાનની અમદાવાદમાં નિમણૂક

આ વખતે જ્યારે સુલતાન લાંબો વખત મુસ્તફાબાદ—જૂનાગઢમાં રહ્યો ત્યારે અમદાવાદની આસપાસ અવ્યવસ્થાને લીધે ચોરલૂંટારાઓનો ભય ખૂબ વધી પડ્યો અને ગૂજરાતમાં લોકોને જવા આવવાના માર્ગો સહીસલામત રહ્યા નહિ. આ સમાચાર મળવાથી ઈ. સ. ૧૪૭૦-૭૧માં લશ્કરી સરંજામની વખારોના ઉપરી જલાલુદ્દીનને સુલતાને મુહાફિઝખાનનો ઇલ્કાબ આપીને અમદાવાદનો કોટવાલ નીમ્યો. આ અમીરે અમદાવાદમાં એવો તો સારો બંદોબસ્ત કર્યો કે થોડા વખતમાં ચોર લૂંટારાઓનું નામ પણ રહ્યું નહિ અને લોકો સુખથી નિદ્રા લેતા એવો શાંત સમય આવ્યો. એમ કહેવાય છે કે એણે ટૂંકા સમયમાં પાંચસો ચોર લૂંટારાઓ પકડીને ફાંસીએ લટકાવ્યા. એની આવી કામગીરી જોઈ સુલતાને એને ઇસ્તીફા એ મમાલિકની જગ્યા આપી અને પાછળથી એને વજીરપદ પણ આપ્યું. આ અમીરનું વર્ણન આગળ કરીશું. વ્યવસ્થા જાળવવા માટે એના તબેલામાં હોશિયાર સવારોના ૧૭૦૦ ઘોડા હતા, એને 'બરગીર ખાસ' કહેતા હતા. આ અમીર તારીખે બહાદુરશાહીના કર્તાનો દાદો થતો હતો. અમદાવાદમાં એણે બંધાવેલી સુંદર મસ્જિદ આજે અખંડ ઊભી છે તેનું વર્ણન પણ આગળ કરીશું.[૫૪]

---

૫૪. મિરાતે સિકંદરી, ગુ. ભા. પૃ. ૧૦૩. તબકાતે અકબરી. પૃ. ૨૫૫-૫૬. તબકાતમાં ઉપર મુજબ ઇલ્કાબ લખ્યો છે, જ્યારે સિકંદરી મસતુફે મમાલિક લખે છે. મુહાફિઝખાનના તબેલા અને બીજી સત્તાનું વર્ણન સિકંદરી કરતાં તબકાતમાં વિગતથી આપ્યું છે. એના પુત્ર મલીક ખીદરની સત્તા એ વખતમાં બાપથી પણ વધી ગઈ હતી એમ તબકાત અને ફિરિસ્તા બન્ને લખે છે; સિકંદરી એ ઉલ્લેખ કરતી નથી.

## કચ્છ અને સિંધ ઉપર ચડાઈ

ઈ. સ. ૧૪૭૨ માં કચ્છના સોઢા અને સુમરાઓએ મુસલમાનોને હેરાન કરવાના સમાચાર મળવાથી સુલતાન જૂનાગઢથી નીકળી ઉતાવળી કૂચે કચ્છ એક દિવસમાં પહોંચ્યો. કચ્છીઓ ચોવીસ હજાર હતા અને સુલતાનનું લશ્કર ખૂબ નાનું હતું. છતાં કચ્છીઓને હરાવી તાબે કરી એમના નેતાઓને મુસલમાન ધર્મનું શિક્ષણ આપવા માટે જૂનાગઢ મોકલવામાં આવ્યા. એ પછી સિંધનો જામ નિઝામુદ્દીન જે સુલતાન મહમૂદનો માતામહ થતો હતો, તેની સામે સિંધી બલુચોએ બળવો કર્યો હતો અને કચ્છ તથા ગૂજરાતની સરહદને પણ ભય પેદા થયો હતો, તેથી સુલતાનોને સારું લશ્કર લઈને સિંધ ઉપર ઝડપી સવારી કરી. રણમાં થઈને જવાનું હતું એટલે સરંજામ તેમજ દરેક ઘોડેસવાર સાથે એક ખાલી ઘોડો પણ લીધો હતો. બળવાખોરો સારા તીરંદાજ હતા, અને એમની સંખ્યા પણ મોટી હતી, પરંતુ સુલતાતના કેળવાયેલા લશ્કરે તેમને હરાવ્યા, અને આ સમાચાર જાણ્યા પછી સિંધના જામે સુલતાનનો આભાર માન્યો.[૫૫] સિંધ અને કચ્છ ઉપરની આ ચડાઈની વિગત તવારીખકારોએ એટલી ઓછી અને એટલી વિરોધવાળી લખેલી છે કે એ માટે શંકા ઉત્પન્ન થાય એવું છે. જૂનાગઢથી કચ્છ એક દિવસમાં પહોંચવું શક્ય નથી અને રણમાં થઈ ઝડપી કૂચ કરવી પણ શક્ય નથી; પરંતુ કચ્છી અને સિંધી બળવાખોરો કરતાં સુલતાન પાસે વધારે કેળવાયેલું લશ્કર હતું અને આ બળવા સામાન્ય હોય એટલું ખરું એમ લાગે છે. આમાં તવારીખકારોની અતિશયોક્તિ પણ કાંઈક અંશે હશે.[૫૬]

---

૫૫. તબકાતે અકબરી, પૃ. ૨૫૭-૨૫૯. તબકાત કચ્છ અને સિંધ બન્ને ઉપરની સવારીનું વર્ણન કરે છે જ્યારે સિકંદરી માત્ર સિંધનું નામ લખે છે. બન્નેમાં હકીકત એટલી અધૂરી છે કે લડાઈઓનું કાંઇ મુલ્યાંકન થઈ શકતું નથી.

૫૬. તબકાતે અકબરીનો તરજુમો કરનાર પણ તવારીખોના આ વર્ણન માટે શંકા દર્શાવે છે.

## દ્વારકાની ચડાઈનું કારણ

ઈ. સ. ૧૪૭૩ માં સોરઠની લડાઈઓમાં મોટો બનાવ કહી શકાય એવો એક લશ્કરી વિજય સુલતાનને મળ્યો. મહમૂદ જૂનાગઢમાં હતો ત્યાં એક મૌલાના મુહમ્મદ સમરકંદી નામે મુસલમાન ધાર્મિક પુરુષ[૫૭] આવ્યા અને ખૂબ રોઈને સુલતાન પાસે પોતાની દુઃખની હકીકત કહી. મૌલાના દક્ષિણથી વહાણને રસ્તે હોરમઝ થઈ સમરકંદ જતા હતા ત્યાં દ્વારકા પાસે જગત બેટના લોકોએ એમને લૂંટી લીધા અને એમના કુટુંબને કેદ કરી બે નાના છોકરા સાથે એમને રખડતા મૂક્યા. બે છોકરાઓને વારા ફરતી ખભા ઉપર ઊંચકી લાંબો પંથ કાપી મૌલાના જૂનાગઢ આવ્યા અને સુલતાનને અરજ કરી કે પોતાને આ દુઃખમાં મદદ કરે. મહમૂદે આ સાંભળીને મૌલાનાને સુખ સગવડ કરી આપીને દ્વારકા ઉપર ચડાઈ કરવાની તૈયારી કરી.[૫૮] એમ કહેવાય છે કે મહમૂદના પહેલાં કોઈ મુસલમાન બાદશાહે દ્વારકા ઉપર કદી ચડાઈ કરી નહોતી.[૫૯]

## દ્વારકા અને બેટની લડાઈ

આ વખતે ઓખામંડળનો રાજા ભીમ નામે હતો, અને વાઘેરો પ્રસિદ્ધ ચાંચિયા ગણાતા હતા. એમ કહેવાય છે કે પ્રાચીન કાળથી છેક અઢારમી સદીના અંત સુધી જગત અને દ્વારકાના ચાંચિયાનું જોર ખૂબ હતું અને એ રસ્તે થઈને જતું વહાણ સલામત રહેતું નહિ. સુલતાન મહમૂદે દ્વારકા ઉપર ચડાઈ કરવાનો ઇરાદો કેટલાક વખતથી રાખેલો, પરંતુ ત્યાં પહોંચતાં રસ્તાની મુશ્કેલીઓનો વિચાર કરતાં ચડાઈ મુલતવી રાખતો હતો. આ મૌલાનાની અરજથી એ કાર્ય જલદી પતાવવા હવે સુલતાન તૈયાર થયો. અને ઈ. સ. ૧૪૭૩ ના

૫૭. કેમ્બ્રિજ હિસ્ટ્રી મૌલાનાને વિદ્વાન કવિ અને વેપારી કહે છે.

૫૮. સિકંદરી, પૃ. ૧૦૫ ૧૦૬. તબકાતે અકબરી, પૃ. ૨૫૯-૬૦.

૫૯. સિકંદરી, પૃ. ૧૦૮. સિકંદરી આ કારણથી સુલતાનને ગાઝી કહે છે.

મે માસની ૧૪ મી તારીખે (૧૬ મી જીલહજ) જૂનાગઢથી કૂચ કરી. સુલતાનના અમીરો એની દર વર્ષે આવી એકાદ લશ્કરી હિલચાલ કરવાની ટેવને લીધે કંટાળી ગયા હતા, પણ એમનું કાંઈ ચાલ્યું નહિ.[૬૦] આખરે રસ્તાની ખૂબ મુશ્કેલીઓ સહન કરીને સુલતાન દ્વારકા પહોંચ્યો. અને એ સમાચાર સાંભળતાં જ રાજા ભીમ અને એના લશ્કરીઓ શંખોદ્ધાર બેટના સુરક્ષિત કિલ્લામાં ભરાઈ ગયા. એમ કહેવાય છે કે દેશના એ વિભાગમાં સાપ ખૂબ થતા હતા અને બીજાં જંગલી જાનવરોનો ત્રાસ પણ ખૂબ હતો. કહે છે કે એક પહોરમાં સુલતાનના પોતાના તંબુમાં સાતસો સાપ મારી નાંખવામાં આવ્યા હતા, અને બીજાં જંગલી જનાવરો પણ ઘણાં મરાયાં હતાં.[૬૧] સુલતાને બેટની સામે આવેલા આરંભડા[૬૨] ગામ પાસે પોતાની છાવણી નાંખી હતી અને ત્યાં એને ચાર મહિના રહેવું પડયું હતું. બેટના આ ઘેરા દરમ્યાન મહમૂદે દ્વારકાના સુપ્રસિદ્ધ રણછોડરાયના મંદિરનો અને બીજાં હિંદુ મંદિરોનો નાશ કર્યો.[૬૩]

### બેટની જીત અને દ્વારકાના રાજાનું નાસી જવું

હવે શંખોદ્ધાર બેટને જીતવા માટે સારા નૌકાસૈન્યની જરૂર હતી અને ગૂજરાતના નૌકાસૈન્યનું મુખ્ય થાણું સોરઠમાં દીવ બંદરમાં જ હતું. સુલતાને મોટી સંખ્યામાં વહાણો તયાર કરાવી સિપાઈઓથી તેમને સજ્જ કરી શંખોદ્ધાર બેટને ઘેરો ઘાલ્યો. તવારીખકાર કહે છે કે હિંદુઓ પણ કિલ્લામાંથી તેમ જ બહાર આવીને વહાણમાં

---

૬૦. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૦૬. તબકાતે અકબરી, પૃ. ૨૬૦–૬૧.

૬૧. સિકંદરી, પૃ.૧૦૬–૧૦૭ તબકાત, પૃ. ૨૬૧. સિકંદરી માત્ર સાપ મટે લખે છે, જ્યારે તબકાત સાપ ઉપરાંત વાઘ વરૂ ને સિંહ પણ લખે છે.

૬૨. આ નામ દરેક તવારીખમાં જુદી જુદી જોડણીથી લખેલું છે; કાઠિયાવાડ સર્વસંગ્રહમાં 'અરામડા' નામ છે જ્યારે પ્રચલિત ઉપર મુજબ છે.

૬૩. સિકંદરી, પૃ. ૧૦૮.

બેસીને પણ ખૂબ બહાદુરીથી લડ્યા, પરંતુ છેવટે હાર્યા.[૬૪] હાથોહાથની લડાઈ પણ થઈ. મહમૂદે બેટનો વિજય કરી ત્યાંથી મોતી વગેરેની મોટી લૂંટ મેળવી અને ત્યાંનાં મંદિરોનો ધ્વંસ કરીને રાજા ભીમને પકડીને કેદ કર્યો, અને મૌલાનાના કેદ કરેલા કુટુંબને પણ છોડાવ્યું, તથા બીજા ઘણા મુસલમાન કેદીઓને છોડાવી હિંદુઓને કેદ કર્યા. ઓખામંડળ અને દ્વારકાના વહીવટ માટે મલીક તુઘાનને ફરહત ઉલ્મુલ્કનો ઈલ્કાબ આપીને ત્યાંનો થાણદાર નીમ્યો અને મહમૂદ ઈ. સ. ૧૪૭૩ ના ઑક્ટોબરની ૬ ઠ્ઠી તારીખે જૂનાગઢ પાછો આવ્યો.[૬૫] દ્વારકાના કેદી રાજા ભીમને મૌલાના સમરકંદીની પાસે મોકલ્યો, પરંતુ મૌલાનાએ સુલતાનનો આભાર માનીને ભીમને પાછો મોકલી આપ્યો. તે પછી મહમૂદે બેડીઓ સાથે રાજા ભીમને અમદાવાદ મુહાફિઝખાન પાસે મોકલ્યો અને હુકમ પાઠવ્યો કે એના અંગના ટૂકડા કરી અમદાવાદને દરેક દરવાજે એક એક ટૂકડો લટકાવવો. મુહાફિઝખાને રાજાને અમદાવાદની આસપાસ ઢસડીને ક્રૂર રીતે બાદશાહના હુકમનો અમલ કર્યો. આ હકીકત બધી તવારીખો આપે છે અને તેને આધારે ઘણાખરા ઇતિહાસગ્રંથોમાં પણ આ વાત લખેલી છે.[૬૬] પરંતુ ઓખામંડળના ઇતિહાસમાં આનાથી ઊલટી વાત લખેલી છે: દ્વારકાના રાજા સાંગજીએ પોતાનું રાજ્ય છેક ખંભાળિયા સુધી વધાર્યું હતું, સોરઠના આખા પશ્ચિમ કાંઠા ઉપર એ ચાંચિયાવૃત્તિ કરતો હતો અને મુલકમાં ધાડો પણ પાડતો હતો, અને મક્કા હજ કરતાં વહાણો પણ લૂટ્યાં હતાં, એવામાં આ મૌલાના સમરકંદી ફતેહમારી નામે વહાણમાં ઈરાનના અખાત તરફ ( હોરમઝ ) જતો

૬૪. સિકંદરી, પૃ. ૧૦૮. તબકાત, પૃ. ૨૬૧.

૬૫ બન્ને તવારીખો. પૃ. ઉપર પ્રમાણે.

૬૬. સિકંદરી, પૃ. ૧૦૯. તબકાત, પૃ. ૨૬૧–૬૨. તબકાત લખે છે કે રાજા ભીમ વહાણમાં નાઠો, પણ સુલતાનના વહાણોએ એને પકડ્યો ને પાછળથી જૂનાગઢ બાંધીને લાવ્યા.

હતો તેને પણ લૂંટ્યો અને સ્ત્રી અને દાસીઓને આરંભડામાં ગુલામ તરીકે રાખી મૌલાના અને છોકરાઓને છૂટા મૂક્યા.

### રાજા જીવતો રહ્યો અને દ્વારકા પાછું જીતી લીધું

આ બનાવ પછી સુલતાન મહમૂદ બેગડો દ્વારકા ઉપર ચડયો અને બેટ તથા દ્વારકા જીતીને પોતાનો હાકેમ ત્યાં મૂકયો તે ઉપર જોઈ ગયા, પરંતુ મુસલમાન સત્તા લાંબો સમય ટકી નહિ અને ભીમજી મોટી ફોજ લઈ ચડી આવ્યો અને દ્વારકા પોતાને હાથ કરી લીધું. ભીમજીના રાજ્યના પાછલા ભાગમાં હમીરજીના વંશના માણેક અને ભીમજી વચ્ચે ઝઘડો થયો અને માણેકે તથા વાઘેરોએ મળી દ્વારકા જીતી લીધું. ભીમજીએ છેવટે સલાહ કરી વાઘેરોની સત્તાનો સ્વીકાર કરી બન્નેએ એકત્ર થઈ દ્વારકા ઉપર કોઈપણ પરદેશી હુમલો કરે તો સંપથી તેનો સામનો કરવો એવું નક્કી કર્યું. દ્વારકામાં આ વાઘેરોની સત્તા લાંબો વખત ચાલી હોય એમ જણાય છે.[૬૭] અને સુલતાન મહમૂદના મરણ પછી સોરઠના પશ્ચિમ તરફના આ છેડા સુધી મુસલમાનોની સત્તા જામી હોય એમ જણાતું નથી. આ હકીકત સાચી હોય તો તવારીખોએ કહેલું ભીમજીના ટૂકડા કરીને લટકાવવાનું ખોટું ઠરે છે. ગૂજરાત સલ્તનતના અંત સુધી દ્વારકામાં હિંદુસત્તા રહી હોય એમ જણાય છે.

---

૬૭. આ હકીકત કાઠિયાવાડ ગેઝેટિયરમાં ઓખામંડળના ઇતિહાસમાં આપી છે. ગેઝેટિયરના ગૂજરાતી સારરૂપ સર્વસંગ્રહ સિકંદરી ઉપરથી રાજા ભીમની કતલની નોંધ લે છે છતાં દ્વારકા માટે આ હકીકત વિગતથી લખે છે. તબકાતે અકબરીમાં સ્પષ્ટ લખ્યું છે કે રાજા વહાણમાં નાઠો અને તેને પાછળથી સુલતાન પાસે જૂનાગઢ મુકામે બાંધીને લાવ્યા. આમાં એમ બન્યું હોય કે રાજા ભીમજી નાસી જ ગયો હોય અને હાથ ન આવ્યો હોય. તવારીખોનું વર્ણન કાંતો મુસલમાનોનું ઊંચું રાખવા માટે હોય અગર તો સુલતાનના માણસો રાજાને બદલે કોઈને જ પકડીને લાવ્યા હોય, એવું પણ ઘણીવાર બને છે.

## દ્વારકા આપણું પહેલું પાટનગર

હવે દ્વારકા અને એના અવશેષોનું ટૂંકું વર્ણન કરીએ. પરંતુ એ કરતાં પહેલાં અગત્યનો પ્રશ્ન દ્વારકાના સ્થળનિર્ણયનો છે. દ્વારકા એ આપણા ભૂમિવિભાગનું પ્રાગૈતિહાસિક સમયનું પાટનગર છે અને મહાગૂજરાતનાં પાટનગરોની પંક્તિમાં એ સર્વથી પહેલું છે. આજે સામાન્ય ભારતવાસી દ્વારકાપુરીને લીધે આપણા પ્રાંતને ઓળખે છે, અને એનું સ્થાન ભરતખંડમાં સર્વથી પવિત્ર ગણાતી સાત નગરીઓમાં છે. ઇશ્વરના પૂર્ણાવતાર તરીકે ગણાતી આપણા પ્રાગૈતિહાસિક સમયની, ધર્મમાં પરિવર્તન લાવનારી એક સર્વથી મહાન વ્યક્તિ એ ભગવાન શ્રીકૃષ્ણ દેવકીપુત્ર. એમની આગેવાની નીચે મથુરાથી નાસી આવેલા યાદવોએ આનર્ત દેશમાં આવીને કુશસ્થલીમાં જમાવટ કરી[૬૮] અને એ નગરીને કિલ્લા તથા દ્વારથી સુરક્ષિત કરીને એનું નામ બદલીને દ્વારવતી અગર દ્વારકા રાખ્યું. દ્વારકા સમુદ્રતટે હતું એમાં તો બધાં પુરાણો એક મત છે, અને દ્વારકામાં આવીને વસ્યા પછી યાદવો જરાસંધથી સુરક્ષિત થયા હતા એમ પુરાણો કહે છે.

## શ્રીકૃષ્ણની દ્વારકા ક્યાં ?

આ શ્રીકૃષ્ણની દ્વારકા કઈ? આ એક મોટી ચર્ચાનો વિષય થઈ પડયો છે, અને એના લંબાણમાં ઊતર્યા વગર એની થોડી વાત કરીએ. દ્વારકાને સમુદ્રતટે હાલના ઓખામંડળના દ્વારકાથી છેક કોડીનાર પાસેના મૂળ દ્વારકા સુધી ત્રણેક જગ્યાએ એને મૂકવાનો પ્રયત્ન થયો છે, અને દ્વારકા રૈવતક પર્વતની ખૂબ જ પાસે છે એવા પુરાણોના ઉલ્લેખથી એક મત એને જૂનાગઢને સ્થળે જ મૂકે છે.[૬૯]

---

૬૮. દ્વારકા માટે દ્વારાવતી, દ્વારવતી, કુશસ્થલી, આનર્તપુરી એવાં નામો પુરાણોમાં છે.

૬૯. સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીજી દ્વારકાને જૂનાગઢની જગ્યાએ જ મૂકે છે અને સમુદ્રના સાંનિધ્યને ગણતા નથી

જ્યારે બીજો મત એને આજની દ્વારકાને ઠેકાણે જ ગણવાના ઉત્સાહમાં આખા રૈવતક પર્વતને ઉપાડીને ઓખામંડળમાં મૂકે છે, અને એ સ્થળ સાથે પુરાણોનું વર્ણન બંધ ન બેસવાથી દ્વારકાની સાથે જ એ પર્વત સમુદ્રમાં ડૂબી ગયો એમ માને છે.[૭૦] આ બન્નેની વચ્ચે કેટલાક એવા માનનારા છે કે સોરઠને દક્ષિણ કિનારે દ્વારકા હોવું જોઈએ. આ ચર્ચા ખૂબ જ વાદગ્રસ્ત હોવાથી અહીં એને સ્થાન નથી; પરંતુ આજે આપણા દક્ષિણ સોરઠના કાંઠાના એક સ્થળને મૂળદ્વારકા કહે છે, એ નામ જ એટલું તો બતાવી આપે છે કે દ્વારકાના સ્થળને માટે પ્રાચીન કાળથી મતભેદ છે.[૭૧] અને દ્વારકાની સાથે એના સ્થળનું સ્મરણ પણ આપણા ઇતિહાસવિમુખ સમાજના માનસિક સાગરમાં ડૂબી ગયું છે. આજનું દ્વારકા કોઈ આઠમી સદીમાં સ્થપાયેલું માને છે; પરંતુ ઈસ્વીસનની શરૂઆતમાં જ્યારે પૌરાણિક હિંદુ ધર્મનું ઘડતર રચાતું હતું ત્યારે આપણા ધાર્મિક સંપ્રદાયોના ઇતિહાસમાં એવા બનાવો બન્યા જણાય છે કે જેથી કેટલાક મહત્ત્વના ફેરફારો થયા છે. સોરઠને કાંઠે થયેલા આવા કોઈ ફેરફારને લીધે અને

૭૦. શ્રી. ઉમાશંકર જોશી એ પ્રમાણે માને છે. એમના 'પુરાણોમાં ગુજરાત" એ નામના ખૂબ અભ્યાસપૂર્ણ ગ્રંથમાં દ્વારકા માટે વિસ્તૃત ચર્ચા કરી છે, અને હાલના દ્વારકાની જગ્યાએ પ્રાચીન નગરીને મૂકીને રૈવત પર્વતને એક નાનો ડુંગરો ઠરાવી ભૂકંપ જેવા બનાવથી એ સમુદ્રમાં ડૂબ્યો હોય એમ માને છે.

૭૧. મહામહોપાધ્યાય સ્વ. હાથીભાઈ શાસ્ત્રી મૂળ દ્વારકા આગળ જ દ્વારકા માને છે. મૂળ દ્વારકાની જગ્યા પ્રાચીન દ્વારકા ન હોય એ બાબત દલીલ કરતાં શ્રી. ઉમાશંકર કહે છે કે મહાભારતમાં અર્જુન દક્ષિણથી વહાણમાં પ્રભાસ આવીને દ્વારકા ગયો એમ લખ્યું છે. એટલે જો મૂળ દ્વારકાની જગ્યાએ દ્વારકા હોય તો એ પ્રભાસથી પૂર્વમાં હોવાથી પહેલું આવે અને પ્રભાસ આવવાની જરૂર ન રહે. આ દલીલ વિચાર કરાવે તેવી છે ખરી. પણ એની સમજૂતી મળી શકે તેવી છે જે અહીં લંબાણના ભયથી નહિ લખીએ. આ દલીલ કરતાં પણ વધારે વિચાર કરાવે એવો તો મૂળ દ્વારકા નામનો જ પ્રયોગ છે.

અસલ દ્વારકા પણ સમુદ્રમાં લુપ્ત થવાને લીધે ઓખામંડળ જેવા દૂરના સ્થળે આજની દ્વારકા સ્થપાઈ હોય એમ જણાય છે, અને આ અનુમાન ઠીક હોય તો આજની દ્વારકાના સ્થળને આશરે બે હજાર વર્ષ જેટલું તો પ્રાચીન માનવું પડે.[૭૨] ઇતિહાસને બાજૂએ મૂકતાં પણ આજે દ્વારકાપુરીનું સ્થાન ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં મહત્ત્વનું જ ગણાય. દ્વારકાના પૂજ્ય દેવ શ્રીકૃષ્ણનું નામ "રણછોડરાય" કેમ પાડ્યું એ પણ રસમય સંશોધનનો વિષય છે.

## આજની દ્વારકા

દ્વારકામાં શ્રીરણછોડરાયનું મંદિર સાડાચારસો વર્ષ જૂનું ગણાય છે અને એ ભવ્ય દેખાવવાળું છે, અને એને ફરતો કોટ છે. દ્વારકામાં શંખનારાયણનું મંદિર પણ છે. શંખનારાયણનું મંદિર પ્રાચીન ગણાય છે, પરંતુ હાલનું મંદિર ૧૩૦ વર્ષ પહેલાં કચ્છના રાવસાહેબે બંધાવેલું. ત્યાં એક કચ્છી ગઢ નામે જગ્યા છે એટલા ભાગ ઉપર કચ્છની હકૂમત હતી એમ કહેવાય છે, બાકી દ્વારકા અને ઓખામંડળ ઉપર ગાયકવાડ સરકારની સત્તા હતી. અને આજે રાજ્યોના વિલિનીકરણ પછી પણ સૌરાષ્ટ્રમાં છેડા ઉપર હોવા છતાં એ મુંબઈ સરકારની સત્તામાં ગણાય છે. સાંસ્કૃતિક મહાગૂજરાતનું આ પહેલું પાટનગર ગૂજરાત અને સૌરાષ્ટ્રનું એકીકરણ થાય તો જ યોગ્ય સ્થાન પામે એ દિવસ ક્યારે આવશે? દ્વારકામાં એક હાજી કરમાણી

---

૭૨. મને તો લાગે છે કે ઈ. સ.ની શરૂઆતમાં ભારશિવ નાગ મહારાજ્યના સમયમાં શૈવપંથનું જોર ખૂબ હતું અને પાશુપાત સંપ્રદાયનો ઉદ્ભવ પણ ગૂજરાત સોરઠને કાંઠે થયો હતો. જૂની દ્વારકા સમુદ્રમાં જીર્ણ થઇ ડૂબી ગઈ હોય અને વૈષ્ણવોને એ જગ્યા સલામત ન લાગી હોય તો ઓખામંડળમાં નવી દ્વારકા સ્થાપી હોય અને મૂળ જગ્યાએ મૂળ દ્વારકા નામ રહ્યું હશે. ટોલેમીના વર્ણનમાં આજની દ્વારકાનું જે સામ્ય દેખાય છે તેનું કારણ એટલા પ્રાચીન સમયમાં ત્યાં વૈષ્ણવોનું થાણું જામ્યું હોય એમ બની શકે.

નામના મુસલમાન પીરે સારી જગ્યા રોકેલી છે. ઓખામંડળમાં રહેતા બ્રાહ્મણોને ગૂંગળી બ્રાહ્મણો કહેવામાં આવે છે.

## ખુદાવંદખાનનું કાવતરું

જૂનાગઢને જીતી સૌરાષ્ટ્રની વ્યવસ્થા કરી, દ્વારકાને જીતી પાંચ વર્ષ સોરઠમાં ગાળ્યા પછી સુલતાન અમદાવાદ આવ્યો અને ત્યાંથી દર વર્ષે જૂનાગઢ જતો હતો. ઈ. સ. ૧૪૮૦ માં એ મુસ્તફાબાદ–જૂનાગઢમાં આવ્યો ત્યારે અમદાવાદથી એના અમીર ખુદાવંદખાને સુલતાનને ગાદીએથી ઉઠાડી એના શાહજાદા અહમદખાનને ગાદીએ બેસાડવાનું કાવતરું રચ્યું. એ વર્ષની રમજાન ઈદની સવારી વખતે આ કાવતરું અમલમાં મૂકવું એવો ખુદાવંદખાનનો ઈરાદો હતો. ખુદાવંદખાને રાયરાયાં[૭૩] નામના એક હિંદુ અમીરને ખાનગીમાં પોતાનો ઈરાદો કહ્યો અને વજીર બહાઉદ્દીન ઈમાદુલ્મુલ્કને મારી નાંખવાની પણ એને વાત કરી. એમ કહેવાય છે કે સુલતાનની હમેશની લશ્કરી સવારીઓથી અમીરો ખૂબ કંટાળી ગયા હતા અને સુલતાનને પદભ્રષ્ટ કરીને અહમદખાનને ગાદીએ બેસાડી સત્તા હાથ કરવા માંગતા હતા. બહાઉદ્દીન રાયરાયાંનો ખાસ મિત્ર હતો, એટલે ખુદાવંદખાને બહાઉદ્દીનથી આ કાવતરાની વાત છાની રાખવાનું કહ્યું હતું, પરંતુ રાયરાયાંએ આખીયે વાત છાની રાખવા માટે બહાઉદ્દીન પાસે કુરાનના સોગંદ લેવડાવી એને વાત કહી અને એ વજીરે મલીક સારંગ અને મુહાફિઝખાન જેવા વિશ્વાસુ અમીરોને ઈદને દહાડે લોકો કાંઈ તોફાન ન કરે તેવો બંદોબસ્ત રાખવાનું કહી શાહજાદાની આસપાસ હાજર રહેવાનું કહ્યું. આમ કરવાથી આખુંયે કાવતરું નિષ્ફળ ગયું. આ વાત લોકોને મોઢેથી સુલતાને જૂનાગઢમાં

૭૩. આ કાવતરાની વિગત તબકાતે અકબરી લંબાણથી આપી છે; સિકંદરીમાં બહુ ટૂંકો ઉલ્લેખ છે. રાયરાયાં હિંદુ અમીર લાગે છે, પણ એ ઇલ્કાબ છે. એનું નામ આપ્યું નથી. સિકંદરી એ નામ નથી આપતી.

સાંભળી ત્યારે એ ચિંતાતુર થયો અને અમદાવાદ તરફ આવવા નીકળ્યો.[૭૪] મલબારના ચાંચિયા બંદરોએ આવતાં વહાણો લૂંટે છે એવા સમાચાર મળવાથી ઘોઘા થઈ તેનો બંદોબસ્ત કરી ત્યાંથી વહાણમાં ખંભાત જઈ, ત્યાંથી અમદાવાદ પહોંચ્યો.

### ઝાલાવાડ ઉપર ચડાઈ

આ સમય દરમ્યાન શાહજાદો ખલીલખાન જ્યારે જૂનાગઢમાં સોરઠનો સૂબો હતો ત્યારે કૂવાના ઝાલાઓએ મુસલમાન સત્તાનો વિરોધ કરી બળવો કર્યો અને શાહજાદો એમની સામે લશ્કર લઈને ગયો ત્યારે એને હરાવ્યો. આ સમાચાર મહમૂદને મળ્યા ત્યારે મોટું લશ્કર લઈ એણે ઝાલાવાડ ઉપર ચડાઈ કરી. ત્યાંનો રાજા વાઘોજી સુલતાનના લશ્કરની સામે સૈયદપુર પાસે ખૂબ બહાદૂરીથી લડ્યો. એમાં મુસલમાનોની સારી ખુવારી થઈ, પરંતુ આખરે વાઘોજી અને એના બધા સરદારો માર્યા ગયા અને સુલતાને મુલક તારાજ કરી કૂવાને ખેદાનમેદાન કરીને લૂટ્યું.[૭૫] ઈ. સ. ૧૪૮૬ માં આ લડાઈમાં એવી તો ખુવારી થઈ કે ઝાલાવાડમાં આજે પણ કોઈ મોટી આપત્તિને "કૂવાનો કેર" કહેવામાં આવે છે. કૂવા પછી ઝાલાવાડની રાજધાની હળવદમાં આવી અને તે પછી ઈ. સ. ૧૭૩૦ માં ધ્રાંગધ્રા વસ્યું ત્યારે ત્યાં આવી.

### પાલણપુરના ઝાલોરી નવાબો

હવે મહમૂદના રાજ્યના કેટલાક બનાવોની ટૂંકી નોંધ લઈએ. જે સમયમાં ગૂજરાત સલ્તનતના મૂળ પુરુષ ઝફરખાને ગૂજરાતમાં

---

૭૪. તબકાતે અકબરી, પૃ. ૨૬૪–૬૭. સિકંદરી, પૃ. ૧૧૨–૧૩. ખુદાવંદખાને ઇમાદુલ્મુલકને મારી નાખ્યો છે અને શાહજાદા અહમદને ગાદીએ બેસાડ્યો છે એવી અફવા જૂનાગઢમાં ચાલી. કોઈ કહે છે શાહજાદો માંદો છે એવું સુલતાનને કહેવામાં આવ્યું.

૭૫. કાઠિયાવાડ સર્વસંગ્રહ.

સ્વતંત્ર મુસલમાન સત્તા સ્થાપી તે જ સમયે પ્રસિદ્ધ કાન્હડદેવના ઝાલોર અને સોનગીરમાં પણ મુસલમાન સત્તાની સ્થાપના થઈ અને રજપુતાના જેવા વીર રજપૂતોના મુલકની મધ્યમાં જ એક મુસલમાન સંસ્થાન સ્વસ્થતાથી જામ્યું. ઝાલોરમાં એ સમયે ચોહાણ રાજ્ય હતું. એ વખતે બિહારથી મલેક શેરખાન નામે લોહાણી અફ્ઘાનોનો સરદાર મક્કા હજ કરવા માટે આવ્યો હતો એણે ચોહાણોના રાજ્યમાં નોકરી લીધી. રાજ્યોમાં બને છે તેમ ઝાલોરના ચોહાણ રાજાને મારવાડના રાઠોડ રાજા સાથે બનાવ નહોતો. રાઠોડ રાજાએ કપટથી વિસલદેવ ચોહાણને પોતાને ત્યાં બોલાવીને મારી નાંખ્યો અને ઝાલોર લઈ લીધું.[૭૬] થોડો વખત વિસલદેવની વિધવા રાણીએ મલેક ખુર્રમ જે અફ્ઘાનોનો સરદાર હતો એની સહાય લીધી[૭૭] અને રાજ્ય ચલાવ્યું. પરંતુ આખરે મલેક ખુર્રમ ઝાલોર પચાવી બેઠો અને રજપુતાનામાં મુસલમાન રાજ્યની સ્થાપના કરી. મલેકે પાટણ ઝફરખાન પાસે મદદ માગી અને દિલ્હી લાગવગ વાપરીને પોતાનું સ્થાન નિશ્ચિત કરી લીધું. ઈ. સ. ૧૩૯૪માં આ રીતે મલેક ખુર્રમ ગૂજરાત સલ્તનતના સ્થાપકની મદદથી સત્તાધીશ થયો અને ઈ. સ. ૧૩૯૯ માં તૈમૂર લંગની ચડાઈ પછી અર્ધ સ્વતંત્ર જેવો થઈ પડયો. આ વંશે પાછળથી ઉત્તર ગૂજરાતમાં પાલણપુર રાજ્યની સ્થાપના કરી. ઈ. સ. ૧૯૪૭ ના ભારતમાં રાજ્યોના વિલીનીકરણ સુધી એ રાજ્ય હતું એટલે પાંચ શતાબ્દીઓ સુધીનું આ મુસલમાન રાજ્ય ભારતનાં

---

૭૬. પાલનપુરના નવાબ તાલેમહમંદખાને પાલનપુર રાજ્યનો ઇતિહાસ લખ્યો છે એમાંથી પ્રો. કૉમિસેરિયેટે પોતાના અંગ્રેજી ઇતિહાસમાં પૃ. ૫૦–૫૨ માં વિગતો લીધી છે.

૭૭. રાણીનું નામ પોપાંબાઇ લખ્યું છે. ઉપર મુજબ. પૃ. ૫૧. નબળી વ્યવસ્થા અને બૈરાંનું ચલણ જેવું હોય તેને આપણામાં "પોપાંબાઈનું રાજ્ય" છે એવી કહેવત છે. મારવાડની આ વાત ગૂજરાતમાં કેમ ચાલી એ સાંસ્કૃતિક દૃષ્ટિએ વિચારવા જેવું છે.

બીજાં ઇસ્લામી રાજ્યોમાં સર્વથી પ્રાચીન કહી શકાય એવું છે. મોગલાઈમાં ઔરંગઝેબના સમયમાં ઝાલોરને જ્યારે મારવાડમાં ભેળવી દીધું ત્યારે આ પ્રાચીન વંશના નવાબોએ પાલણપુરમાં ગાદી સ્થાપી. ઝાલોરમાં જ્યારે મલેક ઉસમાન અને એના ભાઈ વચ્ચે ઝઘડો થયો ત્યારે સુલતાન મહમૂદ બેગડાએ મલેક ઉસમાનને મદદ કરી અને ઝાલોર ગૂજરાતની સત્તા નીચે આવ્યું. મહમૂદે ઝાલોરની સત્તા નીચે, સાચોર–સત્યપુર, અને ગૂજરાતની એક સમયની રાજધાની જેવું ભિન્નમાલ શ્રીમાલ–એ બે વિભાગો મૂકયા અને ઉસમાનને ઝુબ્દત ઉલ્મુલ્કનો ઇલ્કાબ આપ્યો. આ ઇ઼કાબ પાલણપુરના નવાબોના કુટુંબમાં આજ સુધી ચાલુ છે. પાલણપુરના નવાબો મેહદવી છે.[૭૮]

## પ્રાચીન પાલણપુર

પાલણપુર ગુજરાતનું એક સમૃદ્ધ અને પ્રાચીન નગર છે; પ્રહ્લાદનદેવ–પાલ્હણદેવ પરમારે એ વસાવ્યું છે. પાલણપુરમાં ખૂબ સમૃદ્ધિવાળા જૈન શેઠિયાઓ વસતા હતા અને સારાં જૈન મંદિરો હતાં. જૈન આચાર્યોમાં પ્રભાવક શ્રીસોમસુંદરસૂરિનું અને સમ્રાટ અકબરને પ્રતિબોધનારા જગદ્‌ગુરુ બિરુદ ધારણ કરનારા શ્રીહીરવિજયસૂરિનું પાલણપુર જન્મસ્થાન છે.[૭૯] જૈન સાહિત્યમાં એની સમૃદ્ધિનું ખૂબ વર્ણન કરેલું છે. ત્યાંનો વેપાર એવડો મોટો હતો કે એને સ્થલવેલાકૂલ–ભૂમિનું બંદર કહેતા ત્યાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ભવ્ય અને સુંદર મંદિર હતું, અને જૈન તથા બ્રાહ્મણ મતના અનુયાયીઓ સંપથી રહેતા[૮૦]

---

૭૮. પાલણપુર રાજ્યનો ઇતિહાસ, પૃ. ૫૧–૫૨. પૃ. ૧૭૮–૭૯. તાલેમહંમદખાનના ઇતિહાસ ઉપરથી પ્રો. કોમિસેરિયેટ લખે છે કે આ ઇલ્કાબ મારવાડમાં રૂઢ શબ્દ થયો અને કોઇ ઉસ્માનખાન જેવું કામ કરી બતાવે તેને "બીજો જબદલ" કહે છે.

૭૯. જૈન તીર્થોનો ઇતિહાસ, પાલનપુર તીર્થ

૮૦. નાભિનંદનોદ્ધાર–પ્રહ્લાદનપુરવર્ણન. હીરસૌભાગ્ય મહાકાવ્યમાં પણ પાલનપુરનું વર્ણન છે, પણ એ ખૂબ આલંકારિક ભાષામાં છે.

પ્રહ્‌લાદનદેવે જે મંદિર બંધાવેલું એને આજે પલ્લવિયા પાર્શ્વનાથ કહે છે. બીજાં જૈન મંદિરો પણ ત્યાં છે. પાલણપુરના ઝવેરીઓ ગૂજરાતની બહાર દૂર દેશાવરોમાં વિખ્યાત છે.

## સોનગીર

ઝાલોર શહેરની પાસે કાન્હડદેવનો પ્રસિદ્ધ સોનગીરનો કિલ્લો આજે પણ ઊભો છે અને એક સમયે એ રજપુતાનાના મજબૂત કિલ્લાઓમાં ગણાતો હતો. એ કિલ્લો ઘણો પ્રાચીન ગણાય છે. એને ત્રણ રક્ષણદીવાલોની હરોળ છે અને અંદર તળાવ તથા મંદિરો છે. અલ્લાઉદ્દીને જીત્યા પછી એમાં મસ્જિદ બંધાવેલી તે પણ આજે ઊભી છે.[૮૧]

## રાણપુરના ગોહેલ સાથે લડાઈ

સુલતાન મહમૂદના સમયમાં ગૂજરાત સૌરાષ્ટ્રની સરહદ ઉપર આવેલો રાણપુરનો કિલ્લો રાણજી ગોહેલના હાથમાં હતો અને એ ઠાકોર અમદાવાદના સુલતાનને તાબે હતો. ચારણ-કથા કહે છે કે સુલતાન મહમૂદ અને રાણજી સાઢુ થતા હતા. એમ કહેવાય છે કે એક વખત રજપૂત બેગમ પિયેર ગઈ ત્યારે બન્ને બહેનો મળી અને ઠાકોરાણીએ પોતાની મુસલમાનને પરણેલી બહેન સાથે જમવાની ના પાડી. એણે વિવેકથી એવું બહાનું કાઢ્યું કે પોતાનો સ્વામી સુલતાનનો ખંડિયો છે, એટલે બહેન મોટા સુલતાનની રાણી હોવાથી નોકરની સ્ત્રીથી એની સાથે બેસાય નહિ. પરંતુ આ બહાનું ઉઘાડું પડી ગયું અને અપમાનિત થયેલી બહેને સુલતાનને આ વાત કહી, બહેન-બનેવીને બોલાવીને સાથે જમાડવા દુરાગ્રહ કર્યો. રાણાજીએ પહેલાં તો ના પાડી, પણ એનું ચાલ્યું નહિ. છેવટે યુક્તિથી એ સુલતાનના દરબારમાંથી પોતાની સ્ત્રીને લઈ આવ્યો. લોકકથા બીજી વાત એવી

---

૮૧. પ્રો. કૉમિસેરિયેટનો ઇતિહાસ, પૃ. ૫૩ માં સોનગીરના કિલ્લાનું સુંદર ચિત્ર આપ્યું છે.

કહે છે કે મક્કા હજ કરવા જતી એક મુસલમાન સ્ત્રી પોતાના બાળકને લઈ રાણપુરમાં રાતવાસો રહી હતી. પ્રભાત થતાં છોકરાએ ઊઠીને બાંગ પોકારી. આ સાંભળી રાણપુરના બ્રાહ્મણોએ રાણજીને કહ્યું કે મુસલમાન રાજ્ય થવાની આ આગાહી છે. આ સાંભળી ઠાકોરે છોકરાને મારી નંખાવ્યો અને આ બનાવની ફરિયાદ એની માએ અમદાવાદ જઈને સુલતાનને કહી સુલતાનનો ક્રોધ પ્રજ્વલિત કર્યો.[૮૨]

હવે મહમૂદને બદલે ભંડારીખાન મુસલમાન લશ્કર લઈને રાણપુર ઉપર ચડયો અને રાણજી એની સામે લશ્કર લઈ ધંધુકા આગળ મળ્યો અને ત્યાં ખૂનખાર લડાઈ થઈ એમાં ઠાકોર પાછો હઠી રાણપુર સુધી ગયો. રાણજીએ પોતાના અંતઃપુરમાં એવું કહી મૂકેલું કે કિલ્લા ઉપરથી જો ધ્વજ નીચે પડેલો દેખો તો હાર થઈ સમજીને આપઘાત કરજો. લડાઈ જોરમાં ચાલતી હતી ત્યાં બન્યું કે ધ્વજ રાખનારો તૃષાને લીધે ધ્વજ નીચે મૂકી પાણી પીવા બેઠો. આ દેખાવ જોઈ રાણીઓએ કૂવામાં પડીને આપઘાત કર્યો. લડાઈમાં છેવટે રાણજી પણ પડયો. એ પછી મહમૂદે ગોહેલના ભાણેજ હાલુજી પરમારને રાણપુરની ગાદી આપી, અને હાલુજીએ મુસલમાન ધર્મ સ્વીકાર્યો. આ હાલુજી પરમાર આજના રાણપુરના મોલેસલામ ઠાકોરોનો મૂળપુરુષ હતો.[૮૩] મોલેસલામ ગરાસિયાઓનું વર્ણન આગળ સામાજિક પ્રકરણમાં કરીશું.

---

૮૨. રાસમાળામાં આ વર્ણન આપેલું છે, અને પ્રો. કોમિસેરિયેટે એની સારી નોંધ લીધી છે. આ બધા વર્ણનમાં કઈ અને કેટલી વાત માનવી એ પ્રશ્ન છે. મુસલમાન છોકરાને મારી નાખવાની વાત માનવા જેવી લાગતી નથી અને એ વાત જો ખરી હોય તો ગોહેલ ઠાકોરની બુદ્ધિને માટે માન રહે નહિ. પરંતુ હિંદુને પરણેલી બહેને મુસલમાનને પરણેલી બહેન સાથે જમવાની ના પાડી હોય અને એથી લડાઇનું બીજ રોપાયું હોય એ વાત એ સમયનું વાતાવરણ જોતાં સયુક્તિક લાગે છે.

૮૩. મોલેસલામ ગરાસિયાની ઉત્પતિ આવી રીતે થઈ છે. રાણાજી ગોહેલ ભાવનગરના રાજાઓના વડીલના કુટુંબનો હતો. હાલુજી પરમારનો બીજો ભાઈ ધોળકાના કસ્બાતીઓના વંશનો સ્થાપક હતો.

રાણપુરનો આજનો કિલ્લો મોગલાઈમાં શાહજહાં બાદશાહના સમયમાં ઈ. સ. ૧૬૩૫ માં અમદાવાદના સૂબા આઝમખાન ઉધાઈએ બંધાવ્યો છે.[૮૪] ગૂજરાતના સુલતાનોએ અહમદશાહના સમયથી ગૂજરાતના હિંદુ રાજાઓ અને જમીનદારો સાથે સંબંધ બાંધ્યા હતા અને એમાં એમને સહકાર પણ મળેલો અને સામનો પણ થયેલો.

મહમૂદે દક્ષિણના મુસલમાન સુલતાનને મદદ કરવા એ દિશામાં સવારી કરેલી ત્યારે રસ્તામાં એક દરિયાકિનારાના સ્થળની લડાઈનો સામાન્ય ઉલ્લેખ ઉપર કર્યો છે. આ લડાઈની તારીખ માટે શંકા હોવાથી અહીં એની જરા વિગત જોવી જરૂરની છે. એ લડાઈ ગુજરાતના સુલતાનને મન નાનું છમકલું હશે તેથી તવારીખકારોએ એનું લાંબું વર્ણન કર્યું નથી, અને સિકંદરી તો એને બહુ ટૂંકામાં પતાવી દે છે, પરંતુ એ લડાઈમાં ગૂજરાતના ભૂષણરૂપ પારસી કોમે અગત્યનો ભાગ ભજવેલો એટલે સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ એનો ઉલ્લેખ મહત્ત્વનો ગણી શકાય. ઈ. સ. ૧૪૬૫ માં આ બનાવ બન્યો એમ તવારીખના વર્ણન ઉપરથી સમજાય છે, પરંતુ પંદરમી સદીના છેલ્લા પાદમાં બન્યો હોય એમ પણ કેટલાક મત ધરાવે છે.[૮૫] મહમૂદે

૮૪. અમદાવાદમાં ભદ્રમાં સુપ્રસિદ્ધ સરાઈ આ આજમખાને બંધાવેલી. એ જ્યાં જતો ત્યાં મકાન બંધાવતો એટલે એને "ઉધાઇ" કહેતા હતા.

૮૫. પ્રો કૉમિસેરિયેટે પોતાના અંગ્રેજી ઇતિહાસમાં પૃ. ૧૮૦-૮૫ માં આ બધી હકીકત કિસ્સે સંજાણ ઉપરથી અને પ્રો. હોડીવાળાના પારસીઓના ઇતિહાસ નામના ગ્રંથ ઉપરથી ખૂબ વિગત સાથે આપી છે. એમનું માનવું એવું છે કે તવારીખો ઉપરથી ૧૪૬૫નું વર્ષ મળે છે છતાં આ બનાવ કદાચ ૧૪૯૧ માં બન્યો હોય. આપણે આ પ્રકરણની શરૂઆતમાં ટૂંકી નોંધ કરી છે તે ઉપરથી સિકંદરી અને તબકાત આ લડાઈને ૧૪૬૫ માં મૂકે છે. પ્રો. કૉમિસેરિયેટ લખે છે કે આ બનાવને મુસલમાન તવારીખો ટૂંકામાં પતાવે છે. સિકંદરીને જોતાં એ વાત ખરી હશે, પરંતુ તબકાતે અકબરી, ફિરિસ્તા અને તારીખે અલફીમાં આ લડાઇનું જરા લંબાણથી વર્ણન કર્યું છે. કિસ્સે સંજાણ માટે મતભેદ પ્રવર્તે છે, પણ અહીં ચાલુ મતની નોંધ લીધી છે.

કોંકણમાં બહરોટનો, અને ગૂજરાતમાં પારનેરાનો એ કિલ્લા જીતી લેવા લશ્કર મોકલ્યું અને એ વખતે દરિયાકિનારે દમણ ઉપર પણ લશ્કર મોકલ્યું. આ બધાં સ્થળો હિંદુ રાજાઓના હાથમાં હતાં અને સંજાણમાં પારસીઓનું અગત્યનું થાણું હતું. પારસીઓ મુસલમાનોના ત્રાસથી ઈરાન છોડીને સૌરાષ્ટ્રમાં આવ્યા હતા અને ત્યાં થોડો સમય રહીને દક્ષિણ ગૂજરાતને કિનારે વસ્યા હતા. સંજાણમાં એ સમયે જાદી રાણા નામના રાજાનું રાજ્ય હતું.[૮૬] એ લોકો જાદવ–યાદવ વંશના હતા તેથી એવું નામ કહેવાતું એમ મનાય છે. આ રાણાએ પારસી લોકોને સારો આશ્રય આપ્યો. મહમૂદે પંદરમી સદીના અંતભાગમાં જ્યારે સંજાણ ઉપર ચડાઈ કરી ત્યારે જાદી રાણો ખૂબ વીરતાથી એની સામે લડ્યો. મહમૂદનો લશ્કરી અમલદાર અલપખાન નામનો હતો. રાણાની મદદે ૧૪૦૦ પારસી ઘોડેસવારનું લશ્કર હતું. એનો સરદાર અરદેસર નામે વીર પુરુષ હતો.[૮૭] આ લડાઈમાં રાણાની હાર થઈ અને પારસીઓ કપાઈ ગયા.[૮૮] પરંતુ રાણાએ પોતાની કોમને આપેલા આશ્રયનો આવો સુંદર બદલો આપી આ કોમે ખરેખરી ખાનદાની બતાવી. આ લડાઈનું વર્ણન નવસારીના બહમન કૈકોબાદ સંજાણાએ ઈ. સ. ૧૫૯૯માં લખેલા 'કિસ્સે સંજાણ' નામના પુસ્તકમાં કર્યું છે.

અલપખાને જીત મેળવ્યા પછી ક્રૂરતાથી વેર લીધું અને સંજાણને ઉજ્જડ કરી નાંખ્યું. પારસીઓના યુવાનો મરણ પામ્યા

---

૮૬. પારસી હેવાલ ઉપરથી પ્રો. કોમિસેરિયેટ Jadi Rana લખે છે, પરંતુ એ જાદવ વંશના હતા એટલે જાદી કહેવાતા હતા.

૮૭. પ્રો કોમિસેરિયેટનો ઇતિહાસ, પૃ. ૧૮૨.

૮૮. એમ કહેવાય છે કે સરદાર અરદેશરની બહાદુર ધણિયાણી જરબાનુએ પુરુષનો વેશ પહેરી બૈરાંનું એક નાનું સૈન્ય લઈ મુસલમાનોનો સામનો કર્યો હતો. પ્રો. કોમિસેરિયેટે આ હકીકત નોંધેલી નથી.

હતા. જે લોકો જીવતા રહ્યા હતા તેઓ એમણે ઈરાનથી સંભાળપૂર્વક લાવેલા ઈરાનશાહ નામે મશહૂર એવા પવિત્ર આતશબહેરામ સાહેબને સંજાણથી બહરોટના કિલ્લામાં લઈ ગયા અને ત્યાં કેટલાંક વર્ષ ખૂબ મુશ્કેલીઓમાં ગાળી વાંસદા આવ્યા અને વાંસદાથી નવસારી અને વલસાડમાં આવ્યા. તે પછી એ પવિત્ર આતશ બહેરામ સાહેબની પધરામણી ઉદવાડામાં કરી અને એ સ્થળ આજે પારસીઓનું સર્વથી પવિત્ર સ્થળ ગણાય છે. પારસીઓ ઉદવાડાને, હિંદુઓ કાશી તથા મુસલમાનો મક્કાને પવિત્ર ગણે છે એટલું જ, મહત્ત્વનું ગણે છે.[૮૯]

ગૂજરાત સલ્તનતની શરૂઆતના સમયમાં નવસારીમાં આશા રાણા નામે એક પારસી ગૃહસ્થની લાગવગ ખૂબ હતી અને સુલતાન અહમદશાહના સમયમાં એમની રાજકાજમાં જરા સત્તા પણ હતી. સુલતાન મહમૂદના સમયમાં આશા રાણાના પુત્ર ચંગા આશા પણ એટલા જ પ્રસિદ્ધ હતા અને ગૂજરાતની પારસી કોમના અગ્રગણ્ય પુરુષ ગણાતા હતા. એમ કહેવાય છે કે સંજાણના નાશ પછી પવિત્ર અગ્નિને બહરોટની ગુફાઓમાં સાચવી રાખી પછી નવસારી લાવવામાં

૮૯. આ વર્ણનમાં તવારીખો જુદાં જુદાં નામો લખે છે. સિકંદરી બારૂદરનો પહાડી કિલ્લો કહે છે. તબકાત પૃ. ૨૪૬ માં બાવરનો કિલ્લો કહે છે. આમાં તવારીખો દરિયાકિનારાની જગ્યાને "દુનુ" કહે છે. એક તવારીખ "દુનુ" લખે છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી અને પ્રો. કોમિસેરિયેટ એને દમણ જ કહે છે. પરંતુ "દુનુ" પાઠ ખરો હોય તો એ દહાણુ હોઇ શકે. બન્ને સ્થળો સંજાણથી સરખાં છેટાં છે. સિકંદરી આગળ એક બીજા ઉલ્લેખમાં દુન અને દાહણુ એમ સ્પષ્ટ લખે છે એટલે દમણ ધારવું એ ખોટું છે. બાવર એ બહરોટનું ભ્રષ્ટ રૂપ છે. ત્યાં કિલ્લો છે એમ કહે છે, પણ ગુફાઓ છે અને ત્યાં જવાનો રસ્તો મુશ્કેલ છે, એ પણ સંજાણ અને દહાણુની પાસે કહેવાય છે. તબકાતનો તરજુમો કરનારની પૃ. ૨૬૪ માં નોંધ ૧ જુઓ. કેમ્બ્રિજ હિસ્ટ્રીની ટીકા કરતાં પણ ગૂજરાતની ભૂગોળની એમને બરાબર ખબર નથી.

એમણે સહાય કરી હતી. ઈ. સ. ૧૪૭૮ માં ચંગા આશાની પ્રસિદ્ધિ ખૂબ હતી અને ઈ. સ. ૧૫૧૨ માં એટલે સુલતાન મહમૂદના અવસાન પછી પણ એઓ હયાત હતા. ઈ. સ. ૧૪૭૮ માં આ ચંગા આશાએ પારસીઓના મૂળ સ્થાન ઇરાનમાંથી પોતાના ધર્મને લગતી ખરી અને શાસ્ત્રીય હકીકત ગૂજરાતથી ખાસ માણસ મોકલીને મંગાવી. અને એ કાર્ય માટે ભરૂચથી નરીમાન હોશંગ નામના માણસને ઇરાન મોકલ્યા હતા. આ માટે પહેલવી ભાષાના પંડિતો અને દસ્તૂરો સાથે જે પત્રવ્યવહાર થયેલો તેને રેવાયત–શાસ્ત્રીય પરંપરા કહે છે અને એ રીતે પહેલી રેવાયત ઈ. સ. ૧૪૭૮ માં થયેલી છે.[૯૦]



૯૦. પ્રો. કોમિસેરિયેટનો ઇતિહાસ, પૃ. ૧૮૨–૧૮૪.

# પ્રકરણ ૨૭ મું

## સુલતાનના વિજયો

## પાવાગઢ-ચાંપાનેર-(ગૂજરાતનુ કામચલાઉ પાટનગર)

### સુલતાને કરેલી કાવતરાની તપાસ

### ચાંપાનેર ઉપર ચડાઈ કરવા શોધાયેલાં કારણો

સૌરાષ્ટ્રમાં લાંબો સમય લડાઈઓ કરી ખુદાવંદખાને પોતાની સામે કરેલા કાવતરાની તપાસ કરવા સુલતાન અમદાવાદ આવ્યો અને અમીરોના મનનું પારખું જોવા વાત ચલાવી કે પોતે મક્કા શરીફની યાત્રા કરવા ધારે છે અને રાજ્યવહીવટ અમીરોને સોંપી દેવા માંગે છે. સુલતાને આ વિચાર માટે અમીરોની સલાહ માગી અને કોઈએ ડરથી પોતાનો મત કહ્યો નહિ ત્યારે અનશનવ્રત લીધું. એમ કહેવાય છે કે અમીરોએ છેવટે ગભરાઈને સુલતાનને ખુશ કરવા માટે એમ કહ્યું કે પહેલાં ચાંપાનેરના હિંદુ રાજ્યનો વિજય કરી પછી હજ કરવા જવું. આ સાંભળી સુલતાન ખુશ થયો અને અનશનવ્રત છોડી પારણાં કર્યાં.[1]

આમ સૌરાષ્ટ્રમાં લડાઈઓ કરી એ ભાગ ઉપર પોતાની સત્તા જમાવી પૂર્વ તરફ ચાંપાનેરનું બળવાન હિંદુ રાજ્ય રહી ગયું હતું તેને જીતવાનો સુલતાનનો ઈરાદો લાંબા સમયથી હતો, અને લડાઈ કરવા માટે જૂનાગઢની પેઠે જ એ બહાનાં શોધી રહ્યો હતો. ચાંપાનેર જીતી લેવાનું એક મોટું કારણ એવું પણ હતું કે માળવા સાથે ગૂજરાતની સત્તાને હમેશાં કજિયા ચાલ્યા કરતા હતા, અને ગૂજરાત માળવાની સરહદ ઉપર આ એક મજબૂત લશ્કરી મથક

---

૧. તબકાતે અકબરી, પૃ. ૨૬૯-૨૭૦.

જેવું હતું. એનો કિલ્લો પણ ખૂબ જ મજબૂત હતો. સુલતાન અહમદશાહના સમયથી ઇડિર ચાંપાનેર વગેરેના રાજાઓ કેટલીક વાર સાથે મળીને અમદાવાદના સુલતાનને ચિંતાઓ ઉત્પન્ન કરતા અને માળવાનો સુલતાન ઘણીવાર એ લોકને મદદ કરતો.[૨] આમ જૂનાગઢનો વિજય જેમ સૌરાષ્ટ્રમાં સતા જમાવી દરિયાઈ વેપારને સરળ બનાવવાના ઉદ્દેશથી થયો હતો તેમ ચાંપાનેર જીતીને સરહદ ઉપરના એક મજબૂત લશ્કરી મથકને હિંદુ સત્તાના હાથમાંથી લઈ લેવાનો ઉદ્દેશ હતો, એટલે એ માટે નાનાં મોટાં બહાનાં શોધ્યા કરતો હતો. એમ કહેવાય છે કે સુલતાન જૂનાગઢ હતો ત્યારે ચાંપાનેરનો રાજા ગૂજરાની હદમાં વડોદરા અને ડભોઈમાં આવી લૂંટ કરનારાઓને આવવાજવાની સગવડ કરી આપતો હતો એવું એક બહાનું મળ્યું હતું.[૩] બીજું તવારીખકાર લખે છે કે ઈ. સ. ૧૪૮૨ (હિ. ૮૮૭) માં ગૂજરાતમાં વરસાદ બહુ ઓછો પડ્યો હતો અને ચાંપાનેર સુધી દુકાળની અસર હતી. એ સમયે રસૂલાબાદના થાણામાં મલીક સધા સુલતાની નામનો અમલદાર ચાંપાનેર તાબાનાં કેટલાંક ગામ લૂંટી આવ્યો. આ બનાવથી ચાંપાનેરના રાજાએ પોતાના લશ્કરથી એના ઉપર હુમલો કરી મલીકને હાર આપી, એમાં કેટલીક ખુવારી થઈ અને મલીક મરણ પામ્યો.

---

૨. અહમદશાહ અને કુતુબુદ્દીનના સમયમાં આવા દાખલા પાછળ જોઈ ગયા છીએ. સોલંકીઓના સમયમાં અને સલ્તનતના સમયમાં પાવાપતિ રાવળોએ ગૂજરાત માળવા વચ્ચેની લડાઈઓમાં લશ્કરી થાણા તરીકે ભાગ લીધો છે અને ગૂજરાતના હાથમાં એ મહત્ત્વનું લશ્કરી મથક આવ્યા પછી માળવાનો વિજય કરવો સરળ થઈ પડ્યો છે.

૩. કેમ્બ્રિજ હિસ્ટ્રી લખે છે કે આ લૂંટારુઓને પતાઈ રાવળ સક્રિય મદદ કરતો હતો એટલે મુહાફિઝખાનને એ ભાગ ઉપર વ્યવસ્થા કરવા નીમ્યો હતો. આ હકીકત બરાબર નથી. મુહાફિઝખાન અમદાવાદનો જ સૂબો નિમાયો હતો. પતાઈ રાવળ એના મુલકમાંથી લૂંટારુઓને જવાઆવવા દેતો. ખુલ્લી મદદ કરે એવી એની શક્તિ હોય એમ મનાતું નથી.

રજપૂતોએ મલીકના લશ્કરનો સરંજામ અને હાથીઓ લૂંટમાં મેળવ્યા.[૪] આ સમાચાર મળવાથી સુલતાને ચાંપાનેર જીતી લેવાનો દૃઢ નિશ્ચય કર્યો.

આ સમયે ચાંપાનેરમાં ગંગાદાસનો પુત્ર જયસિંહ રાવળ રાજ્ય કરતો હતો અને ગૂજરાતના ઇતિહાસમાં એ 'પતાઈ રાવળના' નામથી પ્રસિદ્ધ છે 'પતાઈ' એ 'પાવાપતિ'નું ટૂંકું ગૂજરાતી રૂપ મનાય છે. વળી એક મત એવો પણ છે કે પૃથુરાજ ચોહાણના વંશના હોઈ આ રાજાઓ 'પથાઈ' અને પછીથી 'પતાઈ' કહેવાયા હોય. ચાંપાનેર–પાવાગઢ ગૂજરાતમાં અગત્યનું સ્થળ છે અને એનું અનેક દૃષ્ટિએ મહત્ત્વ છે એટલે એ સ્થળનો ઇતિહાસ ટૂંકામાં આલેખવાની અહીં જરૂર છે.[૫]

### પાવાગઢના સ્થળની કાવ્યમય મનોહરતા

એકંદરે સૂકા કહી શકાય એવા ગૂજરાતમાં ડુંગરનો દેખાવ નાનો હોય તોપણ રમણીય લાગે છે. વડોદરાથી ઇશાનમાં વિસ્તૃત મેદાનોની વચ્ચે દૃષ્ટિમર્યાદામાં એક નાના વાદળા જેવો પાવાગઢનો ડુંગર દેખાય છે અને પંચમહાલના હાલોલ કસબાની નજીક જતાં એનો દેખાવ ખૂબ જ મનોહર લાગે છે. મોટા વિસ્તારમાં આ પર્વત

૪. મિરાતે સિકંદરી, ગૂ. ભા. માં આ નામ મલીક અસદ આપેલું છે. જ્યારે બેલીના અંગ્રેજી તરજુમાનો ઉતારો તબકાતની નોંધમાં આપ્યો છે, (પૃ. ૨૭૧)માં મલીક સીદા ખાસિયા ખેલ સુલતાની એવું નામ છે. તબકાત પોતે મલીક સધા લખે છે. ઉપરનું વર્ણન સિકંદરી કરતાં તબકાતમાં બરાબર કરેલું છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી રાવળે રસૂલાબાદ તારાજ કર્યું એમ લખે છે એ વાતને આધાર નથી.

૫. જયસિંહના પિતાનું નામ બધા ગ્રંથોમાં ગંગાદાસ આપેલું છે, માત્ર તબકાતે અકબરી એને ઉદયસિંહ કહે છે, અને એ નામ ક્યાંથી આવ્યું તેનો ખુલાસો મળતો નથી. કોઈ પ્રતમાં બતાઈરાય, બસાઈરાય છે અને ફિરિસ્તાનો તરજુમો કરનાર બ્રિગ્સ 'બેનીરાય' લખે છે.

એકલો ઊભો હોય એવો દેખાય છે. ગૂજરાતમાં સૃષ્ટિસૌંદર્યથી ભરેલાં સારાં અને મોટાં સ્થળો બહુ થોડાં છે. આબુ દરેક રીતે ગૂજરાતનો જ ભાગ છે છતાં કેટલાક કમનસીબ રાજદ્વારી અકસ્માતોને લીધે એ ગૂજરાતની બહાર ગણાય છે. સૃષ્ટિસૌંદર્ય અને ઇતિહાસ એ બન્ને દૃષ્ટિથી જોતાં ચાંપાનેર–પાવાગઢ જેવું મહત્ત્વનું સ્થળ મહાગૂજરાતમાં બીજું એકે નથી. એનો ઇતિહાસ, એનો કિલ્લો, એનાં ખંડેરો, એનાં મકાનોના અવશેષો, એની વનશ્રી, એનાં તળાવો, મહાકાળીના સ્થાન તરીકે એનું યાત્રાસ્થાન તરીકેનું મહત્ત્વ, એ બધાનો એક સાથે વિચાર કરતાં એમાં એક મહાકાવ્યના બધા જ રસ એકી સાથે રહેલા છે. એની આસપાસ રચાયેલી દંતકથાઓ અને વાતો, એને માટે લખાયેલાં લોકગીતો, અને એ બધી સામગ્રીએ ગૂજરાતીઓના જીવનના ઉલ્લાસમાં લીધેલું મહત્ત્વનું સ્થાન જોતાં આ બધા રસ એકી સાથે બીજે ક્યાંય મળે તેમ નથી. ગિરનારમાં કદાચ એવા રસ મળી આવશે, પરંતુ વનશ્રીનું જે હાસ્ય, મકાનોનું જે લાલિત્ય, તળાવોની જે રમ્યતા પાવાગઢ ચાંપાનેરમાં નજરે પડે છે તે ગિરનારના જૂનાગઢમાં દેખાતી નથી. સુદર્શન તળાવ નષ્ટ થયા પછી ગિરનારની મનોહરતા ઓછી થઈ હોય એમ પણ માની શકાય. આબુ ખૂબ રમ્ય છે છતાં એના ઇતિહાસમાં આટલા રસોની એકી સાથે જમાવટ નથી.[૬]

### એનો પ્રાચીન ઇતિહાસ–પૌરાણિક સમય–નામ પડવાનાં કારણ

ચાંપાનેર પાવાગઢનો પ્રાચીન ઇતિહાસ અંધારામાં છે, એટલે સબળ આધારો ન મળે ત્યાંસુધી એ સ્થળની પ્રાચીનતા તો બહુ ન ગણી શકાય. પાવકાચલ-માહાત્મ્ય આ સ્થળને પૌરાણિક ગણાવવાનો પ્રયત્ન કરે છે, પણ ગૂજરાતનાં બીજાં પૌરાણિક સ્થળો જેટલી એની પ્રાચીનતા સિદ્ધ થઈ શકતી નથી. વિશ્વામિત્રી નદીનું મૂળ પાવાગઢમાં

૬. જુઓ 'કુમાર' માસિકના રૌપ્ય અંકમાં મારો લેખ.

છે એમ કહી એ મહર્ષિનો આશ્રમ ત્યાં હતો એમ કહે છે. આબુમાં વસિષ્ઠનો આશ્રમ છે એટલે પુરાણોએ કથેલા એમના હરીફ વિશ્વામિત્રનો આશ્રમ પણ ગૂજરાતમાં લાવવાનો પ્રયત્ન થયો હોય એમ દેખાય છે. પરંતુ વેદના ગાયત્રી જેવા મહાન મંત્રના દ્રષ્ટાને ઉત્તરની—વેદભૂમિમાં કોઈ સ્થાન નહિ મળ્યું હોય અને વસિષ્ઠની સ્પર્ધા કરવા પાવાગઢ જેવી એકલી અટૂલી ટેકરીમાં આશ્રમ કરી બાર મહિનામાં અગિયાર મહિના સૂકા રહેનારા એક વહેળાને પોતાનું નામ વિશ્વામિત્રે આપ્યું હોય એ માનવા જેવું નથી. પાવાગઢ નામના અર્થ પણ આપણા લોકોએ ભાટચારણોની વાતો જેવા ઉપજાવવા પ્રયત્ન કર્યો છે. આબુની પેઠે પાવાગઢની જગ્યાએ પણ મોટો ખાડો હતો અને વસિષ્ઠની પેઠે વિશ્વામિત્રની ગાય એમાં પડી એટલે ઋષિએ હિમાલયના એક પુત્રનું આવાહન કરી ખાડો પૂર્યો એવી વાત ઉપજાવેલી છે. ઋષિઓની પેઠે પર્વતો વચ્ચેની હરીફાઈ એટલે સુધી કથી છે કે આબુ કરતાં પાવાગઢનો ખાડો વધારે ઊંડો હતો એટલે હિમાલયનો પુત્ર પોણા ભાગનો અંદર ઊતરી ગયો અને પા ભાગનો જ બહાર રહ્યો તેથી પાવાગઢ નામ પડ્યું ! આ કારણથી સરખો છતાં પાવાગઢ બહાર આબુથી નીચો દેખાય છે. ગ્રામ્ય સમાજને પ્રસન્ન કરવા આવી વાતો યોજાયેલી છે. માહાત્મ્ય સંસ્કૃતમાં લખેલું હોવાથી ‘પાવકાચલ’ નામ પણ લખીને પાવાગઢની આગળના ‘પા’ અક્ષરનું સમર્થન કરે છે. કોઈ તો આ ડુંગર ઉપર પવન ખૂબ જોરથી આવે છે તેથી એનું નામ ‘પાવાગઢ’ પણ કહે છે. ચાંપાનેર નામ માટે પણ વનરાજના ચાંપા વાણિયાની વાત તેમજ ચાંપા ભીલની વાત પણ કહેવામાં આવે છે, પરંતુ રૂપેણ અને સરસ્વતીની વચ્ચેના નાના પ્રદેશ ઉપર સત્તા ધરાવતા વનરાજને ચાંપાનેર જેટલે દૂર આવી શકવાનું માનવા જેવું નથી. એના કરતાં ગૂજરાતના આશાવલ જેવા મધ્ય પ્રદેશ સુધી ભીલ સત્તાઓ હતી તો આ ભીલોના પ્રદેશમાં જ ચાંપો નામનો ભીલ ઠાકોર હોય એ વાત વધારે સયુક્તિક લાગે છે.

આમ આ બન્ને સ્થળોના સ્થાપનાર તથા તેમનાં નામ પાડનાર માટે સબળ આધાર મળતા નથી એટલે ગમે તેવી દંતકથાઓ ચાલે છે.

### શિવ અને શક્તિનું સ્થાન અને પ્રાચીન ભૂગોળ

પાવકાચલ માહાત્મ્યમાં આ પર્વતનું 'પંચવક્ત્ર' નામ જરા ધ્યાનમાં લેવા જેવું છે. ખાડો પૂરનાર હિમાલયના પુત્રનું નામ પંચવક્ત્ર હતું. ગૂજરાતનો આખોય ભાગ શૈવ હતો અને પંચવક્ત્ર એ શિવનું નામ છે એ જોતાં આ સ્થળ કોઈ શૈવમતનું ધામ હોય એવો સંભવ કહી શકાય. તે સાથે આ ડુંગરને પાંચ બાજૂઓ છે એટલે શક્તિના પંચકોણ યંત્રની આવૃત્તિ અને એના શિખર ઉપર શક્તિનું ધામ છે એટલે આ કોઈ શક્તિનું પ્રાચીન સ્થળ હશે એમ પણ મનાય છે. પાવકાચલ નામ માટે કોઈ કારણ મળતું નથી, અને ટોલેમીના ગ્રંથમાં એવા અવાજવાળા એક સ્થળને મેકગ્રીન્ડલ પાવાગઢ સાથે મેળવવા માગે છે એ વાતને કાંઈજ આધાર નથી.[૮] કવિ રાજશેખરે કાવ્યમીમાંસા નામનો ગ્રંથ લખ્યો છે એમાં આપણા ભૂમિવિભાગની ભૂગોળ દસમી સદી પહેલાં મનાતી હતી તેવી કાંઈક ચોક્કસ રીતે આપી છે. એમાં ગોવર્ધન ગિરિનગર આદિ પર્વતોમાં એક માલ્યશિખર નામ છે, પણ એ પાવાગઢનું નામ હોય એમ આધાર વગર કહી શકાય નહિ. નદીઓનાં નામ પર્વતો કરતાં પણ વધારે ચોક્કસ છે, પણ એમાં વિશ્વામિત્રીનું નામ નથી અને સાભ્રમતી તથા વાત્રકની પછી મહી નદી નામ લખીને પછી હિડિંબા નામની નદીનું નામ કહે છે તે કઈ નદી એ સમજાય તેવું નથી. નર્મદાથી

૭. એ લેખમાં આ બધી ચર્ચા કરી છે. શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈનું મંતવ્ય છે કે ચાંપો ભીલ ઠાકોર હશે એ સયુક્તિક લાગે છે. મધ્ય અને પૂર્વ ગૂજરાતમાં ભીલોની સત્તા હતી એ ભૂલવા જેવું નથી.

૮. Mecgrindle's Ptolemy : મજમૂદારની આવૃત્તિ, પૃ. ૧૫૪, એમાં Bammogoura-બેમોગૌરા—એવા નામને યુલ (yule) નકશામાં નર્મદાની ઉત્તરે મૂકે છે તે ઉપરથી એને પાવાગઢ ધારે છે. આ આધાર વગરની વાત છે.

દક્ષિણાપથ કહે છે એટલે મહી પછીની આ નદી તે ઢાઢર ગણવી કે સૌરાષ્ટ્રની કોઈ નદી ગણવી તે પ્રશ્ન થાય છે. પૂર્વગૂજરાતને હિંડિબ-વન કહે છે એવી એક દંતકથા છે એટલે મહી પછી મોટી નદી ઢાઢર છે એનું નામ હોઈ શકે. આમ આ સ્થળને માટે દસમી સદીમાં પણ કાંઈ માહિતી મળતી નથી. પુરાણો ભારતના કુલપર્વતો ગણાવે છે તેમાં પારિયાત્ર પર્વત એ હાલના અરવલ્લીની જગ્યાએ મધ્ય ભારત-માંથી શરૂ થઈ દક્ષિણ પૂર્વ તરફ વળી ગૂજરાતને માળવાથી છૂટો પાડી વિંધ્યની પશ્ચિમના ભાગોને મળી જાય છે. આ નામમાં પ્રથમ અક્ષર પા છે એ સૂચક હોવા છતાં આધાર વિના કાંઈ કહી શકાય નહિ.[૯] આખી પર્વતમાળામાંથી છૂટી પડી ગયેલી આ ટેકરીને જ પૌરાણિક નામ રહ્યું એમ કહેવા માટે આધાર તો જોઈએ. એટલે આ નામ માટે કાંઈ પ્રકાશ પડી શકતો નથી.[૧૦]

### આચાર્ય આનંદશંકરભાઈનું સૂચન

ગૂજરાતની સાંસ્કારિતાના પ્રતીક જેવા આપણા મહાવિદ્વાન આચાર્ય આનંદશંકરભાઈ એક વખતે કહેતા હતા કે હિંદના નકશાને ઊભો બેવડો વાળો તો ચાંપાનેર પાવાગઢ જ્યાં બંગાળમાં અડશે તેની સમીપમાં જૈનોમાં મોટાં સ્થળો ચંપાપુરી અને પાવાપુરી આવેલાં છે, એટલે જૈનોએ આ સ્થળને પોતાનું યાત્રાધામ બનાવ્યું હોય અને પોતાનાં પવિત્ર મહાસ્થાનોનાં નામ આપ્યાં હોય એવો સંભવ પણ છે. ચાંપાનેર અને પાવાગઢમાં જૈનોનાં ઘણાં મંદિરો હતાં અને પાવા-ગઢ ઉપર હજી પણ એના અવશેષો છે એ આ સંભવને ટેકો આપે

---

૯. ઉપર્યુક્ત લેખમાં આ ચર્ચા કરી છે. તે ઉપરાંત ગૂજરાતની ભૂગોળ માટે મારા સાંસ્કૃતિક ઇતિહાસ ભા. ૧ લાના પહેલા પ્રકરણમાં રાજશેખરે કરેલા ઉલ્લેખોની વિસ્તૃત ચર્ચા કરી છે અને હિડિંબા નદી માટે પણ ચર્ચા કરી છે.

૧૦. પાવાગઢ નામમાં પહેલો અક્ષર पा આવવાથી અનેક તર્કો થયા છે. ચારણોની રીત પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને પવો-વાંસળી વગાડચો તેથી પાવાગઢ નામ પડચું. એટલું ઉમેરવું રહી ગયું હશે એ આશ્ચર્ય છે.

છે. આપણા ધાર્મિક સંપ્રદાયો કોઈ પણ અગત્યના સ્થળમાં એક સાથે જ વિકાસ પામ્યા હોય એવાં ઉદાહરણો મળે છે.[11] એટલે જૈન, શૈવ, અને શક્તિનાં સ્થળો અહીં એક સાથે વિકસ્યાં હોય એમ માનવામાં બહુ વાંધો નથી.

### ચંદકવિનો ઉલ્લેખ

ચંદ કવિના રચેલા કહેવાતા 'પૃથુરાજ રાસા'માં ભીમદેવ સોલંકી-નું વર્ણન કરતાં રામગૌર તુંવારને પાવાપતિ કહેલો છે. તે ઉપરથી કોઈ વખતે ત્યાં તુંવાર રજપુતોનું રાજ્ય હશે એમ પણ મનાય છે. પરંતુ પૃથુરાજ ચૌહાણના સમકાલીન ચંદ કવિએ એ રાસો રચેલો નથી એમ આપણા પ્રખર ઇતિહાસકાર મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝાજીનું માનવું છે, એટલે એ ગ્રંથનો આધાર કામનો નથી. કદાચ તુંવારકુલના કોઈ રજપૂત ઠાકોરે થોડો સમય ત્યાં સત્તા જમાવી હોય.[12]

કોઈ એમ પણ માને છે કે જ્વાળામુખી પર્વતોના રસથી કોઈ પર્વતમાળામાંથી પાવાગઢનો પહાડ છૂટો પડી ગયો હોય, અને પાવક એટલે અગ્નિ એ કારણથી 'પાવકાચલ' નામ પ્રસિદ્ધ થયું હોય. પરંતુ આમ કહેનારા કાંઈ જ આધાર આપી શક્યા નથી.[13]

---

૧૧. ઇંગ્લૅન્ડના લોકોએ અમેરિકા જઈ પોતાનાં શહેરોનાં નામ ત્યાં આપ્યાં. એવા દાખલા આપણે ત્યાં મથુરા, મદુરા આદિમાં મળે છે. ગૂજરાતમાં એવા દાખલા બનેલા છે તે મેં વહાણવટાના નિબંધમાં બતાવ્યા છે.

૧૨. તુંવાર કે બીજા કોઈની સત્તા ચાંપાનેરમાં સોલંકી સમયમાં હોવી જોઈએ એટલું તો જૈન વસ્તી ત્યાં હતી તે ઉપરથી સમજાય છે.

૧૩. આપણામાં ઘણાં દેશી સ્થાનોને પાછળથી માહાત્મ્ય વધ્યાથી સંસ્કૃત રૂપ અપાયાના દાખલા મળે છે. મને તો લાગે છે કે પાવાગઢ નામનું 'પાવકા-ચલઃ' સંસ્કૃત રૂપ બ્રાહ્મણોએ માહાત્મ્યમાં દાખલ કર્યું હોય. પાવક અગ્નિને બદલે પાવન કરનારો માટે 'પાવકાચલ' નામ યોજાયું હોય.

## ઐતિહાસિક દૃષ્ટિમાં સ્થાન બહુ પ્રાચીન નથી

એટલે ઐતિહાસિક આધારની દૃષ્ટિએ ચાંપાનેર પાવાગઢનું સ્થાન બહુ પ્રાચીન લાગતું નથી અને પાવાગઢના અર્થ માટે તો એની આરંભમાં રહેલા પા અક્ષરમાંથી અર્થો ઉપજાવવાનો જ પ્રયત્ન માત્ર થયો છે. સોલંકીઓના પહેલાંના સમયમાં ગૂજરાત માળવાની સરહદ ઉપર રહેલો આ પહાડ ગૂજરાત કરતાં માળવાની હદમાં રહ્યો હોય એમ માનવાને કારણ છે, અને સોલંકીઓને માળવા સાથે વારંવાર યુદ્ધમાં ઊતરવું પડતું એટલે સરહદના આ સ્થાનનું મહત્ત્વ એમના સમયથી વધ્યું એમ માની શકાય. સોલંકીઓના પહેલાં પૂર્વગૂજરાતનો કેટલોક ભાગ અપરમાલવ કહેવાતો હતો. એટલે પાવાગઢની પાસે તે પહેલાં વસ્તી હોય તો પણ એ ગૂજરાત બાજૂ બહુ જાણીતો થયો હોય એમ લાગતું નથી. એ કારણથી સોલંકી સમય પહેલાં આ સ્થાનના ઉલ્લેખો આપણને મળી શકતા નથી એમ લાગે છે.

## જૈન સાહિત્યના ઉલ્લેખો

આમ છતાં જૈન સાહિત્યમાંથી પાવાગઢ ચાંપાનેરના જે ઉલ્લેખો મળે છે તે ઉપરથી સોલંકી સમય પહેલાં ત્યાં જૈનોનાં મંદિરો હશે અને તીર્થોમાં એની ગણના પણ હશે. પાલીતાણા કે ગિરનાર જેવાં પ્રથમ પંક્તિનાં જૈન તીર્થોની સહેજ ઊતરતી પંક્તિમાં પાવાગઢની ગણતરી થતી હશે. તપગચ્છની બૃહત્પટ્ટાવલિમાં અંચલ ગચ્છની ઉત્પત્તિમાં લખે છે કે એ ગચ્છના સ્થાપક વિજયચંદ્ર ઉપાધ્યાય વિ. સં. ૧૧૬૯માં વિહાર કરતા પાવાગઢ ઉપર આવ્યા હતા, અને ત્યાં સંભવનાથ ભગવાનને નમસ્કાર કર્યા. આ વર્ણનમાં એવો ઉલ્લેખ છે કે ભગવાન સંભવનાથનો પ્રસાદ અહીં સંપ્રતિ રાજાએ કરાવેલો. આ કથા એટલું તો સૂચન કરે છે કે એ સમય–બારમી સદી પહેલાં–ઘણા પ્રાચીન કાળથી ત્યાં જૈન મંદિરો થયાં હશે અને પાવાગઢ જૈન તીર્થ ગણાતું હશે. આ વર્ણનમાં બીજો એક સૂચક ઉલ્લેખ મહાકાલી દેવીનો છે. એમ કહે છે કે શ્રીવિજયચંદ્રે

મહાકાલીનું આરાધન કર્યું.[14] ચોથા તીર્થંકર શ્રીઅભિનંદન પ્રભુની શાસનઅધિષ્ઠાયિકા કાલિકાદેવી હતી. શ્રીવિજયચંદ્રે અંચલગચ્છની સ્થાપના કરી તેથી એ ગચ્છના આચાર્યો મહાકાલીને સ્વગચ્છરક્ષિકા ગણે છે. ચાંપાનેરમાં બાવન જિનાલયનું ભવ્ય મંદિર જૈનસંઘે બંધાવ્યું હતું અને એમાં શ્રીઅભિનંદન પ્રભુજીની અને શ્રીજીરાવલા પાર્શ્વનાથજીની મુખ્ય પ્રતિમાઓ હતી.[15] એ બન્ને મૂર્તિઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠા, વિ. સં. ૧૧૧૨ માં વૈશાખ સુદ ૫ ગુરુવારે શ્રીગુણસાગરસૂરીશ્વરને હાથે થઈ હતી ત્યારે ચાંપાનેરના જૈન સંઘમાં મોટો ઉત્સવ થયો હતો. વિ. સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨) માં શ્રીદેવેન્દ્રસૂરિ પાવાગઢમાં શ્રીસંભવનાથના દર્શને આવ્યા હતા અને ત્યાંથી કર્પટવાણિજ્ય (કપડવંજ) ગયા હતા. એ સૂરિ તપગચ્છના ૪૪ મા પટ્ટધર હતા. તેરમી સદીમાં ગુર્જરેશ્વરના મહામંત્રી વસ્તુપાલ તેજપાલે ગોધરાના ઘુઘુલને જીતીને પાવાગઢમાં સર્વતોભદ્ર નામનું ભગવાન મહાવીર પ્રભુજીનું મંદિર બંધાવ્યુ હતું.[16] પંદરમી સદીમાં ચાંપાનેર પાવાગઢમાં જૈન મંદિરો સારી સ્થિતિમાં હોય એમ જણાય છે. શ્રીભુવનસુંદરસૂરિએ પાવાગઢના શ્રીસંભવનાથની સ્તુતિ કરી છે એમાં એ પર્વતને શત્રુંજય પર્વતના અવતાર

---

૧૪. મુનિશ્રી જિનવિજયજી સંપાદિત તપગચ્છ બૃહત્પટ્ટાવલી. જૈન સાહિત્ય સંશોધક પુ. ૧. શ્રી કલ્યાણવિજયજી સંપાદિત તપગચ્છની પટ્ટાવલીમાં ચક્રેશ્વરી અને પદ્માવતી એ બે દેવીઓ મહાવિદેહમાં ગઈ હતી. તે વિજયચંદ્રનું નામ સાંભળી પાવાગઢ આવી. આ ઉલ્લેખ જરા વિચિત્ર લાગે છે. શ્રી જિનવિજયજીનો કાલિકાનો ઉલ્લેખ યોગ્ય લાગવાથી અહીં એ લીધો છે. "...पावई पर्वेति आव्या"..."महाकाली देव्यावांदी..."

૧૫. જુઓ મુનિ શ્રીન્યાયવિજયજીકૃત જૈન તીર્થોનો ઈતિહાસ, પૃ. ૨૫૯ થી ૨૬૩.

૧૬. ઉપર મુજબ, પૃ. ૨૬૦-૨૬૧. વસ્તુપાલચરિતનો એમાં આધાર આપ્યો છે.

રૂપે વર્ણવ્યો છે.[૧૭] પાવાપતિ ચૌહાણો અને ચાંપાનેરના જૈનો મહાકાલીને રાજ્યની અને ગચ્છની રક્ષક દેવી માનતા હતા. પંદરમી સદીમાં ખંભાતના શેઠ મેઘાશાહે શ્રીસંભવનાથના મંદિરમાં આઠ દેવકુલિકાઓ કરાવી હતી અને એની પ્રતિષ્ઠા શ્રીભુવનસુંદરના ગુરુ મહાપ્રભાવક શ્રી સોમસુંદરસૂરિજીએ કરાવી હતી.[૧૮] માંડવગઢના સંઘપતિ વલ્લાકે પણ શ્રીસંભવનાથજીની વંદના કરી છે. છેલ્લા પાવાપતિ જયસિંહને શ્રીસોમદેવસૂરિએ ઉપદેશ આપ્યો હતો. રાણા કુંભાને તથા રા'માંડલિકને પણ એ જ સૂરિએ વિદ્વત્તાથી રંજિત કર્યા હતા, અને પાવાગઢને જૈનતીર્થ તરીકે ઉપદેશતરંગિણીમાં વર્ણવ્યું છે.[૧૯] વિ. સં. ૧૫૨૭ માં પાટણના ખીમસિંહે પાવાગઢમાં જૈન મંદિર બંધાવ્યાનો પણ ઉલ્લેખ છે. મહમૂદ બેગડાની ચડાઈ વખતે કદાચ આ છેલ્લું જૈન બાંધકામ હોય. એ પછી અકબરના સમયથી કાંઈક જૈન ઉલ્લેખો મળે છે.

### પાવાગઢના જૈન અને હિંદુ અવશેષો

વડોદરા મ્યુઝિયમના શ્રી ગટ્ઝ આપણા સ્થાપત્યનાં ઉત્તમ અભ્યાસી, એમણે પાવાગઢના અવશેષો ઉપર મનનીય લેખ લખ્યો છે.[૨૦] એમના મંતવ્ય પ્રમાણે પાવાગઢના છેક ઉપરના મૌલિયાના કિલ્લાના મેદાનમાં અને દૂધિયા તળાવ પાસે જૈન મંદિરોના અવશેષો મળે છે એના

---

૧૭. જૈન તીર્થોનો ઇતિહાસ, પૃ. ૨૬૨. स्थितं पुंडरीकाचलस्यावतारेऽखिलक्ष्माधरश्रेणिशृंगारहारे। तृतीयंजनं कुन्ददंतं भदंतं स्तुवे पावके भूधरे सम्भवंतम् ।। चांपानेर पुरावतंसविशदे श्रीपावकाद्रौ स्थितं—" એવી સ્તુતિ કરી છે.

૧૮. ઉપર મુજબ, પૃ. ૨૬૦.

૧૯. ઉપર મુજબ, પૃ. ૨૬૨.

૨૦. જુઓ Journal of the Gujarat Research Society, Vol. XI, No 2. Pavagadh–Champaner. By Dr Goetz. શ્રી ગટ્ઝનો લેખ વિદ્વતાપૂર્ણ છે અને સ્થાપત્યની ચર્ચા માટે આધારભૂત ગણાય તેવો છે.

જીર્ણોદ્ધાર થયેલા છે. આ અવશેષો ઉપરથી એ બંધાયાની તારીખ મળતી નથી. પરંતુ સ્થાપત્ય અને મૂર્તિવિધાન ઉપરથી એ ચૌદમી અને પંદરમી સદીનાં બાંધકામ હોય એમ માને છે. બધા જીર્ણોદ્ધારમાં થાય છે તેમ આ મંદિરો પણ મરામતમાં બગડયાં છે. આ મંદિરો-ના સમૂહમાં નવલખી મંદિરોમાં ગણાતાં ત્રણ મંદિરો હાલ છે તે કોઈ મોટા નાશ થયેલા મંદિરના નાના ભાગ હોય એમ એમનું માનવું છે. એ વિશાળ મંદિરની તો આજ માત્ર એટલાની ઊભણી જ ઊભી છે અને શ્રી ગટ્ઝના મંતવ્ય પ્રમાણે એ ચોમુખજીનું મંદિર છે. શ્રી ગટ્ઝ લખે છે કે દેલવાડા અને કુંભારિયાનાં મંદિર કરતાં અહીં જુદી રીત દેખાય છે અને એ મંદિરો બહારથી સાદાં છે જ્યારે આ પાવાગઢવાળું મંદિર બહાર પણ કોતરણીવાળું હશે એમ જણાય છે. કદાચ વસ્તુપાલ તેજપાલના સર્વતોભદ્ર મંદિરનું એ અવશેષ હોઈ શકે.[૨૧] શ્રી ગટ્ઝ આ બધા અવશેષોને એની કોતરણી, મૂર્તિવિધાન વગેરે ઉપરથી ચૌદ કે પંદરમી સદીનાં માને છે. પરંતુ બારમી સદીથી જૈન મંદિરો અહીં બંધાયાં હતાં એ આપણે જોઈ ગયા. એટલે મુસલ-માનોની જીત પહેલાં પણ હિંદુ પાવાપતિઓના સમયમાં આ મંદિરોના જીર્ણોદ્ધાર થયા હોય એમ માનવું પડે. જૈન સાહિત્યમાં આ મંદિરો-માં ઉમેરા થયા હોય એવા ઉલ્લેખો છે પણ જીર્ણોદ્ધારના ઉલ્લેખ નથી, અને જીર્ણોદ્ધાર કરવા જેવો નાશ થાય એવું કાંઈ એ સમયમાં પાવાગઢ ઉપર તો બન્યું હોય એવું જણાતું નથી.[૨૨]

---

૨૧. શ્રી ગટ્ઝે જૈન સાહિત્યના આધારો જોયા હોય એમ લેખ ઉપરથી લાગતું નથી. વસ્તુપાલનું ચોમુખજીનું મંદિર એ સમયે તો ભદ્ર મંદિર જ હોઈ શકે. "સર્વતોભદ્ર" જાતના મંદિર માટે માનસાગર સિરીઝના "એન્સાઇકલોપીડિયા ઑફ આર્કિટેક્ચર" અંગ્રેજીમાં સર્વતોભદ્ર શબ્દ જુઓ.

૨૨. જૈન સાહિત્યમાં જીર્ણોદ્ધાર થયા હોય તો એના સ્પષ્ટ ઉલ્લેખો મળે છે. બારમી સદીનાં મંદિરોની મૂર્તિઓ ચૌદ કે પંદરમી સદી જેવી લાગતી હોય તો જીર્ણોદ્ધાર થયા હોય એમ માનવું જ પડે. પણ એવું થયું હોય એમ લાગતું નથી, એટલે શ્રી ગટ્ઝની માન્યતાને વધારે આધારની જરૂર ખરી.

શ્રી ગટ્ઝ છાશિયા તળાવ ઉપર એક શૈવ સંપ્રદાયના મંદિરનાં અવશેષોનું વર્ણન કરે છે અને ત્યાંની મૂર્તિઓ, નંદિ તથા મંડળના દ્વાર ઉપર લકુલીશ પાશુપતાચાર્યની મૂર્તિ ઉપરથી શૈવ સંપ્રદાયનું મંદિર હશે એમ કહે છે.[૨૩] પાવાગઢ–ચાંપાનેર જૈન સાથે શૈવ તીર્થ

---

૨૩. જુઓ શ્રી ગટ્ઝનો ઉપર્યુક્ત લેખ. એમાં શિવમંદિરના અવશેષોની સરસ ચર્ચા કરી છે. એમાં રજપુતાનાની અસરનો ઉલ્લેખ કર્યો છે. અહીં એક વાત કહેવી ખાસ જરૂરની છે. સ્થાપત્યના વિજ્ઞાનમાં બાંધણી અને મૂર્તિ-વિધાનનો ક્રમવાર ઇતિહાસ તેમજ પ્રગતિ ધ્યાનમાં લેવાની ખાસ અગત્ય છે એ ખરું છે, પરંતુ એ વિધાનનો સમય નક્કી કરવામાં એ એક જ પદ્ધતિ કોઈ વાર બરાબર કામ ન પણ આપે. મોઢેરાના મંદિરની અગિયારમી સદીની બાંધણી અને રાણકપુરના મંદિરની પંદરમી સદીની બાંધણી જોતાં આ ચારે સદીઓમાં ગૂજરાતની સ્થાપત્યકલા સંપૂર્ણ ટોચ પર હતી એમ માન્યા વગર છૂટકો નથી. એટલે જૈન હિંદુ મંદિરોની બાબતમાં એકલી બાંધણી અને મૂર્તિઓ-ને ધ્યાનમાં લઈ સમય નક્કી કરવામાં જોખમ છે એમ મને લાગે છે. મુસલમાન સ્થાપત્ય નવું ઊભું થતું હતું અને ગૂજરાતી કારીગરો નિષ્ણાત છતાં નવી રીતો અજમાવવાની હતી, એટલે મુસલમાન સ્થાપત્યમાં બાંધણીની પ્રગતિ સમય નક્કી કરવામાં ખાસ ઉપયોગી થઇ પડે એમાં શંકા નથી. બીજી વાત એ ધ્યાનમાં લેવાની છે કે પાવાગઢ–ચાંપાનેરમાં ચૌહાણ રાજ્ય થયું એટલે રજપુ-તાના કે ઉત્તર હિંદના સ્થાપત્યની અસર–ચાંપાનેરમાં આવવી જ જોઇએ એમ પણ કહી શકાય નહી. મને તો લાગે છે કે ગૂજરાત–રજપુતાનામાં જૈન-હિંદુ સ્થાપત્યમાં મૂળ સિદ્ધાંતો એક જ હતા. જે સ્થાનિક ફેર દેખાતો તે બંધાવ-નારનાં શક્તિ અને શોખ ઉપર આધાર રાખતો. કેટલાક યુરોપીય કલાવિવેચકો 'જૈન સ્થાપત્ય' એવું નામ આપવાની ભૂલ કરે છે. એવા વિભાગ આપણા સ્થાપત્યને માટે પાડવા ઉચિત નથી. ચૌહાણો પૂર્વ ગૂજરાતમાં લાંબો સમય વસ્યા, ઉત્તર હિંદથી એમની કોઈ વિશેષતા હોય તો પણ ચાંપાનેર જેટલે એ લાવી શક્યા હોય એવો બહુ સંભવ જણાતો નથી. વસ્તુતઃ આપણા સ્થાપત્ય કે શિલ્પમાં ખાસ કરીને આ ચાર સદીઓમાં જાડાપણું કે કોમળતા બંધાવ-નારનાં શક્તિ અને શોખ ઉપર આધાર રાખે છે, પણ એ ઉપરથી સમયનિર્ણય કરવો તે ઠીક નથી . આ મારી અંગત માન્યતા છે.

પણ હશે અને એમાં શિવની પૂજા કરતાં વધારે મહત્ત્વનું સ્થાન મહાકાળીનું હશે એમ પણ સમજાય છે. વિષ્ણુના મંદિરનો ઉલ્લેખ મળતો નથી એ ઉપરથી આ સ્થળ શિવ, શક્તિ, અને જૈનોના ધર્મનું સ્થળ હશે એટલું કહી શકાય. આ બધાનો સાથે વિચાર કરતાં અને જૈન મંદિરોના ઉલ્લેખોની પ્રાચીનતાનો વિચાર કરતાં પાવાગઢ–ચાંપાનેર નામ માટે પા અક્ષરને બંધ બેસાડવાના પ્રયત્ન કરતાં આચાર્યશ્રી આનંદશંકરભાઈનો તર્ક વધારે સયુક્તિક લાગે છે અને સૃષ્ટિસૌંદર્યથી ભરેલા પર્વતનાં સ્થળોએ જેમ જૈનોએ તીર્થસ્થાન સ્થાપ્યાં છે તેમ આ સ્થળે પણ એમણે સ્થાપી પોતાના મહાતીર્થ ચંપાપુરી–પાવાપુરીનાં નામ આ આ સ્થળને આપ્યાં હોય એ સંભવિત છે. ગૂજરાત દેશ પાશુપત શૈવોનું આદિસ્થાન હતું તેથી શિવ અને શક્તિની પૂજા પણ અહીં શરૂ થઈ હોય.

### પાવાગઢનો કિલ્લો

પાવાગઢનો કિલ્લો મુસલમાનોએ જીત્યો તે પહેલાં કેવો હશે એનો કાંઈક ખ્યાલ શ્રી ગટ્રજે આપ્યો છે. પાવાગઢના કિલ્લાને ત્રણ ભારે કોટવાળી સંરક્ષણ હરોળો છે. આમાં છેક નીચલી સંરક્ષણ હરોળની દીવાલના પથ્થરો ઉપરથી ચૌહાણોના પહેલાં એનું બાંધકામ થયું હશે એમ શ્રી ગટ્રજ માને છે. અટકના દરવાજાથી કિલ્લો શરૂ થાય છે. અહીં મેંદી તળાવ નામે પાણીથી હમેશ ભરેલું સુંદર તળાવ છે અને એને કાંઠે પતાઈ રાવળનો મહેલ હશે એમ અવશેષો ઉપરથી મનાય છે. આ બધી સંરક્ષણ હરોળોની દીવાલોને મુસલમાનોએ જીત્યા પછી સમરાવીને સુધારા વધારા કર્યા છે. એટલે ચડતાં જે દરવાજાઓ આવે છે એમાં કેટલાક હિંદુ સ્થાપત્યના દરવાજાઓ આવે તે જોતાં અસલ હિંદુ કિલ્લાની હરોળનો કાંઈક ખ્યાલ આવે છે. મુસલમાન કમાનોવાળા દરવાજા ભવ્ય છે.

કિલ્લાના મધ્યભાગમાં પહોંચતાં પહેલાં બીજી સંરક્ષણ હરોળ શરૂ થાય છે અને એનાં દીવાલો, બુરજો તથા દરવાજાની રચના તથા

બાંધણીથી કિલ્લાની ખરી મજબૂતાઈનો ખ્યાલ આવી શકે છે. એમાં એક ઉપર એક ચડાણમાં સવ્ય અપસવ્ય બાંધણીથી બાંધેલા ચાર દરવાજાથી બનેલો 'બૂઢિયા દરવાજો' ખરેખર ભવ્ય છે. એની પાછળ થઈને એક દીવાલ સાત મંઝીલ તરફ ચાલી જાય છે. એ પછી રજપૂત બાંધણીનો ખ્યાલ આપતો સદનશાહ દરવાજો આવે છે. એને વટાવ્યા પછી પર્વતના મધ્યભાગમાં આવેલા મેદાનમાં મરાઠાઓએ બાંધેલી માચી હવેલી અને એની પાછળ તેલ જેવા રંગનું સુંદર વનરાજિની વચ્ચે આવેલું તેલિયા તળાવ આવેલું છે. માચી હવેલીથી ઊંચું ચઢાણ શરૂ થાય છે અને મકાઈ કોઠાર નામે ત્રણ ઘૂમટવાળું મકાન આવે છે. ત્યાં ઉપર જવાના રસ્તામાં ડાબે હાથે ભદ્રકાળીના મંદિરે જવાનો રસ્તો છે. એ જાણે મુખ્ય પર્વતથી જુદી પડતી હોય તેવી ટેકરીના મેદાનમાં મહેલનાં ખંડેરો અને ટેકરીને છેડે ભદ્રકાળીનું મંદિર આવેલું છે. પર્વતના મુખ્ય રસ્તા ઉપર પાછા વળીને ઉપર ચડતાં મોટી ખાઈ આવે છે અને એના ઉપર પહેલાં ખસેડી લેવાય એવો પાટિયાંનો પુલ હશે એમ લાગે છે. એના ઉપરથી જવાનું હોવાથી એ ઓળંગ્યા પછી તુરત આવતા દરવાજાને પાટિયાપોળનો દરવાજો કહે છે, અને ત્યાંથી આગળ જતાં હિંદુ રજપૂત ઘાટનો તારા દરવાજો અને એ પછી સૂરજ અગર નગારખાનાનો દરવાજો આવે છે. એ વટાવ્યા પછી ત્રીજી સંરક્ષણ હરોળ પૂરી થાય છે અને પર્વતના ઉપરના મેદાનમાં જવાય છે. આ મેદાન વિશાળ છે. એની આ છેલ્લી સંરક્ષણ હરોળને મુસલમાનોએ જીત્યા પછી મજબૂત બનાવી. મહમૂદ બેગડાએ એનું નામ 'મૌલિયા' રાખ્યું. આ મેદાનમાં ઉપર જોયાં એ મંદિરો અને અવશેષો છે, અને હિંદુ સમયમાં પાવાગઢના તીર્થમાં ગણાતાં મંદિરો અહીં જ હતાં.[૨૪] આ મેદાનમાં છાશિયું

૨૪. જુઓ શ્રી ગટ્ઝનો ઉપર્યુક્ત લેખ. એમણે શિવ મંદિર અને જૈન મંદિરના અવશેષોની ઉત્તમ ચર્ચા કરી વર્ણન કર્યું છે. પાવાગઢની સુંદરતા માટે એમણે 'ટાઈમ્સ વીકલી'માં સચિત્ર લેખ આપેલો છે તે પણ ખાસ વાંચવા

અને દૂધિયું એ બે તળાવો છે અને એની પાસે થઈને અઢીસો ફીટ ઊંચી પર્વતના સૌથી ઊંચા શિખરની ટેકરી ઉપર જવાય છે. આ ટેકરી ઉપર મહાકાળીનું આસપાસ કોટવાળું મંદિર છે અને એ મરાઠા સમયમાં બંધાયેલું છે. મહાકાળીની મૂર્તિ પહેલાં જૈન શિલ્પના વિધાન પ્રમાણે હતી એમ જૈનો માને છે.[૨૫] હાલનું મંદિર છેક સાદું છે અને મહાકાળીનું મુખ પૂજાય છે. મંદિરની ઉપર સદનશાહ પીરનું મુસલમાનોનું સ્થાન છે. મુસલમાનોના સમયમાં એ મંદિરની જગ્યાએ કબર હશે અને એ પછી કબરની નિશાની મંદિરની ઉપર રાખી ફરી દેવીની પ્રતિષ્ઠા થઈ હશે એમ લાગે છે.[૨૬]

## હિંદુ ચાંપાનેર

હિંદુ સમયનું ચાંપાનેર પાવાગઢના ડુંગરની ઉત્તરે હતું એમ વિદ્વાનોનું માનવું છે. આજનું ચાંપાનેર મહમૂદ બેગડાએ જીત્યા પછી પર્વતની પૂર્વ તરફ નવું બંધાવ્યું. શ્રી ગટ્ટુઝ માને છે કે પહેલી રક્ષણ હરોળ પાસે મેંદી તળાવ અને રાજાના મહેલની પાસે જ રજપૂત ચાંપાનેર હતું.[૨૭] પરંતુ એ જગ્યાએ રાજા અને એના મોટા સરદારો-

---

જેવો છે. એમના સ્થાપત્ય સંબંધી લેખમાં જૈન હિંદુ અવશેષોનાં ચિત્રો તથા પાવાગઢના નકશાઓ મળે છે તે પણ જોવા જેવા છે. શ્રી ગટ્ટુઝે વીસ વખત પાવાગઢ જઈ સ્થાપત્યનાં અવશેષોનો અભ્યાસ ઝીણવટથી કર્યો છે. લેખને છેડે જે આધાર-ગ્રંથો નોંધ્યા છે એમાં અંગ્રેજીમાં લખાયેલા બર્જેસના ગ્રંથ અને બીજા અંગ્રેજી આધાર લીધા છે. એમાં પ્રાચીન સાહિત્યના કોઇ આધાર જણાતા નથી. પંચમહાલ ગેઝેટિયરમાં પણ કેટલુંક વર્ણન કરેલું છે.

૨૫. મહાકાળીની મૂર્તિ અસલ જૈન શિલ્પવિધાન પ્રમાણે હતી એમ જૈન તીર્થોના ઇતિહાસલેખક લખે છે, પણ એનો આધાર આપ્યો નથી.

૨૬ જુઓ શ્રી ગટ્ટુઝનો લેખ. સદનશાહ માટે એમની માન્યતા ખરી જણાય છે.

૨૭. મેંદી તળાવ પાસે મહેલ અને અમીરોનાં મકાનો હોઈ શકે. વસ્તીનાં ઘરો ત્યાં હોય તો રજપૂત ચાંપાનેર ખૂબ નાનું હોય એમ માનવું પડે.

ના મહેલો અને ખાસ લશ્કરી અમલદારો માટે ઘેરા વખતે રહેવાની જગ્યા સિવાય વધારે કાંઈ હોય એમ માનવાને કારણ નથી. સામાન્ય લોકો અને વેપારીઓનું ચાંપાનેર ઉત્તર તરફ તળેટીમાં હોય એ ખરું લાગે છે અને હાલ જંગલને લીધે એના અવશેષો દુર્લભ છે. મુસલમાનોએ પૂર્વ તરફ શહેર ફરી વસાવ્યા પછી હિંદુ શહેરના અવશેષો નવા શહેરમાં વાપર્યા હશે અને એ કારણથી આજે જૂના શહેરના અવશેષો દેખાતા નથી. અમદાવાદમાં આશાવલનું થયું તેમ, રજપૂત ચાંપાનેરના કોઈ કોઈ ભાગ મુસલમાન ચાંપાનેરમાં ભળી પણ ગયા હોય. શ્રી ગટ્રઝ લખે છે કે બૂઢિયા દરવાજા આગળ નીચેની હરોળમાંથી એક છૂપો રસ્તો આવતો હતો અને મેંદી તળાવ આગળથી એ રસ્તો જંગલમાં થઈ પર્વતની નીચે ઊતરતો હતો. એ રસ્તામાંથી ઘેરા વખતે સાધનસામગ્રી છૂપી રીતે લાવવામાં આવતી. આ રસ્તો મુસલમાનોને જડ્યો તેથી ઘેરાયેલું લશ્કર હાર્યું એમ એ માને છે.[૨૮] સુલતાન અટક દરવાજા આગળ તોપમારો ચલાવતો હતો એમ પણ કહે છે. પરંતુ સુલતાનના ઘેરાનું વર્ણન તવારીખોએ આપેલું છે તે આગળ જોઈશું. મકાનોનું વર્ણન પણ આગળ કરીશું.

### જયસિંહ પતાઈ રાવળ અને એના બાપદાદાઓ

પાવાગઢના કિલ્લાનું સામાન્ય વર્ણન કર્યું. હવે ઇતિહાસ આગળ જોઈએ. સુલતાન મહમૂદ બેગડાએ ચાંપાનેર ઉપર ચડાઈ કરી ત્યારે ત્યાં જયસિંહદેવ ચૌહાણનું રાજ્ય હતું. એના મૂળ પુરુષ પૃથ્વીરાજ ચૌહાણની પડતી પછી નાસીને દક્ષિણમાં આવ્યા અને ચાંપાનેરમાં ગાદી સ્થાપી. એ પહેલાં કોની સત્તા હતી તેની વિગત મળતી નથી, પણ પાછળ જૈન ઉલ્લેખો જોયા તે ઉપરથી ત્યાં પાટણને તાબે રહેનારા કોઈ નાના ઠાકોરની સત્તા હશે. એ સમયે

---

૨૮. શ્રી. ગટ્રઝની માન્યતા ખરી હશે, જો કે તવારીખો તો એક નહિ પણ "સુરંગો" ખોદાવી એવો ઉલ્લેખ કરે છે.

રાજદ્વારી બાબતોમાં ચાંપાનેર કરતાં ગોધ્રક–ગોધરાનું મહત્ત્વ વધારે હોય એમ સમજાય છે. ચાંપાનેરમાં સત્તા જમાવનારા ચૌહાણના મૂળ પુરુષનું નામ ખીચી તેથી એ લોકો ખીચી ચૌહાણો કહેવાય છે. પાલનદેવ ખીચીએ ચાંપાનેરમાં આવીને પાવાપતિ ચૌહાણોનું રાજ્ય સ્થાપ્યું. એની વંશાવળી હાલોલ પાસેના એક લેખમાં મળી આવી એમાં જયસિંહ પાવાપતિને શક્તિભક્ત કહ્યો છે અને પાવાગઢને પાવકદુર્ગ કહ્યો છે.[૨૯] પાવાપતિનું ટૂંકું રૂપ થયું હોય પતાઈ. ગૂજરાત સલ્તનતની શરૂઆતથી મહમૂદે ચાંપાનેર લીધું ત્યાંસુધી પતાઈ રાવળોને મુસલમાનો સાથે અવારનવાર લડાઈઓમાં ઊતરવું પડતું હતું. સુલતાન અહમદશાહ પાવાગઢ જીતવામાં ફાવ્યો નહોતો અને જયસિંહના દાદા ત્ર્યંબક ભૂપ સાથે એને સુલેહ કરવી પડી હતી. જયસિંહના પિતા ગંગાદાસ-ગંગરાજ–સાથે પણ મહમૂદની પહેલાંના સુલતાનોને લડાઈઓ થઈ હતી. ઈડર જેવા હિંદુ રાજ્ય સાથે પાવાપતિને સંપ નહોતો એ પણ આપણા રાજકારણના ઇતિહાસની એક કમનસીબ ઘટના છે. માળવા અને ગૂજરાતની વચ્ચે આવેલા પાવાગઢનો રાજા બન્ને દેશના રાજાઓને સમય પ્રમાણે સહાય કરી પોતાની સ્વતંત્રતા જાળવી રાખતો. માળવાના હિંદુ રાજાઓની પેઠે મુસલમાન સુલતાનોએ પણ ગૂજરાત સાથે વારંવાર લડાઈઓ કરી છે, અને એમાં પાવાગઢના રાજાઓએ કોઈ પણ રીતે ભાગ લીધો છે.[૩૦]

### સુલતાન મહમૂદની ચડાઈ અને ઘેરો

પોતાના વડીલો પાવાગઢ જીતવામાં નિષ્ફળ નિવડેલા અને

---

૨૯. જુઓ વડોદરા બાળ ગ્રંથમાળામાં શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇની "પાવાગઢ" નામે પુસ્તિકા.

૩૦. કુમાર માસિકમાં મારો લેખ જુઓ. ગંગાદાસ રાવળે સુલતાન મુહમદ (અહમદશાહના પુત્ર) ને હરાવેલો એ વિજયનું વર્ણન એક સંસ્કૃત નાટકમાં કર્યું છે, પરંતુ આ વખતે એની વિગત મળી શકી નથી.

માળવા સાથે ઘર્ષણ ચાલુ જ હતું એટલે મહમૂદ બેગડાનો ચાંપાનેર જીતવાનો નિશ્ચય તો પહેલેથી જ હતો એ આગળ જોઈ ગયા, અને સુલતાન બહાનાં શોધ્યા કરતો હતો એવામાં એને બહાનું મળી રહ્યું એ પણ જોયું. હવે મહમૂદે મોટું લશ્કર લઈ વડોદરા પ્રયાણ કર્યું. જયસિંહે આ સમાચાર સાંભળીને વકીલોને સમાધાન માટે મોકલ્યા અને પોતે પકડેલા સુલતાનના બે હાથીઓ ઘવાઈ ગયા હતા એટલે તેના બદલામાં બીજા બે હાથી અને લૂંટેલો માલ તથા સોનું સુલતાનને પાછાં આપવા જણાવ્યું.[31] પરંતુ સુલતાનને આ વખતે સમાધાનની ઇચ્છા નહોતી એટલે એણે ઉત્તર પાઠવ્યો કે "આ સંદેશાનો જવાબ કાલે તલવારથી આપીશું"[32] આ સમાચાર સાંભળી જયસિંહ રાવળે પણ કિલ્લો મજબૂત કરી લડાઈની તૈયારી કરવા માંડી. સુલતાને વડોદરેથી ઊપડીને ચાંપાનેર વટાવી માળવાના રસ્તા ઉપર આવેલા કરનાઈ ગામ આગળ પડાવ નાખ્યો અને બહેરામખાન અદલ્મૂલ્ક, તાજખાન અને ઇખ્તિયારખાનને આગળ મોકલ્યા.[33] સુલતાને સૈયદ બદી અલંગદારને[34] ખોરાક અને સરંજામ લાવવાના રસ્તાનું રક્ષણ કરવા નીમ્યો. સૈયદ પોતાની ટુકડી લઈ સરંજામ વગેરેનું રક્ષણ કરતો આવતો હતો ત્યારે એના ઉપર રજપૂતોની ટુકડીએ હુમલો કર્યો અને એનાં બધાં ખોરાક અને સામગ્રી પડાવી લીધાં. આ સાંભળીને સુલતાનને ખૂબ નિરાશા થઈ અને એ વર્ષના હિ. સ. ૮૮૭ સફર માસના અંત સુધી ત્યાં ઘેરો ઘાલીને પડી રહ્યો. હવે સુલતાને અમદાવાદના પ્રસિદ્ધ મુહાફિજખાનને ઘેરાનો બંદોબસ્ત કરવા

---

૩૧. પાવાગઢના મહમૂદના ઘેરાનું વર્ણન મિરાતે સિકંદરી કરતાં તબકાતે અકબરીમાં ખૂબ વિગતથી આપ્યું છે. જુઓ તબકાતે અકબરી, પૃ. ૨૭૨.

૩૨. સિકંદરી. ગુ. ભા. પૃ. ૧૧૩. તબકાતે અકબરી, પૃ. ૨૭૨.

૩૩. સિકંદરી, આ નામો આપતી નથી. તબકાતમાં છે.

૩૪. સિકંદરીમાં આ નામ નથી. તબકાતની પ્રતોમાં પણ ફેર છે. ફિરિસ્તા સૈયદ મદનલગ નામ લખે છે.

નીમ્યો અને એ રોજ સવારથી બપોર સુધી બધી તોપો વગેરે તપાસી સુલતાનને ખબર આપતો. તવારીખકાર લખે છે કે મુસલમાનોએ કિલ્લામાં જવા માટે સુરંગો[૩૫] ખોદવાનો નિશ્ચય કર્યો અને એ માટેના નિષ્ણાત ઇજનેરો પણ સાથે આવેલા હતા.[૩૬] સુરંગો માટે લાકડાંના પાટિયાં જોઈએ તે માટે એક એક ઝૂડીની એક એક અશરફી જેટલી કીમત આપવી પડી અને એ રીતે સુલતાનને એક લાખ ટંકાનું ખર્ચ થયું.[૩૭] આ વખતે જયસિંહે ફરીથી સમાધાન માટે કહેવડાવ્યું અને ઘેરો ઉઠાવી લેવાય તો નવ મણ સોનું અને એ વર્ષ ચાલે એટલું અનાજ આપવા માટે કહ્યું. પરંતુ સુલતાને કાંઈ પણ સ્વીકારવા ના પાડી અને કિલ્લો જીતી લેવાનો જ નિશ્ચય જાહેર કર્યો.[૩૮]

## પતાઈ રાવળે માગેલી માળવાની સહાય

આ સાંભળીને હિ. સ. ૮૮૮ માં જયસિંહે સહાય માટે માળવાના સુલતાન ગ્યાસુદ્દીન પાસે પોતાના સુર[૩૯] નામના વકીલને મોકલ્યો અને પ્રત્યેક મજલે એક લાખ તનખા આપવાનું વચન પણ કહેવડાવ્યું. આથી લલચાઈને માળવાનો સુલતાન લશ્કર લઈને નીકળ્યો અને માંડુગઢની બહાર પડાવ નાંખ્યો. આ સમાચાર મળતાં જ

૩૫. તબકાતે અકબરી, પૃ. ૨૭૩-૭૪, સિકંદરી, પૃ. ૧૧૪.

૩૬. મિરાતે સિકંદરી, પૃ. ૧૧૪.

૩૭. અશરફીની કીમત સિકંદરીએ લખી છે, જ્યારે તબકાતે માત્ર કુલ ખર્ચ લાખ ટંકા થયો એમ લખ્યું છે. આ ટંકા સોનાના કે ચાંદીના તે સ્પષ્ટ નથી, પણ અશરફી સોનાની છે.

૩૮. તબકાતે અકબરી, પૃ. ૨૭૩.

૩૯. સિકંદરી સૂર નામ લખે છે. તબકાત સુરા લખે છે. સિકંદરીના અંગ્રેજી તરજુમામાં સહુરા નામ લખ્યું છે, કેમ્બ્રિજ હિસ્ટ્રી સુરી લખે છે. કોઈ સૂર્યરામ નામ હોવાનો સંભવ છે.

ઘેરો સંભાળવા માટે અમીરોને મૂકી સુલતાન મહમૂદ બીજું લશ્કર લઈને દાહોદ તરફ ગયો અને ગ્યાસુદ્દીન સાથે લડવા તૈયાર થયો. આ ખબર મળતાં માળવી સુલતાને વિદ્વાનોનો મત લઈ હિંદુ સાથે લડતા મુસલમાન રાજા સામે પોતે મુસલમાન હોવાથી ન લડી શકાય એમ નક્કી કર્યું, અને પોતે માંડુ પાછો ગયો. આ સમાચાર સાંભળી મહમૂદ ખુશ થઈ ચાંપાનેર પાછો આવ્યો અને ચાંપાનેરમાં જુમા-મસ્જિદનો પાયો નાંખ્યો..[૪૦] આથી અમીરોને પણ ખાતરી થઈ કે સુલતાન કિલ્લો જીત્યા વિના પાછો ફરનાર નથી. આ યુદ્ધમાં મુહાફિઝખાન ઉપરાંત ગૂજરાતના બે સુપ્રસિદ્ધ અમીરો હતા—એક અમદાવાદનો કિવામ ઉલ્મુલ્ક મલીક સારંગ અને બીજો ગૂજરાતનો નૌકાસેનાપતિ—મિરે બહર—મલીક અયાઝ સુલતાની. આ મલિક અયાઝ પરદેશની તોપો દીવ બંદરથી ગૂજરાતમાં લાવ્યો હતો અને એ પાવાગઢના ઘેરામાં પહેલવહેલી વપરાઈ એમ જણાય છે.[૪૧]

## છેવટની લડાઇ અને જયસિંહની હાર

તવારીખકાર કહે છે કે સુરંગોનું કામ પૂરું થઈ ગયું હતું અને એક દિવસ સુલતાનની પોતાની ટુકડીના સિપાઈઓએ એક સુરંગમાંથી છૂપી રીતે જોયું તો સવારમાં રજપૂતો દાતણ પાણી સ્નાન આદિ માટે જતા હતા અને સંધ્યાદિ કરતા હતા. આ વખતે કિલ્લાના રક્ષણમાં બહુ ઓછાં માણસો હતાં. આ સાંભળીને સુલતાને પોતાની ટુકડી લઈ મલીક સારંગને એ સમયે એ માર્ગમાંથી જવા હુકમ કર્યો. મલીક સારંગ સુરંગમાંથી કિલ્લામાં પેઠો અને હાથોહાથની લડાઈ

---

૪૦. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૧૪–૧૧૫. તબકાતે અકબરી, પૃ. ૨૭૪.

૪૧. હિંદુસ્તાનમાં તોપ પહેલવહેલી ગૂજરાતમાં આવી. અને તે આ સમયમાં આવી. એથી પ્રાચીન લડાઈઓની રીતોમાં મોટો ફેર પડ્યો. ગૂજરાતી લશ્કરમાં શરૂઆતમાં પરદેશી ગોલંદાજો હતા. મૌ. નદવી સાહેબનો "ગૂજરાતમાં તોપ" એ લેખ જુઓ.

શરૂ થઈ તેમાં રજપૂતોની ખુવારી થઈ અને એ લોકો દરવાજા તરફ પાછા હઠ્યા. એ વખતે દરવાજાની બાજૂની દીવાલ ઉપર મલીક અયાઝના તોપમારાએ મોટા ચીરા પાડ્યા હતા તે જોઈ અયાઝ એક ટુકડી લઈને કિલ્લામાં પેઠો અને એક બારીમાંથી દરવાજાના બુરજ ઉપર ચડી ગયો. બીજી બાજૂથી સુરંગને રસ્તે સુલતાન મહમૂદ પોતે સિપાઈઓ સાથે કિલ્લામાં આવ્યો અને ઉપર ચડ્યો. આ વખતે ખૂબ વીરતાથી લડતા રજપૂતોએ દારૂગોળાના બૉમ્બ દરવાજા ઉપર ચડેલા મુસલમાનો પર હાથથી ઉપાડીને ફેંક્યા, પરંતુ સુલતાનના લશ્કરીઓએ એ બૉમ્બગોળા ફૂટે તે પહેલાં ઉપાડી પાછા ફેંક્યા તે પતાઈ રાવળના મહેલના આંગણામાં પડ્યા.[૪૨] આ દેખી રજપૂતો નિરાશામાં આવી ગયા અને જોહરની તૈયારી કરી. સ્ત્રીઓ છોકરાંને અગ્નિમાં નાખી બધા મરણિયા થઈ લડવા નીકળ્યા. આ બનાવ હિ. સ. ૮૮૯ ઝિલકાદ માસની ૧લી તારીખે બન્યો. આખો દિવસ અને રાત ખૂનખાર લડાઈ ચાલી.[૪૩] જૌહર પછીની આ લડાઈ પહેલાં તોડેલા દરવાજાની ઉપરના બૂઢિયા દરવાજાની પાછળ થઈ હોય એમ સમજાય છે. આ લડાઈ ચાલતી હતી તે વખતે મહમૂદ પોતે લશ્કર લઈ દરવાજાનાં દ્વાર ઉઘાડી નાંખી અંદર પેઠો. આ વખતે રજપૂતો તળાવમાં સ્નાન કરી કેસરિયાં કરવા તૈયાર થયા અને સાતસો રજપૂતોની એક ટુકડી મુસલમાનો ઉપર તૂટી પડી.[૪૪] બન્ને બાજૂએ બહુ મોટી ખુવારી થઈ અને આ લડાઈમાં જયસિંહ પતાઈ રાવળ અને એનો

---

૪૨. તબકાતે અકબરી, પૃ. ૨૭૪-૭૫. આ બૉમ્બ પતાઈના મહેલના આંગણામાં પડ્યા. એ ઉલ્લેખ ઉપરથી શ્રી. ગટ્ઝ માને છે કે એ મહેલ અટકના દરવાજાની છેક પાસે હોવો જોઈએ. શ્રી. ગટ્ઝ એમ પણ માને છે કે રજપૂતોનો દરવાજા નજીક એક છૂપો રસ્તો હતો તેમાંથી કીવામ ઉલ્મુલ્ક અંદર પેઠો.

૪૩. તબકાતે અકબરી, પૃ. ૨૭૫-૭૬.

૪૪. તબકાતે અકબરી, પૃ. ૨૭૬.

મંત્રી ડુંગરસી પકડાઈ ગયા.[૪૫] ઘણાખરા રજપૂતો કેસરિયાંમાં ખપી ગયા, અને કેટલાક નાસીને ત્રીજી સંરક્ષણ હરોળ તરફ ઉપરના કિલ્લામાં ભરાયા, પણ છેવટે મુસલમાનોએ એમને હરાવ્યા.[૪૬] પતાઈ રાવળ અને ડુંગરસીને સુલતાન પાસે લાવ્યા અને સુલતાને એ બન્નેને મુહાફિઝખાનને સોંપી એમના ઘાની સારવાર કરવા કહ્યું. આ પ્રમાણે પાંચ મહિના કેદમાં રહ્યા પછી સાજા થયા પછી મુહાફિઝખાને એમને સુલતાન પાસે હાજર કર્યા અને સુલતાને જો એ બન્ને મુસલમાન ધર્મનો સ્વીકાર કરે તો જીવતા રાખવાનું જાહેર કર્યું, પણ એ બન્ને વીરપુરુષોએ સ્વધર્મનો ત્યાગ કરવાને બદલે મરવાનું પસંદ કર્યું. સુલતાને મુસલમાન પંડિતોની સલાહ લઈ જયસિંહ પતાઈ રાવળનું માથું ઉડાવી દીધું ને એક લાકડા ઉપર ટંગાવ્યું.[૪૭] ડુંગરસીને જ્યારે એ લાકડા પાસે લાવવામાં આવ્યો ત્યારે એણે એકાએક એક લશ્કરીના હાથમાંથી તલવાર ઝૂંટવી લઈને સુલતાનના એક હજૂરિયા કબીરના પુત્ર શેખનને મારી નાંખ્યો.[૪૮] એ પછી ડુંગરસીને પણ મારી નાખવામાં આવ્યો. આ બનાવ હિ સ. ૮૯૦માં બન્યો. સિકંદરી લખે છે કે જયસિંહની બે દીકરીઓને સુલતાને પોતાના જનાનામાં મોકલી અને એક દીકરાને શિક્ષણ આપીને મોટો કર્યો.

---

૪૫. તબકાતે અકબરી, પૃ. ૨૭૬. સિકંદરી, પૃ. ૧૧૫.

૪૬. ત્રીજા કિલ્લામાં રજપૂતો ગયાની વાત માત્ર તબકાત જ લખે છે. પૃ. ૨૭૬.

૪૭. સિકંદરી, પૃ. ૨૧૫. તબકાતે અકબરી, પૃ. ૨૭૬. તબકાત લખે છે કે પાંચ મહિના કેદમાં એની સારવાર કરી, જ્યારે ફિરિશ્તા લખે છે કે એને બેડી પહેરાવી રાખેલી અને રોજ મુસલમાન થવાનું કહેવામાં આવતું અને મારી નાંખવાની ધમકી અપાતી,

૪૮. ડુંગરસીની આ વાત માત્ર સિકંદરી જ લખે છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી માળવા મોકલેલા સુર અથવા સુરીને મારી નાંખવામાં આવ્યો એમ લખે છે, પણ એ ઉલ્લેખ ઉપર્યુક્ત તવારીખોમાં નથી.

એનું નામ હુસેન રાખ્યું. એ મોટો થયો ત્યારે સુલતાન મુઝફ્ફરના સમયમાં મોટો અમીર બન્યો અને એને નિઝામ-ઉલ્મુકનો ઇલ્કાબ આપવામાં આવ્યો.[૪૯]

## પાવાગઢનું પતન અને ખુવારી

પાવાગઢનું પતન હિ. સ. ૮૮૯ના ઝિલકાદની બીજી તારીખે થયું (ઈ. સ. ૧૪૮૪). આ લડાઈમાં પાવાપતિની સાથે રહી લડનારા હિંદુ રાજવીઓનાં નામ ચારણોની વહીઓમાંથી રાસમાળામાં આપ્યાં છે. એમાં વિ. સં. ૧૫૪૧ ના પોષ માસની ત્રીજ ને રવિવારે પતન થયાનું લખે છે (તા. ૨૧ ડિસેંબર ૧૪૮૪). આ તારીખ મુસલમાન તવારીખની તારીખ સાથે એક મહિનાનો ફેર બતાવે છે. હિંદુ રાજાઓમાં વેરસી, સારંગ જાડેજા, કરણ, જેઠમલ, સુરવૈયો અને ચંદ્રભાણ એટલાએ પતાઈ રાવળને માટે પોતાનો જીવ આપ્યો એમ લખે છે. ઘેરો કુલ વીસ માસ સુધી ચાલ્યો. એમ કહેવાય છે કે રજપૂત લશ્કર સાઠ હજાર માણસોનું હતું અને સુલતાનનું એથી મોટું હતું. ઘેરા દરમ્યાન સુલતાને આસપાસનો મુલક લૂંટયો અને એક ઘર એવું નહોતું રહ્યું કે જેમાં અનાજ, પૈસો, ઢોર, કપડાં વગેરે રહ્યું હોય. આમ લાંબા ઘેરાઓમાં બને છે તેમ શત્રુને હાથે છેવટે રાજ્યની સામાન્ય પ્રજાને જ વેઠવું પડે છે અને મુલક ઉજ્જડ થઈ જાય છે.[૫૦]

---

૪૯. આ ઉલ્લેખ સિકંદરીમાં પૃ. ૧૧૫ માં આપેલો છે, તબકાતમાં નથી. પ્રો. કોમિસેરિયેટે આ હકીકતો આપેલી છે (પૃ. ૧૯૫) અને આ બધી હકીકતોના આધારમાં ફિરસ્તા, એલીનો ગૂજરાતનો ઇતિહાસ, હાજી દબીરનાં અરબી ઇતિહાસનાં નામો લખ્યાં છે. ભાટચારણોની નોંધમાં પતાઈનાં આ ત્રણ સંતાનો માટે નોંધ નથી. એમાં માત્ર ત્રણ પુત્રો જ હતા એમ કહે છે. અરબી ઇતિહાસમાં આ નામના ઇલ્કાબોમાં ગોટાળો છે તે આગળ જોઈશું.

૫૦. પ્રો. કોમિ.નો ઇતિહાસ, પૃ. ૧૯૪. નોં. ર. કેમ્બ્રિજ હિસ્ટ્રીમાંથી ઉતારેલ

## દેવગઢબારિયા અને છોટાઉદેપુર રાજ્યોના સ્થાપકો

પતાઈ રાવળ જયસિંહદેવના મરણ પછી એના બે પુત્રો જીવતા રહ્યા તે નાસી ગયા. ભાટ લોકો કહે છે કે જયસિંહનો મોટો પુત્ર રામસિંહ પિતાની હયાતીમાં મરણ પામ્યો હતો. બીજા બે પુત્રોમાં મોટો પૃથ્વીરાજ નર્મદા કિનારાના એક ગામડામાં જઈને પાછળથી મોહન નામના સ્થળે ગયો અને ગૂજરાત સલ્તનતની અ-વ્યવસ્થાના સમયમાં ત્યાં નાનું રાજ્ય સ્થાપ્યું. એ આજે છોટાઉદેપુરનું રાજ્ય કહેવાય છે. છોટાઉદેપુરને મોહન પણ કહેવામાં આવે છે. બીજા પુત્ર ડુંગરજીએ દેવગઢબારિયાનું રાજ્ય સ્થાપ્યું. આ બન્ને રાજ્યો આજે પણ જયસિંહ પાવાપતિના વંશનું નામ રાખી રહ્યાં છે.

## મુહમ્મદાબાદની સ્થાપના અને ચાંપાનેર ગૂજરાતનું કામચલાઉ પાટનગર

હવે સુલતાન મહમૂદે જૂના ચાંપાનેરની બાજૂમાં પર્વતની પૂર્વ તરફની તળેટીમાં જુમામસ્જિદ બંધાવવી શરૂ કરી હતી તેની પશ્ચિમે અમદાવાદના ભદ્રના કિલ્લાના જેવો કિલ્લો—રાજગઢ બાંધ્યો. એ ચાંપાનેરનું ભદ્ર કહેવાય છે. એ રાજગઢના કિલ્લાનું નામ 'જહાંપનાહ' રાખ્યું,[૫૧] અને એમાં અમદાવાદના ભદ્રમાં રાજકુટુંબને માટે જેવી મસ્જિદ છે તેવી બાંધી, અને મહેલ પણ બંધાવ્યો. એ પછી મોટા અમીરો, વેપારીઓ, વાણિયાઓ, મોટા અમલદારોએ પણ મકાનો બંધાવ્યાં. આ શહેરનું નામ 'મુહમ્મદાબાદ' પાડયું. અમદાવાદમાં શહેરને ફરતો કોટ આ સુલતાને જ બંધાવ્યો છે તેમ જહાંપનાહ-રાજગઢની આસપાસ ચાંપાનેર શહેરને ફરતો કોટ પણ બંધાવ્યો. આ કોટનો દરવાજો હાલોલ તરફથી આવતા રસ્તામાં આજે જોવામાં આવે છે. મહમૂદને ચાંપાનેર એટલું તો પસંદ પડયું કે અમદાવાદને બદલે મોટો ભાગ અહીં જ ગાળવા માંડયો અને કામચલાઉ રાજધાની કરીને

---

૫૧. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૧૬.

ટંકશાળ પણ સ્થાપી. ચાંપાનેરનું ટંકશાળમાં નામ ' શહેરે મુકર્રમ ' અને ત્યાં પાડેલા સિક્કામાં એ નામ ઉપરાંત 'મુહમ્મદાબાદ ઉર્ફે ચાંપાનેર' એવું નામ પણ છે.[પર] આ પછી બીજી અરધી સદી સુધી સુલતાન બહાદુરશાહના રાજ્ય સુધી ચાંપાનેર ગૂજરાતનું પાટનગર રહ્યું. પાવાગઢના કિલ્લાને પણ મહમૂદે સમરાવી સુધારા વધારા કરીને મજબૂત બનાવ્યો અને છેક ઉપર ત્રીજી રક્ષણહરોળનો કિલ્લો સુધરાવી એનું નામ 'મૌલિયા' રાખ્યું.

### સિકંદરીમાં આવેલું ચાંપાનેરની ચડતી અને પડતીનું વર્ણન

મિરાતે સિકંદરીનો લેખક ચાંપાનેર–મુહમ્મદાબાદનાં ખૂબ કવિત્વ ભરેલાં વખાણ કરે છે. એનાં મકાનો અને બગીચાનાં ઝાડનાં વર્ણનો મોટી મોટી ઉપમાઓ આપીને કરે છે. છેવટે કહે છે કે ચાંપાનેર જેવું સુંદર શહેર ગૂજરાતમાં તો નથી, પણ પૃથ્વીની સપાટી ઉપર પણ નથી. મોટાં મકાનો અને બગીચાઓથી શહેર એવું તો સુશોભિત બન્યું કે લોકો અમદાવાદને ભૂલી ગયા. ફળફૂલનાં ઝાડની લાંબી નામાવલિ આપીને લખે છે કે અહીંની નારિયેળીનું ટોપરું હલવા જેવું મીઠું થાય છે, ફળો સ્વર્ગના બાગ જેવાં થાય છે, ત્યાંની કેરી બધાં ફળ કરતાં ઉત્તમ છે. ફૂલોની નામાવળી લખીને છેવટે ત્યાં ચંદનનાં ઝાડ થતાં હતાં એવો ઉલ્લેખ કરે છે. કહે છે કે સુખડનાં ઝાડનું વન એવું મોટું હતું કે તેનું લાકડું લોક ઇમારતમાં વાપરતા. આમ ખૂબ લાંબું અને કવિત્વભરેલું વર્ણન કરીને છેવટે પોતાના સમયમાં (૧૬૧૧) એ શહેરની એવી તો પડતીનું વર્ણન કરે છે કે વાંચીને આશ્ચર્ય થાય : " સુબહાન અલ્લા ! ભવ્ય ચાંપાનેરની શું આ સ્થિતિ કે અત્યારે તે વાઘ તથા વરુનું રહેઠાણ થઈ પડ્યું છે. ત્યાંની ઇમારતો અત્યારે ખંડિયેર થઈ પડી ગઈ છે. ત્યાંના રહેવાસીઓ નાબૂદ થઈ ગયા છે. ત્યાંનું પાણી ઝેર જેવું થઈ ગયું છે, અને ત્યાંની આબોહવા

---

પર. પ્રો. કોમિ. નો ઇતિહાસ. પૃ. ૧૯૭.

આદમીઓના બદનમાંથી શક્તિનો નાશ કરે છે! દરેક સુશોભિત વાડીઓમાં કાંટા ઊગી નીકળ્યા છે, અને જે બાગો હતા ત્યાં જંગલ દેખાય છે! સુખડનાં વૃક્ષોનું તો નામ કે નિશાન જોવામાં આવતું નથી! ખરે કુરાનમાં લખેલું ફળીભૂત થયું છે. ખુદાના કીર્તિમંત તથા કૃપાવંત મુખડા સિવાય દુનિયાની દરેક ચીજ આખરે ફના થશે."[૫૩] ચાંપાનેરના આવા પતનનાં કારણો ખાસ જોવાં જેવાં છે. અડધી સદી પછી સુલતાન બહાદુર શહેનશાહ હુમાયૂંને હાથે હાર્યો અને તે પછી રાજધાની પાછી અમદાવાદ ગઈ, એટલે રાજ્યના મુખ્ય શહેર તરીકેની બધી પ્રવૃત્તિઓ ચાંપાનેરમાં બંધ થઈ, અમલદારો વગેરેનો વસવાટ પણ બંધ થયો. માળવા અને ગૂજરાત વચ્ચેના મોટા લશ્કરી સ્થાન તરીકેનું પાવાગઢનું મહત્ત્વ પણ મોગલાઈમાં ઓછું થયું અને વેપારી તથા બાદશાહી મહામાર્ગ પણ બદલાયા એટલે વેપારીવર્ગ પણ ત્યાંથી ખસવા મંડ્યો.[૫૪]

## મોગલાઈના જૈન ઉલ્લેખો

આમ છતાં પણ જહાંગીરના સમયમાં સિકંદરીનો લેખક કહે છે એવી છેક વેરાન દશા ચાંપાનેરની થઈ હોય એ સંભવતું નથી. જૈનોની સારી વસ્તી ચાંપાનેરમાં સત્તરમી સદીમાં રહી હોય એમ જણાય છે. અકબર ઉપર પ્રભાવ પાડનાર જગદ્ગુરુનું બિરુદ પામેલા શ્રીહીરવિજયસૂરિના શિષ્ય શ્રીવિજયસેનસૂરિ વિ. સં. ૧૬૩૨ (ઈ. સ. ૧૫૭૬) માં ચાંપાનેરમાં આવ્યા હતા અને જયવંત શેઠે એમને હાથે મોટો પ્રતિષ્ઠામહોત્સવ ઊજવ્યો હતો. સંવત ૧૭૪૬ (ઈ. સ. ૧૬૯૦) શ્રીશીલવિજયગણિએ ચાંપાનેરનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે:

---

૫૩. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૧૬-૧૭. ભાષાંતર કરનારે આ વર્ણન લંબાણથી આપ્યું છે છતાં પણ એ લખે છે કે મૂળ ગ્રંથમાં એથી પણ ઘણું લખ્યું છે અને કવિત્વથી એટલું તો ભરેલું છે કે તે ઇતિહાસ જેવા ગ્રંથમાં ન શોભે તેથી છોડી દીધું છે.

૫૪. કુમાર માસિક 'રજતાંક'માં મારો લેખ.

"ચાંપાનેરી નેમિજિણંદ મહાકાલી દેવી સુખકંદ." વિ. સં. ૧૭૯૭ (ઈ. સ. ૧૭૪૧) માં અંચલગચ્છીય શ્રી ઉદયસાગરસૂરિજીએ પાવાગઢની મહાકાલિકાની તથા સાચા દેવની યાત્રા કરી હતી. તપગચ્છના ૬૦ મા પટ્ટધર શ્રીવિજયતિલકસૂરિએ વિ. સં. ૧૬૬૨ (ઈ. સ. ૧૬૦૬)માં પાવાગઢમાં આવી વ્રત લઈ પહેલું 'રામવિજય' નામ ધારણ કર્યું, અને ત્યાંથી ખંભાત થઈ ગચ્છનાયક થયા. એ જ ગચ્છના ૬૨ મા પટ્ટધર શ્રીવિજયરાજસૂરિએ ચાંપાનેરમાં વિ. સં. ૧૭૦૧માં (ઈ. સ. ૧૬૪૫)માં પંડિત પદ મેળવ્યું હતું.[૫૫] આ ઉપરથી જણાશે કે મિરાતે સિકંદરીના લેખકનાં માન્યતા અને વર્ણન કાંઈક અતિશયોક્તિ ભરેલાં છે અને ઈ. સ. ૧૬૧૧માં ચાંપાનેર છેક વેરાન નહોતું એટલું તો આથી સિદ્ધ થાય છે. રાજધાની બદલાયા પછી ગૂજરાત સલ્તનતની પડતી પછી ધીમે ધીમે શહેરને ઘસારો પડતો ગયો અને મોગલાઈમાં ચાંપાનેરના લોકો ધીમે ધીમે અમદાવાદ તથા વડોદરા તરફ આવતા ગયા. ચાંપાનેરની ખરી પડતી મરાઠા સમયમાં થઈ અને યાત્રાના સ્થળ સિવાય ત્યાં જવાનો રસ કોઈને ન રહ્યો. જૈનોના તીર્થ તરીકે ગણાવા છતાં એનું બહુ મહત્ત્વ ન ન રહ્યું. બ્રિટિશ સમયમાં શહેરને ફરી આબાદ કરવાના પ્રયત્નો થયા તે નિષ્ફળ ગયા.[૫૬]

---

૫૫ જુઓ જૈન તીર્થોનો ઇતિહાસ "પાવાગઢ". અને જિનવિજયજી સંપાદિત તપગચ્છ બૃહત્પટ્ટાવલી : જૈન સાહિત્ય સંશોધક, પુ. ૧.

૫૬. પંચમહાલ ગેઝેટિયરમાં આ વિગતો આપેલી છે. પ્રો. કોમિસેરિયેટે મરાઠા સમય અને તે પછીની સ્થિતિનું વર્ણન અને અંગ્રેજ અમલદારોના—માઈલ્સ, મેલેટ, વગેરેના ઉલ્લેખો આપ્યા છે. સર ચાર્લ્સ મૅલેટની ડાયરીનો લાંબો ઉતારો પણ આપ્યો છે, જે મહત્ત્વનો નથી, અને સલ્તનત પછીનું વર્ણન આપણા વર્ણનમાં પણ અગત્યનું નથી. હુમાયૂના સમયનું સિકંદરીનું વર્ણન અતિશયોક્તિભરેલું આપ્યું છે જે બતાવવા મોગલાઈની સ્થિતિનો ઉલ્લેખ કર્યો છે. બાદશાહે પાવાગઢને ઘેરો ઘાલેલો તેનું વર્ણન સુલતાન બહાદુરશાહના વર્ણન વખતે કરીશું.

ચાંપાનેર-પાવાગઢના નાશનાં ઐતિહાસિક કારણો જોયાં, પરંતુ ગૂજરાતના લોકો શું માને છે તે તરફ જરા જોવું જોઈએ. ગૂજરાતી સમાજની એક ખાસિયત છે કે કોઈની મોટી ચડતીપડતીના કારણમાં ન્યાય અને નીતિથી ભ્રષ્ટ થવાનું કારણ મુખ્ય માનવું અને એમાં કોઈ દૈવી સત્તાનો હાથ માનવો. ઇતિહાસમાં કોઈ એવો મોટો બનાવ બન્યો હોય તો એનાં આ જાતનાં કારણો યોજીને એનાં રસિક લોકગીતો જોડી સમાજને કંઠે રખાતાં. જૂનાગઢના પતનમાં એવો એક દાખલો જોયો. પરંતુ પાવાગઢના પતનમાં એવો દાખલો જરા વધારે લોકપ્રિય અને રસિક છે, અને ગૂજરાતી સમાજમાં એ સર્વથી વિશેષ લોકપ્રિય થઈ ગૂજરાતણોને કંઠે એના લલકાર આજ સુધી ચિરંજીવ છે, એટલે સમાજની સંસ્કારિતાનાના વર્ણનમાં એનું સ્થાન છે.

ગૂજરાતનો સમાજ પતાઈ રાવળ અને પાવાગઢના પતનમાં એવું માને છે કે જયસિંહ પતાઈ નવરાત્રમહોત્સવ ઊજવતો હતો ત્યારે માતા કાલિકા માનવીરૂપ ધારણ કરી ગરબો રમવા આવ્યાં. એમના રૂપ ઉપર મોહિત થયેલા રાજાએ એમનો હાથ ઝાલ્યો. માતાએ કહ્યું કે તું માગે તે તે આપું. જનતાની પ્રિય એવી પ્રસિદ્ધ લીટીઓ આ પ્રમાણે છેઃ–

મા પાવા તે ગઢથી ઊતર્યાં મહાકાલી રે
વસાવ્યું ચાંપાનેર પાવાવાળી રે

× × ×

ચાંપા તે નેરનાં ચાર ચૌટાં મહાકાલી રે

× × ×

માંગ માંગ ગૂજરાત કેરી ગાદી કે ભદર બેસણાં રે લોલ.

× × ×

માંગું માંગું એટલું વરદાન કે મહોલે પધારજો રે લોલ.

× × ×

ફટ ફટ પાવાના રાજન કે એ શું માંગિયું રે લોલ.
આજથી છઠ્ઠે ને છ માસે કે મૂળ તારું જશે રે લોલ.

આમ માતાજીનો પતાઈને શાપ થયો. કિલ્લામાં ખોરાકની પોઠો જતી હતી તેમાંથી મુસલમાન લડવૈયા નીકળ્યા—વગેરે વર્ણન છે. પરંતુ આ ગરબો ગૂજરાતના લોકપ્રિય દેવીભક્ત શ્રીવલ્લભ ધોળાનો બનાવેલો છે અને છેક આધુનિક છે, છતાં એટલો લોકપ્રિય છે કે સામાન્ય જનસમુદાય ઇતિહાસને ભૂલીને એ જ કારણ માને છે. ઉપર જોયું તેમ જયસિંહ શક્તિભક્ત હતો, અને એ જાણે કે માતાજી છે તો એવી માંગણી કરે એવો મૂર્ખ નહોતો.[૫૭]

## મેના ગુજરીનો ગરબો : એનાં રસિક તત્ત્વો

ઉપરનો ગરબો ઉચ્ચ વર્ણોમાં ગૂજરાતમાં ગવાય છે, પરંતુ ઉતરતા વર્ણોમાં એક બીજો ગરબો ગવાય છે તે વધારે રસિક છે, જો કે એને પાવાગઢના પતન સાથે કાંઈ જ સંબંધ નથી. એ ગરબો 'મેના ગુજરીના ગરબા' તરીકે પ્રસિદ્ધ છે. કોઈ ગુજર ગોવાળવધૂને મુસલમાન બાદશાહને જોવાનું મન થાય છે. એની સાસુ એને ના પાડે છે છતાં ગોવાલણીને વેશે દહીં વેચવા જાય છે ને બાદશાહના લશ્કરની છાવણીમાં દાખલ થાય છે. બાદશાહને અને ગુજરીને ખૂબ વાદવિવાદ થાય છે. બાદશાહ એના ઉપર મોહ પામીને એને પટરાણી બનાવવાનું કહે છે. બાદશાહની બધી લાલચોના એ જડબાતોડ જવાબો આપે છે. એથી ગુસ્સે થઈને બાદશાહ ગુજરીને કેદ કરે છે. ગુજરી એના દિયરને પત્ર મોકલે છે અને દિયર ગુજરોનું લશ્કર લઈ બાદશાહને હરાવી ગુજરીને છોડાવે છે. ગુજરી ઘેર જાય છે, પણ સાસુ અને

---

૫૭. આ ગરબો નવરાત્રમાં અને બીજે વખતે પણ ગૂજરાતમાં ગામેગામ ગવાય છે અને ખૂબ લોકપ્રિય છે, છતાં છેક ગઈ સદીમાં લખાયો છે એટલે આધુનિક છે. આ ગરબાએ લોકહૃદયમાં ઇતિહાસનું સ્થાન લીધું છે. લોકમાં ચાંપાનેરની આબાદી એટલી તો અતિશયોક્તિથી બોલાય છે કે હાલોલને એ શહેરનો હલાલવાડો, કાલોલને કલાલવાડો અને ગોધરાને ગોચર-ગૌઘ્રા એવું મનાય છે. આ તદ્દન અર્થહીન અને અતિશયોક્તિને અલંકાર ગણો તોપણ એ લજવાય એવી માન્યતા છે.

નણંદ મહેણાં મારે છે કે "બાદશાહને ત્યાં રહી આવી એટલે ઘરમાં ન આવવું." આવું સાંભળી ગુજરીને સત ચડે છે અને ગુજરી પાવાગઢમાં આવીને અલોપ થાય છે ને 'મહાકાલી' કહેવાય છે. આ લોકગીત વળી એક જુદો જ પ્રશ્ન ઊભો કરે છે. મુસલમાની રાજ્યમાં જ રાજ્યના કે રાજાના અત્યાચારથી કોઈ ગુજર સ્ત્રીને સત ચડે છે, ને એ સત પોતાની પવિત્રતાની અવગણના કરતાં સાસરિયાંના વર્તનથી વધે છે, અને ગુજરી દેવીસ્વરૂપ થઈ જાય છે. ગૂજરાતની દેવીઓનાં સ્થાનકોના ઇતિહાસમાં આવા કેટલાક દાખલા પણ બનેલા છે, અને સામાજિક ઇતિહાસ ઉપર આ વાત રસિક પ્રકાશ નાંખે છે. ગરબાની કેટલીક લીટીઓ આ પ્રમાણે છે.[૫૮]

"કાબુલસે બાદશાહ ચડે ને સારી દિલ્હીકા દીવાન રે,
બાદશાહ ઊતરે બાગમેં મેં ક્યા મસ દેખન જાઉં રે.

× × ×

ચલી ગુજરિયાં દહીં બેચનકું બાદશાહકે દરબાર રે,
અઈયર લ્યો કોઈ મહિયર લ્યો કોઈ લ્યોને મીઠડાં દૂધ રે.
સાસુ કહે તુમ સુણો ગુજરિયાં લશ્કરમેં મત જાઓ રે,
સાસુની વારી ના રહે વહુ મહી વેચનકો જાય રે.
હાટે મોહ્યા હાટ વાણિયા ને ચોરે મોહ્યા ચોપદાર રે,
જે દેખે તે મોહી રહ્યા ને બાદશાહ સરખા મોહ્યા રે.

એ પછી બાદશાહ લાલચો આપે છે તેનું લાંબું વર્ણન છે. એમાં બાદશાહની મૂછને બકરાની પૂંછ કહે છે. અને એના જડબાતોડ જવાબથી ગુસ્સે થતો બાદશાહ એને કહે છે કે "હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબ રે." છેવટે બાદશાહ એ ગુજરી

૫૮. આ ગરબો ગૂજરાતમાં ઉતરતા વર્ણોમાં પ્રચલિત છે. આ ગરબા ઉપરથી એક નાની નાટિકા પણ ભજવાયેલી. ગરબો ગૂજરાતીહિંદીનું વિચિત્ર મિશ્રણ છે.

કોણ છે એમ પૂછે છે તેના જવાબમાં ગુજરી આ પ્રમાણે કહે છે—

"ગોકુળગઢ મારું સાસરું ને ચંપા પુરુષ ઘેર નાર રે,
માંડવગઢની ગોવાલણી મેના ગુજરી મારું નામ રે."

ગુજરીના દિયરનું નામ હીરો છે. એને કાગળ મળતાં એ પોતાના ભાઈ ચંપાને બતાવે છે અને ચંપો કહે છે કે "કાંઈ નહિં, એવી બેચાર બીજી પરણીશું" પણ દિયર શૂરવીર છે અને લડાઈ કરે છે. છેવટે સાસુના મહેણા માટે અને તે પછી આ પ્રમાણે લીટીઓ છે :

"સાસુ મહેણાં બોલિયાં વહુ જાઓ બાદશાહને ઘેર રે."
એ વહુએરને જવા દો, હું બીજી પરણાવું કાલ રે.
નણદલ મહેણાં બોલિયાં, ભાભી જાઓ બાદશાહને ત્યાંય રે,
ત્યાંથી ગુજરી ચાલિયાં ને ગયાં પાવાગઢ માંય રે,
પાવા તે ગઢમેં અલોપ થઈ ગઈ મહાકાલી કહેવાય રે."

આ પ્રમાણે પાવાગઢની લોકકથાઓએ ગૂજરાતી સમાજના અંતઃકરણમાં સ્થાન લીધું છે. આ લોકગીતમાં કોઈ ઐતિહાસિક સત્ય સમાયું છે તેનું સંશોધન થવાની જરૂર છે. પાવાગઢ ચાંપાનેરનાં મકાનોનાં વર્ણન જુદા પ્રકરણમાં આગળ કરીશું.

### શિરોહીના રાજાએ કરેલી લૂંટ

સુલતાન મહમૂદનાં પાછલાં વર્ષો સાધારણ નાની લડાઈઓમાં ગયાં છે; અને એમાં પણ દક્ષિણની લડાઈઓનું ખાસ મહત્ત્વ નથી. એટલે ટૂંકામાં એના ઉલ્લેખ કરીશું. ઈ. સ. ૧૪૮૬–૮૭માં કેટલાક ખુરાસાની અને ઈરાકી સોદાગરો ચારસો ઈરાની અને તુરકી ઘોડા તથા હિંદમાંથી કપડાં લઈ ગૂજરાતમાં વેચવા આવતા હતા ત્યારે ગૂજરાતની સરહદ ઉપર શિરોહીના રાજાએ એમને લૂંટી લીધા. સોદાગરોએ અમદાવાદ આવી સુલતાનને આ ફરિયાદ કરી ત્યારે એણે લૂંટાયેલી રકમ રાજ્યની તિજોરીમાંથી અપાવી દીધી અને શિરોહીના

રાજા ઉપર ધમકીનો પત્ર લખ્યો એટલે એણે લૂંટેલી રકમ સુલતાનને આપી દીધી.[૫૯]

## દક્ષિણના બહાદૂર ગિલાનીનો બળવો

પંદરમી સદીના છેલ્લા દસકામાં ગૂજરાતનાં બંદરોએ ચાંચિયાનો ત્રાસ વધી ગયો હતો. એ વખતે દક્ષિણમાં સુલતાન મુહમ્મદ લશ્કરી–બહ્મણી રાજ્ય કરતો હતો. એનો વયોવૃદ્ધ વઝીર મહમૂદ ગવાન ગિલાની દક્ષિણ હિંદમાં પોતાનાં ડહાપણ, દયા, ન્યાય તથા સારા વહીવટથી જાણીતો હતો.[૬૦] એનું ખૂન થવાથી દક્ષિણી સુલતાનની મહત્તાનો અંત આવ્યો હતો. આ ખૂન થવાથી મહમૂદ ગવાનની પાસે ઊછરીને મોટો થયેલો બહાદુર ગિલાની રીસે ભરાયો અને એણે ડાભોલ બંદરેથી ચાંચિયાગીરી શરૂ કરી, અને બળવો કરી તેણે આખા કોંકણમાં પોતાની સત્તા જમાવી. બહાદુર ગિલાનીના એક યાકૂત નામના હબસી સરદારે ગુજરાતની હદમાં આવેલા માહીમ ઉપર બાર વહાણોનો કાફલો લઈ હુમલો કર્યો અને એ બંદરને બાળ્યું.[૬૧] આ વખતે બહ્મણી

---

૫૯. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૨૨–૨૩. તબકાતે અકબરી પૃ. ૨૭૭–૭૮. તબકાત આગુનો રાજા લખે છે અને કહે છે કે સુલતાનનું ફરમાન મળતાં જ ચારસોમાંથી ૩૭૦ ઘોડા પાછા આપી દીધા અને બાકીનાની કીંમત આપી. આ ઉલ્લેખમાં ખાસ કાંઈ નથી, પરંતુ આ વેપારીઓ દિલ્હીથી આવતા હતા અને ત્યાંનું કાપડ ગૂજરાતમાં લાવતા હતા. એટલે કાપડ માટે પ્રસિદ્ધ એવા ગૂજરાતમાં ઉત્તર તરફથી કાપડ આવતું હતું એ નોંધપાત્ર છે. કદાચ બંદરેથી દેશાવર મોકલવા માટે હોય.

૬૦. સિકંદરી, પૃ. ૧૨૩-૨૫. તબકાતે અકબરી પૃ. ૨૭૮-૭૯. આ મહમૂદ ગવાન દક્ષિણ હિંદમાં ખૂબ પ્રસિદ્ધ હતો અને એનો ઈલ્કાબ ‘ખાજે જહાન’ હતો.

૬૧. પ્રો. કોમિસેરિયેટ આ હકીકતની નોંધ લેતાં સિકંદરી અને તબકાત કરતાં કેટલીક વધારે વિગત આપે છે, પરંતુ એ કયા આધારે એની નોંધ એમણે લીધી નથી. કદાચ અરબી ઇતિહાસમાંથી વિગત મળી હોય એમ યાકૂત હબસીના નામ ઉપરથી લાગે છે. મિરાતે સિકંદરી આમાં કેટલીક બીજી

સુલતાનના અમીરોએ પણ બળવો કર્યો અને એના રાજ્યમાં અવ્યવસ્થા થઈ રહી. બહાદુર ગિલાનીએ ચાંચિયાગીરી એટલી વધારી મૂકી કે ગૂજરાતનાં ઘણાંખરાં બંદરો ભયમાં આવી ગયાં અને દક્ષિણથી સોપારી આવતી બંધ થવાથી ગૂજરાતના લોકોને પાનમાં ધાણા ખાવા પડયા.[૬૨]

## ચાંચિયાનો ત્રાસ

આ ત્રાસ હવે એટલો વધી ગયો હતો કે ગૂજરાતના સુલતાનને સખત પગલાં લીધા વગર છૂટકો જ નહોતો. સફદરખાનની સરદારી નીચે એક લશ્કર મોકલેલું એને નિષ્ફળતા સાંપડી હતી, એટલે હવે તરી અને ખુશ્કી બન્ને રસ્તેથી ગૂજરાતનાં સૈન્યોએ કૂચ કરી. જમીન માર્ગે કિવામ ઉલ્મુલક મલીક સારંગ લશ્કર લઈને વસાઈ અને અગાસી બંદર સુધી પહોંચ્યો ત્યારે એણે સુલતાનને કહેવડાવ્યું કે

---

વધારાની હકીકત આપે છે તે બીજી તવારીખોમાં નથી અને પ્રો. કોમિ. એ પણ નોંધી નથી, પણ એક દૃષ્ટિએ તે રસમય છે. સિકંદરી લખે છે કે બહાદુર ગિલાનીએ ગૂજરાતનાં બંદરો લૂંટવા માંડેલાં તેનું કારણ એવું છે કે મહમૂદ ગવાનની કતલ પછી મલીક ઉત્તુજાર દક્ષિણી ત્યાંથી નાસીને ખંભાત આવી રહ્યો હતો, અને બહાદુર ગિલાનીએ એની પુત્રીના હાથની માગણી કરી હતી અને મલીકે એ સ્વીકારી નહોતી. દરમ્યાન મલીક ઉત્તુજાર ખંભાતમાં મરણ પામ્યો ત્યારે મલીકના વકીલ મહંમદ હયાતે બહાદુરને અપમાન ભરેલા શબ્દથી ઉત્તર દીધો. આથી ગુસ્સે થઈ બહાદુરે મહંમદ હયાતને મારી નંખાવ્યો અને મલીકની છોકરીને ઉઠાવી જવાની કોશિશ કરી, પણ ખંભાતના લોકોએ એને બચાવી. આથી ગુસ્સે થઈ બહાદુરે ગૂજરાતનાં બંદરોએ ચાંચિયાગીરી શરૂ કરી અને કેટલોક વખત ગૂજરાતનાં બંદરોનો વેપાર બંધ જેવો થઈ ગયો. (સિકંદરી પૃ. ૧૨૪)

૬૨. સિકંદરી, પૃ. ૧૨૪. આ ઉલ્લેખ બતાવી આપે છે કે એ સમયે પણ સોપારી મલબારથી આવતી હતી. આ ઉલ્લેખ માત્ર સિકંદરીમાં જ છે. સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ બીજી તવારીખો કરતાં સિકંદરીમાં આવા ઉલ્લેખો વધારે મળે છે, કારણ કે એનો કર્તા સિકંદરી ગૂજરાતનો—અમદાવાદનો જ છે.

બહ્મણી સુલતાનની સરહદમાં પ્રવેશ કર્યા વગર કાર્ય સિદ્ધ થઈ શકશે નહિ. બીજી બાજૂથી લડાયક માણસોથી સજ્જ થયેલાં અને તોપો ગોઠવેલાં ત્રણસો વહાણોનો કાફલો પણ ડાભોલ તરફ આવી પહોંચ્યો. આ સમાચાર બહ્મણી સુલતાનને પહોંચ્યા ત્યારે એને સમજાયું કે ગૂજરાતના બાદશાહે અગાઉ એના રાજ્યને ઘણીવાર મદદ કરી છે અને ગૂજરાતનો સુલતાન એનો મુરબ્બી જેવો છે. સુલતાન મહમૂદે પણ સમાચાર મોકલ્યા કે બહાદુર ગિલાનીનો બળવો તમારે જ દબાવી દેવો જોઈએ.[૬૩] આ ઉપરથી મોટું દક્ષિણી લશ્કર ગિલાનીની પાછળ મોકલવામાં આવ્યું અને લડાઈ થઈ એમાં બહાદુર ગિલાની માર્યો ગયો. એનું માથું બહ્મણી સુલતાને ગુજરાતના સુલતાનને મોકલી આપ્યું. બહાદુરે પકડેલાં ગૂજરાતનાં વહાણો અને સફદરખાનને છૂટાં કરી ગુજરાતના સુલતાનને કીંમતી ભેટ સાથે પાછા સોંપવામાં આવ્યાં. માહીમથી આ બધો કાફલો ઉપડીને સુલતાનને બંદરે આવ્યો.[૬૪]

## ફિરંગીઓ સાથે નૌકાસૈન્ય

આ વખતે ફિરંગીઓનું જોર અરબી સમુદ્રમાં વધતું જતું હતું અને ગૂજરાતનાં બંદરો ભયમાં હતાં. આની સામે ગૂજરાતના માંરેબહર મલીક અયાઝ સુલતાનીએ દીવથી નૌકાસૈન્ય લઈ ફિરંગીઓના ચેવલ બંદર ઉપર ચડાઈ કરી. આ દરિયાઈ લડાઈમાં ગૂજરાતની મદદે તુર્કી વહાણો પણ હતાં. આ લડાઈમાં ઘણા ફિરંગીઓ અને

૬૩. સિકંદરી લખે છે કે ગૂજરાતનું લશ્કર ચડી આવતું જોઈ દક્ષિણી સુલતાને જ સમાચાર મોકલ્યા, જ્યારે પ્રો. કૉમિસેરિયેટ ગુજરાતના સુલતાને દક્ષિણી સુલતાન પાસે પોતાનો માણસ મોકલ્યો એમ લખે છે. તબકાત પણ સિકંદરીની માફક જ લખે છે, એટલે પ્રો. કૉમિસેરિયેટની વિગત અરબી ઇતિહાસમાંથી હોવી જોઈએ.

૬૪. સિકંદરી, પૃ. ૧૨૫. તબકાત પૃ. ૨૭૯. આ ઉલ્લેખમાં તબકાતે અકબરી એક વિચિત્ર વાત લખે છે કે બહ્મણી સુલતાનનું લશ્કર બહાદુર ગિલાનીની સામે લડવા ઉપડયું ત્યારે દક્ષિણના જોશી લોકોએ જે પળ પ્રયાણ માટે કાઢી આપી હતી તે પળે જ બીડર શહેરમાથી સુલતાને પ્રયાણ કર્યું હતું.

ચારસો તુર્કો માર્યા ગયા, અને ગૂજરાતના નૌકાસૈન્યે ફિરંગીઓનું એક મોટું વહાણ પકડ્યું એમા એમને એક કરોડ રૂપિયાની કીમતનો માલ હાથ લાગ્યો. આ નૌકાલડાઇમાં તોપો વપરાઈ હતી અને ઉપર્યુક્ત મોટા વહાણનો કૂપદંડ તોપથી તોડી નંખાયો હતો. આમાં મલીક અયાઝ સાથે એક છત્રસાલ નામના મોટા હિંદુ નૌકાઅધિકારીનું નામ પણ આવે છે.[૬૫]

## ખાનદેશ ગૂજરાતનો ભાગ

ગૂજરાત સલ્તનતના વખતમાં ખાનદેશનો ભાગ ગૂજરાતની હદમાં જ ગણાયો છે. આસીર અને નંદરબારનો વેપાર ગૂજરાતીઓના હાથમાં પ્રાચીન સમયથી છે, અને પ્રદેશની ભાષા ઉપર પણ મોટે ભાગે ગજરાતી ભાષાની અસર છે.[૬૬] સુલતાન મહમૂદના સમયમાં એ પ્રદેશની રાજધાની થાલનેરમાં હતી અને પાછળથી બુરહાનપુરમાં સ્થપાઈ હતી. ખાનદેશના સુલતાનો ગૂજરાત સલ્તનતના મિત્રો હતા અને ખંડણી પણ આપતા હતા અને લગ્નસંબંધથી પણ જોડાયેલા હતા. ઈ. સ. ૧૫૦૧ માં ખાનદેશનો સુલતાન આદીલખાન બીજો,

૬૫. આ લડાઈ ગૂજરાતના નૌકાસૈન્યના ઇતિહાસમાં અગત્યની ગણાય. ગૂજરાત અને તુર્કોએ ફિરંગીઓ સામે આમાં ભાગ લીધો એ નોંધપાત્ર વાત છે. તબકાતે અકબરીએ પૃ. ૨૮૨ માં આ નોંધ લીધેલી છે અને એમાં સુલતાન માહિમ ગયો એમ લખ્યું છે અને મલીક અયાઝ દીવથી દરિયાઈ રસ્તે ચેવલ ગયો. આ ઉલ્લેખમાં માહીમ જતાં પહેલાં દૂન ( Dun ) આવ્યો એમ લખે છે એ પાછળ ચર્ચ્યું તે દમન નહિ પણ દહાણું હોય એમ માહીમના સાન્નિધ્યથી સમજાય છે. મલીક અયાઝની સાથે હિંદુ અધિકારી છત્રસાલ ( Satarsal ) નું નામ ફિરિસ્તા આપે છે તે નોંધપાત્ર છે. સિકંદરી પૃ. ૧૨૭ માં આ નોંધ લે છે તેમાં દેહણું સ્પષ્ટ લખે છે એટલે કેમ્બ્રિજ વગેરેના લેખકો દમણ ધારે છે તે ભૂલ છે.

૬૬. નંદરબાર, બુરહાનપુરમાં ગૂજરાતની વસ્તી સારી છે તે પ્રસિદ્ધ છે. આસીરી ભાષા માટે ખાનદેશ ગેઝેટિયર જુઓ.

મોટો સત્તાવાળો હતો એણે ગૂજરાતના સુલતાનને ખંડણી આપવી બંધ કરી હતી અને ઈ. સ. ૧૫૦૦ ના અરસામાં મહમૂદ બેગડાએ એને બળથી તાબે આણ્યો હતો. ઈ. સ. ૧૫૦૧ માં આદીલખાન બીજો મરણ પામ્યો અને એનો ભાઈ દાઉદખાન ગાદીએ આવ્યો, પરન્તુ ફારૂકી વંશના જ પોતાના દૌહિત્ર આલમખાનને ખાનદેશની ગાદી મળે તે માટે મહમૂદે પ્રયત્ન કર્યો. ઈ સ. ૧૫૦૮ માં દાઉદખાન મરણ પામ્યો, અને રાજ્યમાં બે પક્ષે પડ્યા હતા, એવા એકને અહમદનગરના નિઝામશાહનો ટેકો હતો. સુલતાન મહમૂદે ખાનદેશ ઉપર ચડાઈ કરી સામા પક્ષને હરાવી પોતાના દૌહિત્રને ગાદીએ બેસાડ્યો અને થાલનેરમાં દરબાર ભરીને એને 'આદીલખાન ત્રીજો' નામ આપ્યું, અને પોતાના શાહજાદા ખલીલખાનની પુત્રી એને પરણાવી. આમ ગૂજરાત અને ખાનદેશની મૈત્રી ફરીથી દૃઢ થઈ. આસીરગઢ, બુરહાનપુર, અને ખાનદેશનો મોટો ભાગ અકબરના સમય સુધી ગૂજરાતને તાબે રહ્યો.[૬૭]

સુલતાન મહમૂદના છેલ્લા વર્ષમાં દિલ્હીના બાદશાહ સિકંદર લોદીએ ગૂજરાતના સુલતાનની મૈત્રી દૃઢ કરવા માટે ભેટમાં કીમતી વસ્તુઓ મોકલી. આ પહેલાં દિલ્હીના બાદશાહે કોઈ સુલતાનને ભેટો મોકલી નહોતી.[૬૮]

આ ૫૩ વર્ષ રાજ્ય કરી ગયેલા સુલતાન મહમૂદ બેગડાનો અને એની પછી એના પુત્ર મુઝફ્ફરશાહ બીજાનો ટૂંકો રાજ્યઅમલ એ ગૂજરાતની સ્વતંત્ર મુસલમાન સલ્તનતનો સુવર્ણયુગ હતો.



૬૭. સિકંદરી અને તબકાતે અકબરી આ હકીકતો ખૂબ લંબાણથી આપે છે, પરંતુ અહીં એ લંબાણમાં ઊતરવાની જરૂર દેખાતી નથી. તબકાતે અકબરી, ૨૮૩–૮૯. સિકંદરી, પૃ. ૧૨૭–૨૯.

૬૮. તબકાતે અકબરી પૃ. ૨૮૯.

# પ્રકરણ ૨૮મું

## મહમૂદ બેગડાના સમયના નામાંકિત પુરુષો

સુલતાન મહમૂદ બેગડાના અરધી સદી જેટલા લાંબા રાજ્યકાળમાં જેમ ગુજરાતની દરેક રીતે આબાદી વધી તેમ આજ સુધી જેમનાં નામ પ્રસિદ્ધ છે એવા નામાંકિત મહાપુરુષો પણ થઈ ગયા.

### શાહઆલમ સાહેબ

એ સમયના નામાંકિત મહાપુરુષોમાં સર્વથી પહેલું નામ શાહઆલમ સાહેબનું છે. એમનું આખું નામ 'સિરાજુદ્દીન અબુલ બરકાત સૈયદ મુહમ્મદ હજરત શાહઆલમ સાહેબ બુખારી' છે. વટવાના સુપ્રસિદ્ધ સંત કુતુબેઆલમ સાહેબના અગિયારમા પુત્ર થાય, અને ઈ. સ. ૧૪૫૩ માં પિતાના અવસાન પછી એમણે બુખારી સૈયદોની આગેવાની લીધી. એમની માતાનું નામ બીબી અમીના સુલતાન ખાતૂન હતું. અમદાવાદના મુસલમાન સંતોમાં શાહઆલમ સાહેબનું નામ ખૂબ મશહૂર છે અને આજ સુધી મુસલમાન સમાજમાં એમનું ઘણું જ માન છે. હિ. સ. ૮૧૭ ના જિલકાદ માસની ૧૭મી તારીખ–સોમવારે એમનો જન્મ થયો હતો. એ તારીખ "વારીસે અલી" શબ્દો ઉપરથી અબ્જદ પદ્ધતિથી નીકળે છે. સત્તર વર્ષ જેવડી નાની વયે સરખેજમાં પ્રસિદ્ધ સંત અહમદ ખટ્ટુ પાસેથી મઘરબી પંથનું જ્ઞાન એમણે લીધેલું અને પોતાના પિતા કુતુબેઆલમ સાહેબ પાસેથી પણ જ્ઞાન સંપાદન કરેલું. એમણે સિંધના જામની બન્ને પુત્રીઓ સાથે લગ્ન કરેલું તે પાછળ જોઈ ગયા છીએ. એ સગાઈથી અહમદશાહનો પુત્ર સુલતાન મુહમ્મદ એમનો સાઢુ થતો હતો. સુલતાન મહમૂદ બેગડો એમની છાયામાં ઊછર્યો હતો અને પોતે એ

સુલતાનના મામા થતા હતા સુલતાન મહમૂદની મા સાથે પાછળથી શાહઆલમ સાહેબે પુનર્લગ્ન પણ કર્યું હતું. આમ ગૂજરાત સલ્તનતના રાજકુટુંબ સાથે એમને નજીકનો સંબંધ હતો. સુલતાન કુતુબુદ્દીન એમને પહેલાં તો ખૂબ માન આપતો, પણ મહમૂદને આશ્રય આપ્યા પછી એ બન્ને વચ્ચે સ્નેહ નહોતો.[1] એમનું વહાલનું નામ મિયાં મંજલા હતું.

## એમને માટે કહેવાતા ચમત્કારો

મિરાતે સિકંદરીનો લેખક સિકંદર બુખારી સૈયદોનો ખૂબ પ્રશંસક છે, એટલે એણે હજરત શાહના ઘણા ચમત્કારોનું વર્ણન કર્યું છે. એમના ચમત્કારોનું અને વાતોનું એક ખાસ પુસ્તક પણ છે એને 'હિકાયતે શાહી' કહે છે. માળવાના સુલતાનનો પક્ષ લઈને પોતાની સાધુતાને માળવાના હિતમાં વાપરતા શેખ કમાલ માળવી અને એમની સામે ગૂજરાતના સુલતાનોના પક્ષના શાહઆલમ સાહેબની વાતો સિકંદરીમાં આપેલી છે તે પાછળ જોઈ ગયા છીએ. એમાં પણ ચમત્કારની વાતો લખેલી છે. પરંતુ રાજ્યમાં લાગવગ ધરાવતા સાધુ પુરુષો રાજખટપટમાં પણ ભાગ લેતા એવા દાખલા બધા ધર્મના સાધુઓમાં બને તેમ અહીં પણ બન્યા હોય એમ માનવું પડે. સંતોના શિષ્યો એમાં દૈવી શક્તિનું આરોપણ કરી ચમત્કારોનું વર્ણન કરે તે સ્વાભાવિક છે. આમ છતાં વીતરાગ સંતપુરુષો સામાન્ય લોકને ન સમજાય તેવું પોતે સમજી શકે છે અને ભવિષ્યમાં જે બનવાનું નિર્માણ થયું હોય એ તરફ અંગુલિનિર્દેશ કરે છે એવા

---

૧. શાહઆલમ માટે મિરાતે સિકંદરીમાં છૂટા ખૂબ ઉલ્લેખો છે. અહમદીમાં ટૂંકું ચરિત્ર છે. એ બધા ઉપરથી મેં "શાહેઆલમ" નામે લેખ તૈયાર કરેલો તે ગુ. સાહિત્ય સભાએ છપાવેલો અને 'વસંત' માસિકમાં પણ છાપેલો. અમદાવાદના ઇતિહાસમાં સંતોના પ્રકરણમાં એમનું ચરિત્ર પણ મેં લખેલું છે. એ બધામાંથી સુધારા સાથે અહીં સાર લીધો છે.

દાખલા આજે પણ બને છે, એટલે પવિત્ર સંતોની ચમત્કારોની વાતોને એક જુદા તાત્ત્વિક દૃષ્ટિબિંદુથી જોવાની જરૂર છે. શાહઆલમ સાહેબના ચમત્કારોમાં એક રમૂજી વાતની નોંધ લીધા વિના અહીં ચાલે એવું નથી. શેખ કમાલ અને શાહઆલમ સાહેબ વચ્ચે જ્યારે વૈમનસ્ય ચાલતું હતું ત્યારે એ બન્નેનો ધોબી એક હતો. અને એ બન્ને સંતો પાસે રોજ જઈને સંતાનની યાચના કરતો. છેવટે એને પુત્ર તો થયો, પરંતુ એ છોકરાને લઈને જ્યારે શાહઆલમ પાસે જાય ત્યારે એ છોકરો રહે અને શેખ કમાલની પાસે જાય ત્યારે એ છોકરી થઈ જતી. એનું કારણ એમ કહેવાતું કે એ શાહઆલમ પાસે પુત્રની અને શેખ કમાલ પાસે પુત્રીની માંગણી કરતો. આ કારણથી આજે પણ મુસલમાનોમાં એમ મનાય છે કે એક દિવસે આ બે સંતોની કબર પાસે જવું નહિ. અગર તો શાહઆલમની દરગાહે ગયા પછી શેખ કમાલની કબર પાસે કદી જવું નહિ.[૨]

દરેક ધાર્મિક પંથમાં સાધુપુરુષોના પ્રકારો હોય છે. કેટલાક દુનિયાની બધી વસ્તુઓનો ત્યાગ કરી અવધૂતની પેઠે રહે છે, જ્યારે કેટલાક દુનિયામાં રહી બધા ભોગો ભોગવતાં છતાં પણ જલકમલવત્ વીતરાગ અને નિઃસ્પૃહ રહે છે. હજરત શાહઆલમ સાહેબ આવી જાતના સંતપુરુષ હતા. એમ કહેવાય છે કે શાહઆલમ ધર્મવિરુદ્ધ રેશમી વસ્ત્રો પહેરતા અને સંગીતના શોખીન હતા. એક વખત એક કાજી આ બાબતનાં વિરુદ્ધ ધર્મવચનો ભેગાં કરી એક પત્રમાં લખી પત્ર પાઘડીમાં ઘાલી હજરત સાહેબ પાસે ગયો, પણ એમની હાજરીમાં નરમ થઈ કાંઈ બોલી શક્યો નહિ. શાહઆલમને કાજીના આવવાનું કારણ પ્રથમથી સમજાઈ ગયું હતું. તવારીખકાર લખે છે કે કાજીએ પાઘડીમાંથી પત્ર કાઢ્યો તો કોરો દેખાયો. પછી એ સાહેબે એક સૂતરની દોરી કેડે વીંટી એમાં એક નાની લાકડી ખોસી. કાજી સાથે

---

૨. નોંધ ૧ ના ગ્રંથો. આ વહેમ આજ સુધી ચાલુ છે તે નોંધપાત્ર છે.

પોતે બહાર નીકળતાં જ લાકડી રત્નજડિત ખંજર જેવી, દોરી સુવર્ણના કમરબંધ જેવી અને ઝભ્ભો રેશમી દેખાયો. કાજી સમજી ગયો અને વીતરાગ પુરુષો આસક્તિરહિત ભોગ ભોગવે છે તેનું રહસ્ય સમજીને શાહનો શિષ્ય બન્યો. મહાપુરુષોનાં કાર્યો લોકસંગ્રહ માટે હોય છે, અને શ્રદ્ધાવાળા માણસોને એમાં ચમત્કાર પણ દેખાય છે. એવા દાખલા દરેક પંથના સાધુઓમાં બન્યા છે અને બને પણ છે.[3]

આમ શાહઆલમ સાહેબ એક સંતપુરુષ હતા, અને શુક્રવાર સિવાય કોઈને મળતા નહિ અને ઈશ્વરસ્તવનમાં સમય ગાળતા. રાજકારણમાં માથું પણ મારતા એ માંગરોળના સૈયદ રુકનુદ્દીનના પત્ર અને તેના જવાબ ઉપરથી પાછળ જોઈ ગયા. શેખ કમાલ સાથેના એમના કલહની સિકંદરીમાં આપેલી વાતો ઉપરથી એમ સમજાય છે કે એમણે એમના પિતા કુતુબેઆલમ સાહેબ જેટલી સંતને સુલભ એવી માનસિક શાંતિ અને સમતુલા મેળવી નહોતી. સૈયદ રુકનુદ્દીનને લખેલા ઉત્તરોમાંથી સમજાય છે કે એમનામાં ધાર્મિક અસહિષ્ણુતા પણ કંઈક અંશે હશે. દુનિયામાં સંતપુરુષો પણ પોતાના પંથ તરફ મમતા ધરાવતા હોય છે અને પરપંથ તરફ અણગમો બતાવતા હોય એવા દાખલા પણ પુષ્કળ મળે છે. દુનિયાના રાગદ્વેષથી રંગાયા

---

૩. આજના વિજ્ઞાનના જમાનામાં ઇતિહાસ જેવા ગ્રંથમાં ચમત્કારની વાતો લખવી એ કોઈને હસવા જેવું લાગે પરંતુ ઇતિહાસમાં તે જમાનાનું ચિત્ર આવવું જોઈએ. આમ છતાં પણ અહીં નમ્રતાપૂર્વક કહું છું કે ચમત્કારોનો જમાનો તદ્દન ગયો નથી. અતિશયોક્તિ અને ભક્તોનું ગાંડપણ બાદ કરતાં એવા મહાત્માઓ આજે પણ મળે છે. એ જમાનામાં કદાચ વધારે મળતા હશે. સંત માનવી છે, પણ સામાન્ય માનવી કરતાં પરમેશ્વરની વધારે નજીક છે, એટલે નિર્માણ વસ્તુને આપણા કરતાં સહેલાઇથી સમજી શકે છે. શ્રદ્ધા પણ આમાં અગત્યનો ભાગ ભજવે છે. કેટલાક પ્રત્યક્ષ અનુભવોથી આટલું લખવાની રજા લઉં છું. અહીં એટલું પણ કહેવું જોઇએ કે આવા મહાત્માઓ છેક વિતરાગ નથી હોતા. પોતાના ભક્તો પ્રત્યે એમને મમત્વ તો હોય છે જ.

વગરના ત્રિગુણ વિષયોથી પર એવા પંથમાં વિચરનારા કોઇક જ સંત હોય છે. પરંતુ સામાન્ય પુરુષો કરતાં તો ઉપર કહ્યા એવા સંત ઊંચી પંક્તિમાં જ છે. સૈયદ રુકનુદ્દીન ઉપરના પત્રમાં શાહઆલમ સાહેબના હસ્તાક્ષર છે.[૪]

આ શાહઆલમ સાહેબનો સુપ્રસિદ્ધ રોજો આજે અમદાવાદની દક્ષિણે ઊભો છે. સલ્તનતના સમયમાં એમના નિવાસનું નામ રસૂલાબાદ હતું. આજે અમદાવાદમાં મુસલમાન સમયનાં જે મકાનોના સમૂહો પ્રસિદ્ધ છે તેમાં શાહઆલમના રોજાનું સ્થાન ખાસ પ્રસિદ્ધ છે. એ સમૂહનાં મકાનો ૧૫૦ વર્ષના ગાળામાં બંધાયાં છે એટલે એનું વર્ણન યથાસ્થાને કરીશું. હિ. સ. ૮૮૦ જમાદીઉલ આખર માસની ૨૦ મીએ એ જન્નતનશીન થયા. એ તારીખ "આખર ઉલ ઓલિયા" એ શબ્દોમાંથી અબ્જદ પદ્ધતિથી નીકળે છે. એમના ઉરસમાં ગૂજરાત અને સૌરાષ્ટ્રમાંથી દર વર્ષે ૫૦૦૦૦ માણસો ભાગ લે છે. એમના વંશના સૈયદો 'શાહી સૈયદો' કહેવાય છે, જ્યારે એમના પિતા કુતુબેઆલમ સાહેબના વંશના સૈયદો 'કુતુબિયા સૈયદો' કહેવાય છે.

## એમનો પરિવાર

શાહઆલમ સાહેબને પાંચ પુત્ર અને ચાર પુત્રીઓ હતાં. એમાં શાહ ભાખન સિંધના જામની પુત્રી બીબી મુરકીના પુત્ર હતા. રસુલાબાદ બંધાયા પહેલાં એ પોતાના પિતા સાથે આશાવલમાં રહેતા હતા. એ નાની ઉમરમાં જ અવસાન પામ્યા હતા. એમની માની

૪. સર બેલી એમની સિકંદરીમાં પૃ. ૧૪૦, નોંધમાં લખે છે કે માળવા ગૂજરાતની રાજખટમાં બે પંથોના સંતોએ ભાગ લીધેલો એવો જ અર્થ કરવાનો.

૫. આ રીતે મિરાતે અહમદી પ્રમાણે એમનું મરણ ૬૩ વર્ષની ઉમરે થયું. કોમિસેરિયેટ ૬૦ વર્ષ લખે છે અને આઈને અકબરીના આધારે જન્મ ઈ. સ. ૧૪૧૫ માં અને મરણ ૧૪૭૬, ૨૧ ઑક્ટોબરે લખે છે. આખીર ઉલ ઓલિયાની પેઠે 'ફખ્ર' શબ્દ ઉપરથી પણ વર્ષ નીકળે છે.

અને માતામહ સિંધના જામની કબર ત્યાં જ હતી. આ શાહ ભીખનનો રોજો જમાલપુર દરવાજા બહાર નદીકિનારે ગઈ સદી સુધી હતો તે ઈ. સ. ૧૮૬૮ ની નદીની રેલમાં પડી ગયો.

શાહઆલમ સાહેબના વંશના સૈયદોનું વિસ્તૃત વર્ણન મિરાતે અહમદીમાં આપેલું છે. ગૂજરાત સલ્તનત તથા મોગલાઈમાં પણ કેટલાક અમીરોએ રસૂલાબાદનાં મકાનોમાં ઉમેરા કર્યા છે તથા પોતાની કબર આ સંતપુરુષના સાન્નિધ્યમાં કરવાનું ભાગ્ય માન્યું છે. એ બધા વિસ્તારમાં ઊતરવાની અહીં જરૂર નથી. મોગલાઈમાં ઔરંગઝેબ બાદશાહના સમય સુધી એ વંશમાં જાગીરોનાં ગામો હતાં અને એમાં વખતોવખત વહીવટ કરનારાઓએ ઘટાડો પણ કર્યો છે, એ વિગતોની પણ અહીં જરૂર નથી.[૬] આ સમયના બીજા કેટલાક સંતો અને સાધુચરિત અમીરોનાં લંબાણથી વર્ણનો મિરાતે સિકંદરીમાં કરેલાં છે. એમાં મલિક મુહમ્મદ અખ્તયારનું વર્ણન ખૂબ લાંબું કરેલું છે. સુલતાન મહમૂદ બેગડાનો એ મિત્ર હતો અને દુનિયા ઉપરથી વિરાગ આવતાં એક અવધૂતની પેઠે એણે સંસાર અને સંપત્તિનો ત્યાગ કર્યો હતો. એની સ્ત્રીને બધું આપીને બીજું લગ્ન કરવા પણ એમણે પરવાનગી આપી, પરંતુ સ્ત્રીએ પણ પતિની પેઠે દુનિયાના ભોગનો ત્યાગ કર્યો. સુલતાન અને એના બીજા મિત્રોએ ખૂબ સમજાવ્યા છતાં એણે માન્યું નહિ અને સુલતાને આપેલો ઇલ્કાબ પણ લીધો નહિ. મલીક એક મુલ્લા કબીરની મારફતે પ્રસિદ્ધ શેખ હમીદુદ્દીનનો શિષ્ય થયો અને એણે મોજશોખનો ને ઘરનો ત્યાગ કેવી રીતે કર્યો તેનું રસમય વર્ણન મિરાતે સિકંદરીમાં આપેલું છે.[૭]

---

૬. પ્રો. કોમિસેરિયેટે વકફનો ઇતિહાસ પોતાના ગ્રંથમાં પૃ. ૨૧૨માં આપ્યો છે.

૭. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૩૧–૩૭ સિકંદરીમાં આ વર્ણન રસમય છે.

## મહમૂદના બાળમિત્રો દરિયાખાન અને અલફખાન

સુલતાન મહમૂદના બાળપણના ત્રણ મિત્રો હતા એમાં એક મલીક અય્યારનું વર્ણન ઉપર કર્યું. બીજો મિત્ર અને અમીર દરિયાખાન હતો. એણે અમદાવાદની ઉત્તર તરફનું દરિયાપુર વસાવેલું અને આજે એના નામથી દરિયાપુર દરવાજો તથા શાહીબાગમાં અમદાવાદના સ્થાપત્યમાં જુદી જ ભાત પાડતો ઇંટોનો મોટો ઘૂમટ બંધાવ્યો તે પ્રસિદ્ધ વાત છે. એની કબર દરિયાખાનના ઘૂમટના નામથી પ્રસિદ્ધ છે. આ અમીરના ચારિત્ર્ય માટે ખાસ વિગતો નથી, પરંતુ આજે પણ એની કબર આગળ ભૂત ઉતરાવવા લોકો જાય છે અને ગઈ સદીમાં ત્યાં વસ્તી નહોતી ત્યારે એની પાસે થઈને જતાં લોકો ડરતા હતાં.[૮] સુલતાનનો ત્રીજો મિત્ર અલફખાન ભોકાઈ હતો. એ ઉદાર દિલનો હતો એમ કહેવાય છે. એની બીજી હકીકત મળતી નથી પણ એની બંધાવેલી મસ્જિદ ધોળકામાં ઊભી છે. મસ્જિદ ભવ્ય છે અને ખૂબ પ્રચંડ છે. એ મસ્જિદ પણ દરિયાખાનના ઘૂમટની પેઠે ઇંટોની બાંધેલી છે અને ઇંટોની બાંધેલી મસ્જિદ તરીકે ગૂજરાતમાં સર્વથી મોટી છે. આમ સુલતાન મહમૂદના આ બે મિત્રોએ પોતાની કબરના મકાનમાં અને મસ્જિદમાં બાંધણીની એક રીતે સમાનતા જાળવી છે તે નોંધપાત્ર છે.[૯] એ જ સમયમાં આજમખાન અને મુઆઝમખાન નામે બે ખુરાસાની ભાઈઓ સારા તીરંદાજ હતા. અહીં

---

૮. દરિયાખાનના ઘૂમટનું સ્થાપત્યની દૃષ્ટિએ મહત્ત્વ ખૂબ છે. એની ચર્ચા આગળ કરીશું. આ અમીરની વધુ વિગતો મળતી નથી, પરંતુ અમદાવાદના દરિયાપુર ઉપરથી એનું સ્થાન મહત્ત્વનું હોવું જોઈએ.

૯. દરિયાખાનની પેઠે આ અમીરની વિગત પણ મળતી નથી. પરંતુ મહમૂદના આ મિત્રોએ બંધાવેલાં મકાનો જોતાં અને સ્થાપત્યનો રસ માણસનું ચારિત્ર્ય વ્યક્ત કરે છે એમ માનીએ તો એ ત્રણે મિત્રો સ્વભાવમાં જાડા, કોમળતા અને સૌંદર્યના વિરોધી, ક્રૂર, અને શરણાઈ કરતાં ઢોલના અવાજને પસંદ કરનારા હોવા જોઈએ.

એમનો ઉલ્લેખ એટલા માટે કરવાનો છે કે ઉપર દરિયાખાન અને અલફખાન ભોકાઈનાં ઈંટોથી બાંધેલા મકાનો આજ સુધી જેમ ગૂજરાતના સ્થાપત્યમાં જુદો રંગ પૂરે છે તેવી જ બાંધણીનો આ બે ભાઈઓનો રોજો સરખેજના રસ્તા ઉપર આજે ઊભો છે. એની ભીંતો તથા બાંધણી પણ જુદી પડી જાય છે અને પંદરમી સદીના પૂર્વાર્ધમાં બંધાયેલાં ઈંટોનાં આ ત્રણ મકાનો સ્થાપત્યની દૃષ્ટિએ વિલક્ષણ છે. એવાં બીજાં મકાનો એ સમયનાં આજે મળતાં નથી.[૧૦]

### મલીક દાવર ઉલ્મુલ્ક-મશહૂર દાવલશાહ

આ સમયના બીજા મોટા રાજદ્વારી પુરુષોનું વર્ણન કરતાં પહેલાં સંત અને શૂરવીર લડવૈયા તરીકે પ્રસિદ્ધ પામેલા અમીર અબ્દુલ લતીફ બીન મલીક મુહમ્મદનું વર્ણન કરવું જરૂરી છે. એ ઇતિહાસમાં મલીક દાવર ઉલ્મુલ્ક નામથી પ્રસિદ્ધ છે અને સૌરાષ્ટ્રમાં હાલારમાં દાવલશાહના નામથી આજ સુધી પ્રસિદ્ધ છે. આ મલીક હજરત મુહમ્મદ પેગંબર સાહેબના કુરેશી ઓલાદના છે. એમને સુલતાને જ્યારે અમીરનું પદ આપ્યું ત્યારે અમદાવાદમાં પોતાના મકાન આગળ હાથી ઘોડા વગેરેથી સામાન્ય પાડોશીઓને હેરાનગતી ન થાય માટે શહેર બહાર પોતાનું મકાન કર્યું હતું, અને મહોલ્લાનું ઘર પાડોશીઓને વેચી દેવાની ઇચ્છા જણાવી હતી. મલીક પોતાની જાગીરના ખેડૂતો સાથે ન્યાયથી વર્તતા, અને ખેડૂતો એમની જાગીરને ભાવથી શ્રમ લઈને આબાદ કરતા. બીજા અમીરોની જાગીરોના ખેડૂતો

---

૧૦. આ અને ઉપરનાં મકાનો મહમૂદ બેગડાના સમયની વિચિત્રતા છે. આ રોજો એના જાડપણ માટે જોવા જેવો છે. કહે છે કે સરખેજનાં મકાનો બંધાતાં ત્યારે આ લોકો ઇંટો પૂરી પાડતા હતા અને એમાંથી પોતાનો રોજો બાંધ્યો છે. એની પાસે હોજ છે એમાં અસલથી પાણી રહેતું નથી એમ કહેવાય છે.

પણ મલીકની નોકરી કરવાની ઇચ્છા બતાવતા. આ મલીક હજરત શાહઆલમ સાહેબના સેવક હતા અને નિમાઝ પઢતાં અગાઉ વજુ માટે પાણી લાવી હજરતના હાથ ઉપર રેડવાનું એમનું કાર્ય હતું. એમ કહેવાય છે કે શાહઆલમ સાહેબે આ મલીકની સેવાથી પ્રસન્ન થઈ ખુદા મલીકને પણ પોતાના જેવી પદવીએ ચડાવશે એવો આશીર્વાદ દીધો હતો. મિરાતે સિકંદરી અને મિરાતે અહમદીના લેખકોએ આ મલીકનાં લાંબાં વર્ણન કર્યાં છે.[૧૧]

સુલતાન મહમૂદ બેગડાએ મલીક દાવર ઉલ્મુલ્કને સૌરાષ્ટ્રમાં હાલારમાં જોડિયા પાસે આમરણના[૧૨] ફોજદાર નીમ્યા અને ત્યાંના રજપૂતો ઉપર લડાઈઓ કરી વશ કરવાનું કામ સોંપ્યું. એમ કહેવાય છે કે મલીક કચ્છમાં લશ્કર લઈ ગયેલા ત્યારે લશ્કરીઓના ઘોડાને જુવારનાં ખેતરોમાં ચરતા જોયા. મલીકે આ લશ્કરીઓને બોલાવી ઠપકો આપ્યો અને 'પારકો માલ મફત લઈ લેવા માટે ખુદાની બીક નથી' એમ પૂછ્યું. સૈનિકોએ ઘોડા ત્રણ દિવસથી ભૂખ્યા છે એવો ઉત્તર દીધો ત્યારે મલીકે પોતાનો ઘોડો એક લીલા ખેતરમાં છોડચો અને એ ઘોડો હાલ્યા ચાલ્યા વિના ઊભો જ રહ્યો. મલિકના ચારિત્ર્યના આવા દાખલાઓ ઉપરથી મલીકની સાધુતામાં લોકોની શ્રદ્ધા વધતી ગઈ. આ મલીકને એક રજપૂતે મજલિસમાં દગાથી મારી નાખ્યા.[૧૩]

૧૧. મિરાતે સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૩૭. મિરાતે અહમદી, ગૂ. ભા. અને નવાબઅલીની અ ૧૯૭ આવૃત્તિ. અમદાવાદના ઇતિહાસમાં મેં એનું વર્ણન નોંધ્યું છે. કા. ગેઝેટમાં આમરણના વર્ણનમાં અહેવાલ મળે છે.

૧૨. આ આમરણને તવારીખો અમરૂન લખે છે.

૧૩. સિકંદરીમાં લખે છે કે એક ખટપટીએ મલિકને એક રજપૂતની તલવાર જોવા કહેલું અને રજપૂતને એવું ભરાવેલું કે મલીક તલવાર જોઈને એને મારી નાંખવાનો છે. એ ઉપરથી મજલિસમાં રજપૂતે પહેલો મલીકને મારી નાંખ્યો. મલીકને સુલતાને હાલારના મૂર્તિપૂજકોને ઠેકાણે લાવવા નીમ્યો હતો એમ તવારીખકાર લખે છે એટલે ખટપટ કરતાં એને મારી નાંખવાનું રાજદ્વારી કારણ હોવું જોઈએ.

હાલારમાં આમરણ ગામમાં આજે એમની દરગાહ ખૂબ પ્રસિદ્ધ છે. તવારીખો એમની દરગાહના ચમત્કારોનું લાંબું વર્ણન કરે છે અને એમની કબરની ઝિયારત કરનારની મનઃકામના પૂર્ણ થાય છે એમ લખે છે. કહે છે કે લૂલાંઓ પગે ચાલીને જાય છે અરે આંધળાં દેખતાં થાય છે; અપુત્રને પુત્રપ્રાપ્તિ થાય છે અને નિર્ધનને ધન મળે છે; પગે બેડી પહેરી તેને તાળાં વાસીને બાધા રાખે છે તેમનાં તાળાં ત્યાં ખૂલી જાય છે. મિરાતે સિકંદરીનો લેખક કહે છે કે એના સમય (ઈ સ. ૧૬૧૧)માં એટલે મલીકના મરણ વછી ૧૩૫ વર્ષ પછી પણ લોકોની શ્રદ્ધા મલીકની દરગાહ માટે એવી ને એવી જ છે.[૧૪] ઈ. સ. ૧૭૬૧માં મિરાતે અહમદીનો કર્તા લખે છે કે એના સમયમાં દેશમાં અવ્યવસ્થા થઈ તે પહેલાં એણે મલીકની કબરની ઝિયારત કરવા જનારા જોયેલા હતા, અને આમરણમાં એમના ઉરસ વખતે મોટો મેળો ભરાતો એમાં એક લાખ રૂપિયાનો માલ વેચાતો. અમદાવાદથી ઘણો માલ જતો અને સૌરાષ્ટ્રથી ઘોડા ઊંટ અને બળદ આવતા. અમદાવાદથી માલ લઈને જનારા સરખેજ થઈને સોરઠ જતા અને સરખેજમાં મોટી મેદની ભરાતી. ઘણા લોકો સરખેજ સુધી મેળામાં જનારાઓને વળાવી પાછા આવતા. મલીકનો ઉરસ જિલકાદ માસની ૧૩ મી તારીખે થાય છે; અને તા. ૧૨ મીએ મલીકની પત્ની બીબી ફત્તહશાહની દરગાહે અમદાવાદમાં શાહપુર દરવાજા બહાર મેળો ભરાતો હતો.[૧૫] આમ આ અમીર મલીક

---

૧૪. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૪૧.

૧૫. મિરાતે અહમદી, ગૂ. ભા. એમાં લાંબું વર્ણન આપેલું છે. અહમદીની નવાબઅલી અને સીડનની અંગ્રેજી આવૃત્તિમાં આ મેળાને ગૂજરાતીઓ મેદની કહે છે એમ લખ્યું છે, તે ઉતારો પ્રો. કોમિસેરિયેટે પણ કર્યો છે. પણ નિઝામુદ્દીન સાહેબના ગૂજરાતી તરજુમામાં એ વાકચ નથી, અને મેદની એ એ જનસમૂહનો સામાન્ય શબ્દ છે, એટલે નવાબઅલીની આવૃત્તિનું વિધાન ખરું નથી.

દાવર ઉલ્મુલ્ક, દાવલશાહના નામથી આજે પણ સૌરાષ્ટ્રમાં પ્રસિદ્ધ છે.

## ગૂજરાતનો નૌકાસેનાધિપતિ મલીક અયાઝ

મહમૂદ બેગડાના રાજ્યકાલના રાજદ્વારી પુરુષોમાં પહેલું નામ મલીક અયાઝ સુલતાનીનું ગણવું જોઈ એ, કારણ કે એ સમયમાં એના જેટલો સત્તા તથા સંપત્તિવાળો બીજો કોઈ અમીર નહોતો. જન્મથી એ રશિયન હતો અને તુર્ક લોકોને હાથે કેદ પકડાયો હતો તેથી તેને ઇસ્તંબુલ લઈ ગયા હતા, અને દમાસ્કસના બસરા તથા પૂર્વના દેશો સાથે વેપાર કરનાર સોદાગરને વેચી દેવામાં આવ્યો હતો. એ વેપારી ગૂજરાતમાં વેપાર અર્થે આવ્યો હતો ત્યારે અયાઝની હોંશિયારી જોઈ એક મહામૂલ્યવાન રત્ન તરીકે એને સુલતાન મહમૂદને આપી દીધો. એણે સુલતાનની સાથે કેટલીક લડાઈઓમાં ભાગ લીધો હતો. એક વખત એવું બન્યું કે સુલતાન મહમૂદે માળવા ઉપર ચડાઈ કરેલી ત્યારે ખેતરમાં તંબુની બહાર સુલતાન ઊભો હતો તે વખતે એક બાજ પક્ષી શિકાર પકડીને ઊડતું હતું એમાથી કાંઈક પડયુ તે સુલતાન ઉપર પડયું અને મહમૂદને એ અપશુકન જેવું લાગ્યું; તે જ ક્ષણે અયાઝ પાસે ઊભો હતો તેણે તીરથી એ બાજને નીચે પાડયું. આ બનાવથી સુલતાન એના ઉપર એવો તો ખુશ થયો કે એને ગુલામીમાંથી મુક્ત કર્યો, અને મલીક બનાવ્યો. એ પછી અયાઝની ચડતી ઝડપથી થઈ અને રાજ્યના મુખ્ય અમીરોમાં એની ગણતરી થવા માંડી.[૧૬]

મલીક અયાઝની બહાદુરી જોઈ છેવટે એને સૌરાષ્ટ્રના દીવ બંદરનો સૂબો બનાવવામાં આવ્યો. ત્યાં એણે કિલ્લો બાંધ્યો અને વહીવટ એવી કુશળતાથી ચલાવ્યો કે ત્યાંનો વેપાર ઘણો વધ્યો. અરબી સમુદ્રમાં એ સમયે ફિરંગીઓનો ત્રાસ વધતો જતો હતો, એના ઉલ્લેખ પાછળ આવી ગયા છે. દીવ બંદરનું વર્ણન પણ આગળ

૧૬. આ વાત તવારીખમાં નથી. પોર્ચુગીઝ અહેવાલ ઉપરથી પ્રો. કોમિસેરિયેટે આપી છે.

બંદરોની સાથે કરીશું અને મલીક ગૂજરાતના નૌકાસૈન્યનો મીરેબહર—નૌકાસેનાપતિ હતો એની નોંધ પણ આગળ કરીશું. એના સમયમાં ફિરંગીઓ પરવાના વગર ગૂજરાતને બંદરે આવી શકતા નહિ. સિકંદરીનો લેખક લખે છે કે એના પોતાના સમય ( ઈ. સ. ૧૬૧૧ )માં એટલે કે મોગલાઈમાં જહાંગીરના સમયમાં સમય એવો તો પલટાઈ ગયો હતો કે ફિરંગીઓની પરવાનગી વિના કોઈ વહાણ ગૂજરાતના બંદરેથી ઊપડી શકતું નહિ અને માત્ર સુરત બંદરમાં એવું નહોતું છતાં પણ ત્યાંથી ઊપડેલું વહાણ એના ખારવાઓની જ હોંશિયારીથી સમુદ્રમાં જઈ શકતું.[૧૭]

મલીક અયાઝ રાજવી ઠાઠથી રહેતો અને એનો ખર્ચ મોટો હતો. એના નોકરોને એ જરીની કિનારવાળા મખમલનો પોશાક પહેરાવતો, અને જમવાનો સમય થતાં ભૂંગળ વગડાવતો કે જેથી કોઈ પણ ભૂખ્યો માણસ આવીને જમી શકે. જેટલા જમવા બેસે એમને એકસરખું ખાણું પીરસવામાં આવતું અને મલીક જાતે બેસીને એમાં ભાણા અંતર ન થાય એવી કાળજી રાખતો. મહેમાનો અને મહેમાનોના નોકરોને પણ ખૂબ કાળજી રાખીને જમાડતો. મલીક ખાણાનો એવો તો શોખીન હતો કે દુનિયાના બધા દેશોની વખણાતી ચીજો તૈયાર કરાવતો. ખોરાક પણ ઉત્તમ પ્રકારનો થતો હતો.[૧૮] એમ કહેવાય છે કે મેવાડનો રાણો સંગ એક વાર ગૂજરાત ઉપર ચડી આવ્યો ત્યારે ગૂજરાતના સુલતાન મુઝફ્ફર બીજાએ દીવ સંદેશો મોકલી મલીક અયાઝને મોટું લશ્કર લઈ બોલાવ્યો હતો. આ લડાઈની છાવણીમાં

---

૧૭. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૦૨. સિકંદર ખેદથી આ વાત લખવા છતાં સુરત બંદરથી ખારવાની હિંમતથી વહાણ જઈ શકતું એને "મોગલોની બહાદુરી અને મર્દાઈ" કહે છે તે વિચિત્ર વાત છે. મોગલો સમુદ્ર ઉપર પ્રભુત્વ જાળવી શક્યા નથી.

૧૮. મલીક એક દેશના મહેમાનોને બીજા દેશની વાનીઓ ચખાડતો અને ખુશ કરતો એમ કહેવાય છે.

મલીક અયાઝ બીજા અમીરોને ખાણું લેવા બોલાવતો અને જે ન આવી શકે તેમને ત્યાં ચીનાઈ રકાબીઓમાં ભરી તે ખાણું મોકલી આપતો. કેટલાક અમીરોને આથી અયાઝની મોટાઈની અદેખાઈ આવવા લાગી અને ખાણાની ના ન પાડી શકાયાથી એમણે એવી યુક્તિ કરી કે ચીની રકાબીઓ મલીકને ત્યાં પાછી ન મોકલવી એટલે રકાબીએ ખૂટશે ત્યારે ખાણું બંધ કરશે. મલીકના નોકરોએ આ વાત પોતાના માલિકને કહી ત્યારે એણે ખાણું ચાલુ રાખવા હુકમ કર્યો અને એમ એક મહિના સુધી ચાલ્યું. છેવટે અમીરોએ શરમાઈને રકાબીઓ પાછી મોકલી. મલીક અયાઝને નોકરો પણ ઘણા જ હતા અને એમાં માત્ર પાણી ભરનારા જ એક હજાર હતા. અયાઝે ચામડાનો એક મોટો હોજ કરાવ્યો હતો લશ્કરી હિલચાલ વખતે માણસો તથા હાથીઘોડા માટે એમાં પાણી ભરાવવામાં આવતું. સિપાઈઓને તલવાર ખંજરો સોના ચાંદીની મૂઠવાળાં આપવામાં આવ્યાં હતાં, અને મલીકના હલાલખોરોને પણ સારો શોભીતો પોશાક પહેરવા અપાતો હતો. એમ કહેવાય છે કે ગૂજરાતમાં એવો ઉદાર અમીર કોઈ થયો નથી. મલીક અયાઝને ત્રણ પુત્રો હતા. એમાં એક ચંગીસખાન ઇસહાક નામનો છોકરો એટલો બધો જાડો હતો કે એનું વજન કોઈ ઘોડો ઉઠાવી શકતો નહિ! એ તીરંદાજ હતો અને કુસ્તી પણ સારી કરતો હતો. એ સમયે એની સાથે કુસ્તીમાં ઊતરી શકે એવો કોઈ મલ્લ હતો નહિ.[૧૯] ઈ. સ. ૧૫૧૫ માં આવેલા ફિરંગી બારબોસાએ ગૂજરાતનું વર્ણન કર્યું છે. તેમાં લખે છે કે ખંભાતના રાજાનો મલીક અયાઝ નામે દીવમાં સૂબો હતો તે બહુ ન્યાયી, વિદ્યાવાળો, મહેનતુ અને ઉત્તમ સવાર હતો, તથા દૃઢ-નિશ્ચયી રાજદ્વારી પુરુષ હતો. એણે વ્યવસ્થિત તોપખાનું ગોઠવ્યું હતું, મહેમાનગીરીમાં ઉત્તમ હતો. પોર્ચુગલના રાજાના બળથી એ ડરતો હતો.

---

૧૯. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૪૧-૪૫.

## મુહાફિઝખાન

સુલતાન મહમૂદનો બીજો રાજદ્વારી અમીર અમદાવાદનો પ્રસિદ્ધ જમાલુદ્દીન મુહમ્મદ મુહાફિઝખાન હતો. એના પિતાનું નામ શેખ મુઈનુદ્દીન કુરેશી હતું. આ મુહાફિઝખાન ઉપર સુલતાનને ખૂબ વિશ્વાસ હતો અને ખાસ કરીને એની વ્યવસ્થાશક્તિ ઉત્તમ પ્રકારની લેખાતી હતી. એણે અમદાવાદના કોટવાલ અને ફોજદાર તરીકે દેશમાં ચોર લૂંટારાઓનો ઉપદ્રવ નાબુદ કર્યો હતો અને ગૂજરાતના રસ્તા સહીસલામત કરી ખુલ્લે બારણે સૂઈ શકે એવી શાંતિ સ્થાપી હતી એ ઉલ્લેખ પાછળ કરી ગયા. જ્યાં શરૂઆતમાં વ્યવસ્થા કરવાની હોય ત્યાં સુલતાન એને મોકલતો અને પાવાગઢની લડાઈ વખતે પણ એને ખાસ કામ સોંપવામાં આવ્યું હતું. એની દઢતા અને હોશિયારીથી પ્રસન્ન થઈ એને ઇલ્કાબો આપવામાં આવ્યા હતા અને સુલતાનની ગેરહાજરીમાં અમદાવાદ એને સોંપી એક વાર વઝીર જેટલી ઊંચી પદવીએ પણ ચડાવ્યો હતો. એણે પાવાગઢ ઉપરનો કિલ્લો પણ સુધરાવી મજબૂત કર્યો હતો. આ મુહાફિઝખાનનું નામ આજે તો એની સુંદર મસ્જિદથી ચિરંજીવ છે. આ નાની પણ ખૂબ સુંદર મસ્જિદ અમદાવાદમાં ઘીકાંટામાં રસ્તા ઉપર આવેલી છે એનું વર્ણન આગળ કરીશું. આ મસ્જિદ પોતાની ખાનગી ઉપયોગની છે એટલે ખાનનું ઘર પણ ઘીકાંટાના લત્તામાં હશે એમ માની શકાય. એનો રોજો મસ્જિદની બાજૂમાં જ છે.[૨૦]

## હુસમખાન, તારીખે બહાદુરશાહીનો લેખક

આ મુહાફિઝખાન એ તારીખે બહાદુરશાહી નામના ઇતિહાસના લેખકનો દાદો થાય. એનું નામ હુસમખાન હતું એટલે એના ઇતિહાસ-ગ્રંથને તારીખે હુસમખાની પણ કહેવામાં આવે છે. એણે એના સમયનો

૨૦. મિરાતે સિકંદરી અને તબકાતે અકબરીમાં મુહાફિઝખાનના ઉલ્લેખો પાછળ આપ્યા છે.

નજરે જોયેલો ઇતિહાસ લખ્યો છે અને મિરાતે સિકંદરી તથા હાજીઅદ્દબીરના અરબી ઇતિહાસમાં એના ગ્રંથમાંથી ઉતારા લીધેલા છે. સુલતાન મુઝફ્ફર બીજાના સમયમાં રાજકારણમાં એણે ભાગ લીધેલો અને સુલતાન બહાદુરશાહના સમયમાં હુમાયૂં પાદશાહ સાથેની લડાઈઓમાં પણ ભાગ લીધો હતો. મિરાતે સિકંદરીના કર્તાના પિતા જે હુમાયૂંની સાથે હતા, એણે આ હુસમખાનને પોતાના તંબુમાં સંતાડીને મરતો બચાવ્યો હતો.[૨૧]

## મલીક સારંગ

આ સમયનો બીજો એક રાજદ્વારી પુરુષ કિવામ ઉલ્મુલ્ક મલીક સારંગ છે. એનો બીજો ઇલ્કાબ મુખલિસ ઉલ્મુલ્ક છે અને અમદાવાદ શહેરના સારંગપુર લત્તા તથા દરવાજાથી આજે એનું નામ ચિરંજીવ છે. આ મલીક અને એનો ભાઈ મૂળ રજપૂત હતા અને લડાઈમાં કેદી તરીકે પકડાયેલા અને ઇસ્લામનો અંગીકાર કરવાની એમને ફરજ પડેલી. સુલતાન મહમૂદ બેગડાના સમયમાં ઘણી લડાઈઓમાં એણે ભાગ લીધો છે. પાવાગઢનો કિલ્લો એકાએક છાપો મારીને લીધો ત્યારે એમાં મુખ્ય ભાગ લીધો હતો. મહમૂદે દક્ષિણમાં બહાદુર ગિલાનીની સામે થતાં ડાભોલ બંદર ઉપર પગરસ્તે લશ્કર લઈ એને મોકલ્યો હતો. મલીક સારંગની સત્તા મહમૂદના પુત્ર મુઝફ્ફર બીજાના રાજ્યમાં ખૂબ વધી હતી. એ વખતે માળવામાં માંડુનો કિલ્લો લેવામાં એણે ખૂબ બહાદુરી બતાવી હતી. અને ચિતોડ ઉપર પણ એને મોકલવામાં

---

૨૧. જુઓ મારો અમદાવાદનો ઇતિહાસ--રાજદ્વારી પુરુષોના પ્રકરણમાં મુહાફિઝખાનનું વર્ણન. તારીખે બહાદુરશાહીના ઉતારા સિકંદરે લીધા છે તે ઇતિહાસને શોભે એવા છે પરંતુ એણે સાથેસાથે લોકોક્તિ પણ નોંધી છે અને બન્ને વાતો લખી પછી "ખરું ખોટું પરવરદીગાર જાણે" એમ ઉમેર્યું છે એ રીત નોંધપાત્ર છે. સર ડેનિસન રોસે આ હુસમખાનની વિગત એમના અરબી ઇતિહાસના ગ્રંથ બીજાની પ્રસ્તાવનામાં આપેલી છે.

આવ્યો હતો. એને મલીક અયાઝ સાથે સારો બનાવ નહોતો. એને થોડો વખત દીવનો સૂબો બનાવેલો ત્યારે એણે ફિરંગીઓને પકડેલા એમ તવારીખકાર કહે છે, પણ ફિરંગી લેખકો એ વાત કબૂલ કરતા નથી. મુઝફ્ફર બીજાના સમયમાં અમદાવાદમાં એ કુલ સત્તાધીશ હતો અને વૃદ્ધ તથા જૂનો અનુભવી હોવાથી એ સુલતાનની સામું બોલતો તોપણ સુલતાન એને કાંઈ કહી શકતો નહિ. એક વખતે મુઝફ્ફરશાહના આબદાર–પાણીખાતાના ઉપરીનું કામ પણ એણે કરેલું. સુપ્રસિદ્ધ નાગર અમીર મલીક ગોપી એનો ખાસ મિત્ર હતો એનું વર્ણન મુઝફ્ફરના સમયમાં કરીશું. મલીક બહુ અક્કલવાળો, હાજરજવાબી, અને વાક્પટુ ગણાતો હતો. સુલતાન બહાદુરના સમયમાં એક મલીક અમીર કમાલ નામે કવિ અને બોલવામાં સર્વને હસાવી જાણનાર હોશિયાર લેખક મલીક સારંગના કુટુંબનો હતો, અને સુલતાન બહાદુરશાહનો એ મિત્ર હતો. મલીક સારંગે સારંગપુરમાં પોતાનો રોજો અને મસ્જિદ બંધાવ્યાં છે. આ મસ્જિદને માટે મતભેદ પ્રવર્તે છે. કેટલાક સારંગપુર ચકલામાં આવેલી રાણી બીબીના નામથી ઓળખાતી મસ્જિદ મલીક સારંગની કહે છે, પરંતુ એની બાંધણી જોતાં એ સારંગના સમયમાં બંધાઈ હોય એમ લાગતું નથી. મસ્જિદમાં લેખ નથી એ દિલગીરીની વાત છે. તવારીખકાર કહે છે કે મલીકની મસ્જિદ સારંગપુર દરવાજા બહાર હતી. એટલે આજે સીદી બસીરના નામથી ઓળખાતી મસ્જિદ સારંગની હોય એવો સંભવ છે, અને સારંગપુર ચકલાની મસ્જિદની બાંધણી કરતાં આ મસ્જિદની બાંધણી જરા પાછળની અને સારંગના સમયની લાગે છે. એનું વર્ણન આગળ કરીશું.[૨૨]

---

૨૨. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૪૭–૪૮. આ અમીરની વધારે વિગત અમદાવાદના ઇતિહાસમાં એના વર્ણનમાં આપી છે, અને એની મસ્જિદની ચર્ચા હોપ, બર્જેસ, અને પ્રો. કોમિસેરિયેટના મતથી જુદા પડીને કરી છે.

## ખુદાવંદખાન મલીક અલીમ

એ સમયનો બીજો અમીર ખુદાવંદખાન મલીક અલીમ છે. 'અલીમ' શબ્દનો અર્થ જ્ઞાની થાય છે. મલીક અલીમ સુલતાન મુહમ્મદ બીજાનો જમાઈ થાય, એટલે મહમૂદ બેગડાનો બનેવી થાય. એ બોલવામાં ખૂબ ચતુર હતો અને સભારંજન પણ કરી શકતો હતો તેથી સુલતાન મહમૂદનો એના ઉપર ખાસ સ્નેહ હતો. મલીકે મહમૂદ જૂનાગઢ હતો ત્યારે શાહજાદા અહમદને ગાદીએ બેસાડી દેવાનું કાવતરુ કર્યું હતું એ વર્ણન પાછળ કરી ગયા છીએ. કાવતરું જ્યારે ખુલ્લું પડી ગયુ ત્યારે સુલતાને મલીકને કાંઈ સજા ન કરી અને કહ્યું કે "મલીક અલીમ વગર તે શી રીતે રહી શકાય?" એણે એ રીતે મલીકના ઘણા ગુના માફ કર્યા હતા એમ તવારીખકાર લખે છે. મલીકને ઘણી ભાષાઓ આવડતી હતી. એમ કહેવાય છે કે ગૂજરાતમાં તડબૂચ, અંજીર અને વાંસ પહેલવહેલાં દક્ષિણથી લાવીને આ અમીરે રોપાવ્યાં. તીર મારવામાં તથા દડાની રમતમાં એ હોશિયાર હતો અને કેટલાક દડા એકીસાથે હવામાં અધ્ધર રહે એવી રીતે ઉછાળી શકતો. પાછલી જિંદગી મલીકે ભક્તિ અને એકાંતવાસમાં ગાળી હતી. અમદાવાદની દક્ષિણે શાહઆલમના રસૂલાબાદની પાસે મલીક અલીમે અલીમપુર વસાવ્યું હતું અને ત્યાં પથ્થરની મસ્જિદ બંધાવી હતી તે મલીક અલીમની મસ્જિદ તરીકે પ્રસિદ્ધ છે. અલીમપુર મરાઠાઓના સમય સુધી આબાદ હતું અને લોકો એને ઇલમપુર કહેતા હતા. મસ્જિદની પાછળ શેખ કમાલ માળવીની કબર છે. જૈન કાવ્યોમાં આ અલીમપુરનો ઉલ્લેખ આશાવલની સાથે ઇલમપુર નામથી આવે છે. એની મસ્જિદ આજે સારી હાલતમાં છે અને અમદાવાદના સ્થાપત્યમાં ત્રીજી કે ચોથી ગણાય છે.[૨૩]

---

૨૩. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૪૫-૪૬. સિકંદરી બોલ ઉછાળવાનો અર્થ ચોગાન-પોલોની રમત એવો કરે છે. આ મલીકનું વિસ્તૃત વર્ણન અમદાવાદના ઇતિહાસમાં કરેલું છે.

## મલીક બહાઉદ્દીન વજીર

સુલતાન મહમૂદના સમયમાં વજીર જેવી ઊંચી પદવીએ ચડેલા મલીક બહાઉદ્દીનનો ઉલ્લેખ અહીં ખાસ કરવો જોઈએ. ઈ. સ. ૧૪૬૬ માં એ વજીર હતો, અને એને ઈમાદુલ્મુલ્ક અને ઇખ્તિયાર ઉલ્મુલ્કના ઇલ્કાબો હતા. ઈ. સ. ૧૪૮૧ માં એના અવસાન પછી મુહાફિઝખાન વજીર થયો હતો. શાહીબાગમાં મિયાંખાન ચિશ્તીની મસ્જિદ બાંધનાર મલીક મકસૂદ વજીર આ બહાઉદ્દીનનો ભાઈ થતો હતો. ખુદાવંદખાને સુલતાન મહમૂદની સામે કાવતરું કરેલું ત્યારે આ મલીક બહાઉદ્દીન સુલતાનને વફાદાર રહ્યો હતો. આ અમીરે અમદાવાદમાં નદીના કિનારા પાસે, શાહપુર અને દિલ્હી દરવાજા બહાર હાજીપુર નામનું પરું વસાવેલું એમ કહેવાય છે અને દૂધેશ્વરને રસ્તે જતાં બીબી અચુતકુકીની મસ્જિદના નામથી આજે ઊભેલી સુંદર અને પ્રસિદ્ધ મસ્જિદ એણે બંધાવેલી. બીબી અચુતકુકી મલીકની સ્ત્રી હતી એમ અહમદીના વર્ણન ઉપરથી સમજાય છે. આ મસ્જિદ અમદાવાદની એક સર્વાંગસુંદર મસ્જિદ પૈકી એક ગણાય એવી છે. મિરાતે અહમદીનો લેખક લખે છે કે એના સમયમાં મસ્જિદ ખૂબ વખણાતી (ઈ. સ. ૧૭૬૧) અને એના બન્ને મિનારા હલાવતાં એકમાંથી બીજામાં ગતિ પસાર થતી.[૨૪]

## હિંદુ અમીર રાયરાયાં

મહમૂદ બેગડાના એક હિંદુ અમીરનો ઉલ્લેખ તબકાતે અકબરીનો લેખક કરે છે. એનું નામ તવારીખકારે લખ્યું નથી, પરંતુ એને રાયરાયાંનો ઇલ્કાબ હતો એ ઉપરથી બીજા અમીરોના જેટલી ઊંચી પદવીએ એનું સ્થાન કહી શકાય. રાયરાયાં મલીક અલીમ ખુદાવંદખાન

---

૨૪. સિકંદરી અને તબકાતમાં એના ઉલ્લેખો જોઈ ગયા. મિરાતે અહમદીમાં બીબી અચુતકુકીની મસ્જિદના વર્ણનમાં એનો ઉલ્લેખ છે. અને અંગ્રેજી આવૃત્તિમાં બીબી અચુતકુકીને મલીકની સ્ત્રી કહી છે.

અને મલીક બહાઉદ્દીન વજીરનો ખાસ અંગત મિત્ર થતો હતો. ખુદાવંદખાનના મહમૂદ બેગડા સામેના કાવતરામાં એણે કુશળતાથી ભાગ લીધો હતો અને મલીક બહાઉદ્દીનને કાવતરાની ખબર આપી હતી. સિકંદરી કે અહમદીમાં આ અમીરનું નામ નથી, પરંતુ મહમૂદના સમયમાં આ નામ ખૂબ સૂચક છે અને હિંદુઓને મોટી અમીરી મળતી હતી એમ આ રાયરાયાં અને મલીક ગોપીનાં નામોથી સિદ્ધ થાય છે.[૨૫]

### મલીક કાલુ

સુલતાન મહમૂદ બેગડાનો એક ગુલામ અમીરની પદવીએ પહોંચ્યો હતો તે મલીક કાલુ અઝદઉલ્મુક હતો. એની ખાસ કાર-કીર્દિ મળતી નથી, પરંતુ એણે અમદાવાદમાં કાલુપુર નામથી પ્રસિદ્ધ પરું વસાવ્યું હતું અને આજે એ નામ તથા કાલુપુર દરવાજાના નામથી એનું નામ ચિરંજીવ છે. પાછળ મહમૂદની ન્યાયવૃત્તિની વાતમાં જોઈ ગયા તે પ્રમાણે બહાઉલ્મુલ્કે ખૂન કરાવેલા બે નિર્દોષ માણસોના ખૂનીઓને આશ્રય આપવા માટે મોટા અમીરો છતાં પણ આ મલીક કાલુ અને મલીક હાજી ઇમાદુલ્મુલ્કને દેહાંતની સજા કરી હતી.[૨૬]

### ઈસનપુર : મલીક અસસ

અમદાવાદની પાસે શાહઆલમના રસૂલાબાદ અને વટવાની વચ્ચે ઇસનપુર નામે પરું છે એમાં મલીક અસસ અથવા અસન કે ઇસિન નામના અમીરે એક સુંદર મસ્જિદ બંધાવી છે. આ મસ્જિદ અમદાવાદની બીજી મસ્જિદોની બાંધણીથી ભિન્ન છે અને રચના ખૂબ

---

૨૫. આ નામ માત્ર તબકાતે અકબરીમાં મળે છે. એનો ઉલ્લેખ પાછળ કરી ગયા છીએ. અમદાવાદના દરવાજા મહમૂદના અમીરોના નામ ઉપરથી થયા છે, તો રાયપુર અને રાયખડ દરવાજાનાં નામ આ રાયરાયાં સાથે સંબંધવાળાં હશે ?

૨૬. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૪૮.

સુંદર છે. એનું વર્ણન આગળ કરીશું. આ ઇસિનપુર એક વખત મનોહર વાડીઓવાળું આકર્ષક પરું હતું અને એની આસપાસ કોટ પણ હતો. મિરાતે સિકંદરીમાં આ પરાની સુંદરતાનું અને એની મોગરાની વાડીઓનું સુંદર વર્ણન કરેલું છે. ઇસિનપુર એક બાજૂએ વટવાવાળા કુતુબે આલમ સાહેબ અને બીજી બાજૂ રસૂલાબાદના શાહઆલમ સાહેબનાં પવિત્ર સ્થળોની વચ્ચે આવેલું હોવાથી 'કરીમ ઉલ તરફૈન—બન્ને તરફથી પવિત્ર' એમ એ સમયમાં કહેતા હતા. મલિક અસસ અથવા ઇસિનને ઇમાદઉલ્મુલ્કનો ખિતાબ હતો.[૨૭]

## તાજખાન સાલાર

અમદાવાદમાં તાજપુર વસાવનાર મલીક તાજખાન સાલાર પણ આ સમયનો મોટો અમીર હતો અને એ બહાદુર તથા ખૂબ ઉદાર તથા સખાવતો કરનાર હતો. આ કારણથી એની પછી એનો ખિતાબ લેવાની કોઈ અમીરની હિંમત નહોતી થઈ. પાછળથી મુઝફ્ફરના સમયમાં તાજખાન નરપાલીએ એનાથી વધારે સખાવતો કરી એ ખિતાબ લીધો હતો[૨૮] એનું વર્ણન આગળ કરીશું.

## મેહદવી પંથની સ્થાપના

આ તાજખાનના નામ સાથે સુલતાન મહમૂદ બેગડાના સમયની ધાર્મિક પ્રવૃત્તિની ઐતિહાસિક મહત્ત્વની એક ખાસ બિનાની નોંધ લીધા વગર ચાલે તેમ નથી, અને ગૂજરાતના મુસલમાન સમયના સાંસ્કૃતિક ઇતિહાસમાં આ બાબત ખાસ અગત્યની છે. આ મહત્ત્વની બિના તે મીર સૈયદ મુહમ્મદ નૂરબક્ષ જોનપુરીએ અમદાવાદમાં મેહદવી પંથની કરેલી સ્થાપના. આ પંથની હિંદુસ્તાનની ભૂમિ ઉપર પહેલી જાહેરાત અમદાવાદમાં તાજખાન સાલારની મસ્જિદમાં ઈ. સ. ૧૪૯૭ માં થઈ.

---

૨૭. સિકંદરી, ગૂ. ભા. પૃ. ૧૪૬-૪૭. અમદાવાદના ઇતિહાસમાં પણ એનું વર્ણન કરેલું છે.

૨૮. ઉપર મુજબ, પૃ. ૧૪૭.

ઇસ્લામમાં એક પરંપરા ચાલે છે કે કયામતના દિવસ પહેલાં, એટલે કે સૃષ્ટિના અંત વખતે ન્યાયના દિવસ પહેલાં ઇમામ મેહદીનો અવતાર થશે અને સાત વર્ષ સુધી દુનિયા ઉપર અમલ કરી અસ્ત પામતા ધર્મનો પુનરુદ્ધાર કરશે, અને વિશ્વમાં ન્યાય તથા સમાનતાની પુનઃ સ્થાપના કરશે. આ માન્યતા ઉપર હિજરી નવમી સદીથી મહેદી આવી ગયા કે નહિ એ બાબત મુસલમાનોમાં ચર્ચાવા લાગી. કેટલાક માનવા લાગ્યા કે ઇમામ મેહદી આવી ગયા છે અને બીજા માને છે કે હજી હવે આવવાના છે. એ બે ભિન્ન માન્યતાઓને લીધે હિંદુસ્તાનના મુસલમાનોમાં કેટલાક ઝઘડા થયા છે. ઇસ્લામમાં એવું મનાય છે કે મેહદીના પ્રકટ થયા પછી, નિમાઝ વખતે "તોબા" ( પશ્ચાત્તાપ ) પોકારાય તે કબૂલ થતી નથી. આ કારણથી મેહદી પંથના લોકો જે 'મેહદવી' કહેવાય છે એ નિમાઝ પઢ્યા પછી દુવા માંગતા નથી. જે લોકો આ વાત માનતા નથી એ મેહદવીઓને ધર્મ વિરુદ્ધના અને ગૈરમેહદી કહે છે.[૨૯]

હિંદમાં મેહદવી પંથના સ્થાપક સૈયદ મુહમ્મદ નૂરબક્ષ ઈ. સ. ૧૪૪૩ માં જોનપુરમાં જન્મ્યા હતા અને પાંચ વર્ષની નાની ઉમરે એમણે શાળામાં પોતાના જ્ઞાનથી વિદ્વાન શિક્ષકોને આશ્ચર્યમાં નાંખ્યા હતા. યુવાનીમાં એમણે લશ્કરમાં નોકરી લીધેલી. ચાળીસ વર્ષની ઉમરે ઈ. સ. ૧૪૮૨ માં એમણે જોનપુરમાં સાધુતાનો પંથ શરૂ કર્યો, અને મક્કા હજ કરવા ગયા ત્યાં પહેલવહેલી પોતાની જાતને ઇમામ મેહદી તરીકે જાહેર કરી. હિંદમાં આવ્યા પછી સૌથી પહેલા અમદાવાદ આવીને તાજખાન સાલારની મસ્જિદમાં મુકામ નાંખ્યો

૨૯. મિરાતે અહમદીની પુરવણીમાં ઓલિયાઓના વર્ણનમાં નૂરબક્ષી સૈયદના વર્ણનમાં આ મેહદી પંથનું વર્ણન કરેલું છે. નવાબઅલી અને સીડનની અંગ્રેજી આવૃત્તિમાં પણ એ જ વર્ણન છે. પ્રો. કૉમિસેરિયેટે એમના ઇતિહાસમાં પૃ. ૨૨૭-૨૯ માં બ્લૉકમૅનની આઇને અકબરી, ગૂ. નો અરબી ઇતિહાસ અને કૅપ્ટન માર્ડ્લ્સના લેખ ઉપરથી મેહદવી લોકોની હકીકત લખેલી છે.

અને પોતાને ઇમામ મહેદી તરીકે જાહેર કર્યા. એ મસ્જિદમાં સૈયદ રોજ છટાદાર ભાષણો આપતા અને એથી એમની કીર્તિ સાંભળી ઘણા લોકો એમના તરફ આકર્ષાયા. શાહઆલમ સાહેબના સગા સૈયદ શાહશેખજી એમને મળ્યા અને એમણે એવો અભિપ્રાય આપ્યો કે સૈયદ મુહમ્મદ આધ્યાત્મિક ઉન્માદની દશામાં છે. સુલતાન મહમૂદ બેગડાને પણ સૈયદ તરફ આકર્ષણ થયું હતું, પણ એના અમીરોને લાગ્યું કે સુલતાનમાં બુદ્ધિભેદ પેદા થશે તો રાજ્યમાં અવ્યવસ્થા થશે. છેવટે અમદાવાદના ઉલેમાઓએ સૈયદની વિરુદ્ધ ફતવો બહાર પાડ્યો અને સૈયદ પાટણ તરફ ચાલ્યા ગયા. એમની સાથે એમના બે સાથીદારો, મીર ખુન્દમીર[30] અને સૈયદ મહમૂદ પણ ગયા. પાટણમાં પણ એમણે મેહદી હોવાનો પ્રચાર કરવા માંડ્યો અને એ જિલ્લાના તથા આસપાસના ઘણા લોકો એમના પંથમાં ભળ્યા. આ ઉપરથી પાટણના ઉલેમાઓએ સૈયદને મારી નાંખવાનું જાહેર કર્યું એટલે સૈયદ ત્યાંથી ઉત્તર હિંદ તરફ ગયા, અને ત્યાંથી ખુરાસાન તરફ ગયા. ખુરાસાનમાં ફરાહ (Farrah) શહેરમાં તાવથી એમનું ૧૯ જીલકાદ હિ. સ. ૯૧૦ માં અવસાન થયું (ઈ. સ. ૧૫૦૫ એપ્રિલ ૨૩).[31]

એમના સાથીઓમાંથી સૈયદ ખુન્દમીર ગૂજરાતમાં પાછા આવ્યા અને સૈયદ મુહમ્મદ નૂરબક્ષને ઇમામ મેહદી તરીકે કબૂલ રાખી પંથનો પ્રચાર કરવા માંડ્યો. ઈ સ. ૧૫૨૩ માં એ પંથની સંખ્યામાં સારો વધારો થયો હતો અને ધર્મ વિરુદ્ધ હોવાના કારણે સુલતાન મુઝફ્ફર બીજાના હુકમથી અમદાવાદમાં કેટલાકને મારી નાંખવામાં આવ્યા હતા. પાટણ તરફ પણ એ પંથના લોકોની સામે લશ્કર મોકલવામાં

૩૦. આ મીર અગર સૈયદ ખુન્દમીર કયા તે નક્કી થઈ શક્યું નથી. આ સૈયદ ખુન્દમીર પાટણ પાસે માર્યા ગયાનું કહેવાય છે જ્યારે રાજપુરવાળા અમદાવાદમાં મરણ પામ્યા છે.

૩૧. કેપ્ટન માઇલ્સના લેખ ઉપરથી પ્રો. કોમિસેરિયેટે લીધેલો ઉતારો. કોઈ કહે છે કે સૈયદને ખુરાસાનમાં મારી નાંખવામાં આવ્યા હતા.

આવ્યું હતું અને ત્યાં પાટણ પાસેના ગામમાં પોતાના સો સાથીઓ સાથે સૈયદ ખુન્દમીર માર્યા ગયા. આ મહેદવી પંથમાં અમદાવાદના સુલતાનોમાં સુલતાન મહમૂદ ત્રીજો અને છેલ્લો ગૂજરાતી સુલતાન મુઝફ્ફર ત્રીજો, વજીર એતમાદખાન, શેરખાન, મુસાખાન ફાલુદી વગેરે અમીરો પણ હતા. પાલણપુરના સત્તાધીશો પણ આ પંથના હતા અને આજ સુધી છે. બાદશાહ શાહજહાંના સમયમાં શાહજાદો ઔરંગઝેબ અમદાવાદનો સૂબો હતો ત્યારે પાલણપુરના સૈયદ રાજુ અમદાવાદમાં રહેતા હતા. એમને શહેરના ધાર્મિક પુરુષો સાથે મતભેદ થતાં ઔરંગઝેબના હુકમથી મારી નાંખવામાં આવેલા. એમની કબર આજે શાહીબાગમાં છે, તેની દેખરેખ પાલણપુર દરબાર તરફથી રખાય છે, એની નોંધ આગળ લઈશું. આ મેહદી પંથમાં અમદાવાદમાં પીંજારા, ખરાદીઓ, દૂધ વેચનારાઓ, અને કેટલાક કારીગરો છે. પાલણપુર એમનું મોટું મથક છે. એ ઉપરાંત ધોળકા, દસાડા, માંડલ અને વિરમગામમાં પણ એ પંથના માણસો છે.[૩૨] આ પ્રમાણે સુલતાન મહમૂદ બેગડાના સમયમાં અમદાવાદમાંથી આ મહેદી પંથ શરૂ થયો અને મેહદવીઓ આજ સુધી ગૂજરાતમાં છે.

સુલતાન મહમૂદ બેગડાની અરધી સદીના રાજઅમલમાં ગૂજરાતમાં નામાંકિત મહાપુરુષો થઈ ગયા અને તેમનાં નામ આજ સુધી ચિરંજીવ રહે એવી સુંદર યાદગીરીઓ એમણે ગૂજરાતના પાટનગરમાં મૂકી છે. આ બધા મુસલમાન છે, પણ કોઈ કોઈ હિંદુ પણ ઊંચી પદવીએ પહોંચેલા છે એ પણ જણાઈ આવે છે.



૩૨. મિરાતે અહમદી. પુરવણી, ગૂ. ભા. પૃ. ૭૫–૭૮.

## પ્રકરણ ૨૯મું

### મહમૂદ બેગડાના સમયનાં બાંધકામ

#### અરધી સદીમાં સ્થાપત્યની પ્રગતિ

"શાહઆલમ સરખેજની શોભા શી રીતે વર્ણાય રે;
અસલી ઇમારત હુન્નર આગળ ઇજિનેરી લજવાય.
રમિયે ગૂજરાતે."
—નવલરામ

સુલતાન મહમૂદ બેગડાનો સમય જેમ ગૂજરાતની સંપતિ અને સમૃદ્ધિ માટે ઉત્તમ ગણાય છે, ગૂજરાતમાં થયેલા નામાંકિત પુરુષો માટે ઉત્તમ ગણાય છે તેમ બાંધકામની પ્રવૃત્તિ માટે પણ ઉત્તમ ગણાય છે. નામાંકિત પુરુષોનાં નામની પેઠે બાંધકામ પણ આજ સુધી મૂર્તિમાન ઊભાં છે. આ અરધી સદીના લાંબા સમયમાં સ્થાપત્યને પુષ્કળ વેગ મળ્યો છે, અને હિંદ તેમ જ હિંદની બહારના સ્થાપત્ય અને કલામાં રસ ધરાવતા માણસોને આકર્ષણ થાય એવું સ્થાપત્ય ગૂજરાતના પાટનગરમાં અને ચાંપાનેરમાં આજે પણ શોભી રહ્યું છે. સુલતાન મહમૂદ બેગડા પછી એના પુત્ર મુજફ્ફરશાહ અને એના પુત્ર બહાદુરશાહના સમયમાં પણ કેટલાંક ઉત્તમ મકાનો થયાં છે ગૂજરાત સલ્તનતનો અંત પણ બહાદુરશાહ પછી થોડાં વર્ષોમાં જ આવ્યો છે, એટલે પાછલા ભાગનાં મકાનોને પણ આ પ્રકરણમાં વર્ણવી શકાય. પરંતુ એથી લંબાણ ખૂબ થઈ જાય એટલે એ બધાંનું વર્ણન સલ્તનતના અંતભાગમાં કરીશું.

## મકાનોના સમૂહો

ગૂજરાતના મુસલમાન સ્થાપત્યમાં મકાનોના કેટલાક સમૂહો છે. આ સમૂહોનાં મકાનો એક જ સમયમાં બંધાયાં નથી. કેટલીક વાર સોથી દોઢસો વર્ષના ગાળામાં બધાં મકાનો બંધાયાં કે સમરાવાયાં છે. સમારકામ પાછળથી થયું હોય તો એમાં તત્કાલીન સમયના સ્થાપત્યની ભાત સ્પષ્ટ જણાઈ આવે છે. એ રીતે અમદાવાદમાં સરખેજનાં, વટવાનાં અને શાહઆલમ સાહેબનાં મકાનોના સમૂહ ખાસ નોંધને પાત્ર છે.

### સરખેજમાં શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષનો રોજો

આ ત્રણ સમૂહોમાં સર્વથી વધારે અગત્યનો અને આકર્ષક સમૂહ સરખેજનો છે. અમદાવાદની સ્થાપનામાં મુખ્ય ભાગ લેનાર અને હિંદના મુસલમાન સંતોમાં અગ્ર પંક્તિઓમાં સ્થાન લેનાર સુપ્રસિદ્ધ સંતશિરોમણિ શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબની દરગાહ અહીં છે અને એથી સરખેજ મુસલમાનોમાં યાત્રાના સ્થાન જેવું ગણાતું હતું. શેખ અહમદ ખટ્ટુના ચારિત્ર્યનું વર્ણન પાછળ અહમદશાહના પ્રકરણમાં કરી ગયા. શેખ ૧૧૧ વર્ષની ઉમરે ઈ. સ. ૧૪૪૬ માં જિન્નતનશીન થયા. એમનો રોજો સુલતાન મુહમ્મદશાહે એ જ સાલમાં બંધાવવા માંડયો તે ૧૪૫૧ માં સુલતાન કુતુબુદ્દીને પૂરો કર્યો. મહમૂદ બેગડો આ સંતનો ભક્ત હતો અને શેખના પવિત્ર સાન્નિધ્યમાં પોતાની હમેશની આરામગાહ કરવાનું સુલતાનને ઠીક લાગવાથી પોતાના જીવતાં જ શેખસાહેબના રોજાની સામે પોતાનો રોજો બંધાવ્યો, અને એની પાછળ મોટું ૮૩૦ × ૭૦૦ ફૂટના વિસ્તારનું તળાવ ખોદાવી એ તળાવને કિનારે પોતાને શાંતિ અને ભક્તિમાં સમય પસાર કરવાનું મન થાય ત્યારે આવીને રહેવા માટે એક મહેલ બંધાવ્યો. આ તળાવની ચારે બાજૂ એક સમયે મકાનો હતાં.

સરખેજનાં મકાનોમાં મોટા ચોકમાં સંત અહમદ ખટ્ટુનો રોજો મુખ્ય છે. એ ગૂજરાતના રોજાઓમાં સર્વથી મોટો છે. ૧૦૪ ફૂટ ચોરસ ઉપર એ બાંધેલો છે. વચલા ઘૂમટનું જે ચોરસ પડે છે તેની હારમાં ચારે બાજૂએ છેક ભીંત સુધી થાંભલાની બેવડી હાર કરેલી છે. રોજાની બહારની અને અંદરની ભીંતોમાં સુંદર ભૌમિતિક આકૃતિઓ દોરેલી છે. એમાં પૂર્વ તરફની બે જાળીઓ લાલ દરવાજાની સુપ્રસિદ્ધ સીદી સૈયદની જાળી જેવી જ છે. કલાવિવેચક ફર્ગ્યુસને આ જાળીઓની ખૂબ તારીફ કરેલી છે. રોજાની સામે સોળ થાંભલાનો હિંદુ મંદિરોમાં હોય એવો જુદો, સાદો મંડપ કરેલો છે.[2]

## સુલતાન મહમૂદ બેગડાની કબર

મુખ્ય રોજાની સામે ચોક ને એક ખૂણે સુલતાન મહમૂદ બેગડાની દરગાહ છે. એનો રોજો પણ સામાન્ય રીતે મોટો છે અને આસપાસ ભૌમિતિક જાળીઓ કરેલી છે. એનું માપ ૭૫x૭૧ ફૂટનું છે. મહમૂદની આરસની કબર ખૂબ સુંદર નકશીથી શણગારેલી છે. અને એની બાજૂમાં એના પુત્ર સુલતાન મુજફ્ફરની અને મહમૂદ ત્રીજાની કબરો છે, એની બાજૂમાં જ બીજા રોજામાં સુલતાનની બેગમોની કબરો છે, એમાં મુખ્ય રાણી રાજબાઈની છે. રાણીઓના રોજાની જાળીઓમાં પક્ષીઓની અને શિરોઈની આકૃતિ નોંધપાત્ર છે. રોજાની પશ્ચિમની ભીંતમાં

---

૧. હિંદમાં સર્વથી મોટા છ મુસલમાન સંતોમાં અહમદ ખટ્ટુ ગંજબક્ષનું સ્થાન કહેવાય છે.

૨. આ વર્ણન, મારા અમદાવાદના ઇતિહાસમાં આપેલું વિસ્તૃત વર્ણન તથા અમ. ગેઝેટિયર, મિરાતે અહમદીની પુરવણી, તથા અમદાવાદના આર્કિઓલોજિકલ સર્વેનો ડૉ. બર્જેસનો ગ્રંથ એ બધા ઉપરથી સાર રૂપે લીધું છે. લાલ દરવાજાવાળી માત્ર ભૌમિતિક જાળી સાથે જ આ સરખામણી છે.

સુંદર નકશીવાળા નાના મહેરાબ કરી મસ્જિદનો[3] દેખાવ કરેલો છે. મહમૂદે આ કબર પોતાની હયાતીમાં કરાવેલી અને પોતે સરખેજ આવે ત્યારે એની પાસે બેસી કહેતો કે "આ મહમૂદની છેલ્લી છાવણી છે."

## સરખેજની મસ્જિદ

મોટા ચોકની પશ્ચિમે સરખેજના સમૂહની મોટી મસ્જિદ છે, અને એનું કદ જુમામસ્જિદથી જ માત્ર ઊતરતું કહી શકાય એવું મોટું છે. ચોક સાથે મસ્જિદનો વિસ્તાર ૪૩૦૦ ચોરસ વાર છે અને આસપાસ પડાળીઓ છે. મસ્જિદ છેક સાદી છે. એનો મહોરો એકસરખો છે અને બાંધણી થાંભલા તથા પાટડાની સાદી છે. આ મસ્જિદમાં કમાન કે મિનારા નથી. લિવાનનું માપ ૧૫૦×૬૬ ફૂટ છે, અને બાદશાહી મસ્જિદોની પેઠે એમાં સ્ત્રીઓને માટે મુલુકખાનું પણ છે. ડૉ. બર્જેસ આ મસ્જિદને સુંદર માને છે અને એને માત્ર આગ્રાની મોતી મસ્જિદથી જ ઊતરતી ગણે છે. ડૉ. બર્જેસ સ્થાપત્યના મોટા વિવેચક છે. બાકી પ્રાકૃત માણસને આ મસ્જિદમાં કાંઈ આકર્ષણ દેખાતું નથી.[4]

આમ છતાં મુખ્ય રોજો અને એનો ચોક એક બાજૂ મસ્જિદ અને બીજી બાજૂ મહમૂદશાનો રોજો, અને એ બન્નેની વચ્ચેથી તળાવમાં ખૂણો પાડીને કરેલાં સુંદર ઘાટનાં પગથિયાં, અને ત્યાંથી

---

૩. રોજો અને કબર હોય ત્યાં મસ્જિદ હોવી જોઈએ એ માન્યતાની વિચિત્રતા અહીં દેખાય છે. બાજૂમાં મોટી મસ્જિદ છે છતાં એ મુખ્ય રોજાની છે, એટલે બાદશાહની કબરોના રોજાની અંદર મસ્જિદનો દેખાવ કર્યો છે.

૪. વિશાળતાની દૃષ્ટિએ અને સાદાઈની દૃષ્ટિએ મસ્જિદ સારી છે. બધું રોજાઓ સાથે સમગ્રતાથી જોતાં પણ સારું છે. પરંતુ ડૉ. બર્જેસ વગેરે મસ્જિદની બાંધણીનાં જે વખાણ કરે છે એવું કાંઈ લાગતું નથી. થાંભલાની રચના પણ જુમા મસ્જિદના થાંભલાની પેઠે વૈવિધ્યવાળી નથી.

દેખાતો તળાવનો તથા એને કિનારે આવેલા મહેલનાં ખંડેર તથા દરવાજાનો ભવ્ય દેખાવ ખૂબ જ મનોહર લાગે છે. ધાર્મિક મકાનો સિવાયનો બાદશાહી સમયનો આ એક નાનો ખંડેર થયેલો ટુકડો પણ રમ્ય લાગે છે, અને તળાવ જ્યારે પાણીથી ભરેલું હોય ત્યારે અમદાવાદની નજીકના એક સર્વાંગ સુંદર સ્થાન તરીકે આ સમૂહને કહી શકાય એવું એ આકર્ષક છે. તળાવનાં ગરનાળું અને ગરણી કાંકરિયાની પેઠે સુંદર નકશીથી ભરેલાં છે.

### બીજા રોજાઓ

આ રોજાની બહાર એક મોટો રોજો છે તે કોનો છે તે જણાયું નથી. એની પશ્ચિમે એક નાની સુંદર મહેરાબની કોતરણીવાળી મસ્જિદ છે. એ જાતની એ નાનામાં નાની મસ્જિદ ગણાય છે અને એને કલંદરની મસ્જિદ કહે છે. એ માટે આધાર મળતો નથી. ગૂજરાત સલ્તનતના અંત ભાગમાં હબસી અમીરો અને મોગલાઈમાં મીરઝાં અઝીઝ કોકા સરખેજમાં દટાયા છે એવા ઉલ્લેખો મળે છે. બીજા પણ ઘણા અમીરોએ સરખેજમાં દટાવું પસંદ કરેલું છે. રોજાની આસપાસ ખંડેરો નજરે પડે છે, અહમદ ખટ્ટુના રોજાથી થોડે દૂર અમદાવાદની સ્થાપનામાં ભાગ લેનાર બાર બાવાઓમાંના એક બાવા અલીશેરનો રોજો છે. મુસલમાનોમાં એવી માન્યતા છે કે સરખેજની ઝિયારત કરવા જતાં પહેલાં જ બાબા અલીશેરના રોજામાં જવું. આ રોજામાં રાત્રિના ભાગમાં કોઈ જતું નથી. પહેલાં સાબરમતીનો પ્રવાહ સરખેજની નજીક વહેતો હતો તે હવે થોડો દૂર ગયો છે. સરખેજ પ્રાચીન સ્થળ છે અને સાબરમતી પુરાણમાં એનું નામ શ્રીક્ષેત્ર છે.[૫] સરખેજ અને એનાં મકાનોનો સમૂહ એ એક એવું સુંદર

---

૫. જુઓ મારા અમદાવાદના ઇતિહાસમાં સરખેજનું વર્ણન. મુસલમાનોમાં એવી માન્યતા હતી કે એ, સંતપુરુષ રાત્રે વાઘ થઈને રહેતા, એ ઉપરથી એમનું નામ પડ્યું છે અને રાત્રે રોજામાં કોઈ રહેતું નથી.

સ્થળ છે કે અમદાવાદના ઇતિહાસપ્રેમી લોકોએ અહીં સહેલગાહનું સ્થળ બનાવવું જોઈએ, અને તળાવને એક કાંઠે આવનારને સગવડ પડે એવું મકાન બાંધી સમાજની રસવૃત્તિને પોષવી જોઈએ. આટલું સૂચન કરવાનું અહીં યોગ્ય લાગે છે.

## રસૂલાબાદનાં મકાનોનો સમૂહ

હવે મકાનોના બીજા ઉત્તમ સમૂહ તરીકે શાહઆલમ સાહેબના રોજાનાં મકાનોનું વર્ણન કરીએ. ઐતિહાસિક ક્રમ તરીકે એનું વર્ણન હજી આગળ થાય, પરંતુ હજરત સાહેબનું જીવન આ સમયમાં વ્યતીત થયું હતું અને મકાનોનો સમૂહ એ પછી ધીમેધીમે વધતાં ઘણાં વર્ષો થયાં હતાં. હજરત કુતુબે આલમ સાહેબ સિંધથી પાટણ થઈ અમદાવાદ આવ્યા ત્યારે પ્રથમ આશાવલમાં રહ્યા હતા અને પાછળથી બુખારી સૈયદોને વટવાનું સ્થાન મળ્યું ત્યાં રહેવા લાગ્યા. એમના પુત્ર શાહઆલમ સાહેબને સુંધબામંપ્રોલ ગામ (દાનીલીંમડા) પાસે જગ્યા મળી અને એમણે ત્યાં વાસ કરી રસૂલાબાદ વસાવ્યું. આજે કાંકરિયા તળાવની પાછળ અરધો માઈલ છેટે રસૂલાબાદનાં વિસ્તૃત ખંડેરો નજરે પડે છે. અમદાવાદથી વટવા જતી મોટર ગાડીઓ રસૂલાબાદના કોટને અડીને જાય છે. અને શાહઆલમનાં મકાનોની ભવ્યતા આજે પણ જોઈ શકાય છે. કોટનો કેટલોક ભાગ તૂટેલી હાલતમાં છે. કોટમાં રાજગઢ હોય એમ અંદર ચોક છે એમાં શાહઆલમ સાહેબનો રોજો છે. ચોક સાથે બધાં મકાનોનું ક્ષેત્રફળ આશરે ૨૪,૪૦૦ ચોરસવાર કહેવાય છે. આ મકાનોના સમૂહને બે દરવાજા છે એમાં પશ્ચિમ તરફનો દરવાજો રોજાની સામે છે, જ્યારે ઉત્તર તરફનો દરવાજો રાજગઢ હોય એવો ભવ્ય છે અને તે હમેશાં ખુલ્લો રહે છે.

## શાહઆલમનો રોજો

મુસલમાનોમાં ઘણે ભાગે રાજાઓ પોતાના રોજા પોતાના

જીવતાં બાંધવાનું પસંદ કરે છે, જ્યારે સંત લોકોના રોજા પાછળથી એમના શિષ્યો બાંધે છે. આમ શાહઆલમ સાહેબનું અવસાન ઈ. સ. ૧૪૭૫ માં થયું અને એમનો રોજો પાછળથી ઈ. સ. ૧૫૩૧ માં તાજખાન નરપાલીએ બંધાવ્યો. એટલે સંતના મરણ પછી અરધી સદી સુધી એમની કબર ઉપર કેવું મકાન હશે તે જાણવાનું સાધન નથી. તાજખાને બંધાવેલો રોજો અમદાવાદના રોજાઓમાં સુંદર ગણાય એવો છે. એની આસપાસની ભૌમિતિક આકૃતિઓની જાળીઓ ખૂબ સુંદર છે અને દરવાજાનાં બારણાંની નકશી પણ ઉત્તમ છે. ૨૮, ૨૦, અને ૧૨ થાંભલાના સમાંતર ચતુષ્કોણ એક બીજાની અંદર આવેલા છે. અંદરના ૧૨ થાભલાના ચોરસ ઉપર વચલો ઘૂમટ છે. અને એની બહાર પડાળી છે એમાં સુંદર જાળીઓ કરેલી છે. શાહ-આલમના રોજાની આ જાળીઓ એટલી જાણીતી હતી કે શહેરની અતલસના કાપડ ઉપર જો શાહઆલમની જાળીઓની ભાત છાપેલી હોય તો એક સમયે એના પૈસા વધારે ઉપજતા હતા.[૬] કબરની ઉપર સરખેજ જેવી છીપના સુંદર જડિત કામવાળી લાકડાની છત્રી છે. ઘૂમટમાં પણ છીપનું સુંદર જડિત કામ ગ્યાસુદ્દીન અલી અસફ-ખાને કરાવેલું છે. પિત્તળના નકશીવાળાં કમાડ પાછળથી મૂકેલાં છે અને અમદાવાદમાં પિત્તળનું ઉત્તમ કામ થતું હતું એ સિદ્ધ કરે છે. પડાળીને પૂર્વ છેડે સાત કબરો છે તે શાહના પુત્રપૌત્રોની છે અને એક નાની કબર એમના પોપટની છે.[૭] તાજખાન નરપાલીએ આ રોજો બાંધ્યો તેનો લેખ દરવાજા ઉપર આરસની તખ્તીમાં છે તેનો સાર આ પ્રમાણે છે:—

---

૬. અમદાવાદના ઇતિહાસમાં શાહઆલમના રોજાનું વર્ણન.

૭. અમદાવાદનો ઇતિહાસ. છીપનું કામ કરાવનાર અસફખાન તે નૂરજહાંના ભાઈ અસફખાનનો સસરો ગ્યાસુદ્દીનઅલી અસફખાન, એમ ડૉ. બર્જેસ લખે છે.

## રોજાનો તાજખાનનો લેખ

"રસૂલાબાદ સ્વર્ગ જેવી આહ્‌લાદજનક જગ્યા છે. જેને સ્વર્ગનો બાગ જોવાની ઇચ્છા હોય તે દુનિયાના ચંદ્ર જેવા શાહઆલમ સાહેબના તેજસ્વી રોજાનું દર્શન કરો. આ સ્થળ 'દારઉલ અમન' (મક્કા) જેવું સ્વચ્છ અને સુરભિવાળું છે. આસપાસ જુદી જુદી જાતનાં ગુલાબ વાવેલાં છે તેથી પવન દરેક ક્ષણે સુવાસ ફેલાવે છે. વૃક્ષોની ઘટા આસપાસ એવી છે કે તેના જોનારથી "આ કેવું મનોહર છે" એમ બોલાઈ જવાય છે. ઘૂમટ જોનારને વીંધેલાં મોતી પરોવીને કરેલો હોય એવો લાગે છે. બાજૂમાં મુસ્તફાસર છે તે સ્વર્ગના હોજ "કૌસર" જેવું છે. આ ઘૂમટનો બાંધનાર સંતના ઉમરાનો સેવક બુરહાનનો પુત્ર અબ્દુલ લતીફ છે અને એનો ખિતાબ મજલિસે સમી ખાને આઝમ તાજખાન છે. બાંધ્યાની તારીખ "હમ ચું જન્નત ઉલ ફિરદૌસ"–સ્વર્ગના બાગ જેવો–એ શબ્દો ઉપરથી નીકળે છે, એટલે હિ. સ. ૯૩૮, ઈ. સ. ૧૫૩૧–૩૨ થાય છે.[૮]

શાહઆલમના મુખ્ય રોજાની સામે એવી જ બાંધણીનો બીજો રોજો છે અને એમાં મુખ્ય કબર એમનાથી છઠ્ઠા પીર સૈયદ મકબૂલે આલમ સાહેબની છે. આ રોજો અંદરથી શાહઆલમ જેટલો સુંદર નથી.[૯] અંદર બીજી કબરો છે તે એમના વંશજો, સૈયદ મકસૂદ આલમ, બદરે આલમ, જલાલુદ્દીન, અને મહેબૂબે આલમની છે. રોજાની દક્ષિણે ઘણી કબરો છે એમાં એક છત્રીવાળી મોટી કબર સૈફખાનની છે. એ સૈફખાન મોગલ સમયમાં ઈ. સ. ૧૬૩૫ માં ગૂજરાતનો

---

૮. પ્રો. કોમિસેરિયેટનો અંગ્રેજી ઇતિહાસ એમાં લેખનો તરજુમો આપેલો છે. 'દારઉલ અમન'નો અર્થ શાંતિનું સ્થળ એવો થાય છે.

૯. આર્કિયોલોજિકલ સર્વેના ગ્રંથમાં વિગત આપેલી છે. અમદાવાદના ઇતિહાસમાં એમના વંશજોનાં નામ આપ્યાં છે. મિરાતે અહમદીના સંતોના પ્રકરણમાં એ બધાનું વિસ્તૃત વર્ણન મળે છે.

સૂબો હતો અને આઝમખાન સૂબો થયા પછી એ અમદાવાદમાં ૧૬૪૦ માં મરણ પામ્યો હતો.[૧૦] મુખ્ય રોજાઓની વચ્ચે જાળીવાળી નાની છત્રીમાં વડોદરાના નવાબ નાસીરુદ્દીનની કબર છે.

## મસ્જિદ અને બીજાં મકાનો

બીજા રોજાની બાજૂમાં મેદાનની વાયવ્યમાં મોટી મસ્જિદ છે. એ પાછળથી મુહમ્મદ સાલેહ બદક્ષીએ બંધાવી છે અને એના મિનારા નજાબતખાને બનાવ્યા તે જહાંગીરના સૂબા સૈફખાને ઈ. સ. ૧૬૨૦ માં પૂરા કર્યા. મસ્જિદને બન્ને છેડે મોટા ૯૦ ફૂટ ઊંચા મિનારા છે. એ ૧૮૧૯ના ભૂકંપમાં હાલી ગયેલા તે પાછળથી સમરાવેલા છે. મસ્જિદનું ઘાબું કમાનો ઉપર કરેલું છે, એથી એની બાંધણી બીજી મસ્જિદોથી જુદી પડે છે. એક થાંભલા ઉપર ચાર કમાનો ઉતારેલી છે અને આ બાંધણી હિંદુસ્તાનમાં સામાન્ય છે. મસ્જિદની સામે મોટું ટાંકું છે: એનો વિસ્તાર ૭૨ ફૂટ ચોરસ છે. મેદાનની ઈશાને મોટું જમાતખાનું અથવા દીવાનખાનું છે. જૂના દીવાનખાનાની જગ્યાએ સુલતાન મુઝફ્ફરે એ બંધાવેલું તે ઈ. સ. ૧૭૮૦ માં જનરલ ગોડાર્ડ-ના ઘેરા વખતે એના છાપરાનો ઉપયોગ થયો હતો. હાલ એના ઉપર ઘાબું છે. પશ્ચિમના દરવાજાની બહાર મુસ્તફાસર તળાવ છે તે તાજખાનની સ્ત્રીએ બંધાવ્યું હતું.[૧૧]

આમ શાહઆલમનાં મકાનોનો સમૂહ અમદાવાદનું આકર્ષણ છે. અહીં એનું ટૂંકું વર્ણન માત્ર કર્યું છે. સ્વતંત્ર બાદશાહીના સમયમાં શાહઆલમ સાહેબની ગાદી આગળ મહારાજ્યની લક્ષ્મી ઊભરાતી

---

૧૦. આ સૈફખાનને મુઝફ્ફર બીજાના સરદાર તરીકે ડૉ. બર્જેસ લખે છે તે ભૂલ છે. મિરાતે અહમદીથી આ બાબત સ્પષ્ટ થાય છે. પ્રો. કો. નો ઇતિહાસ. પૃ. ૨૧૨, નોંધ ૨.

૧૧. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૧૨-૧૫.

હતી. ઔરંગઝેબનો સમય આવતા સુધીમાં રોજાના ખર્ચ માટેનાં ગામો પૈકી થોડાં રહ્યાં હતાં. બ્રિટિશ અમલમાં ઇસનપુર, વાસણા, ફતેહપુર અને સારસા માત્ર રહ્યાં.

### ઈસનપુરની મસ્જિદ

શાહઆલમથી આગળ વટવામાં મકાનોના ત્રીજા સમૂહનું વર્ણન કરતાં પહેલાં, રસૂલાબાદ અને વટવાનાં પવિત્ર સ્થળોની વચ્ચે આવેલા ઇસનપુરની મસ્જિદનું ટૂંકું વર્ણન કરવા જેવું છે. એ મલીક અસસ અથવા ઇસનનું વર્ણન પાછળ કર્યું એણે બંધાવેલી છે. એની બાંધણી અમદાવાદની બીજી બધી મસ્જિદોથી જુદી પડે છે. એનો મ્હોરો તદ્દન જુદી જાતનો છે અને એની વચ્ચેની ત્રણ કમાનો જયપુરી કમાનોના ઘાટની છે. ચોક અને પડાળીઓની વચ્ચેના ભાગમાં રોજો છે એ પણ જુદી ભાત પાડે છે અને એમાં મલીક ઇસનની કબર છે. મસ્જિદને મિનારા નથી અને નકશી પણ કરેલી નથી, પણ બાંધણી એકંદરે ખૂબ મનોહર છે.[૧૨] શાહઆલમથી ચંડોળા તળાવનો કિનારો સૃષ્ટિસૌંદર્યથી ભરેલો છે અને એને કિનારે થઈને આંબાની સુંદર વાડીઓની વચ્ચે ઇસનપુર આવેલું છે. એની આગળ ઘટાદાર બગીચા જેવી વાડીઓ વટાવી વટવાનો રોજો દૂરથી દેખાય છે. વટવા પાસે આવતાં વિસ્તૃત ખંડેરો નજરે પડે છે.

### વટવામાં કુતુબે આલમ સાહેબની દરગાહ

વટવાના રોજામાં બુખારી સૈયદોની ગૂજરાતમાં સ્થાપના કરનાર સંતશિરોમણિ સૈયદ બુરહાનુદ્દીન કુતુબે આલમ સાહેબની દરગાહ છે. એ અમદાવાદ વસ્યું ત્યારે આશાવલમાં આવીને રહેલા અને પાછળથી વટવામાં સ્થાયી મુકામ કરેલો. એમનું વર્ણન પાછળ અહમદશાહના સમયમાં કર્યું છે. એઓ ઈ. સ. ૧૪૫૩ ના ડિસેમ્બરની ૧૦ મીએ અવસાન પામ્યા હતા. એમનો રોજો એમના મરણ પછી બંધાયેલો

૧૨. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૧૬.

છે. શરૂઆતમાં એક નાનો રોજો બંધાયો હોય એમ લાગે છે, પરંતુ પાછળથી કમાનોની બુલંદ બાંધણીવાળો મોટો રોજો બંધાયો અને એ પડતી હાલતમાં આજે પણ ઊભો છે. આ રોજો ગૂજરાત સલ્તનતના અંતભાગમાં બંધાયેલા સુલતાન સિકંદર અને સૈયદ મુબારકના રોજા જેવી બાંધણીનો છે, એટલે આ રોજો અવ્યવસ્થાના સમયમાં બંધાયો હોય અને તેથી અધૂરો રહ્યો હોય એમ સમજાય છે. એને કેટલાક મહમૂદ બેગડાના સમયમાં બંધાયો છે એમ માને છે તે બરાબર લાગતું નથી. જો રોજો પૂરો બાંધી શકાયો હોત તો વટવાના ગાદીપતિ સૈયદો એની પડતી દશા આજે દેખાય છે એવી થવા દેત નહિ.[૧૩] વટવાનો રોજો ૧૦૩ ફૂટના ઓરસ ઉપર બાંધેલો છે અને અંદરના થાંભલાઓ વચ્ચે જાળીઓ કરેલી છે. આ રોજાને લગતી મસ્જિદ છે, એની બાંધણી છેક સાદી છે, અને રોજાની બાંધણીથી ખાસ જુદી પડે છે. એટલે હાલ જે બુલંદ રોજો દેખાય છે એની પહેલાં જે સાદો રોજો હશે તે સમયમાં મસ્જિદ પણ બંધાઈ હશે. એને મિનારા નથી. મસ્જિદમાં હિ. સ. ૮૭૪ (ઈ. સ. ૧૪૫૯) નો લેખ છે એમાં ખાસઉલ્મુલ્ક બશીર સુલતાનીએ મસ્જિદ બંધાવી

૧૩. જુઓ અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૨૫–૨૬. એમાં રોજાની બાંધણીની ચર્ચા કરી છે. ડૉ. બર્જેસ આ રોજાને મહમૂદ બેગડાના સમયનો માને છે એ ભૂલ છે. સૈયદ મુબારકના રોજાની બાંધણી સાથે સરખાવે છે, પણ એ રોજો સલ્તનતના અંતમાં મહમૂદ ત્રીજા પછી બંધાયેલો. મહમૂદના નામથી ભૂલ થઈ લાગે છે. બેગડાના સમયનો માનવાથી એ રોજો પડી ગયો છે એમ માને છે, પરંતુ એ બરોબર નથી. રોજો સલ્તનતના અંતભાગનો હોઈ અધૂરો રહેલો છે. વટવામાં એક દંતકથા છે કે મોટો રોજો કરવો નહિ એવી કુતુબેઆલમ સાહેબની ઇચ્છા હતી. એ વિરુદ્ધ એમના ભક્તે બંધાવવા માંડયો એટલે અધૂરો રહ્યો. આ દંતકથા સિદ્ધ કરે છે કે રોજો અધૂરો છે અને તે સમયના સંજોગોને લીધે. પ્રો. કૉમિસેરિયેટે પણ બર્જેસને આધારે આ ભૂલ કરેલી જણાય છે. (જુઓ, એમનો ઇતિ. પૃ. ૧૫૬) પર્સી બ્રાઉને પણ (પૃ. ૫૪) આ ભૂલ કરેલી છે.

એમ લખેલું છે. બીજા એક લેખમાં હિ. સ. ૧૦૬૩ (ઈ. સ. ૧૬૫૨) માં મોગલ સૂબા શૈયસ્તખાનના સમયમાં મસ્જિદ સમરાવી એમ લખેલું છે. મુખ્ય રોજામાં કુતુબે આલમ સાહેબની તારીફનો એક લેખ છે. રોજાની આસપાસ બીજી કબરો પણ દેખાય છે અને રોજાથી કેટલેક દૂર પણ ઘૂમટો દેખાય છે, એટલે બાદશાહી સમયમાં વટવાનો વિસ્તાર સારો હશે એમ સમજાય છે. રોજાની આગળ દરબારમહને શોભે એવો ભવ્ય દરવાજો છે.[૧૪]

## સૂકા અમદાવાદનાં સૌંદર્યધામો

રોજાની પાસે જ વટવા ગામ છે અને ગામની બહાર–ગામ અને રોજાની વચ્ચે–એક સુંદર નાનું અષ્ટકોણ તળાવ છે. તળાવમાં ગરમીની મોસમમાં પાણી રહેતું નથી. પરંતુ એનો કિનારો સુંદર વૃક્ષોથી ઘેરાયેલો છે. આ તળાવમાં પાણી રહે તો આસપાસના સૌંદર્યમાં ખૂબ વધારો થાય એવું છે. તળાવ પથ્થરથી બાંધેલું છે, અને વટવાની જાહોજલાલીના સમયમાં એ જગ્યા મનોહર હશે એમ લાગે છે.[૧૫] અમદાવાદના ઇતિહાસપ્રેમી સજ્જનોએ આ તળાવ અને આસપાસની જગ્યાને સહેલગાહ માટે યોગ્ય રીતે સુધારીને લોકનો ઇતિહાસ અને સૃષ્ટિસૌંદર્યનો પ્રેમ ખીલવવો જોઈએ. ચારે બાજૂએ સુંદર અને વિશાળ બગીચાઓથી ઘેરાયેલું અમદાવાદ–આજના ગૂજરાતનું પણ પાટનગર–આજે વસતી વધવા છતાં સૂકું છે અને લોકને આરામ મળે એવું એકાદ અપવાદ સિવાય એકે સ્થળ નથી. એટલે અમદાવાદની આસપાસનાં આ ત્રણ વિસ્તારોમાં આવેલાં મકાનોના સમૂહને સૌંદર્યધામ બનાવી શકાય. શહેરની દક્ષિણે સાત માઈલ ઉપર જેતલપુર ગામ પાસે

---

૧૪. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૧૨૬.

૧૫. જુઓ 'નવચેતન'ના ૨૦૦૭ના દિવાળીના અંકમાં વટવા ઉપર મારો લેખ.

પણ ઐતિહાસિક મહત્ત્વનું સુંદર સ્થાન છે.[૧૬] એ સાથે આ શહેરને ચાર સૌંદર્યધામ મળી શકે. આજે સૂકા અને ધનના ધનેડાં થયેલા અમદાવાદીઓને આ પ્રેરણા થવી જોઈએ. મુંબઈ સરકારમાં ઉદ્યાનોની ખિલવણીની યોજનાનું આંદોલન અમદાવાદના સૌંદર્યપૂજક અને ઇતિહાસપ્રેમી ડૉ. હરિપ્રસાદ દેસાઈએ શરૂ કર્યું હતું. અમદાવાદના લોકોમાં રસવૃત્તિ જાગે તો આ ચાર સ્થળો, ચંડોળા તળાવ અને મલીક શાબાનના સ્થળને મનોહર આરામસ્થાનો બનાવી શકાય. આટલું સૂચન ગૂજરાતના પાટનગરને માટે સાંસ્કૃતિક ઇતિહાસમાં અસ્થાને નહિ ગણાય.

અમદાવાદની પાસેનાં મકાનોના આ સમૂહોનું આટલું વર્ણન કરી હવે મહમૂદ બેગડાની અરધી સદીમાં બંધાયેલાં બીજાં છૂટાં પણ સુંદર સ્થાનોનું વર્ણન કરીએ.

## મલીક અલીમની મસ્જિદ

પાછળ ખુદાવંદખાન મલીક અલીમનું વર્ણન કરી ગયા. આ અમીરને ગૂજરાતના સુલતાનો સાથે નજીકનું સગપણ હતું અને મહમૂદ બેગડાનો એ માનીતો અમીર હતો એ પણ જોયું. એણે અમદાવાદની દક્ષિણે શાહઆલમ જવાને રસ્તે અલીમપુર વસાવેલું એ પણ પાછળ જોયું. એ પરામાં પોતાને માટે એક ખાસ મસ્જિદ બંધાવી તે આજે પણ ઊભી છે અને એમાં માળ પણ કરેલો છે, પણ એકંદરે બાંધણી સાદી છે. મિરાતે અહમદીમાં એક ખુદાવંદખાનની મસ્જિદનાં ખૂબ વખાણ કરેલાં છે તે આ મસ્જિદ હોય એમ લાગતું નથી. આ મસ્જિદને માટે અંગ્રેજ કલાવિવેચકોએ અને મગનલાલ વખતચંદે કેટલુંક ગૂંચવણ ઉત્પન્ન થાય એવું વર્ણન કર્યું છે, અને એ કારણથી મસ્જિદ બંધાયાના વર્ષમાં ગોટાળો થયો છે. લેખ ન હોવાથી વર્ષ

૧૬. જુઓ ગૂ. સાહિત્ય સભાએ પ્રસિદ્ધ કરેલી "જેતલપુર"ની મારી પુસ્તિકા.

નક્કી થતું નથી, પરંતુ ખુદાવંદખાનનો ઇતિહાસ જોતાં ઈ. સ. ૧૪૬૦ ની લગભગમાં મસ્જિદ બંધાઈ હોય એમ લાગે છે. અલીમપુરમાં જૈનોની સારી વસ્તી હોય એમ લાગે છે.[૧૭]

### રાણી રૂપવતીની મસ્જિદ

અમદાવાદની મસ્જિદોમાં પ્રથમ પંક્તિની સુંદર ગણાતી મસ્જિદોમાં મૂકી શકાય એવી રૂપમતી અગર રૂપમંજરીની મસ્જિદ આજે મિરજાપુર લત્તામાં આવેલી છે. આ રાણી રૂપમંજરી પ્રથમ સુલતાન કુતુબુદ્દીનની અને પછી મહમૂદ બેગડાની બેગમ હતી એ પાછળ જોઈ ગયા છીએ. આ મસ્જિદની બાબતમાં પણ અંગ્રેજી કલાવિવેચકોએ કેટલાક આધાર વગરના તર્ક કરેલા છે. મસ્જિદ નામ પ્રમાણે ખરેખર સુંદર છે. એમાં બાંધણીની સમતોલતા અને મેળ એવી રીતે સધાયાં છે કે કુશળ પરીક્ષક પણ ભૂલ કાઢી શકે તેમ નથી. હિંદુ થાંભલાની ચોરસ બાંધણી અને મુસલમાન કમાનોનો આવો સંપૂર્ણ મેળ બીજી એકે મસ્જિદમાં આટલો સુંદર દેખાતો નથી. મિનારા પડી ગયેલા છે, પણ જે ભાગ ઊભો છે તે મનોહર છે. મિનારાની કોતરણી, અને મહેરામાં મૂકેલા ઝરૂખાનું મિશ્રણ મસ્જિદના આખા દેખાવને ખૂબ સુંદર બનાવે છે. બાજૂમાં બંધાવનારની કબરનો રોજો છે, પરંતુ લેખ ન હોવાથી કાંઈ નિશ્ચિતપણે કહી શકાતું નથી. ઈ. સ. ૧૮૩૨માં કલેક્ટર મિ. વાઇબર્ટે આ મસ્જિદમાં વાઘ માર્યો હતો. એ સમયે આસપાસ વેરાન હતું. કલેક્ટર મિ. જેફ્સને એક ફૂટના અરધા ઇંચના માપથી આ મસ્જિદનો લાકડાનો નમૂનો રૂ. ૮૦૦ ખર્ચીને કરાવ્યો હતો તે આજે કેપ ઑફ ગુડ હોપના મ્યુઝિયમમાં છે.[૧૮]

---

૧૭. મારો અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૫૯૯–૬૦૦; એમાં આર્કિ. સર્વે અને બીજા જૈન ઉલ્લેખો આપી વિસ્તૃત ચર્ચા કરી છે.

૧૮. ઉપર મુજબ, પૃ. ૬૦૩–૪. હોપ અને ફર્ગ્યુસન પણ એમના "અમદાવાદ"ના ગ્રંથમાં આ મસ્જિદનાં વખાણ કરે છે.

## સૈયદ ઉસ્માનની મસ્જિદ

અમદાવાદમાં નદીની સામે પાર વાડજ જવાને રસ્તે ગૂજરાત વિદ્યાપીઠની બાજૂમાં સૈયદ ઉસમાન શમે બુરહાનીની મોટી મસ્જિદ આવેલી છે. આ સંતપુરુષનું વર્ણન પાછળ કરી ગયા છીએ. મસ્જિદ સૈયદના અવસાન પછી સુલતાન મહમુદ બેગડાએ બંધાવી છે. મસ્જિદની બાજૂમાં સૈયદનો રોજો મસ્જિદના પ્રમાણમાં ખૂબ મોટો છે અને એની બાંધણી ખાસ ધ્યાન ખેંચાય તેવી છે. એમાં થાંભલાને બબ્બે અને ચારચારની હારમાં ગોઠવેલા છે, એટલે એના ઘૂમટને આઠને બદલે બાર થાંભલા થયા છે એ નવીનતા છે. રોજાની પાછળ એક નાના ઘૂમટમાં મસ્જિદ બાંધનાર સ્થપતિની કબર છે. મસ્જિદની બાંધણી પણ જરા જુદી પડે એવી છે. અમદાવાદની મસ્જિદોમાં મિનારા છેડા ઉપર બાંધવાની શરૂઆત આ મસ્જિદથી થઈ એમ મનાય છે. એના ગોખમાં કોતરણી સારી છે અને હિંદુ ઘાટનો દેખાવ આપેલો છે. મસ્જિદની અગાસી સુધી મિનારામાં સીડી છે. એ પછી મિનારાના ઉપરના ભાગ નક્કર છે એ વિશેષતા છે. મસ્જિદનો મહોરો થાંભલાનો બનાવેલો અને ખુલ્લો છે, એમાં કમાન વાપરેલી નથી.[૧૯]

## બીબી અચુત કુકીની મસ્જિદ

એવી જ સુંદર મસ્જિદ દિલ્હી દરવાજાથી દૂધેશ્વરને રસ્તે બીબી અચુત કુકીની છે. બીબી અચુત મલિક બહાઉદ્દીન વજીરની બેગમ થાય એનો ઉલ્લેખ પાછળ કરી ગયા છીએ. આ મસ્જિદ અમદાવાદની મસ્જિદોમાં ઉત્તમ ગણાયેલી છે, પણ એના તરફ કલા વિવેચકોનું બરાબર ધ્યાન દોરાયું હોય એમ લાગતું નથી. આ મસ્જિદને બે મોટાં આંગણાં છે, અને અંદરના આંગણાને પથ્થરનો સુંદર નકશીદાર કોટ છે અને

---

૧૯. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૦૬-૭. ઉસમાનપુરાનું વર્ણન મિરાતે અહમદીમાં આપેલું છે. એ મોટું પરું હતું. ત્યાં હિંદુઓ અને જૈનોની મોટી વસ્તી હતી.

તેને હિંદુ ધાટનો સુંદર દરવાજો પણ છે. આ મસ્જિદને પહેલાં સાત મિનારા હતા, ત્રણ આગલા કોટના, બે પાછળ અને બે મસ્જિદના મિનારા. મિરાતે અહમદીમાં પણ સર્વથી સુંદર મસ્જિદોમાં આ મસ્જિદનું વર્ણન કરેલું છે :અને એના બન્ને મિનારા હાલતા હતા અને એકમાંથી ગતિ બીજામાં જતી એવું વર્ણન કરેલું છે. મસ્જિદમાં લેખ છે, પણ તે બરાબર વંચાતો નથી. એમાં બહાઉદ્દીનના ખિતાબોમાં એક દસ્તૂરુલ્મુલ્કનો ખિતાબ પણ આપેલો છે જે તવારીખમાં નથી. મસ્જિદની બાજૂના રોજામાં કેટલીક કબરો છે, પરંતુ બીબી અચુત કુકીની કબર મસ્જિદની દક્ષિણ પાંખની સામે છૂટા મેદાનમાં છે એમ આર્કિયોલૉજિકલ સર્વેના લેખકનું માનવું છે. બીબીજીનું માન આસપાસની મુસલમાન સ્ત્રીઓમાં ઘણું હોય એમ લાગે છે, અને સુવાવડ પછી ચાળીસમાં દિવસે છોકરાને લઈ એ લોકો અહીં બાધા મૂકવા આવે છે.[२०]

## આ સમયની બીજી કેટલીક મસ્જિદો

આ સમયમાં બંધાયેલી કેટલીક મસ્જિદોમાં ખાસ નોંધપાત્ર લક્ષણો ન હોયાથી એના વર્ણનની જરૂર નથી. માત્ર નામ લખીશું. શાહીબાગમાં નદીકિનારે મિયાંખાન ચિસ્તીની મસ્જિદ, કાલુપુરમાં સકરખાનની મસ્જિદ, આસ્ટોડિયા ચકલામાં દસ્તૂરખાનની મસ્જિદ, ગાયકવાડની હવેલીમાં શાહ ફઝલની મસ્જિદ, દાદાહરિની વાવ પાસે બાઈ હરિરની મસ્જિદ, અને સારંગપુર દરવાજા બહાર સીદી બશીરના નામથી ઓળખાતી મસ્જિદ એ આ સમયમાં બંધાયેલી છે શાહ ફઝલની મસ્જિદમાં લેખ છે તેમાં ઈ. સ. ૧૪૮૭નું વર્ષ જણાય છે, પણ નામ આપેલું નથી. મિયાંખાન ચિસ્તીની મસ્જિદ અચુત કુકીની મસ્જિદવાળા મલીક બહાઉદ્દીનના ભાઈ મલીક મકસૂદ વઝીરે મકસૂદ-

---

૨૦. અમદાવાદનો ઇતિહાસ પૃ. ૬૦૫-૬. મિરાતે અહમદીની પુરવણીમાં પણ એનો ઉલ્લેખ છે.

પુરામાં મિયાંખાન ચિસ્તીને માટે ઈ. સ. ૧૪૬૫ માં બંધાવી. એ મસ્જિદમાં રેલ્વેના ઈજનેરનું રહેઠાણ થવાથી એને બારણાં કરી લેવામાં આવ્યાં હતાં. સફરખાનની મસ્જિદ કાલુપુર સ્થાપનાર હાજી કાલુની હોય એમ આર્કિયોલોજિકલ સર્વેના લેખકનું માનવું છે. મસ્જિદ સાદી પણ મોટા કદની છે. આસ્તોડિયે દસ્તૂરખાનની મસ્જિદ જરા જુદી બાંધણીની છે અને ૧૦૦×૯૩$\frac{3}{4}$ ફૂટ લંબચોરસમાં ચારે બાજૂ પડાળીઓ કરી પશ્ચિમની પડાળીને માત્ર બેવડી કરેલી છે. એને ઊંચો ઓટલો કરી નીચે મોટું ટાંકું કરેલું છે. મસ્જિદને સુંદર જાળીઓ કરેલી છે અને દક્ષિણે એક કબ્રસ્તાનમાં દસ્તૂરખાનની કબર છે, અને લેખ છે. એમાં મહમૂદ બેગડાના સમયમાં હિ. સ. ૮૬૭ (ઈ. સ. ૧૪૬૩, ૩૦ એપ્રિલ) મલિક ગણી ખાસઝાદ દસ્તૂરુલ્મુલ્કે બાંધી એમ લખેલું છે. સારંગપુર દરવાજા બહાર સીદી બશીરના નામથી ઓળખાતી મસ્જિદ મલીક સારંગની હોય એમ સંભવ છે. એની ચર્ચા મલીક સારંગના વર્ણનમાં કરી છે. આજે એનો દરવાજો અને મિનારા માત્ર ઊભા છે અને મિનારા હાલે છે. બાઈ હરિરની મસ્જિદ પણ અસારવામાં છે તે સુંદર છે. પાનકોર નાકેથી ઉત્તરમાં જતાં પીર મુહમ્મદશાહના રોજાની સામે એક નાની સુંદર કારીગરીવાળી મસ્જિદ છે એને દરવેશ અલીની મસ્જિદ કહે છે. એમાં ઈ. સ. ૧૫૦૪ નો લેખ છે. એની પૂર્વમાં બેઠકવાળું મોટું ટાંકું છે.[૨૧]

## મુહાફિઝખાનની મસ્જિદ

હવે અમદાવાદમાં સારી અને નાની છતાં સુંદર કહી શકાય એવી પ્રસિદ્ધ મુહાફિઝખાનની મસ્જિદનું વર્ણન કરીએ. મુહાફિઝખાનનું વર્ણન પાછળ કરી ગયા છીએ. અમદાવાદમાં દિલ્હી દરવાજા તરફ જતાં ઘીકાંટાને રસ્તે આ મસ્જિદ આવેલી અને જે થોડી મસ્જિદો

---

૨૧. અમદાવાદના ઇતિહાસમાં આ બધી મસ્જિદોનું વિગતવાર વર્ણન આપેલું છે; આર્કિ. સર્વેમાં પણ આનાં વર્ણનો છે,

આખી આજ સુધી ઊભી છે એમાં આ મસ્જિદ પણ ગણાવી શકાય અને અમદાવાદની સૌથી સુંદર જે થોડી મસ્જિદો ગણાય છે તેમાં પણ આ મસ્જિદને મૂકી શકાય. મસ્જિદમાં લેખ છે કે "આ મસ્જિદ સુલતાનના સુલતાન, શમ્સઉદ્દુન્યા વલ હક નસીર ઉદ્દુનિયા વ ઉદ્દીન, અબુલ ફતહ મહમૂદશાહ બિન મુહમ્મદશાહના સમયમાં જમાલુદ્દીન બિન શૈખમુઈદ્દુદ્દીન અલ કુરૈશી, જેને મુહાફિઝખાનનો ઇલ્કાબ હતો, તેને માટે રજબ માસની ૧૪ મી તારીખે હિ. સ. ૮૯૭ (૧૨ મે ૧૪૯૨) માં બંધાઈ." આ મસ્જિદનો સાગના લાકડાનો નમૂનો કિન્લૉક ફાર્બસ સાહેબ માટે રૂ. ૫૦૦ ના ખર્ચે કરાવેલો તે આબેહૂબ હતો એમ ઈ. સ. ૧૮૪૮ માં એચ. જી બ્રીગ્ઝ લખે છે.[22]

આ મસ્જિદ ખૂબ નાની છે, પરંતુ એમાં નકશી ખૂબ છૂટે હાથે કરી છે. મહોરો પાંખો વગરનો છે અને એને ત્રણ સાંકડી કમાનોમાં વહેંચેલો છે. એ ત્રણે કમાનો ઉપર માત્ર દેખાવ માટે ત્રણ નાના સુંદર ઝરૂખા કરેલા છે. ગોખ, ઝરૂખા, જાળીઓ બધુંયે ઉત્તમ અલંકારોવાળું છે. રસ્તા ઉપર મસ્જિદની પછીત પડે છે તેના ટેકા તથા કંદોરા પણ સુંદર છે. મિનારા મસ્જિદના કદના પ્રમાણમાં જાડા કહેવાય એવા છે. અને રાણી સિપ્રીના મિનારા સાથે સરખાવતાં કલાપ્રિય આંખને કદાચ ન ગમે, પરંતુ એને છેડા ઉપર રાખ્યા છે એટલે કાંઈક ઠીક લાગે છે અને મસ્જિદની ઊંચાઈના પ્રનાણમાં ઠીક લાગે તેવા છે. મિનારા બન્ને હાલે છે અને ગતિ એકમાંથી બીજામાં જાય છે. હાલતા મિનારા સંપૂર્ણ રીતે ઊભા હોય એવી આજે અમદાવાદમાં આ એક જ મસ્જિદ છે. ફર્ગ્યુસનને આ મસ્જિદની બાંધણી ગમતી નથી. બર્જેસને લાગે છે કે એમાં મસ્જિદને અન્યાય થાય છે. પર્સી બ્રાઉન

---

૨૨. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૦૯-૧૦. આ મસ્જિદના મિનારામાં ગતિ એકમાંથી બીજામાં આવે છે એવો અનુભવ મેં જાતે પણ કરેલો છે.

આટલી નાની જગ્યામાં બાંધણીની કુશળતા અને અલંકારોની વિપુલતા-ની ખાસ પ્રશંસા કરે છે.[૨૩]

## દરિયાખાનનો ઘૂમટ

હવે ગૂજરાતના મુસલમાન સ્થાપત્યમાં જુદી જ ભાત પાડતા દરિયાખાનના ઘૂમટ માટે જોઈએ. ધોળકાની અલ્લફખાનની મસ્જિદની સમકાલીન આ ઘૂમટની બાંધણી છે અને એ ઈંટોથી બાંધેલો છે. ગૂજરાતમાં આવડો મોટો બીજો ઘૂમટ નથી. ૧૨૧$\frac{1}{3}$ × ૧૧૯$\frac{2}{3}$ ફૂટના વિસ્તારમાં આ રોજો બાંધેલો છે, અને ઘૂમટ ઊંચો હોવાથી દૂરથી દેખાય છે. બીજાપુરના પ્રખ્યાત ઘૂમટની પ્રેરણા આ ઘૂમટમાંથી મળી છે એમ કહેવાય છે. અમદાવાદના બીજા રોજાઓમાં જે સુંદર કોમળતા દેખાય છે તે આ રોજામાં નથી. આની બાંધણી બુલંદ અને જોનારને ભય ઉપજાવે એવી છે. એનો ભૂતો સાથે સંબંધ શા કારણથી જોડાયો તે સમજાય એવું નથી. પરંતુ દરેક રોજા સાથે મસ્જિદ હોય એવો સામાન્ય રિવાજ છે જ્યારે આ રોજાને મસ્જિદ નથી; આ કારણથી આ રોજો જોઈ એમાં ભૂતોનો વાસ થશે એમ શાહઆલમ સાહેબે કહેલું એવી એક દંતકથા છે. રોજાઓ મોટા માણસો પોતાના માનસિક વલણ પ્રમાણે જીવતાં જ બંધાવતા. એ ઉપરથી સુંદર રોજાની બાંધણી જોઈ એના બંધાવનારને મૃત્યુની કલ્પના ભયકારક નહિ હોય એમ સમજી શકાય. દરિયાખાનના ઘૂમટનું સ્થાપત્ય જોઈને મરણની ભયાનકતાની કલ્પના સહજ આવે છે. એ કારણથી પણ એને માટે ભય ઉપજાવે એવી વાતો યોજાઈ હશે. અમદાવાદના સુંદર રોજાઓમાં આ એક જાડો ને બુલંદ રોજો મોર અને હંસના ટોળામાં ઘૂવડ હોય એવો વિચિત્ર દેખાય છે. છતાં

---

૨૩. Percy Brown : Indian Architecture : Islamic Period P. 54.

બાંધણીની દૃષ્ટિએ એનું મહત્ત્વ ખાસ છે.[૨૪]

## સ્ટેશનના મિનારા

અહીં અહમદાવાદ રેલ્વે સ્ટેશને ઊભેલા બે ઊંચા મિનારાનો ઉલ્લેખ કરવો જોઈએ. ધોળકાની મસ્જિદ અને દરિયાખાનના ઘૂમટની પેઠે આ મિનારા પણ ઈંટોના બનાવેલા છે અને એમાં પથ્થરના મિનારાનો ઘાટ આપવામાં કારીગરોને સફળતા મળેલી છે. મિનારા શહેરમાં સર્વથી ઊંચા છે અને એનું કદ તથા બાંધણી જોતાં જે મસ્જિદના એ મિનારા હશે એ કોઈ મોટા કદની મસ્જિદ હશે અને મહમૂદ બેગડાના સમયના શરૂઆતના ભાગમાં એ બંધાઈ હશે એમ લાગે છે. એને વહોરાની મસ્જિદ પણ કહે છે. આ મિનારાની વચ્ચે ઉપલા વર્ગના ઉતારુઓનો મુખ્ય દરવાજો કરી મસ્જિદના ઘાટનું આખુંયે સ્ટેશન બાંધવું એવો વિચાર અમદાવાદના એક કલારસિક યુરોપિયન અમલદારને આવેલો અને એણે રેલ્વે કંપનીને એ માટે લખેલું, પણ એવું કાંઈ થયું નહિ એ દિલગીરીની વાત છે.[૨૫] આજે તો અમદાવાદનું સ્ટેશન શહેર અને વસ્તીના પ્રમાણમાં એક મોટા તબેલા જેવું દેખાય છે.

---

૨૪. અમદાવાદનો ઇતિહાસ પૃ. ૬૦૩–૪. Marshall, Cambridge, His. of India III, P. 612. Fergusson : એમના Ahmedabad નામના ગ્રંથમાં પૃ. ૯૩–૯૪ માં આ પ્રમાણે લખે છે : "If gloom is to be associated with the grave, this is the more appropriate style of the two; but this was not the manner in which death presented itself to the sovereigns of Ahmedabad in that great age, and the cheerful elegance with which they surrounded their burying places shadowed forth a happier philosophy." હિંદભરમાં આવા મૃત્યુની ભયાનકતા બતાવતા સેંકડો રોજાઓ છે એમ લખી અમદાવાદના રોજાઓ ઉપર આ પ્રમાણે લખે છે.

૨૫. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૧૧.

## અમદાવાદની વાવો

સુલતાન મહમૂદની અરધી સદીની સત્તાના સમયમાં જેમ ગૂજરાત અને અમદાવાદમાં ઉત્તમ સ્થાપત્યનાં મકાનો ઊભાં થયાં તેમ ગૂજરાતના ભૂષણરૂપ સુંદર વાવો પણ એ સમયમાં બંધાઈ છે. અમદાવાદમાં અસારવામાં આજે બે મોટી વાવો છે. એમાં માતા ભવાનીની વાવને નામે ઓળખાતી વાવ ખૂબ પ્રાચીન છે એમ ઘણા લેખકોનું માનવું છે. વાવમાં માતાનું સ્થાપન તો પાછળથી થયેલું છે. વાવની બાંધણી સાદી છે અને એમાં નકશી નથી. આ વાવ ક્યારે અને કોણે બંધાવી એ નક્કી થઈ શકતું નથી, પરંતુ અમદાવાદની સ્થાપના પહેલાં કદાચ આશાવલથી પાટણના રસ્તા ઉપરની એ વાવ હોઈ શકે.[૨૬]

ગૂજરાતની વાવનું સામાન્ય વર્ણન પાછળ કર્યું છે, એટલે અહીં માત્ર જે ઉત્તમ નમૂના આજે ઊભા છે તેનું સ્થૂલ વર્ણન ટૂંકામાં કરવાનું છે. આજે ગૂજરાતમાં જે વાવો ઊભી રહેલી છે એમાં સર્વથી ઉત્તમ નમૂના અમદાવાદ પાસે છે. એક દાદાહરિની વાવ અસારવામાં ઉપર કહી તે માતા ભવાનીની વાવની નજીક આવેલી છે અને બીજી અમદાવાદથી બાર માઈલ દૂર આવેલા અડાલજ ગામમાં આવેલી છે.

### દાદા હરિની વાવ

દાદા હરિની વાવ સુલતાન મહમૂદ બેગડાના અંતપુરની કોઈ હરિર નામની ધાવે બંધાવી છે. એમાં લેખ છે એ ઉપરથી દરબારમાં, અંતઃપુરમાં અને અમીરોમાં એની લાગવગ ઘણી હશે એમ સમજાય છે. એને માટે લેખમાં "અંતઃપુરે સર્વાધિકારિણી બાઈ શ્રીહરિર" એવા શબ્દો લખેલા છે. આ બાઈએ અમદાવાદની ઈશાને વિ. સં. ૧૫૫૬ ના પૌષ સુદિ ૧૩ ને સોમવારે (૧૫ ડિસેંબર ૧૪૯૯) માં

૨૬. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૧૭-૧૮. મિરાતે અહમદીની પુરવણીમાં પણ વાવનો ઉલ્લેખ છે.

વાવ બંધાવી. ત્યાં હરિરપુર નામે પરું પણ વસાવ્યું અને પોતાને માટે વાવની પાછળ એક સુંદર મસ્જિદ પણ બંધાવી એનું વર્ણન ઉપર કર્યું. વાવની જોડે એક ફળનો બગીચો પણ બંધાવ્યો હતો. વાવ મુસલમાન અમલદારની દેખરેખ નીચે હિંદુ સ્થપતિએ બાંધી છે, અને એમાં ૩,૨૯,૦૦૦ મહમૂદીનું ખર્ચ થયેલું છે. એટલે આશરે ૧,૫૪,૦૦૦ આપણા રૂપિયા થાય. મુસલમાન અમલદાર અને હિંદુ બાંધનારાનાં નામ લેખમાં આપેલાં છે તે મલીક બિહામિદ અને ગજધર (ગજ્જર) વૈશ્ય સૂ૦ વીરા, દેવા, શ્રીગિરણા, મહં. સાવાઆ તથા મહંવીરા–એટલાં વંચાય છે. સંસ્કૃત લેખની સામે અરબીમાં લેખ છે એમાં હિ. સં. ૯૦૬ તા. ૮ જમાદી ઉલ અવલ એટલે તા. ૩૦ નવેંબર ૧૫૦૦ નું વર્ષ છે. આમ એ લેખ વચ્ચે એક વર્ષનું અંતર પડે છે. તે કદાચ બાંધકામ પૂરું થયાનું અને વાસ્તુનું વર્ષ હોય.

વાવની કુલ લંબાઈ ૨૪૧$\frac{1}{2}$ ફૂટ છે. અંદરના મંડપ ૧૬ ફૂટના છે. છેવટના અષ્ટકોણ કૂવાનો ચોરસ ભાગ ૨૪ ફૂટનો છે. થાંભલા સાદા છે, અને મંડપોમાં મસ્જિદના મિનારાની પેઠે ગોખ મૂકી તેમાં આકૃતિઓ કોતરેલી છે. એક ગોખમાં મોરની આકૃતિ છે તે મુસલમાન અમલદારની દેખરેખ નીચે થાય એ જરા નવાઈ જેવું છે. અષ્ટકોણ કૂવાને હિંદુ કોતરણીનો સુંદર કઠેરો છે, પણ તે અડાલજ જેટલો સુંદર નથી. બાઈ હરિરે બનાવેલો બગીચો જ્યારે હશે ત્યારે વાવ અને મસ્જિદની સાથે વાવની આસપાસનો ભાગ આકર્ષક લાગતો હશે અને એ સમૂહ પણ અમદાવાદનું રમ્ય સ્થળ હશે[૨૭]

### અડાલજની વાવ

અડાલજની વાવ દાદા હરિની વાવ કરતાં કદમાં કાંઈ ખાસ મોટી નથી, પણ બાંધણી અને અલંકારોમાં એનાથી બહુ ચડિયાતી

---

૨૭. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૧૮–૧૯. આર્કિ. સર્વેના અમદાવાદના ગ્રંથમાં ડૉ. બર્જેસે પણ વિગતો આપેલી છે.

છે. [૨૮] ગૂજરાતની આજે રહેલી વાવોમાં આ વાવ સર્વથી સુંદર છે અને આ જાતના સ્થાપત્યના પ્રકારને માટે, વાવના આ એક જ નમૂનાથી દુનિયામાં ગૌરવ લઈ શકાય એવું છે. સ્થાપત્યશાસ્ત્ર પ્રમાણે દાદા હરિની વાવ ભદ્ર જાતની, માતા ભવાનીની નંદા જાતની જ્યારે અડાલજની વાવ જયા જાતની વાવ કહેવાય. વાવમાં પેસતાં ૨૨½ ફૂટનો ચોરસ મંડપ છે, એના ઉપર ઘૂમટ કર્યો હશે, પણ તે હાલ નથી. નથી. વાવમાં ઉતરતાં જે થાંભલા આવે છે તે ઘણી જ ઉત્તમ કારીગરીના છે. મંડપની ચારે બાજૂ પાણિયારીઓ માટે ઓરડીઓ કરેલી છે. એના ઝરૂખા મંડપની શોભામાં સારો વધારો કરે છે. ઝરૂખાની નીચે કંદોરા છે એમાં હાથી વગેરેની આકૃતિઓ કોતરેલી છે. ગોખ પણ નકશીવાળા છે અને એમાં મુસલમાની ચિરાગ પણ દેખાય છે. મુસલમાન યુગમાં થયેલી આ વાવમાં કેટલીક નવીન વસ્તુઓ પણ છે. એક ગોખમાં એક હિંદુ દેવની મૂર્તિ છે. બીજામાં સાધારણ ગૂજરાતી આકારની નવ ગાગરો ત્રણ ત્રણની હરોળમાં કોતરી છે. બીજા માળના અષ્ટકોણ કૂવાની ભીંતમાં નવગ્રહોની મૂર્તિઓ છે.[૨૯] પાણી ઉપરના માળના એક પાટડામાં જુદી જુદી ઘરગથુ વસ્તુઓ કોતરેલી છે, એમાં એક પલંગ, પાણીની શિરોઈ વગેરે શયનખંડની સામગ્રી કોતરેલી છે તે ગૂજરાતના તે સમયના રાચરચીલાનો સારો ખ્યાલ આપે છે. વાવ અધૂરી રહી હશે એમ ધારવામાં આવે છે. એમાં બીજા ખંડ હતા તે પૂરી નાંખવામાં આવ્યા છે એમ દંતકથા છે તે માનવા જેવી નથી. વાવની કુલ લંબાઈ ૨૫૧ ફૂટની છે, અને દાદા હરિની વાવની પેઠે કૂવામાં ઉતરવાની બે બાજુ ગોળ સીડીઓ પણ છે.

---

૨૮. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૧૯–૨૦. આર્કિ. સર્વેમાં વિગતો આપેલી છે.

૨૯. આ નવ ગ્રહોની મૂર્તિઓમાં બુધ ગ્રહને ભગવાન બુદ્ધની પેઠે પલાંઠી વાળી બેસાડેલા છે ! આપણામાં અજ્ઞાન લોકો બુધ અને બુદ્ધની ભૂલ બોલવામાં કરતા જોયા છે, પણ સ્થપતિએ આ ભૂલ કરી હોય તો જરા વિચિત્ર કહેવાય.

## એનો લેખ

વાવમાં સંસ્કૃત લેખ છે એમાં લખેલું છે કે વિ. સં. ૧૫૫૫ ના ઉત્તરાયણના સૂર્યમાં માઘ શુકલ પંચમી (વસંતપંચમી) ને દિવસે ઉત્તરા નક્ષત્રમાં બવ કરણ તથા સિદ્ધિયોગમાં વાવ બંધાવી (૧૬ જાન્યુઆરી ૧૪૯૯). એ સમયે શિશિર ઋતુ હતી અને ચંદ્ર મીનમાં હતો. બાદશાહ મહમૂદનું વિજય રાજ્ય હતું. ડંડાહી જિલ્લાના રાજા વાઘેલા મોકલસિંહના પુત્ર, કર્ણના પુત્ર, મૂળરાજના પુત્ર મહીપને વીરસિંહ અને જેત્ર નામે બે પુત્રો હતા. એમાં વીરસિંહને વેણેશની પુત્રી રૂડાંદેવી નામે ધર્મપત્ની હતી. રૂડાં દેવીએ પોતાના પતિના પુણ્યાર્થે ગંગાજલ સરખી આ વાવ કરાવી. વાવ બંધાયાનું ખર્ચ લેખમાં ૫,૦૦,૧૧૧ ટકા લખ્યું છે. એની કીમત સમજવી મુશ્કેલ છે. પણ ડૉ. બર્જેસ આશરે રૂ. ૧,૬૬,૭૮૦ની રકમ મૂકે છે. લેખના અંતમાં જૂની ગૂજરાતીમાં બે લીટી છે તેમાં લખ્યું છે કે રૂડાંબાઈએ ભર્થારના પરલોકાર્થે અડાલજમાં વાવ કરાવી. શ્રીમાળી જ્ઞાતિના મહં ભીમા સુત મરણનું નામ બાંધનાર તરીકે આપ્યું છે અને વાવ "આચંદ્રાર્ક સ્થિરસ્થાવરમસ્તુ" એમ નાગરી લિપિમાં લખ્યું છે.[૩૦]

## રૂડાંદે અને વીરસિંહ વાઘેલો

વીરસિંહ વાઘેલાની પત્ની રૂડાંદેએ વાવ બંધાવી એ માટે એક બીજી દંતકથા ચાલે છે. એમ કહેવાય છે કે બાદશાહ કે એનો કોઈ અમીર રૂડાંદેના રૂપ ઉપર મોહિત થયો અને એની માંગણી કરી. રૂડાંદેએ પોતાનું નામ રહે એવું બંધાવવા કહ્યું અને વાવ પૂરી થયા પછી એમાં પડીને આત્મભોગ આપ્યો. વાવનો લેખ જોતાં આ દંતકથા ખરી લાગતી નથી. વીરસિંહ વાઘેલાના વંશ માટે મતભેદ ચાલે છે, પણ લેખથી એ ખુલાસો થઈ જાય છે. આ વાઘેલાઓ કલોલના રાજાઓ હતા અને કલોલ મહેસાણા જિલ્લાને ડંડાહી

૩૦. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૨૦-૨૧.

કહેતા હતા. રાસમાળામાં વીરસિંહ અને એનો ભાઈ જેત્ર અથવા અજિત્રસિંહ આવે છે અને એમને અહમદશાહના સમયના લાલા રાણીના ભાઈઓ તરીકે વર્ણવેલા છે. મહમૂદ બેગડાના સમયના આ બે ભાઈઓને ભાટ લોકોએ વરહો અને જેતો બનાવી અહમદશાહના સાળા બનાવી દીધા હોય એમ સમજાય છે. આ વાતો ઉપરથી આ વાઘેલા રાજાઓને અમદાવાદના સુલતાનો સાથે સંબંધ હશે અને ઝઘડા પણ થતા હશે એથી વધારે કાંઈ સમજવાનું નથી. એ વંશના ભગતસિંહે ઈ. સ. ૧૭૨૮ માં કલોલનું રાજ્ય ખોયું. અને લિંબોદરાના આંજણા કણબીઓ પાસેથી લિંબોદરા છીનવી લઈ ત્યાં રાજ્ય કર્યું. લિંબોદરાના ઠાકોર આજે પણ વાઘેલાની મોટી શાખાના કહેવાય છે. નાની શાખાએ સાણંદમાં રાજ્ય કર્યું.[૩૧] આમ અડાલજની વાવ પણ ગૂજરાતનું એક સૌંદર્યધામ છે અને અમદાવાદના લોકોને સહેલગાહ માટે ત્યાં કાંઈ સારી વ્યવસ્થા થવાની જરૂર છે.

## બીજી વાવો

અમદાવાદમાં અને ગૂજરાતમાં બીજી કેટલીક વાવો છે. એમાં દાનીલીંબડા ગામમાં જેઠાભાઈ જીવણલાલે વાવ બંધાવી છે, અને એ માટે મલીક અલીમની મસ્જિદની પાસેના રોજાના અને નેનપુરવાડાની મસ્જિદના પથ્થર વેચાતા લીધેલા. જૂની સામગ્રીથી આજે વાવ કેવી બંધાય તેનો એ નમૂનો છે.[૩૨] મલીક શાબાન પાસે, ઈસનપુર પાસે અને મીઠાખળીની પાસે પણ ઈંટોની વાવ છે. પાલણપુરમાં મીઠી વાવ નામે એક જૂની વાવ છે. તે કોણે ને ક્યારે બંધાવી તે નક્કી થતું નથી. બાંધણી ઉપરથી વાવ આ સમયની લાગે છે.[૩૩] એમાં હિંદુ

---

૩૧. અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૨૧.

૩૨. ઉપર મુજબ, પૃ. ૬૨૨.

૩૩. પ્રો. કૉમિસેરિયેટે એમના અંગ્રેજી ઇતિહાસમાં અડાલજની વાવ પછી આ વાવની નોંધ લીધી છે. પૃ. ૨૪૩.

દેવોની સુંદર મૂર્તિઓ દરેક ખંડની બાજુઓમાં કરેલી છે. ગૂજરાતમાં પાટણ જિલ્લામાં અને સૌરાષ્ટ્રમાં પણ વાવો મળી આવે છે.

## ધોળકાની મસ્જિદો

અહીં અમદાવાદ પાસે આવેલા પ્રસિદ્ધ ધોળકા ગામમાં આવેલી બે મસ્જિદોની નોંધ લેવી જોઈએ. એ બન્ને સુલતાન મહમૂદના સમયમાં બંધાયેલી છે. ધોળકાની જુમા મસ્જિદની બાંધણી ત્યાંની હિલાલખાન કાજીની મસ્જિદને કાંઈક મળતી છે છતાં એ મસ્જિદ ઈ. સ. ૧૪૮૫ માં બંધાઈ હોય એમ આર્કિયોલૉજિકલ સર્વેના લેખકનું માનવું છે. મિનારા અમદાવાદની એ સમયની મસ્જિદોની પેઠે મુખ્ય દ્વારની આસપાસ કરેલા છે અને ઉપરથી પડી ગયેલા છે. મસ્જિદનું અંદરનું માપ ૧૦૧×૩૩ ફૂટ છે.[૩૪] ધોળકામાં એક નાની વિચિત્ર મસ્જિદ કોઈ મંદિરને ફેરવીને બાંધેલી હોય એવી પણ છે.

## અલફખાનની મસ્જિદ

પરંતુ ધોળકામાં સૌથી આકર્ષક મકાન ગણાય એવી તો અલફખાન ભોકાઈ અથવા ભક્કાઈની પ્રચંડ મસ્જિદ છે. એ અમીર મહમૂદ બેગડાનો મિત્ર અને પાંચ હજારી મનસબનો અમીર હતો એ પાછળ જોઈ ગયા. દરિયાખાનના ઘૂમટની પેઠે જાડી ને બુલંદ બાંધણીની ઈંટોની બનાવેલી આ મસ્જિદ છે. મસ્જિદનો મૂળ મહોરો પડી ગયેલો છે. એની લંબાઈ ૨૦૪½ ફૂટ છે, અને અંદરથી ૧૫૦ × ૪૨ ફૂટ છે. આ મસ્જિદની દિવાલો ૧૨ ફૂટ ૩ ઈંચ જાડી છે, અને આગળ પાછળ ૬¼ ફૂટ જાડી છે. આસપાસ બે મોટા ચોરસ મિનારા છે જેની ઊંચાઈ ૭૯ ફૂટ છે. એના ઉપર બાર ચોરસ ફૂટના ઘૂમટ-વાળા આકાર ચણેલા છે. ૩૦૩ ફૂટ છેટે મસ્જિદની પ્રવેશની છત્રી છે.

---

૩૪. આર્કિ. સર્વે વેસ્ટ ઇંડિયા, મુસલમાન આર્કિ. બર્જેસ, એ ગ્રંથમાં ધોળકાનું વર્ણન જુઓ.

અમદાવાદના દરિયાખાનના ઘૂમટની અને આ મસ્જિદની બાંધણી એક જ સમયની છે અને બન્નેના બાંધનારાઓ મિત્રો હતા. એ મૈત્રી એમનાં મકાનોની બાંધણીમાં પણ દેખાઈ આવે છે. સર જૉન માર્શલ રાજાઓનાં બીજાં મકાનો કરતાં આ ઘૂમટ અને ધોળકાની મસ્જિદની બાંધણીનાં ખાસ વખાણ કરે છે. પાટડા અને થાંભલા કરતાં મકાનોથી મજબૂતાઈ સાથે ઘાટમાં પ્રચંડતા લાવી શકાય છે અને પથ્થર કરતાં પણ ઈંટોનાં મકાનોમાં કમાન બહુ ઉપયોગી સાબિત થઈ છે એમ એમનું માનવું છે. આ બન્ને બાંધણીને સર જૉન ઈરાની બાંધણી કહે છે.[૩૫]

## ચાંપાનેરનાં મકાનો

હવે સુલતાન મહમૂદ બેગડાના સમયનાં બીજાં સુંદર મકાનો માટે આપણે ચાંપાનેર જવું પડશે. ચાંપાનેર મહમૂદે નવેસરથી વસાવી એનું નામ મુહમ્મદાબાદ પાડ્યું અને ત્યાં મહેલો તથા મસ્જિદો બાંધી સુંદર શહેર થયું એ પાછળ જોઈ ગયા. અમીરોએ પણ ત્યાં સુંદર મસ્જિદો અને મહેલો બાંધ્યાં હતાં.

## ચાંપાનેરની જુમા મસ્જિદ

ચાંપાનેરની મસ્જિદોમાં સર્વથી સુંદર એની ભવ્ય જુમામસ્જિદ કહી શકાય, અને એ મસ્જિદ હિંદુસ્તાનના મુસલમાન સ્થાપત્યમાં સર્વાંગ સુંદર ગણાતાં કેટલાંક મકાનોમાં ગણાય એવી છે. આ મસ્જિદ અમદાવાદની જુમા મસ્જિદ કરતાં નાની, પોણા કદની છે અને એનો ચોક પણ અમદાવાદની મસ્જિદ કરતાં નાનો છે. મસ્જિદનું લિવાન ૨૭૦×૧૩૦ ફૂટનું છે, અને એમાં ૧૭૬ થાંભલા છે, મહેરાને પાંચ કમાનો છે એમાં વચલી કમાન મોટી છે. મસ્જિદના મહેરાનો વચલો ભાગ

૩૫. આર્કિ, સર્વે. વેસ્ટ. ઇ. બર્જેસ, અને કેમ્બ્રિજ હિસ્ટ્રી III માં સર જૉન માર્શલ, પૃ. ૬૧૨.

ઊંચો લીધેલો છે, અને એ વચલા ભાગમાં ત્રણ માળ કરેલા છે.[36] મિનારાની અંદરની સીડીમાં થઈને એ માળ ઉપર ચડી શકાય છે. દરેક માળમાંથી નીચે લિવાનના ભોંયતળિયા ઉપર નજર થઈ શકે છે, અને ત્યાં કઠેરાવાળી બેઠકો બનાવેલી છે. ત્રીજે માળ ચડીને આગલા દરવાજાની ઉપરથી પશ્ચિમ તરફ અંદર નજર નાખતાં એક વાવ જોતા હોઈએ એવો દેખાવ લાગે છે. આથી આખી મસ્જિદનો દેખાવ ભવ્ય લાગે છે. પાછળ સ્થાપત્યના પ્રકરણમાં ચર્ચા કરી છે તે પ્રમાણે આ રીત અમદાવાદમાં જુમા મસ્જિદમાં દાખલ થઈ. એને યુરોપીય વિવેચકો પ્રકાશ લાવવાની રીત કહે છે. અમદાવાદમાં એ મેવાડના સાદડીના મંદિરમાંથી આવી છે. ચાંપાનેરની મસ્જિદ એ પછી બંધાઈ છે એટલે એમાં ગૂજરાતી સ્થપતિઓએ આ કલા સંપૂર્ણપણે બતાવી. આ સમયે મેવાડનું રાણકપુરનું સુપ્રસિદ્ધ મંદિર પણ બંધાઈ ગયું હતું. એટલે આ પ્રકાશ લાવવાની કહેવાતી રીત એ આપણા સ્થાપત્યમાં પરંપરાથી પ્રચારમાં આવેલી મેઘનાદ મંડપની બાંધણી જ છે. રાણકપુરમાં એવા મંડપો છે. મસ્જિદમાં હિંદુ મેઘનાદ મંડપને યોગ્ય સ્થાને ગોઠવીને આખીયે મસ્જિદનો દેખાવ ભવ્ય અને રમ્ય બતાવવો એ ગૂજરાતી સ્થપતિ–કારીગરની બુદ્ધિ અને શક્તિનો ઉત્તમ ખ્યાલ આપે છે. અને વિરુદ્ધ સ્થાપત્યને મિશ્ર કરવાની અનન્ય સિદ્ધિ વ્યક્ત કરે છે.[37]

ચાંપાનેરની મસ્જિદના મિનારા ૧૦૦ ફૂટ ઊંચા છે, અને બરાબર કમાનની બન્ને બાજૂએ બનાવેલા છે. નીચેના ભાગમાં અમદાવાદની બીજી મસ્જિદોની પેઠે દેખાવ અને નકશી કરેલાં છે. વચલી કમાનની આસપાસ તથા તેની ઉપર સુંદર ઝરૂખા કાઢેલા છે. કમાનની ઉપરનો ઝરૂખો વચલા ભાગની ભીંત ઊંચી લેવાથી એની

૩૬. બર્જેસ, ઉપર્યુક્ત ગ્રંથ.

૩૭. રાણકપુરના મેઘનાદ મંડપ સાથે આ મસ્જિદના ત્રીજા માળથી જોઈ વિચાર કરતાં મને આ સરખાપણું લાગ્યું છે.

સુંદરતામાં ઉમેરો કરે છે અને નીરસતા ઓછી કરે છે. મસ્જિદના ચોકની બાજૂઓમાં પડાળીઓ છે. આ મસ્જિદની ખાસ મનોહરતા એનો બહારનો સુંદર કોતરણીવાળો કોટ વધારે છે. એમાં પ્રવેશ કરવા માટે ઉત્તર દક્ષિણ અને પૂર્વ તરફ સુંદર છત્રીઓવાળાં પ્રવેશદ્વાર છે. એમાં પૂર્વ તરફનું મુખ્ય પ્રવેશદ્વાર તો એટલું સુંદર છે કે એને સ્થાપત્યના એક ખાસ શણગાર તરીકે જુદું પણ ગણાવી શકાય. મસ્જિદમાં આજે લેખ નથી, પણ ફિરિસ્તાએ એની નોંધ લીધી છે. એમાં લખે છે કે "ખુત્બા વ મિંબર" એ શબ્દો ઉપરથી બંધાયાનું વર્ષ હિ. સ. ૯૧૪ એટલે ઈ. સ. ૧૫૦૮-૯ આવે છે. આ ઉપરથી મહમૂદ બેગડાના અમલનાં છેલ્લાં વર્ષોમાં આ મસ્જિદ બંધાઈ રહી હતી એમ સમજાય છે. એક મિનારાનો ઉપરની ટોચનો ભાગ તૂટેલો છે. એ ઈ. સ. ૧૮૧૨ સિંધિયા સરકારના જુલ્મી કહેવાતા સૂબા પાટણકરે રમતમાં એના તરફ તોપનો ગોળો છોડેલો તેથી તૂટી ગયેલો છે. મસ્જિદની પાછલી દીવાલમાં ૧૬ જાળીઓ છે અને ઉત્તરદક્ષિણમાં બબ્બે ઝરૂખા છે. અંદર મુલુકખાનું પણ છે. લિવાનને ચારે ખૂણે નાના મિનારા છે.[૩૮]

## એને માટે યુરોપીય વિવેચકોની ટીકા

આ મસ્જિદને માટે યુરોપીય કલાવિવેચકોમાં મતભેદ પ્રવર્તે છે. સર જોન માર્શલ આ મસ્જિદના મિનારાની ગોઠવણીની ખાસ ટીકા કરે છે અને મિનારા ગોઠવવામાં સ્થપતિ સફળ થઈ શક્યો જ નથી એવી સામાન્ય ટીકા પણ કરે છે. મિનારાને લીધે મસ્જિદનો દેખાવ સમગ્રતાની દૃષ્ટિએ જોતાં બગડી ગયો છે એમ કહે છે; જો કે બીજી વિગતો જોતાં આ મસ્જિદની પૂર્વ તરફનાં મુસ્લિમ મકાનોમાં

---

૩૮. આર્કિ. સર્વેનો ઉપર્યુક્ત ગ્રંથ, પંચમહાલ ગેઝેટિયરમાં ચાંપાનેરનું વર્ણન, વગેરે ઉપરથી સાર લીધો છે.

શ્રેષ્ઠ ગણી શકાય એવી છે એટલું કબૂલ કરે છે.[૩૯] પર્સી બ્રાઉન આ મસ્જિદની તારીફ કરે છે અને આંગણાનો કોટ તથા એનાં પ્રવેશદ્વારો જોતાં જ અંદરની ભવ્યતા અને સુંદરતાનો સમગ્ર ખ્યાલ જોનારને આવી જાય એમ કહે છે. હિંદુ મંદિરની અસર અમદાવાદની મસ્જિદ કરતાં પણ માળની રચનામાં વધારે દેખાય છે એમ લખે છે અને ઉમેરે છે કે આ બાંધનાર કલાકારો માત્ર મકાનો બાંધનાર ઉસ્તાદો હતા, એટલું જ નહિ, પણ મનુષ્યસ્વભાવના પણ ઊંડા અભ્યાસી હોવા જોઈએ. પર્સી બ્રાઉન માળના મંડપોના થાંભલાની ખાસ ટીકા કરે છે અને એમાં ભિન્ન સ્થાપત્યની મેળવણી ખોટા દેખાવ પૂરતી અને વધારા પડતી છે એમ મત દર્શાવે છે.[૪૦]

યુરોપીય કલાકારોનો આ મત વિચારપ્રેરક છે, છતાં એમ કહેવું પડે કે આપણા સ્થાપત્યની કેટલીક ભાવના એ લોકો સમજ્યા નથી. એની ચર્ચા પાછળ સ્થાપત્યના પ્રકરણમાં કરી છે. ચાંપાનેરની મસ્જિદ સર જોનને આગળથી જોતાં સમગ્રદર્શનમાં ખામીવાળી લાગતી હશે. પરંતુ એને જરા દૂરથી આંગણાના કોટ અને પ્રવેશદ્વારોની સાથે સમગ્રતામાં જોવાની જરૂર છે. માત્ર મહોરો જોઈને અભિપ્રાય વ્યક્ત કરવો એથી આવા સુંદર મકાનને અન્યાય થાય છે. મિનારા જરા ઊંચા અને પ્રમાણમાં પાતળા છે ખરા, પરંતુ ઉપર જોયું તેમ

---

૩૯. માર્શલ, કેમ્બ્રિજ હિસ્ટ્રી ઑફ ઇંડિયા III, પૃ. ૬૧૩.

૪૦. Percy Brown : Indian Architecture : Islamic-Period, P. 55–56. એ લેખક અમદાવાદ અને ચાંપાનેરની જુમા મસ્જિદોની સરખામણી કરતાં Classic parallel તરીકે એકને Doric style કહે છે અને બીજીને Corinthian style કહે છે, અને થાંભલા માટે અસંતોષ વ્યક્ત કરતાં લખે છે કે "those in the Champaner sanctuary beiug more sophisticated..." એવા શબ્દો વાપરે છે. પર્સી બ્રાઉન ઝરૂખાની રચના અને ગોઠવણીને ખાસ વખાણે છે; હિંદુ મંડપના થાંભલાને ભિન્ન સ્થાપત્ય તરીકે વર્ણવે છે.

ત્રણ માળના મેઘનાદ મંડપની સાથે જોડવાથી એનો દેખાવ ખરાબ લાગતો નથી. થાંભલામાં પણ હિંદુ મેઘનાદ મંડપના થાંભલાનું અનુકરણ છે. ગુજરાતી સ્થપતિઓએ પોતાને બાંધકામની જેટલી કલાઓ આવડી એટલી (મૂર્તિઓ સિવાય) આ મસ્જિદમાં બતાવી છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી.

## બીજી મસ્જિદો

ચાંપાનેરના કિલ્લામાં બીજી મસ્જિદો પણ છે. દરવાજાની બાજૂમાં શહરકી મસ્જિદ કહે છે તે આખી ઊભી છે. એની કમાનો કદમાં નાની છે તેથી દેખાવ સારો લાગતો નથી. આ મસ્જિદ અમદાવાદમાં ભદ્રની મસ્જિદની પેઠે રાજગઢની મસ્જિદ હશે. એની બાજૂમાં રાજમહેલના પાયા જણાય છે.

કિલ્લાની ઉત્તરે અઢી ફર્લાંગ છેટે નગીના મસ્જિદ નામની એક નાની પણ ધોળા પથ્થરની બાંધેલી સુંદર મસ્જિદ છે. એની પશ્ચિમે બાવામાનની મસ્જિદના મિનારા ઝાડની વચ્ચેથી દેખાય છે. એ બાવામાન એ પાવાગઢ ઉપર જેમની કબર છે એ સદનશાહના શિષ્ય છે અને વડોદરામાં એમના અનુયાયીઓ છે. ચાંપાનેરમાં કેવડા અને ખજૂરી નામની મસ્જિદો અને લીલો ગુંબજ નામે મસ્જિદો પણ છે, પરંતુ આ બધાના બાંધનાર અને એમનો સમય નક્કી કરવાનું સાધન નથી. બહાદુરશાહ પછી ચાંપાનેરમાં મુસલમાન સત્તાની પડતી આવી એટલે આ બધાં બાંધકામ મહમૂદ બેગડાની અને બહાદુરશાહની વચ્ચેના સમયનાં ગણી શકાય. કિલ્લાથી દોઢ માઈલ દૂર બડા તળાવને કાંઠે એક મહેલનાં ખંડેરો નજરે પડે છે, એ કદાચ દિલખુશ મહેલનાં હોય. હાલોલથી ચાંપાનેર આવતાં કેટલાંક સ્થળો આજે દેખાય છે. હાલોલ ગામ ચાંપાનેરના બાગે હાલૂલ ઉપરથી થયેલું છે એ પાછળ જોયું. મુસલમાન તાઈ વણકરોના પીર ખુનપીરની દરગાહ પણ નજીકમાં છે. એની ઈશાને થોડે છેટે એક

મિનારની મસ્જિદના નામથી ઓળખાતી મસ્જિદ ઊભી છે, અને ત્યાં પાવાગઢ તરફ આવતાં પાંચ મહુડાની મસ્જિદ નામે એક મસ્જિદ આવે છે. હાલોલથી ચાંપાનેર આવતાં આશરે દોઢેક માઇલ છેટે એક મોટા દરવાજાની એકલી ઊભેલી કમાન આવે છે. ચાંપાનેરના બહારના કોટનો પશ્ચિમ તરફનો આ દરવાજો છે. ત્યાંથી ખરું ચાંપાનેર શહેર શરૂ થાય છે. આજે તો એમાંથી પસાર થતાં જંગલ જ છે, પરંતુ એક બગીચામાં ચાલતા હોઈએ એવું લાગે છે. કમાનની જમણી બાજૂ પગથિયાંવાળું એક તળાવ છે એને કસમણુ તળાવ કહે છે; પરંતુ એ શકરખાન નામના એક ચાંપાનેરના પઠાણે બાંધેલું છે, અને એની દરગાહ પણ ત્યાં જ છે. ચાંપાનેરનો બહારકોટ પાવાગઢના કિલ્લાની દીવાલને મળે છે. ચાંપાનેરનાં ખંડેરોમાં એક પડી ગયેલા ઘૂમટનો સુંદર રોજો ગણાવ્યા વિના આ વર્ણન અધૂરું કહેવાય. આ રોજો ગૂજરાતના રોજાઓમાં ઉત્તમ કહી શકાય એવી સુંદર કારીગરીનો છે. એના થાંભલા ઉપર ખાસ કરીને અદ્‌ભુત અને મનોહર કારીગરી કરેલી છે અને અમદાવાદની સીદી સૈયદની અને શાહપુરની મસ્જિદોની કોતરણીનો ખ્યાલ આપે એવા આ રોજાના થાંભલા છે. આવો સુંદર રોજો કોનો છે તે જાણી શકાયું નથી.[૪૧]

## ચાંપાનેરનો કિલ્લો—જહાંપનાહ

ચાંપાનેરનો "જહાંપનાહ" અથવા રાજગઢ આજે પણ એની ભવ્યતાનો ખ્યાલ આપી રહ્યો છે. એના પૂર્વ અને પશ્ચિમ તરફના દરવાજા સવ્ય અપસવ્ય રીતે બાંધેલા છે, અને ચોકીદારોને માટે ઓરડા પણ બાંધેલા છે. દરવાજાનો આખોય દેખાવ ૧૫૦ × ૧૨૦

---

૪૧. પંચમહાલ ગેઝેટિયર, શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈકૃત પાવાગઢની પુસ્તિકા, ઉપરથી સાર લીધો છે. ખુનપીરનું ખરું નામ ખુંદમીર છે એમ કહે છે.

કૂટનાં ચોકીદારોનાં મકાન સાથે ઘણો સારો લાગે છે. આ રાજગઢ અથવા જહાંપનાહ કિલ્લો પોણો માઈલ લાંબો છે અને ૨૮૦ વાર પહોળો છે. એની વચ્ચે એક મંડપ છે એને માંડવી કહે છે. કિલ્લાના દરવાજાને ગોધરા દરવાજો અને હાલોલ દરવાજો કહે છે. બન્ને દરવાજાની ઉપર મોટા અરબી અક્ષરોથી લેખ છે, મહમૂદ બેગડાનું નામ છે. બંધાયાની તારીખ રવિવાર ૨ જી જિલકાદ ૮૮૯ (૨૧ નવેંબર ૧૪૮૪) છે.[૪૨] આજનું થોડાં ઝૂંપડાં અને થોડી ધર્મશાળાઓનું ચાંપાનેર આ કિલ્લાની અંદર વસેલું છે. મરાઠા અને બ્રિટિશ સમયમાં એને વસ્તી વધારી આબાદ કરવા પ્રયત્ન થયેલો, પણ એમાં સફળતા મળી નહિ. ચાંપાનેરનો નાશ માતાજીના શાપથી નથી થયો એ ઐતિહાસિક રીતે પાછળ ચર્ચ્યું છે, અને લોકમાં મનાતી એ દંતકથા પણ આધુનિક કહી શકાય એવી જ છે; પરંતુ આજે ચાંપાનેરની કરુણ દશા જોઈ, એનાં જંગલ અને ખંડેરો ઉપર નજર નાખતાં મુખમાંથી નિઃશ્વાસ નીકળી જાય છે અને એક વારની આ સુંદર અને ભવ્ય નગરી કોઈ શાપિત ભૂમિ હોય એવું લાગી આવે છે.

## પાવાગઢના કિલ્લાનાં મુસલમાન મકાનો

રાજગઢના પશ્ચિમ તરફના ખૂણામાં આવેલા દરવાજામાંથી બહાર નીકળી પાવાગઢ ઉપર જવાનું ચડાણ શરૂ થાય છે. પાવાગઢની ઊંચાઈ આશરે ૨૭૦૦ ફૂટ છે અને એના ઉપર એક પછી એક મજબૂત રક્ષણહરોળની દીવાલો આવે છે. એ બધી વટાવીને પર્વતના મધ્ય ભાગમાં પહોંચાય છે. ઈ. સ. ૧૮૦૩માં કેપ્ટન માઈલ્સ લખે છે

---

૪૨. આ દરવાજાઓનાં આજે કહેવાતાં નામ ચાંપાનેર ખંડેર થયા પછી પડ્યાં હોય એમ સમજાય છે. સમૃદ્ધ ચાંપાનેરનો હાલોલ તો માત્ર બાગ હતો એટલે દરવાજાનું નામ એ ઉપરથી પડે નહિ. કિલ્લો બંધાયાની તારીખ પાવાગઢનો કિલ્લો જીતાયાની તારીખ તવારીખોમાં આપેલી છે તેને મળી રહે છે.

કે પર્વતની તળેટીને અડીને વિસ્તૃત ખંડેરો, ઘરો, તળાવો, મંદિરો, મસ્જિદો વગેરે જંગલથી ઢંકાયેલાં છે. આજે એ વાતને પણ દોઢસો વર્ષ થઈ ગયાં છે અને એમાંથી ઘણુંખરું નાશ પામ્યું છે. પાવાગઢ ઉપર ચડતાં અડધો માઈલ ઉદ્યાન જેવાં દેખાતાં દશ્યોમાંથી પસાર થતાં અટકના દરવાજાથી એક પછી એક રક્ષણશ્રેણીની દીવાલો અને દરવાજા શરૂ થાય છે. રજપૂત સમયની આ દીવાલો અને દરવાજાની બાંધણીને મુસલમાનોએ વધારી સુધારીને મજબૂત બનાવી છે, અને બૂઢિયા દરવાજાની રચનાથી આ વાત સિદ્ધ થાય છે. ત્રીજી રક્ષણશ્રેણિ મૂકયા પછી સદનશાહના દરવાજા પછી જમણે હાથે સાત મહાલ કહેવાતા મકાનનાં પગથિયાં આવે છે. આખા પાવાગઢ ઉપરનાં મકાનો મજબૂતાઈની દૃષ્ટિએ બાંધેલાં હોવાથી એમાં બુલંદ ભવ્યતા સિવાય બીજું આકર્ષણ નથી. પરંતુ આ સાત મંઝીલ કે મહાલમાં કાંઈક આકર્ષણ છે. એને ચંપારાણીનો મહેલ અથવા ખાપરા ઝવેરીનો મહેલ કહે છે, અને એમાંથી નીચે ઊતરવાનું હતું એમ કહેવાય છે. પરંતુ આ વાતને આધાર મળતો નથી. આ મહેલ વિશ્વામિત્રીના મૂળની ખીણની ઉપર ટેકરીને છેડે ઝૂકીને ઊભેલો છે, એટલે નીચે ખેલાતા શિકારને ઉપરથી રાણીઓ જોઈ શકે એ માટે બાંધેલો હશે એમ મનાય છે. પરંતુ આ મકાન મુસલમાન સમયનું બંધાયેલું છે. પગથિયાં ઊતરી રહેતાં છેડા પર સુંદર મંડપ છે. ત્યાંથી અંધારી ને ઊંડી ખીણનો દેખાવ ભયકારક છતાં સુંદર લાગે એ એની વિચિત્રત છે. આ ખીણમાં મૂળ વિશ્વામિત્ર ઋષિનો આશ્રમ અને નદીનું મૂળ મનાય છે; એક મહાદેવનું નાનું દેવાલય પણ નજરે પડે છે. આ સાત મંઝીલની ટેકરીની સામે બીજી મોટી ટેકરીની શાખા દેખાય છે એના ઉપરથી કોટની એક દીવાલ નીચે ઊતરતી જાય છે જે કસબણ તળાવને જઈ મળે છે. આ ટેકરી ઉપર ઝુલન બદન દરવાજાના અને નાગર હવેલી કહેવાતાં મકાનનાં ખંડેરો દેખાય છે

## મૌલિયા અને પાવાગઢની ઉપરનો ભાગ

માચી હવેલીથી ઉપર ચડતાં મકાઈ કોઠારના દરવાજા પાસે આવેલું ત્રણ ઘૂમટવાળું મકાઈ કોઠારનું મકાન પણ મુસલમાન સમયનું છે અને ઘેરા વખતે અનાજ ભરવાના કામમાં આવતું હતું. એમાં ટાંકાં પણ છે. ત્યાંથી ઉપર ચડતાં ડાબી બાજૂ ભદ્રકાલીના મંદિરે જતી પાવાગઢની ટેકરીની શાખા છે. આ ટેકરી અને પર્વતની મુખ્ય ટેકરીની વચ્ચે હાથીકૂપા નામની ખીણ છે. એ ખીણ વિશ્વામિત્રીની ખીણ કરતાં વધારે ઊંડી છતાં એટલી અંધારી કે ભયંકર દેખાતી નથી. આ ખીણ ઉપર ઝૂકીને ઊભેલા એક મહેલનું તૂટેલું ખંડેર છે એને પતાઈનો મહેલ કહે છે, પરંતુ મકાન મુસલમાન સમયનું જણાય છે. ભદ્રકાલી જતાં રસ્તામાં ભોંયરાં આવે છે ત્યાં પણ મહેલો હશે. ભદ્રકાલીના મંદિરનું મુખ મહાકાલીના મંદિરથી ઊલટી દિશામાં છે તેથી એમ કહેવાય છે કે પતાઈના નવરાત્ર મહોત્સવમાં કાલિકા ગયાં તેથી એમનાં બહેન ભદ્રકાલી રિસાયાં તેથી અવળાં ફરીને બેઠાં. આ પણ દંતકથા છે. દંતકથા જોડવાની આપણા લોકોની રીત અદ્ભુત છે! પર્વત ઉપર ચડતાં પાટિયાપુલ અને તે પછીના દરવાજાઓ વટાવ્યા પછી એક માઈલ લાંબું અને પા માઈલ પહોળું એવું મેદાન આવે છે અને એમાં મુહાફિઝખાને બાંધેલા મૌલિયા નામનો છેક ઉપરનો કિલ્લો હતો. એનાં હિંદુ અવશેષોનું વર્ણન પાછળ કર્યું છે અને તળાવો તથા ટોચ ઉપરના મહાકાલીના મંદિરનું વર્ણન પણ પાછળ કરી ગયા. આ મૌલિયામાં મુસલમાન મકાનો અને મહેલો હોવાનો સંભવ છે, પણ હાલ કાંઈ રહ્યું લાગતું નથી, માત્ર મેદાનને છેડે મકાઈ કોઠારને મળતું પણ એનાથી મોટું નવલખા કોઠાર નામનું મોટા ઘૂમટોવાળું મકાન છે. પાવાગઢની ઉપર જેમ જેમ ચડતા જઈએ તેમ તેમ નીચેનો દેખાવ રમણીય દેખાય છે. ઉપર દૂધિયા તળાવ આગળથી તથા મહાકાલીના મંદિર ઉપરથી પણ માઈલો સુધીના દેખાવ નજરે પડે છે: ચાંપાનેરનો કિલ્લો અને મકાનો નાનાં રમકડાં

જેવાં દેખાય છે. મહાકાલીના મંદિરમાંથી ચારે બાજૂ જોતાં લાક્ષણિક રીતે પણ અનેક સ્વરૂપમાં રહેલાં મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી-નાં સ્વરૂપો આદ્યશક્તિ કે પ્રકૃતિનાં ત્રિગુણાત્મક સ્વરૂપો—જાણે આ સ્થળમાં હોય એવું મનમાં ભાસે છે અને મન અનેક લાગણીઓથી ઊભરાઈ ઉન્નત બને છે. આ સ્થળના ઇતિહાસમાં અને એની ચારે બાજૂએ શૃંગાર, વીર, કરુણ, અદ્દ્ભુત આદિ રસો ભરેલા છે. મહા-ગૂજરાતનું આ ખંડેરોનું મહાન સ્થળ મહાકાલની રમણીય ભયંકરતા દર્શાવતું આજે ઊભું છે. ગૂજરાતીઓની રસવૃત્તિ એને સૌંદર્યધામ આજના જમાના પ્રમાણે બનાવશે ?[૪૩]



૪૩. પાવાગઢના ઉપરના ભાગનું આ બધું વર્ણન, 'કુમાર'ના રજતાંકમાં આપેલો મારો લેખ, ગુજરાત સંશોધન મંડળના ત્રિમાસિકમાં ડૉ. ગટ્ઝનો લેખ અને શ્રી. રમણલાલ દેસાઈનું 'પાવાગઢ' ઉપરથી સાર લીધો છે.

# પરિશિષ્ટ–अ

## ગૂજરાતના ઇતિહાસનાં સાધનોમાં મુસલમાન તવારીખોનું સ્થાન અને એનું મૂલ્યાંકન

ભારતના ભૂમિવિભાગોની સંસ્કારિતાના ઇતિહાસ માટે જે સાધનો ઉપલબ્ધ તથા ઉપલભ્ય છે, તેમાં ગૂજરાતને લગતાં સાધનો પ્રમાણમાં વધારે વિપુલ અને વિસ્તૃત છે એ વાત હવે વિદ્વાનો સ્વીકારે છે. મુસલમાનોના આગમન પહેલાંના સમય માટે જે સામગ્રી મળે છે તેને પશ્ચિમનું ઇતિહાસવિજ્ઞાનનું શાસ્ત્ર–જેને આપણા ઘણા વિદ્વાનોએ પણ માન્ય રાખ્યું છે—ખરા ઐતિહાસિક સાધનો તરીકે સ્વીકારતું નથી એ પણ સાચી વાત છે. પરંતુ આપણી પ્રાચીન સાધનસામગ્રીને માત્ર પશ્ચિમની પારાશીશીથી માપી જોવાની રીત પણ બરોબર નથી એમ હવે વિદ્વાનોને લાગવા માંડ્યું છે. આપણી સામગ્રી આપણા દેશના ઐતિહાસિક વાતાવરણને અનુસરીને જ જોવાથી એનો ખરો ખ્યાલ આવે છે. એ દૃષ્ટિએ જોતાં માણસજાતની ઉન્નતિના ઇતિહાસમાં ભારતનો ફાળો કોઈ રીતે ઊતરતો નથી, પછી ભલે એમાં કોઈ બનાવની તારીખ ન મળતી હોય.[1]

### પ્રો. બ. ક. ઠાકોરનું મુસલમાન ઇતિહાસ માટેનું મંતવ્ય

મુસલમાનોના આગમન પછી દરેક બનાવોની તારીખોવાળો ઇતિહાસ વધારે પ્રમાણમાં લખાવા માંડ્યો એ ખરું છે. પરંતુ આજના

---

૧. તારીખો વગરનું વર્ણન ઇતિહાસ નથી એવી માન્યતા છે, પરંતુ ઇતિહાસમાં વૈજ્ઞાનિક ચોકસતા સરલ નથી એવો પણ મત છે. કારણ ભૂતકાલમાં બનેલી કોઈ પણ વાત માટે શંકા તો રહ્યા જ કરે. એટલે નૈતિક ચોકસતા વધારે મહત્ત્વની મનાય છે. આપણું પ્રાચીન સાહિત્ય એ જાતનું છે. આપણા ઇતિહાસનું વાતાવરણ નૈતિક ચોકસતાને ટેકો આપનારું છે. પ્રો. જદુનાથ સરકાર માને છે કે મુસ્લિમો પહેલાં ખરો ઇતિહાસ હતો નહિ.

ઇતિહાસવિજ્ઞાનની દૃષ્ટિએ એમાં પણ ખામીઓ છે તે ભૂલવા જેવું નથી. આ માટે આપણા ઇતિહાસના એક સમર્થ વિચારક સ્વ. પ્રો. બળવંતરાય ક. ઠાકોરના વિચારો જોવા જેવા છે.[2] જરા વિસ્તારનો ભય છતાં એમનું પ્રેરક દૃષ્ટિબિંદુ વિચારી એમાં જે કાંઈ મતભેદ જેવું જણાય તેની ચર્ચા મુસ્લિમ સમયના ઇતિહાસના અભ્યાસ માટે ઉપયોગી થઈ પડે. પ્રો. ઠાકોર આ પ્રમાણે લખે છે:—

"મુસલમાન લેખકોએ આપવડાઈમાં ઘણી વિગતો ખોટી લખી છે. દરેક લડાઈમાં પોતે જીત્યાનું જ લખ્યું છે, દુશ્મનોને ભાંડયા જ છે, અને આખા અહેવાલને દીનના વિજયના વાવટામાં લપેટી લીધો છે, અને કાફરો ઉપરના દ્વેષની લાળે તરબોળ કર્યો છે." અહીં પ્રો. ઠાકોર પોતે જ કબૂલ કરે છે કે "એ સર્વ માનવપ્રકૃતિની એક સાધારણ ખાસિયતનાં પરિણામ છે."[3] નીચે નોંધમાં એ લખે છે કે: "આ વર્ણન મુસલમાન અહેવાલો અને ઇતિહાસોના ઘણા મોટા ભાગને લાગુ પડે છે. અકબરના સમયના અહેવાલો મુકાબલે બહુ સારા છે." મુસલમાન તવારીખોનું સ્વરૂપ વર્ણવતાં એઓ આ પ્રમાણે લખે છે:—

"રાજતરંગિણી, હર્ષચરિત, વિક્રમાંકદેવચરિત, કહાનડદેપ્રબંધ આદિ હિંદુ ઇતિહાસોની ખામીઓ ચારે બાજૂએ સ્વીકારાય છે, બલ્કે એ ખામીઓ છે તે કરતાં પણ વધારે મોટી અને વધારે પ્રમાણમાં ગણવાની પ્રથા પડી ગઈ છે. એથી ઉલટું મુસલમાની સાધનોની ખામીઓ ધ્યાનમાં લેવી જોઈએ એટલી લેતાં હજી પણ આપણે શીખ્યા નથી. હિંદુ સાધનો નથી જ, ઐતિહાસિક ગણાય એવાં સાધનોની ફક્ત આ

---

૨ શ્રી. ઠાકોરે ઈ. સ. ૧૯૨૦ ની અમદાવાદની ગુજરાત સાહિત્ય પરિષદના ઇતિહાસ વિભાગના પ્રમુખપદેથી આપેલા ભાષણમાંથી.

૩. મુસલમાન તવારીખોના મૂલ્યાંકનમાં આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. તેની ચર્ચા આગળ કરીશું. ઈ. સ. ૧૯૨૦ પછી આ બાબતોમાં વધારે અભ્યાસ થયો છે અને સંશોધન પણ થયું છે, બધી પ્રજામાં એવું જ છે.

મુસલમાની છે, એ ઇતિહાસશોધકોની પહેલી પેઢીનો મત હતો. પણ એમાં સુધારો થતો આવ્યો છે ખરો, તથાપિ હજી મુસલમાની સાધનોને આપણે હદથી વધારે વજનદાર ગણીએ છીએ. હિંદુ સાધનો મળતાં ગયાં તેમ તેમ પહેલો મત ફર્યો ખરો, પરંતુ જે મળ્યાં તે હિંદુ સાધનોને મુકાબલે મુસલમાની સાધનો ઐતિહાસિક દૃષ્ટિને પ્રથમદર્શને વધારે માની શકાય એવાં જણાયાં. એ વાઙ્મયમાં તારીખો, બનાવો, વંશાવલિઓ, અમલદારો અને સ્થળોનાં નામ વગેરે વિગત ઘણી વધારે અને ચોક્કસ હોય છે, અને વળી તે એક ક્રમબદ્ધ ઇતિહાસરૂપે અને ગદ્યનાં ધોરણો ઉપર લખેલી છે એ ઉઘાડું છે. પરંતુ બીજી બાજૂ પણ જરા વિચારો. જે લેખકોને હાથે એ લખાયા છે તેમની ખાસિયતોથી, જે વાંચનારા માટે એ લખાયા છે તે પ્રજાના લોકમતનાં રૂઢ વલણોથી, અને જે ફારસી અરબી સાહિત્યનું અનુકરણ એ કર્તાઓએ પોતાના સ્વતંત્ર ગ્રંથ રચતાં જાણે અજાણ્યે કર્યું છે, એ સાહિત્યમાંની ભાવનાઓથી એ સર્વ અહેવાલો રંગાયા હોય એ સ્વાભાવિક છે, અને આથી કરીને હું જે અહીં ભાર દઈને કહેવા માગું છું તે એ છે કે આ સર્વ એક સામાન્ય વ્યાપક ચેતવણી તરીકે સ્વીકારે છે તે અભ્યાસકો પણ એ ચેતવણીમાથી ફલિત થતી શાસ્ત્રીય અશ્રદ્ધા ( scientific incredulity or independence) ખરી રીતે કેટલી તો વિશાળ અને ઊંડી હોવી જોઈએ, તે સામાન્ય રીતે ભૂલી જાય છે. હવે ફારસી અરબી સાહિત્યમાંની ભાવનાઓ વિશે અહીં થોડો વિચાર કરીએ. દરેક સંસ્કૃતિસંપન્ન પ્રજાના સાહિત્યમાં અમુક ભાવનાઓ ઓતપ્રોત હોય છે જ. ઇતિહાસમાં પણ એ ભાવનાઓની છાપ ઊંડી અને આરપાર પડે છે. મુસલમાની સાહિત્યની એક ભાવના ભક્તજનની–દીનપરસ્તીની; આપણા સુલતાનોમાંથી જેનાજેનામાં આ વલણ કંઈયે આગળ પડતું હશે, તે તે દરેકને આપણા ઇતિહાસકોએ નમૂનેદાર ભક્તજન જેવો ચિતરી દીધો છે. એ સાહિત્યની બીજી ભાવના અજિત વિજેતાની; એ વીરનર લોહીની

નદીઓ વહેવડાવે, રવડતાં માથાંના પિરામિડો રચે, ચડાઈઓ કરે, ચોતરફ દુશ્મનો એનાથી ત્રાસે જ, અને રાજ્યનો વિસ્તાર એ વધાર્યે જ જાય.[૪] ત્રીજી ભાવના વહીવટકુશળ રાજ્યકર્તાની. આપણા સુલતાનોમાં કેટકેટલામાં આ નમુનાઓ અને એમનાં વિવિધ મિશ્રણ જોવામાં આવે છે? એ સાહિત્યની બીજી એક ભાવના મદોન્મત્ત ઉચ્છૃંખલ પૌરુષની. જેની સામે આંખ ફાટે તે ચપટીમાં ચોળાઈ જાય—એવા સુલતાનો પણ આપણા ઇતિહાસમાં ક્યાં ઓછા છે? આ વિચારતાં એ ઇતિહાસોને સ્પષ્ટ ખોટા ન ઠરાવી શકાય ત્યાં તેને ખરા માનવાનું વલણ પ્રવર્તે છે તે કેવું અશાસ્ત્રીય છે!

"મુસલમાની ઇતિહાસોમાં જે આપેલું છે તેમાં આ પ્રમાણની ખામીઓ છે, જે મહત્ત્વની છે; ત્યારે એમાં જે નથી, જે હોય જ નહિ, તે તેની સાથે તુલના પણ ન થઈ શકે એટલા વધારે મહત્ત્વનું છે. કુતુબુદ્દીને દેહલીની ગાદી સ્થાપી ત્યાંથી ઈ. સ. ૧૫૫૬ સુધીના સાડાત્રણ સૈકામાં દેહલી અને લાહોરથી તે દ્વારસમુદ્ર અને વરંગળ સુધી જે નાની મોટી સલ્તનતો લાંબો ટૂંકો સમય ચાલી તે સર્વને એકસામટી જોતાં આપણા મગજ ઉપર કેવી છાપ પડે છે વારુ? જાણે, અમુક સ્થળે એક વિદેશીઓની છાવણી પડે. એમાં એ છાવણીના માણસોને રુચે એવા જ દેશી માણસો છાવણીના દાસાનુદાસ તરીકે જ વસી શકે. તેની મર્યાદાની આસપાસ એક મોટું વર્તુલ જાણીને જ ખેદાનમેદાન કરવામાં આવે, તે છાવણીના પોતાના અભેદ્ય રક્ષણ તરીકે. આ ખેદાનમેદાન વર્તુલમાંથી લશ્કર મરજી પડે ત્યારે બહાર ધસે, ફાવે એટલી લાંબી મજલ કરે, લૂંટથી તથા ગુલામ કરેલાં "બાનો"નાં ટોળાંઓથી લાદેલું પાછું છાવણીમાં પેસે. ખેતી, ધંધોરોજગાર, આબાદી, સમૃદ્ધિ, જાહોજલાલી આ છાવણીનાં ક્ષેત્રફળની અંદર જ. "મહેનત, મજૂરી, કસબ, અક્કલ, મુખ્યત્વે

૪. 'આપણી લોકમાન્યતા' શત્રુનું નગર જીતી ત્યાં 'ગધેડે હળ ફેરવાવ્યું' તથા પ્રશસ્તિનાં વિશેષણો 'રિપુવનદહનદાવાનલ' વગેરે વગેરે શું સૂચન કરે છે?

ગુલામોની એટલે કે દેશીઓની × × ×". "મુસ્લિમ ઇતિહાસોમાં જે છે તે આ સર્વ કેરના લાંબાટૂંકા અહેવાલો છે. હિંદનો સાડાત્રણ સૈકાનો ઇતિહાસ તે આ? મુસ્લિમો કદાચ કહેશે કે 'હા, એ જ હિંદનો એ સમયનો ઇતિહાસ."

મુસલમાન તવારીખોના મૂલ્યાંકનનું આ અવતરણ લાંબું અને કડક લાગશે. પ્રો. બ. ક. ઠાકોર આગળ એમ પણ લખે છે કે, કેટલીક મુસલમાન સલ્તનતોને જેમાં એ ગૂજરાત, માળવા અને ગુલબર્ગને ગણાવે છે—સમજ્યે કે અણસમજ્યે જે પ્રજા ઉપર અમલ કરવાનો હતો તેમનું કેટલુંક સ્વીકાર્યું, અપનાવ્યુ અને કૃતિમાં મૂક્યું. એવી સલ્તનતો છાવણીશાહીને બદલે કાંઇક મિશ્ર રૂપની થઈ. એઓ એમ માને છે કે એવી મિશ્ર સલ્તનતોએ મિશ્ર મધ્યકાલીન સંસ્કૃતિ પણ ઊભી કરી અને એની અસર કલાઓ, સંગીત, ઉર્દૂ આદિ ભાષાઓ, રિવાજો, પહેરવેશ, નાતોજાતો ઉપર પણ થઈ. તવારીખો આવી સલ્તનતોને ટૂંકામાં પતાવે છે અને એમના ઇતિહાસ ત્રુટિત આપે છે એમ પણ માને છે. એઓ એક બીજો અભિપ્રાય એવો વ્યક્ત કરે છે કે જેઓ પોતાને પહેલા ઇસ્લામી અને પછી હિંદી માને છે એવા લોકો છાવણીશાહીના ઇતિહાસને શુદ્ધ ગણે છે; જ્યારે પહેલા હિંદી અને પછી ધર્મને સ્થાન આપનાર બરોબર તુલના કરે છે એમ કહી એવા દાખલા પણ ટાંકે છે. હિંદુઓની સંસ્કૃતિમાંથી ઘણું જાણવાનું છે એમ માનનારા સંસ્કારી મુસલમાનો પણ છે.

## પ્રો. ઠાકોરના મતની ચર્ચા

પ્રો. ઠાકોરની આ બધી માન્યતા અવશ્ય ખૂબ જ વિચારપ્રેરક છે અને તવારીખોનું સામાન્ય મૂલ્યાંકન કરવા માટે ધ્યાનમાં લેવા

---

૫. ગૂજરાતમાં તો આ ચિત્રની બીજી બાજૂ છે તે યથાસ્થાને જોઈશું.

૬. ઉર્દૂ શબ્દ પ્રાચીન નથી. બાદશાહી સમયમાં એને 'ઝબાને હિંદવી' કહેતા હતા.

જેવી છે. તે સાથે ગૂજરાતની મુસલમાન તવારીખો માટે આ વિચારો ક્યાં ક્યાં માન્ય કરવા જેવા લાગે છે અને ક્યાં ભેદ પડે છે તે પણ જોવાની જરૂર છે. પ્રો. ઠાકોરે જે કડક ટીકા કરી છે તેમાંની ઘણીખરી સમસ્ત હિંદને લગતી મુસ્લિમ તવારીખોને લાગુ પડે છે. અકબર પછી છાવણીશાહી મનોદશામાં ફેર પડ્યો તેથી તવારીખોના સ્વરૂપમાં પણ ફેર પડ્યો એમ એ માને છે તે ખરું છે.[૭] પરંતુ બન્ને જાતની તવારીખો એ પહેલાં અને પછી પણ મળી આવે છે. પ્રો. ઠાકોરે આ ટીકા કર્યા પછી તવારીખો માટે પણ વધારે સંશોધન થયું છે. અને કેટલીક તવારીખો તથા બીજું સાહિત્ય પણ મળ્યું છે તે પણ વિચાર કરવા જેવું છે. પ્રો. ઠાકોરનો એક મત ખાસ વિચાર-પ્રેરક છે તે રાજધર્મની હિંદુ અને મુસલમાન માન્યતા. એ વાત ખરી જ છે કે હિંદુ ધર્મશાસ્ત્રોમાં રાજાના ધર્મોનું નિરૂપણ કરી એમના હક્કની મર્યાદા આંકી છે. એવી સ્પષ્ટ મર્યાદા મુસલમાન રાજ્યકર્તાઓ માટે દેખાતી નથી એ એક તાત્ત્વિક ભેદ છે. તેમ છતાં ઇતિહાસને બરાબર તપાસતાં બન્ને કોમના રાજ્યકર્તાઓમાં સારા અને નરસા દાખલા મળી આવશે. પ્રજાને સુખી કરવી અને ન્યાય કરવો એ વાત સારી સલાહ માનનારા સારા ગણાતા રાજ્યકર્તામાં બધે જ દેખાય છે, તેમ જ એથી ઊલટું પણ બધે જ દેખાય છે. દુશ્મનના મુલકમાં જઈ એની પ્રજાને હેરાન કરી લૂંટ કરવી એવું લગભગ બધા જ રાજાઓમાં દેખાય છે. તેમજ એમાં સારાં તત્ત્વો હોય છે ત્યારે શત્રુની સામાન્ય પ્રજા તરફ દિલસોજી બતાવ્યાના દાખલા પણ બન્ને તરફના મળે છે. એટલે જે ભેદ પડે છે તે જ્યાં ધર્મનું તત્ત્વ દાખલ થાય છે ત્યાં જ પડે છે અને તેનો વિચાર આગળ કરીશું.

---

૭. 'રાજા કાંઈ ખોટું કરતો જ નથી' એવી ભાવના અને એની અલંકાર-યુક્ત ખુશામત મુઘલાઈના ઇતિહાસોમાં પણ ભારોભાર જણાય છે.

હવે તવારીખો તરફ નજર કરીએ. ઉપર કહ્યું તેમ ગૂજરાતમાં તો મિશ્ર સંસ્કૃતિ બીજા ભાગો કરતાં વધારે બળવાન બની છે. પ્રજા વેપારી અને ધનવાન હતી. એનો ઘણો મોટો ભાગ હિંદુઓનો હતો. એટલે એમની આબાદી ન થાય તો રાજ્યને આવકની મુશ્કેલી પડે એમ હતું. હમેશ કાંઈ ધનવાનોને લૂંટીને કોઈ પણ રાજ્ય નભી શકે જ નહિ; એટલે ગૂજરાતમાં મુસલમાન સત્તાને હિંદુઓના સારા સહકાર સિવાય છૂટકો જ નહોતો. સંસ્કૃતિની બાબતમાં કોઈ વાર લશ્કરની અવરજવર સિવાય ગામડાં વિદેશી કે વિધર્મી અસરથી અલિપ્ત હતાં. એટલે કોઈ અવિચારી સત્તાધીશના સમય સિવાય ગૂજરાતમાં પ્રો. ઠાકોર કહે છે તેવી ખરાબ અસર ઓછી થઈ છે. ગૂજરાતની મુસલમાન તવારીખો ઉપર પણ પ્રજાના બળની આ અસર થઈ છે. અને એ વાત તવારીખોને ધ્યાનથી વાંચતાં જણાઈ આવે છે.

### પંદરમી અને સોળમી સદીમાં બીજા દેશોનું વાતાવરણ

અહીં એક બીજી વાત એ લક્ષ્યમાં રાખવાની છે કે આ બધાં વર્ણનો કયા જમાનામાં છે અને એ જમાનામાં બીજા દેશોમાં અને બીજી પ્રજાઓમાં લોકોની શી સ્થિતિ હતી! ચૌદમીથી સોળમી સદીના અંત સુધી દુનિયાના બીજા દેશોમાં કેવું વાતાવરણ હતું અને એની સરખામણીમાં આપણા દેશમાં શું હતું![૮] આ બધો સાંસ્કૃતિક ઇતિહાસના વિષયની ચર્ચાનો સવાલ છે અને એનું લંબાણ અહીં કરવાની જરૂર નથી. ટૂંકામાં પંદરમી અને સોળમી સદીમાં યુરોપથી આવેલા ફિરંગીઓ–પોર્ચુગીઝો–નો જ દાખલો લઈએ તો

---

૮. યુરોપ આદિ દેશોમાં કહેવાતા એક જ ધર્મના ભિન્ન ભિન્ન પંથોમાં સંપ અને સહાનુભૂતિ કેટલાં હતાં તે કયું અજાણ્યું છે! આપણા દેશમાં મુસલમાનોના આવતાં પહેલાં સંપ તથા ધર્મની ખાતર સહાનુભૂતિ કેટલાં હતાં, એકબીજા ઉપર ચડાઈઓ શા કારણે થતી અને એમાં શું બનતું તે પણ કાંઈ અજાણ્યું નથી.

ઘણું મળશે. ધાર્મિક સહિષ્ણુતા એ જમાનામાં યુરોપમાં પણ કેવી અને કેટલી હતી? એ લોકોએ હિંદમાં થાણું નાખ્યા પછી હિંદની પ્રજાઓ સાથે કેવો વર્તાવ રાખ્યો અને કેવા જુલ્મો ગુજાર્યા હતા એ તરફ પ્રો. ઠાકોરનું ધ્યાન ગયું હોય એમ લાગતું નથી.[૯] યથાસ્થાને સાંસ્કૃતિક ઇતિહાસમાં આ ચર્ચાને સ્થાન મળશે. તેમજ અહીં કોઈ પક્ષની વકીલાત કરવાનો પણ આશય નથી. પરંતુ કોઈ વસ્તુનું મૂલ્યાંકન કરતાં એ જમાનાના વાતાવરણને પહેલું ધ્યાનમાં લેવાની જરૂર છે. હિંદુ દૃષ્ટિએ આમાં એક જ વાત મહત્ત્વની છે કે સેંકડો વર્ષથી એ સંસ્કૃતિમાં જે કોમળતા અને સુકુમારતા સંસ્કારના અનેક જ્યોતિધરોએ આણી હતી તે પ્રમાણમાં અન્ય પ્રજાઓ અને ધર્મોમાં ઓછી હતી. એ જમાનાની તવારીખો એ વાતાવરણ અને રંગથી રંગાયેલી હોય એમાં નવાઈ નથી. અપવાદ બધે હોય છે તેમ એમાં પણ છે.

ગૂજરાતના ઇતિહાસની દૃષ્ટિએ મુસલમાન તવારીખોના બે ભાગ છે: એક ભાગ આખા હિંદની મુસ્લિમ સત્તાઓને લગતો અને બીજો–પ્રાંતોની સત્તાને લગતો. આ ઉપરાંત મુસ્લિમ લેખકોના એવા ઘણા ગ્રંથો છે કે જેમાં હિંદને લગતા અને એના પ્રાંતોને લગતા ઉલ્લેખો આવે. ગૂજરાત મૂળથી જ દરિયાઈ વેપાર અને વાણિજ્યમાં આગળ પડતો હોવાથી ગૂજરાતને લગતા ઉલ્લેખો એવા ગ્રંથોમાં સર્વથી વધારે મળે છે. અહીં આપણે ગૂજરાતની મુસલમાન સત્તાનો સળંગ ઇતિહાસ જે ગ્રંથોમાં મળે છે તેનું મૂલ્યાંકન કરવાનું છે. પહેલા ગૂજરાતના ખાસ ઇતિહાસ ગ્રંથો જોઈએ.

અહીં એક ખાસ અગત્યની વાત એ ' નોંધવાની છે કે ગૂજરાત પ્રાંતના આ સમયના જેટલા ઇતિહાસ આજે મળી આવે છે તેટલા

---

૯. હિંદના પશ્ચિમ કિનારે પંદરમી અને સોળમી સદીમાં પોર્ચુગીઝોએ કરેલા જુલમો યથાસ્થાને નોંધીશું. કોંકણને કિનારે સૌથી વધારે જુલમો થયા છે.

હિંદના કોઈપણ પ્રાંતના મળતા નથી. ઈ. સ. ૧૩૯૧, જ્યારથી ઝફરખાન-મુઝફ્ફરશાહે ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીની સ્થાપના કરી ત્યારથી ઈ. સ. ૧૫૭૩ માં અકબરે ગૂજરાતને મુઘલ સામ્રાજ્યનો ભાગ બનાવી દીધું ત્યાં સુધીમાં જે મુખ્ય નોંધપાત્ર સુલતાનો થયા છે તે બધાના ઇતિહાસ લખાયેલા, અને મહમૂદબેગડાના સર્વથી લાંબા રાજકાળના એક કરતાં વધારે ઇતિહાસના ઉલ્લેખો મળે છે. આ ઉપરાંત સલ્તનતના અંત પછી અકબરના રાજ્યમાં ગૂજરાત સલ્તનતના સળંગ ઇતિહાસ પણ મળે છે, અને એના લેખકોએ ઉપર કહેલા ગ્રંથોના આધાર લીધાની નોંધ પણ મળે છે. એમનાં નામ આ પ્રમાણે છે :

(૧) **તારીખે મુઝફ્ફરશાહી**–પહેલા સુલતાન મુઝફ્ફરશાહનો ઈ. સ. ૧૩૯૧ થી ૧૪૧૧ સુધીનો ઇતિહાસ. (૨) કવિ હુલ્વી શિરાઝીની **તારીખે અહમદશાહી**–આ ઇતિહાસ કાવ્યોમાં લખાયેલો છે. આ બન્ને ઇતિહાસોનો આજે પત્તો નથી. પણ અહમદશાહીની આશરે એક સો બેતો સિકંદરીના કર્તાએ નોંધી છે અને અહમદીના લેખકે પણ અમદાવાદના વર્ણન માટે નોંધી છે. આ ગ્રંથમાં અહમદશાહ પહેલા સુધીનો ઇતિહાસ હોય એમ સમજાય છે. એ પછી (૩) (૪) અને (૫) **તારીખે મહમૂદશાહી, તબકાતે મહમૂદશાહી** અને **માથીરે મહમૂદશાહી** નામે ત્રણ ગ્રંથોનાં નામ સુલતાન મહમૂદ બેગડાના ઇતિહાસ માટે મળે છે. એમાં તારીખે મહમૂદશાહી સિકંદરીના લેખકે જોઈ હતી એવું લાગે છે. મહમૂદ બેગડાના આ ત્રણ ઇતિહાસગ્રંથોના લેખકો માટે પણ ફારસી વિદ્વાનોમાં મતભેદ છે. (૬) **તારીખે મુઝફ્ફરશાહી** (બીજી) એ બેગડાના પુત્ર મુઝફ્ફરશાહ બીજાએ માળવાના સુલતાનને છોડાવવા મેદિનીરાય સાથે લડાઈ કરી તેનું વર્ણન છે. (૭) **તારીખે બહાદુરશાહી**–આ ગ્રંથ સુલતાન બહાદુરશાહના સમયના ઇતિહાસ સુધી બહુ ઉપયોગી હશે એમ લાગે છે. મિરાતે સિકંદરીએ એનો સારો ઉપયોગ કર્યો છે, પણ એના

લેખકનું નામ આપ્યું નથી. આ મહત્ત્વના ગ્રંથની વધારે ચોક્કસ વિગત હાજી અદ્દબીરના અરબી ઇતિહાસમાંથી સર ડેનિસન રૉસે સંશોધન કરીને બહાર પાડી છે. એથી સમજાય છે કે એના લેખકનું નામ હુસમુદ્દીનખાન હતું અને બહાદુરશાહી ગ્રંથનું બીજું નામ પણ એ ઉપરથી તબકાતે હુસમખાની હતું. આ લેખક ગૂજરાતી મુસ્લિમ—ખાસ કરીને અમદાવાદી હતો અને અમદાવાદમાં ધીકાંટે આવેલી મુહાફિઝખાનની સુંદર મસ્જિદનો બાંધનાર મુહાફિઝખાન એનો દાદો થતો હતો. એણે સુલતાન મુઝફ્ફરશાહ બીજા અને એના પુત્ર સિકંદર તથા બહાદુરશાહના સમયમાં ગૂજરાતના રાજકારણમાં સક્રિય ભાગ લીધેલો એટલે એણે નજરે જોયેલી ઘણી બીના લખી છે એમ એ પોતે જ લખે છે. આ ઉપયોગી ઇતિહાસ ગ્રંથનો પણ આજે પત્તો નથી, એટલે એનું યથાર્થ મૂલ્યાંકન કરવું અશક્ય છે. છતાં એના જ ઉલ્લેખો સિકંદરી અને અરબી ઇતિહાસમાં મળે છે તે જોતાં એનામાં ઇતિહાસલેખકને શોભે એવા ગુણો હતા એટલું સમજાય છે. બહાદુરશાહના સમય સુધીની વિગતો એણે લખેલી હોવાથી સત્તાધીશોની શરમ એને નડી હોય અને કોઈ વાતો ખુલ્લી રીતે ન લખી શક્યો હોય એમ પણ બન્યું હશે. પણ મૂળ ગ્રંથ ન મળવાથી એ માટે કાંઈ કહી શકાય નહિ. હાજી દબીરે અરબી ઇતિહાસમાં એનો સારો ઉપયોગ કર્યો છે. તે લખે છે કે હુસમખાને જ્યાંથી ગૂજરાતનો ઇતિહાસ અધૂરો મૂક્યો ત્યાંથી હું વિગતવાર આપું છું.[૧૦] (૮) **તુહફતુસ્સાદાત**—એનો લેખક આરામ કાશ્મીરી છે. એનો ઉલ્લેખ પણ

---

૧૦. સિકંદરીએ બહાદુરશાહીના ઉલ્લેખો નામ સાથે કર્યા છતાં એના કર્તાનું નામ લખ્યું નથી. એ લેખકની નામ સાથે વધારે ચોક્કસ હકીકત બહાર પાડવાનું માન સર ડેનિસન રૉસને છે. સિકંદરીનો લેખક તો એક જગ્યાએ એવો ઉલ્લેખ કરે છે કે બહાદુરશાહીનો લેખક એવી રીતનું લખાણ કરે છે કે એ સમજવું ભારે થઈ પડે છે. પણ સર ડેનિસને એવી કાંઈ નોંધ કરી નથી. હાજી દબીરે એની સૌથી વધારે નોંધ લઇને એને પોતાની ભાષામાં લખ્યું છે.

સિકંદરીએ કરેલો છે. એ મહમૂદ બેગડાના અમલથી છે.

## ખાસ ગૂજરાતને લગતા ત્રણ મહત્ત્વના ઇતિહાસગ્રંથો

આટલા ગૂજરાતને લગતા ખાસ ઇતિહાસો જે બાદશાહોના નામના છે તે તેમના સમયમાં લખાયા હોય એમ લાગે છે. એ પછી શરૂથી સલ્તનતના અંત સુધીના ઇતિહાસો છે તે મુઘલાઇમાં જહાંગીરના સમયમાં લખાયેલા છે, એટલે સલ્તનતના સળંગ ઇતિહાસ તરીકે વધારે કામના છે. આ ગ્રંથોના લેખકોને ગૂજરાતના સુલતાનોની શરમ અડે એવું હતું નહિ, છતાં પોતાના આશ્રયદાતાઓને માટે પક્ષપાત થઈ જાય એ સ્વાભાવિક છે. એમાં અકબરના સમયના અમીર અબુ તુરાબ વલીનો (૯) તારીખે ગુજરાત નામનો નાનો ગ્રંથ છે એ સલ્તનતના અંત સમયની કેટલીક હકીકત આપે છે અને એ બહુ મહત્ત્વનો નથી. જહાંગીરના સમયમાં લખાયેલા બે ઇતિહાસ (૧૦) મિરાતે સિકંદરી અને (૧૧) હાજી દબીરનો ઝફરૂલવાલીહ બ મુજફ્ફર વ આલીહ નામનો અરબીમાં લખાયેલો ઇતિહાસ ખાસ મહત્ત્વના છે અને ઇતિહાસ તરીકે એ ગ્રંથોનું મૂલ્યાંકન નોંધપાત્ર છે, એટલે એમનું વર્ણન કરવાની અહીં જરૂર છે. એ પછી મુઘલાઈના અંત પછી મિરાતે અહમદી એ હિંદના બધા મુસલમાન સમયના ઇતિહાસોમાં અનોખી ભાત પાડતો ગૂજરાતનો ઇતિહાસ છે. એનું પણ આ પ્રસંગે ભેગાભેગી વર્ણન કરીશું, અને સમસ્ત હિંદના ઇતિહાસોમાં બીજા પ્રાંતો સાથે જેમાં ગૂજરાત સલ્તનતનું વર્ણન કર્યું હોય એવા ઇતિહાસો પણ સિકંદરી અને અરબી ઇતિહાસની પેઠે જહાંગીરના સમયમાં જ લખાયેલા છે તે ટૂંકામાં જોઈશું. જહાંગીરનો સમય ઇતિહાસલેખન માટે કાંઈક વધારે વેગવાળો હતો એમ સમજાય છે.

મિરાતે સિકંદરી અને મિરાતે અહમદી એ બન્નેની ખાસ વિશેષતા એ છે કે એમના લેખકો ગૂજરાતી મુસલમાન છે અને દેશની ખાસિયતો તથા પરિસ્થિતિથી જાણીતા છે. ગૂજરાતની સામાન્ય પ્રજાના

મોટા ભાગથી ધર્મે ભિન્ન હોવા છતાં એ બન્નેમાં ગૂજરાતી તરીકેનું અભિમાન વ્યક્ત થઈ આવે છે અને એમના જમાનાના સાહિત્યના રંગે રંગાયેલા છતાં પ્રો. ઠાકોર કહે છે એવા મુસ્લિમ તવારીખોના સામાન્ય દોષો એમનામાં પ્રમાણમાં ઘણા ઓછા છે. એમાં મુખ્ય કારણ રાજ્યકર્તાની શેહમાં તણાઈને લખવાનું એમને માટે શક્ય નહોતું એ પણ હોય.

## મિરાતે સિકંદરી

મિરાતે સિકંદરીનો કર્તા તો પોતે જ સ્પષ્ટ લખે છે[11] કે એના સમયમાં જે જે બાદશાહોના નામની તવારીખો મળે છે, "તે દરેક લખનારને ઇનામની આશાએ પોતાના વખતના સુલતાનની ખાતર કરવી પડી છે. આ કારણને લીધે ઉપર લખેલા ઇતિહાસોમાં તમામ હકીકતોનો સમાવેશ થયેલો નથી. એટલે કે તેમાં તેઓનાં વખાણ કાર્ય સિવાય બીજું કાંઈ દર્શાવેલું નથી. દુનિયામાં આદમીમાં નેકી અને બદી સમાયેલી છે. વિદ્વાનો કહે છે તેમ ગુલાબની ડાળીમાં કાંટા ને ફૂલ બન્ને રહેલાં છે. તેમ મનુષ્યમાં પણ થોડા સારા અને થોડા ખરાબ ગુણ હોય છે જ. આ રીતે જ્યારે પયંગમ્બર અને ઓલિયા પુરુષો કે જે નિર્દોષ હોય છે તે સિવાય કોઈ દૂષણ વિનાનું હોતું નથી, ત્યારે ગૂજરાતના સુલતાનોના ઇતિહાસમાં તેનાં સારાં કૃત્યોનું જ વર્ણન કરવું અને તેમને દૂષણ લાગે તેવાં કૃત્યો ગુપ્ત રાખવાં એ

---

૧૧. સિકંદરીની લગભગ છ કે તેથી વધારે નકલો મળેલી છે. દરેકમાં કાંઇ કાંઈ ફેર જણાઈ આવે છે. લેખકે જે પ્રસ્તાવનામાં ઇતિહાસકારની આ જોખમદારીનો ઉલ્લેખ કર્યો છે તે ફઝલ લતફુલ્લાના તરજૂમામાં નોંધ્યો નથી. સર કલાઈ બેલી એનો ઉલ્લેખ કરે છે, પણ વિગત આપી નથી. આ વિગત ગુ વ. સો. એ પ્રસિદ્ધ કરેલા ગૂજરાતી ભાષાંતરમાં આપેલી છે, એટલે આત્મારામ દીવાનજીએ જોયેલી નકલમાં એ મળે છે. સર કલાઈ બેલી પોતે છ નકલોનો ઉલ્લેખ કરે છે. નકલનવીસોએ પણ ફેરફાર કર્યાનું દેખાય છે. સિકંદરીના લેખકનું આ કથન સારા ઇતિહાસલેખકને શોભે એવું છે.

ઠીક નથી.'' આમ કહી લેખક એ સુલતાનોનો થોડો બચાવ કરતાં કહે છે કે એમનાં કૃત્યોની બારીક તપાસ કરતાં સારાં કૃત્યો વધારે અને ખરાબ કૃત્યો ઓછાં માલૂમ પડ્યાં છે. આમાં ઇતિહાસ (જૂના) માંથી જે મળી આવ્યું તે ઉપરાંત વિશ્વાસલાયક માણસો પાસેથી પણ એમનાં સારાં નરસાં કામો માટે જે સાંભળ્યું તે બધું ભેગું કરીને પોતાનો આ ઇતિહાસ લખ્યો છે એમ લેખક કહે છે. છેવટે 'મિરાત' એટલે 'દર્પણ' નામ રાખવા માટે લેખક કહે કે "જેમ આરસીની અંદર બરોબર પ્રતિમા જોવામાં આવે છે તેમ આશા રાખવામાં આવે છે કે સિકંદરના બનાવેલા આ આરસામાં સુલતાનોની પ્રતિમા જોઈએ તેવી માલમ પડશે, સાફ દિલનો ઊંચા કુળનો માણસ સામાના મોં પર સાચું કહે છે. આયનો દૂષણ દેખાડવામાં એમ નથી જોતો કે સામો સિકંદર (એલેક્ઝાંડર) છે." આટલું લખી પોતાને આ ઇતિહાસલેખનમાં પડેલી મુશ્કેલીઓ ગણાવતાં પોતાના ગ્રંથને નાનામોટા, હલકાભારે, મોતી તેમજ છીપના મળકાવાળી માળા ગણીને ભૂલ દરગુજર કરવા વિદ્વાનોને સંબોધે છે.

### સિકંદરીનો લેખક ઇતિહાસકારની જોખમદારી સમજે છે

આ અવતરણ ઉપરથી સમજાશે કે મિરાતે સિકંદરીનો લેખક પોતાના કાર્યની જોખમદારી સમજે છે અને ઇતિહાસલેખનના કાર્ય માટે જાગતો છે. સિકંદરીમાં સુલતાનો અને એના અમીરોનાં અને લડાઈઓનાં વર્ણનો અવશ્ય છે, છતાં પણ સાંસ્કૃતિક ઇતિહાસ માટે એમાંથી સામગ્રી મળી રહે છે. રાજાઓનું વર્ણન કરવું એ તો એ જમાનાની દૃઢ રીતે રૂઢ થઈ ગયેલી ટેવ હતી. એ ટેવ એકલા મુસલમાન લેખકોની હતી એમ માની લેવું તે યોગ્ય નથી; બીજી કોમોનાં એ જાતનાં લખાણો પણ મળી આવે છે. મિરાતનો લેખક કુરાનેશરીફનું વાક્ય ટાંકીને કહે છે કે "ખુદાની, પયગંબરની, અને તમારામાંથી જ હુકમ કરનાર જે રાજા હોય તેની તાબેદારી કરો." રાજાનું મહત્ત્વ

કેટલું હોય તે સમજાય એવું છે. એવું બીજા ધર્મ પાળનારાઓમાં પણ એ જમાનામાં હતું જ. હિંદુ પ્રશસ્તિઓ અને કાવ્યોમાં રાજાઓનાં વખાણથી એ સમજાશે. યુરોપમાં મધ્યયુગમાં "રાજાના ઈશ્વરી હક" "Divine Rights of Kings"ની રૂઢ ભાવના ક્યાં અજાણી હતી? રાજા ઈશ્વરનો અંશ છે એ આપણી ભાવના પણ ક્યાં અજાણી છે? એટલે આજના ઇતિહાસલેખનના સિદ્ધાંતો પ્રચારમાં આવ્યા પહેલા રાજાઓનાં વર્ણનોને ઇતિહાસમાં ગણવામાં આવતાં હતાં; લોકસ્થિતિનું વર્ણન એ જ ખરો સાંસ્કૃતિક ઇતિહાસ એ ભાવના ખાસ હતી નહિ. એ ભાવના આધુનિક છે, એટલે જૂના ઇતિહાસોને એ પારાશીશીથી તપાસવા એ ખરું છે, પણ એમનું મૂલ્યાંકન કરવામાં એ જમાનો પણ જોવો જોઈએ.

## સાંસ્કૃતિક દૃષ્ટિએ સિકંદરીનું મહત્ત્વ

આ દૃષ્ટિએ મિરાતે સિકંદરી અને અહમદી તથા ઝફરૂલવાલીહના ઇતિહાસગ્રંથોમાં બીજાના પ્રમાણમાં વધારે શુદ્ધ ઇતિહાસ મળી આવશે. એ ગ્રંથોમાં લોકસ્થિતિ અને ખાસ કરીને હિંદુઓની સ્થિતિનું સ્પષ્ટ શબ્દોમાં વર્ણન નથી મળતું એ ખરું છે. છતાં પણ એકંદર ખ્યાલ આવે એવું મળી રહે છે. મિરાતે સિકંદરીમાં સાંસ્કૃતિક દૃષ્ટિએ લોકસ્થિતિ અને રિવાજોની સારી વિગતો પણ મળી રહે છે. લેખકે ગૂજરાતના વિશ્વાસપાત્ર લોકો પાસેથી સાંભળ્યું છે એમ કહી કેટલીક વિગતો લખી છે. કેટલાક બનાવોની જૂના ઇતિહાસોની નોંધ ઉપરાંત એ પ્રમાણે લખી "ખરું ખોટું પરવરદિગાર જાણે" એમ કહી તુલના વાંચનારા ઉપર છોડી દીધી છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ ગૂજરાતની એ સમયની પરિસ્થિતિનો નિર્દેશ યથાસ્થાને લખાણ તેમજ નોંધમાં કરેલો હોવાથી મિરાતના ગુણદોષની વિગતમાં અહીં નહિ ઊતરીએ. લેખક બુખારી સૈયદોનો શ્રદ્ધાળુ ભક્ત હોવાથી એમનાં ખૂબ વખાણ કરે છે એ ખરું છે, પણ સુલતાનોના દુર્ગુણો એમની

ટેવો અને નશાનાં વર્ણન એવી સ્પષ્ટ ભાષામાં કર્યાં છે કે લેખક ઉપર ખુશામતનો આક્ષેપ થઈ શકે તેમ નથી; અને પ્રો. ઠાકોરે મુસલમાન તવારીખ લેખનનું જે વર્ણન કર્યું છે તેમાં મિરાતે સિકંદરીનો મોટો ભાગ નથી આવતો એમ અહીં નોંધવાની જરૂર છે. લેખકે જે વિચારો ઇતિહાસલેખન માટે જણાવ્યા છે તે ઉપર નોંધ્યા છે. એવી ભાવનાવાળો લેખક ખુશામત કરે એમ કહેતાં પહેલાં વિચાર કરવો પડે. લેખક ચુસ્ત મુસલમાન છે એવું કોઈ કોઈ જગ્યાએ દેખાય છે.[૧૨] પરંતુ શ્રી. ઠાકોર કહે છે એવો આરોપ આ લેખક ઉપર કરતાં પહેલાં નીચેની વાત ધ્યાનમાં લેવા જેવી છે.

મિરાતે સિકંદરીના લેખકે મુસલમાન ઓલિયાઓનાં વર્ણનો તથા સારાં બોધવાક્યો વગેરેનો 'નિકતુલ આરીફી'' નામે એક ગ્રંથ લખ્યો છે. એમાં હિંદની ભાષાઓમાં પણ એમને બંધ બેસે અને ઉત્તમ જણાય એવાં વર્ણનના તરજૂમા પણ કર્યા છે. હિંદુઓની ભાવનાનો એક નોંધપાત્ર ઉલ્લેખ પણ એમાં જોવામાં આવ્યો છે. હિંદુઓના ઇતિહાસમાં રામ માટે લખ્યું છે એમ કહી ભગવાન રામચંદ્ર માટે રાવણ અને કુંભકર્ણનો સંવાદ લેખકે નોંધ્યો છે. સીતાજી અશોકવાડીમાં નજરકેદમાં છે. કુંભકર્ણ રાવણને કહે છે કે તમે બળવાન છો તો સીતાને બળથી કેમ વશ કરતા નથી. એના જવાબમાં રાવણ કહે છે કે "સીતાજીના પતિવ્રતની જ્વાળાનો મને ડર લાગે છે. એટલે એ કદી હા પાડે નહિ." આના જવાબમાં કુંભકર્ણ કહે છે કે "તમે માયાવી છો. તમે રામનું સ્વરૂપ લઈને સીતાની સંમતિ મેળવી શકો છો." આના ઉત્તરમાં રાવણ કહે છે કે "એમ કરવામાં મોટી મુશ્કેલી એ છે કે જ્યારે હું રામનું સ્વરૂપ ધારણ કરું છું ત્યારે મારામાંથી પાપબુદ્ધિ જતી રહે છે." આજથી સાડા ત્રણસો વર્ષ પહેલાંના

---

૧૨. રાજકોટની કોલેજના ફારસીના પ્રોફેસર શ્રી. ઝેડ. એ. દેસાઇએ મિરાતે સિકંદરી ઉપર એક અભ્યાસપૂર્ણ લેખ લખ્યો છે તે નોંધપાત્ર છે.

મુસલમાન લેખકમાં ભગવાન રામચંદ્ર માટેની હિંદુઓની ભાવનાની કેવી અસર છે? મુસ્લિમ ધાર્મિક સાહિત્યમાંથી પવિત્ર વાતો લખવામાં લેખક હિંદુઓની પવિત્ર વાતની નોંધ લેતાં ભૂલ્યો નથી! પ્રો. ઠાકોર કહે છે કે આજના એક સમજુ વિદ્વાન અને રાષ્ટ્રવાદી મુસલમાન ભાઈએ અલીગઢ યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓને ચારિત્ર્ય વૃદ્ધિ માટે રામાયણ મહાભારત જેવા પવિત્ર ગ્રંથો વાંચવાની ભલામણ કરી હતી. એવું ઘણા મુસલમાન લેખકોનું દૃષ્ટિબિંદુ નથી, પરંતુ મધ્યયુગના આ મુસ્લિમ લેખકની ભાવનાને પ્રો. ઠાકોર કહે છે તેવો દોષ લગાડી શકાશે? ગૂજરાતને લગતા મુસલમાન ઇતિહાસોના મૂલ્યાંકનમાં આ દૃષ્ટિથી જોવાની ખાસ જરૂર છે.[૧૩]

## હાજી દબીરનો અરબી ઇતિહાસ

હાજી દબીરનો ગૂજરાતનો અરબી ઇતિહાસ ઝફરુલવાલીહ બ મુઝફ્ફર વ આલીહ લગભગ સિકંદરીનો સમકાલીન ઇતિહાસ છે અને એમાં પણ ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં કામ આવે એવી ઘણી હકીકતો મળી આવે છે. એનો લેખક પણ પ્રો. ઠાકોર ગણાવે છે એવા દોષોથી ઘણે અંશે મુક્ત છે. એમાં સુલતાન બહાદુરશાહના અવસાન સુધીનું વર્ણન બીજા ગ્રંથો ઉપરાંત હુસમખાનની તારીખે બહાદૂરશાહી ઉપરથી લખ્યાનું લેખક કબૂલ કરે છે. એ પોતાનો ઇતિહાસ, એ પછીનું વર્ણન પૂરું કરે છે એમ લખીને, ગૂજરાત સલ્તનત ઉપરાંત હિંદનો ઇતિહાસ, બીજા ભાગમાં આપવાનો પ્રયત્ન કરે છે. આ લેખક

---

૧૩. પ્રો. ઠાકોરના ઉપર્યુક્ત ભાષણ ઉપરની નોંધ નં. ૧૧. તે લખે છે કે સુરતના સિવિલિયન અબ્દુલ્લાભાઈ યુસૂફઅલીએ અલીગઢ યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓને બોધરૂપે કહેલું કે 'ઇસ્લામ વિશે તો તમે બધું ભણશો જ, પણ રામાયણ મહાભારત એટલી જ નિષ્ઠાથી ભણવાની મારી ભલામણ છે. એમાં રામચંદ્ર, સીતા, યુધિષ્ઠિર અને દ્રૌપદી, ભીષ્મ અને કુંતીનાં જે ઉમદા ચારિત્ર્ય નિરૂપેલાં છે તેનો જોટો આખી દુનિયાના સાહિત્યમાં પણ ભાગ્યેજ મળી આવે.'

ગૂજરાતના સુલતાનોની પડતીના સમયમાં અમીરોનું જોર વધતું જાય છે ત્યારે હબસી ઉમરાવોની નોકરીમાં રહીને ચડેલો હોવાથી સલ્તનતના પાછલા ભાગનું વર્ણન બહુ ઝીણવટથી આપે છે, અને ગૂજરાતના મુસલમાન અમીરોની વિગતો એના જેવી બીજા કોઈએ આપી નથી. ગૂજરાતનાં સ્થળોનાં એ સમયનાં નામ અને બીજી ઘણી ઉપયોગી વિગતો પણ એ ગ્રંથમાં આપેલી છે, પરંતુ કમનસીબે આવા ઉપયોગી ગ્રંથનું ભાષાંતર હજી થયું નથી. એટલે એને માટે લખવાનો લાભ અહીં લઈ શકાતો નથી.[૧૪]

## અલી મુહમ્મદખાનની મિરાતે અહમદી

મિરાતે અહમદી મુઘલાઈના અંત પછી મરાઠા સમયમાં લખાયેલી છે, પણ ઉપર જણાવ્યા એ ગ્રંથોમાંથી ટૂંકામાં ગૂજરાતનો સળંગ ઇતિહાસ એના લેખકે આપ્યો છે. આ ગ્રંથનું મૂલ્યાકન કરવા માટે એક સ્વતંત્ર પ્રકરણની જરૂર પડે, એટલે અહીં માત્ર એની અગત્યની ટૂંકી નોંધ જ લઈશું. હિંદુસ્તાનના મુસ્લિમ સમયના, મુસલમાન તથા હિંદુઓને હાથે લખાયેલા ઇતિહાસોમાં અહમદી એક અગત્યનો અને અનોખો ગ્રંથ છે. કોઈ પણ પ્રાંત માટે તો એવો ગ્રંથ જોવામાં આવ્યો નથી. લેખક પોતે બાદશાહી દીવાન હતો. રાજ્યનાં દફતરો અને ચોપડા એના હાથમાં હતાં. બાહોશ કાયસ્થ લેખક–કારભારીનો એને સાથ હતો. મરાઠા સમયમાં લખાયેલો હોવાથી એને કોઈ સત્તાની શરમ અડે તેમ નહોતું, એટલે મુઘલાઈના સુબાઓનાં વર્ણન તો એણે ઝીણવટથી આપ્યાં છે, પણ એ સમયની દેશની આવકજાવક અને આર્થિક સ્થિતિનો ખ્યાલ આવે એવી બધી વિગત દફતરોમાંથી ભેગી કરીને આપી છે. પોતે મોટા હોદ્દા ઉપર હોવાથી બાદશાહી ફરમાનો એના હાથમાં આવેલાં હોઈ એમાંથી પણ ઉપયોગી

૧૪. સર ડેનિસન રોસે ત્રણ વિભાગમાં મૂળ ગ્રંથ સંપાદન કરી એમાં અભ્યાસપૂર્ણ ભૂમિકા, ઉપોદ્‌ઘાત, અને ખૂબ વિગતવાર અનુક્રમણિકા આપેલાં છે.

હોય તેનો એણે ઉલ્લેખ કર્યો છે. ધર્મચુસ્ત મુસલમાન લેખકોમાં જે રાગદ્વેષ ઘણીવાર જણાઈ આવે છે તેનાથી એ મુક્ત હોય એમ જણાય છે. એણે હિંદુ રીતરિવાજો, ધર્મસ્થળો, વગેરેનું યથાર્થ વર્ણન કર્યું છે. એના ગ્રંથને કોઈ અબુલ ફઝલના આઈને અકબરી ગ્રંથ સાથે સરખાવે છે. આંકડા સાથેના વર્ણન માટે આ સરખામણી બરોબર છે, પરંતુ અબુલ ફઝલ અકબર બાદશાહ માટે જે ખુશામત ગણાય એવાં વર્ણનો આપે છે એવું અહમદીના લેખકમાં જણાતું નથી. ગૂજરાત માટે તો એનો ગ્રંથ અપૂર્વ કહી શકાય તેવો છે, કારણ કે રાજા ટોડરમલે ગૂજરાત સલ્તનતના જિલ્લાઓની પુનર્વ્યવસ્થા કરી કેટલાક જિલ્લાને પાડોશના પ્રાંતમાં મેળવી દીધા ત્યારે એની વિગત અને આવક જેમ આઈનમાં નોંધી છે એવી અહમદીના લેખકે પણ નોંધી છે એમાં ફેર દેખાય છે. બન્ને ગ્રંથ લખાયા તેની વચ્ચે આશરે દોઢસો વર્ષનો ગાળો છે, એટલે જે આંકડા આઈનમાં આપ્યા છે તે ટોડરમલની પહેલી નોંધ વખતે નોંધાયેલા અને ચોપડા શોભાવવા પૂરતા જ ગણી શકાય, જ્યારે અહમદીકારના આંકડા એ પછીના એટલે કે વાસ્તવિક ગણી શકાય. આ કહેવામાં હેતુ એ છે કે શિરોહી ડુંગરપુર વાંસવાડા વગેરે ગૂજરાતના સરહદી જિલ્લાઓ ટોડરમલે નોંધ્યા પછી પણ ગૂજરાતના ચોપડે હોય એમ માની શકાય. એથી જ અબુલ ફજલ અને અહમદીકારના આંકડામાં ફેર છે એમ માન્યા વગર છૂટકો નથી.[૧૫]

આ મૂલ્યાંકનમાં આટલાં અવતરણો લીધાં ત્યારે મિરાતે અહમદી એક અદ્વિતીય ગ્રંથ છે એવો મુસલમાન ઇતિહાસના આધારભૂત ગણાતા આપણા મહાવિદ્વાન સર જદુનાથ સરકારનો અભિપ્રાય

૧૫. ટોડરમલે માપણી કરી જે આંકડા ઠરાવ્યા તે અબુલ ફઝલે નોંધ્યા લાગે છે. પણ વખત જતાં શું જમા થયું તે જુદું જ બતાવી આપે છે. અહમદી ચોપડામાંથી ખરા આંકડા આપે છે. ગૂજરાત માટે અહમદીના આંકડા વધારે ખરા અને વધારે મહત્ત્વના છે.

મહત્ત્વનો હોવાથી એમનું અવતરણ પણ નોંધીએ, અને આઈને અકબરી તથા દસ્તુરૂલ અમલની સાથે એમણે અહમદીની કરેલી સરખામણી પણ જોઈએ.

### મિરાતે અહમદી માટે સર જદુનાથ સરકારનો મત

અબુલ ફઝલની આઈને માટે ઉપર જોયું તેમ સર જદુનાથ પણ લખે છે કે એમાં વહીવટ માટેનો આદર્શ આપેલો છે, વહીવટનું વાસ્તવિક રૂપ નથી આપ્યું. એની શૈલી અલંકારોમાં એટલી બધી દટાઈ ગઈ છે કે એમાં જે હકીકત કહેવા માંગે છે એ ગોળગોળ રીતે જ સમજાય. એથી એનું લખાણ ખાસ કામમાં આવે એવું નથી. સર જદુનાથ એમાં આપેલા આંકડાનો વાંધો કાઢતા નથી, પરંતુ ગૂજરાતની દૃષ્ટિએ મને તો એના આંકડાં પણ એવા જ લાગે છે. કદાચ દિલ્હીની આસપાસના મુલકના આંકડા ખરા હશે, પણ સર જદુનાથ ખરું કહે છે કે:—We are oppressed by a sense of the vagueness and unreality of the picture as we go through the descriptive part of the Ain.'' સર જદુનાથ એ પછી W. Crooke નો આઈન માટેના અભિપ્રાયનો ઉતારો ટાંકે છે. એમાં વર્ણન માટે એમના મતને ટેકો મળે છે, પરંતુ આંકડા માટે મેં ઉપર કહ્યો એ મતને ટેકો મળે છે, અને મિ. ક્રુકનું એ લખાણ સર જદુનાથના મતની વિરુદ્ધ લાગે છે. કહે છે કે:—" What trust is to be placed in figures of the Ain-i-Akbari it is difficult to say. In respect to the revenue recorded in the Ain-i-Akbari it may be questioned whether it was not an ideal assessment, and whether it was ever collected for the state." એ પછી દસ્તુરૂલ અમલની પોથીઓનું વર્ણન કરી મિરાતે અહમદી માટે સર જદુનાથ આ પ્રમાણે લખે છે:—

" Happily, in some respects we can correct

and supplement the Dastur from a later work, which is unique of its kind in Indo–Persian literature. I mean the Mirat–i–Ahmadi, the History of Gujarat written in 1748 by Ali Muhammd Khan, the Diwan of the Province." એ પછી ફરમાનોની નકલો વગેરે ઉપરથી સત્ય હકીકત એમાં આપી છે તે આધારભૂત છે એમ કહીને છેવટે લખે છે કે: A comparison with the versions of a few of these farmans given in other works proves the honesty and industry of Ali-Muhammed Khan.[૧૬]

આ પ્રમાણે ગૂજરાતનાં ઇતિહાસ–સાધનો માત્ર રાજાઓની ખુશામત નથી પણ ઉપરના ત્રણ ગ્રંથો સાંસ્કૃતિક ઇતિહાસ પણ આપે છે. મિરાતે અહમદી તો, સર જદુનાથ કહે છે તેમ, હિંદના ફારસી ઇતિહાસગ્રંથો અને સાહિત્યમાં ઊંચુ અને અનોખું સ્થાન લઈ શકે તેમ છે. પ્રો. ઠાકોરની કડક ટીકા સિકંદરી, ઝફરૂલવાલીહ, અને અહમદીને તો ઘણે અંશે લગાડી શકાય એમ નથી. એ ત્રણમાં જે ગ્રંથ વધારે જૂનો છે તેમાં એ જમાનાની શૈલીની અને વાતાવરણની અસર જણાય એ સ્વાભાવિક છે. પોર્ચુગીઝ લોકોએ એ સમયમાં જે ઇતિહાસ સામગ્રી આપી છે તેની સાથે સરખામણી કરવાથી સત્ય સમજાય તેવું છે.

ગૂજરાતને લગતા સામાન્ય ઉલ્લેખો તો ઘણા ફારસી–અરબી ગ્રંથોમાં છે એની વિગતની અહીં જરૂર નથી. ઇલિયટ અને ડાઉસને જે જે ફારસી ગ્રંથોના સાર આપ્યા છે એમાંથી એવા ઉલ્લેખો મળે તેમ છે. સંશોધન થાય તો બીજું પણ ઘણું જડે તેમ છે.

---

૧૬. જદુનાથ સરકારે Mughal Administration ગ્રંથમાં પ્રકરણ ૧૪ માં આનું વર્ણન કરેલું છે. એમાં પૃ. ૨૬૧ માં અહમદી માટે લખ્યું છે. ૨૫૭–૫૮ માં ડબલ્યુ ક્રુકનો આંકડા બાબતનો મત સર જદુનાથ કરતાં આપણા અહીં લખેલા મતનું સમર્થન કરે છે.

દીવાન રણછોડજીની 'તારીખે સોરઠ' આધુનિક ગણાય, એના વર્ણનમાં અહીં ઊતરવાની જરૂર નથી.

### હિંદના સળંગ ઇતિહાસો અને તબકાતે અકબરી

હવે હિંદના બધા પ્રાંતોના જે ઇતિહાસો ફારસી ભાષામાં લખાય છે તેમાં કેટલાકમાં ગૂજરાત સલ્તનતના સળંગ ઇતિહાસ મળે છે. એમાં મુખ્ય (૧) તબકાતે અકબરી, (૨) તારીખે ફિરિસ્તા (૩) અને તારીખે અલફી છે. એમાં ફિરસ્તામાં વિગત લંબાણથી આપેલી છે, અને આપણા આ સમયના ઇતિહાસ માટે ઘણા લેખકો એનો છૂટથી ઉપયોગ કરે છે પરંતુ એ ગ્રંથ પણ સિકંદરી અને હાજી દબીરના અરબી ઇતિહાસનો સમકાલીન છે. સામગ્રી ભેગી કરી વિવેકથી મૂકવામાં પહેલા ગ્રંથ જેટલી સિદ્ધિ એનો લેખક મેળવી શક્યો નથી અને માત્ર વિગત ભરીને લંબાણ કર્યું છે. લેખક ગૂજરાતનો અજાણ્યો છે એ બીજી મુશ્કેલી એને નડી છે. એટલે માત્ર એના સમયના મુસલમાન આધારગ્રંથો ઉપર જ એને આધાર રાખવો પડ્યો છે. સિકંદરીનો લેખક પોતે ગૂજરાતી છે અને હાજી દબીર મક્કામાં જન્મેલો છતાં એનો બાપ પાટણનો હતો તથા એણે જિંદગીનાં ઘણાં વર્ષ ગૂજરાતમાં કાઢ્યાં હતાં એટલે એ બે ગ્રંથોની મહત્તા સૌથી વધારે છે. હિંદના સળંગ ઇતિહાસમાં સૌથી મહત્ત્વનું સ્થાન તબકાતે અકબરીનું છે. એનો કર્તા ખ્વાજા નિઝામુદ્દીન અહમદ અકબરના સમયમાં ગૂજરાત પ્રાંતના સૂબાનો બક્ષી હતો. મુઘલ અમલમાં બક્ષીની જગ્યાનું મહત્ત્વ ઘણું હતું. બક્ષીગીરી કરવાને લીધે એનામાં બનાવોની નોંધ કરવાની પદ્ધતિ ઇતિહાસકારને શોભે એવી હતી. ઘણા બનાવોની નોંધ એણે રાગદ્વેષ વગર લીધેલી છે. એણે પોતે છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજાની અકબર સામેની લાંબી લડાઈઓમાં ભાગ લીધેલો છે. ગૂજરાતમાં એ ખૂબ ફરેલો છે અને સૌરાષ્ટ્રથી પણ અજાણ્યો નથી; એટલે હિંદના બધા પ્રાંતોના ઇતિહાસ સાથે મુઘલાઈનો ઇતિહાસ આપતા ગ્રંથોમાં મને તબકાતે

અકબરીનું મહત્ત્વ વધારે લાગે છે. એ વિદ્વાન પણ હતો. અકબરના સમયના બદૌની જેવા ઇતિહાસલેખકે તબકાતના લેખકનું મહત્ત્વ પિછાણેલું છે. આમ છતાં પણ બદૌનીનો હિંદુઓ તરફનો તિરસ્કાર એની મનતુખબુત્તવારીખમાં જેમ પાનેપાને દેખાય છે એવું કાંઈ તબકાતમાં દેખાતું નથી. તબકાતના અકબર બાદશાહને લગતા ભાગનો તરજૂમો ઇલિયટના ગ્રંથમાં થયેલો છે પરંતુ એ આખાયે ગ્રંથનો ઉત્તમ તરજૂમો શ્રી બ્રિજેન્દ્રનાથ દેએ વિસ્તૃત નોંધ સાથે કર્યો છે અને પ્રો. બેનીપ્રસાદ જેવા વિદ્વાને એમાં સહાય કરી છે એટલે ઉત્તમ ગણી શકાય. નોંધમાં શ્રી. દેએ ગૂજરાતનાં સ્થળો વગેરેને લગતી કેટલીક ભૂલો કરી છે તે તો પરપ્રાંતીને માટે સ્વાભાવિક ગણાય એવી છે.

ઉપર જોયું તેમ ગૂજરાતને લગતા ઉલ્લેખો ઘણા ફારસી અરબી ગ્રંથમાં છે. અહીં જે મુખ્ય ગ્રંથો છે તેની જ નોંધ લીધી છે અને ગૂજરાત સલ્તનતના તથા મુઘલાઈના સાંસ્કૃતિક ઇતિહાસ માટે મહત્ત્વના ગણી શકાય એવા ગ્રંથોની જ ચર્ચા કરી છે. એ ઉપરથી એટલું સમજાશે કે ગમે તે સત્તા કે સમયનો ઇતિહાસ એ સમયના વાતાવરણથી રંગાયેલો તો હોવાનો જ; પરંતુ મુસલમાન સમયના ગૂજરાતને લગતા ઇતિહાસ પ્રમાણમાં ઇતિહાસ નામને લાયક કહી શકાય એવા છે, અને હિંદભરના એ જાતના સાહિત્યમાં વધારે મહ-ત્ત્વના અને અજોડ કહેવાય એવા છે. એનાં કારણોની બીજી ચર્ચા સામાજિક પ્રકરણોમાં થશે. પ્રો. ઠાકોર કહે છે તેમ મુસલમાન સત્તા એક મોટી લશ્કરી છાવણી જેવી હતી. થોડે ઘણે અંશે શરૂઆતથી મુઘલાઈના અંત સુધી એમાં મોટો ફેર પડ્યો નથી, છતાં પ્રાંતે પ્રાંતે કાંઈક ફેર દેખાય છે. ગૂજરાતમાં રાજસત્તાની સાથે બીજાં એવાં બળો હતાં કે જેની સામે રાજસત્તાને નરમ થવું જ પડે. એ ચર્ચા પણ યથાસ્થાને કરીશું.

■

# પરિશિષ્ટ આ

## અમદાવાદની સ્થાપનાની કુંડળી

અમદાવાદની સ્થાપના સમયે આકાશના ગ્રહોની સ્થિતિ કેવી હતી અને ફલજ્યોતિષ પ્રમાણે એનો ફલાદેશ કેવો હોય એ માટે કેટલાક જોશીઓએ લખેલું છે. અમદાવાદના ઇતિહાસગ્રંથમાં મેં પણ એ બાબત એક પરિશિષ્ટમાં ચર્ચા કરી છે. એ પછી એમાં વધારે સંશોધન થયું છે અને ચાલુ કુંડળીઓમાં પણ ફેર દેખાયો છે. એની વિગતવાર ચર્ચા કરી ફલજ્યોતિષ પ્રમાણે અમદાવાદના ઇતિહાસમાં બનેલા બનાવો સરખાવીને લખતાં ઘણું જ લંબાણ થાય તેમ છે, અને આ ઇતિહાસને લગતા ગ્રંથમાં એવી વિસ્તૃત ચર્ચાને સ્થાન ન જ હોય. તવારીખમાં ખાસ કરીને મિરાતે અહમદીમાં આ વિષયને સ્થાન આપ્યું છે, એટલે આજથી બસો વર્ષ પહેલાં આ શહેરની કુંડળી પ્રચારમાં હતી એટલું માનવું પડે. આ કારણથી અહીં એની ટૂંકમાં ચર્ચા કરવાની જરૂર છે.

### સ્થાપનાનાં વર્ષ અને સમયના મતભેદ

અમદાવાદની સ્થાપનાના વર્ષ માટે જ તવારીખગ્રંથોમાં મતભેદ છે. સર્વથી પ્રાચીન ગણી શકાય એવી નોંધ તારીખે અહમદશાહીના ઇતિહાસકાર-હુલ્વી શીરાઝી—એ લીધી છે એ ઉપરથી બીજા તવારીખ-કારોએ લીધી છે. આજે જે તવારીખો ઉપલબ્ધ છે એ બધી ગૂજરાત સલ્તનતના અંત ભાગમાં અને મુઘલાઈની શરૂઆતમાં લખાયેલી છે, એટલે અમદાવાદની સ્થાપના પછી આશરે બસો વર્ષે લખાયેલી છે. એમાં અબ્દજ પદ્ધતિ પ્રમાણે જુદા જુદા શબ્દો ઉપરથી સ્થાપનાનું વર્ષ ઉપજાવતાં ખૂબ ગોટાળો થયો છે અને તવારીખો એકમત થઈ શકી નથી. તારીખે અહમદશાહીએ તો હિજરી સન ૮૧૩ નો જિલકાદ

મહિનો સ્પષ્ટ રીતે આપેલો છે. એટલે બીજી તવારીખોએ આ ઉપરાંત જે વર્ષો લખ્યાં છે તે ઉપરથી એમના સમયમાં પણ વર્ષ માટે મતભેદ હશે, અગર તો ખાતમુહૂર્ત, વાસ્તુમુહૂર્ત વગેરેના અંતરને લીધે વર્ષ જુદાં આવતાં હશે તે કહેવું આજે મુશ્કેલ છે. અહમદશાહે પાટણથી આવી અમદાવાદ વસાવ્યું એ સમયનું વર્ણન અને અહમદશાહીએ આપેલી હિ. સ. ૮૧૩ નું વર્ષ વગેરે વિગતોનો વિચાર કરતાં હિજરી ૮૧૩ ના જિલકાદ માસની ત્રીજી તારીખે અમદાવાદની સ્થાપના થઈ એમાં હવે શંકા કરવા જેવું નથી. હિંદુ આધાર તરીકે શત્રુંજયતીર્થોદ્ધારપ્રબંધ એ સ્થાપના પછી ૧૨૦ વર્ષે લખાયો છે. એનો કર્તા અમદાવાદી હતો, એટલે એનો ઉલ્લેખ સિકંદરી વગેરે બસો વર્ષ પછી લખાયેલા ઇતિહાસો કરતાં વધારે નજીક ગણી શકાય. એમાં વિ. સં. ૧૪૬૮ નું વર્ષ આપેલું છે. એ રીતે પણ હુલ્વી શીરાઝીના વર્ષને ટેકો મળે છે.[1]

## શ્રી. હરિહરભાઈએ કાઢેલી ખરી કુંડળી

આમ છતાં સ્થાપનાના મુહૂર્તની કુંડળી માટે તો ખૂબ જ મતભેદ પ્રવર્તે છે. મિરાતે અહમદીએ જે કુંડળી આપી છે તેનો સ્વીકાર આજ સુધી બધાએ કરેલો છે. એ કુંડળી ખરી છે કે ખોટી તે જોવાનો પ્રયત્ન થયો નથી. હમણાં ભારતીય જ્યોતિષના અગ્રગણ્ય વિદ્વાન અને ગણિતશાસ્ત્રી શ્રી. હરિહર ભટ્ટે સ્થાપનાનાં વર્ષ અને તારીખ, જે ઉપર નક્કી થયાં તે મુજબ અમદાવાદની સાયન કુંડળી

---

૧. અમદાવાદના ઇતિહાસના ગ્રંથના પરિશિષ્ટમાં તથા સ્થાપનાના ખાસ પ્રકરણમાં આ ચર્ચા કરી છે. મિરાતે અહમદીમાં હિ. સ. ૮૧૩ આપવા છતાં વિ. સં. ૧૪૪૯ આપે છે તે નવાઈ જેવું છે. સિકંદરીની જુદી જુદી પ્રતોમાં પણ વર્ષમાં ફેર છે. એના નવાબઅલી અને સીડાનના અંગ્રેજી ભાષાંતરમાં વડોદરાના શ્રી. આપ્ટેએ પણ આ સંવત કાંઈ પણ વિચાર કર્યા વિના લીધો લાગે છે. અહમદીની ખોટી કુંડળીને સુધારવા આજ સુધી પ્રયત્ન થયો હોય એમ લાગતું નથી.

ઉપજાવી છે,[2] અને એ પ્રમાણે ગણવી જ પડે. એ સાયન-કુંડળી ઉપરથી નિરયન ગ્રહો મૂકતાં આજ સુધી મનાતી કુંડળીઓમાં મોટો ફેર આવે છે. ફલજ્યોતિષની સામાન્ય માન્યતા પ્રમાણે તો મીનના સૂર્યમાં થયેલી સ્થાપના કોઈ કબૂલ ન કરે. મીનાર્ક છે માટે નહિ પરંતુ રાજધાનીની સ્થાપનામાં સૂર્ય રાજગ્રહ હોવાથી મુખ્ય છે અને એ બળવાન હોય એવો જ સમય સામાન્ય રીતે પસંદ થાય. માણસનો જન્મ એ માણસના હાથની વાત નથી, પરંતુ નવી સ્થાપના કરવી એ તો માણસના હાથની વાત છે, એટલે ફલજ્યોતિષના સિદ્ધાન્તો પ્રમાણે ઉત્તમ ગ્રહોની સ્થિતિ શોધી કાઢીને જ મુહૂર્ત કાઢવામાં આવે. એ રીતે જોતાં અમદાવાદની સ્થાપનાની આ નવી કુંડળી ભારતના પ્રાચીન ફલજ્યોતિષની માન્યતાઓ પ્રમાણે ઉત્તમ સમયની હોય એમ જણાતું નથી. આમ છતાં તારીખે અહમદશાહનો કર્તા હુલ્વી શીરાઝી સ્પષ્ટ લખે છે કે આકાશનું ગણિત જાણનારા અને અગમગતિના જાણનારાઓને બોલાવી શહેરસ્થાપનાનો સમય બાદશાહે કઢાવ્યો હતો. આમ હોય તો, અને હિ. સ. ૮૧૩ ના જિલકાદની ૩જી-૨૬ ફેબ્રુઆરી ૧૪૧૧-ગુરુવાર ફાગણ સુદ ૩ની પસંદગી કયા સિદ્ધાંત પ્રમાણે થઈ? એમાં હિંદુ મતના જ્યોતિષીઓએ, કે મુસલમાન નજુમીઓએ, કે પછી અગમનિગમ જાણનાર સંતપુરુષોએ ભાગ ભજવેલો એ નક્કી કરવું મુશ્કેલ છે.[3] શ્રી હરિહરભાઈએ કાઢેલી

---

૨. શ્રી હરિહરભાઈ પ્રમાણે ૨૬ ફેબ્રુઆરી ૧૪૧૧, હિ. સન ૮૧૩ જિલકાદ ૨ ગુરુવાર, સં. ૧૪૬૭-શક ૧૩૩૨, ઇષ્ટ ઘડી ૧૫-૩૫ ના સમયની સાયન કુંડળી; કર્કલગ્ન-૨૦, સૂર્ય મીન ૧૭°-૧૩′; ચંદ્ર મેષ ૨૪°; મંગળ મીન ૯°; બુધ મીન ૭°; ગુરુ કન્યા ૭°; શુક્ર વૃષભ ૧°; શનિ વૃષભ ૭°; રાહુ મીન ૨૩°; હર્ષલ કુંભ ૭°; નેપ્ચ્યુન મિથુન-૨૯°; પ્લુટો મિથુન ૧૬°; સાયન દશમભાવ મીન ૨૧°-એ સમયે અયનાંશ ૧૫°-૪૦′-(જ્યોતિષદર્શન-૧૯૫૦ દિવાળીના અંકમાં શ્રી. દિનકર વિ. ફણસે, બી. કોમ. નો અમદાવાદ માટેનો લેખ.)

૩. શ્રી ફણસે એમના લેખમાં ગણિતની ચર્ચા કરતાં લખે છે કે અહમદી વગેરેમાં આપેલી કુંડળીઓમાં જે ગ્રહોની સ્થિતિ છે તે આસપાસનાં એકસો

કુંડળી ઉપરથી આ ગૂંચવણ વધે છે. પરંતુ શુદ્ધ જ્યોતિશાસ્ત્ર પ્રમાણે એ કુંડળી ખરી હોવાથી, આજ સુધીની કુંડળીઓને બાજૂએ રાખીને એ પ્રમાણે ફલાદેશ કેટલો બંધ બેસે છે, અમદાવાદના ઇતિહાસમાં બનેલા અગત્યના બનાવો સાથે જ્યોતિષના સિદ્ધાંતોનો મેળ બેસે છે કે નહિ એ જોવાનું રહે છે. પરંતુ એની ચર્ચા ખૂબ લાંબી થઈ જવાના ભયથી અહીં માત્ર બહુ જ ટૂંકામાં ખાસ મુદ્દા જોઈશું.

## ફલજ્યોતિષ શું છે ?

આ વિષય ઉપર લખતાં પહેલાં ફલજ્યોતિષ માટે થોડુંક કહેવાની જરૂર છે. ફલજ્યોતિષમાં આપણામાં પણ અનેક પદ્ધતિ પ્રચારમાં છે અને એક જ પદ્ધતિ પ્રમાણે બધું ખરું ભવિષ્ય કદી જોવામાં આવતું નથી. પશ્ચિમની પદ્ધતિથી જોવાનો પ્રચાર પણ હાલમાં વધતો ગયો છે. એમાં પણ એ જ સ્થિતિ છે. દરેક પદ્ધતિના પક્ષકારો પોતાની રીતે ભૂતકાળમાં બનેલા પ્રસંગો બંધ બેસાડી પછી ભવિષ્ય કહેવા પ્રયત્ન કરે છે. એમાં ભવિષ્યકથન કોઈવાર ખરું ને કોઈવાર ખોટું પણ પડે છે. મનુષ્યસ્વભાવ એવો છે કે બંધ બેસાડીને કહેલા ભૂતકાલથી અંજાઈને ભવિષ્યમાં શ્રદ્ધા સેવે છે, અને ભવિષ્યકથનમાં કાંઈ ખરું પડ્યું હોય તે ધ્યાનમાં લઈ જાહેરાત કરે છે જ્યારે ખોટું પડેલું ભાગ્યે જ ધ્યાનમાં લે છે. અમદાવાદની કુંડળીઓ ઉપરથી બંધ બેસાડેલા ભૂતકાલના બનાવો અને ભવિષ્યકથનોની[૪] પણ એ જ દશા થઈ છે. ફલજ્યોતિષશાસ્ત્રનો જે ઇતિહાસ મળે છે તે જોતાં એની મૂળ રચના અબાધિત અનુભવ uncontradicted experience ઉપરથી થઈ હોય એમ જણાય છે, એટલે એ અનુભવ જ્યાં અને જ્યારે બાધિત થાય ત્યાં કથન ખોટું પડવાનો સંભવ છે. આપણા પ્રાચીન

---

વર્ષનું ગણિત તપાસતાં મળતી નથી. એટલે એ કુંડળીઓ ખોટી છે એ તો સિદ્ધ થાય છે. અહમદીના લખાણ ઉપરથી મુસલમાન નજુમીઓ અને અગમ-નિગમ જાણનાર સંત પુરુષોએ મુહૂર્ત કાઢ્યું હોય એમ મને તો જણાય છે.

૪. ઉપર્યુક્ત શ્રી. ફણસેનો લેખ વાંચતાં એ સત્ય સમજી શકાશે.

મતના મહાન જ્યોતિષાચાર્ય વરાહમિહિર[૫] એ માટે જન્મ સમયના ગ્રહોની સ્થિતિ (કુંડળી)ને પૂર્વજન્મના કર્મનો નકશો કહી એ કુંડળી ઉપરથી જોવાતા ભવિષ્યને વ્યંજના–Indication કહે છે તે તદ્દન ખરું લાગે છે. અને જેટલે અંશે ફલજ્યોતિષ ખરું દેખાતું હોય તેટલે અંશે એ વ્યંજના–indication માત્ર જ છે એમ માનવાને વાંધો નથી. આ વિષય ખૂબ ચર્ચાવાળો હોવાથી અહીં વધારે વિસ્તારને સ્થાન નથી. પરંતુ માણસના જન્મને માટે જો આ મત હોય તો સ્થળ કે શહેરના જન્મને માટે શું માનવું? એમાં સ્થળનો જન્મ કુદરતને બદલે માણસના પોતાના હાથની વાત છે એ મહત્ત્વની બિના છે.

### ફલજ્યોતિષમાં ભવિષ્યકથન

ભવિષ્યકથન માટે ફલજ્યોતિષમાં આપણામાં દશાઓની ભિન્ન ભિન્ન રીતો છે તેમજ ગોચરની રીત પણ છે. પશ્ચિમના જ્યોતિષમાં નવા જડેલા હર્ષલ આદિ ગ્રહોને મેળવીને દૃષ્ટિના યોગથી ગોચર પ્રમાણે જોવાય છે. એમાં કેટલાક સાયન ગણતરી ગ્રહણ કરે છે. આપણા પ્રાચીન મતમાં ઘણા નવા ગ્રહોને લેતા નથી. ઘણા ભિન્ન મતોમાં પારાશરનો મત ઘણે ભાગે ભારતના મોટા ભાગમાં માન્ય છે. માત્ર ગૂજરાતમાં એનો પ્રચાર નહિ જેવો છે. એથી દશાઓ પણ બધે વિંશોત્તરી દશા લેવાય છે જ્યારે ગૂજરાતી જોશીઓ અષ્ટોત્તરીને અનુસરે છે. અનુભવથી જણાયું છે કે અષ્ટોત્તરી દશા નકામી છે. વિંશોત્તરી ઘણીવાર ઠીક પડે છે.[૬] દ્રાવિડ

---

૫. વરાહમિહિર જન્મસમયના ગ્રહોને व्यंजयति पूर्वकर्माणि એમ કહે છે. યવનાચાર્યે ફલજ્યોતિષનો ઇતિહાસ આપવા પ્રયત્ન કર્યો છે, એ જોતાં એ અબાધિત અનુભવ–uncontradicted experience હોય એમ સમજાય છે.

૬. ગૂજરાતી જોશીઓ પારાશર મત અને વિંશોત્તરી દશાને કેમ નથી ગણતા એ નવાઇ જેવું છે. અષ્ટોત્તરીના સમર્થનમાં એ જે દલીલો કરે છે તે અર્થહીન છે. આ માટે લઘુ પારાશરીનો ગ્રંથ વિવેચન સાથે લખનાર સ્વ. ઉત્તમરામ ઠાકોર–એડવોકેટે યોગ્ય ધ્યાન ખેંચ્યું છે, પણ હજી આપણા જોશીઓનો મોટો ભાગ એ તરફ ધ્યાન આપતો નથી.

દેશમાં એક કાલચક્ર નામની દશા છે તે સારી છે છતાં આપણી બાજૂ ભાગ્યેજ કોઈ એને જાણે છે. વળી દ્રાવિડ દેશમાં નક્ષત્રજ્યોતિષ –જેને નાડીજ્યોતિષ કહે છે—તેનો પ્રચાર સૂક્ષ્મ બળાબળ જાણવામાં સારો થાય છે,[૭] બીજાં બળાબળ સ્થૂળ છે. આ નક્ષત્રજ્યોતિષની પદ્ધતિ બીજી પદ્ધતિઓ કરતાં કાંઈક વધારે ચોકસાઈવાળી છે એવો અનુભવ છે. એના વિસ્તારની પણ અહીં જરૂર નથી. આટલું લખવાનો અર્થ એ છે કે અમદાવાદની આ નવી કુંડળીને નિરયનમાં ફેરવીને નક્ષત્ર જ્યોતિષથી જોતાં ભૂતકાળના બનાવો સૌથી વધારે બંધએસતા આવે છે. પરંતુ ૫૪૦ વર્ષના જ્યોતિષના યોગો સમજાવી ઘટાવતાં ખૂબ જ લંબાણ થાય તેમ હોવાથી આ ઇતિહાસના ગ્રંથમાં એને સ્થાન આપવું ઉચિત નથી. અહીં કુંડળી અને નક્ષત્રો આપ્યાં છે તે ઉપરથી જેને રસ હોય તે જોઈ શકે, એક જુદા લેખમાં થોડા મુખ્ય બનાવો, નક્ષત્રયોગો સમજાવીને બતાવવા મેં પ્રયત્ન કર્યો છે.

**નવી કુંડળી અને નક્ષત્રજ્યોતિષ પ્રમાણે અમદાવાદ**

આ નવી નિરયન કુંડળીમાં મિથુન લગ્ન આવે છે.[૮] મિથુન લગ્ન જો વર્ગોત્તમી ન હોય તો એ ઉત્તમ ગણાતું નથી એવો મારો અંગત અનુભવ છે. નક્ષત્રજ્યોતિષ પ્રમાણે લગ્ન સામાન્ય બળવાળું છે, પણ લગ્નાધિપતિ બળવાળો નથી. કુંડળીમાં શનિ રાહુ અને શુક્ર ખાસ મહત્ત્વના ગ્રહો છે. દેહભુવન (લગ્ન)ના નક્ષત્રજ્યોતિષ પ્રમાણે જીવ અને શરીર ઉપજાવતાં એ બન્ને વચ્ચે સારો મેળ નથી. દેહ ઠીક છે. પણ જીવ બળ વિનાનો છે. આયુષ્યભુવનનાં જીવ-શરીરનો યોગ વધારે સારો છે, એટલે ચડતીપડતી જોયા છતાં ૫૪૦

---

૭. નક્ષત્રજ્યોતિષમાં ગ્રહો ને રાશિઓ ઉપરાંત નક્ષત્રોનું આધિપત્ય પણ આપેલું છે. ભાવનાં જીવ અને શરીર કાઢીને બળ તપાસાય છે. ગ્રહોને ત્રણ ગુણોમાં વહેંચ્યા છે. બીજી ઘણી સૂક્ષ્મ બાબતો પણ એમાં છે.

૮. કુંડળી અને તેને લગતી બીજી વિગતો છેડે આપી છે.

વર્ષથી શહેર આબાદ રહ્યું છે અને વિજયનગર, ચાંપાનેર, ફતેહપુર-સિક્રી જેવાં શહેરો આબાદ થઈ પછી વેરાન થઈ ગયાં એવું અમદાવાદનું થવાનું નથી; દરેક જાતની મુશ્કેલીમાંથી પાછું ઊભું થઈ પગભર થવાનો યોગ છે. આઠ લાખની વસ્તીની એક વાર એંશી હજાર જેટલી ઘટી પાછી આઠ લાખથી પણ વધુ થઈ છે. દશાની પદ્ધતિ સ્થળને લગાડતાં ૧૨૦ વર્ષનાં અનેક દશાચક્રો ભોગવવાનાં આવે છે.[૯] પશ્ચિમની ગોચરપદ્ધતિ પ્રમાણે એથી ટૂંકા સમયમાં એક જ ગ્રહ અનેક વાર ભ્રમણ કરી જાય છે. દરેક ગ્રહોના સર્વસામાન્ય ગુણ પ્રમાણે ફળ મળ્યું હોય એવું જોવામાં આવતું નથી, એટલે સ્થળો માટે એક પણ પદ્ધતિ સારી કહી શકાય એવું નથી. એ રીતે સ્થળોના ભવિષ્યમાં ફલજ્યોતિષશાસ્ત્રની ન્યૂનતા જ કહેવી પડે. અમદાવાદના જીવનમાં એની સ્થાપના (૧૪૧૧) પછી સુલતાન બહાદુરશાહના અમલ સુધી (૧૫૩૭) એણે સારી જાહોજલાલી જોઈ છે, એના દરવાજા સુધી કદી શત્રુ આવ્યો નથી. બહાદુરશાહના અમલના અંત સમયે હુમાયુએ અમદાવાદ જીત્યું, પણ શહેરને નુકસાન ન થાય એની કાળજી એ સહૃદયી બાદશાહે રાખી હતી. એ પછી સુલતાનો રહ્યા, પણ અમીરોની સત્તા વધતાં અવ્યવસ્થા વધતી ગઈ અને ૧૫૭૩ માં અકબરે અમદાવાદ જીતી સ્વતંત્ર ગૂજરાતના પાટનગરને બદલે મુઘલ પ્રાંતનું વહીવટી પાટનગર બનાવ્યું. આ બનાવની પહેલાં અમદાવાદે અરધી સદી સુધી પાટનગરનું નામ ગુમાવ્યું હતું, પણ બાદશાહી કચેરીના ફેરફાર સિવાય એને બીજી કાંઈ હાની થઈ નહોતી. એ સમય તે સુલતાન મહમૂદ બેગડાએ (૧૪૮૬) ચાંપાનેર જીત્યા પછી રાજધાની ત્યાં ખસેડી હતી એ. એ સ્થિતિ બહાદુરશાહના અંત (૧૫૩૭) સુધી રહી. વચ્ચે થોડાં વર્ષ મહમૂદ ત્રીજાએ

---

૯. વિંશોત્તરી દશા પ્રમાણે અમદાવાદ હાલ પાંચમા દશાચક્રમાંથી પસાર થાય છે. ગોચરથી જોવાની રીતનો સંબંધ ગ્રહોના અંશ ઉપર આધાર રાખે છે.

(૧૫૩૭–૫૪) મહમૂદાબાદ-આજનું મહેમદાવાદ–પોતાનું મુખ્ય રહેઠાણ ફેરવ્યું હતું, પરંતુ અમદાવાદને એથી કાંઇ હાનિ થઈ નહોતી. આ બનાવો દશાચક્ર પ્રમાણે બંધબેસતા આવે છે, આમ છતાં પણ આજ સુધીનાં પાંચ દશાચક્રોમાં બીજા ચક્રનો પાછલો અર્ધ ભાગ (૧૭૦૭ થી ૧૭૬૬) અને ત્રીજા ચક્રનો પહેલો અર્ધ ભાગ (૧૭૬૭ થી ૧૮૨૬)-એટલે કે ઔરંગઝેબના મરણ પછીનો બાદશાહી સમયની છેલ્લી અવ્યવસ્થાનો ભાગ અને મરાઠાઓના અમલનો ભાગ—એટલો સમય બીજાં દશાચક્રોમાં પ્રમાણમાં સૌથી વધારે ખરાબ કેમ ગયો અને અમદાવાદનાં શરીર અને જીવનને સૌથી વધારે ઘસારો શાથી પહોંચ્યો તેનો ખુલાસો થતો નથી.[૧૦] ઇ. સ. ૧૮૮૬ માં ચોથું દશાચક્ર પૂરું થઈ પાંચમું શરૂ થયું. અમદાવાદ મ્યુનિસિપાલિટીની રીતસરની સ્થાપના ૧૮૮૫ માં થઈ. મિલઉદ્યોગ ૧૮૫૯ માં સ્થપાયેલો તે વધતો ગયો. અમદાવાદની વસ્તી આજે આઠ લાખ ઉપરની થઈ અને સમૃદ્ધિ વધી. ગુજરાતી ભાષા બોલનારાઓના પ્રાંતના મોટામાં મોટા શહેર તરીકે આજે આપણે એને ગૂજરાતનું પાટનગર માનીએ છીએ, પરંતુ મુઘલાઈ પછી પાટનગરની ટંકશાળ અને એના ગૌરવની છાપ જતી રહી. મુઘલાઈ પછી ગૂજરાત ભારતનો અણમાનીતો પ્રાંત રહ્યો. બ્રિટિશ અમલમાં કોઈ જાતના સિદ્ધાંત વિનાની વહીવટી પ્રાંતરચના થવાથી ગૂજરાત અને એના મુખ્ય શહેર તરીકે અમદાવાદ અણમાનીતાં જ રહ્યાં, તે આજ સુધી એમ જ છે. જે સમૃદ્ધિ વધી છે તે માત્ર લોકોનાં બુદ્ધિ અને પરિશ્રમથી વધી છે. પાંચમું દશાચક્ર હજી અરધી સદી સુધી ચાલવાનું છે એમાં શું થાય છે તે જોવાનું છે.

---

૧૦. દશાઓમાં ઘણાખરા બનાવો બંધબેસતા છતાં સ્થળના ભવિષ્યમાં અમુક દશા–અંતરદશા અમુક ચક્રમાં જે જોરદાર ફળ આપે છે તેવું બીજા ચક્રમાં નથી આપતી એ ખામીનું કારણ જડતું નથી. એટલે અંશે એ પદ્ધતિ અપૂર્ણ કહેવાય.

## નવી સાયન કુંડળી પ્રમાણે શ્રી. ફણસેના મતની ચર્ચા

ફલજ્યોતિષની એકે રીત સ્થળોને લાગુ પાડવા માટે સંપૂર્ણ નથી કે બરાબર બેસતી નથી તેનો એક વિચિત્ર દાખલો નોંધવા જેવો છે. ૧૯૫૦ ના "જ્યોતિષદર્શન" માસિકના દિવાળીના અંકમાં શ્રી. ફણસેએ શ્રી. હરિહરભાઈની સાયન કુંડળી લઈ પોતાને સાયનમાં શ્રદ્ધા હોવાથી તે મુજબ કેટલુંક ફળ લખ્યું છે. શ્રી. ફણસે નેપચ્યુનને અમદાવાદ માટે મુખ્ય ગ્રહ ગણીને જે લખે છે તે સુસંગત લાગતું નથી. તેની વિસ્તૃત ચર્ચા અહીં અસ્થાને છે. એ નેપચ્યુનને દયાવાન અને પરોપકારી કહી વળી મુસલમાન વર્ગનો કારક ગણે છે. એ એમની માન્યતા હશે, પરંતુ એમણે એના જે ગુણધર્મ અમદાવાદને લાગુ પાડ્યા છે તે અસંગત છે. કન્યાનો શનિ પણ આ શહેર માટે મહત્ત્વનો ગણે છે અને તેના બે ત્રણ દાખલા આપ્યા છે. શનિ કન્યામાંથી તુલામાં આવ્યો છે, એટલે આ શહેરમાં ગયાં બે ત્રણ વર્ષમાં શું મહત્ત્વનું બન્યું છે તે જાણીતું હોવાથી ચર્ચવાની જરૂર નથી. ૧૯૫૦ માં એમણે ૧૯૫૩ નું વર્ષ કપરું જશે એમ લખ્યું છે, તે હમણાં જ પૂરું થયું છે અને કાંઈ કપરો બનાવ બન્યો નથી. સંસ્કારની દૃષ્ટિએ કાંકરિયા પંચશતાબ્દી મહોત્સવ અને પ્રાચ્ય વિદ્યાપરિષદના આ વર્ષના બનાવો ઊલટા અમદાવાદની ખ્યાતિ વધારનારા બન્યા છે; મિલોએ પણ કમાણી કરી છે.

## કોઈપણ પદ્ધતિ પૂરેપૂરી લાગુ પડી શકતી નથી

આ ઉપરાંત શ્રી. ફણસે લખે છે કે શહેરની કુંડળીમાં રાશિઓના આધારે મીન મેષ અને વૃષભ આવે છે તેથી શહેરનો પૂર્વ તરફનો ભાગ મિલોને લીધે ધુમાડાવાળો છે અને રોગચાળો એ તરફ ચાલે. વળી આગળ લખે છે કે કન્યારાશિ એલિસબ્રિજ તરફ હોઈ તેમાં ગુરુ છે તેથી એ વિભાગ એશઆરામવાળો અને કોલેજો તથા યુનિવર્સિટીવાળો થયો છે. એક ૫૪૦ વર્ષની જિંદગીવાળા શહેરને માટે

જ્યોતિષના આવા ગુણ લાગુ પાડવા એ અર્થ વિનાનું છે. મિલો તો છેક ગઈ સદીના પાછલા ભાગમાં થઈ અને આ સદીની શરૂઆતમાં વધી તે પહેલાં અમદાવાદના જીવનમાં એ રાશિઓએ પૂર્વ ભાગમાં અસર ન કરી ? તેથી ઊલટું બાદશાહી સમયમાં છેક ૧૭૫૦ પછી મરાઠાઓનાં આક્રમણો શરૂ થયાં ત્યાં સુધી અમદાવાદનો આ પૂર્વ તરફનો ભાગ જ સમૃદ્ધ પરાંઓવાળો અને બગીચાઓવાળો હતો. તેમાં બાગે શાબાન અને એનું તળાવ તો પરદેશી મુસાફરોએ વખાણેલું છે. બીજું એલિસબ્રિજ તરફનો ભાગ એ સમયે ઉજ્જડ અને ખેતરોવાળો જ હતો. નદીકાંઠાને અડીને કેટલાંક પરાં હતાં એમાં સૌથી સમૃદ્ધ ઉસમાનપુર હતું. મીઠાખળી અને માદલપુરને સમાંતર લીટી દોરિયે તો એની પાછળ—આજે જ્યાં ગૂજરાત કોલેજ, અને એ પછી બીજી કોલેજો છે ત્યાં કેવળ ખેતરો જ હતાં. તો કન્યા રાશિ અને ગુરુની અસર આ છેલ્લાં પચીસ ત્રીસ વર્ષમાં જ થઈ અને શહેરના જીવનનાં પાંચસો વર્ષમાં એ ક્યાં ગઈ હતી ? આ ઉપરથી જણાશે કે સ્થળોને માટે ફલજ્યોતિષના નિયમો બરોબર લાગુ પડતા નથી અને એકે પદ્ધતિ એ માટે તદ્દન ખરી મનાય તેવી નથી.

### અમદાવાદની નિરયન કુંડળી*

અમદાવાદ શહેરના ભદ્રના કિલ્લાનું મુહૂર્ત હિ. સન ૮૧૩ ના

---

* મિરાતે અહમદીએ આપેલી કુંડળી એનો ફરક જોવા માટે અહીં આપી છે, તે આ પ્રમાણે છે. કુંડળી મૂકી લેવી.

લગ્ન કર્ક; સૂર્ય મેષમાં. ચંદ્ર, લગ્નમાં કર્કમાં; મંગળ, સાતમે મકરમાં; બુધ, નવમે—મીનમાં; ગુરુ, પાંચમે વૃશ્ચિકમાં; શુક્ર, લાભે, વૃષભમાં; શનિ, છઠ્ઠે, ધનમાં; રાહુ, નવમે, મીનમાં; કેતુ ત્રીજે; કન્યામાં, આમાં કુંડળીની વિચિત્રતા જણાઈ આવશે. શીઘ્ર ગ્રહોમાં કોઈ વાર ફેર આવે, પરંતુ શનિ અને ગુરુ જેવા મંદ ગ્રહોમાં પણ ફેર આવે એ વિચિત્ર ગણાય. આ કુંડળીમાં ગુરુ વૃશ્ચિકમાં અને શનિ ધનુષમાં છે, જ્યારે ઉપરની કુંડળીમાં સિંહમાં અને મેષમાં છે. એક વર્ષે અને અઢી વર્ષે રાશિ બદલતા મંદ ગ્રહોમાં આટલો બધો ફેર આવે તે કેવું ? આ કુંડળી આજ સુધી મનાઈ અને જોયા વિના બધાએ નોંધી એ પણ આશ્ચર્ય જ છે.

જિલકાદ માસની ૩ જી (૨ જી ?) તારીખને ગુરુવારે, વિ. સં. ૧૪૬૭ (૬૮ ?) ના ફાગણ સુદિ ૩ શકે ૧૩૩૨, સૂર્યોદય પછી ઇષ્ટ ઘડી ૧૫–પળ ૩૫ સમયે થયું.

જન્મ કુંડળી




નવમાંશ કુંડળી




## નક્ષત્ર ચરણો

| ગ્રહ | નક્ષત્ર | ચરણ |
|---|---|---|
| સૂર્ય | પૂર્વાભાદ્રપદ | ૪ |
| ચંદ્ર | અશ્વિની | ૩ |
| મંગળ | પૂર્વાભાદ્રપદ | ૧ |
| બુધ | પૂર્વાભાદ્રપદ | ૧ |
| ગુરુ | પૂર્વા–ફાલ્ગુની | ૩ |
| શુક્ર | ભરણી | ૧ |
| શનિ | ભરણી | ૩ |
| રાહુ | ઉ. ભાદ્રપદ | ૨ |
| કેતુ | ઉ. ફાલ્ગુની | ૪ |

## વિંશોત્તરી મહાદશા

કેતુ મહાદશા-વર્ષ–માસ
બાકી ૨ – ૯

(દશા બાકીમાં દિવસ વગેરે સૂક્ષ્મ ગણિતથી નથી કાઢ્યું, કારણ એમાં ફળ ઘણી વાર સહેજ વહેલું મોડું મળે છે એવો આચાર્યોનો મત છે.)

તા. ૨૬–૨–૧૪૧૧ થી કેતુની મહાદશા બેઠી.

એટલે શરૂઆતમાં પહેલા દશાચક્રનાં ૧૧૫ વર્ષ ૯ માસ ભોગવવાનાં.

## દશાચક્રો

તા. ૨૬–૨–૧૪૧૧ થી ૨૬–૧૧–૧૫૨૬ સુધી પહેલું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૫૨૬ થી ૨૬–૧૧–૧૬૪૬ સુધી બીજું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૬૪૬ થી ૨૬–૧૧–૧૭૬૬ સુધી ત્રીજું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૭૬૬ થી ૨૬–૧૧–૧૮૮૬ સુધી ચોથું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૮૮૬ થી ૨૬–૧૧–૨૦૦૬ સુધી પાંચમું દશાચક્ર

દરેક ચક્રની મહાદશા અંતરદશાઓ, બનાવો, સરખાવવાનો જેમને રસ હોય તેમણે ગણી લેવી.

સ્પષ્ટ ગ્રહો–(સાયનમાંથી અયનાંશ બાદ કરતાં–નિરયન)

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરુ. | શુક્ર. | શનિ. | રાહુ. | કેતુ. | લગ્ન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૦ | ૧૦ | ૧૦ | ૪ | ૦ | ૦ | ૧૧ | ૫ | ૨ |
| ૧ | ૮ | ૨૩ | ૨૧ | ૨૧ | ૧૫ | ૨૧ | ૭ | ૭ | ૧૬ |
| ૩૩ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |

